# પ્લૂટાર્કનાં જીવનચરિત્ર

માંથી

લાઇકર્ગસ　થેમિસ્ટોક્લિસ　પેરિક્લિસ
નિકિઅસ　ફિલોપિડસ　એગિસિલેઅસ
ડાયન　અને　એલેકઝાંડર

એ ગ્રીક મહાપુરૂષોનાં ચરિત્રોનો

અંગ્રેજી ઉપરથી ગુજરાતી તરજુમો

લખી પ્રસિદ્ધ કરનાર


બલવંતરાય કલ્યાણરાય ઠાકોર, બી. એ.,

માણેકજી લીમજી મેડલિસ્ટ, ૧૮૯૩
પૂર્વે, પ્રોફેસર, ગવર્મેંટ કોલેજ, અજમેર
હાલ, શિક્ષક, રાજકુમાર કોલેજ, રાજકોટ:

અને

હરિલાલ માધવજી ભટ્ટ, એમ. એ.,

પ્રોફેસર, બહાઉદ્દીન કોલેજ, જૂનાગઢ.


---


અમદાવાદ.

પ્રજાબંધુ પ્રિન્ટિંગ વર્ક્સ.,

ઈ સ ૧૯૦૬

કિંમત રૂ. ૨-૦-૦.

TO

F. G. SELBY, ESQ., M. A.,

PRINCIPAL OF THE DECCAN COLLEGE, POONA,

VICE CHANCELLOR UNIVERSITY OF BOMBAY,

TO THE INSPIRATION OF WHOSE LECTURES

WE TRACE THE BEGINNING OF OUR ABIDING INTEREST

IN THE THOUGHT AND HISTORY OF THE ANCIENT GREEKS

THIS ATTEMPT

TO MAKE KNOWN TO THE GUJRATI PEOPLE

THE BEST GREEK LIVES OF PLUTARCH

WE NOW DEDICATE

WITH HUMBLE RESPECT AND GRATITUDE.

# પ્રસ્તાવના.

આ તરજુમો "કેસલની નૅશનલ લાઇબ્રેરી" નામની ગ્રંથમાલામાં પ્રસિદ્ધ થયેલ પ્લૂટાર્કના જીવનચરિતોનો ડૉક્ટર જોન લૅંગ્હોર્ન અને એના ભાઇ વિલિયમને પ્રથમ ઇ. સ. ૧૭૭૦ માં છપાયલો અંગ્રેજી તરજુમો, તથા મૂળ ડ્રાઇડનને નામે ઇ. સ. માં છપાયલો અને કવિ ક્લફે સુધારી વધારીને ગયા જમાનામાં પ્રસિદ્ધ કરેલો તરજુમો, એ બે ઉપરથી કરેલો છે. કેટલાક સ્થળો માટે બીજા બે તરજુમા પણ જોયા છે. પ્લૂટાર્કનો તરજુમો કરવો મુશ્કેલ નથી, કેમકે એનો વિચારક્રમ અને એની શૈલી કર્તાગત કે કાલગત વિચિત્રતાઓથી વિમુક્ત છે, તેમ એની કૃતિમાં સાહિત્યના વ્યક્તિત્વ કરતાં વિદ્યા અને ફિલસુફીનું ગાંભીર્ય અને પદાર્થવર્ણનની સરલતા અને યથાર્થતા વિશેષ છે. આ કારણોને લીધે, તેમ વળી ગ્રીક ભાષાના જ્ઞાનને અભાવે અંગ્રેજી ઉપરથી તરજુમો કર્યો છે એથી કરીને, એમાં મૂળને અક્ષરશઃ ઉતારવાનો પ્રયાસ કરવાને બદલે સરલતા અને અર્થ શુદ્ધિ માટે બનતી ફિકર રાખીનેજ સંતોષ માન્યો છે.

પ્રવેશકમાં પ્લૂટાર્કનું પોતાનું જીવનચરિત, અને જીવનચરિત કેવાં જોઇએ એ વિષેનો એનો આદર્શ, એ બે વિષયો ચર્ચ્યા છે. આમાં પ્લૂટાર્કના જીવનચરિતનું, તે માટેનાં સાધનોના અભાવે, દિગ્દર્શન જ કરાવ્યું છે. પરિશિષ્ટો, ટિપ્પણો, સાલવારી, વગેરે જોડેલાં સાધનોમાં પણ વિષયના મહત્ત્વને લીધે તથા ગ્રંથ વિસ્તારના ભયે જેટલું આપવું અવશ્ય જ લાગ્યું તેટલું જ બનતા ટુંકાણથી આપેલું છે. ગ્રીસના ઇતિહાસ માટે કે એ ઇતિહાસના કોઇ પણ એક પ્રદેશ માટે, કે આ જીવનચરિતો પણ યથાયોગ્ય સમજવા માટે, અહીં આપવામાં આવી છે તે કરતાં વળી વધારે સામગ્રીની અગત્ય છે. એ વિષયો ઉપર યુરોપીય ભાષાઓના વાઙ્‌મયમાં સેંકડો વિદ્વાન લેખકોએ લખેલાં પુસ્તકો છે. પરંતુ—જોકે આપણા કેળવણી ખાતાના આરંભમાં પ્રાચીન ગ્રીસનો ઇતિહાસ નિશાળોના ઉપલા વર્ગોમાં ચાલતો અને મુંબાઇની પાઠશાળાના અભ્યાસના વિષયોમાં પ્રાચીન ગ્રીસનાં ઇતિહાસ, સાહિત્ય અને ફિલસુફી પ્રથમથી આજ સુધી ગણવામાં આવેલાં છે તથાપિ—ગુજરાતી ભાષામાં એ વિષયો દાખલ કરનાર આ પુસ્તક પ્રથમ પ્હેલું છે, પ્રાચીન ગ્રીસના મહિમાથી ગુજરાત જાણીતો થતો જશે તથા એ તરફ વિદ્યાવ્યસનીઓનો ભાવ વળશે તો એ વિષયના પુસ્તકો લખાતાં જશે, અને ધીમે ધીમે સર્વ જોઇતી સામગ્રી વધતી જશે. આ જ્ઞાન અને આ ભાવ ગુજરાતમાં ઊગાડવા માટે બીજ રૂપે પ્લૂટાર્કનાં જીવનચરિતોમાં ખાસ યોગ્યતા લાગવાથી જ આ તરજુમો કર્યો છે એમાંની અને એમાં આપેલી સામગ્રીની અનેક પ્રકારની ન્યૂનતા પ્રથમ પ્રયાસમાં તે કેટલું બની શકે એ ધોરણે જોવાની વિદ્વાનોને વિનતિ છે.

આ પુસ્તકનું અર્પણ સ્વીકારવા માટે અમારી ડેક્કન કૉલેજના પ્રિન્સિપલ મિ સેલ્બીનો આભાર માનીએ છીએ

આ પુસ્તકની અનેક હાથે લખાયલી નકલ છપાતાં ઘણી અશુદ્ધિઓ રહી છે. શુદ્ધિપત્રમાં એ સર્વનો સમાવેશ થઇ શક્યો નથી. મુદ્રણનું કામ મહિનાઓ સુધી ચાલ્યું છે. તે દરમિયાન આદિથી અંત સુધી એકસરખી ચીવટ રાખીને મુદ્રણદોષોનું શોધન કરનાર રા. રા. દાજીભાઇ બાળકૃષ્ણ મ્હેતા બી એ ને ધન્યવાદ ઘટે છે.

પુસ્તકના દેખાવ અને મુદ્રણમાં જે કંઇ સફાઇ છે તેનું માન પ્રજાબંધુ પ્રિન્ટીંગ વર્કસના માલેકને છે

તિ ચૈત્ર શુ ૧૫, વિ સ ૧૯૬૨
તા એપ્રિલ ૯ ઇ સ. ૧૯૦૬

બલવંતરાય ક. ઠાકોર.
હરિલાલ મા. ભટ્ટ.

# અનુક્રમણિકા.

| | | |
|---|---|---|
| પ્રવેશક. | | ... |
| પ્લૂટાર્ક અને તેનો સમય ... | | ... |
| જીવનચરિતો સબંધે પ્લૂટાર્કનો આદર્શ | | ... |
| લાઇકર્ગસ ... ... | | ૧ |
| પરિશિષ્ટ સ્પાર્ટાનુ રાજ્યબંધારણ | | ૩૧ |
| થેમિસ્ટોકિલસ ... | | ૩૫ |
| પરિશિષ્ટો | ૧ એથન્સનો ઇતિહાસ | ૬૧ |
| | ૨ ઇરાનનો ઇતિહાસ | ૬૭ |
| | ૩ મેરેથોનનુ યુદ્ધ ... | ૬૯ |
| પેરિક્લિસ ... | | ૭૧ |
| પરિશિષ્ટો | ૧ પેરિક્લિસનુ એક વ્યાખ્યાન | ૧૦૩ |
| | ૨ એથન્સમા મરકી. | ૧૦૮ |
| | ૩ પ્રે૦ વિથેથ્યુકિડિડિમનો અભિપ્રાય | ૧૧૦ |
| નિકિઅસ. | | ૧૧૫ |
| ફિલોપિડસ | | ૧૪૬ |
| એગિસિલેઅસ | | ૧૭૫ |
| ડાયન ... | | ૨૦૯ |
| એલેકઝાન્ડર | | ૨૪૩ |
| પરિશિષ્ટો | ૧ ગ્રીકદેવમડળ | ૩૦૮ |
| | ૨ ઓલિમ્પિક રમતો | ૩૧૭ |
| | ૩ ગ્રીક નાણુ | ૩૧૮ |
| | ૪ ગ્રીક કાળગણના | ૩૧૮ |
| | ૫ ટૂકા ચરિતો .. | ૩૧૮ |
| | ૬ સાલવારી | ૩૨૬ |
| કક્કાવારી ... | | ૩૩૧ |




# પ્રવેશક.

## પ્લૂટાર્ક અને એનો સમય.

પ્લૂટાર્ક વિષે આપણે બહુ જ થોડુ જાણીએ છીએ. એ પ્રાચીન ગ્રીસના બીઓશિયા પ્રાંતની દક્ષિણ હદ આગળ આવેલા કિરોનિયા ગામમા જન્મ્યો હતો મેકિડોનિયાના ફિલિપ રાજાએ ગ્રીસને કિરોનિયાના યુદ્ધમા ઈ. પૂ ૩૩૮ ના ઓગસ્ટ માસમાં હરાવી ગ્રીક સ્વાતંત્ર્યનો અંત આણ્યો તેજ એ સ્થળ. ત્યા પ્લૂટાર્કના વડવાઓ જૂના વખતથી વસતા હતા. પ્લૂટાર્ક પોતાના રોમન મહાપુરુષ એન્ટનિના ચરિતમા લખે છે કે, ઓગસ્ટસ અને એન્ટનિ વચ્ચે છેલ્લુ યુદ્ધ થયુ (એક્ટિયમ ઇ પૂ ૩૧ ના સપ્ટેંબરમા) તેની તૈયારીઓમા ગ્રીસની નગરીઓને એન્ટનિના સૈન્ય અને નૌકા સૈન્ય માટે દાણોદૂણી છાવણીઓમા પ્હોચાડવાનો હુકમ કરવામા આવ્યો હતો "કિરોનીયા વાસીઓ પાસે ઘોડા ન હોવાથી તેમને દાણોદૂણી પોતાના ખભા ઉપર વહીને છેક એન્ટિકાયરા બંદર સુધી પ્હોચાડવા પડયા હતા, અને રસ્તે સિપાહો તેઓ જાણે ભાર વહેનાર ઢોર હોયને એમ જ તેમને ફટકાવતા, એ મુજબ મ્હારા પરદાદા નાઈકાર્કસ કહેતા " એજ ચરિતમા એન્ટનિ ઇજિપ્ટમા કેવા ભોગ વિલાસ કરતો તેના વર્ણનની હકીકત આપતા પ્લૂટાર્ક લખે છે - "એ મ્હને મ્હારા દાદાજી લેમ્પ્રિઅસે કહેલી, અને એમને, એલેક્ઝાન્ડ્રિયામા વૈદ્યશાસ્ત્રનો અભ્યાસ કરતા ન્હેતા એમ્ફિસ્સાવાસી ફાઇલોટસે નજરે જોયેલી, તેની પાસેથી સાભળેલી" પ્લૂટાર્ક પોતાના જીવનચરિતો સિવાયના બીજા પુસ્તકોમા પોતાના પિતા વિષે વર્ણનાર લખે છે, પરતુ તેમા એકે સ્થળે તેનુ નામ આપેલુ નથી. પ્લૂટાર્ક કેળવણી પૂરી કરીને એથન્સથી પાછો કિરોનિયા આવ્યો તે પછી એને અને બીજા એક યુવાનને કિરોનિયાની પ્રજાએ કંઈ રાજકામે રોમે ગ્રીસ ઉપર હાકેમ તરીકે નીમેલા પ્રોકોન્સલ પાસે એલચી તરીકે મોકલેલા, તે દરમિયાન એનો સાથી બિમારીને લીધે કામમા બિલકુલ ભાગ લઇ શકેલો નહીં. પરતુ પોતે પોતાને સોપવામા આવેલુ કામ કેવી રીતે બજાવ્યુ તેનો હેવાલ પ્રજા આગળ મૂકવા પ્લૂટાર્ક ઊભો થયો ત્યારે એને એના પિતાએ ખાનગી સલાહ આપી કે "મ્હારે મ્હે આમ કર્યુ, પછી આમ કર્યુ એમ એક વચનમા ન બોલતા પણ અમે આમ કર્યુ એ મુજબ બહુવચન જ વાપરવુ" અને પ્લૂટાર્કે તે મુજબ વિગત વાચી આવા પિતા તરફથી તેને તેના ઉછરતા વયમા કેવા પ્રકારનુ શિક્ષણ મળેલુ હોવુ જોઇએ તેનો આ ઝીણી હકીકત ઉપરથી અચ્છો ખ્યાલ આવી શકે છે

પ્લૂટાર્કને ફિલસુફીમા પ્રવેશ કરાવનાર ગુરૂ એથન્સવાસી એમોનિયસનુ નામ એના સર્વ પુસ્તકોમા વર્ણનાર આવે છે ફિલસુફી ભણતો તે દરમિયાન પ્લૂટાર્ક એ ગુરૂના ઘરમા જ રહેતો અને ગુરૂ તેને અને બીજા શિષ્યોને પોતાના પુત્ર જેમ જ ગણતો તથા તેમને વિદ્યા-દાન દેવા ઉપરાત તેમની નીતિરીતિ ઉપર પણ ઘણુ લક્ષ આપતા એમ પ્લૂટાર્કના પુસ્તકોમાની ઘણી ઝીણી ઝીણી વિગતોથી જણાઇ આવે છે રોમનો પાદશાહ નીરો (ઇ સ ૫૪-૬૮) ગ્રીસ દેશમા ઇ સ ૬૬-૭ મા આવ્યો એ વખતે પ્લૂટાર્ક એ આ ગુરૂને ત્યા ભણતો હતો તે વખતનુ એનુ વય વીશ બાવીશ વર્ષનુ ધારીએ તો એ ઇ સ. ૪૪-૪૭ મા જન્મ્યો હશે એવી અટકળ થઇ શકે અને ટ્રેજન પાદશાહ (ઇ સ

૯૮–૧૧૭ ) ઇ. સ. ૧૦૬ ના શીયાળામાં ડેન્યુબ નદી ઓળંગીને ડેશિયા પ્રાંતમાં ગયો તે વખતે પ્લુટાર્ક જીવતો હતો અને એનો " ત્હાઇ વિષે સંભાષણ " નો નિબંધ રચતો હતો, એમ એ નિબંધમાંના એક વાક્ય ઉપરથી માલમ થાય છે. આ પછી પણ એ ઘ-ણાં વર્ષ જીવ્યો હશે. હેડ્રિયન પાદશાહ ( ઇ. સ. ૧૧૭–૧૩૮ ) ગાદીએ આવ્યો તે પ-હેલાં કે તેની કારકીર્દીની શરૂવાતનાં વર્ષોમાં એ વિદેહ થયો હોવો જોઇએ. એટલે કે, ઇ. સ. ૬૬ થી ૧૦૬ સુધીનાં એકતાળીસ વર્ષ અને તે ઉપરાંત આરંભમાં થોડાંક વર્ષ બાલ્યાવસ્થાનાં, તથા અંતમાં થોડાંક વૃદ્ધાવસ્થાનાં, એથી એના જન્મ, મરણ કે આયુષ્ય વિષે વધારે ચોક્કસ માહીતી મળી શકતી નથી.

એણે ઇજીપ્તમાં પ્રવાસ કર્યો હતો. અને ઇ. સ. ૯૦* પહેલાં એ ઇટલી ગયો હતો. ત્યાં રોમમાં એ લાંબો વખત રહ્યો હતો અને ફિલસુફી તથા જ્ઞાનના વિષયો ઉપરના એના વ્યાખ્યાનમાં ખાનદાન પ્રતિષ્ઠિત અને હોદ્દેદાર રોમનોની સારી સંખ્યા આવતી હતી; તથા એ કે બીજી રીતે એને કેટલાક અગ્રણી રોમનો સાથે મહોબત થઇ હતી. આમાંનો એક સો-સિયસ સેનેશિયો હતો જે રોમમાં ચાર વખત કોન્સલ નીમાયો હતો. (ઇ. સ. ૯૮, ૯૯, ૧૦૨ અને ૧૦૭ માં); એને પ્લુટાર્ક પોતાનાં ચરિત્રોમાંથી કેટલાંકના આરંભમાં સંબોધે છે. પ્લુટાર્કનો આવો બીજો સ્નેહી, ન્હાના પ્લિનીનો અને ટેસિટસનો મિત્ર, રસ્ટિકસ હતો, જે નીરો પાદશાહના વખતમાં ટ્રાઇબ્યુન અને પછી પ્રીટર નીમાયો હતો. પ્લુટાર્ક "જિ-જ્ઞાસા વિષે " ના નિબંધમાં એના વિષે લખે છે કે " રોમમાંના મ્હારા એક વ્યાખ્યાનમાં શ્રોતાઓમાં રસ્ટિકસ હતો. જેને ડોમિશિયન પાદશાહે ( ઇ. સ. ૮૧–૯૬ ) પાછળથી તેની કીર્તિની અદેખાઇને લીધે મારી નાખ્યો. મ્હારું વ્યાખ્યાન ચાલતું હતું ત્યાં એક સિપાઇએ એને પાદશાહની એના ઉપરની ચિઠ્ઠી લાવીને આપી. આ જોઇને સૌ શાંત થઇ ગયા અને હું પણ એ ચિઠ્ઠી વાંચી શકે તે માટે બોલતો અટક્યો. પણ રસ્ટિકસે એ વાંચી નહીં અને મ્હારું વ્યાખ્યાન પૂરું થયું તથા શ્રોતાઓ ઉઠી ગયા ત્યાં સુધી ફોડી પણ નહીં. તેની આવી ગંભીર અને સભ્ય વર્તણુક સૌએ ઘણી વખાણી " આ રસ્ટિકસનો પુત્ર જૂનિયસ રસ્ટિકસ હેડ્રિયન પાદશાહના વખતમાં કોન્સલ થયો હતો. અને એનો પુત્ર તથા પ્લુટાર્કનો ભત્રીજો સેક્સટસ એ બે પ્રસિદ્ધ પાદશાહ અને ફિલસુફ માર્કસ ઓરીલિયસ ( ઇ. સ. ૧૬૧–૧૮૦ ) ના ગુરુઓ હતા. સેક્સટસ વિષે માર્કસ ઓરીલિયસ પોતે લખે છે કે " એ જે નીતિ અને ડહાપણભરી સુટેવોનો બોધ કરતો તે એણે મ્હને પોતાના દૃષ્ટાંતથીજ શીખ-વી." માર્કસ ઓરીલિયસ એને કેટલીક વખત પોતાની સાથે ન્યાયાસન ઉપર પણ બેસા-ડતો એટલુંજ નહીં પણ એ સદ્ગુણ ભક્ત પાદશાહ મોટી ઉમરે પણ ઘણીવાર જાતે એ ગુરુને ત્યાં જતો અને એની પાસેથી સદ્બોધ મેળવવા ઇચ્છતો. પિર્હસ રાજાના ( ઇ. પૂ. ૩૧૮–૨૭૨ ) સમયથી સંખ્યાબંધ રોમન યુવાનો ગ્રીક ફિલસુફી, અલંકાર શાસ્ત્ર, ભાષ-ણકળા આદિ શીખવા ગ્રીસનાં નગરોમાં આવતા અને ગ્રીક ફિલસુફો, વક્તાઓ અને શિ-ક્ષકો રોમમાં આવતા થયા હતા, અને ગ્રીસને રોમે જીતી લીધું ત્યાં સુધીમાં આ સંબંધ ઘણો વધી ગયો હતો. આ પ્રમાણે ઘણા ગ્રીક અને રોમન અગ્રણીઓ એક બીજાના સં-બંધમાં આવતા, અને ગ્રીસ રોમનાં ઘણાં ખાનદાન કુટુંબોને અન્યોઅન્ય મિત્રાચારી

---

* ઇ. સ. ૭૪ માં વેસ્પેસિયન પાદશાહે અને રસ્ટિકસને મારી નાખ્યા પછી ઇ. સ. ૯૦ માં ડોમિશિયન પાદશાહે ફિલસુફોને રોમમાંથી દેશનિકાલ કર્યા હતા.

આતિથ્યસત્કાર આદિનો વ્યવહાર બંધાતો તે વંશ પરંપરા ચાલતો. પ્લુટાર્કનો ભત્રીજો અને રસ્ટિકસનો પૌત્ર એ બે મિત્ર, સહાધ્યાયી, અને કદાચ ગુરૂભાઇઓ એટલે એક ગુરૂના શિષ્યો થયા, ફિલસુફીમાં સરખી પ્રસિદ્ધિ પામ્યા, અને માર્કસ ઓરીલિયસ જેવા વિરલ પાદશાહના એક સરખા પ્રીતિપાત્ર તથા ગુરૂઓ બન્યા, એ દાખલો મિત્રતા કેળવણી અને ફિલસુફીના ઇતિહાસમાં ખાસ નોંધી રાખવા જેવો છે.

પ્લુટાર્કને બે ભાઇઓ હતા. તેમાંના ટાઇમન વિષે એ પોતાના "ભ્રાતૃસ્નેહ" ઉપરના નિબંધમાં લખે છે કે "નસીબે મ્હારા ઉપર જે ઘણી ઘણી મહેરબાની કરી છે તેમાં એક ત્રાજવામાં બીજી સર્વ મૂકું તો તેમની બરોબર બીજા ત્રાજવામાં મ્હારા ભાઇ ટાઇમનનું મ્હારા ઉપરનું સદા કાલનું હેત ઉતરે એમ છે, એ જે કોઈ અમને અછડતું પણ મળ્યું હશે તે પણ કબુલ કરશે, અને અમારા મિત્રો તો સારી રીતે જાણે છે જ." પ્લુટાર્કની સ્ત્રીનું નામ ટાઇમોકસીના હતું અને તેમને ચાર કે વધારે પુત્ર તથા એક પુત્રી થયાં હતાં. આમાંથી બે કે ત્રણ પુત્ર જ ઊછર્યા. પુત્રી સૌથી છેલ્લી આવી પણ તે ન્હાની વયમાં જ ગઇ. આ વખતે પ્લુટાર્ક કંઈ કારણસર એથન્સ ગયલો હતો, ત્યાં એને આ માઠા સમાચાર થતાં એણે પોતાની વહુ ઉપર દિલાસાનો કાગળ લખ્યો; એ કાગળ અદ્યાપિ વિદ્યમાન છે. અને પ્લુટાર્ક અને એની વહુનો પરસ્પર પ્રેમ તથા તેમનો પોતાનાં છોકરાંઓ ઉપરનો પ્રેમ કેવો હતો, અને પ્લુટાર્કનું કુટુંબ સુખ કેવા ઉંચા પ્રકારનું હતું, એ સર્વેનું એ કાગળ સારૂં અને સાદું ચિત્ર છે. પ્લુટાર્કનો એની જન્મભૂમિ કિરોનિયા ઉપરનો પ્રેમ પણ નોંધવા જેવો છે. એ ઇટલિમાં કેટલાંક વર્ષ ગાળીને, તથા કદાચ બીજી મુસાફરી પણ કરીને પાછો ગ્રીસ દેશમા આવ્યો ત્યારે એણે પોતાનો સ્થાયી નિવાસ કિરોનિયામાં જ રાખ્યો, તેનું કારણ એના પોતાના જ શબ્દોમાં એકે, "આ ગામડા ગામની વસતીમાંથી એક રહીશ પણ ઘટે એ મને ઠીક લાગ્યું નહીં." અને કાઇમનના ચરિતના આરંભમાં લ્યુકયુલસે કિરોનિયાની કેવી સેવા કરી હતી તેનું વર્ણન કરીને તથા તેના બદલામાં કિરોનિયા વાસીઓએ એની આરસની પ્રતિમા નગરના મધ્ય ભાગમાં બેક્કસદેવની પ્રતિમાની પાસે જ ઊભી કરી હતી તે જણાવીને પ્લુટાર્ક કિરોનિયા વાસીઓનો પ્રતિનિધિ બનીને જ લખે છે કે, "વળી અમારૂં મત એ છે કે શરીરની પ્રતિમા મન અને સ્વભાવની પ્રતિમાની બરોબરી કરી શકે જ નહીં, માટે અમે આ તુલનાયુક્ત ચરિતોના પુસ્તકમા લ્યુક્યુલસનું જીવનચરિત લખીએ છીએ." આ લખાણનો આશય એવો છે કે જેમ કોઇ સપુત્ર ઘણા જમાના ઉપર થઇ ગયલા પિતૃનું શ્રાદ્ધ ધર્મ બુદ્ધિથી કરે છે, તેમ પ્લુટાર્ક પોતાના નગરને રોમના કોપમાંથી ઉગારનાર રોમન લ્યુક્યુલસનું ચરિત ધર્મ બુદ્ધિથી લખે છે. વળી એ પોતાના વતન માટે તેનો હલકામાં હલકા દરજાનો હોદ્દો સ્વીકારવા તૈયાર હતો. એનાં પુસ્તકોમાં એક સ્થલે તે ઇપેમિનોન્ડસે એક વેળા થીબ્સના ગંદકી વાળનારાઓના મુખીનો દરજ્જો સ્વીકાર્યો હતો તથા એ કામની પણ પ્રતિષ્ઠા પોતાની આબરૂથી વધારી હતી એ દાખલો ટાંકીને લખે છે કે "હું પણ મ્હારા ગામની એવી હલકી નોકરી બજાવતો હોઉં છું ત્યારે મ્હારા પાડોશીઓ કેટલીકવાર મ્હને હસે છે; પણ તે વખતે હું એન્ટિગ્થનીસનું એક વાક્ય સ્મરીને સ્વસ્થ રહું છું. એક દિવસ એન્ટિસ્થનીસ જાતેજ બજારમાંથી આણેલી માછલી પોતાના હાથમાં ઉપાડી લાવતો હતો, તે જોઈ કોઇએ અચંબો જણાવ્યો

અને ગયો હતો ત્યારે એણે જવાબ દીધો કે "એ મ્હારે પોતાને માટે બાંધ્યોજ" એથી ઉપરનું હું ઠીકરાંઓના નળિયાંની ગણત્રી માપ અને પથ્થર અને ચૂનો અજમાવતો ઉપરાંત નાખું છું તે વખતે લોકો મને હસે છે ત્યારે હું કહું છું કે "આ કામ કરું છું તે મ્હારે પોતાનું નથી, એ મ્હારી માતૃભૂમિ માટે કરું છું." પ્લુટાર્ક કિરોનિયામાં ઘણીવાર આર્કન નીમાયલો અને ડેલ્ફીના એપોલો દેવના પૂજારી તરીકે એણે ઘણાં વર્ષ સુધી સેવા કરેલી.

ડિમોસ્થનિસનાં ચરિતના આરંભમાં પ્લુટાર્ક લખે છે કે "ઇતિહાસના વિષયો ઉપર લખનાર મનુષ્યે તેને જુદાં જુદાં પુસ્તકાલયોમાં વિખરાયલી અનેક ચોપડીઓમાંથી વિગત મેળવવી પડે છે એટલે તેણે પોતાનો નિવાસ મોટાં મોટાં અને સાહિત્ય માટે વિખ્યાત પંકાયેલાં નગરમાં રાખવો જોઇએ. એવા સ્થળમાં એને ઘણી વિરલ અને કિંમતી ચોપડીઓ મળી શકે, અને ચોપડીઓમાંની વિગત ઉપરાંત વિચારકોની સ્મૃતિના વિશ્વસનીય ભંડારમાંથી પણ તે પૂછી પૂછીને ઘણું જાણી શકે. મ્હેં તો મ્હારું રહેઠાણ એક ગામડામાં રાખ્યું છે, અને એને જ વળગી રહેવાનો મ્હારો નિશ્ચય છે, કેમકે નહીં તો એ હાલ છે તે કરતાં પણ ન્હાનું થઇ જાય. જ્યારે હું રોમમાં અને ઇટાલિના બીજા નગરોમાં હતો ત્યારે મ્હને સોંપવામાં આવેલાં જાહેર કામોની ભીડને લીધે તથા મ્હારી પાસે ફિલસુફી શીખવાને અભ્યાસક લોકો આવતા તેને લીધે, લેટિન ભાષા શીખી લેવાનો મ્હને વખત મળેલો નહીં. એટલે મ્હેં રોમન કર્તાઓનો અભ્યાસ ઉતરતી અવસ્થામાં જ શરૂ કર્યો. એ જ્ઞાન મેળવવાની મ્હારી રીત વિચિત્ર લાગશે. પણ હું ખરેખરૂં કહું છું કે શબ્દજ્ઞાનદ્વારા વસ્તુજ્ઞાન મેળવવાને બદલે હું મારા વસ્તુજ્ઞાનને બળે શબ્દજ્ઞાન મેળવી શક્યો.' પ્લુટાર્કનાં બધાં જ પુસ્તકો એની ઉતરતી વયમાં લખેલાં હતાં. ચરિતો શિવાયના એના બીજા લેખોમાં નિબંધો અને સંવાદો હતા. તેમના વિષયો ઘણા જૂદા જૂદા હતા પણ લેખકના મુખ્ય વલણને લીધે એ બધાનો સમૂહ જૂના વખતથી જ "એથિકા" એટલે "નીતિ સંબંધી" (લેખો) ને નામે પ્રસિદ્ધ છે. એના બધા લેખોની પ્રાચીન યાદી પ્રમાણે એના "એથિકા" માં આશરે બસો લેખો હોવા જોઇએ, પરન્તુ એમાંથી અર્ધા ઉપર વિદ્યમાન નથી. પ્લુટાર્કે લખેલાં સર્વ ચરિતો પણ ઉગર્યાં નથી. એણે પાસઠ કે વધારે ચરિતો લખેલાં તેમાં પચાસ કે વધારેની બાબતમાં એવી ગોઠવણ રાખેલી કે એક ગ્રીક મહાપુરૂષનું ચરિત આવે પછી એક રોમન મહાપુરૂષનું ચરિત આવે અને છેવટે એ બે વચ્ચે મુકાબલો આવે. આવા એક વિભાગને પ્લુટાર્ક પોતે એક ચોપડી કહે છે અને એવી એની સર્વ ચોપડીઓના સમૂહનું "તુલના યુક્ત ચરિતો" નું નામ પ્લુટાર્કનું પોતાનું જ પાડેલું છે. ડાયનના ચરિતના આરંભમાં તે લખે છે કે, "તુલના યુક્ત ચરિતોમાંની આ બારમી ચોપડી—જેના વિષયો ડાયન અને બ્રૂટસ છે તેનું—એ એમાંના વધારે પ્રાચીનના ચરિતથી આરંભીશ' આ નામ પ્લુટાર્ક બીજાં કેટલાક ચરિતોમાં પણ વાપરે છે. વળી ડિમોસ્થનિસ અને સિસરોના તુલના યુક્ત ચરિતની ચોપડીને એ સોસિયસ સેનેસિયોને ઉદ્દેશીને "આપણી તુલનાઓમાંની પાંચમી" કહે છે એ ઉપરથી અનુમાન થઇ શકે કે એ રોમમાં હતો તે દરમિયાન સોસિયસ સાથે વાતચિતમાં આ રૂપમાં ચરિતો લખવાનું એને સૂઝેલું અને તેથી જ એ સોસિયસને ચરિતોમાં વારંવાર ઉદ્દેશે છે ગ્રીસ અને રોમના ભિન્ન ભિન્ન પણ સરખાવી શકાય એવા ઉત્કર્ષનો મુકાબલો દૃષ્ટિબિન્દુ ગ્રીક અને રોમન ભલે ત્યાં ઉપસ્થિત થાય, અને એ ઉત્કર્ષોને વર્તમાન કરનારા મહાપુરૂષોના તુલના યુક્ત

ચરિતોનો વિષય એક ગ્રીક અને એક રોમન મગજમા સાથે સ્ફુરી આવે, તથા સાહિત્ય અને પર્યપણા તરફ ઢળતી ગ્રીક બુદ્ધિ એ કાર્ય ઉપાડી લે, અને તે ફરતા ફરતા ફરી ફરી રોમન બુદ્ધિને સ્મરે અને તે એના ઉદ્‌ગાર ઝીલે, એ સર્વ ગ્રીકો–રોમન સંસ્કૃતિના પોલીબિયસથી માર્કસ ઓરીલિયસ સુધીના યુગમા સ્વાભાવિક હતુ, અને નિરખતા આજ પણ રુચિકર લાગે છે પ્લુટાર્કની "તુલના યુક્ત" ચોપડીઓમાથી બાવીશ વિદ્યમાન છે, તેમાની એકમા એગિસ અને ક્લિઓમિનીસ એ બે ગ્રીકની ટાઇબીરિયસ ગ્રેકસ અને કેયસ ગ્રેકસ એ બે રોમન સાથે તુલના છે એટલે કુલ ત્રેવીશ ગ્રીક અને ત્રેવીશ રોમન એમ છેતાળીશ ચરિતો છે આ તરજુમામા આપેલા ચરિતોમાથી પ્લુટાર્કે લાઇકર્ગ- સને ન્યૂમા સાથે, થેમિસ્ટોક્લિસને કેમિલસ સાથે, પેરિક્લિસને ફેબિયસ મેક્સિમસ સાથે, પિલોપિડસને માર્સેલસ સાથે, નિકિઅસને ક્રેસસ સાથે, એગિસિલેયસને પોમ્પી સાથે, ડા- યનને બ્રટસ સાથે, અને એલેક્ઝાંડરને સીઝર સાથે જોડેલા છે થેમિસ્ટોક્લિસ અને કે- મિલસનીતુલના તથા એલેક્ઝાંડર અને સીઝરનીતુલનાનું લખાણ વિદ્યમાન નથી કુલ બા- વીશમાથી બીજી બે તુલનાઓ પણ વિદ્યમાન નથી હાલ અઢાર છે તેમાની પણ સર્વ પ્લુટાર્કની જ લખેલી છે કેમ એ વિષે વિદ્વાનોમા મત ભેદ છે આ બાવીશ ઉપરાત પ્લુટાર્કે તુલનાયુક્ત ચરિતોની કેટલી ચોપડીઓ લખી હતી તે કહેવાતુ નથી પણ ઇપેમિનોન્ડસ અને સ્કા- ઇપીઓ એ બેની એક તો લખી હતી જ, અને એના ઇપેમિનોન્ડસના ચરિતના લોપથી ઇતિહા- સને મોટી હાની થઇ છે પ્લુટાર્કના ચરિતોમા આ છેતાળીશ ઉપરાત ઓથો અને ગાલ્બા એ રોમન પાદશાહોના તથા ઇરાનના પાદશાહ આર્ટાઝર્ક્સિસનુ અને સિકિઓનના એરેટસનુ એ ચાર પણ વિદ્યમાન છે તે ઉપરાત એણે હર્ક્યુલીસ, એરિસ્ટોમીનીસ, હેસિઅડ, પિન્ડર, ઓગસ્ટસ, ટાઇબીરિયસ, વગેરે બાર પંદર ચરિતો લખેલા હતા તે લુપ્ત થયા છે

## જીવનચરિતો સંબંધી પ્લુટાર્કનો આદર્શ.

આ વિષય સબંધી જુદા જુદા ચરિતોમાથી ઉતારા ટાકી અમે પ્લુટાર્કને જ બોલવા દીધો છે એ ઉતારાઓના બેભાગ પડે છે પ્રથમમા પ્લુટાર્કની ઐતિહાસિક બુદ્ધિ દર્શાવનારા ઉતારા છે અને બીજા ભાગમા જીવનચરિતો કેવા જોઇએ, તે ઉપરથી આપ- ણા મનપર કેવી અસર થાય છે, ખાસ યુવાનોને એ શા માટે વચાવવા જોઇએ વગેરે વિષયો સબધી ઉતારા છે



## ( જીવનચરિતો સંબંધી પ્લૂટાર્કના આદર્શ )

### ૧.

#### અ.

જેવી રીતે (પુરાતન) ભૂગોલવેત્તાઓ નકશાઓમાં છેડા ઉપર અજાણ્યા પ્રદેશોનાં નામ ભુસાડી દેતા અને વળી સૂચન કરતા કે તેની પેલી પારના મુલકમાં રેતીનાં રણ છે અથવા જંગલી પ્રાણીઓથી ભરપૂર જગાઓ છે અને ઠરી ગયેલ સમુદ્રો, કે કાંપવાળી જગાઓ અથવા મોટા પર્વતો છે કે જ્યાં મનુષ્યની હિંમત કે મહેનત કંઇ કામ આવતી નથી; તેવીજ રીતે નામાંકિત પુરુષોનાં જીવનચરિતો લખતાં, જ્યારે ભરોસો રાખવા લાયક બિના મળી શકે એવો ઐતિહાસિક સમય વટાવીને પછી, મ્હારા સેનેશીયો, હું પુરાતન સમયપર આવું છું ત્યારે મ્હારે કહેવું પડે છે કે હવે પછીનો પ્રદેશ કલ્પિત વાર્તાઓ અને ચમત્કારિક બિનાઓનો છે જેની અંદરથી સત્યશોધન કરવું એ મુશ્કેલી ભરેલું છે. છતાં જ્યારે મેં લાઇકર્ગસ અને ન્યુમાનાંચરિતો આપ્યાં છે તો પછી મને લાગે છે કે એજ સમયના રાજા રોમ્યુલસનુંચરિત આપવું તેમાં અયોગ્ય કંઇ નથી; અને પછી તેની સાથે તુલનામાં કોને મૂકવો એ વિષે વિચાર કરતાં મને લાગ્યું કે ભવ્ય અને અજીતરોમના પિતાની સાથે તુલના કરવા માટે તો સુંદર અને પ્રખ્યાત એથન્સને વસાવનારનેજ મારે આગળ ધરવો જોઇએ. એટલા માટે દંતકથાઓ લઇને તેમાંથી ઇતિહાસનું નવનીત આપણે વલોવી કાઢીએ; અને જ્યાં એ ક્રિયા ન થઇ શકે અને કલ્પનામય અદ્દભુત બનાવોમાંથી સંભવિત અર્થ નજ નીકળી શકે ત્યાં વાચક વર્ગની ક્ષમા માગી પુરાતનકાલની કલ્પિત વાર્તાઓને નીભાવી લેવા વિનંતી કરીએ.

( થીસ્યુસનું ચરિત. )

#### બ.

*ક્યુનાકસાના યુદ્ધ વિષે લખતાં પ્લુટાર્ક લખે છે—આ યુદ્ધ વિષે ઘણા ઇતિહાસકોનાં લખાણ છે, પણ ઝેનોફનનુ લખાણ એટલું બધુ તાદશ અને જુસ્સાવાળું છે કે એ વર્ણન વાંચીએ છીએ એમ નહીં પણ આપણે એ બનાવ જ આપણી નજરે જોઇએ છીએ અને તેની જુદી જુદી લાગણીઓ આપણને જ થતી હોય એવી પ્રતીતિ થાય છે. એટલા માટે તે વર્ણન ફરી આપવા પ્રયત્ન કરવો એ મૂર્ખાઈ છે; ફક્ત જે થોડી ઉપયોગી બાબતો તેણે મૂકી દીધેલી તેજ અહીં દાખલ કરવી મેં યોગ્ય ધારી છે.

( આર્ટાઝર્ક્સિસનું ચરિત. )

#### ક.

છતાં અમે બધી બાબતમા સત્યને જ અવલબીશું અને માનીશું કે લ્યુક્યુલસના પરાક્રમોની યાદદાસ્ત કાયમ કરવામાં અમે તેના ઉપકારનો બદલો વાળીએ છીએ. તેણે

*આજ પ્રમાણે નિકિઅસના ચરિતને પ્રારંભે થ્યુકિડિડિસના ઇતિહાસની સાથે એ ચરિતના સંબંધ વિષે જે લખાણ છે તે જોવા વાચનારને ભલામણ કરવામાં આવે છે.

કાલ નિર્ગમન કરતો હોઉં અને ગાનચિંતનો આનંદ લેતો હોઉં એવું મને ભાન થતું; અને મને કવિની પંક્તિઓ યાદ આવતી—"અહો દેવો, આનાથી બીજો આનંદ કયો? અથવા સદ્‌ગુણનો આથી સારો માર્ગ કયાં?"

ડિમોક્રિટસ પોતાના તત્વજ્ઞાનમાં એક અસત્ય અને અનેક વહેમોને જન્મ આપનાર સિદ્ધાંત સ્થાપે છે તે એવો છે કે હવાની અંદર નિરંતર સારાં અને અનિષ્ટ પરમાણુઓ આથડ્યાં કરે છે અને પછી તે સલાહ આપે છે કે આપણે નિરંતર પ્રાર્થના કરવી કે તેમાંથી સારાં પરમાણુઓ જ આપણી મનોવૃત્તિ સાથે ભટકાય. હું તો ઇતિહાસ અને જીવનચરિતોમાં જાણીતા થયેલા મહા પુરુષોના વિચારથી મારૂં મન ભરી રાખુંછું અને અણુછટકે કોઈ કુસંગતમાં જવું પડે અને તેનાથી જો કંઇ ખરાબ અસર મારા મનમાં પ્રવેશ કરે તો તેમાંથી સારી સંગતના દાખલા હું શાંતિથી મારા મનમાં ઠસાવવા પ્રયત્ન કરૂંછું. આજ હેતુથી હવે હું પોલસ એમીલિયસ અને કોરિન્થવાસી ટાઇમોલિયનનાં ચરિત લખુંછું; એ બંને વીરો પોતાના સદ્‌ગુણ માટે પ્રખ્યાત હતા તેટલાજ પોતાની ફત્તેહ માટે પણ હતા એટલે તેઓની જીતને માટે તેઓ પોતાના સદ્‌ગુણના આભારી હતા કે નસીબના એ નક્કી કરવું મુશ્કેલ છે.

( પોલસ એમીલિયસનું ચરિત. )

૬.

મ્હારા મિત્ર પોલિક્રેટિસ, ફિલસુફક્રાઇસિપ્પસ એક અસલી કહેવત જરા ફેરવી કહે છે; 'સુખી પુત્ર સિવાય બીજો કોણ પોતાના પિતાનાં વખાણ કરે?' પણ ડાયોનીસીડોરસ તેને વાસ્તવિક ન ગણી આમ કહે છે—'દુઃખી પુત્રો સિવાય બીજા કોણ પિતાનાં વખાણ કરે?" તે કહે છે કે આ કહેવતનો હેતુ જેઓમાં પોતામાં કાંઇ ગુણ ન હોવાથી પોતાના પિતાના ગુણોનાં જ વખાણ કર્યા કરે તેમને ચૂપ કરવાનો છે. પણ જેઓમાં તેમના વડવાઓના સદ્‌ગુણો આપો આપ પ્રકાશી નીકળે છે, અને જેઓ તમારી માફક પોતાના કુટુંબના નર રત્નોના દાખલા પ્રમાણે પોતાની ચાલ ચલગત ઘડે છે તેઓ તો પોતાના વડવાઓનાં કામો યાદ કરવામાં અને તેઓના સદ્‌ગુણો વિષે વિવેચન કરવામાં અને વિવેચન સાંભળવામાં આનંદ લે તે સ્વાભાવિક છે; કારણ તમે કંઇ પોતાના ગુણની ખામીને લીધે તેમને વખાણતા નથી, પણ પોતાના સદ્‌ગુણોને તેમની સાથે સરખાવી તેઓને તમારા જીવનના આદર્શ અને તમારા સદ્‌ગુણના પ્રેરનાર તરીકે તમે તેમને પૂજોછો. એટલા માટે 'એરેટસ' જે તમારો વડવો થતા હતા તેનું ચરિત લખીને તમને મોકલીશ. તે પરાક્રમોથી તમે અજાણ્યા છો એમ કહેવાનો મારો આશય નથી પણ તમારા પુત્રો પોલિક્રેટિસ અને પાયથોક્લિસ એ મહા પુરૂષનું ચરિત્ર વાંચી તેને પોતાના આદર્શ રૂપ ગણી તેના જેવા થવા પ્રયત્ન કરે એ છે. કારણ સદ્‌ગુણની પ્રશંસા કરનાર નહીં પણ પોતાની પ્રશંસા કરનાર જ પોતાને બીજા કરતાં ચડીયાતો માને છે.

( એરેટસનું ચરિત. )

૭.

એક વખત રોમના બજારમાં સીઝરે કેટલાક વિદેશીઓને કુતરા તથા વાનરનાં બચ્ચાંને તેડી જતા તથા લાડથી રમાડતા જોયા; અને તેપરથી તેણે પ્રશ્ન કર્યો કે તમારા

દેશમા સતાન) થાય છે કે નહીં? અને એ રીતે તેણે જેઓ માનવ બાળકને ઘટતા લાડ અને મમતા હલકા પ્રાણીઓને બતાવે છે તેઓ સખ્ત ઠપકાને લાયક છે એવુ સૂચન કર્યું હતું એજ પ્રમાણે મનુષ્ય હૃદયમા કુદરતે રોપેલી કુતૂહલવૃત્તિ અને હમેશ નવા જ્ઞાનના સપાદનની ઉત્કઠાનો ઉપયોગ જે લોકો હલકી અને નિર્માલ્ય બાબતોમા કરે છે અને ઉપયોગી ઉમદા વસ્તુઓ તરફ બેદરકાર રહે છે, તેઓને પણ એટલોજ ઠપકો ઘટે છે આપણી ઇંદ્રિયો તો યત્રવત્ સુદર અને વિરૂપ સર્વ વસ્તુઓના પ્રતિબિબ ગ્રહણ કરે છે પરતુ સ્વતત્ર સ્વેચ્છાચારી મન યોગ્ય લાગે તે વિષયમા ધ્યાન લગાડી શકે છે અને તેટલા માટે પરિણામ શુન્ય ખાલી તર્કવિતર્કમા નહી પણ માનસિક શક્તિને કેળવી શકે એવા ઉપયોગી વિષયોમાં તેને રોકવુ જોઇએ કારણ કે જેમ રગમા છે કે જે રગ સુદરતાથી આખને આનદ આપે છે, તેજ રગમા આખો ઠારવાનો ગુણ પણ છે, તેમ મનને આનદ આપનારા વિષયો તે આનદદ્વારાજ આપણને આપણા કર્તવ્યો તરફ દોરે છે અને આપણે આપણા મનને એવા વિષયમા લગાડવુ જ ઉત્તમ છે મહદ્ગુણના કામોનુ ચિતન એ એવો વિષય છે કારણ કે તેથી આપણી સ્પર્ધા જાગ્રત થાય છે અને એ કામોની નકલ કરવાને આપણે ઉશ્કેરાઇએ છીએ બધી બાબતોમા કઇ આ પ્રમાણે થતુ નથી એથી ઉલટુ એમ પણ બને છે કે આપણે પરિણામને વખાણીએ છીએ તો પણ તેના કર્તા તરફ અનાદર બતાવીએ છીએ દાખલા તરીકે રગો અને અત્તરોથી આપણે ખુશ થઇએ છીએ છતા અત્તરિયા અને રગારાને તો આપણે હલકા કારીગર વર્ગમા ગણી કાઢીએ છીએ

એટલા માટે જ્યારે એન્ટિસ્થિનિસને કહેવામા આવ્યુ કે ઇસ્મેનિયસ વાસળી બહુ સારી વગાડી જાણે છે ત્યારે તેણે વાજબી રીતે જવાબ આપેલો કે એમ હોય તો તે બીજી બાબતોમા નિર્માલ્ય હોવો જોઇએ કારણ કે તે સિવાય એ વાસળી એવી સારી બજાવી શકે નહિ* અને આજ પ્રમાણે અમુક મિજલસમા પોતાના પુત્રને સુદર ગીત ગાતા સાભળી ફિલિપે ઠપકો આપ્યો હતો— ગાયન કળામા તે આટલી નિપૂણતા મેળવી એથી તુ લજવાતો નથી? શાહજાદાઓ તો બીજાઓના ગાયન સાભળવામા નવરાશનો અર્ધો કલાક ગાળે અને કળામા નવીણ પુરુષોની કૃતિને ધ્યાનથી અવલોકન કરે તેમા જ કલાદેવીઓને ઘટતુ માન મળી જાય છે એમ માની લેવુ જોઇએ જો કોઇ પુરુષ પોતાનુ ધ્યાન હલકા કળામા રોકેલી રાખતો હોય તો તે વિષયમા તેની મહેનત એ ઉંચા વિષયો તરફ તેની બેદરકારી સાબિત કરે છે દાખલા તરીકે કોઇ ઉચ્ચ કુટુબનો અને ઉદારચરિત્ર જુવાન પિસામા ઝ્યુસની કે આર્ગોસમા હીરાની પ્રતિમા જોઇને પોતે ફીડિઅસ કે પોલિક્લિટસ થવાની આકાક્ષા નહીં કરે અથવા એ એનેક્રિયન ફાઇલીટસ આર્કિલોકસના મનોહર કાવ્યો વાચી તેમના જેવા થવાનુ મન નહીં કરે કારણ કે અમુક વસ્તુ આપણુ

* પ્રસિદ્ધ ફિલસુફ હર્બર્ટ સ્પેન્સરની પણ આવી એક કહેવત જાણીતી છે એ નિરતર આરામ કસરત માટે લગભગ રોજ યોગ્ય વખત બિલિયર્ડની રમત રમતો એક વખત એક અજાણ્યા જુવાન સાથે એણે દાવ માડ્યો તેમા એણે થોડાક જ ટોક કર્યા એટલામા એ જુવાને ઘણા ટોકા મેળવી દાવ જીતી ગયો એ ઉપરથી હર્બર્ટ સ્પેન્સરે કહેવાથી જુવાનને તેણે ઠપકો દીધો મારા ભલા સાહેબ તમે તમારા વખતનો મોટો ભાગ આ રમતને અર્પીને એમા બહુ સારી પ્રવિણતા મેળવી છે ખરી પણ એ કઇ તમારા વખતનો સદુપયોગ કર્યો ન કહેવાય

મનરંજન કરે માટે તેના બનાવનાર માટે આપણને માન પેદા થાય એ કંઇ આવશ્યક નથી. આપરથી એ સુચિત થાય છે કે જે વસ્તુઓ આપણને આનંદ આપે છે, છતાં આપણી સ્પર્દ્ધાને તથા અનુકરણ વૃત્તિને ઉશ્કેરતી નથી તે વસ્તુઓ જોનારને બહુ ફાયદા કારક નથી. પણ સદ્દગુણમાં એ ખાસ મોહની છે કે જેમ જેમ તે આપણને આનંદ આપે છે તેમ તેમ આપણે સદ્દગુણના નમૂનાઓનું અનુકરણ કરવાને પણ ઉશ્કેરાઇએ છીએ. સદ્દગુણના સૌંદર્યમાં કાંઇ અજબ જાદુ છે, તે એકદમ આપણી કાર્યવૃત્તિને ઉશ્કેરે છે, આપણી રીતભાત સુધારે છે, ઇચ્છાઓપર અંકુશ મુકે છે, અને એ અસર એક જીવંત ચિત્રપરથી થાય છે એટલું જ નહીં પરંતુ ઐતિહાસિક વર્ણનપરથી પણ થાય છે.

આજ આશયથી મહાપુરૂષોનાં જીવનચરિતો લખવાનું અમે આદર્યું છે. અને પેરિક્લિસ તથા હેનિબાલ સામે વિગ્રહ ચલાવનાર ફેબિઅસ મેકિસમસનાં જીવનચરિતનું આ દશમું પુસ્તક તૈયાર કર્યું છે. એ બે વીરો ઘણા સદ્દગુણમાં મળતા આવતા હતા. બંને સરખા ન્યાયી અને ઉદાર હતા, બંનેએ પોતાના દેશની સરખી સેવા કરી હતી અને પોતાના દેશબંધુઓ અને અધિકારમાં સાથીઓની ખરાબ વર્તણુક પણ બંનેએ સરખી ધીરજથી સહી લીધી હતી. અમારો આ મત વાસ્તવિક છે કે નહીં તે આ પુસ્તકઉપરથી જણાઇ આવશે.

(પેરિક્લિસનું ચરિત.)

ઈ.

કેટલાએકનું માનવું એવું છે કે ઇકસીઅનની દંતકથા મહત્વાકાંક્ષી જનોના હાલ બતાવવાને માટે રચવામાં આવી છે અને એ માનવું વાસ્તવિક લાગે છે. ઇકસીઅને એક વાદળાંને તેને જ્યૂનો દેવી સમજીને આલિંગન આપ્યું અને તેને પરિણામે સેન્ટૉર (મનુષ્યનાં મુખ અને ઘોડાના શરીરવાળા રાક્ષસો) નો જન્મ થયો; તેવીજ રીતે મહત્વાકાંક્ષી નરો માનને આલિંગન આપે છે કારણ તે સદ્દગુણનો પડછાયો માત્ર છે; અને ઇર્ષ્યા અને એવા બીજા વિકારોથી તેઓ વિચિત્ર અને દુષ્ટ સંતતિ પેદા કરે છે. સોફોક્લિસના એક નાટકમાં ભરવાડ પોતાનાં ઘેટાનાં ટોળાંને ઉદ્દેશીને કહે છે—

“આ અમારી પ્રજા છે; અમે તેના નોકર છીએ; અને તેઓના માત હુકમો સમજી તે પ્રમાણે ચાલીએ છીએ.”

આજ પ્રમાણે જે રાજ્યનિતિજ્ઞો પ્રજાની ઉચ્છૃંખલ અને ઢંગધડા વગરની વૃત્તિ પ્રમાણે રાજ્ય ચલાવે તેઓનું પણ કહી શકાય. અધિકારીનું નામ મેળવવા માટે વાસ્તવિક રીતે તેઓ ગુલામ થઈ રહે છે. જેવી રીતે એક હોડીમાં હલેસાંવાળાઓ સુકાની કરતાં વધારે સારી રીતે આગળ જોઇ શકે છે છતા તેના હુકમ લેવા માટે વારંવારએ પાછા ફરી-જુવે છે તેવી જ રીતે જેઓ પ્રજામતને રાજી રાખવાના હેતુથી કામ લે તેઓ અધિકારી કહેવાય છે છતા વાસ્તવિક રીતે તેઓ પ્રજાના ગુલામ કરતાં વિશેષ સારા નથી હોતા.

ખરો પ્રમાણિક રાજ્યનિતિજ્ઞ પુરૂષ પ્રજામતની એટલી જ દરકાર રાખે છે કે તેને લીધે તેનાપર વિશ્વાસ બંધાઇ જવાથી તેને પોતાની મુરાદો પાર પાડવામાં અને તેને ફતેહમંદ કરવામાં મદદ થાય છે. એક મહત્વાકાંક્ષી યુવાન પોતાના સારા મહાન કાર્યો માટે મગરૂર

થાય અને પ્રમાણમાં કીર્ત્તિની સ્પૃહા રાખે તેમાં કંઇ વાંધો નથી; કારણ પીઓરેસ્ટસ કહે છે તે પ્રમાણે ન્હાની વય અને સાધારણ સ્વભાવના પુરુષોમાં જ્યારે સદ્‌ગુણો ઉગવા માંડે છે ત્યારે કીર્ત્તિના પાણીથી તેઓ પોષાય છે અને જેમ જેમ કીર્ત્તિની સ્પૃહા વધતી જાય છે તેમ તેમ પ્રમાણમાં તેઓ જોરદાર થતા જાય છે; પણ બધી બાબતોમાં કીર્ત્તિની નિરંકુશ સ્પૃહા જોખમકારક છે અને ખાસ કરી રાજકીય બાબતોમાં તો તે ઘણી જ જોખમકારક છે;-કારણ કે પ્રબલ સત્તા સાથે જોડાયલી હોવાથી, કીર્ત્તિની સ્પૃહા તેઓને ગાંડા અને મૂર્ખ બનાવી દેછે; અને જે સારૂં હોય તે યશસ્વી થાય એમ માનવાને બદલે જેટલું લોકપ્રિય તેટલું સારૂં એવો ઉંધો મત તેઓ ધરી બેસે છે. એટલા માટે એન્ટીપેટરે ફોકિયન પાસે કંઇ અયોગ્ય માગણી કરેલી તેના જવાબમાં તેણે કહેલું કે હું તમારો મિત્ર અને ખુશામદખોર બંને નહીં થઇ શકું. આજ કે આવું કંઇ વાક્ય જનસમૂહને પણ કહેવું જોઇએ 'એક જ માણસ તમારો હાકેમ અને તમારો ગુલામ થઇ નહીં શકે!' કારણ એમ કરવું એ તો સર્પની દંતકથાના જેવું જ પાકું થવાનું. કહે છે કે એક વખત પુછડીને અને માથાને તકરાર થઇ, અને હમેશ તમારી દોરાયલી ચાલું છું તેના કરતાં આજે તો હું આગળ ચાલું અને તમે મારા દોરાયા ચાલો એમ પૂછડીએ માથાને આગ્રહ કર્યો. ને પ્રમાણે હર્યું અને પૂછડી આડેધડ જેમ તેમ ચાલવા માંડી એટલે કાંટા વગેરે વાગવાથી તેને જખમ થયા અને મસ્તકને કુદરતી નિયમની વિરૂદ્ધ આંધળા અને બહેરા ભોમીયાના દોર્યા પ્રમાણે ચાલવું પડયું એટલે તેને પણ ખમવું પડયું. એવી જ રીતે જેઓ રાજ્યના દરેક કામમાં લોક વૃત્તિની તરફ નજર નાખતા રહે છે તેઓની સ્થિતિ તેવી જ હોય છે. પ્રજાની ઢંગધડા વગરની વૃત્તિને અધીન રહેવાથી તેઓ એવા રોગ ઉત્પન્ન કરે છે કે જે મટાડવાની કે અટકાવવાની તેમનામાં શક્તિ હોતી નથી.

ટાઇબીરીયસ અને કેઇયસ ગ્રેકસના કમનસીબ જીવનમાં લોકવૃત્તિને અનુસરવાથી જે પરિણામ આવ્યાં તે પરથી ઉપરની ટીકા કરવાનું સૂઝયું છે; સ્વભાવમાં, કેળવણીમાં, અને રાજ્ય કારભાર ચલાવવાના સિદ્ધાંતોમાં તેઓ એક્ક હતા; છતાં તેઓની પડતી થઇ તેનું કારણ કીર્ત્તિની સ્પૃહા એટલી બધી નહીં પણ અપકીર્ત્તિની બ્હીક એ હતું; આ બ્હીકમાં વાસ્તવિક રીતે કંઇ અયોગ્ય નહતું. તેઓની પદવી પ્રજાની અરજીથી મળી હતી અને તેટલા માટે તેમની વૃત્તિને બને તેટલું માન આપવું એ તેઓ ફરજ સમજતા હતા; એટલું જ નહીં પણ પોતાને મળતાં માનનો બદલો વાળવાના હેતુથી તેઓ પ્રજારંજન થાય એવાં કામ કર્યાં કરતા હતા, અને એ કામ માટે વળી વધારે માન મળવાથી આખરે તેમની અને પ્રજા વચ્ચે એટલો બધો સંબંધ થઇ ગયો કે જેને લીધે તેઓ ઘણા જ ગુંચવાડાવાળી સ્થિતિમાં આવી ગયા અને આખરે તેઓને એટલું કહેવાનો પણ અવકાશ ન રહ્યો કે 'આ કામમાં આપણી ભૂલ હતી, માટે હવે તે પડતું મૂકો'

( એગિસનું ચરિત. )

૬.

જેઓ કલાઓને આપણી ઇંદ્રિયો સાથે સરખાવતા તેઓએ વાસ્તવિક રીતે જોયેલું કે કલામાં તેમજ ઇંદ્રિયોને વિરોધી ગુણોના જ્ઞાનની શક્તીસમાન છે; પણ એ વિરોધી

ગુણોના જ્ઞાનની પદ્ધતિમાં તેમજ એ જ્ઞાનના હેતુમાં ફેર પડે છે; દાખલા તરીકે આપણી દષ્ટિને કાળા કરતાં સફેદ રંગ પારખવાની વિશેષ શક્તિ હોય એવું કંઇ નથી, કે આપણી જિંહાને સ્વાદિષ્ટ પદાર્થ અને કડવા પદાર્થની લાગણી સરખી નથી થતી એમ નથી. અ-થવા આપણી ત્વચાને નરમ કે કઠણ બધા પદાર્થોનાં જ્ઞાનની શક્તિ સરખીજ છે; દરેક ઇંદ્રિયનું કામ પોતાને લગતા પદાર્થોમાંથી જે કંઇ ભાન થાય તે સ્વીકારવાનું છે. પણ કલાઓમાં બુદ્ધિનો પ્રવેશ વધારે વિસ્તીર્ણ છે; ઇંદ્રિયો માફક તેઓને જે આવે તે સંઘરવાનું નથી; તેઓ યોગ્ય અયો-ગ્યનો વિચાર કરી શકે છે અને તેમાંથી યોગ્ય વસ્તુઓ તરફ તેઓ ખાસ આકર્ષાય છે અને અયોગ્ય વસ્તુઓ તરફ નજર નાંખે છે તે પણ તેને કેમ દૂર રખાય એવા ગૌણ હેતુથીજ. દાખલા તરીકે વૈદક રોગોની પરીક્ષા કરે છે અને સંગીત બેસુર અવાજોની પરીક્ષા કરે છે તે તેઓના વિરોધીઓને ઉત્પન્ન કરવાના હેતુથી જ. અને તે પ્રમાણે સર્વોત્કૃષ્ટ કલા—ચારિત્રની કલા તે આપણને યોગ્ય, માનનીય અને સત્ય શીખવે છે એટલુંજ નહીં પણ સાથે અસત્ય, નિં-દાપાત્ર અને અન્યાય એટલે શું એ સમજતાં પણ શીખવે છે; ખરે, આ કલા જે નિ-ર્દોષતા દુર્ગુણના અજ્ઞાનમાંથી ઉદ્‌ભવ પામે છે તેને વખાણતી નથી. દરેક માણસ જે સદ્‌ગુણી રહેવા ચાહતો હોય તેને એ જ્ઞાન તો ખાસ હોવું જોઇએ અને તેટલા માટે દુ-ર્ગુણનું અજ્ઞાન એતો ગફલીયતમાં ગણાય. આ હેતુથી પુરાતન સ્પાર્ટનો મેજબાની વખતે પોતાના ગુલામોને દારૂથી છાકટા બનાવીને મેજબાનીના ઓરડામાં દાખલ કરતા કે છાકટા-પણું શું તે યુવાનો જોઇ શકે.

થોડા મનુષ્યોને સુધારવા માટે બીજા થોડાને બગાડવા એ અમને તો યોગ્ય લાગતું નથી; છતાં આ જીવનચરિતોમાં થોડાક દુર્ગુણી પુરુષો જેઓએ હાથમાં આવેલી સત્તાનો ઉપયોગ પોતાના મોજશોખ માટે જ કરેલો અને વધારે સત્તાથી જેના દુર્ગુણો વધારે પ્ર-કાશ પામેલા તેઓનાં ચરિત્રો આપવામાં અમને કંઇ ભૂલ નથી લાગતી. એ ચરિત્રો વાંચ-નારનું મન રંજન કરવા અમે નથી આપતા; પણ જે હેતુથી થીબનગાયક ઇસ્પેનિયસ પોતાના શિષ્યો આગળ સારા અને કનિષ્ટ વાંસળી વગાડનારા પાસે વગડાવી કહેતો કે "આમ તમારે વગાડવું" અને 'આમ તમારે ન વગાડવું' તેજ હેતુ મારો પણ છે. અને એક બીજો ગાયક કહેતો કે પ્રથમ ખરાબ ગાયન સાંભળવાથી પછી સારા ગાયન સાંભ-ળવામાં વિશેષ આનંદ આવે છે; તેજ પ્રમાણે દુર્ગુણી અને નિંદાપાત્ર પુરુષોના જ્ઞાનથી સદ્‌ગુણ તરફ આપણું ધ્યાન વધારે ખેંચાશે અને તેમનું અનુકરણ કરવાની વૃત્તિ પણ વધશે.

એ હેતુથી અમે હવે ડિમેટ્રિયસ અને એન્ટનીનાંચરિતો આપીશું. પ્લેટો કહે છે કે અસાધારણ બુદ્ધિ ઘણા સદ્‌ગુણી અને નહીંતો અતિશય દુર્ગુણી પુરુષોને ઉત્પન્ન કરે છે એ વાક્યને આ બન્ને જણનાં જીવનસાક્ષી પૂરે છે. તેઓ બંને શૂરવીર યોદ્ધા હતા, અને વળી ઉદાર સ્વભાવના હતા પણ સાથે ઉડાઉ અને ઉચ્છૃંખળ હતા અને સ્ત્રી અને સુરાના ગુલામ હતા. તેઓના જીવનમાં પણ સરખાપણું હતું; કારણ તેઓએ મોટી જીતો મેળ-વેલી અને તેવાજ મોટા પરાજય પણ ખમેલા અને આ સામ્ય લગભગ તેમના અવસા-નમાં પણ કાયમ રહેલું. કારણ એક બંદીવાન થઈ તેજ હાલતમાં મૃત્યુ પામ્યો, અને બીજાની દશા પણ તે થતાં સ્હેજમાં રહી ગઈ.

(ડિમેટ્રિયસનુ ચરિત.)



# પ્લૂટાર્કનાં જીવન ચરિત.




## લાઈકર્ગસ.

સ્પાર્ટાના રાજ્યબંધારણ બાધનાર લાઈકર્ગસ વિષે ચોક્કસ અને નિર્વિવાદ હોય એવી કશી માહિતી અમે આપી શકતા નથી. કેમકે એનો જન્મ, એના પ્રવાસો, એનું મોત, અને વિશેષે કરીને એણે જે કાયદાઓ અને જે રાજ્યતંત્ર સ્થાપ્યા, એ સર્વ વિષે જે અનેક વૃત્તાંત મળી આવે છે, તે એક બીજાથી જુદા પડે છે. આ મહાપુરૂષના સમય વિષે વળી સૌથી વધારે મત ભેદ છે. કેટલાક કહે છે કે એ અને આઇફીટસ એકકાલીન હતા, અને ઓલિમ્પિક ખેલ ચાલતા હોય તે દરમિયાન ગ્રીક રાજ્યોના પરસ્પર વિગ્રહ શાંત રહે એ ધર્મ પ્રવર્ત્તાવવામા આઇફીટસની સાથે એ પણ સામેલ હતો એમ તેઓ ઉમેરે છે. પ્રસિદ્ધ ફિલસુફ એરિસ્ટોટલ આ મતનો છે, અને તેના પુરાવામા જણાવે છે કે લાઇકર્ગસનુ નામ કોતરેલું એક પ્રાચીન ઓલિમ્પિક ચક્ર તેણે જોયું હતું. પરંતુ બીજા માનનીય લેખકો સ્પાર્ટાના રાજાઓના કાલાનુક્રમની ગણના ઉપરથી જણાવે છે કે લાઇકર્ગસ પ્રથમ ઓલિમ્પિયાડ કરતાં વધારે પ્રાચીન સમયમા થઇ ગયો હતો. આ વિષયમા વળી ત્રીજું મત એવું છે કે સ્પાર્ટામાં લાઇકર્ગસ નામના બે પુરૂષો જુદેજુદે વખતે થયા હતા, તેમાંના એકની વિશેષ પ્રસિદ્ધિને લીધે બન્નેના કૃત્યો એકના જ વૃત્તાંતમાં એકઠાં થઈ ગયાં હતાં, અને એ બેમાંનો વધારે પ્રાચીન લાઈકર્ગસ હોમરના સમયમાં કે તે પછી થોડા અરસામાં થઇ ગયો. એટલે કે આ મત પ્રમાણે લાઇકર્ગસ અત્યંત પ્રાચીન હતો. સ્પાર્ટાના છેલ્લા રાજવંશનો મૂલ પુરૂષ હર્ક્યુલીસ હતો, તેના શરૂઆતના વંશજોના સમયમાં લાઇકર્ગસ થયો એવું ઝેનોફનનું મત છે એટલે એ લેખક લાઇકર્ગસની અત્યંત પ્રાચીનતાનું મત સ્વીકારે છે. લાઇકર્ગસના જીવનચરિતનો વૃત્તાંત લખવામાં આ પ્રમાણે એ પ્રાચીન સમયના વિવાદગ્રસ્ત ઇતિહાસથી મુક્ત રહી શકાય એમ નથી, તેથી અમે અમારા લેખમા લાઇકર્ગસ વિષેની સૌથી વધારે વિશ્વસનીય વિગતો જ નોંધીશું, અને સૌથી વધારે માનનીય ગ્રંથકારોને પગલે જ ચાલીશુ

કવિ સિમોનિડિસ કહે છે કે લાઇકર્ગસ પ્રાઇટેનિસનો પુત્ર હતો પણ ઘણાખરા લેખકો પ્રમાણે તે યુનોમસનો પુત્ર, પ્રાઇટેનિસનો પૌત્ર, પ્રાઇટેનિસના પ્રપિતામહ પેટ્રોક્લીસનો છઠ્ઠો વંશજ, અને હરક્યુલીસથી અગિયારમો હતો. એના હરક્યુલીસ પછીના પૂર્વજોમાં સૌથી વધારે નામાંકિત પેટ્રોક્લિસનો પુત્ર સાઉસીસ હતો. સાઉસીસ રાજાના સમયમાં સ્પાર્ટનોએ હેલટ લોકોને ગુલામો બનાવ્યા અને આર્કેડિયનો પાસેથી ઘણો મુલક છતયો. એ રાજા એક સમયે એક વિષમ સ્થળે ક્લિટોરિયનો*થી ઘેરાઈ ગયો, ત્યારે પાણી વગર એનું લશ્કર અત્યંત હેરાન થતું હતું, તે ઉપરથી એણે દુશ્મન સાથે કરાર કર્યો કે પાસેના ઝરામાંથી તે એને અને એના તમામ લશ્કરને પાણી પીવા દે તો એ તેને પોતાની બધી છતો પાછી આપી દે. આ કરારના પરસ્પર શપથ લેવાયા તે પછી તેણે પોતાનું લશ્કર એકઠું કરી સર્વને કહ્યું કે તેમનામાંથી જે કોઈ યોદ્ધો પાણી નહીં પીએ તેને ઈનામમાં સ્પાર્ટાનું પોતાનું રાજ્ય મળશે પણ એ કોઈનાથી પાણી વગર રહેવાયું નહીં, બધાએ પાણી પીધું. પછી છેવટે સાઉસીસ પોતે ઝરા આગળ ગયો, અને તેણે મ્હોં ધોયું તથા મ્હોં ઉપર પાણી છાંટ્યું, પરંતુ જરા પણ પાણી પીધું નહીં એ દુશ્મને પણ જોયું. તે પછી તેણે પોતાનું લશ્કર ખસેડી લીધું અને ફરીથી લડાઈ ચાલુ કરી, કેમકે બધાએ કંઈ પાણી પીધું ન હતું. આ ભીમ સંયમ સારુ એની ઘણી ખ્યાતિ થઈ. એના પછીના રાજાઓ એના પુત્ર યુરાઇપોનના વંશજ તરીકે ઓળખાયા. એ રાજાએ રાજ્યની લગામ જરાક ઢીલી મૂકી અને લોકોનું મન સંપાદન કરવાનું વલણ રાખ્યું. આથી લોક વધારે છૂટ લેવા લાગ્યા, અને પછીના રાજાઓ લગામ પાછી તંગ કરવા જતા અપ્રિય થતા, અથવા તો નિર્બળતાથી કે લોકને રાજી કરવાની આશાથી નમી જતા, અને એ પ્રમાણે સ્પાર્ટામાં ઘણા લાંબા વખત સુધી ગડબડ અને અવ્યવસ્થા પ્રવર્તી. લાઇકર્ગસના પિતાનું અકાળે મોત આવ્યું તે આને લીધે. એક દિવસ શેરીમાં લોકો હથિયાર કહાડી ઝપાઝપી કરતા હતા, તેમને એ છૂટા પાડવા ગયો ત્યાં એને એક છરી વાગી ગઈ તેથી એનું મોત થયું, અને એનો જ્યેષ્ઠ પુત્ર લાઇકર્ગસનો સાવકો ભાઈ, પોલિડેક્ટિસ ગાદીએ આવ્યો.

એ પણ થોડા વખતમાં મરી ગયો. એટલે લાઇકર્ગસ ગાદીએ આવ્યો. પરંતુ પછી થોડા જ સમયમાં એના વડીલ ભાઈની વિધવા સગર્ભા જણાતાં એણે જાહેર કર્યું કે તેણીને પુત્ર સાંપડે તો તેજ રાજા ગણાવો જોઈએ અને તે ઘડીથી જ તેણે માત્ર રક્ષક તરીકે રાજસત્તા હાથમાં રાખ્યું. કેટલાક દિવસ પછી રાણીએ તેને ખાનગી કહાવ્યું કે જો તે સ્પાર્ટાનો રાજા થાય ત્યારે તેણીની સાથે લગ્ન કરવાનું વચન આપતો હોય, તો તેણી પોતાના ગર્ભનો નાશ કરવા તૈયાર હતી. આવી દુષ્ટ સ્ત્રી ઉપર તેને ધિક્કાર આવ્યો, તો પણ તુરત તેણીને રોકડો જવાબ ન આપતાં પોતાના મનનું વલણ પણ એવું જ હોય એવો વેશ કરીને ગર્ભપાત માટે દવાદારૂ કરી તેણીએ પોતાનો જીવ જોખમમાં ન નાખવો એવી તેણીને વારંવાર વિનંતિ કરી, અને વળી વિશ્વાસ આપ્યો કે પ્રસવ થશે કે તુરત બાળકનો વિનાશ કરવાનો તે પોતે પાર બંદોબસ્ત રાખશે. આ પ્રમાણે તેણે તેની પાસે પૂરા દિવસ કઢાવ્યા અને પ્રસવની ઘડી આવી ત્યારે તેણે સુપાત્ર માણસોને તેણીના આગળ રાખ્યા, તથા તેમને કહ્યું કે પુત્ર અવતરે તો તેને એકદમ પોતે ગમે તે

* ક્લિટોર, ક્લિટોરિયમ ઉત્તર આર્કેડિયાનું એક ગામ—તેના વતનીઓ.

કામમાં બેઠા હોય ત્યાં લઇ આવવો. તેણીને પ્રસવ થયો ત્યારે એ રાજ્યના મોટા અમલદારો સાથે ભોજન લેતો બેઠા હતો, અને એના ચાકરોએ તે બધાની વચમાં અવતરેલા પુત્રને આણ્યો. લાઇકર્ગસ તેને હાથમાં લેતાં જ સર્વ મંડળ સમક્ષ બોલ્યો, "સ્પાર્ટનો! જુઓ આ આપણા નવા અવતરેલા રાજા." એટલું બોલી તેણે બાળકને સિંહાસન ઉપર મૂક્યો, અને તેનું નામ કેરિલેયમ એટલે પ્રજાહર્ષદ પાડ્યું, અને ત્યાં એકઠા મળેલા લોકો લાઇકર્ગસની ન્યાયબુદ્ધિ અને મોટા મનથી આશ્ચર્ય પામ્યા. આ પ્રમાણે લાઇકર્ગસનું રાજ્ય માત્ર આઠ માસ ચાલ્યું. પણ સ્પાર્ટનો એને એના સદ્‌ગુણ માટે અત્યંત માન આપતા, અને રક્ષક તથા રાજ્યમાં કર્તાહર્તા પુરૂષ તરીકે એનો હુકમ ઉઠાવનારા હતા તેના કરતાં એને પૂજ્ય ગણી એની આજ્ઞા માથે ચ્હડાવનારાઓ ઘણા વધારે હતા. તોપણ વસ્તીમાં કેટલાક એની અદેખાઇ કરનારા પણ હતા, અને તેઓનું માનવું એવું હતું કે આટલી ન્હાની ઉમ્મરમાં એના હાથમાં આટલો બધો અધિકાર ન હોવો જોઇએ. રાણીના સગાઓ અને મિત્રો પોતાને એના તરફથી અપમાન મળતું ગણી એના શત્રુ બન્યા હતા. તેણીના ભાઇ લિયોનિડસે એક દિવસ એના ઉપર કડાં વચન વાપરી છચોક હુમલો કર્યો અને એટલે સુધી બોલ્યો કે એ થોડા વખતમાં રાજા થવા માગે છે તે સૌ સારી પેઠે સમજે છે. એ પક્ષના માણસોએ અને રાણીએ આ પ્રમાણે લાઇકર્ગસ વિરુદ્ધ અનેક ખોટાં તોહમતો અને અફવાઓની જાલ પાથરી રાખી, કે બાળરાજાને કંઈ અકસ્માત થાય તો તેનો દોષ લાઇકર્ગસને માથે ઢોળી પડાય. લાઇકર્ગસ તેમની આવી ગેરવર્તણુકથી કંટાળ્યો, અને તેઓ કંઇ છળકપટ રચે તો પોતે નિર્દોષ છતાં રખેને ફસી પડે એવી ચિંતામાં પડ્યો, એટલે આખરે ભત્રીજો મોટો થાય તથા તેને પુત્ર લાભ થાય ત્યાં સુધી સ્પાર્ટાની ભૂમિ તજી દઇ પરદેશોમાં પ્રવાસ કરવાનો તેણે નિશ્ચય કર્યો.

પ્રથમ તે વહાણમાં બેસી ક્રીટ ગયો. ત્યાંનું રાજ્યતંત્ર તપાસતાં અને ત્યાંના શ્રેષ્ટ રાજપુરૂષો સાથે સંવાદ કરતાં એને ત્યાંના કેટલાક ધારા એવા ગમ્યા કે ફરીથી સ્પાર્ટા ગયા પછી ત્યાં તે દાખલ કરવાનો એણે નિશ્ચય કર્યો. બીજા કટલાક એને સારા ન લાગ્યા. ક્રીટમાં એણે મિત્રો કર્યા તેમાં થેલિસ કવિ પણ હતો, અને એને તેણે એટલે સુધી પોતાનો કરી લીધો કે તે એની વિનંતીથી પોતાનો સ્વદેશ ક્રીટ તજી સ્પાર્ટાવાસી થયો. થેલિસ કવિ હતો તેમ જ્ઞાની અને રાજ્યનીતિકુશલ પણ હતો. અને શ્રેષ્ઠ કાયદા ઘડનારાઓ જે મહત્ત્વના ઉદ્દેશ સાધે તે એ પોતાના સંગીત કાવ્યોદ્વારા સાધતો. કેમકે એની ગીતિઓમાં પ્રસાદ, લાવણ્ય, અને માધુર્ય હતાં તેથી લોકનાં મન વશ થઇ આપોઆપ કોમળ અને નરમ બનતાં, અને તેમના શબ્દાર્થથી લોકનાં વર્તન અને રીતભાત સુધરતાં, તેમનું વલણ ઐક્ય અને આજ્ઞાપાલન તરફ થતું, તેમના પરસ્પર દ્વેષ પીગળી જતા, અને તેઓમાં ઉન્નતિ અને સદ્‌ગુણ માટે એક સરખો આવેશ પ્રસરી રહેતો, એટલે કે સ્પાર્ટામાં પાછા આવી લોકસુધારણાર્થે ધારાઓ બાંધી લાઇકર્ગસ જે પ્રયત્ન કરવાનો હતો તેને માટે આગળથી થેલિસના કાવ્યોએ કેટલેક અંશે લોકોનાં મન તૈયાર કરી રાખ્યાં અને એનો માર્ગ સરલ કરી આપ્યો એમ કહી શકાય.

ક્રીટથી લાઇકર્ગસ એશિયામાઇનોરમાં ગયો અને ત્યાંના ઐયોનિયન લોકના ઉડાઉ વિલાસી અત્યાચારી જીવન સાથે તેણે ક્રીટન લોકનું નિયમિત સાદું અને સખ્ત જીવન

સરખાવી જોયું, તથા એ ભિન્નભિન્ન જીવનની રાજ્યતંત્ર, લોકાચાર અને રીતભાત ઉપર શી અસર થાય છે એ તપાસી જોયું. વૈદ્યો નબળાં અને રોગી શરીરો સાથે પુષ્ટ અને સારાં શરીર સરખાવે છે, તેમ એણે આ બે રાજ્યશરીરોની સરખામણી કરી. ઘણું કરીને આ પ્રદેશમાં જ લાઇકર્ગસે ક્રિઓફિલસના વંશજોએ જતન કરી રાખેલાં હોમર કવિનાં કાવ્યો જોયાં. એ કાવ્યોની વાર્તાઓ તેને અત્યંત રસિક લાગી અને તેમાં વચ્ચે વચ્ચે રાજ્યનીતિ અને સદાચારનો પુષ્કળ મનોહર બોધ જોયો, તેથી તેણે એ સર્વ કાવ્યો એકઠાં કર્યાં અને પોતાની સાથે સ્વદેશ લઈ જવા માટે એક સંપૂર્ણ નકલ આનંદથી તૈયાર કરી લીધી. કેમકે તે કાળ સુધી હોમરની ઉજ્જ્વલ કવિતાનો ગ્રીસમા પ્રચાર થયેલો ન હતો; માત્ર તેની કેટલીક કૃતિઓ ખંડિત રૂપે કોઈ કોઈના જાણવામાં આવેલી હતી. એના સંપૂર્ણ કાવ્યસંગ્રહને ગ્રીસમાં સુપ્રસિદ્ધ કરવાનું માન લાઇકર્ગસને છે.

ઇજિપ્તવાસીઓ દાવો કરે છે કે લાઇકર્ગસ એમના દેશમાં પણ આવ્યો હતો; અને સ્પાર્ટામાં એણે લડાયક વર્ગને કારીગર અને મજૂર વર્ગોથી જુદો પાડી રાજ્યબંધારણ સુઘટિત કર્યું તેમાં એણે ઇજિપ્તના બંધારણનું અનુકરણ કર્યું હતું. કેટલાક ગ્રીક લેખકો પણ આ વાત સ્વીકારે છે. પણ લાઇકર્ગસે આફ્રિકા અને સ્પેનમાં પણ પ્રવાસ કર્યો હતો અને તેના પ્રવાસોમાં એ હિંદના યોગી–મુનિઓના સંસર્ગમાં પણ આવ્યો હતો એ હકીકત માટે તો અમારા જાણવા પ્રમાણે માત્ર હિપ્પાર્કસ–પુત્ર એરિસ્ટોક્રેટિસ*ની ઉક્તિ સિવાય બીજો કંઈ આધાર નથી.

લાઇકર્ગસના ગયા પછી સ્પાર્ટનોને તેની ઘણી જરૂર જણાઇ, અને તેને પાછો આવવા વીનવવા એમણે અનેક એલચીઓ મોકલ્યા. કેમકે તેમને માલુમ પડ્યું અને તે એમણે તેને જણાવ્યું કે "તેમના રાજાઓ નામના રાજા હતા, અને રાજ્યચિન્હો ધારણ કરતા હતા તે સિવાય બીજા પુરુષો કરતાં એમનામાં વિશેષ કંઈ પણ ન હતું, અને લાઇકર્ગસમાં તો ગમે તેવા મોટા રાજ્યકાર્ય યોગ્ય રીતે કરવાની અને માણસ ખીંચવી જાય એવાં વકતૃત્વથી તેમનાં મન સંપાદન કરવાની નૈસર્ગિક શક્તિ હતી." વળી, સ્પાર્ટાના રાજાઓને પણ તે પાછો આવે એ વાત રુચતી હતી, કેમકે એના આવવાથી લોકોની ધૃષ્ટતા ઘટશે અને પોતાનું કંઇક વિશેષ માન રહેશે એવી તેમને ઉમેદ હતી. આ પ્રમાણે સર્વના આવકાર વચ્ચે લાઇકર્ગસ પાછો આવ્યો કે તુરત એણે રાજ્યનું આખું બંધારણ સાંગોપાંગ સુધારવાનું પોતાનું મહત્કાર્ય આરંભ્યું. તેના વિચાર પ્રમાણે કેટલાક નવા ધારા દાખલ કરવા અને થોડો ઘણો ફેરફાર કરવો એવા અધૂરિયા પ્રયાસથી લેશ પણ લાભ થવા સંભવ ન હતો, રોગી અને દુષ્ટ વિકારોથી ભરેલાં શરીરને દવાઓથી ગુણ લાગે તે પહેલાં આકરા પથ્યસેવનની જરૂર હતી, તેવી રાજ્ય–શરીરને પણ હતી. આથી તે ડેલ્ફી ગયો અને ત્યાં દેવ આગળ ઉપહાર ધરી પૂજા કરી પૃચ્છા કરી, ત્યારે તેના જવાબમાં એના વિષેની જગજાણીતી દૈવવાણી§ થઇ. કે 'તું દેવોનો પ્રિય છે અને જાતેજ દેવાંશી

* એક સ્પાર્ટન અને સ્પાર્ટાનો ઇતિહાસકાર.

§ "સ્પાર્ટનોનો માનીતો લાઇકર્ગસ ડેલ્ફી દેવપૃચ્છા કરવા આવ્યો ત્યારે તે મંદિરમાં દાખલ થયો કે તુરત પૂજારણ બોલી ઉઠી, કે "લાઇકર્ગસ, તું મારા ધનાઢ્ય મંદિરમાં ભલે આવ્યો; તું ઝ્યુસનો અને બધા દેવોનો માનીતો છે. હું તને તે માણસ કહેવો કે દેવ? મને તો લાગે છે કે તું દેવ છે!"

—હિરોડોટસ.

છે. પછી એણે પ્રાર્થના કરી કે "ઉત્તમ રાજ્યતંત્ર બંધાય અને લોકમાં આદર્શ રૂપે ટકી રહે એવા ધારા પ્રવર્ત્તાવવાની મને શક્તિ આપો" તેના જવાબમાં વળી દેવવાણી થઇ કે "એપોલોએ તારી પ્રાર્થના સાંભળી છે, અને તારૂં સ્થાપેલું રાજ્યતંત્ર જગતમાં શ્રેષ્ઠ નીવડશે એવું તે વરદાન આપે છે." આ પ્રમાણે ઉત્તેજન મળ્યા પછી તેણે સ્પાર્ટામાં આવીને સ્પાર્ટાનાં કુલીન વર્ગને પોતાના વિચારો જણાવ્યા, અને આ મહત્કાર્યમાં અગ્રેણી થવા તેમને ઉશ્કેર્યા. પ્રથમ તેણે ખાનગીમાં પોતાના મિત્રોને મેળવી લીધા, અને પછી ક્રમે ક્રમે બીજાઓને પણ તેમના મનનું વલણ તપાસીને અને તેમની યોગ્યતા પ્રમાણે પોતાની સાથે સામેલ કરતો ગયો. જ્યારે બધી તૈયારી થઇ ગઇ ત્યારે તેણે એક દિવસ પ્રાતઃકાલે પ્રતિષ્ઠિત નાગરિકોમાંના મુખ્ય ત્રીશ જણને બજારમાં હથિયારબંદ હાજર રહેવા આજ્ઞા કરી, કે કોઇ એના કાર્યની સામે થવા માગતું હોય તે ભય પામી દબાઈ જાય. આ ત્રીશમાંના વિશેષ જાણીતા વીશનાં નામ એક લેખકે આપેલાં છે. પણ એ સર્વમાં આદિથી અંત સુધી લાઇકર્ગસને સૌથી વધારે મદદ કરનારનું નામ અર્થ્મિયેડસ હતું. વાતનો ભેદ ભાગ્યો કે તુરત તો રાજા કેરિલેયસને લાગ્યું કે એ લોકો એની જાત સામે તાકે છે; અને તેથી એ નાસીને મિનર્વાના દેવળમાં દેવશરણે ગયો. પણ થોડા વખતમાંજ એને વિશ્વાસ આવ્યો અને તેઓ એને ઇજા કરવા માગતા નથી એ પ્રમાણે તેમણે શપથ લીધા એટલે એ જાતે શપથ લઇ લાઇકર્ગસના મંડલમાં ભળ્યો. એનો સ્વભાવ એવો અસીલ હતો કે એની સાથેનો રાજા આર્કિલેયસ એની ભલાઇના વખાણ સાંભળી એક સમયે બોલ્યો કહેવાય છે, કે એ એટલો તો ભલો છે કે ભૂંડાને સજા કરવાને પણ એનું મન માનતું નથી.

લાઇકર્ગસે અનેક નવી સંસ્થાઓ સ્પાર્ટાના બંધારણમાં દાખલ કરી તેમાં વડીલમંડલની (સેનેટની) સભા પહેલી અને સૌથી વધારે મહત્ત્વની હતી. કેટલીક અગત્યની બાબતોમાં આ મંડલને રાજાઓના જેટલો જ અધિકાર સોંપવાથી પ્લેટો કહે છે તેમ રાજાઓની સત્તા મનસ્વી અને નિરંકુશ હતી તે હદમાં આવી અને આખુ રાજ્યતંત્ર વધારે ટકાઉ બન્યું. આ સમય સુધી જેવા રાજા તેવું રાજ્ય ચાલતું, એટલે કેટલીકવાર લોકમતનો કેવળ અનાદર થતો અને કેટલીકવાર લોકમતનું અંધ અનુસરણ થતું. વડીલમંડળ સ્થપાયા પછી રાજ્યનૌકા સમતોલ રહેવા લાગી; જ્યારે રાજાઓ પોતાની સત્તા અતિશય વધારતા જણાય ત્યારે એ મંડલ તેમના વિરુદ્ધ થતું, પણ જ્યારે લોકોનું દબાણ રાજાની સત્તાને હરકત કરતું જણાય ત્યારે એ મંડલ રાજાઓનો પક્ષ લેતું. નાગરિકો અને રાજાઓ એ બેની વચ્ચે આવેલું એ મંડલ એ પ્રમાણે વાગરતી બંનેની ઢાલ અગર તરવાર થવા સમર્થ થતું. બેમાંથી જે જે વખતે નબળું તેની તે તે વખતે વ્હાર કરતું. એરિસ્ટોટલ કહે છે કે લાઇકર્ગસની મૂલ યોજના એ મંડલને ત્રીશ સભાસદનું ઠરાવવાની હતી, પણ એના બે સાથીઓ છેલ્લી ઘડીએ હિંમત હારી ગયા એટલે એણે સભાસદોની સંખ્યા અઠ્ઠાવીશ જ રાખી. પણ સ્ફીરસ* કહેછે કે મૂલથીજ માત્ર

* એક સ્ટોઇક ફિલસુફ. ઈ. પૂ. ત્રીજા સેકાના અંતમાં અને બીજા સેકામાં થઇ ગયો. ક્લિઓમિનીસના જીવનચરિતમાં પ્લુટાર્ક એને સ્ટોઇક ફિલસુફીના આદ્યદ્રષ્ટા ઝીનોનો શિષ્ય અને એ ક્લિઓમિનીસનો ગુરુ કહે છે, અને ક્લિઓમિનીસે સ્પાર્ટનોને સુધારવા માટે લાઇકર્ગસની સંસ્થાઓનો જીર્ણોદ્ધાર કરવા પ્રયત્ન કર્યો તેમાં તેણે એને મદદ કર્યાનું લખે છે. આ ચરિતને અંતે કલ્પિત રાજ્યવ્યવસ્થાનું પુસ્તક રચનાર ઝીનોનું નામ છે તે આ ઝીનો

અઠ્ઠાવીસ સભાસદોનું મંડળ યોજવાનો સંકલ્પ હતો. ગણિતશાસ્ત્રીઓ અઠ્ઠાવીશની સંખ્યા ને સાત અને ચાર એ બે ગંભીર રહસ્યવાળી સંખ્યાઓના ગુણાકારથી બનેલી, ૭ પછીની સંખ્યાઓમા પોતાના સર્વ અંગો સાથે સમાનતાવાળી પહેલી જ સંખ્યા, અને ન્યૂનતા સહિત સંખ્યાઓમાની એક કહે છે,* એ કારણને લીધે પણ કદાચ સભાસદોની સંખ્યા અઠ્ઠાવીશની રાખેલી હોય. અને બે રાજાઓ મળીને આખું મંડળ ત્રીશ સભાસદોનુ થાય એવો પ્રથમથી જ સંકેત હશે એમ મને વધારે માનવા લાયક લાગે છે.

લાઈકર્ગસને મન આ સંસ્થાનું એટલુ બધુ મહત્વ હતુ કે તેણે ખાસ એ એકને ઉદ્દેશીને ડેલ્ફીથી એક દૈવવાણી મેળવી. એ વાણી રેટ્રાને નામે પ્રસિદ્ધ છે, તેની ભાષા પ્રાચીન અને કિલષ્ટ હતી અને તેનો અર્થ આ પ્રમાણે હતો. તમે સિલેનિયન જ્યુપિટર અને સિલેનિયન મિનર્વાને મંદિરો બાંધો, નાગરિકોમા ફાઈલી-વિભાગ અને ઓબી-વિભાગ (ગોત્ર વિભાગ અને વર્ગ વિભાગ) દાખલ કરો, અને બે રાજા સહિત ત્રીસ સભાસદોનું વડીલમંડળ સ્થાપો, તે પછી તમારે બેબિકા અને કેનેકિઓન નદીઓ વચ્ચે નાગરિકોને પણ પ્રસંગોપાત્ત એકઠા કરવા, અને તેમના મતને પ્રમાણ ગણવુ" એરિસ્ટોટલ ધારે છે કે કનેકિઓન અને બેબિકા એ સ્પાર્ટાની નદી અને સ્પાર્ટાના પુલના પ્રાચીન નામ હતા. અને સ્પાર્ટાના ઘણા પ્રાચીન કાળથી જરૂર પડે ત્યારે એ સ્થળે એકઠા થતા, કેમકે એમણે સભાઓ ભરવા માટે મંડપા કે બીજા પણ જાતના મકાનો બાંધ્યા ન હતા. લાઈકર્ગસના મત પ્રમાણે એવા મકાનોનો કશો ખપ ન હતો, કેમકે તેમા એકઠા થયેલા સભાસદોનું ધ્યાન તેની બાંધણી કે કારીગરી કે છત કે પ્રતિમાઓ કે એવા બીજા શોભાના પદાર્થો તરફ ખેંચાય એટલે સભાના ખરા કામમા પૂરી એકાગ્રતા ન રહે, અને ત્યા એકઠા થવાથી ઉલટી કંઈક હાનિ થાય એવો સંભવ હતો. આ સામાન્ય નાગરિકોની સભાને કોઈ વિષયની નવી ચર્ચા આરંભવાનો હક ન હતો. રાજાઓ અને વડીલમંડળ જે ઠરાવ તેમની આગળ રજૂ કરે તે તેમને માન્ય છે કે નથી એટલુંજ કહેવાનો તેમનો અધિકાર હતો.† પરંતુ કાળક્રમે લોકોની સભાએ પોતાની આગળ રજૂ કરવામા આવતા ઠરાવોના શબ્દોમા ફેરફાર કરી તેમનુ રૂપ બદલી નાખી સત્તા વધારી દેવા માંડી અને રાજ્યતંત્રનું આખુ રૂપ ફરી જાય એવી ધાસ્તી પેદા થઈ ત્યારે પોલિડોરસ અને થીઓપોમ્પસ‡ રાજાઓએ ઉપર જણાવેલી દૈવવાણીમા ઉમેરણ કર્યું કે "જો નાગરિકો કોઈ પણ ખોટાને કે ઠરાવને બગાડવા મથે તો રાજાઓ અને વડીલમંડળ એમની સભામાથી ઉઠી જાય." એટલે કે તેઓ સભાની તે બેઠક સમાપ્ત થઈ જાહેર કરે અને તે દરમિયાન સભાએ કરેલા ફેરફાર રદ કરે. આ ઉમેરણ તેમણે કર્યું એટલુંજ નહી પણ લોકોને એવે સુધી સમજાવી દીધા કે એપોલોની દૈવવાણીમા મૂળથીજ એ પ્રમાણે આજ્ઞા હતી એમ તેઓ માનવા લાગ્યા. આ હકિ ટાયર્ટિયસની નીચેની પંક્તિઓ ઉપરથી જણાય છે —

" દૈવવચન આપ્યુ બની ભાન, શબ્દે શબ્દ કહું સાક્ષાત
દેવાથી રાજાઓ જેહ, ગુણવંત માટા છે તેહ

* લખનારાઓના રહસ્ય વિષના આ વિચારો પાછળથી ઉમેરાયેલા ઉમેરણના છે
† સ્પાર્ટા અને મેસેનાના નગરના પરસ્પર વિગ્રહ વખતે એટલે ઈ. પૂ. આશરે સૈકાના અંતમા એ બે રાજ સ્પાર્ટાના રાજાઓ હતા
‡ સ્પાર્ટા અને મેસેનાના વચ્ચેના દીર્ઘ વિગ્રહનો એટલે ઈ. પૂ. સૈકાના કેટલાક વર્ષોનો પ્રસિદ્ધ સ્પાર્ટન કવિ

સભા વિષે સર્વોપરિ જાણ, પછી વડીલો વૃદ્ધ સુજ્ઞાણ;
લોક સભાનું અંતિમ અંગ, ઠરાવ મંજુર કરે અખંડ."

લાઇકર્ગસના આ પ્રમાણે સમતોલ કરેલાં રાજ્યતંત્રમાં વળી થોડો સમય વીતતાં બીજો એક દોષ ઉત્પન્ન થયો. પ્રથમ આપણે જોયું કે નાગરિકોની સભાની સત્તા હદ ઉપરાંત વધતી જતી હતી. તેનો પ્રતીકાર થયો એટલે રાજાઓ અને વડીલમંડલની સત્તા વધવા માંડી અને કાલક્રમે સ્પાર્ટાનો કુલીન વર્ગ મનસ્વી અને ઉચ્છૃંખલ થતો ગયો, ન્યાયબુદ્ધિ અને મનની મોટાઇ ગુમાવતો ગયો, અને લોકો ઉપર જુલમ વર્તાવવા માંડયો. આનો ઉપાય લાઇકર્ગસ પછી એકસોત્રીસ વર્ષે એફોર નામના નવા અધિકારીઓના ગુપ્ત મંડળની સ્થાપનાથી થયો. ઇલેટસ અને તેના સાથીઓ એ સૌથી પહેલા એફોરો હતા. આ નવી સંસ્થાને પ્લેટો કુલીન વર્ગના મુખમાં ચ્હડાવેલું ચોકડું કહે છે. એ સંસ્થા દાખલ કરવામાં આવી તે વખતે થિઓપોમ્પસ રાજા ગાદીએ હતો. તેને તેની રાણીએ જ્યારે ઠપકો દીધો, કે ' તમે રાજાઓની સત્તા ઘટાડી; જેટલી સત્તા તમને તમારા પિતા તરફથી વારસામાં મળી હતી એટલી તમારો વારસ તમારી પાસેથી પામવાનો નથી," ત્યારે તેણે જવાબ દીધો, કે "આ નવી સંસ્થાથી રાજગાદીનો પાયો વધારે દૃઢ થયો છે એ લાભ મારા પછી અસંખ્ય રાજાઓ પેઢી દર પેઢી ભોગવશે." આ ઉપાયોથી મેસેના અને આર્ગોસના રાજકુલો ઉપર જે આપત્તિઓ પડી તેમાંથી સ્પાર્ટાનું રાજકુલ મુક્ત રહ્યું. અને લાઇકર્ગસે સ્થાપેલાં રાજ્યતંત્રની ઉત્કૃષ્ટતાનો ખરો ખ્યાલ આવવા માટે શ્રેષ્ઠ ઉપાય એ છે કે એવા રાજ્યતંત્રને અભાવે સ્પાર્ટાના સંબંધી અને પાડોશી મેસેના અને આર્ગોસના રાજ્યોમાં લાંબા કાળ સુધી અને ફરી ફરીને કેટલીવાર રાજા કુલીન વર્ગ અને સામાન્ય નાગરિકો વચ્ચે કેવા કટ્ટા આંતરવિગ્રહો પ્રવર્ત્યા અને પરિણામે ત્યાં કેવી અવ્યવસ્થા થઇ તથા તે કેટલાં દુર્બળ પડી ગયાં તેનો ઇતિહાસ જોવો. આરંભમાં તેઓ સ્પાર્ટાના સમોવડિયાં હતાં અને તેમનો પ્રદેશ વધારે ફળદ્રુપ હતો; છતાં તેઓનું આયુષ દુઃખી અને અલ્પ નીવડયું. એમના દૃષ્ટાંતોથી આપણે સ્પષ્ટ જોઇએ છીએ કે સ્પાર્ટનોને તેમનું રાજ્યતંત્ર સમતોલ, સ્થાયી અને સુખપ્રદ બનાવનાર લાઇકર્ગસ જેવો ધારા યોજનાર મળ્યો એ તેમનું મહદ્‌ભાગ્ય હતું અને તેમના ઉપર એક ઇશ્વરી કૃપા હતી.

લાઇકર્ગસનો બીજો અને વધારે સાહસિક સુધારો એ હતો કે એણે જમીનોના ગરાસોની નવી વ્હેંચણ કરી. એના સમયમાં ઘણીખરી જમીન થોડાએક ગરાસિયાના હાથમાં હતી અને શેહેરમાં નિર્ધન લોકની સંખ્યા બહુ મોટી થઇ ગઇ હતી. અને સ્થિતિની દુઃસહ અસમાનતાને લીધે ઉદ્ધતપણું, વિલાસીપણું, લોભ, ઇર્ષ્યા અને એવા દુર્ગુણો રૂપી રોગ તથા એ કરતાં પણ વધારે કટ્ટા અને દુઃસાધ્ય નિર્ધનતા અને અતિધનતાના રોગથી રાષ્ટ્ર હેરાન હતું. તેણે લોકોની સંમતિ મેળવી જમીનની માલિકીના આગળથી ચાલ્યા આવેલા સર્વ હક રદ કર્યા અને નવી વ્યવસ્થા એવી કરી કે, બધા નાગરિકોની દ્રવ્યસ્થિતિ અને તેથી કરીને તેમની જીવનપદ્ધતિ અને રીતભાત સમાન થઈ રહે. આનો વિશેષ પરિણામ એ પણ થયો કે જો કોઇને મોટાઈ મેળવવાની આકાંક્ષા થાય તો તેને માટે સત્કૃત્યો અને સદ્‌ગુણોનો જ માર્ગ રહ્યો. સ્પાર્ટાની સારામાં સારી જમીનના એણે નવ હજાર સરખા હિસ્સા કર્યા અને દરેક એક નાગરિકને આપ્યો. વળી

સ્પાર્ટાના હકુમત તળેના લેકોનિયા પ્રાંતની ખેડ જમીનના તેણે ત્રીસ હજાર હિસ્સા કર્યા અને પેરિઈકાઈ એટલે સ્પાર્ટાના નાગરિકોથી બીજી પંક્તિની વસ્તીમાં ત્રીસ હજાર કુટુંબોમાં એ દરેક વ્હેંચી આપ્યો. આ વ્યવસ્થા વિષે કેટલાક એમ કહે છે કે 'લાઈકર્ગસે મોટા ૭ હજાર હિસ્સા કરેલા હતા તેમાં એના પછી પોલિડોરસે બીજા ત્રણ હજાર ઉમેર્યા. બીજા કેટલાક એમ કહે છે કે લાઈકર્ગસે ફક્ત સાડા ચાર હજાર હિસ્સા કરેલા હતા તે પોલિડોરસે બમણા કર્યા. એ વિગત ગમે તેમ હો, પણ તે દરેક હિસ્સો એટલો હતો કે તેનું ઉત્પન્ન સારાંનરસાં વર્ષ એકત્ર કરતાં દરસાલ સરેરાશ પુરુષના માથા દીઠ આશરે બોતેર માપ અને સ્ત્રીના માથા દીઠ બાર માપ દાણો તથા એ પ્રમાણમાં દારૂ અને તેલ જેટલું થતું જતું. સ્પાર્ટનો તનદુરસ્તી અને સારો બલિષ્ઠ બાંધો પોષવાને માટે એટલું ખાનપાન પુરતું ગણાતું અને એથી વિશેષ તેમને જોઈતું ન હતું. લાઈકર્ગસ વિષે એક દંતકથા એવી છે કે જમીનના આ વિભાગો વ્હેંચાયા પછી એકવાર ફસલ વખતે તે ખેતરોમાં ફરવા ગયો અને ત્યાં ખળાંઓમાં ધાન્યના હારેહાર એક સરખા ઢગલા રચેલા જોઈને મંદહાસ્ય કરી પાસે કોઈ ઉભેલાઓ આગળ બોલ્યો, "જુવો આપણો દેશ કેવો અનેક સહોદર ભાઈઓ વચ્ચે નવી વ્હેંચાયલી જાગીર જેવો છે!"

આ પછી તેણે જંગમ મિલકતના પણ સરખા ભાગ કરવા પ્રયત્ન કર્યો, કે સ્પાર્ટનોમાં સ્થિતિભેદનો દેખાવ પણ રહેવા ન પામે. પણ તેને જલ્દી લાગ્યું કે પોતાની માલમત્તા દેખીતી રીતે લઈ લેવાય એ કોઈ સાંખશે નહીં; તેથી એણે તેમનો લોભ નિર્મૂલ થાય એવી એક આડી પણ આબાદ તદબીર રચી. પ્રથમ તેણે સોના અને રૂપા નાણાનું ચલણ બંધ પાડ્યું અને તેને બદલે લોઢાનું ચલણ દાખલ કર્યું. અને તેણે લોઢાના પુષ્કળ વજનની એટલી જૂજ કિંમત ઠરાવી કે માત્ર દશ માઈનીની કિંમતનું લોઢું એટલું બધું થાય કે તેનાથી એક આખો ઓરડો ભરાય અને તેને એક સ્થલેથી બીજે સ્થલે લઈ જવા માટે એક જોડ બળદ જોઈએ. આ ચલણનો પ્રવેશ થયો તેની સાથે જ સ્પાર્ટામાંથી ઘણી જાતના અન્યાયનો લોપ થયો. ચોરી કરીને કે રૂશવત લઈને, ધાડ પાડવાથી કે છેતરવાથી જે દોલત મેળવાય, તે જ્યારે છુપાવાય નહીં ત્યારે એવાં કૃત્ય કરે કોણ? દોલત વધવાથી માનઆબરૂમાં કંઈ વધારો ન થાય ત્યારે તેનો લોભ રાખે જ કોણ? વળી લોઢાનું નાણું કરવા માટે લાઈકર્ગસે એવી યુક્તિ રચી હતી કે તેને તપાવી સરકામાં બોળી ટાઢું પાડતું. આથી તે અત્યંત બરડ અને કરમાઈ પડે એવું થઈ જતું અને બીજા કશા ઉપયોગનું ન રહેતું, એટલે એવા લોઢાના કકડાઓને ગેરકટ વાપર માટે જે ચોર જોઈએ તેથી વધારે ગ્રહે પણ કોણ? વળી આવા નાણાને લીધે સ્પાર્ટામાં બધા નિરૂપયોગી ધંધા અને મોજશોખના હુન્નરો આપોઆપ બંધ પડ્યા. તેમ ગ્રીસનાં બીજાં રાજ્યો સાથેનો વેપાર પણ ભાગી પડ્યો. પરદેશી કે નવાઈની વસ્તુઓ ખરીદવાને સ્પાર્ટનો પાસે સાધન જ ન રહ્યું; એમનાં બંદરોમાં સોદાગરોનાં વ્હાણોએ નાંગરવું જ છોડી દીધું. તેમના આખા મુલકમાં પેસી લઈ કલાકૌશલ્ય શીખવનાર સોફિસ્ટ કે જનના ભવિષ્ય કહેનાર કે દુષ્ટ ધંધો કરનાર સ્ત્રી પુરુષ કે અલંકાર વેચનાર કે ફેરિયો શોધ્યો ન જડે એવું થઈ ગયું. આ પ્રમાણે મોજશોખ, તેમનો આધાર અને તેમનું પોષણ જ ન રહ્યું એટલે સ્વાભાવિક મોતે મુવા. અને એથી ઉલટું, લોકોમાં જે કશા કામના હતા તેનો ઉપયોગ, ખાટલા

ખુરશીઓ મેજો વગેરે કામની અને જરૂરી વસ્તુઓને શોભીતી કરવામાં થવા લાગ્યો. આવી કેટલીક વસ્તુઓ ધીરે ધીરે આખા ગ્રીસમાં પંકાઇ, તેમાં સ્પાર્ટન કારીગરીનો. કોથોન નામનો પ્યાલો લશ્કરોમાં સર્વત્ર વપરાવા લાગ્યો. વિગ્રહ દરમિયાનની લાંબીટુંકી મજલોમાં જ્યાં જેવું પાણી મળે ત્યાં તેવું પીવું પડે, અને આ પ્યાલાનો રંગ પાણીના કાદવકચરાનો રંગ દેખાવા ન દેતો તથા તેની વળતી કોરને લીધે કચરાનો ભાગ ત્યાં આગળ અટકતો, એટલે તે પીવામાં પણ ઓછો આવતો. આ સર્વ સુધારા લાઇકર્ગસના કાયદાઓથી થયા.

મોજશોખ ઉપર પૂરી ફતેહ મેળવવા અને દ્રવ્યલોભ નિર્મૂલ કરવા તેણે જે ત્રીજી સંસ્થા દાખલ કરી તે પણ યુક્તિ અને ડહાપણથી યોજેલી હતી. તેણે ફરમાવ્યું કે બધાએ સાથે જાહેરમાં સાર્વજનિક મેજો ઉપર નીમેલે વખતે અને અમુક જાતનો જ સાદો ખોરાક લેવો. ઘેર ખાનગીમાં કિંમતી પલંગો અને સુશોભિત મેજો ઉપર રસોઇઆએ બનાવેલાં સ્વાદિષ્ટ ભોજન ખાઉધરાં ઢોરની માફક દાબીદાબીને જમવાનો તેણે નિષેધ કર્યો. એ તો દેખીતું છે કે આમ રસનાને વશ વર્ત્તવાથી રહેણી બગડે છે અને શરીર બેડોળ તથા નિર્બલ થઇ જાય છે. વળી ખાનપાનાદિ વિષયના રસિયાઓને ઉંઘ વધારે જોઇએ, ગરમાગરમ સ્નાનમર્દન જોઇએ અને રાજરોગમાં સપડાયા હોય તેમના જેવી ન્હાનીમોટી તજવીજ જોઇએ. લાઇકર્ગસના કાયદાથી આ સર્વ સુધર્યું એ મોટો લાભ થયો. અને તેથી પણ વિશેષ લાભ એ થયો કે, થીયોફ્રેસ્ટસ કહે છે તેમ, દ્રવ્ય લોભને લીધે પ્રવર્ત્તતી જબરદસ્તી અને ઇર્ષ્યા નાબુદ થઇ ગઇ. ગરીબ અને તવંગર બંને એકસાથે એકરીતે એનો એ સાદો ખોરાક જ પામે પછી લક્ષ્મી એવા લોકમાં અને એવા સ્થલમાં શા આધારે રહી શકે? આ ઉપરથી જ કહેવત નીકળી કે માત્ર સ્પાર્ટામાં પ્લુટસ દેવ આંધળો અને નિર્જીવ હાલીચાલી ન શકે એવાં પુતળાં જેવો હતો. સાર્વજનિક ભોજન સમયે પોતામાંનું જે કોઇ બરાબર ખાતું પીતું નહીં તેને સ્પાર્ટનો સાદો ખોરાક ગળે ન ઉતરે એવો અને અમિતાચારી ગણી ટોકયા વગર પણ ન રહેતા.

તેથી (કહે છે કે) તવંગર લોકો લાઇકર્ગસના બીજા સર્વ કાયદાઓ કરતાં આ કાયદાથી વધારે ગુસ્સે થયા, અને એકઠા મળી જુસ્સાથી તેના વિરુદ્ધ બોલવા લાગ્યા, એટલુંજ નહીં પણ તેઓએ ઉશ્કેરાઇને લાઇકર્ગસને પથરા વગેરે મારવાનું શરૂ કર્યું; અને તેથી એને સભામાંથી નાશી જઇ સલામતી માટે એક મંદિરનો આશ્રય શોધવો પડયો. પરંતુ કમનસીબે તે ત્યાં સુધી પ્હોંચ્યો નહીં એટલામાં એક આલ્કેન્ડર નામનો ઉતાવળિયા સ્વભાવનો પણ બીજી રીતે સાલસ માણુસ તેની પાછળ જઇ પ્હોંચ્યો. અને લાઇકર્ગસે પાછા વળી જોયું કે તરત જ એણે લાકડીના એક ઝપાટાથી તેની એક આંખ ફોડી નાખી. લાઇકર્ગસ ત્યાંજ ઉભો થઇ રહ્યો; એણે પોતાનો આવેશ દાબી દીધો, તથા પોતાનો લોહી લુવાણુ ચ્હેરો અને ફુટી ગયેલી આંખ લોકોને બતાવ્યાં. આ દેખાવથી તેઓ એટલા શરમાયા અને શોકાતુર થઇ ગયા કે આલ્કેન્ડરને તેમણે એને સોંપી દીધો, અને પોતાનો પશ્ચાત્તાપ હરેક ઉપાયે બતાવતા તેને ઘેર પ્હોંચાડવા આવ્યા. લાઇકર્ગસે પોતાના શરીર બાબતની તેમની કાળજી માટે તેઓનો ઉપકાર માન્યો અને આલ્કેન્ડર શિવાય સર્વેને વિદાય કર્યા. અને તેને પોતાની સાથે ઘરની અંદર લઇ ગયો, પણ તેને બિલકુલ ઠપકો દીધો

નહીં કે કોઇ રીતે હેરાન કર્યો નહીં; માત્ર પોતાના હમેશના ચાકરો અને હજુરીઓને બદલે તેને જ નિરંતર પોતાની તહેનાતમાં રહેવા ફરમાવ્યું. આલ્કેન્ડર ઉગતી વયનો અને નિખાલસ પ્રકૃતિનો હતો. તેને લાઇકર્ગસ જે કંઇ હુકમ કરતો તે એ આનાકાની વગર ઉઠાવતો. આ પ્રમાણે લાઇકર્ગસ સાથેના સહવાસથી તે કેવો ભલો અને માયાળુ તથા કેવો નિરંતર ઉદ્યોગી અને દઢ મિતાચારી હતો તે સર્વ જોવાની એને તક મળી; અને તે પોતાના મિત્રોને કહેવા લાગ્યો કે લાઇકર્ગસ લોકો ધારતા હશે તેવો અભિમાની અને કડક ન હતો પણ ભલમનસાઇ અને મળતાવડાપણાનો એક નમૂનો હતો. લાઇકર્ગસે તેને તેનાં કૃત્યનો આ બદલો આપ્યો; તે એક ઉતાવળિયો અને ઉદ્ધત જુવાનિયો મટી જઇ ઠરેલ અને વિવેકી ગૃહસ્થ બન્યો એ તેને લાઇકર્ગસે શિક્ષા કરી. પોતાની આંખ ગઇ તેની યાદગિરીમાં લાઇકર્ગસે મિનર્વા ઓપ્ટિલેટિસને એક મંદીર આપ્યું, અને ડોરિયન બોલીમાં આંખ માટે એક શબ્દ છે ને ઉપરથી મંદિરની અધિષ્ઠાત્રી મિનર્વા દેવીને એ નામ આપ્યું. પણ કેટલાક લેખકો કહે છે કે તેની આંખને વાગ્યું હતું પણ ફુટી ગઇ ન હતી, અને એ બચી ગઇ તેને માટે એણે દેવીનું મંદિર બંધાવ્યું. આ પ્રસંગ પછી સ્પાર્ટનોએ સભામાં લાકડીઓ લઇ જવાનું મુકી દીધું.

લાઇકર્ગસે આરંભેલા સ્પાર્ટનોના સમસભોજનમાં આશરે પંદર પંદર માણસની એકેક મેજ ગણાતી. અને તેના નિર્વાહ માટે તેમાંના દરેકને દર મહિને એક માપ દાણો, આઠ માપ દારૂ, પાંચ રતલ પનીર, અઢી રતલ અંજીર, અને માંસ તથા મચ્છી ખરીદવા માટે યોગ્ય રોકડા પૈસા એટલું આપવું પડતું. વળી કોઇ દેવને ઉપહાર ધરતો તો તેનો કે હરિણનો શિકાર કરતો તો તેનો ભાગ સર્વના ઉપયોગ માટે મોકલતો, કેમકે જેણે શિકાર કર્યો હોય કે ઉપહાર ધર્યો હોય તેને તે દિવસે ઘેર વાળુ કરવાની છુટ હતી. ઘણા લાંબા કાળ સુધી આ સમસભોજનનો ધારો પૂરી સખ્તાઇથી પાળવામાં આવેલો. લાઇકર્ગસના સમયને સૈકાઓ વીતી ગયા પછી* એગિસ રાજા એથન્સવાસીઓ સામેના લાંબા વિગ્રહમાં એક વખતે જીત મેળવીને પાછો આવ્યો ત્યારે પોતાની પત્ની સાથે વાળુ કરવાની ઇચ્છા થવાથી એણે પોતાનું ખાણું ઘેર મંગાવ્યું, ત્યારે અધિકારીઓ (પોલ માર્કો) એ તેની મના કરી અને વળી આથી માઠું લગાડીને બીજે દિવસે તેણે વિજય પ્રસંગોએ આપવામાં આવતા બલિ જ્યારે ન આપ્યા, ત્યારે તેમણે એનો દંડ કર્યો.

આ સમસભોજન સમયે મેજે આગળ મિતાચારના પાઠ શીખવા માટે બાળકોને પણ આણવામાં આવતાં, ત્યાં એમને રાજ્ય સંબંધી શિક્ષણ અપાતું, અને ઉત્કૃષ્ટ વર્તન કોનું નામ તે સમજાવવામાં આવતું. વળી તેમને અપશબ્દો વાપર્યા વગર મશ્કરી ઠઠ્ઠા કરવાની છુટ આપવામાં આવતી, અને મોટેરાઓ કે બાળકોમાંનું કોઇ બોલનારને સામો બનાવે ત્યારે તે સહન કરી જવા તેની ફરજ હતી, એ તેના મન ઉપર ઠસાવવામાં આવતું. મશ્કરી ઠઠ્ઠા સહન કરવાની

* બીજા આર્કિડેમસનો પુત્ર એગિસ ઈ. પૂ. ૪૨૭થી ૩૯૮ સુધી સ્પાર્ટાનો રાજા હતો. પિલોપોનીશિયન વિગ્રહનાં તેણે એટિકા પ્રાંત ઉપર અનેક ચઢાઇ કરી તેના પુત્રને એલ્સિબિયેડીસના પેટનો હોવાથી સ્પાર્ટાની ગાદી માટે નાલાયક ઠરાવવામાં આવ્યો—જુવો એજિસિલેયસનું ચરિત

શક્તિ એ પણ સ્પાર્ટન વીરોનું એક ભૂષણ ગણાતું. પણ મેજ આગળના કોઇની સહનશક્તિ પૂરી થવા આવે એટલે તે માત્ર કહેતો કે હવે બસ કરો, તો સર્વ તુરત શાંત થઇ જતા. મેજ આગળ બાલકો આવે કે તુરત પ્રથમ ત્યાં બેઠેલાઓમાંથી સૌથી વૃદ્ધ માણસ કહેતો "અહીં જે બોલાય તેમાંથી એક શબ્દ પણ બારણા બ્હાર જવો ન જોઇએ". અમુક મેજના મંડલમાં અમુક માણસને દાખલ કરવા માટે નીચેનો નિયમ હતો. એ મંડલનો દરેક માણસ પોતાના હાથમાં નરમ રોટલીનો એક ન્હાનો દડો લેતો. પછી નોકર માથા ઉપર એક પાત્ર લઇને આવતો તેમાં એ તે ન્હાનો દડો નાખતો. નવો માણસ મંડલમાં ભલે દાખલ થાય એવો તેનો અભિપ્રાય હોય તો તે એ દડો એમનો એમ નાખતો, પણ જો તેને એ ગમતું ન હોય તો તે દડાને દાબી ચપટો કરીને નાખતો; અને પાત્રની અંદર એવો એક પણ ચપટો કરેલો દડો માલુમ પડતો તો નવો માણસ તે મંડલમાં દાખલ થઇ શકતો નહીં. કેમકે આવા નિકટ સહવાસમાં રહેનાર મંડલમાંના સર્વ માણસ એક બીજાને રુચતાજ હોવા જોઇએ એવી સ્પાર્ટનોની પ્રતીતિ હતી.

સ્પાર્ટનોમાં "કાળો સેરવો" એ નામનું ખાણું ઉત્તમ ગણાતું. ઘરડાઓને તે એટલું પ્રિય હતું કે બીજાં આમિષો તેઓ જુવાનિયાઓ માટે રહેવા દઇ મેજની એક બાજુએ એકઠા થઇને એ "સેરવો" ખાતા. કહે છે કે કાળાસમુદ્ર પાસેના કોઇ મુલકના એક રાજાને આ કાળો સેરવો ખાવાની એટલી ઇચ્છા થઇ કે તેણે એટલા માટે ખાસ એક સ્પાર્ટાનો રસોઇયો ખરીદ કર્યો. પણ જ્યારે તેણે એ સેરવો ચાખ્યો ત્યારે તે એને બિલકુલ ભાવ્યો નહીં, અને ગુસ્સામાં ગમે તેમ બોલવા લાગ્યો. ત્યારે પેલા રસોઇયાએ તેને કહ્યું "સાહેબ! આ સેરવાની લહેજત તો પ્રથમ સ્પાર્ટાની નદીમાં ન્હાય અને પછી ખાવા બેસે તેનેજ આવે."

માફકસર દારૂ પીધા પછી તેઓ અંધારે જ ઘેર જતા. કોઇ પણ પ્રસંગે રાત્રે બત્તી વાપરવાની તો મના જ હતી, એટલા માટે કે સૌને ઘોર અંધારી રાત્રે પણ હિંમત અને સાવધાનીથી કુચ કરવાની ટેવ પડે. તેઓના સમગ્રભોજનની વ્યવસ્થા આવી હતી.

લાઇકર્ગસ પોતાના એકે કાયદાનો લેખ કરી ગયો નહીં; બલ્કે એકે કાયદો લખેલો હોવો ન જોઇએ એવો એક હેટ્રા પણ હતો. કેમકે એ સર્વ નિયમો લોકોની રહેણી અને કેળવણીમાં પરોવાઇ જાય એ, તેના વિચાર પ્રમાણે રાજ્યના સદ્ધર્મ અને હિત માટે આવશ્યક હતું. એવા નિયમોજ લોકોને સ્વાભાવિક અને પોતાના જ વલણના પ્રતિબિંબ રૂપ લાગે અને લાંબા કાલ સુધી નિશ્ચલ રહે, એવું રાજ્યતંત્ર જ દૃઢ અને દીર્ઘાયુ નીવડે, એવી કેળવણીજ ધર્મરક્ષા અને રાજ્યરક્ષા કરનાર આચાર્યની ગરજ સારે. વળી મિલ્કત વિષેના કરારો અને એવી ઓછી મહત્ત્વની બાબતો માટે પણ લિખિત કાયદાઓની જરૂર ન હતી, કેમકે લિખિત કાયદાઓ સહેલાઇથી અને જોઇએ ત્યારે તથા જોઇએ તેમ ફેરવી શકાય નહીં. પરંતુ આવી બાબતોમાં જમાને જમાને બદલાતી સંસ્થિતિને અનુસરતા તથા સમજુ લોકોની ભિન્ન ભિન્ન સમયની ઇચ્છાઓ પ્રમાણે ફરતા જતા ધારાઓ જ વધારે યોગ્ય હતા.

ભપકો અને ખર્ચ ઘટાડવાના હેતુથી તેનો બીજો એક હેટ્રા એવો હતો કે ઘરનાં

બારણાં બનાવવામાં કરવત સિવાય અને ઘરની છત બનાવવામાં વીંઝણા સિવાય બીજું કોઈ પણ ઓજાર વાપરવું નહીં; કેમકે પોતાની રહેણી વિષે જેમ એપેમિનોન્ડસે એક વખતે કહેલું કે "રાજદ્રોહ આવી સાદાઈમાં ક્યાં સંતાઈ શકે?" તેમ લાઇકર્ગસને પણ લાગેલું કે આવી સાદી બાંધણીનાં ઘરોમાં મોજશોખ અને વ્યર્થ ડોળડમાક દાખલ જ થઈ શકે નહીં; ખરેખર એવું મૂર્ખ કોણ હોય કે આવાં મકાનોમાં રૂપેરી પાયાના પલંગો, કસુંબલ ચાદરો, સોનાના પ્યાલાઓ, અને એવી વસ્તુઓ સાથે બંધ બેસે એવો બીજો ઉપસ્કર અને વૈભવ આણે? એટલી અક્કલ તો સૌ કોઈને હોય કે ઓરડામાં છાજે એવો જ પલંગ, પલંગને છાજે એવી જ ચાદર, અને એ મુજબ પોતાની રહેણીને છાજતું જ ગચ-રચીલું આદિ જોઈએ. આવા સાદા મકાનોના જ પરિચયને લીધે કહે છે કે સ્પાર્ટાના વડીલ મંડલનો એક સભાસદ એક વખત કોરિન્થ ગયેલો ત્યારે જેને ત્યાં એ મેમાન થયેલો તેના મકાનમાં ઓરડાઓની છતમાં નકસી કામ અને બીજી શોભા જોઈને તેણે પૂછેલું "આ દેશના ઝાડ શું ચોરસ ઉગતાં હશે વારૂ?"

લાઇકર્ગસનો ત્રીજો હુકમ એવો હતો કે તેમણે એકના એક દુશ્મન સાથે વારંવાર લડાઈ ન કરવી. નહીં તો તે, ફરી ફરીને પોતાનો બચાવ કરતાં કરતાં ધીરે ધીરે યુદ્ધકલામાં નિપુણ બની જાય. પછીના વખતમાં સ્પાર્ટનોના ધારવા પ્રમાણે તેમના રાજા એજિસિલેયસે આ ભૂલ કરી, તેણે થીબનો ઉપર અનેક ચ્હડાઈઓ કરી અને તેથી તેઓ સ્પાર્ટનો સામે ટક્કર લેતાં શીખ્યા. એક ચ્હડાઈમાં એ જ્યારે ઘવાયો ત્યારે એક સ્પાર્ટને આ મતલબથી જ તેની ટકોર કરી કહ્યું "થીબનો પ્રથમ તમારી સામે લડી શકતા નહીં, તેમને તમે સારા લડવૈયા બનાવ્યા, તેનો તેઓ તમને બદલો તો સારો આપે છે."

ઉછરતા જમાનાઓની કેળવણીને તે એક કાયદા ઘડનારનું સૌથી વધારે મહત્વવાળું અને ઉજ્જવલ કર્તવ્ય ગણતો હતો. અને તેને માટે તેણે છેક આદિથી આરંભ કરી ગર્ભાધાન, પ્રસવ અને લગ્ન વિષે પણ નિયમ ઘડ્યા. એરિસ્ટોટલ કહે છે કે તેણે સ્ત્રીઓના વર્તનને યોગ્ય નિયમોના બંધનમાં આણ્યું નહીં; પણ ખરી હકીકત એથી ઉલટી જ છે. સ્પાર્ટનો વિગ્રહોમાં અનેક વાર અને લાંબા સમય માટે બ્હાર રહેતા ત્યારે ઘર આગળ તેમની સ્ત્રીઓ સ્વતંત્ર રહેતી તેથી તેઓનું મન્માન અત્યંત વધ્યું હતું અને તેમનાં આચરણ ઘણી છૂટ અને આપખુદીવાળાં થયાં હતાં. લાઇકર્ગસે નિયમો ઘડ્યા તેથી આ સર્વ મર્યાદામાં આવ્યું, અને તેની સાથે સ્ત્રીઓનું પોતાનું પણ ખરૂં હિત જળવાતું થયું. તેણે કુમારિકાઓ માટે દોડવાની, કુસ્તીની, ચક્ર ફેંકવાની, અને ભાલા મારવાની કસરત ફરમાવી, એટલે કે તેમનાં શરીર મજબૂત અને સશક્ત થયે પ્રસવની વેદના તેઓ સહન કરી શકે, અને સારી સલામતીથી પ્રસવ કરી શકે, અને તેમની સંતતિ પણ મજબૂત અને સશક્ત થાય. પડદામાં રહેવાથી નારીજાતિમાં જે અત્યંત નાજુકતા અને લજ્જા અને કૃત્રિમ અબલાપણું આવે છે તે ઓછું કરવાને તેણે કેટલાક ઉત્સવના દિવસોએ કુમારિકાઓને જુવાન પુરુષોના દેખતાં ગાવાનું અને નાચવાનું ફરમાવ્યું અને જુવાન સ્ત્રીઓ અને પુરુષો એક બીજાને નગ્ન જુવે એવા પણ કોઈ કોઈ પ્રસંગો રાખ્યા. વળી આવા પ્રસંગોએ સ્ત્રીઓને યોગ્ય પુરુષોના વખાણનાં

ગીત ગાવાની અને અયોગ્ય નીવડ્યા હોય તેવાઓને બનાવવાની છૂટ આપી, કે જુવાન પુરુષોમાં સ્પર્ધા વધે અને તેમની યશાકાંક્ષાને ઉત્તેજન મળે. રાજાઓ, વૃદ્ધમંડલ, અને બીજા સ્પાર્ટનો પણ આવા આરંભોમાં હાજર રહેતા. અને તેથી કરીને સ્ત્રીઓનાં આવાં વાગ્બાણોની ઘણી વધારે અસર થતી. જે સ્પાર્ટનને સ્ત્રીઓ વખાણતી તેના આનંદનો પાર ન રહેતો; અને જેના ઉપર તેઓનાં કટાક્ષ પડતાં તેને તે ગંભીર શાસન જેવાં સાલતાં. કુમારિકાઓ નગ્ન આવતી તેવે વખતે પણ સર્વ વર્તન મર્યાદિત રહેતું તે એટલે સુધી કે કોઇ અયોગ્ય ઉચ્ચાર સરખો પણ ન કરતું અને તેથી એમાં કંઇ પણ નીચું જોવાનું ન હતું. બલ્કે એથી સાદાઇ વધી, અને શરીરનું દરેક અંગ સારૂં ઘાટીલું અને સુદૃઢ કરવા સ્ત્રીઓમાં પણ સ્પર્ધા થઇ. વળી છૂટને લીધે અને પુરુષોના સંસર્ગથી સ્ત્રીઓના વિચાર પણ વિસ્તૃત થયા, અને અંગકસરત વગેરેથી હિંમત, ટેક, વગેરે કેવલ મરદાની ગુણો નથી એવું તેમને ભાન થયું. આ સર્વને લીધે સ્પાર્ટન સ્ત્રીઓમાં પણ ભાવનાઓ અને ભાષાની કંઇક વિલક્ષણતા આવવા પામી. દાખલા તરીકે, લિયોનિડસની સ્ત્રી ગોર્ગોને કોઇ પરદેશી સ્ત્રીએ કહ્યું હશે "દુનિયામાં તમે સ્પાર્ટન સ્ત્રીઓ પુરુષો ઉપર અમલ ચલાવો છો?" ત્યારે તેણીએ જવાબ દીધો—"હા, પણ દુનિયામાં અમારી સ્પાર્ટન સ્ત્રીઓની કૂખમાંજ પુરુષો પાકે છે."

વળી જુવાન કુમારિકાઓનાં આ નગ્ન અને પુરુષોના દેખતાં કરવામાં આવતાં નૃત્યાદિથી સ્પાર્ટામાં વાંઢા રહેવું પસંદ કરનારા ઘણા થોડા પુરુષો નીકળતા. પ્લેટોની ઉપમા વાપરીને બોલીએ તો, ભૂમિતિમાં પ્રતિજ્ઞાઓમાંથી જેમ અવશ્યમેવ સિદ્ધાંત પરિણમે છે તેમ આવા રિવાજોમાંથી લગ્ન પરિણમતાં. વળી પરણવાની ઉમર થઇ ગયા પછી પણ અવિવાહિત રહેનારને સ્પાર્ટામાં કેટલુંક અવમાનન સહન કરવું પડતું. આ નગ્ન સ્ત્રીઓના મેલાવડાઓ વખતે તેઓને ગેરહાજર રહેવું પડતું; દર શિયાળે એકાદ વખત રાત્રે શેહેરના અધિકારીઓ તેઓને શેરીઓમાં નગ્ન અને "સ્પાર્ટાના કાયદાઓનું ઉલ્લંઘન કરવા માટે અમને યોગ્ય જ સજા થઇ છે" એવી મતલબનું ગીત ગાતા ગાતા કુચ કરવા ફરમાવતા. અને વળી સ્પાર્ટામાં સર્વ પુરુષોને તેમનાથી ઓછી ઉમરના પુરુષો હમેશાં જે માન આપતા તે પણ તેમને ન મળતું. કહે છે કે એક વખતે ડરકાઇલિડસ† નામનો એક પંકાયેલો સેનાપતિ અવિવાહિત હતો, તે કેટલાક સ્પાર્ટનો બેઠા હશે ત્યાં આવ્યો, ત્યારે તેમનામાંનો એક જુવાનિયો ઉઠીને તેને જગ્યા આપવાને બદલે બોલ્યો "તમને પુત્ર નથી કે મારી વૃદ્ધાવસ્થામાં તે મને માન આપશે" અને આવી વર્તણુક માટે કોઇએ પણ તેને ટોકયો નહીં.

તેઓના લગ્નોમાં વર કન્યાને બલાત્કારથી લઇ જતો; લગ્ન સ્ત્રીની કોમલ વયમાં કદાપિ નહીં, પણ તેણી પૂર્ણ યુવાવસ્થામાં આવતી ત્યારે જ થતાં. પછી જે પુખ્ત સ્ત્રીના અખતિયારમાં લગ્નવિધિની વ્યવસ્થા હતી તે કન્યાના કેશ છેક બેઠા કાપતી અને તેણીને મરદાની પોશાક પ્હેરાવી એક પાથરણા ઉપર અંધારામાં સુવાડી રાખતી. વર વિ-

† ઈ. પૂ. ૩૯૯ થી ૩૯૬ સુધી એ એશિયા માઇનોરમાં પર્શીયા સામે વિગ્રહ ચલાવતી ગ્રીક સેનાનો સેનાપતિ હતો. ઇ. પૂ. ૩૯૬ માં એને સ્થલે એગિસિલેયસ નીમાયો.

સાસથી નિર્બલ થયેલો કે દારૂથી ઉન્મત્ત થયેલો નહીં, પણ હમેશની માફક જ પોતાના ભોજનમંડલમાં સૌની સાથે વાળુ કરીને; પછી ગુપ્ત રીતે ત્યાં જતો, તેણીની મેખલા છોડતો, અને તેણીને પોતાની કરતો. ત્યાં થોડો સમય ગાળી-તે પાછો પોતાને હમેશને સ્થલે જઇ બીજા પુરુષોની સાથે નિત્ય પ્રમાણે સુતો. આ વર્ત્તણૂક તે ઘણા સમય સુધી ચલાવતો. વર અને વહુ કુટુંબનાં બીજાં માણસોને માલુમ ન પડે એવી રીતે ઘણી ઘણી સંભાળ અને સાવધાનીથી મળતાં. વહુ એવા ગુપ્ત મેલાપને માટે તક મેળવવા સારૂ પૂરા અંતઃકરણથી અનેક તદબીરો રચતી. અને વરવહુનું આવું ગુપ્ત સંકેતોનું જીવન એટલા કાલ સુધી ચાલતું કે સ્પાર્ટન પિતાને છોકરાં થયેલાં હોય પરંતુ તે અને તેની વહુ દિવસે કદાપિ મળેલાં જ ન હોય એવા પણ કેટલાક દાખલા બનતા. આવા વર્ત્તનથી સ્પાર્ટન સ્ત્રી પુરુષોમાં મિતાચાર અને ઇન્દ્રિયનિગ્રહના ગુણ દૃઢ થતા, તેમની જનનશક્તિ લાંબા કાલ સુધી ટકી રહેતી, અને તેમના પરસ્પર પ્રેમમાં પ્રથમ જેવું જ માધુર્ય અને પ્રથમ જેવો જ આવેશ રહેતો. ગતદિવસ સાથે ગાળનારાં દંપતીઓની માફક તેમની કામનાઓ તૃપ્ત થઇને શિથિલ પડી જતી નહીં પણ સદૈવ જાગૃત રહેતી.

લગ્નસંબંધ વિષે જે મર્યાદા અને વિનયનું પાલન થવું જોઇએ તે આ પ્રમાણે યથા યોગ્ય સ્થાપ્યા પછી તેણે એજ સંબંધને તેની સાથે સામાન્ય રીતે જોડાયેલી ઇર્ષ્યાની મમત્વવાળી અને સ્ત્રૈણ લાગણીથી મુક્ત કરવાનો પણ પરિશ્રમ કર્યો. તેના વિચાર એવા હતા કે પુરુષે સ્ત્રીની સાથે બેહદ ભોગ કરવો એ શરમ ભરેલું છે, પછી તે સ્ત્રી પોતાની પરણેલી હોય કે પારકી હોય; મદનમા વિહ્વલ થઇ પુરુષત્વને ભૂલવું અને ખોવું એજ શરમનું ખરૂં કારણ છે. વળી સારાં સંતાન હોવા, અને તેમને યોગ્ય રીતે ઉછેરવાં એમાં જ ખરૂ પિતાપણું છે, પછી તે સંતાન પોતાની સ્ત્રીમાં પોતાના બીજથી ઉત્પન્ન થયેલાં હોય, કે બીજા કોઇ લાયક પુરુષનાં હોય. સંતાન ન હોવામાં અથવા નઠારાં સંતાન હોવામાં જ નામોશી છે. પણ પોતાની સ્ત્રીને કોઇ પ્રતિષ્ઠિત પુરુષથી સારાં સંતાન થાય એમાં કશી નામોશી નથી. કોઇ પરણેલી સ્ત્રી પોતાની જાત પરપુરુષને સમર્પે તેનું વેર લેવા માટે જેઓ લડાઇઓ મચાવતા અને લોહી વ્હેવડાવતા તેઓને એ હસી કહાડતો. કોઇ વૃદ્ધ પુરુષને જુવાન સ્ત્રી હોય, અને તે કોઇ પોતાને યોગ્ય લાગતો હોય એવા સદ્ગુણી અને ખુબસુરત જુવાન પુરુષને તેણીના સંબંધમા આણે, તથા તેનાથી થતાં ફરજંદને પોતાનું જ ગણી ઉછેરે એમાં એને કશું ખોટું લાગતું નહીં. વળી કોઇ પ્રતિષ્ઠિત માણસને બીજા કોઇની સ્ત્રીની મર્યાદશીલ વર્ત્તણૂક અને તેણીનાં સુંદર બાલક જોઇને તેણીના ઉપર સ્નેહ થાય તો લાઇકર્ગસના અભિપ્રાય પ્રમાણે તેને તે સ્ત્રીના પતિ સાથે ગોઠવણ કરી તેણીના સંબંધમાં આવવાની છૂટ મળવી જોઇએ, એટલે કે સુંદર ફલ ધરનારી ધરતીમાં ફાવતું બીજ પડવાથી સદ્ગુણી અને અન્યોન્ય આવેશથી આકર્ષાયેલાં જોડાના રૂપ બલ અને બુદ્ધિમાં પરિપૂર્ણ સંતાન ઉત્પન્ન થાય. પ્રથમ તો લાઇકર્ગસ બાલકોને તેમના માત પિતાની નહીં પણ રાજ્યની મિલકત ગણતો, અને તેથી ગમે તેવાં સ્ત્રીપુરુષો બાલકોને ઉત્પન્ન કરે તેના કરતાં રાજ્યના શ્રેષ્ઠ માણસો જ ઉત્પન્ન કરે એ તેને શ્રેયસ્કર લાગતું. બીજું, અન્ય પ્રજાઓ, જાતવાન ઘોડાઓ અને કુતરાઓ માટે વગસગ લગાડીને અથવા દ્રવ્ય ખરચીને ઉત્તમોત્તમ્ બીજ મેળવવા પ્રયાસ કરતી, પરંતુ સ્ત્રીઓને પૂરી રાખતી અને

પતિ જર્જર, અશક્ત, અપંગ હોય છતાં પણ તેની સ્ત્રીને સંતાન થાય તો તે તેના પેટનુંજ હોય તે માટે અનેક ચોકસાઇ રાખતી, એ તેને વિચિત્ર અને ઘેલું લાગતું; કેમકે નઠારી ઓલાદના સંતાનથી તેમનાં માતપિતાને કે તેમની પ્રજાને કશો લાભ સંભવતો નથી અને તેમને ઉછેરવાની તસ્દી છૂટી પડે છે, એટલુંજ નહીં પણ ઉલટી હાનિ થાય છે. એથી ઉલટું સારી ઓલાદના સંતાનથી તેમને ઉછેરનારાઓને અને પ્રજાને બેહદ લાભ થાય છે એ દેખીતું છે. સ્પાર્ટામાં પછીના સમયમાં વ્યભિચાર અને સ્ત્રીઓમાં અમર્યાદા વધી ગયાં હતાં; પણ સારાં સંતાન ઉત્પન્ન કરવા વિષેના, અને સારાં સંતાનથી રાજ્યને કેટલો લાભ છે તે વિષેના આ વિચારો અને તદનુસાર રચેલા લાઇકર્ગસના ધારાઓ વ્યભિચાર અને સ્ત્રીઓની અનીતિને એટલા પ્રતિકૂળ હતા કે તેમને લીધે સ્પાર્ટા એ દૂષણોથી ઘણા કાલ સુધી કેવલ મુક્ત રહયું હતું. આ વિષેનો એક પ્રાચીન સ્પાર્ટનનો ટુચકો નીચે પ્રમાણે છે. કોઇ પરદેશીએ તેને પૂછયું કે સ્પાર્ટાના કાયદામાં વ્યભિચારીને શી સજા ઠરમાવી છે? તેણે જવાબ દીધો "મિત્ર! સ્પાર્ટામાં વ્યભિચારીઓ જ નથી." પરદેશીએ ફરી પૂછયું "પણ કોઇ વ્યભિચારી નીકળે તો?" આણે જવાબ દીધો; "તો એજ કે ટેગીટસ પર્વતના શિખર ઉપર ઉભો ઉભો નીચે ખીણમાં વહેતી યુરોટસ નદીમાંથી પાણી પી શકે એટલા મોટા કદનો એક સાંઢ તેને દંડમાં આપવો પડે." પરદેશી આ સાંભળી વિસ્મિત થયો અને બોલ્યો "આવડો મોટો સાંઢ તે હોય?" ત્યારે આ સ્પાર્ટને કહ્યું "તો સ્પાર્ટામાં વ્યભિચારી પણ ક્યાંથી હોય?"

સ્પાર્ટામાં પિતાને પોતાના સર્વ બાળકોને ઉછેરવાની છૂટ ન હતી. બચ્ચું જન્મતાં જ તેના પિતાની ફરજ તેને સ્પાર્ટાનગરના જાહેર સંવાદ-સ્થલોમાંના એકમાં લઇ જવાની હતી. ત્યાં તેના ગોત્રના સૌથી વૃદ્ધ પુરુષો એકઠા થતા અને અવતરેલાં બાળકનું શરીર તપાસતા. જો તે મજબૂત અને ઘાટીલું લાગતું તો તેઓ તેને નામે નવ હજાર-ખેતરોમાંનું એક ચ્હડાવતા અને તેને ઉછેરવા સંબંધી બંદોબસ્ત કરતા. પણ જો તે દુર્બલ કે ખોડવાળું જણાતું તો જેને કુદરતે જ બલ અથવા સારો બાંધો આપ્યો નથી તેના જીવવાથી તેનો પોતાનો અથવા રાજ્યનો કશો અર્થ સરવાનો નથી એમ ધારીને, તેઓ તેને ટેગીટસ પર્વત પાસેની એપોથેટી નામની એક ઉંડી અંધારી ખાઇમાં નાખી દેવાનું ફરમાવતા. એવાજ વિચારથી સ્ત્રીઓ બાળકને પ્રસવ પછી તરત (બીજા સર્વ દેશોની સ્ત્રીઓ માફક) પાણી વડે નહીં પણ દારૂથી ન્હવડાવતી અને એ પ્રમાણે તેનો બાંધો કસી જોતી, કેમકે તેઓનો તર્ક એવો હતો કે રોગ અથવા વાઇવાળું બાળક જ મદ્યસ્નાનથી હેગન થઇ ભરી જાય, પણ જો તનદુરસ્ત હોય તેને તો તે માફક આવે અને ગુણ કરે. સ્પાર્ટાની ધાવો પણ બહુ કુશળ હતી, અને ઘણી સંભાળ લેતી. તેઓ બાળકોને તંગ કપડાં પ્હેરાવતી નહીં કે કસીને પટા બાંધતી નહીં, એટલે તેમના અવયવ વધારે છૂટા, અને તેમની મુખમુદ્રા વધારે સ્વસ્થ થતી. તેઓ તેમને ગમે તે જાતનું માંસ ખાવાની, અંધારાથી કે એકલા પડવાથી ન બ્હીવાની, ગુસ્સો કે રીસ ન કરવાની, કદાપિ ન રોવાની વગેરે ટેવો પાડતી. એમની કુશળતાની એટલી ખ્યાતિ હતી કે ગ્રીસના બીજા ભાગના લોકો પોતાનાં છોકરાઓ માટે સ્પાર્ટન ધાવોને ખરીદતા. એથન્સના ઇતિહાસમાં પ્રસિદ્ધ થયેલા ઍલ્કિબિયેડિસની ધાવ એમિકલા નામની એક સ્પાર્ટન હતી પણ એ ઍલ્કિ-

બિપેડિસ એની ધાવના સંબંધમાં નસીબદાર હતો, તેવો એના શિક્ષકના સંબંધમાં ન હતો. પેરિક્લિસે એના શિક્ષક તરીકે નીમેલો ઝેપિરસ, પ્લેટો કહે છે કે, કશી વિશેષ આવડત વગરનો માત્ર એક સામાન્ય ગુલામ હતો. સ્પાર્ટન છોકરાઓના શિક્ષકો આ પ્રમાણે ખરીદેલા કે ભાડે આણેલા ગુલામો ન હતા. અને તેમની કેળવણી તેમનાં માબાપના અખતિયારમાં ન હતી. લાઇકર્ગસનો કાયદો એવો હતો કે છોકરા સાત વર્ષની ઉમરના થાય કે તુરત તેમની ટોળીઓ બાંધવી, જેઓ સાથે ખાય પીએ, સાથે કસરતો કરે, અને ભણે, સાથે રમે અને એક સરખાં ધોરણ અને નિયમનવાળું જીવન સાથે નિર્ગમે. ટોળીમાંનો જે છોકરો હિંમત અને યોગ્ય વર્તનની નઢતામાં શ્રેષ્ઠ જણાય તેને તે ટોળીનો નાયક નીમવામાં આવતો. બીજા છોકરાઓ તેને પોતાનો આદર્શ ગણતા, તેના હુકમો ઉઠાવતા અને તે શિક્ષાઓ કરતો તે ધૈર્યથી સહન કરતા. સ્પાર્ટન છોકરાઓની આખી કેળવણી યોગ્ય નાયકની સંપૂર્ણ તાબેદારી ઉઠાવવાનું એક સરખુ વ્રત પાળવાની હતી. મોટી ઉમરના સ્પાર્ટનો તેમની રમતગમતો વખતે હાજર રહેતા, અને વારંવાર તેમના વચ્ચે તકરાર કે વિરોધના પ્રસંગ ઉત્પન્ન કરતા, અને દરેક છોકરાનો જુસ્સો, દઢતા, વગેરે ગુણોનું બારીકીથી માપ લેતા.

સામાન્ય રીતે જે વિદ્યા અને શિક્ષણ કહેવાય છે તે તો તેમને ખરેખરા ખપ જેટલું જ આપવામાં આવતું. તેમની કેળવણીનો બાકીનો ભાગ તેમને આજ્ઞાધીન, મહેનતુ, સહનશીલ, લડાયક, અને વિજયી બનાવવા યોજેલો હતો. જેમ જેમ તેમની ઉમર વધતી જતી તેમ તેમ તેમની કેળવણી તેમના જીવનનું નિયમન વધારે સખ્ત રાખવામાં આવતું. તેમના વાળ ટૂંકા કાપેલા રહેતા; તેમની કસરતો લગભગ નગ્ન શરીરે કરવાની હતી; તેમના પગ ઉઘાડા જ રહેતા. બાર વર્ષની ઉમર થતાં તેમને અંદર બંડી પ્હેરવાની મના થતી; માત્ર એક ઉપલું વસ્ત્ર આપવામાં આવતું, અને એવું એક આખું વર્ષ ચલાવવાનું. બેશક તેઓ ગંદા દેખાતા; અને સ્નાન અને તૈલમર્દન કરવાં એ તો મોજશોખ અને કોઈ મોટા ઉત્સવને વખતે જ એવા વિચારથી તેમને તે કરવાની અમુક અમુક દિવસે જ છૂટ હતી. યુરોટસ નદીના કાંઠા ઉપર ઉગતા બરૂની ઉપલી છડીઓ વગર છરીએ તોડી લાવીને દરેક છોકરો તે એકઠી પાથરીને તે ઉપર સુવે; અને એક ટોળીના સર્વ છોકરા સાથે સુવે, એવો તેમનો નિયમ હતો. શિયાળામાં આ બિછાનાંઓમાં હુંફ માટે આકડા જેવા કોઈ જંગલી, અને કાંટાવાળાં છોડવાંમાંનું થોડુંક સુંવાળું કપાસ ભેળવવા દેવામાં આવતું.

આ ઉમરે પણ કિશોરોનું મોટી ઉમરના સ્પાર્ટનોએ સંવનન શરૂ કરી દીધેલું જોવામાં આવતું. એ કિશોરોમાંના લગભગ દરેક સારા છોકરાનો તેની ઉપર આશક થયેલો મોટી ઉમરનો સ્પાર્ટન શિક્ષક બનતો અને સામાન્ય રીતે બધા કિશોરોના જીવન વર્તન ઉપર મોટેરાઓ ચાલું નજર રાખતા. તેમની કસરતો, તેમનાં શરીર અને વાગ્યુદ્ધો, તેમની સર્વ ક્રિયાઓ સ્પાર્ટન મોટેરાઓ દરેક દરેકનો શિક્ષક, વાલી, અને પિતા હોય એવી બુદ્ધિથી નિહાળતા. સ્પાર્ટામાં કોઇ સ્થલ જ એવું ન હતું, કિશોરોના જીવનની એક પણ ઘડી એવી ન જતી કે તેમાં તેને જ્ઞાન આપનાર, બોધ દેનાર, કે ઘટતી સજા કરનાર મોટી ઉમરનો કોઇને કોઇ સ્પાર્ટન ન હોય. વળી સ્પાર્ટનોમાંના એક ખાસ વીણી કાઢેલા

નરને કિશોરોનાં વર્તન ઉપર દેખરેખ રાખવાનો અધિકાર અપાતો. એ અધિકારી દરેક કિશોરટોળીના નાયકો નીમતો. નાયકપદ માટે તે સમજણુ અને પાણીમાં શ્રેષ્ઠ જણાતા જુવાન સ્પાર્ટનો પસંદ કરતો; અને એ નાયકો આઇરનો કહેવાતા. કિશોર વય પૂરું થયા પછી બે વર્ષ એટલે વીશ વર્ષનો જુવાન સ્પાર્ટન આઇરન થવા યોગ્ય ગણાતો. ટોળીમાંના (બારથી અઢાર વર્ષ સુધીના) કિશોરોમાંથી મોટી ઉમરનો અને યોગ્યતાવાળો મેલાઇરન નીમાતો. દરેક આઇરન ટોળીઓનાં ન્હાનાં યુદ્ધોમાં પોતપોતાની ટોળીનો સેનાપતિ હતો; સર્વ કિશોરો તેને ઘેર તેની તાબેદારી ઉઠાવતા; મોટાઓને તે બળતણુ આણવા મોકલતો; ન્હાના ભાજીપાલો આણતા આ તેઓ છુપકીથી વાડીઓમાં ઘુસીને, અથવા સમગ્રભોજનનાં રસોડાંઓ વગેરેમાંથી, ખબરદારીથી અને સાવચેતીથી ચોરીને આણતા. એમ કરતાં જે પકડાઇ જતો તેને ચોરવા માટે નહીં, પણ ગાફેલી કે કમહુશીયારી માટે સારી પેઠે ફટકાવવામાં આવતો. વળી તેઓ ઉંઘતા કે બેફિકરા માણસો પાસેથી કે કોઇપણ રીતે તદબીરથી જે કાંઇ ખાવાની વસ્તુ હાથ આવે તે ચોરતા અને એમ કરવા જતાં પકડાઇ જતા તેને ફટકાઓની અને તે ઉપરાંત ભૂખે મરવાની સજા થતી. સામાન્ય રીતે પણુ વાળુ માટે તેમને થોડોક જ ખોરાક અપાતો એટલા માટે કે તેમને તંગી વેઠવાની ટેવ પડે અને તેમની હિંમત અને ચતુરાઇ વાપરવાની તેમને ફરજ પડે. તેમના અલ્પ ખોરાકનો મુખ્ય હેતુ આ હતો. તેનો બીજો અને તેથી ઉતરતો હેતુ તેઓ ઉંચા વધે એ હતો; કેમકે પુષ્કળ ખોરાકથી માણસ આડું પ્હોળું વધે છે, પણ કાંઇક ઓછો ખોરાક મળે ત્યારે શરીરના રસોની કુદરતી હલકાઇ દબાઇ જતી નથી; તેઓ ઉંચા ચ્હડવા મથે છે, અને શરીર સહેલથી અને છૂટથી લાંબુ વધે છે. વળી આથી કરીને સ્પાર્ટનો દેખાવડા પણ થાય છે; કેમકે પાતળા અને એકવડા બાંધામાં કુદરતને વધારે છૂટ રહે છે, એટલે તે અવયવો વધારે પ્રમાણસર ઘડી શકે છે. એ જ પ્રમાણે જે સ્ત્રીઓ સગર્ભાવસ્થામાં દવા લે છે તેમને પાતળિયાં અને ન્હાનાં છોકરાં થાય છે એ ખરૂં પણ એ છોકરાંઓના ઘાટઘૂટ વધારે સારા હોય છે. પણ આવા વિષયની ચર્ચાનું કામ બીજાઓનું છે.

છોકરાઓ ચોરવામાં એટલી તો સાવધાની રાખે છે કે એક વખતે કોઇ છોકરાએ એક શિયાળનું બચ્ચું પોતાની કમર આગળ સંતાડયું હશે; ત્યાં તે બચ્ચાંએ પોતાના દાંત અને નખ વડે તે છોકરાનુ પેટ ચીરી આંતરડા બ્હાર કહાડયાં, તોપણ પોતે પકડાઇ જાય તેના કરતાં મોત સારૂં ગણી તેણે તે સહન કર્યું. અને આ વાત કંઇ ન મનાય એવી નથી. હાલના સ્પાર્ટન જુવાનો પણ અત્યંત સહનશક્તિ બતાવે છે. ડાયના ઓર્થિયાના દેવળ આગળ ઘણા સ્પાર્ટન જુવાનોને પ્રાણુ જતાં સુધી ફટકાઓ સહન કરતા અમે નજરે જોયા છે.

વાળુ પછી ટોળીનો આયરન કેટલાક છોકરાઓને કંઇ ગાયન ગાવા ફરમાવતો. બીજા કોઇને તે એવા સવાલ પૂછતો કે તેનો જવાબ દેવા માટે વિચાર કરવો પડેઃ જેવા કે “સ્પાર્ટનોમાં શ્રેષ્ઠ માણસ કોણુ છે?” “અમુક કૃત્ય વિષે તું શું ધારે છે?” વગેરે. આથી ન્હાની વયથી તેમને મરદાની ગુણો વિષે વિચાર કરવાની અને સ્પાર્ટાના ચાલતા રાજ્યપ્રકરણી બનાવોમાં પ્રથમથી ધ્યાન આપવાની ટેવ પડતી. કોઇ છોકરાને સવાલ પૂછાયો હોય કે “સ્પાર્ટનોમાં દેશસેવક તરીકે ઉત્તમ કોણુ છે? કે ધિક્કારને પાત્ર કોણુ છે?” અને તે જવાબ દેતાં ખંચાય, તો તે મંદબુદ્ધિનો અને મંદ આકાંક્ષાનો ગણાતો.

વળી જે જવાબ ટુંકો અને તેની સાથે કારણ સહિત બંધબેસતો હોય તે જ સારો ગણાતો. જે ખોટો જવાબ દેતો તેને એ સજા થતી કે આઇરન તેનો અંગૂઠો કરડતો. મોટેરાઓ અને અધિકારીઓ ઘણી વાર આવે પ્રસંગે હાજર રહેતા, અને આઇરન પોતાની સત્તા બુદ્ધિપૂર્વક અને યોગ્યરીતે વાપરે છે કે કેમ તે જોતા. છોકરાઓની હાજરીમાં તેઓ તેના અધિકારની વચ્ચે ન આવતા; પણ પછી તે આઇરન જ્યારે એકલો પડતો ત્યારે તેણે છોકરાઓને સુધારવામાં અને સજા કરવામાં અતિ સખ્તાઇ કે અતિ મંદપણું બતાવ્યું હોય તો તેને પોતાને સજા થતી.

જે કિશોરોને મોટાઓ પોતાના પ્રિય સાથીઓ તરીકે પસંદ કરતા તેમના યશ અપયશ તે મોટાઓને પણ લાગતા. કહે છે કે, એક વખતે એક અધિકારીએ, કોઇ કિશોરના મુખમાંથી લડાઇમાં કંઇ હીચકારો શબ્દ કે અવાજ નીકળ્યો હશે તે ઉપરથી જે મોટી ઉમરનો સ્પાર્ટન તેનો આશક હતો તેનો દંડ કર્યો હતો. આવા પ્રીતિસંબંધમાં આબરૂ અને પ્રતિષ્ઠા ગણાતી, અને મોટી ઉમરની સ્પાર્ટન સ્ત્રીઓ પણ સ્પાર્ટાની કુમારિકાઓ સાથે એવા સંબંધ બાંધતી. એક કિશોર કે એક કુમારિકાનું એકથી વધારે મોટી ઉમરનાં માણસ સંવનન કરે તો તેમના વચ્ચે દ્વેષ કે ઉંચાં મન થતાં નહીં; પણ ઉલટી મૈત્રી થતી: અને તેઓ પોતાના પ્રીતિપાત્રને બને તેટલી ઉંચી કેળવણી આપવા માટે એકત્ર પ્રયત્ન અને અન્યોઅન્ય સ્પર્દ્ધા કરતાં.*

ઓછું પણ અર્થગૌરવવાળું અને ગર્ભિત કેમ બોલવું, અને હાસ્ય કટાક્ષાદિ કેમ વાપરવાં તથા તેનો ઉત્તર કેમ વાળવો, એ પણ કિશોરોને શીખવાતું. આપણે જોઇ ગયા કે લાઇકર્ગસે પોતાના સિક્કાઓ લોઢાંના ભારે કટકાઓના, પણ જૂજ કિંમતના જ રાખ્યા હતા. પણ એથી ઉલટું, વાણીની કિંમત, જેમ બને તેમ ઓછા બોલવામાં જેમ વધારે અર્થગાંભીર્ય સમાવાય તેમ વધારે અંકાતી. અને એનો ઉદ્દેશ એવો હતો કે સ્પાર્ટનો લાંબા વખત સુધી મૌન ધારી રહે. પણ જ્યારે જ્યારે તેઓ ઉચ્ચાર કરે ત્યારે ત્યારે તેમના મુખમાંથી વેધક અને સ્મરણીય વચનો જ નીસરે. ઇંદ્રિયોના અત્યાચારથી જેમ શરીર નિસ્તેજ અને વંધ્ય બને છે તેમ વાચાલ માણસોની વાતચીત નીરસ અને સત્ત્વહીન થઇ જાય છે. એકવાર કોઇ એથેન્સવાસી સ્પાર્ટાની ટૂંકી તરવારો જોઇને હસ્યો હશે કે "રંગભૂમિ ઉપર અમારા જાદુગરો આ તરવારોને તો ચપટીમાં ગળી જાય" ત્યારે એગીસ રાજાએ તેને જવાબ દીધો કે "એજ તરવારો વડે અમે અમારા દુશ્મનોનાં હૃદય વીંધી શકીએ છીએ." મને તો નિઃસંશય લાગે છે કે આ અલ્પોચ્ચારની ઇબારતમાં, લક્ષ્ય વિષયનું તુરત અનુસંધાન કરવાનો અને શ્રોતાના મનમાં સચોટ ઠસી જવાનો મોટો ગુણ છે. લાઇકર્ગસની પોતાની કેટલીક ઉક્તિઓ એ-ગુણોનાં નમૂના છે. કોઇએ એને સલાહ આપી કે રાજ્યબંધારણમાં સર્વના હક—અધિકાર સરખા જોઇએ, ત્યારે તે બોલ્યો કે "તમારા પોતાના કુટુંબમાં જ એવી સંસ્થા અજમાવી જુવો". કોઇએ એને પૂછ્યું કે "દેવ આગળ ઉપહાર આદિ ધરવા માટે આવી હલકી અને જૂજ કિંમતની જ ચીજો શા માટે રાખો છો?" તેનો એણે જવાબ દીધો

* પ્રાચીન ગ્રીક પ્રજામાં પુરુષો અને કિશોરો વચ્ચે બંધાતા પ્રીતિસંબંધ વિષે પ્લુટાર્કે અનેક જીવનચરિતોમાં લખેલું છે. વિશેષ માહિતી માટે જુઓ પિલોપિડસ અને એલ્સિબિયેડસનાં ચરિત.

કે "ગાથી મરેલા દેવને ઉપહાર કરી શકાય એટલા માટે." કાઇએ પૂછ્યુ કે "યુદ્ધશિક્ષણમા કઇ કઇ જાતની અગત્યની ઉપયોગી ગણો છો?" તેના જવાબમા એણે કહ્યુ "બધી જ, જેમાં હાથ આગળ ધરવા પડતા હોય તે જ માત્ર નહી". *આવા બીજા કેટલાક જવાબો એણે પોતાના દેશીઓ ઉપર લખેલા કાગળોમા આપેલા કહેવાય છે, જેવા કે, "દુશ્મનોના હલ્લાથી બચવાનો ઉત્તમ ઉપાય કયો?" "તમારા પોતામાં અન્યોન્ય ઇર્ષ્યા ન કરવી, અને નિર્ધન રહેવુ" "સ્પાર્ટાની આસપાસ કોટ ચણવો કે કેમ?" "જે નગરનો કોટ ઇંટોનો નહીં પણ માણસોનો બનેલો છે તે સુરક્ષિત છે." આ કાગળો ખરેખર એના લખેલા હતા કે નહી તે મહેનતથી નક્કી કરાતુ નથી. પરંતુ સ્પાર્ટનો લાંબા વાગ્જાળોને ધિક્કારતાં એના પુરાવામા નીચે બીજા ટુચકાઓ પણ ઉતારૂં છું. લિયોનિડસ રાજાએ, એક માણસ કંઇ અગત્યના વિષયની ચર્ચા અયોગ્ય વખતે કરતો હતો, ત્યારે તેને કહ્યું, "ભાઇ જે વિષય જ અત્યારે ઉચિત નથી તે સબંધ તમારે આટલુ બધું ઉચિત ન બોલવુ જોઇએ." લાઇકર્ગસના ભત્રીજા કેરિલેયસે "તમારા કાકાએ આટલા થોડા કાયદા કેમ કર્યા?' એ સવાલનો જવાબ દીધેલો કે 'થોડાબોલા લોકને થોડાક જ કાયદા જોઇએ' સોફિસ્ટવક્તા હીકેટિયસ એક જાહેર ખાણામા મામેલ હતો તે દરમિયાન બિલકુલ બોલ્યો નહી, તેની કેટલાક લોકો ટીકા કરતા હતા ત્યારે એક સ્પાર્ટને તેમને કહ્યુ, "જે કેમ બોલવુ એ જાણે તે ક્યારે બોલવું એ પણ જાણે."

તેમની વક્રોક્તિઓના કેટલાક દાખલા આ રહ્યા જ્યારે એક ગરબડીઓ માણસ ડિમેરેટસને અનુચિત સવાલોથી સતાવતો હતો અને તેમા આ સવાલ ફરીફરીને પૂછતો હતો કે "સ્પાર્ટામા શ્રેષ્ઠ માણસ કોણ?" ત્યારે તે બોલ્યો, "જે તારા જેવો બિલકુલ ન હોય તે." ઓલિમ્પિક ખેલોની વ્યવસ્થામા ઇલિયન પ્રજાનો ન્યાય જેઓ વખાણતા હતા તેઓને એગીસ રાજાએ કહ્યુ, "પાંચ વર્ષે એકવાર ન્યાય કરવો એમા તે શી મોટી વાત?" કોઇ પરદેશી થીઓપોમ્પસને વખાણતો હતો અને કહેતો હતો કે તેના નગરના માણસો એને સ્પાર્ટાભક્ત કહેતા હતા, તે સાભળીને એ રાજાએ તેને કહ્યુ, "ભાઇ તમને તમારા નગરવાસીઓ સ્વદેશભક્ત કહે તો તે એથી પણ સારૂ" એથેન્સમા એક વક્તાએ ટીકા કરી કે સ્પાર્ટનો અભણ છે ત્યારે પાસેનિયસના પુત્રે તેનો જવાબ વાળ્યો કે "ખરી વાત, ગ્રીસની બધી પ્રજાઓમા માત્ર અમે એક તમારા અપલક્ષણો બિલકુલ શીખ્યા નથી". આર્કિડેમિડસે એક જણે સવાલ કરેલો કે "સ્પાર્ટામા કેટલા માણસ છે?" તેનો જવાબ દીધો કે "નઠારા માણસોને દૂર રાખવા માટે જોઇએ એટલા'.

તેમની મજાકો ઉપરથી પણ જોઇ શકાય છે કે તેઓ એક પણ નકામો શબ્દ વાપરતા નહી, કે તેમના મુખમાથી ધ્યાન આપવા યોગ્ય અર્થવાળુ વાક્ય ન નીકળે એવુ લગભગ બનતુ જ નહી, એક માણસ બુલબુલની બોલીની બરાબર નકલ કરતો હતો તેને સાભળવા જવા કોઇએ એક સ્પાર્ટનને કહ્યુ ત્યારે તેને ઉત્તર મળ્યો કે "મ્હે ખુદ બુલબુલને સાભળેલુ છે". "નિરકુશ રાજા (ટાઇરટ) ની આપખુદી સત્તા હોલવવા જતા તેઓ સેલિનસ નગર આગળના યુદ્ધમા

---

* ગ્રીક લોકોમા હારેલો માણસ હાર કબૂલ કરી શરણે આવતો ત્યારે તે પોતાના હાથ આગળ ધરતો

પડ્યા," એ સ્મારકલેખ વાંચી બીજો એક સ્પાર્ટન બોલ્યો, 'અને તેઓ પડ્યા એ તેમની કરણીનું યોગ્ય ફલ જ તેઓ પામ્યા, કેમકે નિરંકુશતાને હોલવવી નહીં પણ પૂરેપૂરી બળી ખાખ થઇ જવા દેવી જોઇએ.' એક જણે, કોઇ જુવાન સ્પાર્ટનને કેટલાક લડાયક કૂકડાઓ આપવાનું કહેતાં તેમનાં વખાણ કર્યાં કે "તેઓ પોતાનો અંત આવતાં સુધી પણ અડગ રહી લડે એવા છે," તે સ્પાર્ટન બોલ્યો, "મને તો જે બીજાઓનો અંત આણે એવા આપો." બીજો એક સ્પાર્ટન કોઇ લોકને ડોળીમાં બેશી જતા જોઇ બોલેલો, "મ્હારા મોટેરાઓના માનમાં ઉઠી ઉભો ન થઇ શકું એવું આસન મને કદાપિ ન હશો." સ્પાર્ટનોની સૂત્રોક્તિઓ આ જાતની હતી. એટલે "સ્પાર્ટાભક્ત" થવું; સ્પાર્ટાવાસીઓની નકલ કરવી, એમાં તનની કસરતની જરૂર હતી તે કરતાં મનની કસરતની વિશેષ હતી એમ જેણે કહ્યું છે તે યોગ્ય જ કહ્યું છે.

ગંભીર અને સભ્ય અંગોક્તિ ઉપર તેમને જે રતિ હતી તે કરતાં કવિતા અને ગાન ઉપર કાંઇ ઓછી ન હતી. તેમની ગીતિઓમાં આત્માને જાગૃત કરે અને તેને ઉત્સાહથી પ્રવૃત્તિમાં પ્રેરે એવો આવેશ હતો. એ ગીતિઓની ભાષા સાદી અને મરદાની હતી, તેમના વિષય ગંભીર અને નીતિબોધક હતા. ઘણીખરી ગીતિઓ સ્પાર્ટા માટે પ્રાણ સમર્પેણ કરનારા મહાપુરુષોની સ્તુતિની અગર એવી ઉજ્જવલ તક જતી કરી દેશસેવામાં મોત કરતાં સંતાપ અને નિંદાનું પણ જીવન વધારે પસંદ કરનાર કાપુરુષોના ધિક્કારની હતી. વળી તેમાં જુદી જુદી વયે કીર્તિલોભના જે ભિન્ન ભિન્ન રૂપ માણસોને આકર્ષે તેના આબેહૂબ ચિત્રો હતા. આનો એક દાખલો આપીએ. તેમના કેટલાક ઉત્સવગીતોમાં, વૃદ્ધો માટે, જુવાનો માટે, અને કિશોરો માટે એમ ભિન્ન ભિન્ન પંક્તિઓ હતી, અને તે યથાયોગ્ય અનુક્રમે ગવાતી. પ્રથમ વૃદ્ધો આ પ્રમાણે આરંભતા

"એકદા અમે પણ જુવાન, વીર અને બહાદુર હતા

પછી જુવાનો ગાતા

"અમે અત્યારે એવા જ છીએ, જેને પારખું લેવું હોય તે સામો આવે'

એટલે છેલ્લા કિશોરો ગાઇ ઉઠતા.

" પણ અમે તમારા બધાથી સરસ નીવડીશું. '

વળી સ્પાર્ટાની જે કવિતાઓ અદ્યાપિ રહી છે તે આપણે ધ્યાનપૂર્વક વાંચીએ, અને યુદ્ધ માટે કૂચ કરતા તેમનું વાજીંત્ર જે રાગ અને તાલ પ્રમાણે વગાડવા માંડતું તેનું સ્મરણ કરીએ, તો ટર્પેન્ડર અને પિન્ડર કવિઓના મતની સત્યતા વિષે આપણી પ્રતીતિ થશે, કે શૂરાતન અને "કલા" પ્રિયતાના ગુણો વચ્ચે ઘણો નિકટ સંબંધ છે. પહેલો કવિ સ્પાર્ટા વિષે કહે છે—

"જુવાનીનો ચકચકિત ભાલો ત્યાં ઝળકતો હતો, "કલા" દેવીઓના મધુર સ્વર ત્યાં ખીલી રહ્યા હતા, અને ભવ્ય ન્યાયદેવી પણ ત્યાંની શેરીઓમાં પ્રત્યક્ષ હતી"

પિન્ડર કહે છે—

"વૃદ્ધમંડળ વિષે પ્રજ્ઞાવાસ અહીં સ્થાપી દીસે,
પરંતુ ઝબકતામાં અહીં યૌવનતણો મદ ઉલ્લસે;
સાહિત્યરૂપ વિલાસનો યશમુકુટ અહીં નિર્મળ હસે,
સર્વાંગ સુંદર સભ્ય જીવનનો વિનોદ અહીં વસે."




વળી એક સ્પાર્ટન કવિ કહે છે —

"મધુર સૂર વીણાના ઝરતા,
જલદ શસ્ત્ર તીખા કર ફરતા."

રણક્ષેત્રમાં યુદ્ધ શરૂ કરતા પ્હેલા સ્પાર્ટન રાજા હમેશ "કલા" દેવીઓને પણ ઉપહાર અર્પણ કરતો. આ ક્રિયાના અનેક હેતુ કલ્પી શકાય છે. એથી સિપાહીઓને તેમની બચપણની કેળવણી સાભરે, તેમની જાણીતી કવિતાઓ અને ગીતિઓમાં લડાઇમાં પરાક્રમ કરે તેને માટે અને તેથી ઉલટું બ્હીકપુ જણાય તેને માટે કેવા વખાણ અને કેવી નિંદા છે તે એમને સાભરે, અને વળી તેમને વિશ્વાસ ઉપજે કે તેઓ પોતે કલાઓદ્વારા ભવિષ્યમાં પ્રશંસાને પાત્ર થાય એવા પરાક્રમ કરતા હશે તે દરમિયાન એ દેવીઓ બેશક તેમનું જતન કરશે અને ભય માત્રને તુચ્છ ગણવાનું તેમને સામર્થ્ય આપશે એવા એવા ઉત્તેજક વિચારો સૂચવવા માટે આવી ક્રિયા દાખલ કરેલી સંભવે છે

યુદ્ધ પ્રસંગો વખતે સ્પાર્ટનો તેમના નિત્ય જીવનના સખ્ત નિયમો ઢીલા મુકતા રણક્ષેત્રમાં સૈનિકોને સુંદર વસ્ત્ર અને અલંકૃત હથિયાર ધરવાની અને તેમના વાળ સમારી સુશોભિત કરવાની છૂટ હતી. સ્પાર્ટનો કિશોરવયથી વાળને વધવા દેતા અને કોઇ લડાઇનો સમય પાસે આવતો જણાય ત્યારે તેની ખાસ સભાળ લેતા. લાઇકર્ગસનું એક વચન હતું કે ઘણા અને લાબા વાળથી ખુબસુરત પુરુષ વધારે શોભે છે અને કદરૂપો પુરુષ બીહામણો લાગે છે. એ અભિપ્રાયને અનુસરીને તેઓ આચરતા. વળી રણક્ષેત્ર સેવતા લશ્કરમાના સ્પાર્ટનો કસરત ઓછી કરતા, હમેશ કરતા ખાનપાનમાં ઓછા નિયમ પાળતા, અને તેમનું સમગ્ર જીવન વધારે છૂટ અને વધારે સુખચેનવાળું થતું. આ પ્રમાણે સુલેહશાંતિના સમય કરતા લડાઇ દરમિયાન ઓછી સખ્તાઇ પાળે એવી દુનિયામાં બીજી કોઇ પ્રજા થઇ નથી.

જ્યારે દુશ્મન પાસે આવતો અને લશ્કર વ્યૂહમાં ગોઠવાઇ ઉભું રહેતું, ત્યારે રાજા એક બકરાનો બલિ આપતો, સિપાહીઓને મસ્તક ઉપર ફુલના હાર ધરવા ફરમાવતો, અને વાજાવાળા કેસ્ટોરની તૃચ વગાડવી શરૂ કરતા તથા રાજા પોતે યુદ્ધગીત આરંભતો એટલે આખું સૈન્ય ગતિમાન થતું. સ્પાર્ટન સિપાહીઓ આવી રીતે સંગીતના તાલ પ્રમાણે પગ ઉપાડતા અને હારબંદ, બિલકુલ ગડબડ કે અનિયંત્રિત ઉભરાઓ વગર, પણ સાથે, સ્થિરતાથી, ઉલ્લાસથી, અને એક સરખા વેગથી સામી સેનાને ભેટવા ધસ્યા આવતા એ એક ભવ્ય અને ભયાનક દેખાવ થઇ રહેતો દૃઢ સમયસૂચકતા, હિંમત, વિજયનો વિશ્વાસ, અને દેવોની મદદની પ્રતીતિવાળા, અને આ પ્રમાણે કેળવાયેલા તથા આવી પ્રકૃતિના સિપાહીઓ ભયને કે અઘટિત સાહસને વશ ક્યાથી જ થાય! વળી સૈન્યના વ્યૂહની પ્રથમ હારમા રાજાની પાસે ઓલિમ્પિક રમતોમા પ્રથમ પદ પામેલો કોઇને કોઇ સ્પાર્ટન હોય જ એક સમયે, કહે છે કે, એક સ્પાર્ટનને ઓલિમ્પિક રમતોની હરીફાઇમા ન ઉતરવા માટે

મોટી મોટી રકમ આપવામાં આવતાં તે તેણે સ્વીકારી નહીં, અને પછી જ્યારે તે એ રમતોમાં જીત્યો ત્યારે કોઇએ એને પૂછ્યું. "ભાઇ, આ રમતોમાં પ્હેલો આવ્યાથી એટલો તે તને શો લાભ મળ્યો કે ત્હેં પેલી રકમ જતી કરી?" એણે હસીને જવાબ દીધો "મ્હારા દેશના સૈન્યની પ્હેલી હારમાં મ્હારા રાજાની જ જોડે ઉભા રહીને લડવાનું મ્હને માન મળશે." સામા લસ્કરની હાર તુટતી ત્યારે સ્પાર્ટનો પોતાનો વિજય સિદ્ધ થતાં સુધી તેનો પીછો લેતા. પણ તે પછી તેઓ એકદમ લડાઇ અટકાવી દેતા, કેમકે પરાજય કબૂલ કરતા અને હથિયાર નાખી દઇ અવ્યવસ્થિતપણે ન્હાસભાગ કરતા શત્રુને મારવામાં તેઓ હીણું સમજતા. આ નીતિ ઉદારતાની ગણાતી; અને વળી તેથી એમને લાભ થતો. કેમકે એમના શત્રુઓ જાણી રહેલા કે સ્થિર ઉભા રહી લડીશું ત્યાં સુધી એ આપણને છોડવાના નથી, પણ ભાગવા માંડીશું કે તુરત જ એમના તરફથી બિલકુલ ભય રહેવાનો નથી, એટલે તેઓ જીત મેળવવાની આશા થોડી ઘણી પણ હોય ત્યાં સુધી જ લડતા અને પછી તુરત હાર કબૂલ કરી દેતા.

એક લેખક કહે છે કે લાઇકર્ગસ પોતે ઘણો બહાદુર હતો, અને સેનાપતિ તરીકે કમાયલો હતો. બીજો એક કહે છે કે સ્પાર્ટન રસાલાની પચાસ પચાસ ઘોડેસ્વારોની ચોરસ ગોઠવાતા વ્યૂહની ટુકડીઓમાં યોજના પ્રથમ લાઇકર્ગસે કરેલી. પણ ફેલીરસ-વાસી ડેમેટ્રિયસ કહે છે કે લાઇકર્ગસે બિલકુલ લસ્કરી કામ કરેલું ન હતું, અને એણે સ્પાર્ટાનું રાજ્યતંત્ર સ્થાપ્યું તે સમય સંપૂર્ણ સુલેહશાંતિનો હતો. વળી ઓલિમ્પિક રમતો દરમિયાન એ મેળામાં ભાગ લેવા એકઠા થવાને ગ્રીક સંસ્થાનો હથિયાર ઉંચાં મુકી એક બીજાના વિગ્રહો વીસારે પાડતાં, એ રૂઢિ શરૂ કરવામાં એનો ભાગ હોય, તો તેથી પણ જણાય છે કે એ શાંત અને દયાળુ-સ્વભાવનો હતો. કેટલાક લેખકો આ વિષે એવી કથા આપે છે કે એ રૂઢિ પ્રવર્તાવનાર આઇફીટસ સાથે પ્રથમથી તો લાઇકર્ગસને કંઇ સંબંધ ન હતો, પણ ઓલિમ્પિક રમતો એક વખતે ચાલતી હતી ત્યારે તે એ રસ્તે થઇને જોતો જોતો જતો હતો, ત્યાં તેને પાછળથી કોઈ માનવઅવાજ સંભળાયો, અને તેણે જાણે એને કહ્યું "લાઇકર્ગસ! આવા મહાન સમારંભમાં સ્પાર્ટનોને ભાગ લેવાનો તું આદેશ ન કરે એ તે શું? મને તો એ ઠીક નથી લાગતું." આ શબ્દો કોણ બોલ્યું તે જાણવા લાઇકર્ગસે એકદમ પાછું ફરી જોયું પણ ત્યાં કોઇ માણસ દેખાયો નહીં, એટલે તેણે અનુમાન કર્યું કે એ દેવવાણી હોવી જોઇએ. એટલે પછી એ આઇફીટસની સાથે તેના પ્રયત્નમાં સામેલ થયો, અને ઓલિમ્પિક રમતોને તથા તે દરમિયાન થતી ઉત્સવની ક્રિયાઓને વધારે પાકા પાયા ઉપર મુકી અને વધારે ભવ્ય બનાવી.

સ્પાર્ટનો પુખ્ત વયના થયા પછી પણ પોતાનું જીવન નિયમિત જ રાખતા. સ્પાર્ટા શેહેર સર્વદા એક મોટી લસ્કરી છાવણી જેવુંજ હતું. તેમાં દરેકને તેનું યોગ્ય પેટીયું વગેરે મળ્યા જતું, અને દરેકને કંઇ ને કંઇ સાર્વજનિક ફરજો રહેતી, એટલે દરેકની વૃત્તિ એવી જ રહેતી કે તે જન્મ્યો છે તે એકલપેટા જીવનને માટે નહીં પણ દેશસેવા માટે. તેથી દિવસના કોઈ વિભાગમાં કોઇ સ્પાર્ટનને કંઇ ફરજ બજાવવાની ન હોય તો તે તેટલો વખત પોતાનાથી ન્હાની વયના સ્પાર્ટનોની કસરત-આદિ તપાસવામાં અને તેમને કંઇ ઉપયોગી શિક્ષણ આપવામાં અથવા પોતાનાથી મોટા સ્પાર્ટનો પાસેથી એવું કંઇ શીખ-

વામા ગાળતો. લાઇકર્ગસે તેમને કોઇ પણ ધંધો કરવાની મના કરી તેનું શ્રેષ્ઠ ફળ એ થયુ કે તેઓને પુષ્કળ ફુરસદ મળી અને તેનો તેઓ સભ્ય માણસોને છાજે એવો ઉપયોગ કરતા શીખ્યા. વધારે પૈસા એકઠા કરવા માટે તેમને મહેનત કરવાની હતી જ નહી, કેમકે પૈસાદાર થવાથી સ્પાર્ટામા કંઇ લાભ ન હતો ભરણપોષણ માટે પણ તેમને ફિકર ન હતી, કેમકે તેમના હેલટ ગુલામો ખેતરો ખેડતા તેમને માથે દર વર્ષે અમુક ઉત્પન્ન આપવાની ફરજ જ હતી કહે છે કે એથન્સમા એક વખતે એક સ્પાર્ટન ગયો હશે, ત્યાના કાયદા પ્રમાણે ન્યાયાધીશે એક નાગરિકને નકામો રહેવા માટે દંડ કર્યો, તે બીચારો બહુ દિલગીર થતો ઘેર જતો હતો અને એના મિત્રો તેને દિલાસો દેતા હતા, ત્યા આ સ્પાર્ટને આવીને વિનતી કરી "આજે જે પુરુષને એક સ્વતંત્ર નાગરિક તરીકે દિવસ નિર્ગમવા માટે સજા થયેલી કહેવાય છે તેના મ્હારે દર્શન કરવા છે" સામાન્ય ધંધાઓ અને પૈસાદાર થવાની પ્રવૃત્તિઓને સ્પાર્ટનો કેટલી બધી હીણી સમજતા તે આ વાત બતાવી આપે છે.

સ્પાર્ટામાથી પૈસો ગયો તેની સાથે દાસાઓ પણ જતા રહ્યા. સ્પાર્ટામા ન રહી શ્રીમતાઇ કે ન રહી ગરીબાઇ દરેકને જે જેટલુ જોઇએ તે તેટલુ મળતું, અને સ્પાર્ટનજીવનનુ નિયમન એવુ હતુ કે મનુષ્યોને થોડી અને સ્હેલથી તથા જરૂર ખપ પૂરી પડી શકે એવી હાજતો જ નહતી આથી જ્યારે જ્યારે સ્પાર્ટનો લડાઇમા રોકાયેલા નહતા ત્યારે ત્યારે તેઓ પોતાનો વખત શિકાર, કસરત, નૃત્ય, જાફતો, અને સંવાદોમા ગાળતા. ત્રીશ વર્ષની ઉમર થતા પ્હેલા કોઇ સ્પાર્ટન બજારમા ખરીદી કરવા જતો જ નહીં, અને ત્યા સુધી તેનો બધો વ્યવહાર તેના સગાવ્હાલા સાચવતા. વળી પાકી વયનો સ્પાર્ટન પણ વધારે વખત બજારમા ફરતો દેખાય તો તેમા નામોશી ગણાતી. તેમના સંવાદ અને વાતચીતમા પૈસા, ધંધા, કે વ્યાપારના વિષય ક્વચિત જ આવતા મોટે ભાગે તેમા સારૂ અને શ્રેયસ્કર હોય તેની પ્રશંસા અને નઠારૂ, નકામુ, કે નીચ હોય તેની અવગણના જ આવતી વળી એ અવગણના એવા ખુશમિજાજથી અને ટકારની સાથે કરવામા આવતી કે તેથી સાભળનારને રમ પડતો અને અનાયાસે બોધ મળતો લાઇકર્ગસ પોતે પણ રીતભાતમા બહુ કડક ન હતો કહે છે કે એણે દરેક સંવાદભવનમા દેવની એક ન્હાની પ્રતિમા રાખવા ફરમાવ્યુ હતુ સ્પાર્ટન લોકોની સખ્ત કસરત અને સાદા ખાનાકમા હાસ્યરસની મેળવણી તેને જરૂરી લાગી હતી, અને તેથી તેણે તેમના સામાન્ય મેળાવડાઓમા અને દરેક યોગ્ય પ્રસંગે હાસ્યવિનોદ વર્તાવવાની આજ્ઞા કરી હતી

એકંદરે, સ્પાર્ટાના નાગરિકોને માટે તમે એવુ શિક્ષણ બાંધ્યુ કે તેઓમા એકલપેટુ જીવન ગાળવાની શક્તિ કે વૃત્તિ જ રહે નહી. મધમાખોની માફક તેઓનુ વલણ સદૈવ સામાન્ય લાભ તરફ રહેતુ, અને તેઓ સદા તેમના નેતાઓને અધીન રહેતા કીર્ત્તિ અને દેશસેવા સિવાય બીજી કોઇ પણ તૃષ્ણા તેમને હતી નહી, અને તેમનામા એ ઉજ્જ્વલ તૃષ્ણાઓનો આવેશ તેઓ લગભગ ઉન્મત્ત બની જાય એટલો બધો હતો તેમની કેટલીક ઉક્તિઓમા આ ભાવનાઓ સ્પષ્ટતાથી જણાય છે ત્રણસોના મંડળમા સભાસદ થવાના પ્રયાસમા પિડેરિટસ નિષ્ફલ ગયો ત્યારે તે ઉલટો રાજી થયો, અને કહેવા લાગ્યો કે "સ્પાર્ટામા મ્હારાથી મ્હટા ત્રણસો માણસો છે એ બહુ ખુશી થવાની વાત

છે.” ઇરાનના શહેનશાહના સૂબાઓ પાસે ગયેલા સ્પાર્ટન એલચીઓને એક વખતે પૂછવામાં આવેલું કે “તમે ખાનગી ગૃહસ્થો તરીકે આવ્યા છો કે જાહેર અમલદારો તરીકે?” આનો જવાબ એક સ્પાર્ટને એવો દીધેલો કે “અમારો પ્રયત્ન સફલ થાય તો અમને રાજ્ય તરફથી આવેલા ગણવા, પણ નિષ્ફલ થાય તો નહીં.” પ્રસિદ્ધ સ્પાર્ટનવીર બ્રેસિડસના* મોત પછી કેટલાક એમ્ફિપોલીસ-વાસીઓ તેની માતા પાસે આવેલા; તેમને તેણીએ “બ્રેસિડસ એક સ્પાર્ટનને છાજે એ પ્રમાણે પડયો કે?” વગેરે પૂછ્યું, ત્યારે તેઓ તેનાં વખાણ કરતા બોલવા લાગ્યા કે સ્પાર્ટામાં એના જેવો હવે કોઇ રહ્યો નહીં. આ ઉપરથી તેની માતા તુરત બોલી, “ના, ના, બ્રેસિડસ વીર પુરુષ હતો એ ખરું, પણ સ્પાર્ટામાં તો એનાથી પણ મ્હોટા બીજા ઘણા છે.”

એમ કહી ગયા છીએ કે લાઇકર્ગસને તેના મહાપ્રયાસમાં જે નાગરિકોએ મદદ આપી તે સ્પાર્ટાના વડીલમંડલના પ્રથમ સભાસદો થયા. તે પછી લાઇકર્ગસે એવો કાયદો રાખ્યો કે જેમ સ્થલ ખાલી પડે તેમ તેને માટે પૂરાં સાઠ કે તેથી વધારે વર્ષની ઉમરના નાગરિકોમાંથી જે સૌથી વધારે યોગ્ય જણાય તેને પસંદ કરવો. દુનિયાની સર્વ હરીફાઇઓમાં આ પદ માટેની હરીફાઇ સર્વોત્કૃષ્ટ હતી. બલવાન કે વેગવાન હરીફોમાં પ્હેલું પદ કોનું એ જાતની આ હરીફાઈ ન હતી, પણ સદ્‌ગુણી અને જ્ઞાની પુરુષોમાં ઉત્તમોત્તમ કોને ગણવા એ માટેની હતી. વળી એ પદ માટે જે પસંદ થાય તે આમરણાંત વડીલમંડલનો સભાસદ રહેતો, અને એ મંડલનો અધિકાર રાજ્યના સર્વ તંત્રની વ્યવસ્થાનો, રાજ્યના દરેક ન્હાનામોટા કામનો, અને દરેક નાગરિક ઉપર સંપૂર્ણ સત્તા ચલાવવા સુધીનો હતો. “વડીલ” પસંદ કરવાની રીત આ પ્રમાણે હતી. પ્રથમ નાગરિકો એકઠા થતા, અને તેમનામાંના કેટલાકને પાસે એક ઓરડામાં મેલી અને લખવાના સાધનો સાથે પૂરી દેવામાં આવતા. તેઓ નાગરિકસભામાં શું થાય છે અને કોણ આવે છે તે જોઈ શકતા નહીં, પણ તેમાં નાગરિકો નાદ કરતા તેઓ સાંભળી શકતા. સ્પાર્ટન નાગરિકસભામાં નાગરિકો ભાષણ કરતા નહીં, કે ચર્ચા ચાલતી નહીં; તેમ છૂટા છૂટા નાગરિકોના મત પણ લેવાતા નહીં, બધા સવાલોમાં નાગરિકસભા પોતાની મંજૂરી કે પોતાનો અભિપ્રાય કે પોતાની પસંદગી અવાજ કરીને જ જણાવે એવી રીત હતી. પછી વડીલમંડલના સભાસદ થવા માટે જે ઉમેદવારો હોય તેમના નામની ચિઠ્ઠીઓ નંખાતી. એ ચિઠ્ઠીઓના અનુક્રમ પ્રમાણે દરેક ઉમેદવાર સભા વચ્ચે થઇને મૂગે મ્હોડે ચાલ્યો જતો તે દરમિયાન નાગરિકો જે નાદ કરતા તેની પેલા ઓરડામાં પૂરેલાઓ નોંધ લેતા. જે ઉમેદવારને માટે સ્પાર્ટનોએ સૌથી વધારે વખત અને સૌથી મોટા પોકારો કરેલા જણાય તે સભાએ પસંદ કરેલો ગણાતો. પછી તેને ફુલના હારનો મુકુટ પ્હેરાવાતો, અને તે સર્વ મંદિરોમાં દેવોનાં સ્તવન કરવા નીકળતો. આ વખતે ઘણાં જુવાન સ્ત્રીપુરુષોનું સાજન તેની સાથે જતું, અને બધો વખત પુરુષો તેના વખાણની વાતો કરતા, સ્ત્રીઓ તેની

* એથન્સ અને સ્પાર્ટા વચ્ચેના મહાન પિલોપોનીસિયન વિગ્રહના પ્રથમ ભાગમાં એણે ઇ. પૂ. ૪૨૪ થી ૪૨૨ સુધીના ત્રણ વર્ષના અરસામાં મેસિડોનિયાથી એમ્ફી-પોલિસ સુધીનો પ્રદેશ એથન્સથી સ્વતંત્ર કરી સ્પાર્ટાના પક્ષમાં લીધો અને એમ્ફિ-પોલિસની લડાઇમાં એથન્સના લશ્કરને હરાવ્યું. તે એ લડાઇમાં જ મરયો. ઇ. પૂ. ૪૩૧ માં તે એક એફોર નીમાયો હતો.

પ્રશંસાના ગીતો ગાતી, અને આ તેના જીવન અને તેના આચરણોનું ઉમદાપણું ક્રમામથી સભાગી સભારીને વર્ણવતા આ સવારી દરમિયાન જ્યારે ભોજનના સ્થળો આગળ તેનો દરેક કુટુંબી તેને ભોજન લેવા નોતરતો, અને નિમંત્રણ આ શબ્દો વડે કરતો, "સ્પાર્ટા આપને આ ભોજન સ્વીકારવાની વિનંતિ કરવાનું માન આપે છે" પણ એ દરેક નિમંત્રણની તે સભ્ય શબ્દોમાં માફી માગતો સવારી પૂરી થયા પછી તે પોતાને હમેશને સ્થાને નિત્ય પ્રમાણે જ જમતો પરંતુ આ દિવસે તેને બે ભાગ આપવામાં આવતા હતા તે બીજો ભાગ એ જુદો કરીને લઇને ઉઠતો અને એ ભોજનસ્થળના દરવાજા આગળ એની સગીસંબંધી સર્વ સ્ત્રીઓ એકઠી મળી એની વાટ જોતી ઉભી રહેતી તેમાંથી જે સ્ત્રીને માટે એને સૌથી વધારે આદરભાવ હોય તેને તે એ ભાગ આપતો અને આપતાં કહેતો કે 'જે ભાગ સ્પાર્ટા મને એક 'ઇનામ' તરીકે આપી મ્હારી આબરૂ વધારે છે તે હું તમને આપું છું' આ પછી બીજી સ્ત્રીઓ તેણીને બહુ માન આપતી તેને ઘેર પ્હોંચાડવા જતી.

શબોને દફનાવવા માટે પણ લાઇકર્ગસે બહુ સારા ધારાઓ ઘડ્યા શબોના દેખાવથી લોકો ન્હાનપણથી જ ટેવાઇ જાય અને મૃત્યુ કે મૃત્યુના ચિન્હ જોતાં તેમની સ્વાભાવિક કમકમી શમી જાય, તથા શબને અડકવા સિરે કે કબર ઉપરથી આવજા કરવા વિષે કે એ સંબંધી બીજી કોઇ જાતના બિલકુલ વહેમ રહે નહીં એવા ઇરાદાથી તેણે ફરમાવ્યું કે શબો શેહેરમાં જ દાટવાં સ્મારકચિન્હો મંદિરો પાસે પણ કરવાની તેણે છૂટ રાખી વળી તેણે ફરમાવ્યું કે શબની સાથે, જે પાંદડામાં અને લાલ કપડામાં તે લપેટ્યું હોય, તે શિવાય બીજી કંઇ પણ વસ્તુ દાટવી નહીં અને લડાઇમાં ગત થયેલા પુરુષો તથા ધર્મ સંબંધી કોઇ અધિકાર ઉપર નીમાયલી હોય તે દરમિયાન ગત થયેલી સ્ત્રીઓ શિવાય બીજા કોઇની કબરો ઉપર તેમના નામ લખવાની તેણે મના કરી વળી શોકની મુદત તેણે માત્ર અગિયાર દિવસની રાખી બારમે દિવસે ડિમીટર દેવીને ઉપહાર અર્પી શોક મુકી દેવો એવી તેણે આજ્ઞા કરી આ પ્રમાણે મનુષ્યજીવનનો કાંઇ પણ ભાગ તેણે યથાયોગ્ય નિયમન વગરનો રાખ્યો નહીં જીંદગીના સામાન્ય બનાવોમાં પણ ડગલે ડગલે સદ્ગુણ અને મરદાનીપણા તરફ મન આકર્ષાય અને તેમના વિપર્યય ઉપર તિરસ્કાર આવે એવી વ્યવસ્થા તેણે ઘડી સ્પાર્ટામાં સ્થળે સ્થળે અને કૃત્યે કૃત્યે કંઇને કંઇ સદ્બોધ, સદ્વિચાર, અને સદાકાંક્ષા સ્ફુરે એવી સુસ્થિતિમાં જન્મથી ઉછરતા સ્ત્રીપુરુષો મનુષ્યજાતિને માટે અભિમાન ઉપજાવે એવી પ્રકૃતિના થાય એમાં શી નવાઇ!

વળી એણે પરદેશોમાં પ્રવાસ કરવા વિષે ઘણી સખ્તાઇ રાખી પરદેશી રીતરિવાજ, પરદેશી અમિતાચાર, અને પરદેશી રાજ્યતંત્રથી સ્પાર્ટનો જેમ વધારે વિમુખ રહે તેમ સારૂ એમ તે માનતો સ્પાર્ટામાં પરદેશીઓને ખરા કામ વગર પેસવા દેવાની એણે મના જ કરી આ ધારો, પ્રસિદ્ધ ઇતિહાસ થ્યુસિડિડિસ કહે છે તેમ સ્પાર્ટનોના શુભ લક્ષણ બીજાઓ શીખી જાય અને તેમના રાજ્યતંત્રની નકલ કરી લે એવી ધાસ્તીને લીધે ન હતો, પણ સ્પાર્ટનો પરદેશીઓની દેખાદેખીથી તેમના અપલક્ષણ ન શીખે તે માટે હતો એ તો દેખીતું છે કે નવા નવા સ્થળોના નવા નવા માણસો સાથે પરિચય થાય, તેની સાથે નવા વિષયોની ચર્ચા જાગે, એવી ચર્ચામાંથી ધીમે ધીમે અનાયાસે વિચારો ફરતા

અત્યંત નિર્દયતાથી વર્તતા કેટલીક વખતે તેઓ કોઇ ગુલામને પરાણે એટલો બધો દારૂ પાતા કે તે ચકચુર થાય, અને પછી અતિપાનથી શા હાન થાય છે તેનુ પ્રત્યક્ષ પ્રમાણ મળે તેટલા માટે એને તેઓ કિશોરોને બતાવતા. જે ગાન અને નૃત્ય કરવાથી કરનાર પોતેજ તુચ્છ લાગે અને હાંસીનુ પાત્ર થાય તે તેઓ ગુલામ પાસે કરાવતા, પણ માન અને ગૃહસ્થોને છાજે અને શોભે એવા ગાન કે નૃત્ય કરવાની તેમને સખ્ત મના હતી. કહે છે કે જ્યારે થીબન લશ્કર સ્પાર્ટાના પ્રદેશના અંદર આવ્યુ* અને ઘણા ગુલામોને કેદ પકડ્યા, ત્યારે થીબન સિપાઇઓએ તેમને પ્રસિદ્ધ સ્પાર્ટન કવિઓના કાવ્યોમાનુ કોઇ સંભળાવવાનુ ઘણુ એ કહ્યુ, પરતુ તેઓ એક જ જવાબને વળગી રહ્યા કે "એ બાબત અમને અમારા માલેકોની મના છે" સ્પાર્ટાના નાગરિકોની સ્વતંત્રતા અને ત્યાના ગુલામોની ગુલામગિરિ એ બેમાથી એકેની જોડી બીજે કોઇ સ્થળે મળનાર નથી એ સિદ્ધાત, જે લેખકોએ તે તારવ્યો છે, તેમના જ્ઞાન અને વિવેકશક્તિનો નમૂનો છે પરતુ તે સાથે હુ ધારૂ છુ કે ગુલામો તરફની આ નિર્દયતાઓ સ્પાર્ટામા લાઇકર્ગસ પછી ઘણે સમયે દાખલ થયેલી ઇતિહાસ કહે છે કે સ્પાર્ટાનો મોટો ધરતીકંપ થયો† તે સંધિનો લાભ લઇ સ્પાર્ટાના ગુલામો અને (તેમની જીતેલી પ્રજા) મેસેનિયનો મળી ગયા, અને તેમણે બંડ ઉઠાવી સ્પાર્ટનોને ઘણા ઘણા હેરાન્યા તથા વિનાશની અણી ઉપર આણી મુક્યા ઉપર ગણાવેલા તમામ રિવાજો આ પછી દાખલ થયેલા સંભવે છે અને "ક્રિપ્ટીયા" જેવો દુષ્ટ રિવાજ લાઇકર્ગસે દાખલ કર્યો હોય એ તો હુ કદાપિ માની શકુ નહીં. આવી બાબતમા એના કાર્યસમૂહમા જે ન્યાયબુદ્ધિ અને જે સામવૃત્તિ જણાય છે, જે ગુણોની એને માટે દેવવાણીએ પણ સાક્ષી પૂરી છે, તે ઉપરથી જ અનુમાન કરવુ યોગ્ય ગણુ છુ.

જ્યારે એની આરંભેલી સંસ્થાઓએ લોકોની રીતભાતમા મૂળ નાખ્યા અને રાજ્યતંત્ર દૃઢ અને આપોઆપ નભી શકે એવુ જણાયુ, જ્યારે લાઇકર્ગસે તેને ખરેખર સ્થપાયેલુ અને સઘળો કાર્યવ્યવહાર યથાયોગ્ય કરતું જોયુ,—ત્યારે પ્લેટો ઇશ્વર વિષે કહે છે કે તે સૃષ્ટિ પેદા કરીને પછી તેને જોતા આનદ પામ્યો, તેમ લાઇકર્ગસ પણ પોતાની કૃતિના દેખાવથી અને તેની ભવ્યતા અને સુંદરતાથી આનદ પામ્યો પછી તેને લાંબા વખત સુધી એવુને એવુ ટકાવી રાખવા માટે અને (કહો કે) તેને અમર બનાવવા માટે મનુષ્યપ્રયત્નથી જે કઇ બની શકતુ હોય તે પણ ઉણુ ન રાખવાની એને ઇચ્છા થઇ આ હેતુથી એણે સ્પાર્ટન લોકોની સભા બોલાવી અને તેમને નિવેદન કર્યું "મહ સ્થા

* લ્યુક્ટ્રાના યુદ્ધ પછી થીબનોએ સ્પાર્ટા ઉપર કરેલી ચઢાઇ માટે જુવો પિલોપિડસ અને એજિસિલેયસના જીવનચરિત

§ ઇ પૂ ૪૬૪ મા સ્પાર્ટામા મોટો ધરતીકંપ થયો તેમા ઘણા સ્પાર્ટનો પડતા મકાનો નીચે દબાઇ મુવા હેલટો અને પેરિઇકાઇઓ આ તકનો લાભ લઇ એકદમ બંડ કરી ઉઠયા તેમના લશ્કરે ૩૦૦ સ્પાર્ટનોની એક ટુકડીને કાપી નાખી પણ સ્પાર્ટનોએ તેમને ધીમે ધીમે હઠાવ્યા અને ઇસ્ટમસની લડાઇમા સજ્જડ હરાવ્યા આખરે બંડખોરોનો બાકી રહેલો ભાગ આઇથોમી ડુંગર ઉપરના કિલ્લામા ભરાઇ બેઠો સ્પાર્ટનોએ તે કિલ્લાને ઘેરો ઘાલ્યો અને પાચ વર્ષે ઇ પૂ ૪૫૯ મા જીવતા રહેલા તમામ બંડખોરો હથિયાર મુકી, કિલ્લો સ્પાર્ટાને સ્વાધીન કરી દેશવટે ગયા આ બનાવ ત્રીજા મેસેનિયન વિગ્રહ તરીકે પણ જાણીતો છે

પેલી યોજનાઓ ખાનુગી સુખ, સદ્ગુણ, અને ઉત્કર્ષ માટે બેશક પુરતી છે, તોપણ મ્હારા મનમા એક અત્યત ગભીર અને અગત્યની વિશેષ બાબત છે, પણ તે પ્રસિદ્ધ કરતા પ્હેલા એપોલો દેવને પ્રશ્ન કરવી જોઇએ એ વિષે દેવવાણી શી થાય છે તે ડેલ્ફીથી પાછો આવીને હું તમને જરૂર જણાવીશ, તે દરમિયાન મ્હારી ગેરહાજરીમા મ્હારા ધારાઓ તમારે જરૂર પાળવાના શપથ લેવા જોઇએ" આ ઉપરથી રાજાઓ, વડીલો, અને સર્વ નાગરિકોએ એ મુજબ વર્તવાના તેના રૂબરૂ શપથ લીધા, અને તેને ડેલ્ફી જવા વિનતી કરી પછી તે સ્પાર્ટા છોડી નીકળ્યો

ડેલ્ફી પ્હોચીને તેણે દેવોને ઉપહાર અર્પણ કર્યા અને એપોલો દેવને પૃચ્છા કરી "મ્હારા કાયદાઓ રાજ્યના સુખ સદ્ગુણ અને ઉત્કર્ષમા દિનપરદિન વૃદ્ધિ કરવા માટે પૂરતા છે કે નહીં"? જવાબમા દેવવાણી થઇ કે "કાયદાઓ ઉત્તમ છે અને જે નગરરાજ્ય એના તત્રનુ અવલબન કરશે તે દુનિયામા સૌથી વધારે યશસ્વી અને ઉત્કૃષ્ટ નીવડશે" આ દેવવાણી લાઇકર્ગસે લખી લીધી અને સ્પાર્ટા મોકલી પછી તેણે ફરીથી ઉપહાર કર્યા અને પોતાના મિત્રોને તથા પુત્રને ભેટયો સ્પાર્ટન નાગરિકો તેમના શપથમાથી કદાપિ મુક્ત ન થાય તે માટે તેણે પોતાની જીદગીનો નાઉમેદ થઇ અત આણવાનો નિશ્ચય કર્યો તેણે જીદગી એટલા વર્ષ ભોગવી હતી કે તે છોડતા તેને અસતોષ થાય નહીં અને વધારે જીવવાથી ભવિષ્યમા ખુવારગી, રોગ, દુર્દિન આદિ પીડા પણ કદાચ ભોગવવી પડે કોઇ પણ જાતનુ દુખ ન પડયુ હોય, સુખની તૃષ્ણાનો આવેગ મદ પડયો હોય, અને મોત આવે એ પણ એક સદ્ભાગ્ય વળી એક ધારા બાધનારનુ દેહત્યજવાનુ કૃત્ય કઇ કારણસર અને હિતકારક કોઇ મહત્ત્વનુ ગણાય એ પણ ઇષ્ટ છે તેણે અન્નનો ત્યાગ કર્યો અને પોતાનો દેહ પાડી નાખ્યો જે ઉત્કૃષ્ટ અને તેજસ્વી દેશસેવાને તેણે પોતાનુ જીવન સમર્પ્યુ હતુ તેને જ તેનો અત પણ સમર્પ્યો સ્પાર્ટા પણ તેના રાજ્યતત્રને પાચસો વર્ષ સુધી, અને તેના રાજાઓની ચૌદ પેઢી વીતી ગઇ ત્યા સુધી વળગી રહ્યુ અને જ્યા સુધી તે વળગી રહ્યુ ત્યા સુધી પરરાજ્યો સાથેના તેના સબધમા અને પોતાના રાજ્યકારભારમા ગ્રીસના સર્વ નગરરાજ્યોમા તેનુ પ્રથમ પદ રહ્યુ આ લાબા સમયમા લાઇકર્ગસના રાજ્યબધારણમા માત્ર એક ફેરફાર કરવામા આવેલો અને તે એફોરમડળની યોજનાનો હતો અને એ યોજના પણ દેખાવમા લોકોને લાભકારક હોય એવી હતી, પરતુ ખરૂ જોતા રાજાઓ અને વડીલમડળનુ સમર્થન કરતી હતી, એટલે એનાથી મૂળ બધારણ નબળુ પડવાને બદલે વધારે બળવાન થયુ

પાચસો વર્ષ વીત્યા પછી આર્કિડેમસ–પુત્ર એગિસ રાજાના વખતમા લક્ષ્મીએ સ્પાર્ટામા પ્રવેશ કર્યો અને એ તેના હમેશના સોબતી લોભને સાથે લેતી આવી આ બીજ રોપવાનુ નિમિત્તકારણ સેનાપતિ લાઇસેન્ડર હતો તેને પોતાને લક્ષ્મીની બિલકુલ તમા ન હતી, તોપણ સ્પાર્ટનોને દોલત અને મોજશોખ બન્ને વ્હાલા થવા લાગ્યા તે એના કૃત્યને લીધે લડાઇઓમાથી એ સેનાપતિએ પુષ્કળ સોનારૂપુ સ્પાર્ટામા આણવાની પ્હેલ કરી, અને લાઇકર્ગસના ધારાઓને એ પ્રમાણે તોડયા એ ધારાઓ જ્યા સુધી ટકયા ત્યા સુધી સ્પાર્ટા એક નગર નહીં પણ એક કુટુબ જેવુ હતુ અને તેના સર્વ વાસીઓનુ વ-

ર્મન કોઇ મિતાચારી અને ઠાલા દ્વિજપુત્રના કુટુંબીઓના જેવું હતું. કવિઓ દેવાંશી વીર હર્ક્યુલીસ વિષે કહ્યું છે કે તે એક સોટા અને એક સિંહચર્મ લઇને આખું જગત ફરી વળ્યો અને તેમાંના સર્વ ક્રૂર અને પિશાચકર્મ કરનાર જુલમગારોનો તેણે નાશ કર્યો. એ જ પ્રમાણે આ સમયના સ્પાર્ટન એલચીઓ એક જાડું કપડું પહેરીને અને હાથમાં આકણીને લપેટેલો પોતાની એલચી તરીકેની નીમણુકનો દસ્તાવેજ લઇને ગ્રીસના ગમે તે રાજ્યમાં જતા અને ત્યાં એમને પગલે અંધાધુંધી અને જુલમ અદૃશ્ય થઇ જતા, કલહ કુસંપ અને રાજ્યદ્રોહનો અંત આવતો, અને એ રાજ્યના સર્વ પક્ષો ઉમંગથી એકત્ર થઇને તેની સૂચનાઓનો અમલ કરતા અને તેની આજ્ઞાઓ માથે ચ્હડાવતા. મધપૂડામાં તેનો રાજા આવે કે તુરત બધી માખ અન્યોન્ય લડવું મુકી દઇ તેની આસપાસ ગુંજી રહે અને તેની તહેનાત ઉઠાવે એવો દેખાવ થઇ રહેતો. એ વખતના સ્પાર્ટાના સુરાજ્ય અને ન્યાયના ભંડાર સ્પાર્ટામાંથી આસપાસના રાજ્યોમાં પણ પથરાઇ રહેતા. વસ્તુસ્થિતિ આ પ્રમાણે હતી એટલે કેટલાક લખે છે કે સ્પાર્ટનોને તાબેદારી આવડતી હતી પણ અમલ કરતાં નહોતું આવડતું એ વાંચીને મને વિસ્મય થાય છે. તેઓ પોતાના પક્ષમાં થીઓપોમ્પસ રાજાનું વાક્ય ટાંકે છે. કોઇએ એ રાજાને કહ્યું હશે કે "સ્પાર્ટા તેના સુરાજ્ય માટે તેના રાજાઓની સદ્બુદ્ધિને આભારી છે." ત્યારે તેણે ઉત્તર દીધેલો કે "સ્પાર્ટાના લોક કહ્યાગરા છે એ મોટી વાત છે." હવે એ તો સિદ્ધ છે કે હાકેમને હુકમ ચલાવતા આવડે નહીં તો પ્રજા વધારે વખત સુધી તેને અધીન રહેવાની નહીં, પોતાના અનુયાયીઓને આજ્ઞાપાલન શીખવવું એમાં નાયકના નાયકપણાનું એક અગત્યનું અંગ છે. સવારની કલાથી જ ઘોડાનો તીખો સ્વભાવ અને જંગલીપણું છૂટી જાય છે. રાજાના કૌશલ્યથી જ પ્રજામાં રાજ્યભક્તિ અને નિયંત્રિત વર્તન આવે છે. અન્ય ગ્રીક પ્રજાઓ સ્પાર્ટન અમલને સહન કરતી એટલું જ નહીં પણ તેને ઉમંગથી આવકાર દેતી. સ્પાર્ટા પાસેથી તેઓ વહાણો દ્રવ્ય કે લશ્કર નહોતી માગતી, પણ માત્ર એક સેનાપતિની માગણી કરતી હતી અને કોઇ સ્પાર્ટન સેનાપતિ તેમના વચ્ચે આવીને ઉભો રહેતો એટલે તેઓ તેને બેહદ માન અધિકાર આપતી. જુવો સિસીલિયનોએ ગાઇલિપ્પસને, ખાલ્કીડિયનોએ બ્રેસિડસને, એશિયા માઇનોરની પ્રજાઓએ લાઇસેન્ડરને, કેલિક્રેટિડસને, એગિસિલેયસને કેવા પૂજ્યા હતા. આ અને એવા બીજા સ્પાર્ટનો જ્યાં જ્યાં જતા ત્યાં ત્યાં લોક અને શાસકો બન્ને તેમને મધ્યસ્થો, શિક્ષકો, અને સુધારકો ગણતા, અને ગ્રીક પ્રજાઓ સ્પાર્ટાને પોતાને ઉચ્ચ ધર્મોની, સુંદર જીવનની, અને સુરાજ્યની, ઉત્કૃષ્ટ પાઠશાલા ગણતી. સ્પાર્ટા તે ગુરુ અને બીજા નગરરાજ્યો તે એના શિષ્યો એવી સમજ ચાલતી આ આશયથી જ એક મશ્કરાએ કહેલું કે "મ્હારો હુકમ એવો છે કે ગ્રીસમાં સર્વત્ર સવારી ફુલેકા વગેરેની વ્યવસ્થા એથન્સવાસીઓએ જ કરવી અને રમતગમતોની વ્યવસ્થા ઇલિયનોએ જ કરવી, અને એમના કાર્યમાં કંઇ ખામી આવે એટલે આપણે સ્પાર્ટનોને પકડી તેમને શિક્ષા કરવી ' વળી થીબનોએ લ્યુકટ્રાની લડાઇમાં સ્પાર્ટનોને હરાવ્યા ત્યારે સોક્રેટિસના એક શિષ્યે તેમના વિષે ટીકા કરી કે "જુવો ! આ લોક, નિશાળિયા પોતાના શિક્ષકને મારીને આવ્યા હોય, તે પ્રમાણે કેવા હરખાય છે !"

પણ સ્પાર્ટા બીજા રાજ્યો ઉપર સ્વામિત્વ મેળવે એ લાઇકર્ગસનો હેતુ ન હતો

તે રાજ્યનું સુખ, કોઈ વ્યક્તિના સુખની માફક જ, સદ્ગુણ અને વૃત્તિઓના સંવાદમાં રહેલું માનતો. તેથી તેણે એવી વ્યવસ્થા કરી કે સ્પાર્ટનો સ્વતંત્ર મિતાચારી અને આત્મસંતોષી બની સમાનતાથી રહે, તથા તેમનું નિયામક જીવનતંત્ર દીર્ઘાયુષી નીવડે. પ્લેટો, ડાયોજિનીસ, ઝીનો અને બીજા રાજ્યતંત્રના નિયામકોએ લાઇકર્ગસના બંધારણનો નમૂનો લઇને અનેક કલ્પિત રાજ્યતંત્રો ઘડ્યા છે, અને તેમના ગ્રંથોની ખ્યાતિ પણ વધી થઇ છે. પરંતુ એમની તો માત્ર વિચારોની ગુંથણી. એમની સાથે કે ગ્રીસના બીજા રાજ્યસ્થાપનારાઓ સાથે લાઇકર્ગસનો મુકાબલો જ થાય નહીં. કેમકે એણે માત્ર વિચારના પ્રદેશમાં નહીં, પણ પ્રત્યક્ષ જીવનના પ્રદેશમાં એક અપૂર્વ અને દીર્ઘાયુષી રાજ્યતંત્ર રોપ્યું, અને તેમાં એવો નિયમ કર્યો કે તેથી પોષાઇ પોષાઇને એ નગરરાજ્યમાં પેઢીદરપેઢી મિતાચારી, ઉચ્ચ ભાવનાવાળા, અને મન્દાની ફિલસૂફોની જ વસ્તી થયા કરી, અને એ પ્રમાણે ફિલસૂફીના આદર્શ ચિત્તાકર્ષક છે ખરા પણ શક્ય નથી એવા બકવાદને એણે સદાને માટે મૂંગો બનાવી દીધો. એરિસ્ટોટલ પણ કહે છે કે સ્પાર્ટાએ એના મરણ પછી એનું એક મંદિર બાંધ્યું. તેમાં એની એક દેવની માફક પૂજા થતી, તથા વર્ષે વર્ષે ઉપહાર ધરાતા. એ પ્રમાણે એને અત્યંત માન આપ્યું તે પણ એની કૃતિના અસાધારણ મહત્ત્વ તરફ જોતાં બહુ ઓછું હતું.

કહે છે કે એના શબના અવશેષોને જ્યારે સ્પાર્ટામાં આણવામાં અને ત્યાં દફનાવવામાં આવ્યા, ત્યારે તેની કબર ઉપર વીજળી પડી. આવો બનાવ ઈશ્વરી કૃપાનું એક ખાસ ચિન્હ ગણાતું. સિવાય મેસિડોનિઆના આરેથુસા ગામ આગળ દફનાવેલા યુરિપિડિસ કવિની કબર ઉપર પણ વીજળી પડી હતી. એ સિવાય એવો બીજો દાખલો જાણવામાં નથી. લાઇકર્ગસ જેવા દેવોના માનીતા, અને મનુષ્યોના ખરેખર પૂજ્ય, પુરુષની કબર ઉપર જેવો ઈશ્વરી ચમત્કાર થયો તેવો યુરિપિડિસની કબર ઉપર પણ થયો, એ હકીકત એ કવિના ભક્તોનું અભિમાન વધારનારી છે. બીજા કેટલાક કહે છે કે લાઇકર્ગસ સિર્હા મુકામે મુવો. એક લેખક એમ પણ જણાવે છે કે એને એલિસ નગરમાં આણ્યો અને ત્યાં એ મુવો. અને બીજા બે લેખકો કહે છે કે તે ડેલ્ફીથી ક્રીટ ટાપુમાં ગયો અને ત્યાં મુવો. વળી એક લેખક એ જ પ્રમાણે લખે છે અને જણાવે છે કે ક્રીટના લોકો પરગેમિયા નગર આગળ અને એક રસ્તા પાસે તેની કબર પણ બતાવે છે. કહે છે કે તેને એન્ટિયોરસ નામે એક પુત્ર હતો, પણ તે નિર્વંશ મરણ પામ્યો. લાઇકર્ગસના મિત્રો અને કુટુંબીઓએ એની સંવત્સરી જમાનાઓ સુધી પાળી. હિપાર્કસ-પુત્ર એરિસ્ટોક્રેટિસ લખે છે કે ક્રીટમાં જે મિત્રો સાથે એ રહ્યો હતો તેમણે એની ઇચ્છાનુસાર એના શબનું દહન કર્યું અને રક્ષા સમુદ્રમાં પધરાવી. અને તે ઉમેરે છે કે એના શબના અવશેષને સ્પાર્ટામાં આણીને એ ક્રિયાથી પોતાને એણે આપેલા શપથથી મુક્ત થયેલા ગણી એના ધારાઓ ત્યજી દે એમ કોઇ માટે પણ ન બને એવા હેતુથી તેણે આ પ્રમાણે કરવા ફરમાવ્યું.

ઇતિ લાઇકર્ગસનું ચરિત્ર સમાપ્ત.







# લાઇકર્ગસનું પરિશિષ્ટ.

## સ્પાર્ટાનું રાજ્યબંધારણ.

ટ્રોય પડયું તે પછી હિરેક્લિસના વંશજોએ પિલોપોનીસસમાં આર્ગાસ, સ્પાર્ટા વગેરે રાજ્ય સ્થાપ્યાં તેની હકીકત પરિશિષ્ટમાં "હિરેક્લીડી" વિષેની નોંધમાં આપી છે. આ ડોરિયનો યુરોટસ નદીની ખીણમાં ગામડાંઓ બાંધીને રહેતા હતા, તેમાંથી પાંચ ગામના સંયોગથી સ્પાર્ટાનું નગરરાજ્ય સ્થપાયું. લેકિડીમન પ્રાંતમાં ધીરે ધીરે સ્પાર્ટાનું આધિપત્ય સ્વીકારાયું અને બીજાં ગામડાંઓના રાજકીય હક ડુબ્યા તથા ત્યાં વસનારા 'પેરિઓકાઇ' સ્પાર્ટાની આસપાસના મુલકમાં રહેનારા કહેવાયા.

ગ્રીક પ્રજાના રાજ્યોનું પ્રાચીન બંધારણ, મહાભારત અને ઉપનિષદોમાં પ્રાચીન આર્યપ્રજાનું રાજ્યબંધારણ જણાય છે તેવું જ હતું. સૌને માથે રાજા હતો. તેને રાજ્યકાર્યમાં સલાહ વગેરેની મદદ કરનારું અમીરમંડળ હતું અને પ્રજાસમસ્તના પુરુષોની નાગરિક સભા હતી. આર્યો મૂળ કુટુંબબદ્ધ રહેતા, તેમાંથી એક પૂર્વજમાંથી અનેક કુટુંબો ઉતરીને એ સબંધે કુળ-જાતનું ગોત્ર થયું, અને એક ગોત્રના કુટુંબોનું જ અથવા, એકથી વધારે ગોત્રના સહવાસથી ગામ બંધાયું. આ પ્રમાણે વિસ્તાર વધતાં એક કુટુંબપિતા રાજા થયો અને બીજા ન્હાના ભાઇઓમાંથી ઉતરેલા કુટુંબોના વડીલોનું અમીરમંડળ થયું તથા બીજા સર્વ જુવાન મરદોની નાગરિક સભા થઇ. ગોત્ર માટેનો ગ્રીક શબ્દ 'જેનોસ' (સં. ધા. જન્) છે. એકથી વધારે ગોત્ર મળીને ગામ સ્થાપે તેની વસ્તીનો ગ્રીક શબ્દ ફ્રાટ્રી છે, જેનું આ પુસ્તકમાં કેટલેક સ્થળે શાખા શબ્દથી ભાષાંતર કર્યું છે. શાખા એટલે પ્રજાસમસ્તની શાખા. કેમકે એ થી વધારે 'શાખા'ઓ (ફ્રાટ્રીઓ) મળીને ગ્રીક નગરરાજ્યોની પ્રજા રચાયેલી છે. દાખલા તરીકે એથેન્સની પ્રજા દશ શાખાઓમાં વિભક્ત હતી. ઇતિહાસના આરંભમાં ગ્રીક રાજ્યોનો રાજા પ્રજાનો નેતા, ન્યાયાધીશ, અને મુખ્ય પુરોહિત હતો, તે દેવાંશી એટલે કે દેવો અગર વીરોના વંશનો મનાતો, અને પ્રજાપાલનનો તેનો ધર્મ તેમજ હક મનાતો. પણ તેની આસપાસ સદૈવ પ્રજાના શિષ્ટો, અમીરો કે વૃદ્ધો હાજર રહેતા, અને લગભગ દરેક બાબતમાં તેમની સલાહ લેવાતી. વળી રાજા જરૂરને વખતે પ્રજાસમસ્તની સભા બોલાવતો, દુશ્મન ચ્હડી આવ્યો હોય, કે દુશ્મન ઉપર ચ્હડાઇ કરી હોય ત્યારે તો એકઠું થયેલું પ્રજાનું સૈન્ય એ જ તેની સભા હતી, અને તેની સમક્ષ રાજા અને અમીરો પોતપોતાના વિચાર જણાવતા તથા સભા તે સાંભળતી, અને ભાષણો થતાં તે દરમિયાન સભાગણો રુચિઅરુચિના આપોઆપ નાદ કરતા તે ઉપરથી રાજા તેમજ બીજા નાયક પ્રજાનું વલણ જાણી શકતા.

આવા શિથિલ બંધારણ સાથે જન્મ પામેલાં ગ્રીક નગરરાજ્યો ધીમે ધીમે એ બંધારણમાં ફેરફાર કરતાં ગયાં. કેટલેક સ્થળે રાજવંશ અને રાજાની પદવીનો નાશ થયો, તો કેટલેક સ્થળે પ્રજાની સભાના હક નામના થઇ ગયા અને જ્યાં જ્યાં નગર રહ્યાં ત્યાં, પણ તેમના પરસ્પર સબંધ જુદે જુદે ઠેકાણે જુદી જુદી રીતે ગોઠવાયા.

સ્પાર્ટનો, સંપ્રદાયપાલક પ્રાચીન ભક્ત (કોન્સર્વેટીવ) તરીકે, ઇતિહાસની પ્રાચીન કાળની પ્રજાઓમાં પણ જાણીતા હતા. એ પ્રાચીન ભક્તિને લીધે તેઓ પોતાનું રાજ્યબંધારણ પ્રથમથી જ જેવું ને તેવું અખંડ ઉતરી આવેલું અને આખું એક વખતે એક જણે રચેલું માનતા, જેમ ભાવિક હિંદુઓ આજ પણ પોતાને રુચતું હિંદુ ધર્મનું રૂપ પરાપૂર્વથી ચાલતું આવેલું અને વેદોક્ત માને છે તેમ. પણ આ માન્યતાને ઇતિહાસનો આધાર નથી. મૂળના ઉપર વર્ણવેલા બંધારણમાંથી ધીમે ધીમે રાજાની સત્તા ગ્રીક પ્રજાઓમાં ઘણેખરે સ્થળે તેમ સ્પાર્ટામાં પણ ઘટી ગઈ. આ ફેરફાર

સ્પાર્ટનોની મહેરથી થતા "મે" સ્પાર્ટન રાજાની સ્થાપનાથી માંડીને જ એમનામાં બે રાજવંશ અને બે રાજા હોવાથી કો રાજા જરૂર પડે બીજા રાજાની સામે થતા. લાગતા એ પ્રમાણે સનમ રાજ્યસત્તા ધમાની નહ અને તે જ કારણથી સ્પાર્ટન સુધારકોને રાજ્ય ગાદી ઉઠાડી નાખવી પણ ન પડી છેક આખર સુધી સ્પાર્ટાના બે રાજાઓ નામની સત્તા ભોગવતા પણ કાયમ રહ્યા

પુરોહિત તરીકેના તેમના હક ચાલુ રહ્યા સેનાપતિ તરીકે પણ તેમની સત્તા લગભગ પ્રથમ જેટલી જ રહી લાગણ "ગણુમનમા એ માણુસના હાથમા કુલ અખતિયાર સોંપવાની બ નત્થ વિષે મતભેદ સાબતનો નથી પરંતુ આ હક ના વ બેગ ગુમા થયો કે સેનાપતિ થઈને ગયેલા રાજાને બહાર રહી થાય અને જ્યારે પાછુ સ્પાર્ટા આવે ત્યારે તેને પોતાની કામગિરિ સબંધે જવાબ દેવો પડતો

જુના વખતના અનિશ્ચિત અને અસ્પષ્ટ સત્તાધારી શિષ્ટમંડળને બદલે સ્પાર્ટામા અઠ્ઠાવીશ (બે રાજાઓ મળીને ત્રીશ) ચુંટી કહાડેલા સાઠ વર્ષથી વધારે વયના અને સ્પાર્ટન અમીરકુળો માના શ્રેષ્ઠોનું વડીલમંડલ ( ગેરૂસિયા કે ગેરોન્ટિઆ') થયુ રાજાના ન્યાયાધીશ તરીકેના ધ ણાખરા હક આ મંડળને સોંપાયા અને તે ઉપરાંત દરેક બાબતમા સલાહકાર તરીકે તેના હાથમા ઘણી સત્તા આવી

એ ઉપરાંત પ્રજામંડલ (નાગરિકસના 'એપેલ્લા') મા દર ત્રીશ વર્ષથી વધારે વયના સ્પાર્ટનને હાજર રહેવાનો હક હતો આ સભા દર મહિને એકવાર મળતી, અને સંધિવિગ્રહ તથા એના મોટા રાજકીય સવાલો વિષે પોતાનુ વલણ નાદ રીતે દર્શાવતી વૃદ્ધમંડલ તથા હવે પછી વર્ણવાશે તે એફોરમંડલના સભાસદોની ચુટણી પણ એ સભા નાદદ્વારા જ કરતી પરંતુ એનુ વલણ વૃદ્ધ અને એફોરમંડળોને યોગ્ય ન લાગે તો તેઓ સભા બરખાસ્ત કરતા, એમનો અભિપ્રાય આવો છે એ મુજબ વૃદ્ધ અને એફોર મંડળો સ્પષ્ટ શબ્દોમા જાહેર કરે એ પછી જ તે સ્વીકારવા લાયક ગણાતો એટલે સ્પાર્ટા પ્રજાસત્તાક રાજ્ય હતુ તે માત્ર દેખાવમા જ

સ્પાર્ટાના રાજાઓ હતા તે પણ એક દરે જોતા નામના જ, વૃદ્ધમંડલ કરતાં પણ વધારે સત્તા એફોરમંડલની હતી ગમે તે પાંચ સ્પાર્ટનો એફોરો તરીકે ચુંટાતા, રાજા એ તેમની રૂબરૂ શપથ લેતા કે તેઓ રાજ્યના કાયદા પાળશે એફોરો રાજાઓની ઉપર શપથ લેતા કે જ્યા સુધી રાજા આ રાજ્યના કાયદા પાળશે ત્યા સુધી તેઓ રાજ્યસત્તાના પક્ષમા રહેશે આ ઉપરથી જણાય છે કે શિષ્ટવર્ગ અને પ્રજાવર્ગ વચ્ચે વિરોધ ચાલતો તે દરમિયાન રાજાઓએ શિષ્ટવર્ગનો પક્ષ લીધેલો અને એફોરોએ પ્રજાવર્ગનો લીધેલો અને અંતે તેમા એફોરોનો તથા પ્રજાવર્ગનો વિજય થયેલો રાજા ચઢાઇ કરવા જતો ત્યારે પણ તેની સાથે બે એફોરો જતા અને દેખરેખ રાખતા

સ્પાર્ટાના ઇતિહાસમા પહેલો બનાવ મેસેસેનિયાની જીતનો છે લેકોનિયા અને મેસેસેનિયા વચ્ચેનો પ્રથમ વિગ્રહ ઇ પૂ આઠમા સૈકામા થયો બીજો સાતમા સૈકાની આખરે થયો સ્પાર્ટનોએ જીતાયેલા મેસેસેનિયનોને ગુલામ બનાવ્યા એમની સંખ્યા સ્પાર્ટનોથી બહુ વધારે હતી એટલે સ્પાર્ટનોએ તેમને તેમના ગામડાંઓમા રહેવા દીધા, પણ તેમની જમીનો પોતાનામા વ્હેંચી લીધી, અને દરેક ભાગના મૂળ માલિકને માથે તેની ઉપજનો અર્ધ ભાગ સ્પાર્ટન માલિકને આપવાનુ ઠરાવ્યુ આ ઉપરાંત એફોરો અને સ્પાર્ટન કિશોરો તથા સિપાહો સખ્ત જાપતો રાખતા અને ગમે તે બ્હાને ગમે તે રીતે જે કોઇ ગુલામ (હેલટ) વિષે તેમને શક જાય તેને મારી નાખતા વળી તેઓ એકત્ર મળી કોઇ રીતની રાજકીય ભાવના પ્રસારે નહીં કે રાજકીય યોગ્યતા મેળવે નહીં પણ મનથી અને આત્માથી પણ ગુલામગિરિ સ્વીકારી રહે તે માટે તેમના ઉપર અનેક પ્રતિબંધો મુકવામા આવતા અને તે બહુ ક્રૂરતાથી તેમની પાસે પળાવાતા

મેસેનિયન વિગ્રહો ઘણા વર્ષ ચાલ્યા અને એ વિગ્રહોમા એક પક્ષ જમીનદોસ્ત થાય તો બીજો જીત્યો ગણાય એવુ હતુ, તથા સ્પાર્ટનો સંખ્યામા મેસેનિયનોથી ઓછા હતા એટલે સ્પાર્ટાનુ આખુ જીવન સિપાહગિરિ માટેની તૈયારી જેવુ થઇ ગયુ તે આ વિગ્રહો દરમિયાન એટલે કે આઠમા અને સાતમા સૈકામા થયેલુ હોવુ જોઇએ અને એ જીવનનિયમન લડાઇ તથા વિજય માટે કેટલુ સફળ નીવડ્યુ તે પ્લુટાર્કના લાઇકર્ગસ અને ગ્રીસના ઇતિહાસ ઉપરથી આપણે જાણીએ છીએ પણ પ્લુટાર્કમા તેમજ એરિસ્ટોટલ, પ્લેટો વગેરે ફિલસુફોમા અને ગ્રીક સાહિત્યમા સર્વત્ર સ્પાર્ટન સંસ્થાઓ વિષે જે આશ્ચર્ય અને જે પૂજ્ય ભાવ જણાય છે, તેનુ કારણ માત્ર સ્પાર્ટાનુ લશ્કરી પ્રબલ નથી, એનુ મુખ્ય કારણ ગ્રીક લોકોના મનુષ્યજીવન વિષેના આદર્શ સ્પાર્ટા ઘણે અંશે મૂર્તિમાન કરતુ હતુ એ છે એક ઇતિહાસકાર લખે છે તેમ "સ્પાર્ટા ગ્રીક પ્રજાની સૌંદર્યની ભાવનાને પ્રત્યક્ષ કરતુ હતુ, તેની સંસ્થામા અને તેના જીવનમા, તેના કાયદાઓમા, અને એ સર્વના ફલરૂપ સ્પાર્ટાના નરનારીઓમા, એક જાતની સંપૂર્ણતા અને સરલતા પ્રકટ હતી, જે જોતા બધા ગ્રીક છક થઇ જતા" તેમને એ ડોરિયન બંધારણમા ડોરિયન મંદિરના જેવી જ ભવ્ય પણ સાદી, અલંકાર રહિત પણ સુઘટ કુદરતી અને સાથે સ્થાયી કાલાતીત સુંદરતા લાગતી પ્લુટાર્કકૃત લાઇકર્ગસમા સ્પાર્ટા અને સ્પાર્ટાની સંસ્થાઓનુ સવિસ્તર તથા અસરકારક નિરૂપણ ફિલસુફી અને જનસ્વભાવદર્શન પુરસ્સર છે તે ઉપરાત આ ડોરિયન સૌંદર્યની પણ છાયા આવી છે, તેથી એ લઘુ લેખ દુનિયાના આત્મોદ્ભવ અજરામર સાહિત્યસમૂહમા ઉચ્ચ સ્થાને છે






# થેમિસ્ટોક્લિસ.

* થેમિસ્ટોક્લિસનુ કુટુંબ કંઇ વિખ્યાત ન હતું કે તેનાથી તે પ્રસિદ્ધિમાં આવે. તે ફ્રીયર વિભાગની લિયોન્ટિસ શાખાના એક સામાન્ય એથન્સવાસી નામે નિઓક્લિસનો પુત્ર હતો. તેનો મોસાળ પક્ષ એથન્સનો વતની ન હતો તે નીચેની કવિતા પરથી જણાય છેઃ—

જન્મ ભૂમિ મુજ થ્રેસ વિષે, એ એબ્રોટોનોન મ્હારૂં નામ;
મહાન કિન્તુ થેમિસ્ટોક્લિસ, સુત મમ મુજને કરે પ્રસિદ્ધ.

પણ ફેનિઅસ *જણાવે છે કે તેની માતાનું નામ એબ્રોટોનોન નહીં પણ યુટર્પિ હતું. અને તે થ્રેસની નહીં પણ કેરિઆની હતી. એક બીજો લેખક તેને હેલિકોર્નેમસની હોવાનું જણાવે છે. ખરી વાત ગમે તે હોય પણ એથન્સમાં કિલ્લાની બ્હાર સાઇનોસાર્જિસ નામની જગ્યામાં હરક્યુલિસને અર્પણ કરેલી એક કસરતશાલા છે. હરક્યુલિમનો પિતા દેવ અને માતા માનવ જાતિની હોવાથી તે સ્થાનમાં એથન્સના જે જે યુવાનો માતપિતા બન્નેના પક્ષ તરફથી શુદ્ધ એથીનિયન લોહીના ન હોય, તે બધા કસરત કરવા એકઠા થતા; ત્યારે ત્યાં જવા માટે થેમિસ્ટોક્લિસે કેટલાએક યુવાન અમીરઝાદાઓને સમજાવી પોતાની સાથે કસરત કરવાને લીધા. અને એ પ્રમાણે તેણે શુદ્ધ એથીનિયન અને સકર જ વચ્ચેનો ભેદ નષ્ટ કરવા પ્રયત્ન કર્યો હતો. એટલુ નક્કી છે કે તે લાઇકોમિડિ કુલનો સગો થતો હતો, કારણકે સિમોનિડિસ જણાવે છે કે જ્યારે "જંગલીઓએ" ફ્રાઇલી વિભાગમાનુ એ કુલનુ ડિમીટરિનું મંદિર જ્યાં તેણીની ગુપ્તભક્તિના ઉત્સવ કરવામાં આવતા હતા તે બાળી નાંખ્યું ત્યારે થેમિસ્ટોક્લિસે તે ફરી ચણાવ્યું. અને સુંદર ચિત્રો વડે શૃગાર્યું હતુ.

એમ જણાય છે કે બાલપણથી જ એ ચાલાક અને ઉત્સાહી હતો, મોટાં કામ કરવા તરફ તેનુ વલણ હતુ અને રાજ્યકારભારની બાબતોમાં માથું મારવાની તેની પ્રકૃતિના પૂર્વચિહ્નો તે બનાવતો હતો. નવરાશ અને રજાનો વખત બીજા કિશોરોની માફક તે આળસ અને રમતમાં ગુમાવતો નહીં પણ પોતાના સહાધ્યાયિઓ પર કોઇ પણ કાલ્પનિક આરોપ ઘડી કહાડી એ આરોપ કેવી રીતે મુકવો અથવા તેમાંથી એનો બચાવ કેમ કરવો એ વિષેના ભાષણો અને દલીલો તે નિરંતર ઘડયા કરતો હતો. આ તેની ટેવ જોઇને તેના એક શિક્ષાગુરુએ ભાખ્યુ હતુ કે એનામાં ઘણું પાણી છે અને એ જરૂર પોતાના દેશને આશીર્વાદ રૂપ કે પછી શાપ રૂપ થઇ પડશે.

---

* એરિસ્ટોટલનો શિષ્ય; થીઓફ્રેસ્ટસનો મિત્ર; એક તત્ત્વજ્ઞ અને ઇતિહાસકાર.

સાહિત્ય અને નીતિના વિષયો તરફ એનું બહુ લક્ષ ન હતુ અને તેમા તેણે પ્રવીણતા ન મેળવી. પણ સામાન્ય પ્રજોપયોગી કામોમા અને રાજ્યકારભારની બાબતોમા પોતાની ઉમરને ઘટે તે કરતા તે વધારે ધ્યાન આપતો કારણ કે તેની બુદ્ધિનું વલણ એ દિશામા હતું મોટી ઉમરે એક વખત તે એક સુશિક્ષિત મંડળમા બેઠેલો હતો. અને હાસ્ય વિનોદ ચાલી રહ્યો હતો ત્યાં તેનામા સંસ્કારની ખામી હોવા ઉપર ટીકા થવાથી તેણે જરા કઠોરતાથી જવાબ આપ્યો હતો કે "તમે કહોછો તેમ મને વીણા કે વાંસળી વગાડતા નથી આવડતી, પણ એક ક્ષુદ્ર અને ન્હાના નગરને બળવાન અને મહાન કેમ બનાવવું તે હું જાણું છું"

સ્ટેસિમ્બ્રોટસ* જણાવે છે કે થેમિસ્ટોક્લિસ એનેક્ઝેગોરસ અને મેલિસસ§ની પાસે પદાર્થવિજ્ઞાન શીખ્યો હતો. પણ આમા તેની ભૂલ થાય છે. કારણ કે જ્યારે પેરિક્લિસ જે થેમિસ્ટોક્લિસ કરતા ઉમરે ઘણો ન્હાનો હતો તેણે સેમોસને ઘેરો નાખ્યો ત્યારે મેલિસસ તેનો બચાવ કરવામા સામેલ હતો, અને એનેક્ઝેગોરસ પેરિક્લિસનો સમકાલીન હતો બીજા કેટલાક કહે છે, અને એ વધારે વાસ્તવિક લાગે છે કે તે એથેન્સના ફ્રીયર વિભાગવાળી નેસિફાઇલસનો શિષ્ય હતો. આ નેસિફાઇલસ કંઇ પદાર્થવિજ્ઞાની ન હતો કે મોટો વક્તા પણ ન હતો, પણ તે વખતમા "ડાહપણ" ને નામે જે જ્ઞાન અપાતું તેનો શિક્ષક હતો અને આ "ડાહપણ" મા રાજ્યકારભારના નિયમો અને રાજનીતિના સૂત્રોનો સમાવેશ થતો આવી શાળાઓ અને આવા શિક્ષણનો એથેન્સમા સોલનના વખતથી અને તેનાથી જ આરંભ થયો હતો અને તેમા સોલનના સિદ્ધાંતોનું શિક્ષણ અપાયા કરતુ હતું પણ પછીના વખતમા જ્યારે રાજ્યનીતિની સાથે વાદકળાનું શિક્ષણ જોડાયુ અને તેનો હેતુ કારભારને બદલે માત્ર વક્તૃત્વમા મનાવા લાગ્યો, ત્યારે પછી તેના શિક્ષકો ડાહ્યા પુરુષો અને વિચક્ષણોને બદલે સોફિસ્ટ‡ કહેવાના લાગ્યા. પણ થેમિસ્ટોક્લિસ નેસિફાઇલસના વ્યાખ્યાનો સાંભળવા જવા લાગ્યો ત્યારે પહેલા રાજ્યકાર્યથી માહિતગાર થઇ ચૂક્યો હતો.

---

* થેસોસવાસી, કાઇમન અને પેરિક્લિસના સમયનો એક ઇતિહાસ અને કાવ્ય રચનાર, એણે હોમર વિષે એક પુસ્તક અને કેટલાક ઇતિહાસો લખ્યા હતા, જેને પ્લેટો અને ઝેનોફન વખાણે છે

§ (મેલિસસ) સામોસવાસી, પેરિક્લિસના સમયનો એ વિદ્વાન, પાર્મિનાઇડિસનો શિષ્ય, જુવો પેરિક્લિસ મા

‡ સોફિસ્ટ એટલે બુદ્ધિશાળી ગ્રીસના સાત ડાહ્યા પુરુષો વગેરે પ્રસિદ્ધ થયેલા ધીમંત, સોલન વગેરે સોફિસ્ટ કહેવાતા અને સોફિસ્ટ શબ્દનો ઉપયોગ પ્રથમ સારા અર્થમા જ થતો પણ ઝેરક્સિસના યુદ્ધ પછી અને પ્રજાસત્તાક રાજ્ય સ્થપાયુ ત્યારથી પેરિક્લિસની કારકિર્દીની શરૂઆતથી એથેન્સ ગ્રીસની 'નિશાળ' બન્યુ એટલે વક્તૃત્વ, રાજ્યનીતિ, ફિલસુફી વગેરે શીખવવાનો ધંધો કરનારા પંડિતો થયા તેઓ શિષ્યો પાસેથી દ્રવ્ય લેતા અને તેમને બોધ કરતા પ્રજાસત્તાક સંસ્થાઓ જામી નાગરિક સભાના મતથી બધો અમલ ચાલવા લાગ્યો, અને ફોજદારી ગુનાહ તેમજ દિવાની મુકદમાઓમા ન્યાય મેળવવા માટે આશરે છસો નાગરિકોના પંચ આગળ કેસ ચાલવા લાગ્યા એટલે જેને વક્તા તરીકે નામના મળે તેના પ્રતિષ્ઠા સત્તા વગેરે ઘણા વધવા લાગ્યા, તેથી અર્થશાસ્ત્રના નિયમ પ્રમાણે શિષ્યોનું વલણ એ જાતનુ શિક્ષણ મેળવવા તરફ વિશેષ થયુ તે જાતનુ શિક્ષણ આપનાર શિક્ષકો વધારે પંકાયા, અને વધારે દોલત, જશ મેળવતા થયા

તેની જુવાનીની શરૂઆતમાં તે તદ્દન વંઠી ગયેલો અને સ્વચ્છંદી હતો. પોતાની વૃત્તિ ઉપર તેણે બિલકુલ અંકુશ રાખ્યો ન હતો અને તે વૃત્તિ તેની પાસે હલકામાં હલકું કામ કરાવતી. પણ પાછળથી તે સુધર્યો અને જાણે પોતાની આગલી વર્તણુક માટે પસ્તાતો હોય તેમ કહેતો કે જંગલીમાં જંગલી વછેરાને જો યથાયોગ્ય કેળવવામાં આવે તો તે સર્વોત્તમ ઘોડો નીવડી શકે છે. કેટલાક કહે છે કે તેના બાપે તેને વારસામાંથી બાતલ કર્યો હતો અને પોતાના પુત્રની અપકીર્ત્તિ સહન ન થવાથી તેની માતાએ આપઘાત કર્યો હતો પણ એ ગપ લાગે છે. બીજા કેટલાક વળી કહે છે કે તેના પિતાએ તે રાજ્કીય પ્રવૃત્તિમાં ન પડે એવા હેતુથી તેને નકામી કિનારાપર પડેલી કેટલીક જૂની હોડીઓ બતાવી કહ્યું હતું કે આની જ માફક પ્રજા, જ્યારે પોતાના નેતાઓનો ખપ થઇ રહે છે, ત્યારે તેમની અવજ્ઞા કરે છે.

થેમિસ્ટોકિલસને ન્હાનપણથી જ રાજ્કીય બાબતોમાં ભાગ લેવાનો એટલો બધો શોખ હતો અને કીર્ત્તિનો તે એટલો બધો લોભી હતો કે રાજ્યમાં સમર્થ અને પ્રતિષ્ઠિત પુરુષો સાથે અને ખાસ કરી લાઇસીમેકસ-સુત એરિસ્ટાઇડિસ સાથે તેને મોટો વિરોધ પડ્યો હતો. તેમનો અણબનાવ ઘણા લાંબા વખતથી ચાલ્યો આવતો હતો અને તેનું કારણ એક લેખકના મત પ્રમાણે તેઓ બન્ને એક જ જણ ઉપર આશક હતા તે જ હતું. પણ પછીથી તેમનો વિરોધ રાજ્કીય બાબતોમાં પણ ચાલૂ રહ્યો અને તેમની રહેણી કરણી અને રીતભાતની વિષમતાએ તેમાં ઓર વધારો કર્યો. એરિસ્ટાઇડિસ સ્વભાવે નમ્ર અને હાથનો અત્યત ચોખ્ખો હતો. રાજ્યની બાબતોમાં તે સ્વચ્છ ન્યાયથી ચાલતો હતો અને દરેક કામમાં તેનું લક્ષ્ય લોકપ્રીતિ કે કીર્ત્તિ નહી પણ રાજ્યની સલામતી અને ફાયદો એ માત્ર હતું. થેમિસ્ટોકિલસ એથી ઉલટું મોટા ફેરફાર કરવા ઉત્સુક હતો અને પ્રજાને નવા અને અયોગ્ય ફંદ સઝાડતો એટલે તેની સત્તાની સામે થવા એરિસ્ટાઇડિસને ફરજ પડી. ખરેખર થેમિસ્ટોકિલસ કીર્ત્તિનો એટલો બધો લોભી હતો અને કોઇ મહાન કાર્ય પાર પાડી પોતાનુ નામ કહાડવાની એટલી બધી પ્રબલ અભિલાષા ધરાવતો હતો કે તેની અત્યત કિશોર વયમાં મેરેથોનના યુદ્ધ વખતે જ્યારે મિલ્ટિએડિસની સરદારી

આ પ્રમાણે શિક્ષકો અને શિક્ષણની અધોગતિ થતી જોઇ, સોક્રેટિસે, એ શિક્ષકો પોતાને સોફિસ્ટ કહેવાડવતા હતા, તે શબ્દનો નિંદાના અર્થમા ઉપયોગ કરવા માંડ્યો; અને 'સોફિસ્ટો' સત્ય અને ફિલસુફીના ભક્ત નથી કે ખરા જ્ઞાનિ નથી પણ માત્ર યુક્તિપ્રયુક્તિથી સામા પક્ષને ખરો હોય તો ખખુ તોડવા અને પોતાનો પક્ષ ખોટો હોય તોપણ ખરા તરીકે સાબીત કરવા વિતંડાવાદમાં જ મચ્યા રહી તેનુ જ શિક્ષણ આપે છે, જે લાભકારક તો ક્યાથી હોય પણ અત્યત હાનિકર છે એવો આરોપ એણે તેમનાપર મુક્યો, તથા તેની સત્યતા, તેણે અનેક સાથે વિવાદ કરી તેમને ખોટા પાડી અને હાસ્યાસ્પદ બનાવી એથીનિયનોના મનમા ઉતારી ખરા જ્ઞાની તે ફિલસુફ, જ્ઞાનનું મિથ્યા ડોળ કરનાર તે 'સોફિસ્ટ' એ ભેદ સોક્રેટિસ પછી પ્લેટો અને એરિસ્ટોટલે વધારે વધારે સ્પષ્ટ કર્યો. પણ જેમને સોક્રેટિસ કે પ્લેટોની ફિલસુફી રુચતી નહીં તે તેઓને પણ, અને જે ફિલસુફી માત્રને ખાલી ગુંચવણ ઉત્પન્ન કરનારી અને કર્તવ્યબુદ્ધિને ડહોળી નાખનારી માનતા, તે ફિલસુફ અને સોફિસ્ટ બન્નેને, આ ભેદનો આશ્રય લઇને 'સોફિસ્ટ' કહેતા એમાં કંઇ નવાઇ નથી એરિસ્ટોફેનિસનાં નાટકોમા સોક્રેટિસને સોફિસ્ટ કહ્યો છે. ડાયનના ચરિત્રમાં પ્લેટોથી વિરુદ્ધ મતના ફાઇલિસ્ટસ અને ડાયંરના દરબારીઓ પ્લેટોને 'સોફિસ્ટ' કહે છે.

મને જ્યારે પ્રથમ પામની હતી ત્યારે પણ તે એકલો જ ફરતો, વિલાસરંજન કરતો અને ઉત્સવોમાં ભાગ લેવાને બદલે આખી રાત વિચારમાં જ બેસી રહેતો. તેનામાં આટલો બધો ફેરફાર જોઈ તેના મિત્રોએ તેને કારણ પૂછતાં તેણે જવાબ આપેલો કે મિલ્ટિએડિસની વિજયપતાકા મને જંપવા દેતી નથી. ઈરાની સેનાની મેરેથોન આગળની હારને જ્યારે બધા લોકો વિગ્રહના અંત રૂપ માનતા હતા ત્યારે થેમિસ્ટોક્લિસ પોતાની દૃષ્ટિના યોગે તે હારને વધારે સખ્ત વિગ્રહની શરૂઆત રૂપ માનતો હતો અને તેટલા માટે સમગ્ર ગ્રીસદેશના લાભાર્થે તે પોતાને અને એથન્સવાસીઓને જે અવસર થનાર વિગ્રહ માટે નિરંતર તૈયાર કરતો હતો.

લોરિયમની રૂપાની ખાણોની પેદાશ તે વખત સુધી એથન્સવાસીઓ પોતા વચ્ચે વ્હેંચી લેતા હતા તેને બદલે થેમિસ્ટોક્લિસે હીંમતથી દરખાસ્ત મૂકી કે તે પેદાશને હવેથી એવી રીતે વ્હેંચી ન લેતાં તેના વડે લડાયક વ્હાણો બાંધવાં કે જેથી ઈજીનાના લોકો જેઓ પોતા પાસે મ્હોટો કાફલો હોવાથી સમુદ્ર પર આધિપત્ય ભોગવતા હતા તેમની સામે યુદ્ધમાં ઉતરી શકાય. એવી રીતે એ એટલે ઈજીનાના લોકો સામે પોતાના સ્વદેશી બંધુઓના સ્પર્ધા તથા દ્વેષ જાગૃત કરીને એથન્સવાસીઓને જેટલી સહેલાઈથી વ્હાણ બાંધવા તે સમજાવી શક્યો તેટલી સહેલાઈથી ડરાયસ અને ઈરાનીઓની બ્હીક બતાવવાથી તે પોતાની દરખાસ્ત પસાર કરાવી શક્યો ન હોત, કારણ કે એ શત્રુઓ વધારે દૂર પડેલા હોવાથી તેઓ ચ્હડી આવશે એવો એથન્સવાસીઓને ખ્યાલ પણ ન હતો. આ પૈસાથી સો લડાયક વ્હાણો બાંધવામાં આવ્યાં, જે ઝર્કસીસ સામે ઉપયોગમાં લેવામાં આવ્યાં હતાં. આ એક પગલા ઉપરથી તે બીજા ઉપર ગયો અને એથન્સવાસીઓને તેણે બતાવી આપ્યું કે અગર જોકે લશ્કરી સામર્થ્યમાં અને જમીનના વિગ્રહમાં એથન્સ પોતાના પાડોશીઓ સાથે બાથ બીડવા તૈયાર ન હતું, તોપણ તેના નૌકાસૈન્યના બળથી તે એકલે હાથે "જંગલીઓ"† ના હુમલા અટકાવવા સમર્થ હતું, એટલું જ નહીં પણ સમગ્ર ગ્રીસને તાબે કરી લેવાને પણ સમર્થ હતું. અને આવી રીતે પ્લેટો કહે છે તેમ તેણે એથન્સવાસીઓને સબળ લડવૈયામાંથી વ્હાણવટી અને ખારવાઓ બનાવ્યા, અને વળી પોતાને માથે પોતાના દેશબંધુઓના હાથમાંથી ઢાલ અને ભાલા લઈ લઈ તેને સ્થાને તેમને હલેસાં વાપરતા અને બાંકડા સાથે જડી લીધેલા કરવાનો આક્ષેપ ખેંચી લીધો. સ્ટેસિમ્બ્રોટસ કહે છે કે મિલ્ટિએડિસ આ ફેરફારની સામે થયો તો પણ થેમિસ્ટોક્લિસ પોતાની દરખાસ્ત પસાર કરાવી શક્યો. આ પગલાથી એથન્સની રાજ્યવ્યવસ્થાની વિશુદ્ધિ અને તેનાં સમતોલપણાનો ભોગ અપાયો કે નહીં એ ચર્ચા અહીં અપ્રસ્તુત છે. પણ સમગ્ર ગ્રીસદેશની સલામતી એ નૌકાસૈન્યમાં હતી અને એ સૈન્યની મદદથી

† ગ્રીક શબ્દ 'બારબેરિયન' છે. પ્રાચીન આર્યો જેમ પરદેશી પ્રજાઓને દસ્યુ, દાનવ, નાગ, મ્લેચ્છ વગેરે નામ આપતા અને એ શબ્દો એમની ભાષાના તુચ્છકારવાચક હતા તેમ પ્રાચીન ગ્રીકો પણ પરાઈ અને ગ્રીક ભાષા ન બોલનારી પ્રજાઓને 'બારબેરિયન' કહેતા. આ પુસ્તકમાં એ શબ્દ પર્શિયન, સિથિયન, હિંદી, કે ફેનીશિયન પ્રજા માટે વપરાયેલો છે. જે સ્થળે જે પ્રજા સમજવાની છે તે ત્યાંના સંબંધ પરથી જણાઈ આવશે. તરજુમો "જંગલીઓ" કે "વિદેશીઓ" શબ્દથી કર્યો છે અને એ બન્ને શબ્દો એ જ અર્થમાં સમજવાના છે.

જે એક વખત નાશ થઈ ગયેલું એથન્સ ફરી પાછું બંધાયું એ બાબતની પૂરતી સાબીતી (બીજા પુરાવા ન ગણીએ તો પણ) ઝર્કસીસ પોતે પૂરી પાડે છે કારણ કે તેના કાફલાની હાર પછી તેનું જમીનસૈન્ય એમનું એમ હતું છતાં તે એથન્સવાસીઓનો નાશ સાફ કરી શક્યો નહીં. અને મને લાગે છે કે તે માર્ડોનિયસને* પાછળ રાખી ગયો એ ગ્રીસ તાબે કરવાના ઈરાદા કરતાં પોતાની પીઠ પકડતાં ગ્રીક સૈન્યને અટકાવવાના હેતુથી હતું

કેટલાક લેખકો કહે છે કે થેમિસ્ટોક્લિસ ઉડાઉ પ્રકૃતિનો હોવાથી પૈસા મેળવવાનો લાલચુ હતો. અને ખરેખર તે વારંવાર ઉપહારો ધરતો તેને માટે તથા જે અસાધારણ ઠાઠમાઠથી તે પરોણાઓની ખાતર કરતો તે માટે તેને પૈસાની ઘણી જરૂર પડતી. બીજા કેટલાએક તેના ઉપર હલકાઈનો અને દમડી સુદ્ધાની નજર રાખવાનો આરોપ મુકે છે અને વળી ઉમેરે છે કે તેને કોઈ ખાવી પીવાની ભેટ તરીકે મોકલી હોય તો તે પણ તે વેચી નાખતો તેણે એક એથીનિયન વછેરા ઉછેરનાર પાસેથી એક વછેરો માગ્યો અને જ્યારે તે માણસે તેને ન આપ્યો ત્યારે તેણે દમ બતાવ્યો કે "હું જલદીથી ત્હારા ઘરનો ટ્રોજન ઘોડો§ બનાવીશ" અને એમ કહી તેને સૂચવ્યું કે ત્હારે માટે ત્હારા કુટુંબીઓ પાસે દાવાઓ વગેરે મુસ્કેલીઓ ઉભી કરાવીશ.

કીર્તિની સ્પૃહામાં તેનો બરોબરિયો કોઈ હતો નહીં. જ્યારે તે હજી ન્હાનો હતો અને બહુ પ્રસિદ્ધિમાં આવ્યો ન હતો ત્યારે એથન્સમાં પ્રિય થઈ પડેલા હર્મિઓનીવાસી એપાઇક્લિસ નામના વીણા વગાડનારને સમજાવીને પોતાને ઘેર લઈ જતો, તે એ હેતુથી કે ઘણા લોકો તેને સાંભળવાના આકર્ષણથી પોતાને ઘેર આવે. જ્યારે તે ઓલીમ્પિક રમતોમાં ગયો ત્યારે પોતાના તંબુઓના ઠાઠમાં અને ભોજનની શોભામાં તથા એકંદર પરિવારના ખર્ચમાં કાઇમનની‡ બરોબરી કરવાનો કે બને તો તેથી પણ ચ્હડી જવાનો તેણે યત્ન કર્યો પણ આવી વર્તણુક ગ્રીક લોકોને પસંદ ન હતી તેઓ કહેતા કે "આવી જાતના ખર્ચો અમીર કુટુંબના યુવકને શોભા આપે ખરા પણ જ્યારે એક અપ્રસિદ્ધ પુરૂષ

* ઝર્કસીસનો એ સરદાર, સેલેમિસના યુદ્ધ પછી જ્યારે ઝર્કસીસ પાછો ફર્યો ત્યારે પોતાના લશ્કરનો અમુક ભાગ તેની સરદારી નીચે પાછળ મુકી ગયો હતો, એ લશ્કરને ગ્રીક સંયુક્ત લશ્કરે પ્લેટીઆના યુદ્ધમાં હરાવ્યું, તે વખતે તે યુદ્ધમાં પડ્યો હતો

§ ટ્રોય સાથેની લડાઈમાં વર્ષો સુધી ફાવ્યા નહીં એટલે ગ્રીકોએ યુલિસીસની સલાહથી એક મોટો લાકડાનો ઘોડો બનાવ્યો અને તેના પેટમાં એમના સર્વ બહાદુર સરદારો ભરાયા તથા બીજા બધા વ્હાણમાં બેસીને પાછા દેશ જતા રહેતા હોય એવો ઢોંગ કરીને નીકળ્યા ટ્રોજનોએ જિજ્ઞાસાથી એ અતિશય ઘોડા પોતાના કિલ્લાની અંદર લીધા રાતે તેમાંથી ગ્રીકોએ નીકળી કતલ ચલાવી અને જ્યાં ત્યાં આગ લગાડી, તથા વ્હાણમાં ફરી ચાલ્યું ગયેલું લશ્કર પણ પાછું આવી પહોંચ્યું અને ટ્રોયનો આવા દગાથી નાશ થયો તારા ઘરનો ટ્રોજન ઘોડો બનાવી દઈશ એમ કહેવાનો ભાવાર્થ એ કે એમાં લડાઈટંટા સળગાવી મુકી તને છેક પાયમાલ કરી નાખીશ

‡ મેરેથોનના વિજેતા મિલ્ટીઆડિસનો પુત્ર, થેમિસ્ટોક્લિસ પછી એથન્સના નૌકાસૈન્યની સરદારી ખાસ કરીને એરિસ્ટાઇડિસની મદદથી તેને મળેલી, પાછળથી પેરિક્લિસની સત્તા વધી તેમ તેમ તેની સત્તા ઓછી થતી ગઈ જુવો પેરિક્લિસ

પોતાના ગજા ઉપરાંત આના ખર્ચમાં પડે ત્યારે તેમાંથી ફાયદા તરીકે તે મિથ્યાભિમાનનો આરોપ માત્ર મેળવે." અને વળી તેણે પોતાને ખર્ચે એક કરુણ નાટક ભજવાવ્યું અને સખ્ત હરીફાઈ વચ્ચેથી પોતાના ખેલાડીઓની મદદથી તે નાટક માટે તેણે ઇનામ પણ મેળવ્યું. આ જાતના માનમાં તેણે નીચે પ્રમાણે લેખ કોતરાવ્યો "ફ્રીયર વિભાગના થેમિસ્ટોક્લિસે આ નાટક ભજવાવ્યું, ફ્રાઇનીકસે તે રચ્યું, અને તેના પ્રયોગ વખતે પ્રમુખ આર્કન એડિમેન્ટસ હતો." આથી તેની બહુ વાહવાહ થઈ. અને વળી તેણે પોતાની સ્મરણશક્તિને તસ્દી આપી એથેન્સના બધા નાગરિકોના નામ યાદ કરી લીધા, તથા દરેકને તેના નામથી બોલાવતો તેથી એની લોકપ્રિયતા વધી. તેની આગળ લાવવામાં આવતા દાવાના ફેંસલા પણ તે નિષ્પક્ષપાતપણે ચૂકવતો. સિમોનિડિસ કવિએ એક દાવામાં તેની પાસે અયોગ્ય માગણી કરી ત્યારે તેણે જવાબ આપ્યો કે "કાવ્યના નિયમ તોડે તો તું જેમ સારો કવિ ન કહેવાય તેમ કાયદાનો ભંગ કરું તો હું પણ સારો ન્યાયાધીશ ન કહેવાઉં." વળી એ સિમોનિડિસે કોરિન્થવાસીઓને વખોડ્યા ત્યારે એણે તેને ટોણો માર્યો કે "ત્હારા જેવા કદરૂપા ચહેરાની તું છબી ચિતરાવે છે અને કોરિન્થ જેવા સુંદર શહેરના વાસીઓને તું વખોડે છે એ કેવું અઘટિત છે?"

આખરે સત્તા અને લોકપ્રિયતાની ટોચે પહોંચી, તેનો પક્ષ સબળ થયો અને તેણે ઓસ્ટ્રાસીઝમના †પ્રયોગથી એરિસ્ટાઇડિસને દેશનિકાલ કરાવ્યો.

---

† "ઓસ્ટ્રાસિઝમનો પ્રયોગવિધિ નીચે પ્રમાણે હતો. દરેક નાગરિક એક ઠીકરાનો કટકો લઈ જે પુરુષ તેના મત પ્રમાણે દેશનિકાલને યોગ્ય હોય તેનું નામ તે પર લખતો, અને એવા બધા ઠીકરાંઓ શહેરના બજારના એક ભાગમાં ભેગા કરવામાં આવતા, પછી અધિકારીઓ કટકા ગણી જોતા અને જો તેમાં છ હજાર કરતાં ઓછા મત અપાયેલા માલુમ પડતા તો તેનું પરિણામ શૂન્ય ગણાતું. પણ જો મત છ હજાર કરતાં વધારે થયા હોય તો પછી તેમાં જેના નામ પર સૌથી વધારે મત પડ્યા હોય તે દશ વર્ષ દેશનિકાલ થતો, પણ તેની મિલકતના ઉપભોગની આડે કોઈ આવતું નહીં. . . .

ઓસ્ટ્રાસિઝમ એ કંઈ ગુનાહ માટેની સજા ન હતી. એ તો માત્ર પ્રબળ સત્તા અથવા અઘટિત લાગવગ ધરાવનારનું કંઈ અંશે માન ઉતારવાની ક્રિયા હતી, ટૂંકામાં તેને ઇર્ષ્યાની લાગણીનો નરમ ઉપભોગ કહીએ તો ચાલે, કારણ જ્યારે અમુક પુરુષની ચઢતી સ્થિતિથી બીજાઓની અદેખાઈ ઉશ્કેરાતી ત્યારે તે લાગણી ઉત્પન્ન કરનારને પોતાની નજરથી દૂર કરવાનો ઉપાય લઈ એ અદેખાઈ વિરામ પામતી. .

આટલા માટે જન્મ, કીર્તિ, કે વક્તૃત્વ માટે આગળ પડતા દરેક પુરુષને આ પ્રયોગનો ભય રહેતો, દાખલા તરીકે પેરિક્લિસનો ગુરુ ડેમોન દેશનિકાલ થયેલો તેનું કારણ માત્ર એટલું જ હતું કે તે સામાન્ય મનુષ્ય કરતાં ઘણી ઉંચી પ્રતિનું ડહાપણ અને દૂરદેશી ધરાવતો હતો. .

કહે છે કે એરિસ્ટાઇડિસને દેશનિકાલ કરવા મત લેવાતા હતા તે અરસામાં એક વખત એક નિરક્ષર નાગરિક જે તેને ઓળખતો ન હતો તે એરિસ્ટાઇડિસ પાસે આવ્યો અને તેને પોતાનું ઠીકરું આપી તે પર એરિસ્ટાઇડિસ નામ લખવાનું કહેવા લાગ્યો. એરિસ્ટાઇડિસે ચકિત થઈ તે નિરક્ષરને પૂછ્યું, "કેમ ભાઈ, એરિસ્ટાઇડિસે તમારું શું બગાડ્યું છે?" તેનો તે નિરક્ષરે જવાબ આપ્યો, "કંઈ નહીં, હું તેને દીઠે ઓળખતો પણ નથી, ફક્ત બધા માણસો તેને ન્યાયી એરિસ્ટાઇડિસ કહે છે તે મ્હારાથી સહખાતું નથી. એરિસ્ટાઇડિસે ચુપચાપ તેને પોતાનું નામ લખી આપ્યું". પ્લુટાર્કે એરિસ્ટાઇડિસનું ચરિત્ર. વધારે માટે જુઓ નિકિઅસ

છતાની લોકોએ ગ્રીસ ઉપર ચ્હડાઈની તૈયારી કરવા માંડ્યાથી એથન્સવાસીઓ પોતાના સૈન્યની સરદારી ઉપર નિમણૂક કરવાનો વિચાર કરવા લાગ્યા એમ કહેવાય છે કે એ હોદ્દો જોખમનો સમજી ઘણા જણે તે લેવાની ના પાડી પણ યુફિમાઇડિસનો પુત્ર એપિકાઇડિસ જે બહાદુર કરતાં વાચાળ વધારે હતો અને વળી લાલચિયો હતો તે એ જગ્યા માટે ઉમેદવાર થયો અને કદાચ પોતાની ઉમેદવારીમાં તે ફત્તેહમંદ થાત, પણ થેમિસ્ટોકિલસે જોયું કે એની નિમણૂકથી દેશનો વિનાશ થવાનો સંભવ છે એટલે તેણે તેને લાંચ આપી તેની ઉમેદવારી પાછી ખેંચી લેવડાવી

ઇરાનના શહેનશાહે ગરણુ આવવા માટે એલચીઓ જોડે કહેણ મોકલ્યું ત્યારે તેમની સાથે આવેલા દુભાષિયાના સંબંધમાં તેની વર્તણૂક પ્રશંસાપાત્ર ગણાઇ હતી તેણે એ દુભાષિયાને વિદેશીઓની માગણી ગ્રીક ભાષામાં દર્શાવી એથન્સવાસીઓને શહેનશાહને "પાણી અને માટી મોકલવા" એટલે કે તેની આણ સ્વીકારવા કહ્યું એ રાજ્યદ્રોહ માટે દેહાંત દંડ દેવા સૂચના કરી, અને તે એથીનિયન પ્રજાને રુચી વળી ઝીલિયા વિભાગનો આર્થિમિયસ ઇરાનતમાં આપવા માટે વિદેશીઓનું સોનું ગ્રીસમાં લાવ્યો એ ગુનાહ માટે તેને અને તેની ઓલાદને એથન્સના નાગરિકોમાં ગણવા માટે નાલાયક ઠરાવવામાં આવ્યા તે પણ થેમિસ્ટોકિલસની દરખાસ્ત હતી તેને સૌથી વધારે યશ મળ્યો તે એટલા માટે કે તેણે ગ્રીસના માંહોમાંહેના વિગ્રહો બંધ પાડ્યા અને બધા રાજ્યોને પોતાના અંદર અંદરના કલહ વીસારી ઇરાની વિગ્રહ માટે સાથે મળીને કામ કરવા સમજાવ્યા. આ કામમાં તેને આર્કેડીયાના કાઇલિયસે ભારી મદદ આપી હતી

જેવો તેણે પોતાનો અખતિયાર ધારણ કર્યો કે તુરત એથન્સવાસીઓને શેહેર છોડી બ્હાણપર ચ્હડી ગ્રીસથી જેટલે બને તેટલે દૂર વિદેશીયોને યુદ્ધ આપવાની સલાહ આપી. પણ ઘણા જણ તેની વિરુદ્ધ થયાથી તે સ્પાર્ટનો સાથે મળી એક જબરૂં સૈન્ય લઇ ટેમ્પી સુધી આગળ વધી ગયો અને તેમ કરવામાં તેનો હેતુ થેસલી જે હજી ઇરાનીઓ તરફ ગયું ન હતું તેને હાથમાં લેવાનો હતો પણ થેસલીના લોકો અને તેમનું જોઇ બીઓશિયા સુધીના બધા ગ્રીક રાજ્યો જ્યારે ઇરાની બાજુમાં ભળી ગયા અને થેમિસ્ટોકિલસ કઇ પણ પરિણામ વગર પાછો ફર્યો ત્યારે એથન્સવાસીઓએ દુશ્મન સાથે સમુદ્રયુદ્ધ કરવાની તેની સૂચના માની અને તેને પોતાનો કાફલો લઇ આર્ટિમીસિયમની સામુદ્રધુનીનું રક્ષણ કરવા મોકલ્યો

જ્યારે બધા રાજ્યોના કાફલા સાથે થયા અને તેમાંથી વધારે મંડળનો અભિપ્રાય સંયુક્ત કાફલાની સરદારી સ્પાર્ટન સરદાર યુરાઇબિએડિસને આપવાનો થયો અને તેને અંગે જ્યારે મોખરાની જગ્યા સ્પાર્ટનોને આપવાની ઠરી ત્યારે પોતાના બ્હાણ સંખ્યામાં વિશેષ હોવાથી એ માનની જગ્યા આપી દેવા એથન્સવાસીઓ ખુશી ન હતા પણ થેમિસ્ટોકિલસે જોયું કે કુસંપ એ વખતે વિનાશકારી થશે એટલે તેણે સરદારપદ યુરાઇબિએડિસને સોંપ્યું અને એથન્સવાસીઓને સમજાવ્યા કે આપણે આ વખતે જો વીર તરીકે વર્તન કરીશું તો પછી ભવિષ્યને માટે આપણને મોખરાનું સ્થાન એની મેળે મળશે એટલે ગ્રીસદેશ પોતાની સ્વતંત્રતા જાળવી શક્યું તેનું તથા એથન્સવાસીઓ તેમના શત્રુના કરતાં બહાદૂરીમાં અને તેમના સહાયકાના કરતા નમ્રતામાં ચ્હડી ગયા તેનું માન થેમિસ્ટોકિલસને ઘટે છે.

ઇરાની-કાફલો એરીટિ સુધી આવી લાગતાં તે જોઇને તથા હજી બસો વ્હાણ બીજાં પાછળ આવે છે એ સાંભળીને યુરાઇબિએડિસ તો આભો જ બની ગયો; અને એકદમ પાછા ફરી કાફલાને પિલોપોનીસસના કિનારાની પાસે રાખવાની તેની મરજી થઇ કે તેથી જમીનપરનું લશ્કર તેને મદદ આપી શકે; કારણ કે તે ઇરાની નૌકાબલને અજીત માનવા લાગ્યો. આ પરથી યુબીઆના લોકોને ચિંતા પેઠી કે કદાચ ગ્રીક કાફલો તેમને મુકી ચાલ્યો જાય; અને તે પરથી તેમણે પુષ્કળ ધન આપી પેલેગોનને થેમિસ્ટોક્લિસ પાસે મોકલ્યો. થેમિસ્ટોક્લિસે તે દ્રવ્ય લીધું અને હિરોડોટસ લખે છે કે તેણે તે યુરાઇબિએડિસને આપ્યું. આ બનાવમાં તેની વિરુદ્ધ ભાગ લેવામાં અગ્ર ભાગે "પવિત્રનૌકા" નો ઉપરી આર્કિટેલિસ હતો કારણ કે તેની પાસે તેના ખારવાઓને આપવા માટે પૈસા ન હોવાથી તુરત પાછા ફરવા તે આતુર હતો. એ વાતની થેમિસ્ટોક્લિસને ખબર પડતાં તેણે એથીનિયનોને એવા ઉશ્કેર્યા કે તેઓ તોફાન કરી તેની નૌકા પર ચ્હડી ગયા અને તેનું ભોજન તૈયાર હતું તે તેઓએ લઇ લીધું. આ અપમાનથી આર્કિટેલિસને ઘણો રોષ ચ્હડયો, ત્યારે થેમિસ્ટોક્લિસે ખાનગી રીતે તેને ખાવાની વાનીઓ ભરેલી એક પેટી મોકલી અને તેની નીચે એક રૂપાનો ટેલન્ટ મુક્યો અને કહેવડાવ્યું કે તમારે માટે ખાવાનુ અને તમારા ખલાસીઓ માટે પગાર આ સાથે મોકલ્યો છે. હવે જો પાછા જવાની ગડબડ કરી તો એથન્સવાસીઓ સન્મુખ તમારા ઉપર દુશ્મન તરફથી લાંચ લેવાનો આરોપ હુ મુકીશ. આ બિના લેસ્બોસનો ફેનિયાસ જણાવે છે.

યુબીઆની સામુદ્રધુનીમાં ઇરાની કાફલા સાથે જે થોડી ઘણી ઝપાઝપી થઇ તેનું પરિણામ જો કે અનિશ્ચિત હતું તો પણ તેથી ગ્રીક લોકોને બહુ ફાયદો થયો, કારણ કે તેઓએ અનુભવ કરી જોઇ લીધું કે જેઓ હાથોહાથની લડાઇમાં કાબેલ છે અને જેઓ યુદ્ધમાં હિંમતથી જોડાવાને હમેશ તત્પર છે, તેવાઓને બારકસોની મોટી સંખ્યા, કે તે બારકસોનાં આભૂષણોના ચળકાટ અને સૌંદર્ય, કે શત્રુનાં બડાઇખોર ગીતો એ વગેરેથી ડરી જવાનું બિલકુલ કારણ નથી. એથી ઉલટું જ્યારે દુશ્મન સાથે નજીક જઇને તેઓ યુદ્ધમાં જોડાતા ત્યારે આ વસ્તુઓને તેઓ તુચ્છકારી નાંખતાં શીખ્યા. આ પરથી આર્ટિમાસિયમના યુદ્ધને ઉદ્દેશીને પિન્ડાર કહે છે તે સત્ય લાગે છે કે "તે સ્થળે એથન્સવાસીઓએ સ્વતંત્રતાના સુંદર આવાસનો પાયો નાંખ્યો હતો." ખરે નિડર હિંમત એ વિજયનું પ્હેલું પગલું છે.

આર્ટિમાસિયમ હેસ્ટિયાની ઉત્તરે આવેલું યુબીઆનું બંદર છે. તેની પાસે જ ઓલીઝોન આવેલુ છે અને તેને ફરતો મુલક પ્હેલાં ફાઇલોકટીટિસને* તાબે હતો. ત્યાં સુંદર વૃક્ષોની ઘટામાં પૂર્વની દાયાનાનું ન્હાનું મંદિર આવેલુ છે. મંદિરને ફરતા બ્હારની બાજુએ શ્વેત પત્થરના સ્તંભો છે અને તેમાં એવો ગુણ છે કે તે સ્તંભ ઉપર હાથ ઘસીએ તો કેશરનો રંગ અને સુવાસ હાથને લાગે. આમાંના એક સ્તંભ ઉપર નીચે પ્રમાણે લેખ લખેલો છેઃ—"જ્યારે સમુદ્ર ઉપર એથન્સપુત્રોએ એશિઆની પ્રબલ સત્તાને દબાવી ત્યારે

* હોમરે વર્ણવેલી ટ્રોય ઉપરની ચ્હડાઇના ગ્રીક લશ્કરનો એક સરદાર; મેથોની, થોમેકિયા, મેલીબિઆ, અને ઓલીઝોનનાં મળીને સાત જહાજોનો એ સરદાર હતો, અને આખા લશ્કરમા એ સૌથી સારો તીરંદાજ હતો.

આભારની લાગણી પ્રદર્શિત કરવા તેઓએ આ ડાયાનાના મંદિરમાં આ લેખ કોતર્યો છે."

આ કિનારા પર હજી પણ એક સ્થાને રેતીનો ટગલો છે, જેની નીચે ખોદીએ તો રાખના જેવી કાળી ધૂળ નીકળે છે, જે ત્યાં આગળ આગ થયાનું સૂચન કરે છે; અને એમ મનાય છે કે એ સ્થાને ભાગી ગયેલાં વ્હાણોનાં પાટિયાં અને મુવેલાઓનાં શબને અગ્નિદાહ દેવામાં આવ્યો હતો.

થર્મોપિલિમાં બનેલા બનાવોની ખબર આર્ટિમીસિયમ પ્હોંચી અને સંયુક્ત સૈન્યે જાણ્યું કે લિયોનિડસ પડ્યો છે અને ઝર્ક્સિસે જમીનપરના બધા દુર્ગમાર્ગો કબ્જ કર્યા છે, ત્યારે ગ્રીક કાફલો પાછો હઠી ગ્રીસ તરફ ગયો; એ સફરમાં પોતાની તાજી ફત્તેહથી ઉત્સાહિત થયેલા એથન્સવાસીઓએ કાફલાના સંરક્ષણ માટે ભયનું સૌથી પાછળનું સ્થાન લીધું. વ્હાણો કિનારે કિનારે જતાં હતાં ત્યારે જ્યાં જ્યાં થેમિસ્ટોક્લિસે બંદરો અને દુશ્મનના લશ્કરને ઉતરવા અને વિશ્રામ લેવા માટે સ્થાન નિર્ણિત થયેલાં જોયાં, ત્યાં ત્યાં તેણે મોટા મોટા પત્થરો શોધીને તથા જ્યાં ન મળ્યા ત્યાં બીજેથી લાવીને, તેમનાપર નીચેનો લેખ કોતરાવ્યો-" આયોનિયનોના પૂર્વજો ગ્રીક હતા, અને એ પૂર્વજોના ફરઝંદો આજે પોતાની સ્વતંત્રતા માટે પ્રાણ અર્પણ કરવા તૈયાર થયા છે તો બહેતર છે કે આયોનિયનોએ ગ્રીક લોકોની સાથે ભળી જવું; પણ જો તેમ ન બની શકે તો પછી તેમણે યુદ્ધ વખતે ગડબડાટ મચાવી વિદેશીઓમાં ગભરાટ ફેલાવવાના પ્રયત્ન કરવા." આ યુક્તિથી તેનો હેતુ આયોનિયનોને પોતાની બાજુએ લઇ લેવાનો અને તેમ ન બને તો ઇરાની લોકોના મનમાં તેમને માટે વહેમ ઉશ્કેરી કુસંપનાં બીજ રોપવાનો હતો.

ઝર્ક્સિસ ડોરિસમાં થઇ ફોકિસ સુધી આગળ વધ્યો અને ગામડાં બાળતો તથા તારાજ કરતો જતો હતો, તો પણ ગ્રીક લોકોએ તેમને કંઇ મદદ મોકલી નહીં. અને એથીનિયનોએ જેવી રીતે સમગ્ર ગ્રીસના લાભ માટે પોતાનો કાફલો આર્ટિમીસિયમ મોકલ્યો હતો તેમ પોતાની સરહદના સંરક્ષણ માટે સયુક્ત સૈન્યની મદદ માગી ત્યારે કોઇએ તેમને દાદ આપી નહીં. બધાની નજર પિલોપોનીસસ તરફ હતી અને તેમનો નિશ્ચય સમગ્ર સૈન્ય કોરિન્થ-સંયોજીભૂમિની અંદર લઇ જઇ ત્યાં આગળ સમુદ્રના એક છેડાથી બીજા છેડા સુધી દિવાલ બાંધવાનો હતો. એથીનિયનો આવી રીતે પોતાને એકલા પડી ગયેલા જોઇ ઘણા ક્રોધે ભરાયા તથા નાસીપાસ થઇ ગયા; અને એવા સમર્થ દુશ્મન સાથે વગર મદદે એકલા બાથ ભીડવાની તેમની હિંમત ચાલી નહીં. એટલે પછી છેવટનો ઉપાય શેહેર છોડી જવું અને પોતાના વ્હાણો ઉપર સવાર થવુ એજ રહ્યો; અને આ પગલું લેવાને બધા લોક રાજી ન હતા, કારણ કે જેઓ પોતાના દેવસ્થાનો અને પૂર્વજોનાં સ્મારકોને છોડી જતા હોય તેઓ સલામતીની અને જયની આશા તો ક્યાંથી જ રાખે !

થેમિસ્ટોક્લિસે જ્યારે જોયું કે સાધારણ લોકો સમજાવ્યા સમજે તેમ નથી ત્યારે તેણે દેવવાણી અને ચમત્કારોનો ઉપયોગ કર્યો. પ્રથમ મિનર્વાના મંદિરમાં રહેતો સર્પ ગુમ થયો એ ચમત્કારને તે વળગ્યો. ત્રણ દિવસ સુધી તેને માટે મુકેલો ખોરાક એમ ને એમ રહેવાથી પૂજારીઓએ થેમિસ્ટોક્લિસની શીખવણીથી જાહેર કર્યું કે દેવી શેહેર છોડી ગયાં છે અને પોતે શેહેરીઓને સમુદ્રને પેલેપાર લઇ જવાનું કહે છે. વળી તે વખતે

એક દેવવાણી[*] મળી તેનો અર્થ કરના થેમિસ્ટોક્લિયસે કહ્યું કે કાષ્ટની દિવાલોનો અર્થ વ્હાણ એવો જ થઇ શકે. અને સૂચવ્યું કે વળી એ દેવવાણીના સેલેમિનને કમનસીબ કે તુચ્છ ન કહેતાં દૈવી એવું ઉપનામ આપ્યું હતું તે, તેણે કહ્યું કે સ્પષ્ટ બતાવે છે, કે તે ટાપુ ગ્રીસ દેશને કોઇ અમૂલ્ય લાભનું સ્થળ થઇ પડવાનું એવો એપોલોનો ભાવાર્થ હોવો જોઇએ. તેની સલાહ સ્વીકારાઇ અને તેણે દરખાસ્ત મુકી કે એથેન્સની ઇષ્ટ દેવી મિનર્વાના સંરક્ષણમાં શેહેરને સોંપી દેવું અને સ્ત્રીઓ, બાળકો અને ગુલામોની સલામતી માટે બને તેવી ગોઠવણ કરી જુવાનોએ દરિયાઇ બારકો ઉપર ચ્હડી જવું

જ્યારે આ ઠરાવ પસાર થયો ત્યારે ઘણાખરા એથન્સવાસીઓએ પોતાનાં માબાપ અને કુટુંબને ટ્રોઇઝીની મોકલી દીધા અને ત્યાં તેમનો સારો સત્કાર થયો ટ્રોઈઝીનિયનોએ તેમને જાહેર મેજબાન ગણવાનો ઠરાવ કરી દરેક પુરુષ દીઠ બે ઓબોલસ તેમના ખર્ચ માટે આપવા ઠરાવ્યા. બાળકોને ગમે ત્યાંથી ફલ તોડવાની પરવાનગી આપી અને તેમના શિક્ષણને માટે રાજ્યને ખર્ચે શિક્ષકો નિમાયા. આ ઠરાવ નાઇકેગોરસે પસાર કરાવ્યા.

એથન્સની તીજોરી તે વખતમાં જરા તંગ હાલતમાં હોવાથી એરિસ્ટોટલ કહે છે કે યુદ્ધમાં ભાગ લેનાર દરેકને એરિયોપેગસના મંડળે આઠ ડ્રામ આપ્યા અને તે વડે કાફ્લાને

---

[*] એથેન્સના એલચીઓ ડેલ્ફી દેવપૃચ્છા કરવા ગયા હતા, તેઓ દસ્તૂર મુજબ ઉપહાર ધરીને મંદિરમાં બેઠા એટલે તે વખતે એરિસ્ટોનિકા નામની પાઇથીયન હતી તે બોલી ઉઠી "અરે હતભાગ્ય માણસો ! તમે અહીં શા માટે બેઠા છો ? ન્હાસો, તમારા ઘરબાર અને તમારી પૈડાના આકારની નગરીના ઉંચા શિખરો તજી દ્યો, અને દુનિયાને છેડે જઈ વસો મસ્તક સ્થિર નહી રહે કે નહીં રહે શરીર, પગ કે હાથ કે વચલા ધડનો લેશ પણ રહેશે નહીં એક એ- અગનો નાશ થવાનો, કેમકે અગ્નિ અને વેગવાન એરીસ સીરિયાના રથ ઉપર આરૂઢ થઇને નાશ વર્તાવવા ક ઠયા છે તમારો કિલ્લો જ તુટશે એમ નથી, તે બીજા ઘણા એ તોડશે અને દેવોના અને મંદિરોને અગ્નિ બાળશે એ દેવો હાલ સ્વેદથી ભીના થઈ જાય છે અને થરથર કંપે છે અને સૌથી ઉંચા છાપરાઓ ઉપરથી કાળુ લોહી ટપકે છે અને સર્વ નાશ પ્રકટે છે અહીંથી જાઓ અને આફતો વેઠવા મનને દૃઢ કરો " એથેન્સના એલચીઓ આવી વાણી સાંભળીને ગમગીન થ ગયા પણ તેના ડહાપણ માટે અત્યંત ખ્યાતિ પામેલા ડેલ્ફીના એક ટાઇમન નામના માણસે તેમને સલાહ આપી કે તેમણે બીજી વાર ઉપહાર ધરવા અને લાચારીની રાહે ફરી દેવપૃચ્છા કરવી એથેન્સના એલચીઓએ તેમ કર્યું અને એપોલોને વીનવ્યો તેમણે કહ્યુ, "અરે રાજ ! અમારી લાચારી તરફ જો, અને અમારા દેશને વિષે અમને કંઇ અનુકૂળ જવાબ દેવા કૃપા કર, નહી તો અમારા દેહ અહીં ભલે પડે પણ અમે ઉઠીશુ જ નહીં " આ ઉપરથી પાઇથીયને તેમને ફરી જવાબ આપ્યો, તેના શબ્દો આ હતા "ઓલિમ્પસ ઉપર પેલાસ એથીની ઝ્યુસને બહુ રીતે વીનવે છે, અને ઘણી ડાહી સલાહ આપે છે, પણ ઝ્યુસનુ મન માનતુ નથી. પણ હુ તમને આ કહુ છું તેનો અક્ષરે અક્ષર વજ્રમય માનજો કિક્રોપ્સ (એથન્સનો પ્હેલો કલ્પિત રાજા) ની હદમાંનુ સર્વસ્વ જશે, કાઇથીરોન (પર્વત) ની ગુફાઓમાં પણ કંઇ રાખી શકાશે નહી, તથાપિ વિશ્વદર્શી ઝ્યુસ ટ્રાઇટન-પુત્રી દેવી (એથીની) ને કાષ્ટની એક દિવાલ આપશે, તે અભેદ્ય નીવડશે. તે તમને અને તમારી સંતતિને ઉગારશે તમે ધીરજ રાખશો નહીં, રસાલા અને પાયદલના જૂથ ધસી આવે ત્યાં સુધી થોભશો નહી. પીઠ ફેરવી ન્હાસી જજો અને તો પણ તમે તેમની સામે થઇ શકશો અરે દૈવી સેલેમિસ ! તુ માનવજાત કેટલાનો કાળ બનશે, ભલે ને ડિમીટર (ખેતીનો પાક) લણાઇને સમુદાય કે વેરાઈ જાય " હિરોડોટસ ઈ પ્ર ૧૪૦-૧૪૧

માટે જોઇતાં સાધનો પૂરાં પાડવામાં આવ્યાં. પણ બીજો એક લેખક તેને થેમિસ્ટોકિલસની યુક્તિ તરીકે જણાવે છે; તે કહે છે કે જ્યારે એથન્સવાસીઓ પાઇરીયસને બંદરે જતા હતા ત્યારે મિનર્વાની પ્રતિમા ઉપરથી ઢાલ ખોવાઇ ગઇ હતી અને તે શોધવાને બહાને થેમિસ્ટોકિલસ બધું ઉથલાવતો હતો ત્યાં સામાનની અંદર સંતાડેલું પુષ્કળ ધન તેને મળ્યું. અને તે ધનનો તેણે કાફલાને માટે જરૂરી ચીજો લેવામાં ઉપયોગ કર્યો.

એથન્સવાસીઓના સમુદ્રપ્રયાણનો દેખાવ ઘણો મર્મભેદી હતો. અહો! જેઓ, પોતાનાં માબાપ અને કુટુંબકબીલાનાં આલિંગનો અને અશ્રુઓથી અસ્થિર થયા શિવાય તેમને દૂર સ્થાનમાં મોકલી, સ્વભૂમિને છોડી સેલેમિસ જવા તૈયાર થયા હતા, તેઓના ધૈર્ય અને દૃઢતાને ધન્ય છે! વધારે દુઃખદાયક બિના તો એ હતી કે અતિશય વૃદ્ધાવસ્થાને લીધે કેટલાક શેહેરીઓને પાછળ રાખી જવાની તેમને ફરજ પડી હતી. અને થોડી ઘણી લાગણી પાળેલાં જનાવરોને પણ ઘટતી હતી; તેઓ સમુદ્રકિનારા સુધી દોડી જઇ તેમના પાલકો માટેની લાગણી બતાવવા દુઃખદાયક ચીસો પાડતાં હતાં. તેમાંનું એક પેરિકિલસના પિતા ઝેન્થિપ્પસનુ કુતરૂં પાછળ રહેવાની મરજી ન હોવાથી સમુદ્રમાં કૂદી પડ્યું અને સેલેમિસ પ્હોંચતાં સુધી વ્હાણની પડખે પડખે તરતું આવ્યું; પણ ત્યાં પ્હોંચતાં શ્રમથી થાકી જઇને તુરત મૃત્યુ પામ્યું. અને આજે પણ ત્યાં સાઇનોસસેમા નામનુ સ્થાન બતાવવામાં આવે છે, જ્યાં એ કુતરાને દાટેલું કહેવાય છે.

થેમિસ્ટોકિલસનાં એ મહાન કાર્યોમાં નીચેનાં ઉમેરી શકાય તેમ છેઃ—

તેણે જાણ્યુ કે એરિસ્ટાઇડિસની ગેરહાજરીથી લોકો ઘણા વિમાસણમાં પડયા હતા કારણ કે તેમને બ્હીક હતી કે રખેને વૈરની લાગણીથી તે ઇરાનીઓની સાથે જઇ મળે અને ગ્રીસને ઘણી હાનિ પ્હોંચાડે. આ પરથી તેણે ઠરાવ પસાર કરાવ્યો કે જેઓ ટૂંકા વખત માટે દેશનિકાલ થયા હોય તેમણે ખુશીથી પાછા ફરવું અને ગ્રીસના સરક્ષણમાં પોતાના શેહેરીભાઇઓને પોતાની બહાદુરી અને સલાહની મદદ આપવી.

સંયુક્ત કાફલાની સરદારી સ્પાર્ટાના મોભાને લીધે યુરાઇબિએડિસને મળી હતી. પણ તે મનમાં ડર ખાઇને સંયોગીભૂમિ પાસે સ્પાર્ટન લશ્કરની પાડોસમાં સ્થિતિ કરવા માગતો હતો. પણ થેમિસ્ટોકિલસ તેની વિરૂદ્ધ થયો અને એ પ્રસંગની તેમની ચર્ચાનો હેવાલ આપવા લાયક છે. યુરાઇબિએડિસે થેમિસ્ટોકિલસને ઠપકાના રૂપમા કહ્યું, "તને ભાન નથી, થેમિસ્ટોકિલસ! કે જાહેર અખાડાઓમા જેઓ પોતાના વારા ફરતાં પ્હેલા ઉઠે છે તેમને શિક્ષા થાય છે?" "હા" થેમિસ્ટોકિલસે ઉત્તર વાળ્યો "પણ જેઓ પાછળ રહી જાય છે તેમને જીત પણ મળતી નથી." યુરાઇબિએડિસે, આ ઉપરથી તેને મારવા જતો હોય તેમ લાકડી ઉગામી, એટલે થેમિસ્ટોકિલસ બોલ્યો "ત્હારી મરજી હોય તો લગાવી દે. પણ મ્હારી વાત સાંભળ." અને સ્પાર્ટન સરદારે તેની શાંતતાથી ખુશ થઇ તેને બોલવા દીધો એટલે થેમિસ્ટોકિલસે ફરી તેને સેલેમિસ ન છોડવાની સલાહ આપી. તે ઉપરથી એક સરદારે ટીકા કરી કે જેઓએ સ્વભૂમિ ગુમાવી છે તેવાઓએ બીજાને પોતાની સ્વભૂમિને છોડી દેવાનું કહેવું વ્યાજબી નથી. થેમિસ્ટોકિલસે તેનો ઉત્તર વાળ્યો "અરે નીચ! અમે અમારાં ઘરબાર અને શેહેર છોડીને આવ્યા છીએ, કારણ કે એ નિર્જીવ પદાર્થોને માટે ગુલા-

અગિર પત કરવી અમને પસંદ નથી. પણ શ્રીમન્ એ અમારું માનનીય શહેર આ બસો વ્હાણમા હજી હયાત છે અને તમારી ઇચ્છા હોય તો તે તમને બચાવવાને તૈયાર છે. પણ જો અમને બીજી વાર તમે દગો દઇને ન્હાસી છુટશો તો ગ્રીક પણ જોશે કે એથન્સવાસીઓએ જેવો ફલદ્રુપ પ્રદેશ અને ભવ્ય નગર છોડી દીધાં છે તેવો જ બીજો પ્રદેશ અને તેવા જ નગરના તેઓ જલદી માલેક થશે." આ શબ્દોથી યુરાઇબિયેડિસને બ્હીક પેઠી કે કદાચ એથન્સવાસીઓ તેમને છોડી દે ખરા. વળી કહે છે કે ત્યાં ઇરિટ્રિયાનો એક સરદાર બોલવા જતો હતો ત્યારે થેમિસ્ટોક્લિસ બોલી ઉઠયો; "શું તમે એ આ વિવાદમાં માથું મારવા ઇચ્છો છો કે? તમે તો પેલી માછલીની જાતના છો, તેની અને તુમારી બન્નેની પાસે તરવાર છે ખરી, પણ તેને કાળજું હોય તો તમને હોય."

આવી રીતે સેનાપતિમંડળમાં થેમિસ્ટોક્લિસ દલીલ કરતો હતો ત્યાં કેટલાક કહે છે કે એક ઘુવડ કાફલાની જમણી બાજુથી ઉડતું આવ્યું અને વ્હાણના શઢ ઉપર બેઠું. આ શકુનથી બધા થેમિસ્ટોક્લિસના મતમા ભળ્યા અને તેજ સ્થાને યુદ્ધ આપવાનો ઠરાવ થયો. પણ જ્યારે દુસ્મનનો કાફલો ફેલીરસ બંદર તરફ જતો દેખાયો અને તેમના વ્હાણોની સંખ્યા એટલી મોટી જણાઇ કે બધો કિનારો તેમનાથી છવાઇ ગયો, અને જ્યારે ઝર્ક્સિસ પણ પોતાના આખા સૈન્ય સાથે સેલેમિસ બેટની સામેના કાંઠા ઉપર આવી ઉભો, ત્યારે શત્રુનું આ મહાબાન્ત સામર્થ્ય જોઇને ગ્રીક કાફલાના સેનાપતિઓ થેમિસ્ટોક્લિસની દલીલો વીસરવા લાગ્યા અને પિલોપોનીસસમાના રાજ્યોના કાફલાઓ પોતાના વિચાર ફેરવી સ્થયોગીભૂમિ તરફ જવા પાછા તત્પર થયા. તેઓએ તે જ રાતે ઉપડવાનો નિશ્ચય કર્યો અને સુકાનીઓને તે પ્રમાણે હુકમ પણ અપાઈ ગયા. સામુદ્રધુનીની અંદર લીધેલા સ્થાનકનો લાભ ગ્રીક લોકો તજી દેછે એ જોઇને થેમિસ્ટોક્લિસ મોટી ચિંતામા પડ્યો અને આખરે તેણે એક યુક્તિ રચી અને તે સિકિન્નસની મદદથી અમલમા મુકી. સિકિન્નસ એ પરાતી માબાપનો હતો અને ગુલામ હતો પણ થેમિસ્ટોક્લિસની સાથે તેને સારો સ્નેહ હતો અને થેમિસ્ટોક્લિસના બાળકોનો તે શિક્ષક હતો. આ પ્રસંગે થેમિસ્ટોક્લિસે તેને ખાનગી રીતે ઝર્ક્સિસના શાહ પાસે મોકલ્યો અને કહેવરાવ્યું કે "એથન્સનો સરદાર ગુપ્ત રીતે તમારા પક્ષનો હોવાથી આ તમને ખબર મોકલે છે કે ગ્રીક લોકો રાતમા ન્હાસી જવાના છે. એમનો ઇરાદો સ્થયોગીભૂમિ આગળ એમનું લશ્કર પડેલું છે તેની પાસે રહી ભૂમિ અને જલના સૈન્ય સાથે રાખીને લડાઈ કરવાનો છે. પણ તમારો કાફલો તેમને ઘેરી લઇ અહીં જ લડવા ફરજ પાડે તો તેમા તમને લાભ છે, અને તેમની હાલની ગડબડમા તમે તેમના ઉપર તુટી પડશો તો તેમના આખા કાફલાનો નાશ તમે કરી શકશો."

ઝર્ક્સિસ આ સંદેશાથી ખુશ થયો, અને તેણે ધાર્યું કે થેમિસ્ટોક્લિસે તે શુદ્ધ દિલથી મોકલ્યો હશે. એટલે તેણે પોતાના કાફલાના સરદારોને બસો વ્હાણ વડે સેલેમિસની આસપાસનો દરિયો ચારે તરફથી ઘેરી લેવા ફરમાવ્યું. દુશ્મનોની આ હીલચાલ પહેલી એરિસ્ટાઇડિસે જોઇ, અને જોકે થેમિસ્ટોક્લિસ અને તે પ્રતિસ્પર્દ્ધિ હતા, અને પોતે થેમિસ્ટોક્લિસની વગથી જ આપણે કહી ગયા છીએ તેમ દેશનિકાલ થયો હતો, છતા તે તેની પાસે ગયો અને તેને દુશ્મનોએ ઘેરી લીધાની વાત જણાવી. થેમિસ્ટોક્લિસ તેની

પ્રમાણિકતા જાણતો હતો અને તે પોતે ખબર આપના આ યો તેથી ખુશ થઇને પોતે ગ્યેની યુક્તિની વાત તેને કરી તથા ગ્રીક લોકોને પોતાના સ્થાન ન છોડવા તથા તેની પ્રમાણિકતામા તેઓને વધારે વિશ્વાસ હતો એ ને તેમને સામુદ્રયુદ્ધનીમા જ યુદ્ધ આપવા સમજાવવાને તેને વિનતિ કરી એરિસ્ટાઇડિસે થેમિસ્ટોક્લિસની હીનચાલ પસંદ કરી અને બીજા સરદારો પાસે જઈ યુદ્ધમા જોયના તેમને ઉર્જ્યા તેના ખબર તેઓ માનતા ન હતા સ્વા પેનિશિયસની સરદારી નીચેનુ એક બાન્ડમ દુશ્મનની બાજુ પન્થી ગ્રીક લોકોને આવી મળ્યુ તેણે પણ એજ ખબર આપ્યા ત્યારે પછી ક્રોધ અને નિરાશાને લીધે જીવ ઉપર આવીને ગ્રીક લોકો લડવા માટે તૈયાર થયા

*સ્હવાર પડતા ઝર્ક્સિસ પોતાના કાફલાનો વ્યૂહ જોવા એક ઉંચી ટેકરી ઉપર સ્હ- ડયો જે જગાએ સેલેમિસનો ટાપૂ એટિકાથી થોડે જ દૂર રહે છે ત્યા આગળ આવેલા હરક્યુલીસના દેવળની ઉપર તેણે આસન લીધુ એક સુવર્ણના તખ્તપર તે બેઠો હતો અને તેની આસપાસ લેખકો ઉભા હતા અને તેઓનુ કામ યુદ્ધની વિગતો લખી લેવાનુ હતુ

થેમિસ્ટોક્લિસ પોતાની નૌકાના તુતક ઉપર દેવોને ઉપહાર ધરતો હતો, ત્યા અનુપમ લાવણ્યના સુંદર વસ્ત્રો સજેલા, સુવર્ણ અલંકારથી વિભૂષિત ત્રણ બંદીવાનોને તેની પાસે લાવવામા આવ્યા એમ ખબર મળ્યા કે તેઓ ઝર્ક્સિસના ભાણેજ હતા પૂજારી- એ એ બંદીવાનોને દીઠા ને તુરત બળતા ઉપહારોમાથી તેને અસાધારણ પ્રકાશ નીકળતો લાગ્યો અને તે જ વખતે જમણી બાજુ ઉપર કોઇએ છીંક ખાધી આ શકુન થયા જાણી હોમ કરનારે થેમિસ્ટોક્લિસનો હાથ પકડી તેને કહ્યુ કે આ ત્રણે યુવાનોનો બેકસ ઓ મિસ્ટીસને ભોગ આપશો તો તમારી સલામતી તો શુ પણ જીત માટે પણ શકા નહીં રહે

આ હુકમની વિચિત્રતા અને ક્રૂરતાથી થેમિસ્ટોક્લિસ દંગ થયો પણ સામાન્ય લોકો આવા અણીના પ્રસગપર વિવેકપૂર્વક વિચાર કરતા વિચિત્રતાને વધારે મહત્વ આપે છે તેઓએ જોશીના કહેવા પ્રમાણે કરવાનો દૃઢ નિશ્ચય કરી તેમ કરવાની થેમિસ્ટોક્લિસને ફરજ પાડી આ બિના જણાવનાર લેસ્બોસનો ફેનિયાસ છે અને તે સાહિત્ય અને ફિલસુ- ફીથી સારી રીતે વાકેફ હતો

ઇરાની કાફલાના વ્હાણોની સખ્યા એસ્કિલસ કવિ તેના એક લેખમા જણાવે છે કે તેની ખબર પ્રમાણે-અને તે ખબર પાસ પાયાની હતી-એક હઝારની હતી, તે ઉપ- રાત ૨૦૭ બીજા સમુદ્રમા જુદે જુદે સ્થાને હતા

એથન્સવાસીઓ પાસે ૧૮૦ નૌકા હતી અને દરેક નૌકામા તુતક ઉપર લડનાર ૧૮ આદમી હતા જેમાના ૪ તીરંદાજ હતા અને બાકીના બધા બખ્તરી સિપાહો તરીકે સજ્જ થયેના હતા

યુદ્ધ આપવા લાયક સ્થળ પસંદ કરવામા થેમિસ્ટોક્લિસ જેવો પ્રવીણ હતો તેવો જ યુદ્ધનો યોગ્ય સમય જોવામા પણ તે ચાલાક હતો દિવસના અમુક સમય પછી સમુદ્રમાથી નરમ પવનની લ્હેર શરૂ થાય છે, જેથી ખાડીમા મોટા મોજા આવવા માડે છે એ શરૂ થાય ત્યા સુધી તેણે લડાઇમા જોડાવુ મોકૂફ રાખ્યુ આ મોજાથી મજબૂત અને નીચી બાધણીના ગ્રીક બાન્ડમોને બહુ નુકસાન ન હતુ પણ ઉંચી બાધણીના અને ભારે

પવનનાં ઇરાની વ્હાણો એથી ડોલાં ખાવા લાગ્યાં અને તેથી તેમની આખી બાજુ, ગ્રીક લોકોના હુમલાને માટે તદ્દન ઉઘાડી પડી જતી હતી. યુદ્ધમાં બધાની નજર થેમિસ્ટોકિલસ તરફ હતી; કારણ કે એમ મનાતું હતું કે તે સર્વમાં કાબેલ હતો; અને ઇરાની કાફલાનો સેનાપતિ એરિઆમિનિસ જે એક મહા શુરવીર અને વિખ્યાત લડવૈયો હતો અને શાહનો ભાઇ થતો હતો તે પણ પોતે થેમિસ્ટોકિલસની સામે આવ્યો. તેનું બારકસ ઘણું ઉંચું હતું અને તેમાંથી એક કિલ્લામાંથી આવે તેમ તીર અને ભાલાનો વર્ષાદ આવતો હતો. પણ ડીકેલીઆનો એમિનિઆસ અને પેડીઆનો સોસિકિલસ જે બે એક જ હોડીમાં હતા તેઓએ પોતાની હોડીને ઇરાની બારકસ સામે લીધી અને બન્નેના મુખડાં અથડાતાં તેઓની પિત્તળની ચાંચ એક બીજામાં ભરાઇ ગઇ. એરિઆમિનિસ આ પરથી તેમની હોડી પર કુદી પડ્યો ત્યાં તેઓએ તેને પોતાના ભાલા વડે સમુદ્રમાં ધકેલી દીધો. વ્હાણના અનેક કટકાઓ તરતા હતા તેમાં તરતું તેનું શબ આર્ટીમીસિઆએ ઓળખ્યું અને તે ઝર્કિસસને મોકલ્યું.

કહે છે કે આ યુદ્ધ ચાલતું હતું ત્યારે ઇલ્યુસિસ તરફથી એક મોટી જ્યોતિ આવતી દેખાઇ, વળી બેકસના શુભભક્તોના મોટા વરઘોડા વખતે થઇ રહેતા વાદિત્રના નાદ અને માણસોનાં ટોળાંના કોલાહલના અભાવે પણ ઠેઠ સમુદ્ર સુધી સંભળાઇ રહ્યા અને પછી એ અવાજો આવતા જણાતા હતા ત્યાંથી એક વાદળુ ઉંચું ચ્હડી ધીમે ધીમે આકાશમાં પથરાયું અને બધી નૌકાઓ પર ફેલાઇ રહ્યું. તે ઉપરાંત ઇજીનાથી ગ્રીક કાફલાની તરફ પોતાની ભુજાઓ લબાવતા હથિયારબદ્ધ ઘોડેસ્વાર પણ કોઈ કોઇએ જોયા હતા. અને યુદ્ધ પ્હેલાં કરેલા હોમથી નિમંત્રેલા દેવો મદદે આવ્યા હતા તે જ એ એમ ઘણાઓનું માનવું હતું.

દુશ્મનની નૌકાઓ પકડવામાં પ્હેલ કરનાર એક લાઇકોમિડિસ નામનો એથન્સવાસી હતો. તેણે વિદેશીઓના વાવટા પકડેલી નૌકા ઉપરથી ઉતારી એપોલો દેવને સમર્પણ કર્યા. ઇરાનીઓની નૌકાઓ સામુદ્રધુનીમાં થોડી થોડી આવી શકતી હતી અને વધારે થાય તો સંકડાસને લીધે ઉલટી ધાંધલ થતી હતી એટલે ગ્રીક લોકો તેમની સામી હારમાં રહીને સાંઝ સુધી તેઓ આવતા ગયા તેમ તેમની સાથે લડતા ગયા અને આખરે તેમનું બલ તદ્દન તોડી નાંખી એવી જબરી જીત મેળવી શક્યા કે તેના જેવી જીત ગ્રીક કે વિદેશી કોઇએ ત્યાર સુધી મેળવી ન હતી. આ જીતનું માન બધા સંયુક્તસૈન્યની બહાદુરીને, પણ મુખ્ય તો થેમિસ્ટોકિલસની દીર્ઘદૃષ્ટિ અને વ્યવસ્થાને હતું.

એ યુદ્ધ પછી ઝર્કિસસ પોતાની હારથી ગુસ્સે થઇ સેલેમિસ ટાપુને જમીન સાથે જોડી નાખવાના ઇરાદાથી સેતુ બાંધવા લાગ્યો એટલા માટે કે તેનું સૈન્ય સેલેમિસમાં જઇ શકે અને ગ્રીક કાફલો ત્યાંજ સપડાઇ જાય. તેજ વખતે એરિસ્ટાઇડિસના મનની વાત જાણવા માટે થેમિસ્ટોકિલસે કહ્યું કે "મ્હારા મત પ્રમાણે હવે આપણે હેલેસપોન્ટ* જઇને ઝર્કિસે જે હોડીઓનો પુલ બાંધેલો છે તે તોડી નાખીએ, અને તેથી ઝર્કિસ આપણા દેશમાં જ પુરાઇ જવાથી યુરપની બ્હાર ગયા વગર આપણે એશિયાનું સામ્રાજ્ય મેળવી શકાશું." એરિ-

* હાલની ડારડેનલસની સામુદ્રધુની. એ ઓળંગવા માટે શાહે હોડીઓનો એક પુલ બાંધ્યો હતો.

સ્ટાઇડિસને આ સલાહ માફક ન આવી અને તેણે જવાબ આપ્યો. “આજ સુધી તો આપણે એશઆરામમાં મશગુલ દુશ્મન સાથે કામ લેવાનું હતું. પણ જો આપણે તેને ગ્રીસમાં પૂરી દઇશું તો આવાં મોટાં સૈન્યનો ધણી પછી કાંઇ સુવર્ણના છત્ર નીચે બેસી જોયા નહીં કરે, પણ ભયથી જાગૃત થઇ પોતાની પાછલી ભુલો સુધારશે, અને જય મેળવવા માટે વધારે દઢ પ્રયત્ન કરશે. એટલા માટે આટલાથી જ જો તે પાછો જતો હોય તો આપણે તો એકને બદલે તેને બીજો પૂલ બાંધી દેવો ઘટે કે તે ઝટ યુરપ છોડી પોતાને રસ્તે પડે.” થેમિસ્ટોકિલસે જવાબ આપ્યો “ત્યારે તો આપણે તેને જલ્દીથી રસ્તો પકડાવવાનો ઉપાય કરવો જોઇએ.”

આમ નિશ્ચય કરીને, શાહનો એક ખવાસ પકડાયો હતો તેને તેણે શાહ પાસે મોકલી સંદેશો કહાવ્યો કે “ગ્રીક સરદારો પોતાની નૌકાજીતં પછી એવા ઠરાવપર આવ્યા છે કે હેલેસપોન્ટ તરફ જઇ શાહનો હોડીઓનો પૂલ તોડી પાડવો; માટે શાહની સલામતીની ખાતર થેમિસ્ટોકિલસ સલાહ આપે છે કે શાહે તાકીદે કુચ કરી હેલેસપોન્ટ-ઓળંગી એશિયામાં દાખલ થઇ જવું અને દરમિયાન થેમિસ્ટોકિલસ અનેક બહાનાં કહાડી ગ્રીક નૌકાસૈન્યને તેની પાછળ પડતું અટકાવવા યત્ન કરશે.” ઝર્કિસીસ આ ખબરથી ભયભીત થઇને એકદમ ન્હાઠો. થેમિસ્ટોકિલસ અને એરિસ્ટાઇડિસે આ પગલું ભરવામાં કેટલી બધી દુરઅંદેશી વાપરી હતી તેની સાબિતી માર્ડોનિયસે પૂરી પાડી, કેમકે તેણે પછી પ્લેટિયાના યુદ્ધમાં શાહના સૈન્યના એક ભાગ માત્રને હાથે ગ્રીક લોકોને પોતાનું સર્વસ્વ ગુમાવવાના ભયમા લાવી મુક્યા હતા.

હિરોડોટસ કહે છે કે આ લડાઇમાં કામગરી બજાવવામાં શ્રેષ્ટ કોણ નીવડયું એ વિષે ગ્રીક લોકોએ સંયોગીભૂમિ આગળ એકઠા થઇ પોતપોતાના મતની ચિઠ્ઠીઓ લખી દેવ આગળ ધરી ત્યારે સર્વાનુમતે સ્થાનોમાં ઇજીનાને અને સરદારોમાં બધાની ઇર્ષ્યા છતાં થેમિસ્ટોકિલસને શ્રેષ્ટપદ આપવામાં આવ્યું. સરદારો માટે મત આપતાં દરેકે પોતાની ચિઠ્ઠીમાં બે નામ લખવાં એમ ઠરાવ્યું હતું, તેમાં દરેકે પોતાનું જ નામ પ્હેલું લખ્યું પણ બધાએ જ બીજું નામ થેમિસ્ટોકિલસનુ લખ્યું. પછી સ્પાર્ટનોએ તેને પોતાના શેહેરમાં ન્હોતર્યો, અને યુરાઇબિએડિસને હિંમતનું અને થેમિસ્ટોકિલસને ડાહપણનું ઇનામ આપી બંનેને જીતવૃક્ષના તાજ પહેરાવ્યા. થેમિસ્ટોકિલસને તે ઉપરાંત શેહેરમાંથી ઉત્તમ રથ ભેટ આપ્યો અને સંસ્થાનની સરહદ સુધી ત્રણસો યુવાનોને તેને વળાવવા જવા સાથે મોકલ્યા. તે પછીની ઓલિમ્પિક રમતોના અખાડા વખતે પણ કહેવાય છે કે જેવો થેમિસ્ટોકિલસ અખાડામા દાખલ થયો કે તરત બધા પ્રેક્ષકોની નજર તેની ઉપર જ ઠરી રહી અને બધા તેની તરફ માનથી જોવા અને અજાણ્યાઓને તેને બતાવવા લાગ્યા. આ વખતે તેની માન માટેની તૃષ્ણા પૂરી મતોષાઇ અને તેણે પોતાના મિત્રો પાસે કબૂલ કર્યુ હતું કે ગ્રીસને માટે લીધેલી મહેનતનાં ફલ હુ અત્યારે ચાખતો હોઊં એમ મને લાગે છે. ખરેખર તેના કાર્યો અને વચનો પરથી અનુમાન બાંધીએ તો તેનો કીર્તિશોખ કુદરતથી જ અત્યત હતો. આના બીજા પણ કેટલાક દાખલા નોંધવા જેવા છે.

જ્યારે એથન્સવાસીઓ તેને પોતાનો નૌકાધિપતિ નીમતા ત્યારે ખાનગી કે જાહેર ખાતું કામ તે છેલ્લા દિવસપર જ મુલતવી રાખતો તે એવી ઇચ્છાથી કે પછી પોતાને ઉ-

પડવાને દિવસે ઘણુ કામ દેખાવાથી તેનો ભાવ અને કદર જતે રહે

એક દિવસે સમુદ્ર કાંઠે ઘણા શબ પડ્યા હતા, અને તેમા કેટલા કને હાથે અને ગળે સુવર્ણના અલંકાર હતા તે જોઇને પોતાની સાથે એક મિત્ર હતા તેના તરફ ફરીને તે બોલ્યો "આ વસ્તુઓ તમે તમારે લઇ લ્યો, કારણ કે તમે કાંઇ થેમિસ્ટોક્લિસ નથી."

એન્ટીફેટસ નામે એક યુવાન પ્રથમ તેની તરફ તિરસ્કાર બતાવતો પણ પાછળથી તેની ખુશામત કરવા લાગ્યો તેને તેણે કહ્યુ "યુવાન! હવે આપણે આપણુ ખરુ સ્વરૂપ જોતા થયા ખરા, પણ આપણી આંખ જરા મોડી ઉઘડી ખરને?"

તે કહેતો કે જેમ ચોમાસામા તોફાન વખતે મોટા વૃક્ષનો આશરો લેઇ પણ ઋતુ વળી શાંત થતા તેના જ શાખા અને પત્રો તોડી લે છે તે પ્રમાણે એથન્સવાસીઓ તેને કાંઇ માન આપતા નહીં પણ જરૂર પડે ત્યારે તેનો આશરો લેવા આવતા

એક સેરિફસના શખ્સે તેને કહ્યુ કે તેને જે માન આપવામા આવે છે તે તેને પોતાને માટે નહીં પણ તેના દેશને લઇને છે, ત્યારે તેણે જવાબ આપ્યો "ખરૂ, હુ સેરિફસમા જન્મ્યો હોત તો બહુ પ્રખ્યાત ન થાત, પરતુ તુ તો એથન્સમા જન્મ્યો હોત તો પણ ન થાત"

બીજો એક સરદાર એમ માનતો હતો કે તેણે પોતે સ્વદેશની સારી સેવા બજાવી હતી અને તેથી તે હમેશ પોતાના પરાક્રમની થેમિસ્ટોક્લિસના કામો સાથે સરખામણી કરી બતાવતો, તેને થેમિસ્ટોક્લિસે નીચેની કલ્પિત વાર્તા કહી એક વખત મહોત્સવનો દિવસ અને મહોત્સવ પછીનો દિવસ એ બે વચ્ચે વિરોધ થયો ઉત્સવ પછીનો દિવસ બોલ્યો ત્યારે વખતે લોકો આરામ કરે છે અને તેમને જે જોઇએ તે મળે છે, અને સ્વતંત્ર આનદ હોય છે, એથી ઉલટુ મ્હારે વખતે ગડબડ અને ધાંધાર હોય છે સારૂ ઉત્સવનો દિવસ બોલ્યો એ ખરૂ છે, પણ હુ ન હોઉ તો ત્હારે આવવાનો વારોજ ન આવે માટે વિચાર કર કે હુ ન હોત તો ત્હારૂ શુ થાત?

તેનો પુત્ર પોતાની માતા ઉપર હુકમ ચલાવતો અને પોતાની માતા મારફત તેની ઉપર પણ હુકમ ચલાવતો એટલે એક દિવસ ગમ્મતમા તેણે કહ્યુ કે આ બાળકના કરતા આખા ગ્રીસમા કોઇ મોટો નથી, કારણ કે એથન્સવાસીઓ બાકીના ગ્રીક લોકો ઉપર હુકમ ચલાવે છે, હુ એથીનિયનોને કાબુમા રાખુ છુ તેની માતા મને, અને તે તેની માતાને હુકમ કરે છે

એના એક બે બીજા વચનો પણ ઉતારી લઇએ

ન્હાનામા ન્હાની બાબતમા પણ ચોકસ રહેવાનો તેને શોખ હતો એ રીતે પોતાનુ ખેતર વેચવા કાઢવાનુ હોવાથી વેચાણ કરનાર પાસે તેણે એટલુ ઉમેરાવ્યુ કે એ ખેતના પાડોશી સારા આદમી છે

બે ગૃહસ્થો તેની પુત્રીના હાથ માટે ઉમેદવાર હતા તેમા પૈસાદાર વરને મુકીને તેણે બીજા ગૃહસ્થને તેની લાયકી માટે પસદ કર્યો અને તે વખતે તેણે કહ્યુ કે, તેની પુત્રી

વગ વિના પૈસાને પગણે તે કરતા પૈસા વગરના ધણીને પગણે એ વધારે પસદ કરવા જેવુ છે. ' આના માર્મિક વાક્યો તે ઘણી વખત વાપરતો હતો

જે મહાન કાર્યો આપણે ઉપર જણાવી ગયા તે પછીનુ તેનું કામ એથન્સને ફરી બાધવાનુ અને તેની કિલ્લેબદી કરવાનું હતુ થિઓપોમ્પસ કહે છે કે તેણે નિરુદ્ધતા ન જણાવવા માટે સ્પાર્ટન એફોરોને લાચ આપી હતી, પણ ઘણાખરા ઇતિહાસકો કહે છે કે તે તેમને પ્હોચી વળ્યો હતો એમ જણાય છે કે આ વખતે તે બીજા કોઇ કાર્યનું બહાનુ કહાડી એલચી તરીકે સ્પાર્ટા આવ્યો, અને સ્પાર્ટનોએ તેની પાસે ફરિયાદ કરી કે એથન્સવાસીઓ કિલ્લેબદી કરે છે અને ઇજીનાનો હાકેમ જે તે માટેજ ત્યા આવ્યો હતો તેણે તે ફરિયાદને ટેકો આપ્યો પણ થેમિસ્ટોક્લિસ તદ્દન નાસુકર ગયો અને સ્પાર્ટનોને કહ્યુ કે "તમને વિશ્વાસ ન હોય તો ખુશીથી યોગ્ય ગ્રહસ્થોને એથન્સ મોકલો કે તેઓ જાતે જઇને ખરી હકીકત શી છે તે જોઇ આવે " આ પ્રમાણે તેણે કિલ્લેબદીનુ કામ પૂરુ કરી લેવાનો વખત મેળવ્યો અને તેને પાછા ફરતા વાધો ન આવે તે માટે એથન્સમા સ્પાર્ટાએ મોકલેલા એલચીઓને જામીન તરીકે રોકવામા પણ આવ્યા આથી જ્યારે સ્પાર્ટનોએ ખરી વાત જાણી ત્યારે પણ તેમને પોતાનો ગુસ્સો દાબી રાખવો પડયો અને થેમિસ્ટોક્લિસને જવા દેવો પડયો

તે પછી પાઇરિયસનુ બદર વધારે સારૂ હતુ તે તેણે બાધ્યુ અને તેની પણ કિલ્લેબદી કરી અને તેથી એથન્સને કાફના વેપાર વગેરેની બધી સગવડ થઈ આ બાબતમા તેના સિદ્ધાતો એથન્સના પ્રાચીન રાજાઓના સિદ્ધાતોથી ભિન્ન હતા એમ કહેવાય છે કે તેમનો પ્રયત્ન એથન્સવાસીઓનુ ધ્યાન સમુદ્ર તરફથી ખેંચી ખેતી ઉપર લગાડવાનો હતો અને એ હેતુથી તેઓએ એક આખ્યાયિકા પ્રચલિત કરી હતી, તે એવી હતી કે એથન્સના અધિષ્ઠાતા તરીકે મિનર્વા અને નેપચ્યુન ( વરૂણ ) વચ્ચે ભેદ પડતા મિનર્વાએ એથન્સની ભૂમિમા જીતવૃક્ષ ઉત્પન્ન કરવાથી તેણીને જ એથન્સની વધારે મોટી ખેરખાહ તરીકે અધિદ્વાત્રીનુ પદ આપવામા આવ્યુ હતુ એરિસ્ટોફેનિસ કહે છે તેમ થેમિસ્ટોક્લિસે પાઇરિયસ એથન્સમા તો ન આણ્યુ પણ તેણે શેહેરના કોટ અને બદરના કોટને ઉંચી દિવાલોથી જોડી લઇ શેહેરના બદર સાથે અને જમીનને દરિયા સાથે સાધી દીધા ને આ પગલાથી તેણે અમીરવર્ગની સામે પ્રજાવર્ગની સત્તા વધારી અને તેમને વધારે સ્વતત્ર બનાવ્યા કારણ કે દ્રવ્યની સાથે સત્તા પણ વ્હાણવટીઓ, ખલાસીઓ અને નાખુદાઓના હાથમા ગઈ

એટલા માટે નીકસની વાદશાળાનુ મુખ સમુદ્ર તરફ હતુ તે પાછળથી ફરવીને એથન્સના ત્રીશ ટાઇરન્ટોએ જમીન તરફ કર્યું હતુ, કારણ કે તેઓ માનતા કે ખેતીપ્રધાન પ્રજા શિષ્ટ શાસનને અનુકૂળ હોય છે પણ વેપારીઓ અને સોદાગરોનુ પ્રાધાન્ય થઈ જતા અને નૌકાસૈન્યનુ બળ વધતા રાજ્યબધારણ પ્રજાશાસન તરફ વળ્યા વગર રહેતુ નથી

એથન્સનું નૌબળ વધારવા માટે થેમિસ્ટોક્લિસના મનમા હજી મોટી યોજનાઓ હતી ઝર્કિસ પાછો ગયા પછી જ્યારે સયુક્ત કાફલો પેગાસીના બદરમા શિયાળો ગાળવા નાગર્યો હતો ત્યારે તેણે એથન્સના પ્રજામડળમા જાહેર કર્યુ કે તેના મનમા તેમના લાભ માટે એક મોટી યોજના છે પણ એ સમસ્ત મડળમા જાહેર કરી શકાય તેવી

નથી. એથેન્સવાસીઓએ તે પછી તે યોજના ફક્ત એરિસ્ટાઇડિસને જણાવવા ફરમાવ્યું અને જો તે સલાહ આપે તો તેનો અમલ કરવા ઠરાવ કર્યો. એ પછી થેમિસ્ટોક્લિસે તેને કહ્યું કે ગ્રેસીઅનોના બંદર માંહેનો સમુદ્ર કાફલો બાળી મૂકવો. આ પછી એરિસ્ટાઇડિસે જાહેર સભામાં જઈ જાહેર કર્યું કે થેમિસ્ટોક્લિસની યોજના તેમને માટે બહુ લાભકારક હતી પણ તે તેટલી જ અનીતિવાળી હતી. આ પછી એથેન્સવાસીઓએ તેને એ બાબત પડતી મૂકવા ફરમાવ્યું.

આ અરસામાં સ્પાર્ટનો એમ્ફીક્ટીયોનિક *સભામાં દરખાસ્ત લાવ્યા કે ઇરાની વિગ્રહમાં જે રાજ્યો ઇરાન સાથે જોડાઇ ગયા હતા કે તટસ્થ રહ્યા હતા તેઓને એ મંડળમાંથી બાતલ કરવા. થેમિસ્ટોક્લિસને ભય લાગ્યો કે થેસલી, આર્ગોસ અને થીબ્સને, જો બાતલ કરવામાં આવે તો સ્પાર્ટનોની બાજુના મત વધારે થઈ જાય અને તેથી તેઓ ધારે તે ઠરાવ પસાર કરાવવા સમર્થ થાય. એટલા માટે તેણે તે રાજ્યોની વકીલાત કરી અને તેણે બતાવ્યું કે ફક્ત ૩૧ નગરસ્થાનોએ જ એ વિગ્રહમાં ભાગ લીધો હતો અને તેમાંનો મોટો ભાગ તો તદ્દન ન્હાના સંસ્થાનો હતા અને તેટલા માટે બાકીના રાજ્યો બાતલ કરવાથી મંડળનું કામ ફક્ત બે કે ત્રણ મોટા રાજ્યોના હાથમાં જ રહેશે. આથી ફરી તે સ્પાર્ટનોને ઘણો અકારો થઇ પડ્યો. એ રીતે તેમણે રાજ્યના કામકાજમાં તેના પ્રતિસ્પર્ધિ તરીકે કાઇમનને ઉભો કર્યો અને પોતાની વગ બધી તેના લાભમાં વાપરવા માંડી.

તેણે એશિયામાઇનોરના અને ઇજીઅન સમુદ્રના ટાપુઓના રાજ્યોને પણ ગુસ્સે કર્યા, કારણ કે કિનારે કિનારે ફરીને તેણે તેમની પાસેથી ખંડણી ઉઘરાવી. આ બાબતની માહિતી આન્ડ્રીઅન લોકોએ તેને જે જવાબ આપેલો તેમાં જણાય છે. તેણે કહ્યું "હું મ્હારી સાથે બે દેવને લઇ આવેલો છું અને તેમના નામ વીનવણી અને બળાત્કાર છે." તેઓએ જવાબ આપ્યો કે 'તેમની બાજુમાં પણ બે દેવો હતા અને તેઓ તેને મનાવવાની ના પાડતા હતા. તે દેવોનું નામ ગરીબાઇ અને નાગીપામી છે.' ટાઇમોક્રિઓન નામનો ર્‌હોડઝનો કવિ થેમિસ્ટોક્લિસ વિરુદ્ધ ઘણું સખ્ત લખાણ કરે છે અને કહે છે કે તેણે ક્ષુદ્ર પૈસા માટે બીજા દેશનિકાલોને પાછા ફરવાની રજા અપાવી હતી ત્યારે પોતે તેનો મિત્ર હતો અને વળી પોતાને જે થેમિસ્ટોક્લિસની પરોણા ચાકરી કરી હતી તેના તેણે પૈસા માટે તેને દગો દીધો હતો, જે નીચેની કવિતામાં જણાય છે—

"પોસાનિઆસને તમે વખાણો, કે ઝન્થિપ્પસને અથવા લ્યુટિકિડિસને વખાણો પણ ખરેખર એથેન્સવાસીઓનો શ્રેષ્ઠ વીર તો એરિસ્ટાઇડિસ છે. જુઓ અભિમાની થેમિસ્ટોક્લિસ તો કોણ માત્ર છે? જેણે ક્ષુદ્ર પૈસાને માટે પોતાના મિત્ર અને મિજબાન ટાઇમોક્રિઓનને દગો દીધો, અને તેને પોતાના વ્હાલા જે §ઇલાઇસસનું દર્શન પણ ન કરવા દીધું [illegible] !

---

* આ ઘણા જુના વખતથી ચાલતું આવતું એક મંડળ હતું. તેનું કામ ડેલ્ફીના એપોલોને અને મંદિર તથા ધર્મવિધિ પાસે આવેલ ડિમીટરના મંદિરની તથા ત્યાં આગળની વાર્ષિક પિથિઅન રમતોની વ્યવસ્થા કરવાનું હતું. ગ્રીસના હરેક દરેક ગામને તેમાં બે બે પ્રતિનિધિ મોકલવાની છૂટ હતી.

§ ગ્રીક ટાપુનું એક ગામ.

ટેલન્ટને માટે તે પોતાના મિત્રને અજાણ્યા કિનારા પર એકલો મુકીને હંકારી ગયો. જે પુરૂષ પોતાના ધનનો સંચય વધારવા માટે ખુન કરવામાં, દેશનિકાલ કરવામાં, નીચ માણસોને ઉચે ચડાવવામાં પાછુ જોતો નથી તેનો અંત તે કેવો આવશે? સંયોગી ભૂમિના ઉત્સવોમાં ખાલી ભભકા માટે પોતાની ઉદારતા જણાવવા તે જાહેર ભોજન આપતો તેનો લાભ ટાજેરાગ્રા લેતા પણ ભોજન કરતા કરતા તેઓ પણ તેને શાપ આપતા". એ પણ મહાપુરૂષના દેશનિકાલ થયા પછી તો ટાઇમોક્રિયનને એવી પણ સજા આપામાં એની નિંદા કરી હતી એમ કહેવાય છે કે ઇરાનીઓનો પક્ષ કરવા માટે ટાઇમોક્રિયનને થેમિસ્ટોક્લિસે દેશનિકાલ કરાવ્યો હતો એટલે પછી એ પોતે જ્યારે એ જ વહેમને લઇને દેશનિકાલ થયો ત્યારે ટાઇમોક્રિઓને નીચે પ્રમાણે કાવ્ય કહ્યુ —

"ટાઇમોક્રિયોન પોતાની આબરૂ ઇરાનીઓને વેચીને બેઠો પણ તે એકલો ન હતો એક બીજો શિયાળ પણ એ જ ખેતરમા ચરે છે"

એથન્સવાસીઓ ઇર્ષ્યાથી તેની બધી નિંદા માની લેતા એટલે તેને ઘણીવાર પોતે બજાવેલી સેવા ગણી બતાવવી પડતી, અને જ્યારે તેઓને તે માફક ન આવતુ ત્યારે તે કહેતો "ત્યારે શુ એક જ જણ પાસેથી વારવાર ફાયદા મેળવવામા તમને કંટાળો આવે છે?"

લોકોના રોષનુ બીજુ કારણ એ હતુ કે તેણે ડાયનાનુ એક દેવળ બંધાવ્યુ અને તે દેવળનુ નામ, ડાયના એ સમગ્ર ગ્રીક લોકોની દેવી મનાતી હતી તે પરથી, "મારી સલાહની ડાયના" રાખ્યુ, જાણે એવુ બતાવવા માટે કે પોતે એથન્સવાસીઓને માત્ર નહીં પણ સમગ્ર ગ્રીસને સારી સલાહ આપી હતી આ દેવળ તેણે પોતાના ઘરની નજીક બાધ્યુ હતુ અને તે જગાએ આજે દેહાતની શિક્ષા પામેલાઓના શબ તથા ફાંસો ખાઇને વા બીજી રીતે આપઘાત કરેલાઓના કપડા વગેરે પણ ત્યા ફેંકી દેવામા આવે છે આ દેવલમા અમારા વખતમા પણ એક થેમિસ્ટોક્લિસનુ પુતળુ હતુ, અને તે પરથી જણાય છે કે તેનો ચહેરો તેના આત્માના જેવો જ ભવ્ય હતો

આખરે એથન્સવાસીઓએ તેનો પ્રતાપ સહી ન શકવાથી તેને ઓસ્ટ્રાસિઝમના પ્રયોગ વડે દેશનિકાલ કર્યો. અને તેમા કાંઇ નવાઇ જેવુ ન હતુ, કારણ કે જ્યારે જ્યારે તેમાના કોઇની સત્તા અસાધારણ મોટી અને પ્રજાસત્તાક રાજ્યમા જે સમાનતા જરૂરની છે તેથી પ્રતિકૂળ એ સત્તા બોજા રૂપ થઇ પડતી ત્યારે તેઓ આ પગલુ ભરતા કારણ કે ઓસ્ટ્રાસિઝમ અથવા દશ વર્ષનો દેશવટો એ એ પુરૂષોને શિક્ષા કરવાનુ નહિ પણ સામાન્ય લોકોની ઇર્ષ્યાની લાગણી ઓછી કરવાનુ સાધન હતુ ઇર્ષ્યાનો સ્વભાવ જ એ છે કે મહાપુરૂષોની અપકીર્તિથી મગન થવુ અને તેમને નીચા પાડી પોતે સતોખાઇને આરામ લેવુ.

તેના દેશવટા દરમિયાન તે આર્ગોસમા રહેતો હતો તે વખતે પોસાનિયાસના તરકટનો બનાવ બન્યો જેથી તેના દુશ્મનોને લાગ લાગ મળ્યો તેના પર આરોપ મુકનાર લિઓબોટીસ હતો અને તેમા સ્પાર્ટનોએ ટેકો આપ્યો હતો. પોસાનિયાસ થેમિસ્ટોક્લિસનો મિત્ર હતો છતા તેણે પોતાનો ભેદ તેની પાસે ખોલ્યો ન હતો પણ જ્યારે તેને દેશવટો મળ્યો, અને તેથી એથન્સવાસીઓ પર તેને રોષ ચડયો ત્યારે પોસાનિયાસે પોતાનો ભેદ ખોલી ઇરાનના શાહના પત્રો થેમિસ્ટોક્લિસને દેખાડ્યા અને અનુપકારી અને અન્યાયી

તેને વખતસર ખબર મળી એટલે કોરકાઇરાના ટાપૂમા તે ન્હાસી ગયો તે ટાપૂના લોકો તેના ઉપકાર તળે હતા કારણ કે એક વખત તેમની અને કોરિન્થના લોકોની વચ્ચે વાધો પડતા તેને મધ્યસ્થ નીમ્યો હતો અને તેણે કોરિન્થવાળાઓ પાસે તેમને ૨૦ ટેલન્ટ અપાવી લ્યુકાસના ટાપૂને બનેનુ સયુક્ત થાણુ ગણવાનો ફેંસલો આપ્યો હતો અહીંથી તે ઇપીરસમા ન્હાસો અને હજી પણ સ્પાર્ટનો અને એથન્સવાસીઓ તેની પૂઠે લાગેલા હોવાથી તેણે અચોક્કસ અને જોખમી પગલુ ભરી મોલોસિયનના રાજા એડમેટસનો આશરો માગ્યો થેમિસ્ટોક્લિસના પ્રબળના સમયમા એક વખત એડમેટસે એથન્સવાસીઓને અમુક વિનતી કરી હતી તે થેમિસ્ટોક્લિસે તુચ્છકારી હતી, ત્યારથી તે રાજા તેનાપર ખફા હતો અને તેણે પોતાનો નિશ્ચય જાહેર કરી જણાવ્યો હતો કે "જો કોઇ પણ દિવસ એ એથન્સવાસી મ્હારા હાથમા પડે તો વેર લીધા વગર રહુ નહીં" પણ થેમિસ્ટોક્લિસ અત્યારે આમથી તેમ ન્હાસતો ફરતો હતો ત્યા રાજાની સાથેના એક જૂના કજીઆ કરતા એથન્સવાસીઓની તાજી ઇર્ષ્યાની તેને વધારે બ્હીક હતી અને તેટલા માટે તેણે જઇને વિચિત્ર રીતે રાજાનો આશ્રય માગ્યો, તેણે રાજાના બાળકપુત્રને પોતાના હાથમા ઉપાડી લઇને રાજાના કુલદેવતા આગળ જઇ નમન કર્યું આવી રીતે શરણે આવેલાને ત્યાના લોક અત્યત પવિત્ર અતિથિ ગણતા અને તેને કઇ પણ ઇજા ન કરતા એટલુ જ નહીં પણ બનતા સુધી તેની જે કઇ વિનતી હોય તે સ્વીકારતા કેટલાક કહે છે કે રાજાની થીઆ નામની રાણીએ થેમિસ્ટોક્લિસને ઉપર મુજબ કરવા સૂચવ્યુ હતું બીજા કહે છે કે રાજાએ પોતે જ એ શીખવ્યુ હતુ કે જેથી જ્યારે કોઇ તેને સોપી દેવાને માગણી કરે ત્યારે તેને ઉપર મુજબનુ ધર્મનુ બહાનુ આપવા થાય

આ વખતે એકરનેનિયાના એપિક્રેટીસે થેમિસ્ટોક્લિસના સ્રીછોકરાને એથન્સથી તેની પાસે મોકલી આપ્યા અને એ ગુનાહ માટે કાઇમને તેને દેહાત દડની શિક્ષા કરાવી હતી આ બિના સ્ટેસિમ્રોટસ જણાવે છે છતા રખે જાણે ફરી રીતે એ બધુ ભૂલી જઇ તે કહે છે કે થેમિસ્ટોક્લિસે પછી સિસિલી જઇને ત્યાના રાજા હીરો આગળ આખો ગ્રીસ દેશ તેના તાબામાં લાવી આપવાની લાલચ આપી તેની પુત્રીનુ માગુ કર્યુ હતુ. અને હીરોએ તેની માગણી ન સ્વીકારવાથી તે એશિયામા ઉતરી પડયો પણ આ બિના સભવિત નથી કારણ થિઓફ્રેસ્ટસ પોતાના એક લેખમા લખે છે કે એક વખત જ્યારે હીરોએ પોતાના શરતના ઘોડા ઓલિમ્પિક રમતોમાં મોકલ્યા અને એક ભભકાદાર તબુ ઉભો કર્યો ત્યારે ભેગા મળેલા ગ્રીકો પાસે થેમિસ્ટોક્લિસે ભાષણ કર્યું હતુ કે તે ઘોડાને ન દોડવા દેવા અને તે ઉપરાત તે તબુને પણ તોડી પાડવો થ્યુસિડિડિસ લખે છે કે તે જમીન માર્ગે ઇજીઅન સમુદ્રને કાંઠે પ્હોચ્યો અને પીડનાને બદરેથી વ્હાણમા ચ્હડયો, વ્હાણમા કોઇ તેને ઓળખતુ ન હતુ અને તોફાનને લીધે વ્હાણ નેક્સોસને કાંઠે જઇ ચ્હડયુ તે વખતે નેક્સોસને એથન્સવાસીઓએ ઘેરો ઘાલ્યો હતો એરસે પકડાઇ જવાની બ્હીકથી તેણે વ્હાણના કપ્તાનને પોતાની ઓળખાણ આપી અને પછી કઇ વિનવણી કરી અને કઇક ધમકી આપી કે હુ એથન્સવાસીઓને કહીશ કે તમે મને પ્હેલેથી જ ઓળખતા હતા અને લાચ લઇ તમે મને તમારે જોખમે વ્હાણ ઉપર લીધો હતો, આ પરથી તેઓ નેક્સોસનુ બદર ન કરતા ત્યાથી હકારી ગયા.

તેના ખજાનાનો મુખ્ય ભાગ તેના મિત્રોએ તેને એશિયામાં પહોંચાડ્યો હતો પણ કેટલોક ભાગ પકડાયો તે જપ્ત કરવામાં આવ્યો, તે થીઓપોમ્પસના કહેવા પ્રમાણે એકસો ટેલન્ટ અને થિઓફ્રેસ્ટસ પ્રમાણે એંશી ટેલન્ટ જેટલો હતો, જોકે તેની કારકિર્દીના આરંભમાં તેની પાસે ત્રણ ટેલન્ટ પણ ન હતા.

જ્યારે તે ક્યુમાને બંદરે ઉતર્યો ત્યારે તેને ખબર મળી કે કેટલાએક લોકો તેને પકડવાને પ્રયત્ન કરતા હતા. જે લોકો ગમે તે ઉપાયે પણ પૈસાદાર થવા આતુર હતા તેમને માટે એ સારો લાગ હતો કારણ કે ઈરાનના શાહે તેને પકડનારને બસો ટેલન્ટનું ઇનામ જાહેર કર્યું હતું. એટલે તે ત્યાંથી એ ઇઓલિયાના ન્હાના એજી નામના ગામમાં નાસી ગયો; ત્યાં તેને કોઈ ઓળખનાર ન હતું ફક્ત જેને ત્યાં તે ઉતર્યો હતો તે જ તેને ઓળખતો હતો. તેનું નામ નાઇકોજેનીસ હતું. અને તે પૈસાદાર અને ઈરાનના શાહની દરબારમાં વગ ધરાવતો હતો. તેના ઘરમાં તે થોડા રોજ સંતાઈ રહ્યો. એક દિવસ રાત્રે ભોજન પછી દેવપૂજા ચાલી રહી હતી ત્યાં નાઇકોજેનીસના બાળકોનો શિક્ષક અચાનક બોલી ઉઠ્યો. "અરે! રાત્રિ! જય અને સલાહ આપનારી તું જ છે!" આ પછી થેમિસ્ટોક્લિસ સૂતો અને ઉંઘમાં તેણે સ્વપ્ન જોયું કે એક વિકરાળ અજગર તેના શરીર આસપાસ વિંટાયેલો છે અને ધીમે ધીમે ઉપર આવતો જાય છે, પણ તેના મુખનો સ્પર્શ કરતાં તે બદલાઈને એક ગરુડ થઈ ગયો, તેની પાંખ નીચે પોતે લપાયો ત્યાં તે ગરુડે તેને સાથી ઉપાડી દૂર પ્રદેશમાં મુક્યો અને તેણે ત્યાં સુવર્ણનું તખ્ત દીઠું જેની ઉપર તેણે નિશ્ચિંતપણે આરામ લીધો અને તેની બધી મુશ્કેલી દૂર થઈ ગઈ.

આ આગાહીને લીધે નાઇકોજેનીસે નીચેની યુક્તિ કરી તેને મોકલી આપ્યો. વિદેશીઓ અને તેમાં પણ ખાસ કરીને ઈરાનીઓ તેમની સ્ત્રીઓ માટે ગજબ વહેમી હોય છે, અને તે વહેમ પોતાની સ્ત્રીઓ માટે જ નહીં પણ ગુલામડીઓ અને રાખેલીઓ માટે પણ રાખે છે. કારણ કે તેમના કુટુંબના માણસો સિવાય બીજાની નજરે તેઓ ન પડે તેને માટે તેઓ સંભાળ રાખે છે એટલું જ નહીં પણ તેમના ઘરમાં પણ તેઓને જનાનાની માફક રાખે છે અને જ્યારે તેઓ મુસાફરીએ નીકળે છે ત્યારે બધી બાજુથી બંધ કરેલી ગાડીમાં તેઓ જાય છે. આવી એક ગાડીમાં થેમિસ્ટોક્લિસને લઈ જવામાં આવ્યો અને તેની સાથેના માણસોને સૂચના મળી કે તેમને સવાલ પૂછવામાં આવે તો કહેવું કે આયોનિયામાંથી એક ગ્રીક બાનુને તેઓ શાહની દરબારના એક અમીર માટે લઈ જાય છે.

થ્યુસિડિડિસ કહે છે કે ઝર્કસિસ તે વખતે જીવતો ન હતો અને તેનો પુત્ર આર્ટાઝર્કસિસ ઈરાનના તખ્ત ઉપર હતો. પણ બીજા કેટલાક ઐતિહાસિકો જણાવે છે કે ઝર્કસિસ તે વખતે જીવતો હતો. થેમિસ્ટોક્લિસે ત્યાં જઈ આર્ટાબેનસ નામના એક લશ્કરી અમલદારને મળી તેને નિવેદન કર્યું કે "હું એક ગ્રીક છું અને શાહના મનની મુરાદ પાર પડે એવા જરૂરના પ્રસંગસર શાહની ભેટ લેવા ઇચ્છું છું." આર્ટાબેનસે જવાબ આપ્યો. "જુદા જુદા લોકોની રીતભાત જુદી જુદી હોય છે. કેટલાએકને એક બાબત યોગ્ય લાગે છે, બીજાઓને બીજી, પણ દરેક માણસનો ધર્મ છે કે સૌએ પોતપોતાના દેશની રીતભાત પાળવી જોઈએ. તમારા લોકોમાં સર્વથી વધારે મહત્ત્વ સ્વતંત્રતા અને સમાનતાને અપાય છે. અમારામાં પણ ઘણા ઉત્તમ નિયમો છે અને અમે સર્વની વધારે મહત્તાનું એ સમજીએ છીએ

કે સર્વ શક્તિમાન જગદીશ્વરના જેટલુ જ માન અમારા શાહને આપવુ જોઇએ. એટલા માટે જો તમે અમારી રીત પ્રમાણે ચાલવા તૈયાર હો અને અમારા શાહને સાષ્ટાંગ નમસ્કાર કરવામા તમને વાંધો ન હોય તો તમારી મુલાકાત કરાવવામા અડચણ નહીં આવે; પણ જો એમ થાય તેમ ન હોય તો પછી કોઇ ત્રાહિત જણ પામે તમારે તમારી વાત શાહને પ્હોચાડવી પડશે. કારણ કે અમારા શાહની મુલાકાત તેની તરફ પૂજ્ય ભાવ ન બતાવે તેવા સાથે થવા દેવી એ અમારા દેશના નિયમોથી ઉલટુ છે." આનો થેમિસ્ટોક્લિસે ઉત્તર વાળ્યો "મ્હારૂ કામ શાહનુ માન અને શાહનો મુલક વધારવાનુ છે. એટલે પછી જ્યારે ઈશ્વરે ઇરાનીઓને આવે ઉચ્ચ પદે સ્થાપ્યા છે તો તમારી રસમ પ્રમાણે ચાલવાને મને વાંધો નથી." ત્યારે આર્ટાબેનસે કહ્યુ "પણ તમને કયે નામે શાહને ઓળખાવવા? કારણ કે તમારી વાતચિત ઉપરથી તમે કોઇ અસાધારણ માણસ લાગો છો " થેમિસ્ટોક્લિસે ઉત્તર વાળ્યો "મ્હારૂ નામ શાહ જાણે ત્યાર પ્હેલા કોઇએ પણ જાણવુ ન જોઇએ.' આ વિગત એક લેખક આપે છે, અને બીજો એક એતિહાસિક ઉમેરે છે કે થેમિસ્ટોક્લિસનુ ઓળખાણ આર્ટાબેનસ સાથે કરાવનાર તે મરદારની નાખેલી ઇરેટ્રિઅન સ્ત્રી હતી.

જ્યારે તેને શાહ પાસે હાજર કરવામા આવ્યો અને સાષ્ટાંગ નમસ્કાર કરીને તે ચુપચુપ ઉભો ત્યારે શાહે દુભાષિઆને તેનુ નામ પુછવાને ફરમાવ્યુ. દુભાષિઆના પૂછવાથી થેમિસ્ટોક્લિસે ઉત્તર વાળ્યો " હે શાહ! જે માણસ ત્હારી સમક્ષ ઉભો છે તે ગ્રીક લોકો જેની વાસે લાગ્યા છે એવો દેશનિકાલ થયેલો એથન્સવાસી થેમિસ્ટોક્લિસ છે. ઇરાનીઓએ મ્હારે હાથે ઘણું ખમ્યુ છે, પણ તેમની પૂંઠે લાગતા ગ્રીકોને અટકાવી તેનો બદલો મ્હેં પુરતો વાળી આપ્યો છે, કારણ કે તે વખતે મ્હારા દેશને અને સમગ્ર ગ્રીસને નિર્ભય કર્યા પછી તેટલી તમારી સેવા બજાવવાની મને તક મળી હતી. મ્હારા વિચારો મ્હારી હાલની સ્થિતિને અનુકૂળ છે અને હવે તમે જો કૃપા કરો તો તે ચાખવા, અને હજી મ્હારા પર રોષ રાખતા હો તો શરણે આવી તે રોષ શાંત પાડવા, તૈયાર થયેલુ મ્હેં તમારી સેવા બજાવ્યાની સાબિતી મ્હારા દુશ્મનો આપે છે તે તુચ્છકારી કાઢતા ના, અને તમારી વૈરબુદ્ધિ તૃપ્ત કરવામા મ્હારા કમનસીબ સંજોગોનો ઉપયોગ કરવાને બદલે તમારી ઉદારતા બતાવવામાં વાપરો. જો તમે મને બચાવો તો શરણે આવેલાને તમે અભય દાન આપશો. જો તમે મ્હારો નાશ કરશો તો ગ્રીસનો એક દુશ્મન ઓછો કરશો." આ દલીલમા ધર્મની દલીલ ઉમેરવાથી વધારે અસર થશે એમ માની, તે પછી તેણે નાઇકોજિનિસના ઘરમાં પોતે જોયેલા સ્વપ્નનુ પણ બ્યાન કર્યું

શાહે તેની હિંમત અને ઉચ્ચ વિચાર માટે વખાણ કર્યા છતાં તેને તે વખતે કંઇ જવાબ આપ્યો નહીં પણ પોતાના મિત્રમંડલમા આ બનાવને માટે પોતાનો હર્ષ જાહેર કરીને મલકાવા લાગ્યો એમ પણ કહેવાય છે કે તેણે તેના દેવ પાસે પ્રાર્થના કરી હતી કે તેના દુશ્મનો હમેશ એવા જ ગાંડા રહે કે પોતામાથી સમર્થ માણસોને દેશનિકાલ કર્યા કરે. વળી તે દિવસે દેવોને તેણે સારી પેઠે સંતોષ્યા અને મોટી મેજબાની આપી. તે ઉપરાંત વળી તે ખબરથી તે એટલો બધો ખુશ થયો હતો કે ઉંઘમા ત્રણ વખત તે બોલી ઉઠયો "એથન્સવાસી થેમિસ્ટોક્લિસ મ્હારા હાથમા આવ્યો છે."

સ્હવાર પડતાં તેણે દરબાર ભરીને થેમિસ્ટોક્લિસને બેલાવ્યો. જ્યારે તેણે જોયું કે તેને લેવા આવનાર સિપાહો તેનું નામ સાંભળતાં ક્રોધ અને મત્સર બતાવતા હતા ત્યારે પછી તેણે સારા પરિણામની આશા રાખી નહીં. જ્યારે શાહે દરબારમાં પોતાના આસનપર બેઠક લીધી અને બધે શાંતિ પ્રસરી અને થેમિસ્ટોક્લિસ નમસ્કાર કરવા આગળ આવ્યો ત્યારે તેણે એક સરદારને એમ કહેતાં સાંભળ્યો "અરે ગ્રીસના હરામ-ખોર સર્પ! શાહનાં સારાં નસીબ તને અહીં ઘસડી લાવ્યાં છે." છતાં જ્યારે શાહને તે બે વખત નમ્યો ત્યારે શાહે તેની સલામ પાછી વાળી અને પ્રસન્ન ચહેરે તેની સાથે વાત કરી: "ત્હારા અમારી પાસે બસો ટેલન્ટ માગતા થયા છે, કારણ કે તું જાતે જ શરણ આવ્યો ત્યારે પછી અમને ઘટે છે કે તને પકડનારને જે ઇનામ અમે જાહેર કર્યું છે તે ઇનામ તને મળવું જોઇએ." તે ઉપરાંત બીજું પણ આપવા કહ્યું ને પોતાની મહેરબાનીની ખાત્રી આપી, ગ્રીસ સંબંધી જે કાંઇ કહેવાનું હોય તે કહેવા ફરમાવ્યું. થેમિસ્ટોક્લિસે જવાબ આપ્યો "માણસના વિચાર ભરત ભરેલા ગાલીચા જેવા છે કે જે જો પાથરી રાખવામાં આવે તો તેમાંનું ભરત આંખને ખુશ કરે છે અને સૌ જોઇ શકે છે; પણ તેથી ઉલટું જો તેને સંકેલી મુકી રાખવામાં આવે તો એ ઢંકાઇ રહે છે. માટે મને વિચાર કરવા મહેતલ મળવી જોઇએ." શાહ તેની ઉપમાથી ખુશ થયો અને તેને જોઇએ તેટલો વખત લેવાનું ફરમાવ્યું. તેણે એક વર્ષ માગ્યું અને તે અરસામાં તે ફારસી શીખ્યો અને શાહની સાથે દુભાષિઆની મદદ વગર વાતચિત કરવાને શક્તિમાન થયો.

જે લોકો દરબારમાં જતા નહીં તેઓ ધારતા કે તે શાહની સાથે ગ્રીસ સંબંધી જ વાતચિત કરે છે; પણ તે અરસામાં રાજકીય મંડળમાં ઘણા ફેરફાર થયા હોવાથી તે અમીરવર્ગની ઇર્ષ્યાને પાત્ર થયો; કારણ કે તેઓને વહેમ ગયો કે તેણે શાહ સાથે તેમના સંબંધી વાત કરવાની અણઘટતી છૂટ લીધી હોવી જોઇએ. તેને માન આપવામાં આવતાં એવાં માન કોઇપણ પરદેશીને મળ્યાં ન હતાં. શાહ તેની સાથે છૂટથી મહેલમાં વાત કરતો, તેને સાથે શિકારે લઈ જતો. વળી શાહે રાજમાતા સાથે તેની ઓળખાણ કરાવી અને રાજમાતાનો વિશ્વાસ પણ તેના ઉપર બેઠો. તે ઉપરાંત મેગાઇ નામના ઇરાની ધર્મ ગુરુઓના ગુપ્ત જ્ઞાનનો તેને બોધ આપવાને પણ તેણે હુકમ આપ્યો.

સ્પાર્ટન ડેમરેટસ તે વખતે દરબારમાં હતો તેને શાહે ખુશી પડે તે માગી લેવાનું ફરમાવતાં તેણે માગ્યું કે બાદશાહી સવારી કાઢી તેના મસ્તક પર તાજ પ્હેરાવી સાર્ડિસમાં ફેરવવો. આથી શાહનો પિતરાઇ ભાઈ મિથ્રોપોસ્ટિસ ગુસ્સે થયો અને બોલ્યો: "આ તાજની નીચે અકલ પણ નથી રાખવામાં આવતી, અને તું ઇંદ્રધનુષ્ય પકડી લે તો તેથી પણ કાંઇ ઇંદ્ર નહીં થઇ જા." શાહને પણ એ માગણીથી બહુ ખોટું લાગ્યું અને તે કદી માફ કરે તેમ ન હતું છતાં થેમિસ્ટોક્લિસની વિનંતિ પરથી તેણે તે દરગુજર કર્યું. પછીના સમયમાં જ્યારે ગ્રીસ અને ઇરાન વચ્ચે વહેવાર વધ્યો અને કોઇક ગ્રીક ગરદારની ઇરાની શાહને જરૂર પડતી તો તેઓ મોટી મહેરબાની બતાવવી હોય તો વચન આપતા કે અમારી દરબારમાં થેમિસ્ટોક્લિસને મળતું તેથી પણ વધારે માન તમને આપીશું. થેમિસ્ટોક્લિસે પોતે પણ પોતાના છોકરાઓને એમ કહેલું કહેવાય છે કે "બાલકો! આટલું બધું માન મને મળે છે અને આટલો વૈભવ આપણે માણીએ છીએ તેને માટે

આપણે આપણા દેશવટાનો જ આભાર માનવો જોઇએ'. બધા લેખકો કહે છે કે તેને ખોરાકી માટે ત્રણ ગામ આપવામાં આવ્યાં હતાં અને તેમાં બીજા લેખકો પોશાકી માટે બે શેહેરનો ઉમેરો કરે છે.

ગ્રીસ સંબંધી કાંઇ કામ માટે તે સમુદ્રકાંઠે આવવાથી એપિકસીસ નામના ફ્રીજીઆના હાકેમે તેનો જાન લેવાના ઇરાદાથી કેટલાએક મારા નીમ્યા અને લિઓન્ટોસિફેલસ (સિંહનું માથું) નામની જગ્યા તે માટે મુકરર કરી. પણ એક દિવસે બપોરે તે સૂતો હતો તે દરમિયાન તેને સ્વપ્નું આવ્યું અને તેમાં દેવોની માતાનાં દર્શન થયાં અને તેણે તેને કહ્યું; "સાવચેત રહેજે થેમિસ્ટોક્લિસ! અને સિંહના મસ્તકથી ચેતજે; નહીં તો સિંહ ત્હારો કાળ થઇ પડશે. આ સાવચેતીના બદલામાં ત્હારી પુત્રી નેસિટોલેમાને મ્હારી તેહનાતમાં સોંપજે". થેમિસ્ટોક્લિસ ગાભરો ગાભરો ઉઠયો અને દેવીનો ઉપકાર માની સરિયામ રસ્તો મુકી ભયવાળી જગ્યાં તરીને ચાલ્યો. રાત્રે એ જગ્યાની પેલી પાર તે પ્હોંચી ગયો પણ તેનો તંબુ લઇ જતો એક ઘોડો નદીમાં તણાવાથી તે ભીનો થઈ ગયો અને તેને સુકવવા માટે તેના નોકરોએ ટાંગી દીધો. પેલા મારાઓ ઉઘાડી તરવાર સાથે દોડતા આવતા હતા અને ચાંદનીમાં સુકાતો તંબુ અસ્પષ્ટ પણે જોઇને તેની અંદર થેમિસ્ટોક્લિસ હશે એમ ધારી લઇ અંદર પેઠા; એટલે અંદરના નોકરોએ તેમના ઉપર તૂટી પડીને તેમને પકડયા. આવી રીતે ભયમુક્ત થયાથી થેમિસ્ટોક્લિસે દેવીને આભારની લાગણી પ્રદર્શિત કરવા તેનું એક દેવળ મેગ્નેશિયામાં બંધાવ્યું અને તે દેવળની પૂજારણ તરીકે પોતાની પુત્રી નેસિટોલેમાને નીમી.

જ્યારે તે સાર્ડીસમાં હતો ત્યારે મંદિરોનાં આભૂષણો જોવામાં પોતાનો સમય ગાળતો. અને ત્યાં બીજી વસ્તુઓમાં ત્રણ ફુટ ઉંચું એક પિતલનું પુતળું જોયું. આનું નામ પાણીઆરી હતું અને થેમિસ્ટોક્લિસ એથન્સમાં પાણીનાં બાંધકામોનો ઉપરી હતો ત્યારે જેઓ પાણી ચોરી જાય અથવા વહન ફેરવી નાંખે તેવાઓના દંડના પૈસામાંથી તેણે તે કરાવ્યું હતું. તે પુતળાને આ પરદેશમાં જોવાથી તેને કાંઇ લાગણી થઈ તેથી કે પછી એથન્સવાસીઓને ઇરાનમાં પોતાની કેવી સત્તા છે અને શાહ પાસે પોતાનું કેવું ઉપજે છે તે બતાવવાની ઇચ્છાથી તેણે લિડીયાના હાકેમ પાસે તે પુતળું એથન્સ પાછું મોકલવાની પરવાનગી માગી. પણ તે વિદેશી ગુસ્સે થઈ ગયો અને ધમકી આપી બોલ્યો કે આ ખબર હું શાહને પ્હોંચાડીશ. થેમિસ્ટોક્લિસ તો આભોજ થઇ ગયો અને પછી તે હાકેમના જનાનામાં પૈસા વેરીને તેને શાંત પાડયો. આ પછી તે સાવચેતીથી ચાલવા લાગ્યો કારણ કે ઇરાનીઓની અદેખાઇનું તેને ભાન થયું. એટલે પછી તેણે એશિયામાં બહુ મુસાફરી કરવાનું મુકી દીધું અને મેગ્નેશિયામાં જ જાથુકનો વાસ કર્યો અને ત્યાં કિંમતી ભેટો લઇને, અને ઇરાની અમીરોથી પણ પુષ્કળ માન મેળવતો તે ઘણાં વર્ષ સુધી સુખેથી રહ્યો. કારણ કે પૂર્વ તરફના પ્રદેશમાં શાહનું મન રોકાવાથી ગ્રીસ તરફ ધ્યાન આપવા તેને અવકાશ ન હતો.

પણ જ્યારે મિસરદેશમાં બંડ થયું અને એ બંડને એથન્સવાસીઓએ ટેકો આપી ગ્રીક કાફલો સાઇપ્રસ સુધી મોકલ્યો અને સમુદ્રમાં બધે કાઇમનની હાક વાગવા માંડી ત્યારે ઇરાની શાહે ગ્રીક લોકોનું બલ તોડવા અને તેમને પાછા પાડવા પ્રયત્ન આરંભ્યા.

તેનું લશ્કર અને સરદારો તૈયાર થઇ બ્હાર નીકળ્યા અને તેણે મેગ્નેશિયામાં દૂત મોકલી થેમિસ્ટોક્લિસને પોતાનાં વચન પાળી ગ્રીસની વિરુદ્ધ તૈયાર થવા ફરમાવ્યું. પણ તે પ્રમાણે તે તૈયાર થયો? ના. એથન્સવાસીઓ તરફનો તેનો રોષ કે હમણાં મળતું તેનું માન અને સત્તા એ કંઇ પણ એ લ્હડાઇને મોખેર થવાને તેને લલચાવી શક્યું નહીં. કદાચ એમ પણ હોય કે ગ્રીસમાં તે વખતે એક કરતાં વધારે મહાન સરદારો હતા અને તેમાં પણ કાઇમન ખાસ કરીને અજીત તરીકે પ્રખ્યાત થયો હતો; એટલે પોતાના જય માટે તે શંકાશીલ પણ હોય. પણ પોતાના પરાક્રમો અને પોતાના જયની કીર્તિ ઝાંખી ન પાડવી એ જ તેના આચરણનો મુખ્ય હેતુ હોવો જોઇએ. ગમે તેમ હો પણ તેણે આ અણીને સમયે આપઘાત કરવો જ યોગ્ય ધાર્યો. એટલે દેવોને ઉપહાર અર્પી પોતાના મિત્રોને એકઠા કરી, તેમની રજા લેઇ આ પાંસઠ વર્ષની વયે તેણે મોટે ભાગે દેશસેવામાં ગુજરેલી પોતાની જીંદગીનો અંત લાવવા બળદના રૂધિરનું પાન કર્યું; અથવા બીજી એક વાત ચાલે છે તે ખરી હોય તો કાતેલ ઝેર ખાધું. જ્યારે શાહને તેના મૃત્યુની અને તે મૃત્યુના કારણની ખબર પડી ત્યારે થેમિસ્ટોક્લિસ માટેની તેની માનની લાગણી ઓર વધી. અને તેણે પોતાની મહેરબાની તેના મિત્રો અને કુટુંબીઓ પર જારી રાખી.

થેમિસ્ટોક્લિસને પોતાની પ્રથમ સ્ત્રીને પેટે પાંચ પુત્રો થયા હતા જેમાંના ત્રણ તેના મૃત્યુ વખતે હયાત હતા. તેમાંનો ન્હાનો સારો ઘોડેસ્વાર હતો પણ બીજો કોઇ ગુણ તેનામાં ન હતો. તેનો મોટો છોકરો ન્હાનપણમાં જ ઘોડો કરડવાથી મૃત્યુ પામ્યો હતો. અને તેથી ન્હાના છોકરાને તેના નાનાએ દત્તક લીધો હતો. તેની બીજી સ્ત્રીને પેટે તેને પાંચ પુત્રીઓ થઇ હતી.

મેગ્નેશિયાની પ્રજાએ તેની યાદગિરીમાં સુંદર સ્મરણસ્તંભ બાંધ્યો જે હજી પણ બજારમાં મોજુદ છે. એન્ડોસાઇડીસ કહે છે કે એથન્સવાસીઓ તેની રાખ ચોરી ગયા અને તેને તેમણે હવામાં ઉડાડી નાખી; પણ એ વાત ઉપર વિશ્વાસ મુકવાનો નથી; કારણ કે એ લેખકે પ્રજાવર્ગને અમીરવર્ગ સામે ઉશ્કેરવાના હેતુથી એ ગપ જોડી કહાડેલી લાગે છે. ભૂગોળવેત્તા ડાયોડોરસ તેના કબરસ્તાનના ગ્રંથમાં પાકાવાળી વાત તરીકે નહીં પણ અનુમાન તરીકે લખે છે કે પાઇરીયસના બંદરની અંદરની બાજુમાં પાણી સ્થિર રહે છે તે સ્થાને વિશાળ પાયા ઉપર થેમિસ્ટોક્લિસની વેદીના આકારની કબર છે. અને આ વાતને એક કવિ પણ મળતો થાય છે જેની બે કડીઓ નીચે પ્રમાણે છે —

"વ્હાણ નીકળે બાગ બ્હાર, સોદાગર નિરખે તે વાર;
પાછો વળીને કબર જ બધી, નીઓક્લિસ સુત, જે તાહરી.
યુદ્ધ કારણે તત્પર થાય, એથન્સારિની સામે જાય,
ત્યારથી જ જ્યહાં નીસરે, સમરી તને નવી હિંમત ધરે.'

થેમિસ્ટોક્લિસના વારસોને કેટલાક હક્કો મેગ્નેશિયાવાળાઓએ બક્ષ્યા હતા અને તે અમારા વખત સુધી કાયમ હતા. આ વાત ચોક્કસ છે; કેમકે એ હક્ક ભોગવનાર એના નામના એક એથન્સવાસીની સાથે ફિલસુફ એમ્મોનિઅસના ઘરમાં મ્હારે પોતાને પરિચય અને સ્નેહ થયાં હતાં.

# થેમિસ્ટોક્લિસ પરિશિષ્ટ.

## એથન્સનો ઇતિહાસ.

### ૧. પ્રાચીન કાલ.

એટિકા પ્રાતમા પ્રથમ પેનીની, એથ્મોનોન, મ્યુનાઇકિયા, મેરેથોન, ઇનોઇ, ઇલ્યૂસિસ એથન્સ વગેરે એકબીજાથી સ્વતન્ત્ર ગામડા હતા તેમાથી ત્રણ કે વધારે ગ્રામસયોગો રચાયા, એથન્સના ગ્રામસયોગે પ્રથમ હાઇમેટ્ટસ પર્વતથી સુનિયમ-ભૂશિર સુધીના પ્રદેશના ગ્રામસયોગને હરાવ્યો અને પછી મેરેથોનના ગ્રામસયોગને હરાવી, છેલ્લુ ઇલ્યૂસિસ જીતી લીધુ અને આ રીતે આખો એટિકા પ્રાત એ રાજ્ય બનતા રાજ્યનગર એથન્સમા એ બનાવની યાદગિરીમા સાઇનોઇકિયા (એકીકરણ) નો ઉત્સવ પળાવા લાગ્યો ઇ પૂ અગિયારમા સૈકાથી રાજાની સત્તા ઘટવા લાગી, રાજા ઉપરાત અમીરવર્ગમાથી એક સેનાપતિ (પોલમાર્ક) ચૂટાવા લાગ્યો પછી એટિકના બલવાન અમીરકુલમાથી આર્કન (રાજાનો રક્ષક) ચૂટાવા લાગ્યો કાલક્રમે બીજા ફેરફારો થતા ગયા સાતમા સૈકાથી રાજ્યની સત્તા દર વર્ષે ચૂટાતા દશ આર્કન (અમલદાર) ને સોપાઇ એથીનિયન પ્રજામા મૂલથી ચાર વિભાગ (ટ્રાઇબ) દરેક વિભાગમા ત્રણ ફ્રેટ્રી (ભાઇબદ મંડલ), દરેક ફ્રેટ્રીમા ત્રીશ ગોત્ર (ફ્રેન) એ મુજબ વ્યવસ્થા હતી સાતમા સૈકા દરમિયાન રાજ્યસેવા અને કારભારની વ્યવસ્થા માટે આ વસ્તીમા વસ્તીઓની દોલત પ્રમાણે ચાર વર્ગ ગણાવા લાગ્યા પહેલો વર્ગ જેનુ વાર્ષિક ઉત્પન્ન અનાજ, તેલ અને દારૂના મળીને પાચસો માપ કે વધારે હોય એવા 'પેન્ટેકોસિઓ મેડિમ્નાઇ' નો, બીજો વર્ગ જેની ઉપજ ત્રણસોથી પાચસો માપ સુધીની હોય એવા હિપ્પીસ (લશ્કરમા ઘોડેસવાર તરીકે નોકરી કરવાની જેને માથે ફરજ એવા) નો, ત્રીજો જેની ઉપજ બસોથી ત્રણસો માપ હોય એવા ઝુગિટી (જેને એક બળદની જોડ હોય એવા) નો, અને ચોથો બાકીનાનો વળી પ્રાતના બાર જિલ્લા ગણી દરેક જિલ્લાની વસ્તીના દરેક વિભાગ (ટ્રાઇબ) ને માથે એક વહાણ પૂરૂ પાડવાની ફરજ મુકવામા આવી અને નૌકાસૈન્યના સિપાઇ તરીકે નોકરી કરવાની ફરજ ચોથા વર્ગના નાગરિકને માથે પડી એટલે એથન્સનુ નૌકાસૈન્ય પ્રથમ અડતાળીશ વહાણનુ મુકરર થયુ આર્કનો ગોત્ર શિષ્ટવર્ગના કુલપતિઓનુ મડલ (એરિઓપેગસ) નૌકાપતિઓનુ મડલ (નૌકરિ) અને નાગરિક સભા (એક્લીઝિયા) એમના હાથમા રાજ્યની કુલ સત્તા હતી

### ૨ ડ્રેકો.

સાતમો સૈકો પૂરો થવા આવ્યો ત્યા સુધીમા એથન્સના વેપાર, દોલત અને નૌકાબલ વધી ગયા વેપારદોલત વધ્યા એટલે તવગર વર્ગ વધારે તવંગર બનતો ગયો અને કરજદારો સામેના નિર્દય કાયદાઓને બલે સામાન્ય પ્રજાને લગભગ ગુલામ જેવી બનાવતો ગયો પણ નૌકાબલ વધ્યુ તેમતેમ એ સામાન્ય વર્ગની રાજ્યને વધારેવધારે ગરજ રહેતી ગઇ કેમકે ઉપર જણાવ્યુ છે તેમ ચોથા વર્ગના છેક ગરીબ નાગરિકો એથન્સની નૌકાઓમા સિપાઇગિરિ કરતા એટલે રોમના ઇતિહાસમા જેમ સૈનાબલ જાળવવા માટે 'પેટ્રિશિયન' ખાનદાન કુલપતિ વર્ગને 'પ્લેબ્સ' એટલે સામાન્ય પ્રજાજનને વધારેવધારે હક આપવા પડ્યા, તેમ એથન્સમા ધનાઢ્ય 'યૂપેટ્રિડ'ને એ તેમ

એથેન્સનો ટાયરંટ બન્યો. એથીનિયન પ્રજામા ભિન્નભિન્ન સ્વાર્થને પરિણામે ચાર પક્ષ બંધાઈ ગયેલા હતા, કાંઠે વસનારાનો પક્ષ, પહાડી વસ્તીનો પક્ષ, ખીણમા વસનારાઓનો પક્ષ, અને ધનાઢ્ય ખાનદાન કુળના સત્તા લોભીઓનો ધનાઢ્યશાસન પાછુ વર્તાવવા ઇચ્છનારાઓનો પક્ષ આ પક્ષાપક્ષિ તોડવી જરૂરની હતી સોલનથી એ ન થયુ અને તેને લીધે જ એથેન્સને 'ટાયરન્ટ'ના અમલ તળે ફસડાવુ પડ્યુ પણ પીસિસ્ટ્રેટસના પુત્ર હિપીઆસને એથન્સ છોડી જવુ પડ્યુ (ઇ પૂ ૫૧૦) અને તે પછી ક્લીસ્થનિસે એથીનિયન રાજ્યબંધારણ ફરી સુધાર્યું (ઈ પૂ ૫૦૮-૩) તેણે એટિકાના નગરવિભાગ, ગામવિભાગ, અને મેદાનવિભાગ એવા ત્રણ વિભાગ મુકરર કર્યા અને જૂના ભેચાર જિલ્લા (ડીમી) નો એ નવો જિલ્લો ઠરાવી દરેક વિભાગમા એવા દશ જિલ્લા રાખી, દરેક વિભાગનો એક એક જિલ્લો લઇ એ ત્રણને 'વિભાગ' (ટ્રાઇબ) નુ નામ આપી એથીનિયન પ્રજાને જૂના ચાર વિભાગને સ્થાને નવા દશ વિભાગમા વ્હેંચી નાખી, તથા પ્રથમ જે માણસ જે વિભાગમા ગણાયો તે વિભાગમા તેના વંશજો પોતાનુ રહેઠાણ બદલે તો પણ હમેશ ગણાયા કરે એવો કાયદો કર્યો વળી સોલને પાડેલુ ચાર વિભાગે ચૂટવાનુ ચારસોનુ મંડળ હતુ તેને બદલે ક્લીસ્થનિસે દરેક નવા વિભાગમાથી પચાસ જણ ચૂટીને 'પાચસોનુ મંડળ' ઉભુ કર્યું અને એ મંડળની સત્તા વધારી સોલને વાવેલા પ્રજાશાસનના રોપને ખીલવ્યો આર્કનો અને બીજા મોટા હોદ્દેદારો એ મંડળના નોકર થઈ રહ્યા કામની સુગમતા માટે આ પાચસોના મંડળના દશ પેટાભાગ (પ્રાઇટની) કરી દરેક ભાગે વારાફરતી છત્રીશ દિવસ મંડળનો બધો અમલ ચલાવવાનુ ઠરાવ્યુ આ પ્રમાણે ક્લીસ્થનિસે પક્ષાપક્ષિના જડમૂળ ઉખેડી નાખ્યા અને એથીનિયન પ્રજાશાસનને માત્ર એક ભયનુ કારણ બાકી રહ્યુ પીસિસ્ટ્રેટસે ટાયરંટ બન્યા પછી પણ સોલનની વ્યવસ્થા ચાલવા દીધી હતી પોતાનુ ધાર્યું જ થાય એવી સભાળ રાખીને તે બધી બાબતમા નાગરિકસભા અને ચારસોના મંડળ અને આર્કનો દ્વારા કામ લેતો એ મુજબ પ્રજાશાસનના તમામ તંત્ર કેમને એમ રાખી એ દ્વારા કોઇ અત્યંત લોકપ્રિય અગ્રણી રાજ્યનેતાથી 'ટાયરંટ' થવાનો પ્રયત્ન કરે એ પણ બનવા જોગ હતુ એથન્સને આ ભયમાથી મુક્ત રાખવા માટે ઓસ્ટ્રાસિઝમનો પ્રયોગ યોજવામા આવ્યો દરવર્ષે છઠ્ઠી પ્રાઇટનીમા નાગરિકસભામા સવાલ પૂછાતો કે એ પ્રયોગ કરવો છે કે કેમ? અને સભા હા કહે તો એ માટે આઠમી પ્રાઇટનીમા નાગરિકોની ખાસ સભા મળતી એ પ્રયોગ પ્રથમ ઇ પૂ ૪૮૭ મા હિપાર્કસ વિરુદ્ધ થયો, જો કે કેટલાક ઇતિહાસકારો એની યોજનાનુ માન પણ ક્લીસ્થનિસને આપે છે

## ૫ ઇ. પૂ. ૫૦૦ થી ૪૩૧.

ઈ પૂ ૪૮૩-૮૩ ના ગાળામા એથન્સ મેરથોનની લડાઈમા જીત્યુ એ કરતા પણ મોટુ કામ એણે એ કર્યું કે થેમિસ્ટોક્લિસની ભલામણ સ્વીકારીને તેણે પાઇરિયસને પોતાનુ બંદર બનાવ્યુ અને પોતાનુ નૌકાબળ એકદમ વધારી દીધુ પછી તુરત ઝર્ક્સીસની ચઢાઇ અને સેલેમિસ, થર્મોપિલિ, આર્ટિમીસિયમ (ઇ પૂ ૪૮૦) તથા પ્લેટીઆ અને માઇકેલી (ઈ પૂ ૪૭૯) ના યુદ્ધ થયા પછી એશિયામાઈનોરના અને તેને કાંઠે આવેલા ટાપુના ગ્રીક રાજ્યોએ સયુક્ત થઇ એથન્સને પ્રમુખ સ્થાને રહી ઇરાન સામે ગ્રીક સ્વતંત્રતાના રક્ષણ માટે લડવા વિનતિ કરી અને ડીલોસનો રાષ્ટ્રસંઘ શરૂ થયો (ઈ પૂ ૪૭૮) એમા એશિયામાઇનોરના એઓલિયન અને ઇઓનિયન નગર રાજ્યો લેસ્બોસ ર્હોડસ અને એ બે વચ્ચેના બીજા ટાપુઓ, પ્રોપોન્ટિસ (મારમોરા સમુદ્ર) ના બન્ને કાંઠા ઉપરના નગર-રાજ્યો, થ્રેસના કાંઠા ઉપરના રાજ્યો, સાઇક્લેડીસ ટાપુઓ, અને યુબીઆ ટાપુનો મોટો ભાગ પ્રથમથી ભળ્યા દરેક રાજ્યે ખારસોની અમુક સખ્યા સયોગી નૌકાસૈન્યમા કાયમ રાખવાના સોગન લીધા પણ ઘણા રાજ્યો ન્હાના હતા, તેઓને બેચાર ખારસ ઉભા કરતા મુશ્કેલી પડતી, એકજ ખારસ નભાવી શકે કે એક પણ નભાવવુ ભારે પડે એવા પણ હતા એટલે પ્રથમથી પોતાના ભાગના ખારસ રાખવા કે તેના અવેજમા સયોગની તીજોરીમા વાર્ષિક ખડણી ભરવી એ

દરેક રાજ્યની મરજી ઉપર રાખવામાં આવ્યું. તો બારકસ તૈયાર રાખી શકાય એટલા અમીરની એકઠું ખાસ ફોસાદ ઠરેલી ખંડણી બારકસ ન રાખે તે રાજ્યોમાંથી ભાગે પડતી ઉઘરાવવાનું નક્કી થયું. કોણે કેટલાં બારકસ રાખવાં કે કેટલી ખંડણી ભરવી તે ન્યાયી એરિસ્ટાઇડિસે ઠરાવ્યું. સંયુક્ત રાજ્યોની સભા ડીલોસમાં મળતી તેમાં ન્હાના રાજ્યોની સંખ્યા ઘણી હોવાથી અને દરેક રાજ્યનો એક જ પ્રતિનિધિ હોવાથી એથન્સ પોતાનું ધાર્યું કરી શકતું. તીજોરીના બધા અમલદારો પ્રથમથી જ એથીનિયનો નીમાયા. ડીલોસના સંઘાતનો પહેલો સેનાપતિ સાઇમન હતો. તેણે અનેક પરાક્રમો કર્યાં. તેમાં સૌથી મોટું યુરીમિડનની લડાઇ; તેમાં ઈરાની લશ્કરને તથા નૌકાસૈન્યને હરાવીને કેરિયાથી પેમ્ફીલિયા સુધીનો એશિયામાઇનોરનો દક્ષિણ ભાગ તેણે સ્વતંત્ર કર્યો. દરમિયાન નેક્સૌસ રાજ્યે સંઘાતમાંથી મુક્ત થવા ઈચ્છા કરી. સંઘાને યુદ્ધ કરી તેને હરાવી તાબે કર્યો (ઈ. સ. પૂ. ૪૬૬). આવા બને આવે બનાવ બીજા રાજ્યોમાં પણ થયા. એથન્સને સંઘાતમાંના કોઈની સાથે વેપારની હરિફાઇને લીધે કે બીજા કોઈ કારણને લીધે વિરોધ પડતાં વિગ્રહ થતો અને એ રાજ્યને એથન્સ હરાવીને પોતાને તાબે કરતું. એ પ્રમાણે ડીલોસના રાજ્યસંઘાતમાંથી એથન્સનું સામ્રાજ્ય થયું. ઇ. પૂ. ૪૫૪ માં રાજ્યસંઘાતની તીજોરી ડીલોસથી એથન્સમાં એથીનીના દેવળમાં આણી એ તારીખથી બરોબર સામ્રાજ્ય થયું એમ કહી શકાય.

એરિસ્ટાઇડિસના મોત પછી સાઇમન એથન્સનો સૌથી વધારે વગવાળો આગેવાની હતો, પણ પ્રજાશાસન એને રુચતું નહીં, અને પ્રજાશાસનને એ પણ રુચતો નહીં એટલે એફિઆલ્ટિસ અને પેરિક્લિસ નાગરિક સભામાં મોખરે આવ્યા. સાઇમન ઓસ્ટ્રાસિઝમથી દેશનિકાલ થયો (ઈ. પૂ. ૪૬૧.) અને પછી થોડા વખતમાં એફિઆલ્ટિસનું ખૂન થયું. એણે એરિયોપેગસની બધી સત્તા કાયદાઓમાં સુધારા કરાવીને લઇ લીધી હતી. અને એથીનિયન પ્રજાશાસનનો ધીમેધીમે સંપૂર્ણ વિકાસ થયો હતો. નાગરિકોના ચાર વર્ગમાંથી ગમે તેને અધિકાર આપવાના કાયદા થયા હતા અને મુખ્ય અધિકારી આર્કનોને પગાર આપવાનો નિયમ કરવામાં આવ્યો હતો (ઇ. પૂ. ૪૫૮). પાંચસોના મંડળના સભાસદોને ખાનપાનની ગોઠવણ તીજોરીને ખર્ચે કરવાનો રિવાજ પ્રથમથી હતો. હવે તેમને પગાર આપવાનો ઠરાવ થયો. અને પેરિક્લિસે ન્યાયાધીશોને પણ રોજનો એક ઓબોલ આપવાનો કાયદો કર્યો (ઇ. પૂ. ૪૬૨-૧). ઈ. પૂ. ૪૫૭-૬ માં એથન્સ ને ઇજાઇનાની લાંબી હરિફાઇનો અંત આવ્યો અને ઇજાઇના હારીને ડીલોસના રાજ્યસંઘાતમાં ભળ્યું. ઇ. પૂ. ૪૪૮ માં એથન્સે ઈરાન સાથે સંધિ કર્યો. એ પછી બીઓશિયા, ફોસિસ અને લોક્રિસમાં એથન્સ હાર્યું અને એથીનિયન સત્તા ઓસરી. યુબીઆ અને મિગેરાએ પણ બંડ કર્યાં. પેરિક્લિસે યુબીઆનાં રાજ્યોને હરાવી કબજે કર્યાં. પણ મિગેરાને જતું કરી સ્પાર્ટા સાથે ત્રીસ વર્ષનો તહ કર્યો (ઇ. પૂ. ૪૪૬-૪૫). પેરિક્લિસે એથન્સનું નૌકાબળ જ કેળવવાનો નિશ્ચય કર્યો અને સામ્રાજ્યના જે જે ભાગોમાં એથન્સની સત્તા વધારવાની જરૂર હતી ત્યાં ત્યાં એણે એથીનિયન સંસ્થાનિકો મોકલીને એ સ્થળોમાં એથન્સની હકુમત પાકી કરી એટલું જ નહીં પણ એથન્સમાં પણ વિરુદ્ધ પક્ષનું બળ તોડી નાખ્યું. થ્યુસિડિડિસ ઓસ્ટ્રાસિઝમના પ્રયોગથી દેશનિકાલ થયો (ઇ. પૂ. ૪૪૨) પછી પંદર વર્ષ સુધી પેરિક્લિસ સામવાગટ સેનાપતિ તરીકે ચૂંટાયો અને એથન્સની રાજ્યનીતિ એની એકલાની ઈચ્છાનુસાર રચાઇ, ત્યાં ઈ. પૂ. ૪૩૫ થી કોરિન્થ કોર્સિરાનો વિગ્રહ શરૂ થયો. પોટિડિયા અને આખા ખાલ્કિડાઇસ દ્વીપકલ્પે બંડ કર્યું. એમાં પણ કોરિન્થનો હાથ હતો. એથન્સનું બલિષ્ઠ સામ્રાજ્ય ગ્રીક આલમની આંખે થયું હતું અને "દગાબાજ હોડા નમે" ની બુદ્ધિ એથન્સ કે પેરિક્લિસ પાસે ન હતી, સ્પાર્ટાની નાગરિક સભા આગળ એથીનિયનોને વર્ણવતાં કોરિન્થનો એલચી કહે છે કે "સ્પાર્ટનો એ એથીનિયનો કેવા છે, તેમની પ્રકૃતિ તમારાથી કેટલી બધી જુદી છે, એ તમે જાણતા નથી. એમને જંપ જ નથી; જે કંઇ સૂઝે તે તેઓ ઝપ કરે છે અને એમને એક પછી એક એમ નવું સૂઝયા જ કરે છે. એથી ઉલટું તમે તમારૂં છે તેજ સાચવીને બેસો છો, નવું કંઇ કરતા નથી, અને કંઇ કરવાનું

ખાવા પડે તો એ હાથ જોડીને બેસી રહો છો, એથીનિયનો એમના બળની હદ ઉપરાંત સાહસ ખેડે છે; અને પાછળ પડે છે તો એ આશા મુકતા નથી. તમે બળવાન છો તો પણ નિર્બલ જેવા વર્તો છો; તમારી યોજનાઓ પાકી હોય છે તો પણ તમે શંકા ખાયાં કરો છો; અને જરા કંઈ વિઘ્ન આવે કે વાંકું પડે કે તુરત નિરાશ બની જાઓ છો; એ જેવા તેજ છે તેવા જ તમે મંદ છો; એ રાતદિવસ ફરતા રહે છે તો તમે તમારા મુલકની બહાર નીકળતા જ નથી; એમને કંઇને કંઇ નવું મેળવવાની અભિલાષા હોય છે; તમે તમારું છે તે પણ રખેને ઓછું થાય એ ફિકરમાં ને ફિકરમાં પટયા રહો છો. એ જીતે છે ત્યારે તેનો વધામાંવધતો લાભ લઇ લેછે; અને કદાચ હારે છે તો તેને લીધે ન છૂટકા જેટલું જ પાછા હઠે છે. પોતાનાં શરીર જાણે પારકાં હોય એમ તેઓ દેશસેવામાં મચ્યા રહે છે; એમનાં મન જ એ પોતાનાં ગણે છે અને તે નિરંતર દેશ લાભના વિચારમાં પરોવી રાખે છે; કંઈ પણ ધારેલું કામ થઈ શકતું નથી ત્યારે તેમને પોતાનું કોઇ મરી ગયું હોય એટલો અફસોસ થાય છે અને એમની કોઇ ધારણા સફળ થાય છે ત્યારે તેને તે નવી ઉન્નતિ મેળવવાનાં પગથિયાં તરીકે જ ગણે છે; એ લોકો તો મનસૂબા કરે છે કે લાગલા તે સિદ્ધ કરવાનું કર્તવ્ય લઇ બેસે છે અને આમ સતત્ પ્રવૃત્તિમાં આખું જીવન ગાળે છે. જે હો મળતું જાય છે તેનો ઉપભોગ લેવાની વાટ પણ જોતા નથી. કેમકે એમને એક પછી એક નવું નવું મેળવવાનું હોય છે જ. નિવૃત્તિને તો તેઓ મોટામાં મોટું દુઃખ ગણે છે. ખરેખર એ લોકો તો એવા છે કે સુલેહશાંતિનું સુખ નહીં પોતે લેશે કે નહીં બીજા કોઇને લેવા દેશે " (થ્યુસિડિડિસ પુ. ૧ પ્ર. ૬૯-૭૦). એથન્સનું સામ્રાજ્ય ગ્રીકપ્રજાને 'ટાયરંટ' ના અમલ જેવું અન્યાયથી લાગ્યું અને એથીનિયનોનો દોર એમને અસહ્ય લાગ્યો એટલે પિલોપોનીસિયન વિગ્રહ શરૂ થયો, અને ગમે તે કરશો પણ એ લોક લડશે જ એ પેરિક્લિસની આગાહી ખરી પડી.

## ૬ પિલોપોનીસિયન વિગ્રહ.

ઇ. પૂ. ૪૬૧ માં કાઇમન દેશનિકાલ થયો ત્યારથી ગ્રીક રાજ્યોએ એથીનિયન સામ્રાજ્ય સામે વિરોધ આદર્યો, અને એ વિરોધમાં ત્રણ મોટા વિગ્રહો થયા. પ્હેલો પંદર વર્ષ ચાલ્યો અને તેને અંતે પેરિક્લિસે સ્પાર્ટા સાથે ત્રીશ વર્ષનો તહ કર્યો તથા ગ્રીસમાં પણ સામ્રાજ્ય વધારવાનો પ્રયત્ન તજી દઇ એથીનિયન નૌકાબલ અને સમુદ્રનું આધિપત્ય કેળવવાનો નિશ્ચય કર્યો. બીજો ઈ. પૂ. ૪૩૧ થી શરૂ થઈ દશ વર્ષ ચાલ્યો અને નિકિઅસના તહથી તેનો અંત આવ્યો. આ વિગ્રહ દરમિયાન એથન્સ ઘણે ભાગે પેરિક્લિસની દૂરઅંદેશી નીતિને વળગી રહ્યું અને ફાવ્યું. મરકીના અણધારેલા ઉપદ્રવથી તે નિર્બલ બન્યું પણ સ્ફેક્ટીરિયાની અણધારેલી જી-તથી સ્પાર્ટાને તે દબાવી શક્યું. આ તહમાં નિકિઅસે સ્પાર્ટાને રાજી કરવા તેને બહુ વધારે લાભ આપી દીધા, તહ માટે સ્પાર્ટા થોડું ગરજવાન ન હતું તે છતાં તેણે એથન્સની ગરજ વધારે દેખાડી, અને તો પણ કોરિંથ, મેગારા અને બીઓશિયાનાં મન તો તે મેળવી શક્યો નહીં એટ-લે એનો સર્વ પ્રયાસ વ્યર્થ ગયો અને વિગ્રહ ફરીથી આરંભાયો. આ ત્રીજો વિગ્રહ ઇ. પૂ. ૪૦૪ સુધી ચાલ્યો અને એથન્સ હારી સામ્રાજ્ય ખોઈ બેઠું ત્યારે જ પૂરો થયો. એ ત્રીજા વિગ્રહ દરમિયાન એથન્સ સિસિલી ઉપર ચ્હડાઇ કરી પોતાને હાથે નિર્બલ બન્યું તથા તેણે બીજી ભૂલો પણ કરી, તેમ સ્પાર્ટાએ લાઇસેન્ડરની સરદારી હેઠળ સારૂં નૌકાબલ એકઠું કર્યું અને એ-થન્સને સમુદ્ર ઉપર પણ હરાવ્યું. આ છેલ્લા બે વિગ્રહ એકઠા પિલોપોનીસિયન વિગ્રહને નામે ઓળખાય છે; પણ ખરૂં જોતાં પેરિક્લિસના ત્રીશ વર્ષના તહ પ્હેલાના વિગ્રહથી એ જુદા નથી. ડીલોસના રાષ્ટ્રસંયોગના આરંભથી વીશ વર્ષની અંદર ગ્રીસ એથન્સના પ્રયત્નની સામે થયું અને પાંચમો સૈકો પૂરો થતા પ્હેલાં એથન્સને પોતાનો પ્રયત્ન છોડી દેવો પડયો એના પ્હેલાં અને એના પછી ઘણાં સામ્રાજ્યોનો અંત આવ્યો છે તેમ એથીનિયન સામ્રાજ્યનો પણ આવ્યો. એથ-

ન્હેની ઉજ્જ્વલ અક્ષય કીર્તિ એના સામ્રાજ્ય મેળવવાના પ્રયત્નથી નથી; પણ જે ક્ષેત્રમાં એણે તે પ્રયત્ન કર્યો તે ક્ષેત્રમાં એ વ્યક્તિ સ્વાતંત્ર્યમાં, ફિલસુફીમાં, સાહિત્યમાં, વકતૃત્વમાં, અને શિલ્પકલામાં માનવજાતિનો નેતા હતું તેને લીધે છે. હીરોડોટસ, એરિસ્ટોફેનિસ, થ્યુસિડિડસ, સોફોક્લીસ, એસ્કિલસ, યુરિપિડિસ, સોક્રેટિસ, પ્લેટો, એરીસ્ટોટલ એમનાં સત્ય, સૌંદર્ય, અને માનવજીવનનાં આદર્શનાં દર્શનો એથેન્સના ઝરમાં પાકમાં એ એ ન્હાનાં નગરરાજ્યનો મહિમા છે. એને લીધે દુનિયા એરિસ્ટોફેનિસના સર્વ સંબોધનમાં ભળી રહે છે:—

O rich and renowned, and with violets crowned,

O Athens! the envied of nations.



# થેમિસ્ટોક્લિસ પરિશિષ્ટ ૨.




## ઇરાની શહેનશાહત અને ગ્રીસ વચ્ચે વિગ્રહનાં કારણ.

ગ્રીક પ્રજા પોતાના ન્હાનકડાં નગરરાજ્યોમાં સ્વતંત્રતાની સંસ્થાઓના પ્રયોગો કરતી હતી તે વખતે પૂર્વમાં મોટાં "જુલમી" રાજ્યો ઉગતાં હતાં અને આથમતાં હતાં. ઇ. પૃ. સાતમા સૈકામાં એસીરિયાનું રાજ્ય ભાગ્યું અને તેના ખંડેરોમાંથી બે નવાં રાજ્ય સ્થપાયાંઃ એક ભૂમધ્ય-સમુદ્રના કાંઠાથી હેલીસ નદી સુધીનું લીડિયાનું રાજ્ય, અને બીજું એ નદીની પૂર્વે આવેલું મીડિયા એટલે કે ઈરાનીઓનું રાજ્ય. શરૂઆતમાં એ બે રાજ્યોને અન્યોન્ય વિગ્રહો થયા પણ પછી એ રાજ્યકુટુંબો એક બીજા સાથે લગ્નસંબંધથી જોડાયાં અને લીડિયાને ત્રીશ વર્ષની નિરાંત મળી. આ અરસામાં લીડિયાની ગાદી ઉપર ઇ. પૃ. ૫૩૦ માં ક્રીસસ નામે રાજા બેઠો. તેણે પોતાની સમૃદ્ધિથી ગ્રીકપ્રજાને છક કરી નાખી. ડેલ્ફીના મંદિરમાં મોકલેલા તેના ઉપહારો જેવા અમૂલ્ય ઉપહારો ગ્રીક લોકોએ કદિ જોયા ન હતા. અને તેથી ક્રીસસની સત્તા "જુલમી" હતી અને એશિયામાઇનરના કાંઠા પરનાં ગ્રીક થાણાં પર તેનો અમલ એક "ટાયરંટ" ના અમલ જેવો હતો, તે છતાં પણ ગ્રીકપ્રજા તેને બીજા "જંગલીઓ" જેવો ગણતી નહીં.

પણ ક્રીસસની સત્તા લાંબો વખત ટકી નહીં. મીડિયામાં રાજ્યવિપ્લવ થયો તેમાં તેના બનેવી એસ્ટાઇજીસને ગાદીએથી ઉડાડી મુકી કાઇરસ રાજા થયો. એટલે મીડિયાનું રાજ્ય પચાવી પડવાના હેતુથી પોતાના બનેવીની મદદે જવાને બ્હાને ક્રીસસે તે દેશ ઉપર ચ્હડાઇ કરી. એ વિષે તેણે ડેલ્ફીના મંદિરમાં દેવપૃચ્છા કરેલી તેનો તેને જવાબ મળેલો કે "ક્રીસસ જો હેલીસ નદી ઉતરી પેલે પાર જશે તો એક સમર્થ રાજ્યનો નાશ થશે." આ આગાહીનો અર્થ પોતાની તરફેણમાં છે એમ સમજીને ક્રીસસ કાઇરસ સામે લડયો અને હારીને કેદ પકડાયો, ઇ. પૃ. ૫૪૬.

કાઇરસે લીડિયા ઉપર ચ્હડાઈ કરી ત્યારે એશિયામાઇનરના કાંઠા ઉપરનાં ગ્રીક સંસ્થાનોને પોતાની સાથે ભળી જવાને તેણે આગ્રહ કરેલો પણ તેઓએ તેનું માનેલું નહીં. એટલે લીડિયા જીત્યા પછી કાઇરસે એક પછી એક બધાં થાણાં કબજે કર્યાં. પછી કાઇરસ બેબિલોન પર ચ્હડી ગયો અને તે સર કરીને જકસાર્ટિસથી ઇજીઅનસમુદ્ર સુધીના વિસ્તીર્ણ મુલકનો શહેનશાહ બન્યો, (ઇ. પૃ. ૫૩૮.) એના પછી એના પુત્ર કેમ્બાઇસિસે ઈજીપ્ત જીતી લીધો, ઇ. પૃ ૫૨૫. પણ એ ઇજીપ્તમાં હતો ત્યાં એના રાજ્યમાં બંડ થયાં અને એ પાછો ફર્યો ત્યાં રસ્તામાં જ મરણ પામ્યો, ઇ. પૃ. ૫૨૨. એના પછી ગાદીનો હક પાર્થિયાના સૂબા હિસ્ટાસ્પિસનો હતો. તેના પુત્ર ડેરાયસે થોડા મિત્રોની સહાયતાથી બંડ શમાવી દીધું અને કાઇરસના મુલકમાં બધે શાંતિ ફેલાવી, તથા પોતાની કારકીર્દીના પ્હેલા વર્ષની જીતોનો લેખ ભવિષ્યની પ્રજાની જાણ માટે બેહિસ્તૂનના ખડકો ઉપર કોતરાવ્યો.

ડરાયસે પોતાની શહેનશાહતનો ફેલાવ ઉત્તરપશ્ચિમ તરફ કરવાનો મનસૂબો કર્યો. એની ઇચ્છા ડેન્યૂબ નદીને પોતાની એ તરફની હદ બનાવવાની હતી. એની ચ્હડાઈમાં એણે એશિયા માઇનરના ગ્રીક સંસ્થાનિકોની મદદ લીધી. તેમના અગ્રણીઓમાં મુખ્ય માઇલીટસનો હિસ્ટીયસ અને ખર્સનીસનો મિલ્ટિયેડિસ હતા.

બૉસ્પરસ-સામુદ્રધુની હોડીઓના પૂલથી ઓળંગી ડરાયસ આગળ વધ્યો. એ પૂલ સાચવવાનું કામ તેણે ઉપલા ગ્રીક ટાયરંટોને સોંપ્યું, અને તેમને ફરમાવ્યું કે પોતે સાઠ દિવસમાં પાછો ન ફરે તો તેમણે પુલ તોડીને પાછા જવું. સાઠ દિવસ વીતી ગયા તોપણ એ પાછો આવ્યો નહીં કે

# થેમિસ્ટોકિલસનું પરિશિષ્ટ ૩.

## મેરેથાન.

( હિરોડોટસ પુસ્તક ૬. પ્રકરણના અંક કૌંસમાં બતાવ્યા છે. )

(૧૦૨) ઇરિટ્રિયા જીતીને અને થોડા દિવસ થાક ખાઇને વિદેશીઓનું લશ્કર વ્હાણોમાં બેસી એટિકા પ્રાંત આગળ આવ્યું, અને ઇરિટ્રિયાની માફક એથન્સ પણ તાબે કરવા તૈયાર થયું. એટિકામાં રસાલાની હરફર માટે સૌથી વધારે સારૂં સ્થલ મેરેથાન હતું, અને તે ઇરિટ્રિયાથી બહુ નજીક હતું, એટલે પીસીસ્ટ્રેટસના પુત્ર હિપ્પિયાસે લશ્કરને ત્યાં આણ્યું. (૧૦૩) આ વાત એથીનિયનોએ જાણી ત્યારે તેમણે પોતાની સેના પણ ત્યાં મોકલી. તેમના દશ સેનાપતિઓ હતા, જેમાં દશમો મિલ્ટિયેડિસ હતો. (૧૦૮) એથીનિયન લશ્કર હર્ક્યુલિસના મેદાનમાં ગોઠવાયું ત્યારે પ્લેટિઆ શેહેરનું લશ્કર તેને ત્યાં આવીને મળ્યું....(૧૦૯) એથીનિયન સેનાપતિઓમાં મતભેદ હતો. એક પક્ષ યુદ્ધ કરવાની સામે હતો "કેમકે આપણી સંખ્યા વિદેશીઓના કરતાં બહુ થોડીછે." બીજા પક્ષનું મત એ હતું કે યુદ્ધ કરવું. મિલ્ટિયેડિસ આ પક્ષનો હતો....આવા મતભેદ વખતે એથીનિયનોનો રિવાજ હતો કે તેમના સૈન્યખાતાંના મંત્રીએ પણ મત આપવું. આ સમયે કેલિમેકસ મંત્રી હતો. મિલ્ટિયેડિસે તેને કહ્યુંઃ ' કેલિમેકસ ! એથન્સની સ્વતંત્રતા ખોવી, કે તે જાળવીને તમારે હાર્મોડિયસ અને એરિસ્ટોગાઇટોનના કરતાં પણ મોટી અમર કીર્તિ મેળવવી એનો આધાર હવે તમારા ઉપર છે. એથન્સના ઇતિહાસમાં તેને માથે આવી મોટી આફત કદાપિ આવેલી નથી. જો એ વિદેશીઓને તાબે થશે તો હિપ્પિયાસ ટાયરન્ટ થશે અને એના અમલમાં આપણા ઉપર શું શું વીતશે તે કોઇનું જાણ્યું નથી. પણ જો એથન્સ ઉગરશે તો તે ગ્રીક દુનિયામાં પ્હેલી પદવીનું રાજ્ય થશે. આનો નિર્ણય તમારા હાથમાં છે. લડવું કે ન લડવું એ વિષે સેનાપતિઓ એકમત નથી. જો આપણે નહીં લડીએ તો આપણામાં ફાટફૂટ થશે અને પ્રજા વિદેશીઓને શરણ જવાના પક્ષ તરફ વળશે. પરંતુ જો એવો હિચકારો વિચાર પ્રવર્તે તે પ્હેલાં આપણે લડીશું, અને દેવો પ્રતિકૂલ નહીં હોય તો તો, આપણે જીતીશું જ. આ સર્વનો નિર્ણય તમારા હાથમાં છે." આ પ્રમાણે કહીને મિલ્ટિયેડિસે કેલિમેકસને પોતાના મતનો કર્યો, અને યુદ્ધ કરવું એવો નિશ્ચય થયો. પછી જે સેનાપતિઓ મૂલથી એ મતના હતા તેમણે દરેકે કુલ અખતિયારનો પોતાના વારાનો દિવસ મિલ્ટિયેડિસને આપી દીધો. (૧૧૨) એથીનિયન અને વિદેશી લશ્કર સામસામું ગોઠવાઇને ઉભું ત્યારે એથીનિયન લશ્કરનું મુખ વિદેશી લશ્કરના જેટલું જ લાંબું હતું પણ તેનો મધ્યભાગ તેમાં સિપાહોની બહુ ઓછી હારો હોવાને લીધે નબળો હતો; બંને પાંખોમાં સિપાહોની સંખ્યા અને હારો વધારે હતી. બલિના શકુન સારા જણાયા એટલે મિલ્ટિયેડિસે લશ્કરને ધસવા ફરમાવ્યું. તેઓ "બેવડી ઝડપ" થી ધસ્યા. બે લશ્કર વચ્ચેનું અંતર ૧/૨ માઇલથી ઓછું ન હતું. પર્શિયનો એથીનિયનોને પૂરી ઝડપથી આવતા જોઇને તૈયાર થયા. પણ તેમણે તેમને ગાંડાજ ધાર્યા, કેમકે ન્હોતો તેમની પાસે રસાલો કે ન્હોતા તીરંદાજો અને તેમની સંખ્યા એટલી ઓછી હતી કે પર્શિયનોને તેઓ કપાઇ જવા માટે જ ધસી આવતા લાગ્યા. પરંતુ એથીનિયનો નજીક આવી લાગ્યા ત્યારે તેઓ દુશ્મનો સાથે બહુ અચ્છી રીતે લડ્યા. તે વખત સુધી પર્શિયનોના નામથી જ ગ્રીકલોક ભય પામતા. અને આ પ્રમાણે તેમનાથી ને તેમના પોષાકથી ન ડરતાં તેમની સામે પૂરી ઝડપથી ધસી લડવાની ગ્રીસમાં એથીનિયનોએ પ્હેલ કરી. (૧૧૩) યુદ્ધ લાંબો વખત ચાલ્યુ. મધ્યભાગમાં જ્યાં ઇરાનીઓના સૌથી સારા સિપાહો હતા ત્યાં વિદેશીઓ ફાવ્યા. એથીનિયનોનું લશ્કર ત્યાં આગળથી તોડીને તેઓ ન્હાસના

સિપાહીઓની પીઠે પડયા. પણ પાંખોમાં એથીનિયનો અને પ્લેટિયનો ફાવ્યા. અને તેઓ ભાગતા પર્શિયનોની પીઠ લઇ તેમને કાપતા કાપતા દરિયાના કિનારા સુધી ધસી ગયા અને તેમના વ્હાણોને પણ પકડી સળગાવી મુકવા લાગ્યા. (૧૧૫) આ પ્રમાણે એમણે સાત વ્હાણો પકડયાં. પણ બીજાં વ્હાણો ઇરાનીઓએ કાંઠા આગળથી ખસેડી લીધાં, અને તેઓ સુનિયમ-ભૂશિર વટાવી એથન્સ જવા નીકળ્યા તેમનો ઇરાદો ત્યાં એથીનિયન લશ્કર કરતાં પ્હેલા પ્હોંચી જવાનો હતો. આ છળ આલ્કિમીઓનિડ કુળનું રચેલું; અને ઇરાનીઓ વ્હાણમાં બેઠા ત્યારે એથન્સમાંથી તેમને એક ઢાલ બતાવવામાં આવી તે એ કુળના માણસોનું કૃત્ય એવો એથીનિયનોનો વહેમ હતો. (૧૧૬) ઇરાનીઓ સુનિયમ-ભૂશિર વટાવી એથન્સ તરફ વળ્યા. પણ એથીનિયન લશ્કર પણ બની તેટલી ઝડપથી એથન્સ જવા નીકળ્યું અને ઇરાની વ્હાણો કરતાં ત્યાં પ્હેલું પ્હોંચ્યુ, ક્યા શેહેર બ્હાર હર્ક્યુલિસના સાઇનોસાર્જિસ સ્થળમાં તૈયાર થઇ રહ્યું. આ સમયે એથન્સનું બંદર ફેલીરમ હતુ ઇરાની વ્હાણો એ બંદરમા આવી થોભ્યાં અને ત્યાં આગળ તેમણે થોડા વખત સુધી લંગર નાંખ્યાં; પણ પછી તે એશિયા તરફ ચાલ્યાં ગયાં (૧૧૭) આ મેરેથોનના યુદ્ધમાં જંગલીઓનાં આશરે છ હજાર ચારસો માણસ પડયાં; એથીનિયનોનાં એકસોબાણું પડયાં.



# પેરિક્લિસ.

એક વખત રોમના બજારમાં સીઝરે કેટલાક વિદેશીઓને કુતરા તથા વાનરનાં બચ્ચાંને તેડી જતા તથા લાડથી રમાડતા જોયા; અને તે પરથી તેણે પ્રશ્ન કર્યો કે તમારા દેશમાં સંતાન થાય છે કે નહીં ? અને એ રીતે તેણે જેઓ મનુષ્યબાલકને ઘટતાં લાડ અને મમતા હલકાં પ્રાણીઓને બતાવે છે તેઓ સખ્ત ઠપકાને લાયક છે એવું સૂચન કર્યું હતું. એ જ પ્રમાણે મનુષ્યહૃદયમાં કુદરતે રોપેલાં કુતૂહલવૃત્તિ અને હમેશ નવાં જ્ઞાન સંપાદનની ઉત્કંઠાનો ઉપયોગ જે લોકો હલકી અને નિર્માલ્ય બાબતોમાં કરે છે, અને ઉપયોગી ઉમદા વસ્તુઓ તરફ બેદરકાર રહે છે, તેઓને પણ એટલો જ ઠપકો ઘટે છે. આપણી ઇંદ્રિયો તો યન્ત્રવત્ સુંદર અને વિરૂપ સર્વ વસ્તુઓનાં પ્રતિબંધ ગ્રહણ કરે છે. પરંતુ સ્વતંત્ર સ્વેચ્છાચારી મન યોગ્ય લાગે તે વિષયમાં ધ્યાન લગાડી શકે છે. અને તેટલા માટે પરિણામશુન્ય ખાલી તર્કવિતર્કમાં નહીં, પણ માનસિક શક્તિને કેળવી શકે એવા ઉપયોગી વિષયોમાં તેને રોકવું જોઇએ. કારણ કે જેમ રંગમાં છે કે જે રંગ સુંદરતાથી આંખને આનદ આપે છે, તે જ રંગમા આંખને ઠારવાનો ગુણ પણ છે, તેમ મનને આનંદ આપનારા વિષયો તે આનંદદ્વારા જ આપણને આપણાં કર્ત્તવ્યો તરફ દોરે છે. અને આપણે આપણાં મનને એવા વિષયમાં લગાડવું જ ઉત્તમ છે. સદ્ગુણનાં કામોનું ચિંતન એ એવો વિષય છે. કારણ કે તેથી આપણી સ્પર્દ્ધા જાગૃત થાય છે. અને એ કામોની નકલ કરવાને આપણે ઉશ્કેરાઇએ છીએ. બધી બાબતોમાં કઇ આ પ્રમાણે થતું નથી; એથી ઉલટું એમ પણ બને છે કે આપણે પરિણામને વખાણીએ છીએ તોપણ તેના કર્ત્તા તરફ અનાદર બતાવીએ છીએ, દાખલા તરીકે રંગો અને અત્તરોથી આપણે ખુશ થઇએ છીએ છતાં અત્તરિયા અને રંગારાને તો આપણે હલકા કારીગરવર્ગમાં ગણી કાઢીએ છીએ.

એટલા માટે જ્યારે એન્ટિસ્થિનિસને કહેવામાં આવ્યું કે ઇસ્મેનિયસ વાંસળી બહુ સારી વગાડી જાણે છે ત્યારે તેણે બ્યાજબી રીતે જવાબ આપેલો કે એમ હોય તો તે બીજી બાબતોમાં નિર્માલ્ય હોવો જોઇએ. કારણ કે તે શિવાય એ વાંસળી એવી સારી બજાવી શકે નહિ. અને આ જ પ્રમાણે અમુક મિજલસમાં પોતાના પુત્રને સુંદર ગીત ગાતાં સાંભળી ફિલિપે ઠપકો આપ્યો હતો. “ ગાયનકલામાં તેં આટલી નિપુણતા મેળવી એથી તું લજવાતો નથી ? ” શાહજાદાઓ તો બીજાઓનાં ગાયન સાંભળવામાં નવરાશનો અર્ધો કલાક ગાળે. અને કલામા પ્રવીણ પુરુષોની કૃતિનુ ધ્યાનથી અવલોકન કરે. તેમાં જ કલાદેવીઓને ઘટતું માન મળી જાય છે એમ માની લેવું જોઇએ. જો કોઇ પુરુષ પોતાનું ધ્યાન હલકા ધંધામાં પરોવી રાખતો હોય તો તે વિષયમાં તેની મહેનત એ ઉંચા વિષયો તરફ તેની બેદરકારી સાબિત કરે છે, દાખલા તરીકે ઉચ્ચ કુટુંબનો અને ઉદારચરિત યુવાન પિસામાં ઝ્યુસની કે આર્ગોસમાં હીરાની પ્રતિમા જોઇને, પોતે ફીડિઅસ કે પોલિક્લિટસ થવાની આકાંક્ષા નહીં કરે. અથવા એ એનેક્રિઅન* ફાઇલીમન, કે આર્કિલોક-

* એક આયોનિયન કવિ પ્રથમ તે સેમોસના ‘ ટાયરન્ટ ’ પોલિક્રેટિસ પાસે હતો અને ત્યાંથી એથન્સ આવી વસેલો. તેની કવિતા ઇશ્ક અને નિશાબાજીના વિષયોથી ભરપૂર છે.

સનાં મનોહર કાવ્યો વાંચી તેમના જેવા થવાનું મન નહીં કરે. કારણ કે અમુક વસ્તુ આપણું મનોરંજન કરે માટે તેના બનાવનાર માટે આપણને માન પેદા થાય એ કંઇ આવશ્યક નથી. આ પરથી એ સૂચિત થાય છે કે જે વસ્તુઓ આપણને આનંદ આપે છે, છતાં આપણી સ્પર્દ્ધાને તથા અનુકરણવૃત્તિને ઉશ્કેરતી નથી તે વસ્તુઓ, જોનારને બહુ ફાયદાકારક નથી, પણ સદ્‌ગુણમાં એ ખાસ મોહની છે કે જેમ જેમ તે આપણને આનંદ આપે છે, તેમ તેમ આપણે સદ્‌ગુણના નમુનાઓનું અનુકરણ કરવાને પણ ઉશ્કેરાઇએ છીએ. સદ્‌ગુણના સૌંદર્યમાં કાંઇ અજબ જાદુ છે, તે એકદમ આપણી કાર્યવૃત્તિને ઉશ્કેરે છે, આપણી રીતભાત સુધારે છે; ઇચ્છાઓપર અંકુશ મુકે છે; અને એ અસર એક જીવન ચિત્ર પરથી થાય છે એટલું જ નહીં પરંતુ ઐતિહાસિક વર્ણન પરથી પણ થાય છે.

આ જ આશયથી મહાપુરુષોનાં જીવનચરિતો લખવાનું અમે આદર્યું છે. અને પેરિક્લિસ તથા હૅનિબાલ‡ સામે વિગ્રહ ચલાવનાર ફેબિઅસ મેક્સિમસનાં જીવનચરિતનું આ દશમું પુસ્તક તૈયાર કર્યું છે. એ બે વીરો ઘણા સદ્‌ગુણમાં મળતા આવતા હતા. બન્ને સરખા ન્યાયી અને ઉદાર હતા, બન્નેએ પોતાના દેશની સરખી સેવા કરી હતી. અને પોતાના દેશબંધુઓ અને અધિકારમાં સાથીઓની ખરાબ વર્તણુક પણ બન્નેએ સરખી ધીરજથી સહી લીધી હતી. અમારો આ મત વાસ્તવિક છે કે નહીં તે આ પુસ્તક ઉપરથી જણાઇ આવશે.

પેરિક્લિસ એકેમેન્ટિસ શાખાનો અને કોલાર્ગિઆ વિભાગનો હતો. તેનું કુટુંબ તેના બાપની તરફથી તેમ જ મોસાળપક્ષ તરફથી એથન્સના અગ્રણીઓમાંનું એક હતું. તેનો પિતા ઝેન્થિપ્પસ, જેણે માઇકેલી આગળ ઇરાનના શાહના સરદારોને શિકસ્ત આપી હતી તે ક્લિસ્થનિસની ભત્રીજી એગેરિસ્ટી* સાથે પરણ્યો હતો. આ ક્લિસ્થનિસે પીસીસ્ટ્રેટસના




§ એક આયોનિયન કવિ. ખાસ કરીને ગ્રીસમાં સંગીત કાવ્યો (Lyrics) દાખલ કરવાનું માન એને ઘટે છે. ‡ કાર્થેજનો સરદાર, રોમનો કટ્ટો શત્રુ, દુનિયાના શ્રેષ્ઠ સેનાપતિઓમાંનો એક ઇ. પૂ. ૨૪૭ થી ૧૮૩. * (આલ્કિમઅનનો વંશ).

કુટુંબને દેશપાર કર્યું; અન્યાયી રાજસત્તા દૂર કરી, વ્યવસ્થિત કાયદાઓ બાંધ્યા, અને રાજ્યની સલામતી તથા પ્રજાનું ઐક્ય જળવાઇ રહે એવું રાજ્યબંધારણ સ્થાપ્યું. એગેરિસ્ટીને સ્વપ્ન થયું કે તેણે એક સિંહને જન્મ આપ્યો. અને તે પછી થોડા રોજમાં પેરિક્લિસ જન્મ્યો. તેનું શરીર બીજી બધી રીતે ઘાટીલું હતું. ફક્ત તેનું માથું અસાધારણ લાંબું હતું. એટલા માટે તેની લગભગ બધી પ્રતિમાઓમાં તેના માથાપર ટોપ પ્હેરાવેલો હોય છે. કારણ કે મને લાગે છે કે, મૂર્તિકારોએ એ રીતે તે ખોડ ઢાંકેલી છે. એથન્સના કવિઓ તેને સાઇનોસેફેલસ એટલે ડુંગળીના જેવા માથાવાળો એ ઉપનામ આપે છે. નર્મલેખક ક્રેટિનસ પોતાના એક લેખમાં લખે છે. "કલહદેવીએ વૃદ્ધ સમયને આલિંગન આપ્યું. અને તે એના સંયોગથી એક રાક્ષસી બીજ પેદા થયું, જેનું નામ પૃથ્વીપર પેરિક્લિસ અને સ્વર્ગમાં મસ્તકશાસક* પડ્યું". વળી એ કવિ તેના બીજા એક લેખમાં કહે છે. "પધાર ઝ્યુસ, હે દેવોનાં મસ્તક"! ટેલેક્લાઇડિસ નામનો બીજો એક કવિ લખે છે; "અત્યારે વિચારગ્રસ્ત થયેલા તેના મગજમાં વિચિત્ર પ્રયોગો ઘોળાય છે, અને તે મસ્તક જાણે કે પોતાના જ ભારથી નમી જઇ તેના ગુંટણ સુધી વળે છે; અને થોડા વખત પછી એ પાછો એના એ જ મગજની વિશાળ ગુફામાંથી તોફાનો અને ગાજવીજો પ્રકટાવે છે." વળી યુપોલિસ નામનો એક ત્રીજો હાસ્યરસ કવિ તેના એક નાટકમાં વક્તાઓને પાતાલમાંથી ઉપર બોલાવે છે. તથા દરેકને વિષે ખબર પૂછે છે. તેમાં સૌથી છેવટ પેરિક્લિસ વિષે લખે છે કે

"જુવો! હવે સર્વ સમાપ્તિમાં વડું, બધાતણા શીર્ષનું એક આ વ્હાડ્યું."

ઘણા ખરા લેખકોનો મત એવો છે કે તેને પ્રથમ ઉંચી કેળવણી આપનાર ડેમોન હતો પણ એરિસ્ટોટલ કહે છે કે આ વિષયમાં તેનો ગુરુ પાઇથોક્લાઇડિસ હતો. ડેમોન તો એક રાજ્યદ્વારી પુરુષ હતો, અને હલકા લોકોથી પોતાનું વિત્ત ઢાંકવા માટે સંગીત શીખવવાનું બ્હાનું કાઢતો હતો. એ રાજકીય બાબતોમાં પેરિક્લિસનો શિક્ષક અને સહાયક હતો, અને જેવી રીતે એક કસાયેલો કસરતશિક્ષક કોઈ જુવાન મલ્લકુસ્તીની હરીફાઇને માટે તૈયાર થતો હોય તેને સૂચનાઓ આપે, તેવી રીતે એ પેરિક્લિસને બોધ કરતો. પરંતુ ડેમોનનું વીણાશિક્ષણ એ માત્ર બ્હાનું હતું. તે તરત જ ઉઘાડું પડી ગયું. અને એક પ્રપંચી ધાલમેલીઆ પુરુષ અને જુલમી સત્તા સ્થાપનાર વર્ગમાંના એક તરીકે તેને ઓસ્ટ્રાસિઝમથી દેશનિકાલ કરવામાં આવ્યો. નર્મલેખક કવિઓએ પણ તેને મુકયો નહીં; તેઓમાંનો પ્લેટો નામનો એક, અમુક પાત્રને નીચે પ્રમાણે બોલતો દાખલ કરે છે. "પ્રથમ, ડેમોન લોકોમાં વાત ચાલે છે તે ખરી કે? શું તેજ પેરિક્લિસનો કાઇરનઙ્ કે?" વળી પેરિક્લિસ ઇલિયાના ઝીનોનાં ભાષણો સાંભળવા જતો. ઝીનો પદાર્થવિજ્ઞાનમાં પાર્મિનાઇડિસનો શિષ્ય હતો અને વાદવિવાદની કલાના લાંબા પરિચયથી પોતાના પ્રતિસ્પર્દ્ધિઓને કેમ ચૂપ કરવા અને કેમ મ્હાત કરવા તે સારી રીતે જાણતો હતો. એક કવિ તેને માટે નીચે પ્રમાણે કહે છે.

---

* ઝ્યુસના 'નિફેલિજિરીટિસ' મેઘશાસક નામ ઉપરથી કવિએ ટકોરમાં આ નામ યોજ્યું છે.

ઙ્ એ નામનો કિન્નર પિલ્યુરા, એકિલિસ, ડાયોમિડિસ, જેસ્મી વગેરે ગ્રીક પુરાણોના સૌથી મોટા ગુરુ તરીકે પ્રસિદ્ધ થઈ ગયો છે




જાણો નહિ તમે શું એ ઝીનોની વાદ ચાતુરી,
વાણીના વિમર્દોમાં જે જીતાવી પક્ષ એકને.
સામો પક્ષ ગ્રહી પોતે હારી બાજી જીતે ફરી.

પણ જે ફિલસુફ સાથે પેરિક્લિસ ગાઢ પરિચયમાં આવ્યો હતો અને જેણે તેને તેના બધા સમકાલીન મહત્વાકાંક્ષી વક્તાઓના કરતાં ઉચ્ચ વિચારભાવના શીખવી, ટુંકામાં જેની પાસેથી તે ઉત્તમ ગંભીર અને ઉન્નત વિચારશૈલી શીખ્યો તે કલેઝોમિનિનો એનેક્સેગોરસ હતો. આ ફિલસુફનું એ જમાનાના લોકોએ નાઉસ અથવા "બુદ્ધિ" ઉપનામ પાડ્યું હતુ, તે સૃષ્ટિનિયમોના તેના ઉંડા અને વીસ્તીર્ણ જ્ઞાનને લીધે હતું અગર તેનુ એ નામ પડવાનું બીજું પણ કારણ હોવું સંભવે છે. તે એ કે આ જગતની ઉત્પત્તિ સહજ બની આવેલા સંજોગોને લઇને કે જડ પરમાણુંઓથી નહીં, પણ નિર્મલ ચૈતન્યથી જ થઈ છે, અને એ ચૈતન્યવડે જ સમગ્ર ઘોટાળામાંથી સરખી વસ્તુઓના વર્ગો પડ્યા છે, એમ પ્રથમ સાબિત કરી આપનાર એ જ ફિલસુફ હતો.

આ ફિલસુફના ગાઢ પરિચયથી મોહ પામી અને તેની પાસેથી ઉંચી વિદ્યા સંપાદન કરી, સામાન્ય વર્ગના સામાન્ય વિચારો અને ઘરગતુ ઉંચા ગગનસ્પર્શિ વિચારો, શુદ્ધ ભાવનાઓ તથા જુસ્સાદાર વાક્યશૈલી, પેરિક્લિસે સંપાદન કર્યો, એટલુ જ નહીં પણ તેની મુદ્રા એટલી ગંભીર થઇ કે તે પર ક્ષુલ્લક હાસ્ય કદી જોવામાં ન આવતું. તેનો સ્વર સ્થિર અને શાંત થયો. તેની સર્વ હીલચાલ સરલ અને તે સાથે રૂઆબદાર થઇ. પોશાક પણ સાદો અને સુઘટ બન્યો. અને તેનાં આવાં બાહ્ય રૂપમાં ગમે તેટલુ જુસ્સાદાર ભાષણ કરતી વખતે પણ લેશ માત્ર ફેર પડતો નહિ. આ અને આવી બીજી બાબતોથી બધા તેના તરફ સન્માનની નજરથી જોવા લાગ્યા.

એક વખત એક હલકા બદમાશે તેને આખો દિવસ ગાળો આપ્યાં કરી. પેરિક્લિસે તે શાંતિ અને ધીરજથી સાંભળ્યાં કરી. અને જરૂરનુ કામ હોવાથી આખો દિવસ બજારમાં ગાળ્યો. સાંજે તે ધીમે ધીમે ઘર તરફ પાછો ફર્યો. અને પેલો બેશરમ તેના ઉપર દુષ્ટ ગાળો વર્ષાવતો હજી પણ તેની પાછળ પાછળ આવ્યો. પેરિક્લિસ ઘેર પ્હોંચ્યો ત્યારે અંધારૂં થઇ ગયું હતું. એટલે તેણે પોતાના નોકરને ફાનસ લઇ પેલા માણસને તેને ઘેર પ્હોચાડવાનો હુકમ કર્યો. એ શિવાય તે કંઇ જ બોલ્યો નહીં. છતા આયોન કવિ કહે છે કે, વાતચિતમાં તે અભિમાની ને તોછડો હતો. અને તેની ચાલચલગતની ગંભીરતામાં બીજા તરફ તોછડાઇ અને અભિમાન તરી આવતાં હતા. અને તે જ જગ્યાએ તે જ કવિ કાઇમનની ઉદારતા અને તેની સભ્યતા અને તેના વિવેકને વખાણે છે. પણ તેના લખાણ ઉપર ધ્યાન આપવું ઘટતું નથી. એનો સિદ્ધાંત જ એવો હતો કે ઉચ્ચ ગુણોની સાથે અવગુણ પણ હોય જ, જેમ ઉત્સવોમાં ત્રણ કરૂણ નાટકો પછી એક નર્મકૃતિ ભજવવાનો રિવાજ જ પડેલો હતો, તેમ એવા લેખકોના જનસ્વભાવનાં ચિત્ર જાણીજોઇને ગુણદોષમિશ્ર આલેખેલા છે. એના જેવા આક્ષેપ કરનારાઓનો ઝીનો યોગ્ય જવાબ આપતો કે "જે લોકો પેરિક્લિસની ગંભીરતાને અભિમાનનું નામ આપે છે તેઓને પેરિક્લિસના જેવા જ અભિમાની થવા મ્હારી ભલામણ છે, કેમકે મ્હારી ખાતરી છે કે

જે કોઇ આવી રીતે પણ એવા ઉત્તમ ચરિત્રના નમુનાનું અનુકરણ કરતા મથશે તેનામાં એ નમુનાના ગુણો વત્તાઓછા ઉતર્યા વગર રહેવાના નથી. તેમ તેના ઉપર સ્નેહ થયા વગર પણ રહેવાનો નથી". એનેકસેગોરસ સાથેના પરિચયથી પેરિક્લિસે આટલા જ ફાયદા મેળવ્યા એમ નથી. કુદરતના અમુક બનાવો તેમના કારણના અજ્ઞાનને લીધે સાધારણ માણસોમાં જે ત્રાસ ઉપજાવે છે તે ત્રાસથી તે અલગ હતો એ પણ એનેકસેગોરસના શિક્ષણને લીધે હતું. અને એ ત્રાસ મટાડવાને કુદરતનો અભ્યાસ એ જ એક સાધન છે કે જે વડે આપણા મનમાં વહેમની પરાકાષ્ઠાને બદલે સકારણ આશાથી બળવતી બનતી શાંત ધર્મનિષ્ઠા આવે છે.

કહે છે કે એક વખત પેરિક્લિસના ખેતરમાંથી ફક્ત એક જ શીંગડાવાળું ઘેટાનું માથું મળી આવ્યું. એ જોઇને લેમ્પો નામના ભવિષ્યવેત્તાએ કહ્યું કે કપાળના મધ્ય ભાગમાંથી આ શીંગડું મજબૂત ઉગ્યું છે એ સૂચવે છે કે પ્રજાની અંદરના થ્યુકિડિડિસ અને પેરિક્લિસના પક્ષો એક બીજા સાથે ભળી જશે, અને સમગ્ર સત્તા પેરિક્લિસના હાથમાં આવશે. પણ એનેકસેગોરસે તે મસ્તક ચીર્યું અને બતાવી આપ્યું કે ખોપરીના આખા ભાગમાં મગજ પથરાઇ ગયું ન હતું, પણ લંબગોળ આકારમાં સંકોચાઇ ગયું હતું અને જે જગ્યાએથી શીંગડું ઉગ્યું હતું તે તરફ તેની અણી હતી. માથું ચીરતી વખતે હાજર હતા તેમના મન ઉપર આથી એનેકસેગોરસના વિચક્ષણ જ્ઞાન વિષે બહુ સારી છાપ પડી. તોપણ વળી જ્યારે થોડા વખત પછી થ્યુકિડિડિસ અને પેરિક્લિસના પક્ષોમાંથી પ્હેલો પરાજય પામ્યો, અને ઘણા ખરા લોકો પેરિક્લિસના પક્ષમાં જ સામેલ થઇ ગયા, અને સમગ્ર સત્તા તેના હાથમાં આવી, ત્યારે લોકોએ લેમ્પોનો વર્તારો સંભારી તેને પણ ધન્યવાદ આપ્યો.

મ્હારા મત પ્રમાણે તો ફિલસુફ અને ભવિષ્યવેત્તા બન્નેને ખરા ઠરાવી શકાય. પ્હેલાએ જ્યારે કારણ બતાવી આપ્યું, ત્યારે બીજાએ પરિણામ સૂચવ્યું. ફિલસુફનું કામ એ આકારનું કારણ બતાવી તેની ઉત્પત્તિ સમજાવવાનું હતું. ત્યારે બીજાનું કામ એનાથી જે પરિણામ સૂચિત થાય છે એ બતાવવાનુ હતું. જેઓ એમ કહે છે કે અમુક ચમત્કારિક બનાવનું તમે કારણ બતાવો છો, એટલે તેની અર્થ સૂચકતા જતી રહે છે, તેઓએ યાદ રાખવું જોઇએ કે જો આ કુદરતી નિશાનીઓ અર્થ રહિત હોય તો પછી આપણી કૃત્રિમ નિશાનીઓ પણ એવીજ ગણવી જોઇએ. ઝાંઝનો નાદ, સૂર્યના પડછાયા પરથી વખતમાપકયંત્ર વગેરેને પણ કુદરતી કારણો છે; છતાં તે દરેકનો જુદો જુદો અર્થ પણ થાય છે. પણ કદાચ આ વિષય અહીં ચર્ચવો યોગ્ય નથી.

પેરિક્લિસને કિશોર વયમાં સામાન્ય વર્ગના લોકની મોટી બ્હીક હતી, કારણ કે તેનો ચ્હેરો "ટાઇરન્ટ" પીસીસ્ટ્રેટસને* મળતો આવતો હતો. અને વૃદ્ધ પુરુષો તે ઉપરાંત તેના

* હિપ્પોક્રેટિસ–પુત્ર પીસીસ્ટ્રેટસના વખતમાં એથન્સમાં 'પ્હાડી લોક,' 'કાંઠાના લોક' અને 'મેદાનના લોક' એવા ત્રણ રાજકીય પક્ષો હતા. તેમાંથી તે પ્હેલાનો અગ્રણી થઈ કાવત્રાં કરીને કુલ સત્તા હાથ કરી લઇને એથન્સનો ટાયરન્ટ થયો. ઇ. પૂ. ૫૬૦ માં એક વર્ષમાં તેને ન્હાસવું પડ્યું. ઇ. પૂ. ૫૫૧ મા તે પાછો આવ્યો અને ટાયરન્ટ થયો, અને ૫૪૫ માં પાછો નાઠો. પણ ઇ. પૂ. ૫૩૫

અવાજની મધુરતામાં, તેની બોલવાની ઉતાવળી ઢબમાં અને તેના વાક્યોની સુધડ યોજનામાં પણ એજ મળતાપણું જોઇ શકતા હતા. વળી તે ખાનદાન તથા પૈસાદાર હતો. તથા રાજ્યમાં ઉંચી પાયરી ઉપર તેના મિત્રો હતા. એટલે ઓસ્ટ્રાસિઝમનો પ્રયોગ પોતા ઉપર રખેને કરવામાં આવે, એવી ધાસ્તીથી તે રાજકીય બાબતોપર ઓછું ધ્યાન દેતો, પણ રાજ્યની લશ્કરી સેવા બજાવવામાં હિંમત અને બહાદુરીથી જોડાતો. પણ જ્યારે એરિસ્ટાઇડિસ મૃત્યુ વશ થયો, થેમિસ્ટોક્લિસ દેશનિકાલ થયો, અને કાઇમન ગ્રીસથી ઘણે દૂર લડાઇઓમાં ગુંથાતો રહેવા લાગ્યો ત્યારે પછી પેરિક્લિસ રાજકીય બાબતોમાં હાથ નાંખવા લાગ્યો. અને શરૂઆતમાં તેની જાતિ પ્રકૃતિથી વિરૂદ્ધ જઇને તે પૈસાદાર અને અમીરવર્ગના થોડા માણસ કરતાં ઘણા માણસની મહેરબાની મેળવવાના પ્રયત્ન કરવા લાગ્યો.

એમ જણાય છે કે સર્વોપરિ સત્તા મેળવવાના લોભનો વહેમ તેનાપર જાય એથી તે ડરતો હતો: અને વળી કાઇમનનું પ્રબલ તે જાણતો હતો. કારણ કે અમીરવર્ગમાં કાઇમનને ચાહનાર કેટલાએક મોભાદાર ગૃહસ્થો હતા. અને તેટલા માટે કાઇમનની વિરૂદ્ધ પોતાની સત્તા પ્રબલ કરવાના હેતુથી તેણે લોકવર્ગને પોતાની બાજુ ઉપર કરી લેવાની યુક્તિઓ રચવા માંડી. તેમ જ તેણે પોતાની રહેણીકરણીમાં પણ એકદમ ફેરફાર કરી નાંખ્યો. રાજસભામાં કે કોઇ બીજા રાજકીય કામપર જતો હોય તે શિવાય તે હવે બહાર નીકળતો નહીં. પોતાના મિત્રોને ત્યાં મેજબાનીમાં કે ક્યાંય ગમતમાં ભાગ લેવો તેણે મુકી દીધો; તે એટલે સુધી કે તેની લાંબા વખતની કારકિર્દિ દરમિયાન તે ફક્ત એકજવાર જમવા માટે બ્હાર ગયો હતો. એ બનાવ તેના ભત્રીજા યુરિપ્ટોલીમસના લગ્ન પ્રસંગનો હતો. અને તે વખતે પણ હોમની ક્રિયા પૂરી થઈ ત્યાં સુધી જ ફક્ત બેઠો હતો. તે માનતો કે મોજશોખની છૂટમાં હોદ્દાનું માન જળવાતું નથી. અને પરિચયને ને ગંભીરતાને મેળ ખાતો નથી. વાસ્તવિક રીતે જોતાં ખરો સદ્‌ગુણ જેમ વધારે નજર આગળ રહે છે તેમ તે વધારે સુંદર લાગે છે. અને એક સદ્‌ગુણી માણસની અધિકારી તરીકેની ફરજમાં એવું કાંઇ વિલક્ષણ નથી કે જે તેના મિત્રો સાથેની તેની ખાનગી વર્ત્તણુક કરતાં ન્હાની જાય. છતાં પેરિક્લિસ જાહેરમાં બહુ દેખાતો નહીં અને યોગ્ય અવસરે જ બ્હાર નીકળતો. તેમ જ દરેક મુદ્દાપર તે ભાષણ પણ આપતો નહીં પણ જે બહુ જ ઉપયોગના અને જરૂરી હોય તેમને માટે જ પોતાનું ધ્યાન રોકતો. જ્યારે પરચુરણ કામ તે પોતાના પરિચયવાળા બીજા વક્તાઓ મારફત કરાવી લેતો. આમાંનો એક એફિઆલ્ટિસ હતો. એને વિષે પ્લેટો લખે છે કે તેણે નાગરિકોને સ્વતંત્રતાનો અસાધારણ મોટો ઘૂંટડો પાઇ, એરિઓપેગસમંડલની સત્તા ઓછી કરી નાખી. એટલા ઉપરથી હાસ્યરસ લેખકો એથન્સના પ્રજામંડલને જંગલી અશ્વનું ઉપનામ આપી તેને નીચે મુજબ વર્ણવે છે.

માં તેણે મોટાં લશ્કર સહિત ચ્હડાઈ કરી પોતાના હરીફોને હરાવ્યા અને એથન્સમાં સ્થિર સત્તા સ્થાપી. એ ન્યાયી અને કાબેલ રાજ્યકર્તા થયો અને એથન્સને તેના અમલથી મોટા લાભ થયા. એના પછી ઈ. પૂ. ૫૨૭ માં એના પુત્ર હિપ્પિઅસ અને હિપ્પાર્કસ 'ટાયરંટ' થયા. હિપ્પાર્કસનું ઈ. પૂ. ૫૧૪ માં ખૂન થયું તે પછી હિપ્પિઅસ વહેમી અને કરડો થતો ગયો અને ઇ. પૂ. ૫૧૦ માં એથન્સવાસીઓ એના અમલનો અંત આણવામાં ફત્તેહમંદ થયા. ઇ. પૂ. ૪૯૦ માં મેરેથોનની લડાઇમાં વૃદ્ધ હિપ્પિઅસ ઇરાની લશ્કરમાં હાજર હતો.

" ન એ લગામ માનતો, સ્પોર કોચ કરડતો;
પ્રદપહાર યૂળીયાને એટ અન્ય અર્વને
કરી યથેચ્છ મત્ત સ્રીય હાનિમાહિ ગયનો '

પોતાના ઉત્તમ વિચારોને લાયક ભાષામા દર્શાવવા માટે અને પોતાના જીવનના ગાંભીર્યને છાજે એવી પદ્ધતિસર બોલવાના હેતુથી એનેક્સેગોરસ પાસેથી મેળવેલા શિક્ષણનો તેણે ઉપયોગ કર્યો અને પોતાની વક્તૃત્વ શક્તિને ફિલસુફીના સુંદર રંગોથી શણગારી, અને એ પછી એનુ નામ ઓલિમ્પિઅમ પાડવામા આવ્યુ હતુ કેટલાક કહે છે કે તેણે જે સુંદર મકાનોથી શેહેરને શણગાર્યું હતું તેને લીધે એ નામ તેને મળ્યુ હતું. અને બીજાઓના મત પ્રમાણે યુદ્ધ અને સુલેહશાંતિ બનેના વખતમા જે અસાધારણ સત્તા તેને આપવામા આવતી હતી તેને લીધે તેનુ એ નામ પડયુ હતું આ સર્વ તેના એ યશસ્વી નામના કારણ તરીકે ગણાઇ શકે ખરા પરતુ તે વખતના હાસ્યજનક નાટકોમા તેના ઉપર જે કટાક્ષો આવે છે તે પરથી તેના એ ઉપનામનુ મુખ્ય કારણ તેની વક્તૃત્વશક્તિ એ સ્પષ્ટ જણાય છે એ નાટકોમા તેના ભાષણોમા તેને ગાજતો અને વિજળીના ચમત્કાર કરતો કલ્પ્યો છે અને તેની જીભને વજ્ર કે કનાગી વર્ણવી છે

મિલેસિયસપુત્ર થ્યુસિડિડિસે તેની વકતૃત્વશક્તિનો ગમ્મુજી ચિતાર આપેલો છે થ્યુસિડિડિસ એથન્સના અગ્રણીઓમાનો એક હતો અને લાબા વખત સુધી પેરિકિલસનો પ્રતિસ્પર્દ્ધિ હતો એક વખત સ્પાર્ટાના રાજા આર્કિડેમસે તેને પૂછ્યુ કે પેરિકિલસ અને તમારામા વધારે સારી કુસ્તી કોણ જાણે છે, ત્યારે તેણે જવાબ આપ્યો 'જ્યારે પેરિકિલસને હુ હરાવુ છે ત્યારે તે કદી હાર કબૂલ નથી કરતો એટલુ જ નહીં પણ બધા જોનારાને પણ એ નથી જ હાર્યા એમ તે ઠસાવી શકે છે તોપણ જ્યારે જ્યારે પેરિકિલસ ભાષણ કરતો ત્યારે ત્યારે તે એટલે બધો સાવધ રહેતો કે પ્રથમ હમેશ દેવોની પ્રાર્થના કરતો કે અજાણતા કાંઈ અઘટિત વચન નીકળી ન જાય તેના લખાણોમાથી જાહેર રાજકીય ઠરાવો સિવાય કઇ પણ ઉગર્યું નથી અને તેના ભાષણોમાથી પણ થોડા વાકયો જ સ્મૃતિમા રહી અમર રહેવા પામ્યા છે દાખલા તરીકે તે કહેતો 'ઇજીનાનાઙ્ અખાતને પાઇરીયસ બંદરની આખમા કના જેવો રહેવા દેવો ન જોઇએ હુ વિગ્રહને પિલોપોનીસસ તરફથી ચ્હડી આવતો જોઉછુ" એક દરિયાઇ લ્હડાઇમા સરદારી ઉપર તેની સાથે સોફોકિલસ નીમાયેલો હતો તે દરમિયાન એક પ્રસગે સોફોકિલસે સૌંદર્યના વખાણ કર્યા ત્યારે પેરિકિલસ કહે 'મ્હારા મિત્ર' જે સરદાર હોય તેના હાથ ચોખ્ખા હોવા જોઇએ એટલુ જ નહીં પણ તેની આખ પણ ચોખ્ખી હોવી જોઇએ સેમિઅન વિગ્રહમા પડેલા એથન્સવાસીઓના સ્મરણમા કરેલા વ્યાખ્યાનમાથી સ્ટેસિમ્બ્રોટસ નીચેનો ઉતારો આપે છે 'તેઓ ખરેખર દેવોની માફક અમર થઇ ગયા છે કારણ કે દેવોને કાંઇ આપણે દેખતા નથી પણ તેઓને જે માન મળે

ઙ ઇરાની શહેનશાહના હુમલાનો ભય દૂર થયો એટલે એથન્સ અને ઇજીના વચ્ચે દરિયાઇ લાગી એ એટલા પાસે હતા કે જેમાથી એકનો નાશ બીજાની વૃદ્ધિ માટે અનિવાર્ય હતો અને એથન્સ તથા એટિકા પ્રાંત મોટા હોવાથી ઇજીનાનો નાશ થયો એ વચ્ચેની લડાઇ તથા સ્પર્દ્ધા છેક ઇ પૂ ૪૨૪ સુધી ચાલી જે સાલમા એથન્સે ઇજીનાના બધા વતનીઓને કાઢી મ્હેલી એ ટાપુ ખાલસા કર્યો

છે, અને જે સુખ તેઓ ભોગવે છે તે ઉપરથી આપણે તેઓને અમર માનીએ છીએ. તેમ જ જે વીરો પોતાના દેશ માટે પ્રાણ અર્પણ કરે છે એઓનું પણ હોવું જોઇએ."

થુકિડિડિસ જણાવે છે કે પેરિક્લિસનો રાજ્યકારભાર શિષ્ટશાસનને મળતો હતો. અને જોકે રાજ્ય પ્રજાસત્તાક કહેવાતું તો પણ વાસ્તવિક જોતાં સમગ્ર સત્તા એક જ હાથમાં હતી. બીજા લેખકો પણ જણાવે છે કે તેણે પ્રથમ લોકોને જીતેલા પ્રદેશની જમીનના વિભાગ વ્હેંચી આપ્યા. પછી તેઓને રાજ્યને ખર્ચે જાહેર નાટકો બતાવ્યાં. અને રાજ્યની સામાન્ય નોકરી માટે પણ પગારનો દર બાંધી આપ્યો. આ નવી રીતો અનિષ્ટ હતી; કારણ કે તેથી લોકો ખર્ચાળ અને શોખીન થઈ ગયા, અને જે કરકસર અને ઉદ્યમ તેમનો આધાર રૂપ હતા, તે તેઓ ખોઇ બેઠા. આ વિષયમાં આમ મતભેદ હોવાથી કાર્ય કારણ બરાબર ધ્યાનમાં આવે તે માટે આપણે એથન્સના પ્રજાસત્તાકરાજ્યનો કેટલોક પાછલો ઇતિહાસ જોઇએ.

પ્રથમ તો અમે કહી ગયા છીએ તેમ કાઇમન યશશિખરે વિરાજતો હતો તેની સાથે પોતે કંઇ પણ બરાબરી કરી શકે એવા હેતુથી તેણે ગરીબવર્ગની ખુશામદ કરવા માંડી. કાઇમન તેના કરતાં વધારે પૈસાદાર હતો, અને તે પોતાના પૈસાનો ઉપયોગ ગરીબોને મદદ આપવામાં, ભૂખ્યાને જમાડવામાં અને વૃદ્ધને ઢાંકવામાં કરતો; અને આ ઉપરાંત પોતાની વાડીની વાડ તેણે કાઢી નાંખી હતી તે એટલા માટે કે જે ચાહે તે તેનાં ફલો લઇ શકે. પેરિક્લિસને લોકપ્રિયતાનો આ રસ્તો ખુલ્લો ન હોવાથી તેણે રાજ્યની તીજોરીમાંથી નાણાં વ્હેંચી આપવાનો રસ્તો કાઢ્યો. એરિસ્ટોટલ કહે છે કે તેને આ રસ્તો સુઝાડનાર આયોમનો ડેમોનાઇડિસ હતો; એ પ્રમાણે પ્રજાવર્ગને જાહેર ગમતોમાં ભાગ લેવ. તથા ન્યાયમંદિરમાં હાજરી આપવાને માટે પગાર અપાવી તથા બીજી રીતે પગારો અને બેરો અપાવી તેઓને પોતાની તરફ કરી લીધા. અને પછી તેમની મદદથી તે એરિઓપેગસના મંડલની સામો થયો. એ મંડલમાં બેસવાનો તેને હક ન હતો. કારણ કે કદી આર્કન કે થેસ્મોથીટીસ કે પવિત્ર ક્રિયાઓનો ધર્મગુરુ કે પોલમાર્ક નીમાયો ન હતો. અસલના વારાથી આ પદવીઓ ઉપરની નિમણુક ચિઠ્ઠીઓ નાખીને કરવામાં આવતી હતી. અને એ પ્રમાણે નીમાવા પામેલામાંથી જેઓ પોતાનું કામ સારી રીતે બજાવતા તેઓને એરિઓપેગસના મંડલમાં દાખલ થવાનું માન મળતું. પેરિક્લિસે પોતાની લોકપ્રિયતાથી એ મંડલ સામે પક્ષ ઉભો કર્યો. અને એ મંડલ આગળ આવતા ઘણા કેસો પ્રજા સમક્ષ ચૂકવવાનું ઠરાવ્યું. તેમ જ પ્રજાના શત્રુ અને સ્પાર્ટનોના મિત્ર તરીકે કાઇમનને ઓસ્ટ્રાસિઝમના પ્રયોગથી તેણે દેશપાર કરાવ્યો; કુલમાં અને દોલતમાં કાઇમનનો બરોબરીઓ કોઇ હતો નહીં. વિદેશીઓપર તેણે મોટી જીતો મેળવી હતી. અને શેહેરને પૈસા અને બીજી લૂંટ લાવી આપી હતી. એ તેના જીવનવૃત્તાંતમાં જણાવી ગયા છીએ. આ પ્રમાણે પેરિક્લિસે સામાન્ય પ્રજાવર્ગ પર આટલી બધી સત્તા મેળવી. કાઇમનને દેશનિકાલ રહેવાની મુદત દશ વર્ષની હતી. તે અરસામાં સ્પાર્ટાનું એક જબર લશ્કર ટેનેગ્રામાં દાખલ થયું. અને તેમની સામા એથન્સવાસીઓ લ્હડવા. તે વખતે કાઇમન આવીને તેની શાખાના પુરુષોને મળ્યો, એવા હેતુથી કે યુદ્ધ વખતે પોતાના બંધુઓ સાથે પોતાના જીવને પણ જોખમમાં નાંખી સ્પાર્ટનોના પક્ષમાં હોવાનો પોતાપરનો વહેમ તેથી દૂર થઇ શકે. પણ પેરિક્લિસના મિત્રોએ સાથે મળી તેને દેશનિકાલ તરીકે

દૂર થવાની ફરજ પાડી. અને તે જ કારણને લીધે પેરિક્લિસે પણ આ યુદ્ધમાં અસાધારણ શૌર્ય અને પોતાની સલામતી માટે તદ્દન બેદરકારી બતાવી હોય એમ જણાય છે. કાઇમનના બધા મિત્રો જેઓની ઉપર પેરિક્લિસે સ્પાર્ટાની તરફેણમાં હોવાનો આરોપ મુકયો હતો તેઓ પણ એકે એક આ યુદ્ધમાં ખરેખરૂં શૌર્ય બતાવી લડયા ને પડયા. આ યુદ્ધમાં પોતાના સીમાડા ઉપર જ હાર ખાવાથી અને વસંત ઋતુ આવતાં ફરી બીજી એવી લડાઇની બ્હીકથી એથન્સવાસીઓ કાઇમનની દેશનિકાલીથી પસ્તાવા લાગ્યા. એ જોઇને પેરિક્લિસે પોતે પ્રજામંડલ આગળ દરખાસ્ત મુકી કાઇમનને પાછો બોલાવ્યો, અને તેના આવ્યા પછી તેની મદદથી સ્પાર્ટાનો સાથે સંધી થયો. કારણ કે સ્પાર્ટાનો પેરિક્લિસ અને બીજા પ્રજાસત્તાક રાજ્યબંધારણની તરફદારી કરતા આગેવાનો તરફ જેટલો તિરસ્કાર ધરાવતા હતા તેટલું જ કાઇમન માટે તેઓ માન ધરાવતા હતા. પણ કેટલાક લેખકોનું માનવું એવું છે કે કાઇમનના પાછા ફરવાનો ઠરાવ થયા પ્હેલાં કાઇમિનની બ્હેન એલ્પીનાઇકીની મારફત એવો કરાર થઈ ગયો હતો કે ઇરાન સામે જવાના એથીનિયન લશ્કરની સરદારી કાઇમનને આપવી. અને તેણે બમે નૌકા સાથે ઇરાનના શાહનો મુલક તારાજ કરવો. અને પેરીક્લિસે એથન્સમાં જ રહી રાજ્યકારભાર સંભાળવો. આ ઉપરાંત એવી પણ વાત ચાલે છે કે આ એલ્પીનાઇકીએ પ્હેલાં પણ પોતાના ભાઇ તરફનો પેરિક્લિસનો ગુસ્સો નરમ પાડયો હતો અને કાઇમિનના સામે જ્યારે કામ ચાલ્યું હતું ત્યારે તેને મૃત્યુ કરતાં ઓછી શિક્ષા કરાવવા વીનવી તેમાં ફાવી હતી. કાઇમનના વિરુદ્ધ પક્ષના વકીલ તરીકે જે મંડલ નીમવામાં આવ્યું હતું તેમાં પેરિક્લિસ એક હતો. અને જ્યારે એલ્પીનાઇકી તેના ભાઇ માટે દયા યાચવા તેની પાસે આવી ત્યારે તેણે જરા હસીને જવાબ આપેલો: 'એલ્પીનાઇકી ! આવા કામમાં ફાવવા માટે જોઇએ તે કરતાં ત્હારી ઉમર વધારે છે.' પણ સભામાં કામ ચાલતી વખત પોતાની ફરજ અદા કરવા તે ફક્ત એક જ વાર બોલવા ઉઠયો હતો અને તેની વિરુદ્ધમાં જેટલું ઓછું બોલાય તેટલું બોલી તે બ્હાર ચાલી ગયો. તો પછી પોતાના પક્ષના લોકપ્રિય વકતા અને તેના સહાયક એફિઆલ્ટિસનું ઇર્ષ્યા અને અદેખાઇથી ખૂન કરાવવાનો આરોપ તેનાપર આઇડોમીનિયસ મુકે છે, તે કોણ માની શકશે. આ ઇતિહાસ કે કોણ જાણે કયાંથી આવી વાતો ઉખેલી કાઢી તેમના વડે એક આવા નરના ચરિત્રપર ડાઘ પાડવા પ્રયત્ન કર્યો છે ? પેરિક્લિસ બેશક બિલકુલ દોષરહિત તો ન હતો. તોપણ એનું ચરિત્ર ઉદાર હતું. અને તેનો ટેક ઉન્નત હતો. એવો નર આવું ક્રૂર અને રાક્ષસી નીચ કૃત્ય કરે જ નહીં. આ વિષે એરીસ્ટોટલ કહે છે તે જ સત્ય હોવું જોઇએ કે પૈસાદાર વર્ગને લોકોના હકપર તરાપ મારતા અટકાવવામાં એફિઆલ્ટિસ ઘણો આગેવાન ભાગ લેતો હતો. એથી તેમને તે અકારો થઇ પડયો હતો. અને તેમણે જ ટેનેગ્રાના એરિસ્ટોડાઇકસદ્વારા તેનો ઘાત કરાવ્યો.

નૌકાસૈન્યની સરદારીમાં જ કાઇમનનું સાઇપ્રસના ટાપૂમાં મૃત્યુ થયું. અમીરવર્ગને લાગ્યું કે પેરિક્લિસ અત્યારથી જ શેહેરમાં સર્વથી મોટો ગણાય છે, તો આગળ જતાં તેની સત્તાની હદ રહેશે જ નહીં; તેથી તેની સત્તાનો દોર થોડો ઘણો પણ ઓછો થાય અને એની ઉન્નતિ થવામાં બનતી અટકાયત થાય એવા હેતુથી તેઓએ એલોપીકીના વિભાગના એક થ્યુકિડિડિસને ઉભો કર્યો. આ થ્યુકિડિડિસ કાઇમિનનો સગો થતો હતો. અને

જેને આ મિનનું પ્રદર્શન તેનાના ન હતું જ્યાં પર્વમાં અને નાટકીય બાબતોમાં તે કાઇમન કરતાં ચઢી હતો અને વળી શેહેરમાં જ ભિક્ષુકવર્ગને લીધે અને નાટક દરેક વખતે પેરિક્લિસ વિ-દનો ૫૧ અહેવાલ કરીને થોડી વખતમાં રાજ્યસત્તામાં બે પક્ષ પાડી રાજ્યતંત્રને કંઈક સમતોલ રાખવા સમર્થ થયો તેણે અમીરવર્ગના લોકો સામાન્ય વર્ગ સાથે ભેળાઈ ન જતાં છૂટાને છૂટા રહે એવો નિયમ રાખ્યો, એટલા માટે તેમના દરજ્જાને ઘટતું માન ઓછું થતું થતું ભુંસાઈ જવા ન પામે, એથી ઉલટું સામાન્યવર્ગ અને શિષ્ટવર્ગ વચ્ચેનો ભેદ પ્રથમથી જ પ્રજામાં ચાલ્યો આવતો હતો, પણ તે લોઢાની પાટમાંથી ન દેખાતી ફાટની માફક મલિન રહેલો હતો. પેરિક્લિસ અને થ્યુસિડિડિસ વચ્ચેની ઉગ્ર હરીફાઈથી તે બે વર્ગો તદ્દન જુદા પડી ગયા અને તેનું વિશેષ પરિણામ એ થયું કે પેરિક્લિસે લોકોને ઓર વધારે લગામ ઢીલી મુકી દીધી અનેક છૂટ આપી અને તેમની કૃપા વધારે વધારે મેળવવાને ચાલુ કંઈ ખેલ કે તમાસો કે ઉજાણી કે મ વસ એવા એવા નિર્દોષ આનંદના સાધનો તે રાજ્યને ખર્ચે અને રાજ્યકાર્યને અંગે વધારેને વધારે પૂરા પાડવા લાગ્યો. તે ઉપરાંત તે દર વર્ષે સાઠ વહાણોને સફરે મોકલતો જેમાં ઘણા શેહેરીઓ જતા અને તેમને આઠ માસ પગાર મળતો અને વળી ખલાસીનું કામ તેઓ શીખી તેમાં પ્રવીણ થતા. વળી તેણે એક હજાર માણસનું થાણું ખર્સોનિસસમાં, પાંચસોનું નેક્સોસમાં, અઢીસોનું એન્ડ્રોસમાં, એક હજારનું થ્રેસમાં બાઇસાલ્ટીના મુલકમાં, અને બીજાને ઇટાલીનું સાઇબેરીન ગામ વસાવવા માટે મોકલ્યા એ છેલ્લા થાણાએ સાઇબેરિસને થુરિઆઇ નામ આપ્યું. પેરિક્લિસે આ થાણાઓ સ્થાપી તેદ્વારા એથેન્સમાંના નિરુદ્યમી તથા છેક તંગીમાં આવી પડેલા લોકોને શેહેરમાં રખડ કરતા મટાડી તેમને ઠેકાણે પાડી આપ્યા, એટલું જ નહીં પણ જ્યાં જ્યાં એથેન્સના તાબામાં રહેલાં નગરરાજ્યો બરાબર વફાદાર ન હતાં ત્યાં ત્યાં જ આ નવાં થાણાઓ વસાવીને તેમના ઉપર એથેન્સનો દાબ પણ બેસાડ્યો.

પણ એથેન્સનગરીની શોભા અને તેના વતનીઓને મુખ્ય આનંદનું સ્થાન તથા વિદેશીઓને આનંદાશ્ચર્યમાં ગરક કરી નાખનાર તેમ જ પ્રાચીન ગ્રીસની સમૃદ્ધિ અને શક્તિનો પુરાવો એ ત્યાંના ભવ્ય મંદિરો અને જાહેર મકાનો હતા. પેરિક્લિસે આવા કારીગરીના નમુના બંધાવવાનું મહાભારત તથા એથેન્સની નામના રહે એવું કામ કર્યું તે સામે પણ તેના દુશ્મનોએ સખ્ત ટીકા કરવામાં બાકી રાખી નહીં. પ્રજામંડળ સમક્ષ તેના ઉપર આરોપ મુકતા તેઓ ભાર દઇને કહેતા કે ડીલોસમાંથી સમગ્રગ્રીસ દેશની જાહેર તીજોરી ખસેડી એથેન્સમાં લાવી પોતાના અખતિયારમાં રાખવામાં તેણે એથેન્સ ઉપર મોટું કલંક આણ્યું છે વળી એથેન્સમાં લાવીને પણ તેને વિદેશીઓ લઇ જાય તે ભયમાંથી ટાળવા અને સાવચેતીના ઉપાય તરીકે લાવ્યાનું બ્હાનું પણ તેણે રહેવા દીધું નહીં અને જ્યારે વિગ્રહને માટે ભરાયેલા ભરણામાંથી એક અભિમાની ઉચ્છૃંખલ સ્ત્રી પુષ્કળ ઘરેણાંનો શણગાર ધરાવે છે તેની માફક એથેન્સવાસીઓ પોતાના શેહેરને શણગારે છે અને હજાર હજાર ટેલન્ટ બેસે એવાં ભારે મંદિરો બાંધે છે અને તેમને પૂતળાંઓથી શણગારે છે, ત્યારે સમગ્રગ્રીસ પોતાને મોટું અપમાન થયું ગણશે અને આ દેખીતો જુલમ લેખાશે.

આ મતનો પેરિક્લિસે નીચે પ્રમાણે ઉત્તર વાળ્યો. "જ્યાં સુધી આપણે વિદેશીઓને દૂર રાખી સંયુક્ત નગરરાજ્યોને ભયમુક્ત રાખીએ છીએ ત્યાં સુધી ઉઘરાવેલા પૈસાનો

હિસાબ આપવા આપણે બંધાયા નથી મસ્યાનોએ આપણને નથી આપ્યાં વ્હાણો કે નથી આપ્યા ઘોડા, કે માણસો પણ ફક્ત પૈસાની મદદ આપી છે, તો પછી જ્યા સુધી એ પૈસા લેતી વખત કરેલી કબૂલાત આપણે પાળીએ ત્યા સુધી એ પૈસા આપનારના નહીં, પણ લેનારના જ ગણાય વળી જ્યારે આપણે મગ્રામની બધી સામગ્રીઓ કરી રાખી છે, ત્યારે પછી આપણી બાકીની દોલત આપણે એવા કામમા વાપરવી જોઇએ કે જે બનતા સુધી સર્વના ઉદ્યોગ અને બરકત લાવે અને તે પરિપૂર્ણ થાય, ત્યારે શેહેરની શોભાના અમર સ્મરણસ્તંભ તરીકે વિદ્યમાન રહે હવે આ બધા મંદિરો વગેરેની રચનામા એટલી બધી જાતની કારીગરીનો ખપ પડે છે કે દરેક ધંધાને ઉત્તેજન મળે છે એટલે લગભગ આખા શેહેરની રોજી વધારે જોસમા ચાલે છે અને શેહેરનો નિર્વાહ અને શણગાર બને એક સાથે થાય છે ખરેખર, જેઓ લાયક ઉમરના અને દોલતવાન હતા તેઓનો યુદ્ધમા ખપ હતો અને તે માટે તેમને યોગ્ય સુમારો મળતો હતો અને કારીગરો અને બીજા હલકા વર્ગનાઓને પણ જાહેર પૈસામાથી પોતાનો ભાગ મળતો હતો અને તે એમની પાસેથી ઉત્તમોત્તમ કામ લઇને તેના બદલામા જ આપવામા આવતો હતો ખરે ખર આવા કળાકૌશલના કામમા રોકાયેલા એ લોકોને પણ સશસ્ત્ર સિપાહીઓ અને ખલાસીઓ તરીકે સેવા બજાવતા નાગરિકોના જેટલો જ જાહેર તીજોરીમાથી પગાર મળવાનો હક હતો પત્થર, પિત્તળ, હાથીદાંત, સુવર્ણ, અબનુસ વગેરે વસ્તુઓ, કડીયા, કંસારા, સુતાર, સોની, ચિતારા વગેરે કારીગરોને કામ આપતી, તેમને સમુદ્રમાર્ગે આયાત કરવામા વેપારી અને વ્હાણવટીઓ કામે લાગતા અને જમીન માર્ગે લાવવામા પૈડા બનાવનાર, ગાડા વેચનાર, હેલકરી, દોરડા બનાવનાર, ચામડા કાપનાર વગેરે લોકોને મજુરી મળતી અને સરદારના હાથ નીચે સિપાઇઓ હોય તેમ દરેક હુન્નરકલાને અંગે અનેક હલકા મજુરો પણ કામે લાગતા હતા આવી રીતે બધા ધંધા ચાલતા હોવાથી સમાજના દરેક ભાગમા બરકતનો ફેલાવ થયો અને આશ્ચર્યકારક પ્રમાણના અને અકલ કામ ન કરે એવા સુદર અને ભવ્ય મકાનો બંધાયા કારણ કે દરેક શિલ્પી પોતાની યોજનાઓની ભવ્યતાને પોતાના હાથની ચતુરાઇથી બનતા સુધી પ્હોચી વળવા સતત્ પ્રયત્ન કરતો હતો અને સર્વથી વિશેષ આશ્ચર્યકારક બિના તો જે ઝડપથી એ મંદિર, પ્રતિમા વગેરે તૈયાર થયા એ છે ઘણી ઇમારતો, જેમાની દરેકને માટે બે ત્રણ જન્મારાની મહેનત જોઇએ, તેવી એક ફતેહમંદ નગરની કારકિર્દીમા તૈયાર થઇ ગઇ

કહે છે કે એક ચિતારાએ, પોતે જે ઝડપ અને સહેલાઇથી છબીઓ તૈયાર કરતો ને વીષે બડાઈ કરી, ત્યારે ઝ્યુક્સીસે કહ્યુ “ જો હું કદી બડાઇ મારીશ તો મ્હારા દરેક કામ પાછળ મને કેટ ટલો બધો વખત લાગે છે એ વિષે જ મારીશ ” કારણ કે ઝડપથી અને સહેલથી કરેલુ કામ સૌંદર્ય અને ટકાઉપણામા ઉતરતુ હોય છે તેથી ઉલટુ કઇ કામ જેમ ધીમે ધીમે થાય છે તેમ તેના ટકાઉપણામા વધારો થાય છે એટલા માટે આપણે વધારે આશ્ચર્ય પામવાનુ છે કે પેરિક્લિસના બધા વેલા મકાનો એટલા જલ્દી તૈયાર થયા, તોપણ જમાનાના જમાના કાયમ રહે એવા બાંધેલા છે કારણ કે તેઓમાનુ દરેક તૈયાર થઇ રહ્યુ કે તુરત તેમા પુરાતન મકાનની ભાવના લાગતી એથી ઉલટુ એ મકાનો અત્યારે આટલા બધા વર્ષોથી ઉભા છે છતા તેમની શોભામા હજી પણ નવા તાજા બાંધેલા મકાનની જ નૂતનતા જણાયા કરે છે જાણે કે નિરતર

યુવાની અથવા અનુપમ સૌંદર્યનો આત્મા તેમનામાં વાસ કરી ન રહ્યો હોય તેમ તેમને સમયની કાંઈ અસર લાગતી નથી એમ જણાય છે.

તે વખતમાં બીજા હુશિયાર કારીગરો અને શિલ્પીઓ હતા. છતાં એ બધાના ઉપરી તરીકે ફીડિઅસને મુકરર કરવામાં આવ્યો હતો. પાર્થેનોન અથવા પેલાસનું મંદિર જે સો ફુટ ચોરસ હતું તે બાંધવાનું કામ કેલિક્રેટીસ અને ઇક્ટીનસે કર્યું. ઇલ્યુસિસનું દેવળ જ્યાં ગુપ્ત ક્રિયાઓ થતી તે કોરીબસના હાથમાં હતું, પણ તે તેના પાયા નાખી, ફરસબંધી તથા થાંભલાઓ તૈયાર કરી મૃત્યુ પામ્યો અને તેના પછી ઝાયપીટી વિભાગના મેટાગિનિસે સ્તંભોની ઉપલી હાર ઉમેરી અને કોલાર્ગેસના ઝેનોક્લિસે મથાળાનો ઘુમટ બાંધ્યો. તથા બારીના છાપરાનું કામ પૂરું કર્યું. એથેન્સના કોટની "લાંબી રાંગ" બાંધવાનું કામ (જે બાંધવાની દરખાસ્ત કરતાં પેરિક્લિસે કરેલું ભાષણ સોક્રેટિસ કહે છે કે તેણે સાંભળ્યું હતું) કેલિક્રેટીસે કર્યું હતું. આ કામ ઘણું ધીમું ચાલતું હતું એવી ફરિયાદ એક કવિ કરે છે.

"વક્તાએ તો શબ્દ—ચોસલાં ઉપરા ઉપરી ઘણાંય ખડક્યાં; પણ શબ્દોથી કદાપિ ક્યાંયે કોટ ચણાય શું!" સંગીતશાળા પણ પેરિક્લિસના કહેવા મુજબ બાંધવામાં આવી હતી. તેની અંદર આસનોની અને સ્તંભોની હાર હતી. અને તેનું છાપરું, કહે છે કે, ઇરાનના બાદશાહના તંબુના નમૂના ઉપરથી શંકુ આકારનું કરવામાં આવ્યું હતું. અને તે પરથી તે જ કવિ પેરિક્લિસની નીચેની ઉક્તિમાં આ પ્રમાણે મશ્કરી કરે છે.

"શિરપર કાંદો સુદી જુવો! આ ઝ્યુસ આપણો નાટ્ય ગૃહે નાયક બનતો
સૌ ગાયક ગણનો; નહીં રહી પ્રતિસ્પર્દ્ધિ ભીતિ; નહીં હવે રહી દેશનિકાલ
થવાની બીતિ: આગળ પ્રજા થકી થરથર તો તે આ આજે ફરી
પ્રજાને નિજ વાદિત્ર જ સ્વચ્છંદથી મન ચાહ્ય સુરો તે તેમાં વાજે".

આ વખતે પેનેથીનિઆના ઉત્સવ વખતે સંગીતકુશલ નરોમાં જે સૌથી સારો જણાય તેને ઇનામ આપવાનો ઠરાવ પેરિક્લિસે બહુ મહેનત લઇને કરાવ્યો અને પછી પરીક્ષક તથા ઇનામ આપનાર તરીકે, પોતાની જ નીમનોક થવાથી ગાનારાઓ તથા બજાવનારાઓને અમુક નિયમસર ગોઠવી તેમની પરીક્ષા લીધી અને આ વખત પછી બધી સંગીતની સ્પર્દ્ધાઓ એ સંગીતશાળામાં જ થતી.

એક્રોપોલીસના કિલ્લાના મુખદ્વારનો ભાગ પૂરો થતાં પાંચ વર્ષ લાગ્યાં અને તેમાં મુખ્ય શિલ્પી નેસીક્લિસ હતો. એ કામ ચાલતું હતું તે દરમિયાન એક વિચિત્ર બનાવ બન્યો હતો; જે પરથી એવું સૂચન થતું હતું કે દેવી જાણે એ કામથી પ્રતિકૂળ નહીં પણ અનુકૂલ હોય, અને તે કામ પૂરું પાડવાને જાણે ઉત્તેજન આપતી હોય. એ કામ ઉપર લાગેલા એક ચાલાક અને ઉત્સાહી કારીગરનો પગ લપસવાથી તે મથાળેથી છેક નીચે પડ્યો. અને તેને એટલું બધું વાગ્યું કે તેને જીવવાની આશા ન હતી. આ અકસ્માતથી પેરિક્લિસને બહુ ચિંતા પેઠી; પણ તેટલામાં તેને સ્વપ્નમાં દેવીએ દર્શન આપ્યાં. અને રોજ અમુક ઔષધ લગાડવાને સૂચના કરી અને એ સૂચનાનો અમલ થતાં દર્દી એકદમ સાજો થયો. કિલ્લામાં હોમ કરવાના સ્થાન પાસે તંદુરસ્તીની મિનર્વા દેવીની એક પિત્તળની પ્રતિમા છે. તે પેરિક્લિસે આ બનાવના સ્મરણીય તરીકે સ્થાપિત કરી. આ દેવીની સુવર્ણની પ્રતિમા ફીડિઅસે બનાવી હતી. અને આપણે જણાવી ગયા તેમ તેણે નીચે પો-

તાનું નામ લખેલું છે પેરિક્લિસ સાથેની તેની મિત્રતાને લીધે તે બધા કામનો ઉપરી હતો. અને બધા શિલ્પીઓ તેના કહ્યા પ્રમાણે વર્તતા હતા, આથી તેની ઈર્ષ્યા થતી અને પેરિક્લિસની નિંદા થતી અને એમ કહેવાનું કે ફીડિઅસ પેરિક્લિસને માટે પોતાને ઘેર સ્ત્રીઓને બોલાવતો અને ત્યાં પેરિક્લિસ ફીડિઅસના ચાલી રહેલા કામ જોવાને બ્હાને અનેકવાર જઇ તેમને મળતો. હાસ્યરસ કવિઓ આ વાતના આધાર પરથી પેરિક્લિસને તદન સ્વચ્છંદી ચીતરતા અને તેના મિત્ર તથા યુદ્ધમાં તેના હાથ નીચેના એક અમલદાર મેનિપ્પસની સ્ત્રી સાથે આડો વ્યવહાર રાખવાનું આળ તેને માથે ચ્હડાવતા, વળી તેના એક બીજા મિત્ર નામે પિરિલેમ્પિસ પાસે નવાઇના પક્ષીઓ અને ખાસ કરી મોરનો જથ્થો હતો એ પરથી તેઓ કહેતા કે પેરિક્લિસના સબંધમાં આવતી સ્ત્રીઓને ભેટ આપવા માટે એ પક્ષીઓ હતા, પણ જ્યારે થેસોસના સ્ટેસિમ્બ્રોટસ જેવો પુરુષ તેના ઉપર પોતાની જ પુત્રવધુ સાથે સબંધ કરવાનું ઘોર અને પાયા વગરનું કલંક ચ્હડાવતા આચકો ન ખાય ત્યારે પછી માર્મિક લેખકો મહાપુરુષોની કીર્તિનો ભોગ સામાન્ય લોકવર્ગની ઈર્ષ્યાને આપે તેમાં નવાઈ નથી. ઐતિહાસિક બાબતોમાં સત્ય પારખવું ઘણું જ મુશ્કેલ છે, કારણ કે જે તે લેખકો જે સમય વિષે લખતા હોય તે પછી થયા હોય તો તેમને બધી વિગતોની માહિતી મળતી નથી, અને જો તેઓ સમકાલીન પુરુષો અને બનાવો વિષે લખતા હોય તો તેઓ ઈર્ષ્યા કે અભિમાન અથવા મિત્રતાથી દોરવાઇ જઇ નિષ્પક્ષપાતી રહી શકતા નથી

થ્યુસિડિડિસના પક્ષના વક્તાઓએ પેરિક્લિસ ઉપર એવો આરોપ મુક્યો કે તેણે રાજ્યની ઉપજ ઘટાડી નાખી છે અને તીજોરીના પૈસા બધા વાપરી નાખ્યા છે પોતાનો બચાવ કરતા પ્રજાવર્ગ સમક્ષ પેરિક્લિસે પુછ્યું કે ' તમને એમ લાગે છે કે મ્હેં ખર્ચ અણુઘટતું વધારે કર્યું છે ? અને આના જવાબમા તેમણે હા કહી એટલે તે બોલ્યો " સારે એ ખર્ચ ભલે મારે ખાતે ન્હડે તમારે ખાતે નહીં ફક્ત નવી ઇમારતોમાં એથેન્સની પ્રજાના નામને બદલે મ્હારૂં નામ કોતરાવજો આ પરથી તેના આત્માની મહત્તાથી છક થઇને કે એવા ભવ્ય મકાનોની કીર્તિમાં ભાગ પડાવવાના ઉત્સાહથી તેઓએ ઠરાવ્યું કે રાજ્યની તીજોરીમાંથી ગમે તેટલો વ્યય કરવાની તેને કુલ મુખતિયારી આપવામાં આવે છે

આખરે પેરિક્લિસ અને થ્યુસિડિડિસ વચ્ચેનો વિરોધ એટલે સુધી ચાલ્યો કે એમાંથી એકને દેશવટો મળ્યાથી જ તેનો રસ્તો નીકળે એમાં પેરિક્લિસનો વિજય થયો થ્યુસિડિડિસનો પક્ષ પરાજય પામ્યો અને તેને દેશવટો મળ્યો રાજ્યમા વિરોધ નાશ પામ્યો અને લોકવર્ગની અંદર એકતા થઇ અને પેરિક્લિસ એથેન્સ અને તેના થાણાઓનો ઉપરી ઠર્યો મહેસુલ, લશ્કર અને નૌકાસૈન્ય, ટાપુઓ અને સમુદ્ર, ગ્રીક તથા વિદેશીઓના વસવાટવાળો વિશાળ પ્રદેશ, રાજાઓની મિત્રતા અને શાહજાદાઓની મૈત્રી એ બધું એની સત્તા નીચે આવ્યું આ પછી તેણે પોતાની વર્તણૂક ફેરવી નાખી તે વખત પછી તે પવનના જેવી જ વિચિત્ર અને અસ્થિર પ્રજાની મરજીને અધીન રહેતો નહીં તે વખત પછી ટૂંકમાં રાજ્યસત્તા નજાબીય બિનકુન ન રહી પ્રજામંડલની મરજી સાચવનારા હલકા ઉપાયો પેરિક્લિસે પડતા મેલી રાજ્યસત્તાને અમીરશાસન અને એકશાસનના જેવી દ્રઢતા ધારણ કરાવી રાજ્યનો લાભ હમેશ ધ્યાનમાં રાખી ન્યાયનો સીધો રસ્તો અખતિયાર કર્યો ઘણું ખરૂં તે ન્યાય તરફ નમ્ર દલીલથી તેમને દોરી લેતો પણ કોઇ વખત

તેમના લાભનું કામ કરવાની તેમને ફરજ પણ પાડતો આ તેની વર્તણુક એક સાન વૈદના જેવી હતી. કે જે લાંબા વખતના રોગની અંદર સાધારણ રીતે આહ્લાદિત દવા આપે છે પણ કેટલીક વખતે જરૂરીયાતને લઇને બદસ્વાદ દવા પણ આપના ચુકતો નથી આવડા મોટા મુલક ઉપર હકુમત ચલાવનાર પ્રજામા જે વિકારો સાધારણ રીતે થાય છે, તેનો ઇલાજ કરવામા પેરિક્લિસ કુશળ હતો. જે બે દવાઓ તે આપતો તેના નામ આશા અને બ્હીક હતા એક લઇને જ્યારે તેઓ ઉચ્છૃંખલ થઈ જતા ત્યારે તેમને બીજી દવા આપી તેમની તીવ્રતા તે ઓછી કરતો. તેમ જ્યારે તેઓ નિરાશ અને નિસ્તેજ થઇ જતા ત્યારે તે તેમને ઉત્તેજિત કરતો. અને એવી રીતે તેણે બતાવી આપ્યુ કે વક્તૃત્વકળાની પ્લેટોની વ્યાખ્યા સત્ય છે, જે વ્યાખ્યા પ્રમાણે એ મનુષ્યોના મન વશ કરવાની કળા છે, અને તેનુ મુખ્ય કામ આત્માની ઉર્મિઓ અને વૃત્તિઓને હલાવવાનું છે કે જે વાદિત્રના જુદા જુદા તારની માફક કમાયેલી આંગળીઓના નર્મ સ્પર્શ વડે જ કરવાનુ છે

થ્યુકિડિડિસ કહે છે તેમ પેરિક્લિસની સર્વોપરિ સત્તા તેના માત્ર વાચાતુર્યને લીધે જ ન હતી તે નેકીવાળો અને શુદ્ધ કીર્તિવાળો હતો. પૈસો તેને લલચાવી શકતો નહી પૈસાની તૃષ્ણાથી તે એટલો બધો વિમુખ હતો કે જો કે રાજ્યની ભરપૂર તીજોરીમા તેણે ઘણો વધારો ભરતી કરી અને જોકે તેનો અધિકાર ઘણા રાજાઓ તથા ટાયરન્ટોના કરતા વધારે હતો તોપણ પોતાની બાપીકી દોલતમા તેણે પોતાની મત્તામાન એક કોડીનો પણ વધારો કર્યો નહી.

ખરેખર થ્યુકિડિડિસ તેના પ્રભાવનુ ચોખ્ખુ બયાન કરે છે અને આક્ષેપવાળી કવિઓ તેમની ઇર્ષ્યાનુ રીત પ્રમાણે એ બિનાનુ પૂરતુ સૂચન કરે છે કારણ કે તેઓ તેના મિત્રો અને પક્ષકારોને નવા પીસીસ્ટ્રેટસના અનુયાયી એવુ ઉપનામ આપે છે એક પ્રજાકીય મસ્થાનમા ઘટે તે કરતા તેની મત્તા ઘણી વધી ગઇ હતી તેટલા માટે પ્રજામંડલથી સ્વતંત્ર થઈ નિરંકુશ સત્તા ધારણ કરવાના પ્રયત્નથી દૂર રહેવા માટે તેને સોગન આપે છે એક કવિ કહે છે કે એથન્સવાસીઓએ તેને રાજ્યોની ખંડણી, તેમની સાથેના કરારો કરવા તથા તોડવા, શહેરોના કોટ મરજીમા આવે તો બાંધવા અને મરજીમા આવે તો તોડી પાડવા, શાંતિ અને વિગ્રહના સમયમા રાજ્યની લગામ હાથમા રાખવી એ બધુ સોંપી દીધુ હતુ, અને આ કોઇ ટંકા વખતના ૧ તેહમદ કા બારના પરિણામ ન હતા પણ ચાલીશ વર્ષ સુધી એફિઆલ્ટીસ, નિઓક્રેટિસ, માયરોનાઇડિસ,* સાઇમન, ટોલ્માઇડિસ§ અને થ્યુકિડિડિસના જેવા રાજ્યનીતિજ્ઞ પુરુષોની સ્પર્દ્ધામા પણ પ્રથમ પદ ઉપર રહી અને છેવટે થ્યુકિડિડિસની હાર અને દેશવટા પછી

* આ સેનાપતિની બે બાબત ખાસ નોંધવા લાયક છે ઈ પૂ ૪૫૭ મા મેગરાના દક્ષિણના અને ઇજિપ્ત સાથેના વિગ્રહમા પરોવાયેલુ હતુ તે વખતે કોરિન્થે મેગારાને એથન્સથી સ્વતંત્ર કરવા લશ્કર મોકલ્યુ માયરોનાઇડિસે એથન્સમાથી કિશોરો તથા વૃદ્ધોનુ જેવુ તેવુ ધાડુ એ કઠુ કરી એ લશ્કરને હરાવ્યુ તે પછીના વર્ષમા તેણે ઇનોફાઇટાના મોટા યુદ્ધમા બીઓશિયનોને હરાવ્યા અને બીઓશિયાને સબળ કરી એથન્સની સત્તા ઉપર અંકુશ મુકવાના પ્રયત્નને ભાંગી પાડ્યો

§ ઇ પૂ ૪૫૬ મા લેકિસ પાસેથી નોપેક્ટસ બંદર લઇને ત્યા સ્પાર્ટાના ટાકાતુ મેસે નિયનોને વસાવનાર એથીનિયન સેનાપતિ એ ઇ પૂ ૪૪૭ મા કેરોનિયાના યુદ્ધમા હાર્યો એ બિના આગળ આવે છે

પણ પચીસ વર્ષ સુધી એ સત્તા તેણે પોતા પાસે રાખી. તે અરસામા દર વર્ષે તે તેના તે હોદ્દાપર ફરી નીમાતો હતો. છતા તેણે પોતાના હાથ તદ્દન ચોખ્ખા રાખ્યા હતા. જોકે બીજી રીતે તે પોતાની પૈસા સબધી સ્થિતિ વિષે બેદરકાર ન હતો. પોતાની બાપીકી મિલ્કતને સભાળવાના હેતુથી અને તેમ જ ફુરસદના વખતને અભાવે એ પાછળ બહુ વખત ગાળવો ન પરવડયાથી તેણે તેની વ્યવસ્થા એવી રીતની કરી રાખી હતી કે તે અમુક બાધેલા સાદા નિયમાનુસાર એની મેળે ચાલ્યા કરે, અને પોતાને બહુ તસ્દી લેવી ન પડે તે પોતાની વાર્ષિક પેદાશ વેચી નાખી તેના પૈસા કરી લેતો અને પછી પોતાની અને કુટુબની જરૂરીયાત પ્રમાણે બજારમાથી સામાન વેચાતો મગાવતો. આ રીત તેની ઉમરે પ્હોચેલા છોકરાઓને પસદ ન હતી અને તેના કુટુબની સ્ત્રીઓને જે ગુસારો તે આપતો હતો તે પૂરતો ન હોવાની તેઓ ફરિયાદ કરતી કારણ કે મોટાના ઘરમા હોય છે તેમ અહીં કોઇ પણ બાબતનો વધારો માલુમ પડતો નહીં. પણ દરેક બાબત જરૂરીયાતના પ્રમાણમા જ પૂરી પાડવામા આવતી, એટલે એમનાથી કઇ ખાનગી કોથળીઓ ભરાતી નહીં. આ બધા કામની વ્યવસ્થા કરનાર તેનો ઇવેન્જેલસ નામનો ગુલામ હતો. જે યાતો કુદરતથી જ એ કામમા ચાલાક હતો અથવા પેરિક્લિસના શિક્ષણથી ચાલાક થયો હતો. આવી ઝીણી બાબતોમા ધ્યાન આપવુ તે એનેક્સેગોરસ "ડાહપણુ"ને ન છાજતું ગણતો હતો કહે છે કે તેણે દૈવી આવેશમા આવી જઇને ઘરબાર તજી દીધા હતા અને ખેતર પડતર રહેવા દીધુ હતુ પણ મને લાગે છે કે જીવનના રહસ્ય સબધી ચિતવન કરનાર ફિલસુફ અને જીવનની હાજતો પૂરી પાડનાર રાજનીતિજ્ઞ પુરુષ એ બેમા બહુ ફરક છે કારણ કે ફિલસુફ તો ઉત્કૃષ્ટ વિષયો પર પોતાની બુદ્ધિ ચલાવે છે અને તેમા તેને હથિયારની કે બીજા બાહ્ય સાધનની મદદની જરૂર નથી પડતી ત્યારે રાજનીતિજ્ઞ પુરુષ, પોતાના ઉત્તમ ગુણોને પ્રજાની સેવા કરવામા રોકે છે એવાઓને પૈસા જરૂરના છે એટલુજ નહીં પણ તેનાથી તેમને કિમતિ મદદ મળે છે. પેરિક્લિસ પોતાના ધન વડે ઘણા ગરીબ શેહેરીઓની હાજતો પૂરી પાડતો પણ એથી ઉલટુ એનેક્સેગોરસ એ વિષેની બેદરકારીને લીધે ધીમે ધીમે છેક હાડમાર સ્થિતિમા આવી ગયો અને ઘડપણમા એટલો મૂઝાયો કે તેણે અપવાસ કરી દેહ છોડી દેવાનો ઠરાવ કર્યો કહે છે કે પેરિક્લિસને કોઇએ એનેક્સેગોરસના ખબર કર્યા એટલે તે તરત તેની પાસે ગયો અને તેને ઘણી વીનવણી કરી સમજાવ્યો અને ખાસ ભાર દઇને કહ્યુ કે ત્હારા જવાથી મને એક નેક સલાહકારની ખોટ કેટલી બધી પડશે તેનો કઈ વિચાર કર આ ઉપરથી એનેક્સેગોરસે પોતાના મોઢા ઉપરથી વસ્ત્ર દૂર કરી કહ્યુ 'પેરિક્લિસ! જેને દીવાની જરૂર હોય છે તેઓ તેમા તેલ પૂરવાની સભાળ રાખે છે.'

સ્પાર્ટનો આ અરસામા એથન્સના પરિબળની ઇર્ષ્યા કરવા લાગ્યા હતા અને પેરિક્લિસે એમા હજી વધારો કરવાના અને મહાન કાર્યો તરફ તેમની વૃત્તિ વધારે ખેચવાના હેતુથી દરખાસ્ત મુકી કે, યુરપ અને એશિયામા વસતા ન્હાના મોટા બધા સ્થાનોના ગ્રીકોએ પોતાના પ્રતિનિધિઓને એથન્સ મોકલવા, એટલા માટે કે ત્યા વિદેશીઓએ બાળી મુકેલા ગ્રીક દેવાલયોની મરામત કરાવવા સબધી, ઇરાની વિગ્રહ વખતે ગ્રીસ દેશની સલામતી માટે મા નેલી માનતા પ્રમાણે હવન કરાવવા સબધી, અને શાતિથી અને નિર્ભય રીતે બધા પોત પોતાનો વેપાર કરી શકે એ માટે સમુદ્ર પર્યટન સબધી, નિયમો ઠરાવવા માટે વિચાર ચલાવી શકાય.

આ ઠરાવ પ્રમાણે પચાસ વર્ષની ઉપરની ઉમરના વીશ વૃદ્ધોને ચૂંટી કાઢી તેમાંના પાંચને એશિયાના આયોનિયનો અને ડોરિયનોને તથા લેસ્બોસ અને રહોડસના ટાપૂમાં નિમંત્રણ કરવા મોકલ્યા. બીજા પાંચ હેલેસ્પોન્ટ અને થ્રેસના બાઇઝેન્શિયમ સુધી આવેલા શેહેરોને નિમંત્રણ કરવા ગયા. ત્રીજા પાંચ પિલોપોનીસસ, ફોસીસ અને બીઓશિયા થઇ લોક્રીને રસ્તે એકર્નેનિઆ અને એમ્બ્રેશિયામાં ગયા અને બાકીના યૂબીઆ, ઓઇટા, થાઓટી, અને સુબીયામાં વસતા લોકોને ગ્રીસની સુલેહશાન્તિ માટે સ્થપાવાના નવા સંયુક્તમંડલમાં દાખલ થવા બોલાવવા ગયા. એનું કંઇ પરિણામ આવ્યું નહી, કારણ કે સ્પાર્ટનોએ એથન્સની ઇર્ષ્યાને લીધે એ દરખાસ્ત નામંજુર રાખી અને એ પ્રથમથી જ આ પ્રમાણે વર્ત્યા એટલે બીજે સ્થલે ગયેલા એલચીઓનું પણ કંઈ વળ્યું નહીં, તોપણ પેરિક્લિસનો આત્મા કેવા ઉત્તમ વિચારો બાંધી શકતો એ આ પ્રયત્નથી સ્પષ્ટ જણાઇ આવે છે અને એટલા માટે જ આ બિના અહીં જણાવી છે.

વિગ્રહના વખતમાં તેની મુખ્ય ખુબી એ હતી કે દરેક પગલાની સલામતીનો તે પ્રથમ વિચાર કરતો. તે અનિશ્ચિત અને જોખમ ભરેલી લ્હડાઇમાં રાજીખુશીથી કદી ભાગ લેતો નહીં. તેમ જ જે સરદારો અવિચારી પણે યુદ્ધમાં ઝંપલાવે છે, અને તેમાં નસીબે યારી આપેલી હોવાથી વિખ્યાત થાય છે તેમનું અનુકરણ તે કદી કરતો નહીં એથી ઉલટું તે હમેશ એથન્સવાસીઓને કહેતો કે જ્યાં સુધી તમારૂં નસીબ મ્હારા હાથમાં છે ત્યાં સુધી રાજ્ય અને તમારી સત્તા અમર છે એમ સમજજો. ટોલ્મીયસના પુત્ર ટૉલ્માઇડિસે પોતાના પરાક્રમથી ફૂલાઇને બીઓશિયા ઉપર અયોગ્ય વખતે લ્હડાઇ કરવા તૈયારી કરી અને લશ્કરના લશ્કર ઉપરાંત એથન્સવાસી યુવાનોમાંથી શૂરવીર અને ઉત્સાહી મંડલને પોતા સાથે આવવા ઉશ્કેર્યા. તે પરથી જાહેરમાં પેરિક્લિસ તેમને એ કામથી અટકાવવા ઘણું કહ્યું તથા નીચલા શબ્દો પણ બોલ્યો "જો તમે પેરિક્લિસનું કહ્યું ન માનતા હો તો પછી સમય જે સર્વથી ડાહ્યો સલાહકાર છે તેની સલાહની વાટ જુવો" આ કહેવા ઉપર તે વખતે તો કોઇએ ધ્યાન ન આપ્યું પણ જ્યારે થોડા રોજમાં ખબર મળ્યા કે કોરોનીઆ આગળ ટૉલ્માઇડિસ હાર્યો ને પડ્યો અને તેની સાથે ઘણા નવીન યુવાનો પણ પડ્યા ત્યારે પછી લોકોએ પેરિક્લિસના વચન યાદ કર્યાં અને તે તેમને એની દીર્ઘદ્રષ્ટિની સાથે એના દેશબંધુઓ માટેના પ્રેમના પુરાવા રૂપી લાગ્યા.

તેની લ્હડાઇઓમાં ખર્સોનીસસની લ્હડાઇથી તેને બહુ માન મળ્યું કારણ કે એ લ્હડાઇથી તે પ્રદેશમાં રહેતા ગ્રીક લોકોને બહુ ફાયદો થયો. તેઓના શેહેરોને તેણે એક હજાર સશક્ત એથન્સવાસીઓની મદદ આપી, એટલું જ નહીં પણ સંયોગીભૂમિ ઉપર કિલ્લેબંદી પણ કરી આપી. આથી ફરી થ્રેશીયન લોકોની વારવારની લ્હડાઇ બંધ થઇ, તેમ જ સરહદ પર રહેતા લોકો લૂટફાટ ચલાવતા તેનો પણ અટકાવ થયો, પરંતુ જે લ્હડાઇથી વિદેશીઓમાં પણ તેની કીર્તિ થઇ તે તો પિલોપોનીસસની ફરતી તેણે દરિયાઇ રસ્તે લ્હડાઈ કરી હતી તે હતી. તે મેગારાના એક બંદરથી એકસો વ્હાણો લઇને નીકળ્યો (આગળની લ્હડાઇમાં ટૉલ્માઇડિસે કર્યાં હતાં તેમ) તેણે રસ્તાના બધા બંદરો અને સમુદ્રકાંઠાના શેહેરોને તાબે કર્યાં. તેના બહુ બળની ખ્યાતિથી બધા શેહેરો પોતપોતાના કિલ્લેબંધ સ્થાનમાં જઈ ભરાઈ બેઠા અને ફક્ત સિકિયોનિયનો તેની સામે થયા.

તેઓને તેણે નેમિયા આગળ યુદ્ધમાં હરાવ્યા અને એ જીતની યાદગિરીમાં એક સ્તંભ ચણાવ્યો. એકિયાના મિત્રરાજ્યમાંથી તેણે કેટલાંએક માણસોને પોતાના વ્હાણ ઉપર લીધાં અને પછી સામા કાંઠા ઉપર લ્હડી જઇ એકર્નેનિઆમાં ગયો અને દનીડીલોકોને તેમના કિલ્લાની અંદર પૂરી દઈ અને તેમનો મુલક પાયમાલ કરી પાછો ફર્યો. આ આખી લ્હડાઇમાં તે દુસ્મનોમાં બ્હીક પેસાડતો. અને તેના શેહેરીઓમાં ચાલાક અને ડાહ્યા સરદારની છાપ પાડતો ગયો. કારણ કે આ આખી લ્હડાઇમાં તેના હાથ નીચેના કોઇને પણ કાંઇ અકસ્માત પણ થવા પામ્યો નહીં.

એક મોટા અને સારી રીતે મજબૂત થયેલા કાફલાથી તે યુક્સાઇન સમુદ્રમાં પોન્ટસ ગયો અને ત્યાં આગળ વસતા ગ્રીક નગરોને જે લાભ જોઇતા હતા તે મેળવી આપ્યા. અને તેમને બહુ માન આપ્યું તેમ જ તેમની આસપાસ વસતા વિદેશી લોકોને તેણે બતાવી આપ્યું કે એથન્સ સમુદ્રપર આધિપત્ય ભોગવે છે. અને તેના કાફલા નિડરપણે સમુદ્ર ખેડે છે. અને તેથી એથન્સના પ્રભાવની છાપ તેમના મન ઉપર પાડી. તેણે સીનોપીના લોકોની મદદમાં તેમના જુલમગાર રાજા ટાઇમેસીલિઓસ સામે લડવા તેર વ્હાણનો ન્હાનો કાફલો લેમેકસની સરદારી નીચે મુકયો અને જ્યારે તે જુલમગાર અને તેના પક્ષના લોકોને હાંકી કાઢવામાં આવ્યા ત્યારે તેણે એક ઠરાવ કરી જાહેર કર્યું કે છસો એથન્સવાસીઓનુ એક થાણુ સીનોપી મોકલવું. અને તેમને રહેવા વગેરે માટે એ ટાયરટના મકાનો અને જમીન વ્હેંચી આપવા.

તે નાગરિકોની ઉચ્છૃંખલવૃત્તિને કદાપિ નમ્યું આપતો નહીં. અને પોતાના નસીબના જોર ઉપર અથવા બાહુના સામર્થ્ય ઉપર ફૂલાઇ જઈ તેઓ મિસરપર લ્હડાઇ કરવાનો કે ઇરાનના કિનારાપર હુમલો લઈ જવાનો વિચાર કરતા તો તે અમલમાં મુકવા દેતો નહીં. તે વખતમાં વળી તેઓમાંના કેટલાએકને સિસિલીનો કમનસીબ લોભ લાગ્યો હતો. અને તેને એલ્કિબિએડિસનો પક્ષ ઉત્તેજન આપતો હતો, એટલુંજ નહીં પણ ઇટ્રૂરિયા અને કાર્થેજના સ્વપ્ન જોતા હતા અને પોતાના મુલકના વિસ્તાર સામે તથા નસીબ પોતાને એક સરખી યારી આપ્યા કરતું હતું તે જોઇને આવા સાહસોમાં પણ કેમ ન ફાવીએ એની રીતે મનમાં આશાના ચોક પૂરતા હતા

પણ પેરિક્લિસે નાગરિકોની અમર્યાદ લોભવૃત્તિને રોકી, અને લશ્કરના મોટા ભાગમાં એથન્સના મુલકની સલામતીમાં રોકવામાં વધારે ડાહપણ માન્યું, તેમ જ પોતાનું ખરૂં કામ સ્પાર્ટન સત્તાને હદમાં રાખવાનું ગણી તેણે બીજા પ્રસંગોએ તેમ જ 'પવિત્ર વિગ્રહ§' ને વખતે તેમની વિરુદ્ધનો પક્ષ ગ્રહણ કર્યો. કારણ કે ફોકિસના લોકોએ ડેલ્ફીનું મંદિર પોતાના કબજામાં લીધું હતું તેને સ્પાર્ટનોએ પોતાના લશ્કરના બળથી પાછું ડેલ્ફીવાસીઓને અપાવ્યું અને તેના બદલામાં ડેલ્ફીના લોકોએ સ્પાર્ટનોને દેવવાણી પ્રથમ મેળવવાનો હક

§ ડેલ્ફિનું મંદિર ફોકિયનો બથાવી પડયા હતા સ્પાર્ટાએ આવીને તેમને હાંકી કહાડી મંદિર પાછું ડેલ્ફીઅનોને સોંપ્યું એ ગયા એટલે પેરિક્લિસે આવી તે પાછું ફોકિયનોને સોંપ્યું પછી બિઓશિયામાં શિષ્ટવર્ગ પ્રબળ થયો એટલે ફોકિસના શિષ્ટ વર્ગે પણ પ્રજા શાસનનો અંત આણી એથન્સનો પક્ષ તજી દીધો

આપ્યો, અને એ હક સંબંધી લેખ મંદિરમાં આવેલા વરૂની† પિત્તળની પ્રતિમાપર કોતરાવ્યો. સ્પાર્ટનોના ગયા પછી પેરિક્લિસ તુરત ડેલ્ફીપર ચ્હડી ગયો. અને મંદિર પાછું ફોકિયનોના હાથમાં સુપ્રત કરી એથન્સવાસીઓ માટેનો તેવા જ હકનો લેખ એ જ પ્રતિમાની જમણી બાજુપર કોતરાવ્યો.

થોડા વખતમાં એમ જણાઇ આવ્યું કે એથન્સના લશ્કરને ગ્રીસની અંદર જ રાખવામાં પેરિક્લિસે ડાહપણ વાપર્યું હતું. કારણ કે પ્રથમ તો યુબીયનોએ બંડ ઉઠાવ્યું. અને તે તેમની સામે ચ્હડી ગયો. એટલામાં તો ખબર આવ્યા કે મેગારાએ પણ પ્રતિકૂલતા બતાવવા માંડી છે. અને સ્પાર્ટન સૈન્ય રાજા પ્લિસ્ટોનાક્સની સરદારી નીચે એટિકાની સરહદ ઉપર પ્હોંચી ચુક્યું છે. દુશ્મન યુદ્ધ માટે તૈયાર હતા પણ સંખ્યામાં અને દૃઢતામાં પોતાથી એટલા બધા ચ્હડીયાતા દુશ્મન સાથે યુદ્ધનું જોખમ ખેડવાનું પેરિક્લિસને વાજબી લાગ્યું નહીં. પ્લિસ્ટોનાક્સ કિશોર વયનો હોવાથી એફોરોએ ક્લીએન્ડ્રાઇડિસ નામે એક સહાયક રાજા જોડે મોકલ્યો હતો. તેને પેરિક્લિસે લાંચ આપી સ્પાર્ટનોને એટિકામાંથી ખસેડયા. આથી લશ્કર બધું પાછું ફર્યું અને સિપાહી સૌ પોતપોતાને સ્થાનકે થઈ ગયા. સ્પાર્ટનો એટલા બધા ગુસ્સે થયા કે તેઓએ રાજાનો મોટો દંડ કર્યો; જે ન આપી શકવાથી તેને સ્પાર્ટા છોડવું પડ્યું. ક્લીએન્ડ્રાઇડિસ તો સજાની બ્હીકથી ન્હાસી ગયો, અને તેને માટે તેઓએ દેહાંતની સજા ઠરાવી. એ ક્લીએન્ડ્રાઇડિસ તે ગાઇલિપ્પસે એથીનિયનોને પછી સિસિલીમાં શિકસ્ત આપી હતી તેનો પિતા; ગાઇલિપ્પસ પણ તેના પિતાના જેવો જ લોભી નીકળ્યો. અને લોભને લીધે તે એટલાં નીચ કામ કરવા લાગ્યો કે સ્પાર્ટનોને તેને દેશનિકાલ કરવો પડ્યો; જે હકીકત અમે લાયસેન્ડરના ચરિત્રમાં આપેલી છે.

આ ચ્હડાઇના હિસાબમાં પેરિક્લિસે દશ ટેલન્ટ જરૂરી ખર્ચ ખાતે લખી અને પ્રજાએ વગર ચોક્સીએ તે મંજુર રાખી. ફિલસુફ થીઓફ્રેસ્ટસ અને બીજા કેટલાક લેખકોના મત પ્રમાણે પેરિક્લિસ દરવર્ષે દશ ટેલન્ટ સ્પાર્ટા મોકલતો હતો. અને એ રીતે નવા અમલદારોને પોતાની તરફેણમાં ખેંચી લઇ એથન્સ વિરુદ્ધ પગલાં ભરતાં તેમને અટકાવતો હતો. આ પ્રમાણે કરવામાં તે કંઈ પૈસા આપી સુલેહ વેચાતી લેતો એમ સમજવાનું નથી; એથી તે માત્ર વધારે સારી રીતે વિગ્રહ ચલાવી શકાય તે માટે મુદત મેળવતો હતો અને વિગ્રહ માટેની તમામ તૈયારી કર્યા જતો હતો.

સ્પાર્ટનો પાછા ફર્યા કે પેરિક્લિસ બળવાખોરો તરફ વળ્યો. અને પચાસ વ્હાણ તથા પાંચ હજાર આયુધોની મદદથી તેણે યુબીઆનાં શેહેરો સર કર્યાં. ખાલ્કીડિઆમાંથી વગદાર અને પૈસાદાર વર્ગના હીપ્પોબોટી (અશ્વપાળ) ના નામથી જાણીતા લોકોને તેણે હાંકી કાઢ્યા. અને હિસ્ટિઇને પાયમાલ કરી ત્યાંની વસ્તીને હાંકી કઢાડી ત્યાં એથન્સવા-

† એક વખત ડેલ્ફિના મંદિરમાંથી અમુક શખ્સ ખજાનો ચોરી પાર્નેસસની નીચે ઝાડીમાં તે સંતાઈ ગયો ત્યાં એક વરૂએ તેનાપર હુમલો કરી તેને મારી નાખ્યો. પછી તે વરૂ શેહેરમાં આવી રોજ બુમો પાડવા લાગ્યું આખરે કેટલાક ડેલ્ફીઅનો એ વરૂની પાછળ પાછળ જતા તો તેમને ચોરેલ ખજાનો હાથ આવ્યો. આ બનાવની યાદગિરીમાં ડેલ્ફીઅનોએ વરૂનું એક પિત્તળનું પૂતળું મંદિરમાં મુકાવ્યું. પોસેનિયસકૃત ગ્રીસનું વર્ણન.

મીઓનું એક થાણું સ્થાપ્યું. હિસ્ટિઅનોને આવી અત્યંત આકરી શિક્ષા કરવાનું કારણ એ હતું કે તેઓએ એક એથન્સના વ્હાણને પકડી તે પરના બધા આદમીને કતલ કર્યા હતા.

આ પછી એથન્સ અને સ્પાર્ટા વચ્ચે ત્રીસ વર્ષનો સંધી થયો. એટલે પેરિક્લિસે સેમોસ ઉપર ચ્હડાઈ લઇ જવાનો ઠરાવ પસાર કરાવ્યો. એ ઠરાવના કારણમાં એમ જણાવવામાં આવ્યું હતું, કે જ્યારે સેમિયન લોકોને માઇલીસિયા સામે તેઓ લડતા હતા તેમાંથી વિરમવાનું કહેવામાં આવ્યું, ત્યારે તેઓએ માન્યું નહી; પણ પેરિક્લિસે એ ચ્હડાઇ કરી તેનું ખરૂં કારણ એસ્પેશિયાને સંતોષવાનું જ હતું. માટે આ સ્થાને એસ્પેશિયાએ એવી કયી શક્તિથી આવા સમર્થ રાજદ્વારી પુરૂષને આંજી નાખ્યો હતો અને બીજા પણ ઘણા પ્રભાવવાળા પુરૂષો તેમ જ ફિલસુફોના મન ઉપર છાપ પાડી શકી હતી એ બાબત વિચાર કરવો વાસ્તવિક થઇ પડે છે.

બધા સ્વીકારે છે કે તે માઇલીસિયામાં જન્મી હતી. અને એક્સીઓકસની પુત્રી હતી. પ્રાચીન સમયથી આયોનિયનોમાં નામના કરી ગયેલી થાર્ગેલિયા નામની વેશ્યાનું અનુકરણ કરીને તે મોટા દરજ્જાના લોકોની જ સોબત સાધતી. આ થાર્ગેલિયા અતિશય સુંદર સ્ત્રી હતી. અને વળી તે ઘણી ડાહી પણ હતી, જે પરથી તેના પર ઘણા ગ્રીક આશક પડ્યા હતા અને આ બધા પોતપોતાના રાજ્યમાં વગદાર પુરૂષો હતા. તેમને ઇરાનના શાહની તરફેણમાં આણીને તેણીએ એશિયામાઇનરના ગ્રીક રાજ્યોમાં ઇરાનની પક્ષ ઉભો કર્યો હતો. કેટલાક કહે છે કે પેરિક્લિસ એસ્પેશિયા સાથે પરિચય રાખતો તે તેના ડાહપણ અને તેની અક્કલ માટે જ હતું. આ કારણને લીધે ફિલસુફ સોક્રેટિસ પણ પોતાના મિત્રો સાથે તેની મુલાકાતે જતો, અને તેના કેટલાક ઓળખીતા તેણીની વાતચિતનો લાભ પોતાના કુટુંબ સાથે લેતા હતા. જો કે તેણી પોતાને ત્યાં વેશ્યાઓને રાખતી હતી એટલે તેનો ગુજરાન ચલાવવાનો ધંધો આબરૂદાર કે પ્રમાણિક કહેવાય જ નહીં. ઇસ્કીનીસ કહે છે કે પેરિક્લિસના મૃત્યુ પછી એસ્પેશિયાએ લાઇસિક્લીસ નામના હલકી વર્ણના અને નીચ ખવાસના એક ભરવાડને રાખ્યો હતો અને તેની સાથેના સંબંધથી એ ભરવાડ એથન્સમાં મુખ્ય માણસ ગણાવા લાગ્યો. અને પ્લેટોના મિનિક્સિનસનો આરંભ આપણે મશ્કરીના રૂપમાં લઇએ તોપણ તેમાંથી આટલી ઐતિહાસિક બિના આપણે સમજી શકીએ છીએ કે વક્તૃત્વ શક્તિના પ્રભાવથી આકર્ષાઇને ઘણા એથન્સવાસીઓ તેની પાસે જતા હતા.

છતાં મને લાગે છે કે પેરિક્લિસનો અને તેનો સંબંધ આ રૂપનો નહીં પણ પ્રેમનો હતો. કારણ કે પેરિક્લિસને ઘરસંસારનું સુખ ન હતું. તેની સ્ત્રી તેની સગી થતી હતી તે પ્રથમ હિપ્પોનિકસ વેરે (આગળ ઉપર તવંગરના ઉપનામથી જાણીતા થયેલા) પરણી હતી. અને તેના પુત્ર કેલીયસની જનેતા હતી. પછી તે પેરિક્લિસને પરણી અને પેરિક્લિસને તેને પેટે ઝેન્થિપ્પસ અને પેરેલસ નામના બે પુત્ર થયા પણ બે વચ્ચે બિલકુલ બનાવ ન હોવાથી તેઓ રાજીખુશીથી છૂટા પડ્યા. તે બીજાને વરી અને પેરિક્લિસે એસ્પેશિયાને રાખી, અને તેને પેરિક્લિસ એટલો બધો ચાહતો હતો કે ગમે તેવું જરૂરી કામ હોય તો પણ તે એસ્પેશિયાની રજા લઇ ચુંબન કરીને જ બ્હાર જતો અને પાછા વળતાં પણ એજ ક્રમ પાળતો.

તે વખતના હાસ્યજનક ખેલોમાં તેણીના નવી 'ઓમ્ફાલી,' 'ડિઆનીરા' અને જ્યુનો એવા નામો જોવામાં આવે છે ક્રેટીનસ તો તેને ચોખ્ખા શબ્દોમાં વેશ્યા જ કહે છે.

"એહની જ્યુનો તણા પદયોગ્ય આ એસ્પેશિયા,
પુત્રી વિષયદેવીની, વેશ્યા કુટ્ટિનીએ બેહયા."

એસ્પેશિયાના પેટે તેને એક પુત્ર પણ થયો જણાય છે. અને એ બિનાનું સૂચન એક બીજા કવિના લેખમાં છે

એસ્પેશિયાની એટલી બધી કીર્તિ પ્રસરી હતી કે સાઇરસ (જેણે ઈરાનના તાજ માટે આર્ટાઝર્કઝીસની સાથે યુદ્ધ કર્યું હતું) તેણે પોતાની સર્વથી માનીતી રખાતનું નામ મિલ્ટો હતું તે ફેરવીને એસ્પેશિયા પાડ્યું મિલ્ટો ફોસિયાના હર્મોટિમસની પુત્રી હતી. જ્યારે સાઇરસ યુદ્ધમાં મરાયો ત્યારે તે પુત્રીને પકડી શાહ પાસે લઇ ગયા અને તે વખતથી તેનું શાહ પાસે ચલણ થયું આ જીવનવૃત્તાંત લખતાં મને આ બિના યાદ આવવાથી તે મ્હેં લખી નાખી છે કારણ કે તેને મુકી દેવી એ મને કૃત્રિમ દંભ લાગે છે. હવે હું પાછો સેમિયનવિગ્રહ ઉપર આવું છું જે પેરિક્લિસે એસ્પેશિયાની શીખવણીથી વ્હોરી લીધાનું એને માથે તહોમત છે માઇલીસિયનો અને સેમિયનો વચ્ચે પ્રાયેની નગર માટે યુદ્ધ ચાલતું હતું અને તેમાં સેમિયનો જીતમાં હતા ત્યાં એથન્સવાસીઓ વચમાં પડ્યા અને તેઓને યુદ્ધ બંધ કરી તેમના કજીઆનો નિકાલ પોતાને સોંપવા માગણી કરી પણ આ બાબત સેમિયનોએ કબુલ કરી નહીં આ પરથી પેરિક્લિસે એક કાફલો લઇ સેમોસ પર ચ્હડાઇ કરી ત્યાંની ઉમરાવ વર્ગની રાજ્યસત્તા ખૂંચવી લીધી, પછી ટાપૂના મુખ્ય પચાસ પુરુષો તથા તેટલા જ બાળકોને જામીન તરીકે લઇ તેમને લેમ્નોસના ટાપૂમાં મુક્યા કહે છે કે આ જામીનોમાંના દરેકે પોતાના છુટકાના બદલામાં એક એક ટેલેન્ટ આપવા કહ્યું એમનામાંના સેમોસમાં પ્રજાસત્તાક રાજ્ય સ્થાપન તેની વિરુદ્ધ હતા તેઓ તો એથી પણ વધારે દામ આપવા તૈયાર હતા તે ઉપરાંત ઈરાની પીસુથિનિસ જે સેમિયનોનો ખેરખાહ હતો તેણે સેમિયનોને જેમ બને તેમ લાભકારક શરતો ઉપર સંધીની બક્ષિસ કરે તો બદલામાં દશ હજાર સોનાની અશરફી આપવાનું કબૂલ કર્યું પણ એ બધી બેટોને ન ગણકારી પોતે કરેલા ઠરાવ પ્રમાણે તે વર્ત્યો અને તે ટાપૂમાં પ્રજાસત્તાક સત્તા સ્થાપન કરી તે એથન્સ પાછો ફર્યો

પણ પીસુથિનિસની મદદથી અમુક ખાનગી રીતે પોતાના જામીનોને પાછા મોકલી સેમિયનોએ ફરી બંડ ઉઠાવ્યું અને વિગ્રહ માટે ફરી તૈયારી કરવા માંડી, પેરિક્લિસે કાફલો લઇને તેમને તાબે કરવા આવતાં, તેમને એકરાર કે નિરાશને બદલે સમુદ્રના આધિપત્યને માટે એથન્સની સામે હરીફાઈ કરવાને તૈયાર જોયા ટ્રેજિયાના ટાપૂ આગળ સખ્ત ઝપાઝપી થઇ અને આખરે સેમોસના સીત્તેર વ્હાણના કાફલાને (જેમાંના વીશ ઉપર પાયદળ લશ્કરના સવાર હતા તેને) પેરિક્લિસે પોતાના ચુમાળીશ વ્હાણથી સખ્ત હરાવ્યો

એ જીતનો લાભ લેઇને તેણે સેમોસના બંદરને હાથ કર્યું અને શહેરને ઘેરો ઘાલ્યો. તે પછી થોડા વખતમાં એથન્સથી એક મોટો કાફલો તેની મદદે આવી પહોંચ્યો અને

સેમિયન લોકો તદ્દન ગેગાઇ ગયા, આ પછી પેરિક્લિસે આઠ વ્હાણુ લઇ ભૂમધ્યસમુદ્ર તરફ હકારી મુકયા, અને તેમ કરવામા તેનો ઇરાદો સેમોસની મદદે આવતા ફિનિશીયન કાફલાને રસ્તામા જ પકડી પાડવાનો હતો

સ્ટેસિમ્બ્રોટસ કહે છે કે તેનો વિચાર સાઇપ્રસ જવાનો હતો, જે અસભવિત લાગે છે. પણુ તેનો ગમે તે હેતુ હોય, તોપણુ આ વખતે તેણે મોટી ભૂલથાપ ખાધી, કારણુ કે તે ઉપડયો કે તુરત ફિલસુફ તરીકે જાણીતા થયેલા અને તે વખતે સેમિયન લશ્કરના સરદાર આઇથેજીનિસના પુત્ર મેલિસ્સસે વ્હાણોની ટુકી સખ્યાને લઇને કે પછી પાછળ રહેલા સરદારોના અનુભવની ખામી જાણી લઇને હિમતમા આવી પોતાના સ્વદેશી બધુ-ઓને એથન્સના લશ્કર પર હુમલો કરવા ઉશ્કેર્યા આ પરથી યુદ્ધ થયુ તેમા સેમિયનોની ફતેહ થઈ, તેઓએ ઘણા બદીવાનોને પકડયા, એથીનિયન કાફલાનો નાશ કર્યો અને જે લડાયક સામાન તથા ખોરાકી ભર્યા હતા તે ભરી લીધા એરિસ્ટોટલ કહે છે કે આ મે-લિસ્સસે એક આગલા નૌકાયુદ્ધમા પેરિક્લિસને પણુ હાર ખવરાવી હતી

એથન્સવાસીઓએ સેમિયન બદીવાનોના કપાળમા સેમિનાની છાપનો ડામ દીધો હતો. તેનુ વેર વાળવા આ વખતે સેમિયનોએ એથન્સવાસીઓના કપાળમા ઘુવડની છાપ મારી આ સેમીના એ એક જાતની હોડી છે, જે આગના ભાગમા નીચી બાધણીની અને પડખામા પ્હોળી અને પોકળ હોય છે આવી બાધણીને લીધે તે હલકી અને ઉતાવળી ચા-લતી થાય છે અને તે સેમોસના ટાઇરન્ટ પોલિક્રેટિસે શોધેલી તે પરથી સેમીનાને નામે ઓળખાય છે.

એમ ધારવામા આવે છે કે એરિસ્ટોફેનિસના એક નાટકમા સેમિયનો સાક્ષર લોકો છે એમ જે આવે છે તેમા તેમના કપાળના ઉપલા ડામનુ સૂચન છે

પેરિક્લિસને પોતાના કાફલાની હારની બાતમી મળી કે તુરત તે મદદ લઇને આવ્યો, અને તેણે મેલિસ્સસ સાથે યુદ્ધ કર્યુ અને તેને હરાવી દુશ્મનને ન્હસાડયા તથા શેહેરની આસપાસ દિવાલ બાધી લઈ સેમિયનોને ઘેરી લીધા અને એકદમ હલ્લો કરી નાગરિકો ના લોહીને ખર્ચે તેને સર કરવાને બદલે વખત અને વ્યયની મદદથી શેહેરને લેવાનુ વ ધારે પસદ કર્યુ, પણુ જ્યારે ઘેરામા વખત જવાથી એથન્સવાસીઓ બડબડવા માડયા અને દુશ્મન પર હુમલો કરવા અતિ આતુર થયા ત્યારે પછી પેરિક્લિસે સમગ્ર લશ્કરને આઠ ભાગમા વ્હેંચી નાખી રોજ ચિઠ્ઠિઓ નાખવા માડી તેમા જે ભાગને ધોળો વાલ આવે તે ભાગે તે દિવસ આનદમા ગાળવો અને બાકીના સાત ભાગે યુદ્ધમા જોડાવુ એમ ઠરાવ્યુ કહે છે કે આનદ અને મોજમઝામા ગયેલા દિવસને 'ધોળો દિવસ' કહેવાની રીત, આ વાલનો ધોળો દાણો આવતા લડવાને બદલે દિવસ ગમતમા ગાળવાના ઠરાવ ઉપરથી પડેલી છે

ઇતિહાસક એફોરસ તે ઉપરાત ઉમેરે છે કે આ ઘેરામા પેરિક્લિસે દિવાલ તોડવાના યત્રોનો પ્રથમ ઉપયોગ કર્યો હતો. કારણુ તે વખતમા તેની શોધ નવી જ થઈ હતી અને પેરિક્લિસને તે માટે ઉચો મત હતો એ યત્રોનો શોધક આર્ટેમોન પણુ ત્યા હાજર હતો

અને તે લંગડો હોવાથી જ્યાં તેની જરૂર પડે ત્યાં તેને ડોળીમાં બેસાડી લઈ જવામાં આવતો; જે પરથી તેનું નામ પેરીફોરેટસ (ઉંચકીને જ્યાં ત્યાં લઇ જવાતો) પડ્યું હતું પણ પોન્ટસનો હેરાક્લાઇડિસ એનેક્રિઓનની કેટલીક કવિતાઓ ટાંકી એ બિના ખોટી ઠરાવે છે. કારણ કે તે કવિતાઓમાં આર્ટેમોન પેરીફોરેટસનું બયાન સેમિયનવિગ્રહ અને પેરિક્લિસના સમય પ્હેલાં ઘણા જમાના ઉપર કરવામાં આવેલું છે. તે કહે છે કે 'આ આર્ટેમોન તો મોજશોખમાં મચ્યો રહેતો અને વળી સ્વભાવે બ્હીકણ અને બાયલા જેવો હતો. ઘણો ખરો વખત તે ઘરમાં જ કાઢતો અને તેના માથાપર બે ગુલામો પિત્તળની ઢાલ ધરી નાખતા કે ઉપરથી કાંઇ માથે ન પડે; અને જો ભોગજોગે તેને બ્હાર જવું પડતું તો તે ડોળીમાં બેસીને જતો અને એ ડોળી પણ એટલી નીચી રખાવતો કે જમીનથી જરાક જ ઉંચે રહેતી; અને આ પરથી તેનું નામ પેરીફોરેટસ પડ્યું હતું.

નવ મામના ઘેરા પછી સેમિયનો શરણે આવ્યા. પેરિક્લિસે તેઓનો કિલ્લો તોડી પાડ્યો, તેમનાં વ્હાણો કબજે કર્યા, અને ભારે દંડ મુક્યો; જેમાંનો એક ભાગ તેઓએ તુરત જ આપ્યો તથા બાકીનો આપવા માટે કાંધાં ઠરાવી તે પાળવા બદલ જામીન આપ્યા. સેમિયન ડયુરિસ આ બનાવની દુઃખભરી વિગત આપે છે. અને પેરિક્લિસ અને એથન્સવાસીઓપર હદ બ્હારની ક્રૂરતાનો આરોપ મુકે છે; જેમાંનું કંઇ થ્યુકિડિડિસ, ઇફોરસ કે એરિસ્ટોટલ બિલકુલ જણાવતા નથી. સેમિયન અમલદારો અને ખલાસીઓના સંબંધમાં તે કહે છે તે ગપ લાગે છે; તે કહે છે કે પેરિક્લિસે તેમને માઇલેટસના મધ્ય ચોકમાં લાવી દશ દિવસ સુધી થાંભલા સાથે બાંધી રાખ્યા અને તે પછી તેમને એ દુર્દશામાં લાકડીના મારથી પૂરા કર્યા. તથા તેમનાં શબને ભૂમિદાહનો હક પણ ન આપ્યો: પણ ડ્યુરિસ પોતાના ઇતિહાસોમાં જ્યાં મૈત્રી કે વૈર એકે લાગણીનો સભવ ન હોય એવા બનાવોમાં પણ સત્ય લખતો નથી, તો પછી આ સ્થળે તો પોતાના સ્વદેશી બંધુનાં દુઃખ વધારે તીવ્ર જણાઈ આવે એવા હેતુથી, એથન્સવાસીઓને બને તેટલા ખરાબ રૂપમાં બતાવવા પ્રયત્ન કરે એ સંભવિત લાગે છે.

સેમોસની છત પછી એથન્સ પાછાં ફરતાં તે વિગ્રહમાં પડેલા પોતાના શેહેરીબાઇઓની મૃત્યુક્રિયા પેરિક્લિસે ઠાઠમાઠથી કરાવી, અને એ પ્રસગ ઉપર રિવાજ પ્રમાણે અપાતું ભાષણ પેરિક્લિસે પોતે કર્યું*. આથી તેની બહુ વાહવાહ થઇ અને જ્યારે તે પોતાની બેઠક ઉપરથી ઉતરી નીચે આવ્યો ત્યારે, અખાડામાં વિજય પામી વીર આવે ત્યારે આપે તેમ સ્ત્રીઓએ તેને માન આપ્યું, તથા તેને મુકટ તથા બાજુબંદ ભેટ ધર્યા. ફક્ત એલ્પીનાઇકીના શબ્દો જુદા હતા; તે બોલી "શું આ પરાક્રમો મુકુટ અને બાજુબંદને લાયક છે ! આમાં આપણા ઘણા શેહેરીઓએ જાન ખોયો છે; અને તે પણ મ્હારા ભાઇ કાઇમનના વિગ્રહોની માફક ઇરાનીઓ કે ફિનિશીયનો સાથેના વિગ્રહોમાં નહીં પણ આપણી સાથે મૈત્રી અને સગપણ બન્નેથી જોડાયેલા એક શેહેર સામેના વિગ્રહમાં। પેરિક્લિસે ફક્ત સ્મિત હાસ્ય કર્યું. અને જવાબમાં ધીમે ધીમે આર્કિલોકસની નીચેની લીટી કહી "ઘડાને ના સુગંધિ ઘટતાં તેલ પળિયેલ વાળે" ।

* જુઓ પરિશિષ્ટ ૧.

આયોન કહે છે કે આ જીતથી પેરિક્લિસ બહુ ફૂલાઇ ગયો હતો. અને વગર આંચકે કહેતો કે "વિદેશીઓના એક શેહેર જીતવામાં આગેમેમ્નોનને દશ વર્ષ લાગ્યા હતાં ત્યારે આયોનિયનોનું સર્વથી બળવાન અને પૈસાદાર શેહેર તેણે નવ માસમાં જીત્યું હતું." અને ખરેખર એ પરાક્રમનુ અભિમાન કરવાનુ તેને કારણુ હતું, કેમકે વિગ્રહ ઘણો ભારે હતો. અને તેનું પરિણામ અનિશ્ચિત હતું; અને થુકિડિડિસ કહે છે તેમ સેમિયન લોકો એટલા બળવાન હતા કે એથન્સ પોતાનું સમુદ્રનુ આધિપત્ય ખોવાના ભયમાં આવી ચૂક્યું હતું.

આ પછી થોડા વખતમાં જ્યારે પિલોપોનીસિયન વિગ્રહ ઉઠવાની તૈયારીમાં હતો ત્યારે કોરિન્થ અને કોરકાઇરા વચ્ચે ચાલતા ટંટામાં પાછલાને મદદ મોકલવા માટે પેરિક્લિસે એથીનિયનોને સમજાવ્યા. કારણ કે તેણે કહ્યું "કોરકાઇરાનું નૌકાસૈન્ય મોટું અને સારૂં છે. અને તે નજદીક આવતા પિલોપોનીસસ સાથેના વિગ્રહમાં આપણને અમૂલ્ય મદદ આપી શકશે." આ પરથી મદદ મોકલવાનો ઠરાવ થયો. અને પેરિક્લિસે કાઇમનના પુત્ર લેકિડિમોનિયસને ફક્ત ૧૦ વ્હાણુ સાથે મોકલ્યો, જાણે કે તેનો હેતુ તે યુવાનને જ નામોશી લગાડવાનો ન હોય. સ્પાર્ટનો અને કાઇમનના કુટુંબ વચ્ચે અરસ્પરસ સ્નેહ અને માનની લાગણી ચાલી આવતી હતી અને અત્યારે તેણે કાઇમનના પુત્રને તેની મરજી વિરુદ્ધ સરદારી આપી ફક્ત દશ વ્હાણુ સોપ્યાં, તે એવા હેતુથી કે જો એટલા સૈન્યથી તે કાંઇ પરાક્રમ બતાવી ન શકે તો તેનાપર સ્પાર્ટનોની તરફેણમાં હોવાનો આરોપ આવી શકે. ખરેખર, જે સાધન મળે તેનાથી પણ એ કુટુંબની વ્હડતીની વિરુદ્ધ પગલાં તે લેતો હતો; અને કાઇમનના પુત્રોને તે અસલથી જ ખરા એથન્સવાસી નહીં પણ વિદેશી તરીકે બતાવતો; જે તેમના નામમાં પણ જણાઇ આવતું, કારણ કે એકનુ નામ લેકિડિમોનિયસ હતું. બીજાનુ નામ થેસ્સેલસ અને ત્રીજાનુ નામ ઇલિયસ હતું. એ બધા એક આર્કેડિયન સ્ત્રીને પેટે જન્મ્યા હતા. છતાં આ દશ વ્હાણુના સંબધમાં પેરિક્લિસને ઠપકો મળ્યો; કારણ કે એ મદદ જેને જોઇતી હતી તેને બહુ કામની થઈ પડે તેમ ન હતી અને છતાં તેના દુશ્મનોને તેનાપર આરોપ મુકવાને પુરતી હતી, એટલે પછી પેરિક્લિસે કોરકાઇરા એક બીજો કાફલો મોકલ્યો. પણ તે લાનુ યુદ્ધ પૂરૂં થઇ રહ્યુ ત્યાં સુધી પ્હોંચ્યો નહીં.

કોરિન્થિઅન લોકોએ આ વિરુદ્ધ પગલાથી ગુસ્સે થઇ સ્પાર્ટાને તેની ફરિયાદ કરી, અને તે જ વખતે મેગારેન્સિયન લોકોએ પણ ફરિયાદ કરી કે એથન્સવાસીઓ તેમને પોતાના કોઇ પણ બંદરમાં દાખલ થવા દેતા નથી અને તેથી સર્વ પ્રજાના સમાન હકનો નિયમ અને તે સાથે સમગ્ર ગ્રીસના મંડલ આગળ લીધેલા શપથ તેઓ તોડે છે. ઇજિનાના લોકોએ પણ એથન્સવાસીઓને હાથે ખમવી પડતી કેટલીક મુસ્કેલીઓની ખાનગી ફરિયાદો કરી. કારણ કે જાહેર ફરિયાદ કરવી તેમને પોસાય તેમ હતું નહીં. અને આજ અરસામા એથન્સના તાબાના પણ મૂલ કોરિન્થના પોટીડિઆ નામના થાણાએ બળવો ઉઠાવ્યાથી એથન્સવાસીઓએ તેમને ઘેરો ઘાલ્યો, જેથી વિગ્રહ તરત નજીક આવી લાગ્યો.

છતા એલચીઓને એથન્સ મોકલવામાં આવ્યા અને સ્પાર્ટન રાજા આર્કિડેમસે બંધાઓની માગણીના શાંત પાડનાર જવાબ આપ્યા એટલે જો એથન્સવાસીઓએ મેગ્રરે-

ન્સિયનોની માગણીનો યોગ્ય ઉત્તર આપ્યો હોત અને તેમની વિરૂદ્ધની કલમ રદ કરી હોત તો કદાચ એથન્સને વિગ્રહમાં ઉતરવું ન પડત. એટલા માટે મેગારેન્સિયનો સામેની પ્રતિકૂલતા જગાવી રાખવાથી અને લોકોમાં પણ એ જ લાગણી કાયમ રાખવાથી એ વિગ્રહનો દોષ એકલા પેરિક્લિસને માથે આવવો જોઇએ.

કહે છે કે જ્યારે આ પ્રસંગ ઉપર સ્પાર્ટન એલચીઓ એથન્સ આવ્યા, ત્યારે પેરિક્લિસે બ્હાનું કાઢયું કે એક વખત અમુક કાયદો સ્તંભ ઉપર અમે કોતરાવ્યો એટલે પછી તે લેખ અમારાથી નીચે ઉતારાય નહીં. ત્યારે એક એલચીએ જવાબ આપ્યો કે એમ હોય તો સ્તંભની બાજુ ફેરવી નાંખોઈ; એની સામે તો કંઈ પ્રતિબંધ નથી! એવી રીતે ઉત્તરમાં મ્હાત થયા છતાં પેરિક્લિસે એ બાબતમાં બિલકુલ નમ્યું આપ્યું નહીં. એમ જણાય છે કે મેગારેન્સિયનો સામે તેને કાંઇ ખાનગી દ્વેષ હતો. જોકે તેણે જાહેરમાં જે કારણ આગળ મુકયું તે એ હતું કે તેઓએ કેટલીક પવિત્ર જમીનના ભાગનો ભ્રષ્ટ ઉપયોગ કર્યો હતો. અને તે ઉપરથી તેણે એક ઠરાવ કરાવી મેગારેન્સિયનો પર એ ગુનાહનું તહોમત મુકવા એક દૂતને મેગારા અને સ્પાર્ટા મોકલવાનો હુકમ આપ્યો. આ ઠરાવ સરલ અને સમાધાન કરે એવી ભાષામાં લખવામાં આવ્યો હતો. પણ એ લઈ જનાર દૂત એન્થેમોક્રાઇટસનું રસ્તામાં ખૂન થયું અને એ ખૂનનો વહેમ મેગારાવાસી ઉપર પડવાથી કેરિનસે દરખાસ્ત કરી કે હવે પછી એથન્સ અને મેગારા વચ્ચે નિરંતર દુશ્મની ચાલૂ રાખવી. જો કોઈ પણ મેગારાવાસી એથન્સની ભૂમિમાં પગ મુકે તો તેને મારી નાંખવો. વળી સરદારોની નિમણુક વખતે તેમને જે સોગંદ આપવામાં આવે છે તેમાં એટલો ઉમેરો કરવો કે તેમણે દર વર્ષે બે વ્હડાઈ મેગારા ઉપર લઇ જવી અને છેવટે કે એન્થેમોક્રાઇટસનો થ્રાએશિયન એટલે કે જે હાલ ભેવટો દરવાજો કહેવાય છે ત્યાં આગળ ભૂમિદાહ કરવો; પણ મેગારાનિવાસીઓ એન્થેમોક્રાઇટસના મૃત્યુમાં પોતાનો હાથ હોવાનું ના પાડીને વિગ્રહનાં મૂલ કારણ પેરિક્લિસ અને એસ્પેશિયા જણાવે છે. અને સાક્ષિની તરીકે એરિસ્ટોફેનિસના એકર્નેનસીસમાંથી નીચલી લીટીઓ ટાંકે છે.

દારૂ પીેલા આપણા કૈં જુવાનો,
મેગારામાં ઘુસી કરતા તુફાનો;
વેશ્યા લાવ્યા સાઇમિથા ખેંચી ત્યાંની,
તેનું સારૂં વાળવા મધ પાની.
મેગારાના આવી એથન્સ માંહી,
લે ચાલ્યા બે છોડી એસ્પેશિયાની.

વિગ્રહનું ખરૂં કારણ શું હતું તે નક્કી કરવું સહેલું નથી. છતાં બધા એટલું તો ક-

---

૬ ગ્રીક ભાષામાં નીચે ઉતારવું અને કાયદાનું નિવર્તન કરવું એ માટે એક જ શબ્દ છે. એટલે સ્પાર્ટન એલચીએ મશ્કરીમાં કહ્યું કે જો તે નીચે ન ઉતરે તો તેને ફેરવી નાંખી લખાણની બાજુ ભીંત તરફ કરી દ્યો કે કોઇના વાંચવામાં ન આવે. ગ્રીકના બધા કાયદાઓ સરલ હતા અને તે લોકોના મુખ્ય ભાગમાં સર્વે વાંચી શકે એમ સ્તંભો ઉપર કોતરી રાખવામાં આવતા. હાલની ન્યાયપદ્ધતિનું સૂત્ર કે "કાયદાનું અજ્ઞાન તહોમતદાર પોતાના બચાવમાં આગળ ધરી શકે નહીં" એ આવા સમય અને આવી સ્થિતિમાં ઉદ્ભવ્યું હતું

બુલ કરે છે કે મેગારા વિરુદ્ધનો નિયમ પાછો ન ખેંચી લેવામાં પેરિક્લિસનો દોષ હતો. કેટલાક કહે છે કે આ બાબતમાં તે દૃઢ રહ્યો તે તેના ડાહપણ અને દીર્ઘદૃષ્ટિની નિશાની હતી. કારણ કે એ માગણી તો ફક્ત એથન્સના વલણની પરીક્ષા માટે હતી અને એથન્સ જરા પણ નમતું આપત તો તેની નબળાઇ ગણાઇ જાત એમ હતું. એથી ઉલટું બીજાઓ કહે છે કે સ્પાર્ટનોને તેણે કંઇ દાદ ન આપી તેનું કારણ તેની હઠ અને પોતાની શક્તિ બતાવવાનું અભિમાન માત્ર હતું.

પણ એ બધાં કારણોમાં સર્વથી વધારે નામોશી લગાડનારું અને તો પણ બધા ઇતિહાસકારોએ આગળ પાડેલું નીચે પ્રમાણે હતું. આપણે જાણી ગયા તેમ ફીડિઅસને એથીનીની પ્રતિમા ઘડવાનું કામ સોંપવામાં આવ્યું હતું. પણ પેરિક્લિસ સાથેની તેની મિત્રતા અને વસીલાને લીધે તે ઘણાની ઇર્ષ્યાનો ભોગ થઇ પડયો હતો, અને તેના ઘણા દુશ્મન થયા હતા. તે લોકોએ પેરિક્લિસ તરફ લોકમત કેવી જાતનો છે તેની પરીક્ષા કરવાના હેતુથી, ફીડિઅસની હાથ નીચેના મેનોન નામના કારીગરને ઉશ્કેર્યો. એટલે તેણે ન્યાયમંદિરમાં જઇ ફીડિઅસની વિરુદ્ધ ફરિયાદ કરતાં પોતાને માટે દેવશરણ માગ્યું.

નાગરિકોએ તેની અરજ કબૂલ રાખવાથી એ બાબતનો મુકદમો ચાલ્યો; ત્યારે મેનોનનો લાવેલો ચોરીનો આરોપ જૂઠો ઠર્યો. કારણ કે પેરિક્લિસની સલાહ ઉપરથી ફીડિઅસે પ્રથમથી જ એવી કલા વાપરી હતી કે એ પ્રતિમામાં વપરાયેલું સોનું બધુ છૂટું કાઢી જોખી શકાય અને તે પ્રમાણે તેનાપર આરોપ મુકનારાઓને કરવાનો પેરિક્લિસે હુકમ કર્યો. પણ તેની કલાની ખુબી અને તેને લીધેની તેની ઇર્ષ્યા એથી જ ફીડિઅસને નુકશાન થયું. અને તેના સામે મુખ્ય આરોપ એવો લાવવામાં આવ્યો કે એથીનીની ઢાલ ઉપર લડાયક સ્ત્રીઓ સાથેનાં યુદ્ધનાં ચિત્રમાં બન્ને હાથે મોટો પત્થર ઉચકતા માથે ટાલ પડી ગયેલા વૃદ્ધનાં ચિત્રમાં પોતાનું અને એ સ્ત્રીઓ સામે યુદ્ધ કરનાર લડવૈયાના ચિત્રમાં પેરિક્લિસનું આબેહુબ આલેખન કરવાનો અધર્મ તેણે આચર્યો હતો. તેમાં પણ પેરિક્લિસના ચિત્રમાં એટલી બધી ખુબી વાપરવામાં આવી હતી કે જે હાથે ભાલો ઉગામ્યો હતો તે વડે મુખનો થોડો ભાગ ઢંકાઇ જતો હતો તે જાણે આકૃતિનું સામ્ય ઢાંકવા માટે જ કર્યું ન હોય એમ લાગતું હતું. અને તે છતાં પણ બન્ને બાજુપર તે ખજાનાપણું ચોખ્ખું જણાઇ આવતું હતું એટલા પરથી ફીડિઅસનો બંદીખાને વાસ થયો. અને ત્યાં જ તેનું મરણ થયું. કેટલાક કહે છે કે તેને તેના દુશ્મનોએ ઝેર દઇને મારી નાંખ્યો, એવા હેતુથી કે એ ઝેર આપવાનો વહેમ પેરિક્લિસ ઉપર આવે. પેલા ચાડીયા મેનોનને લોકોએ કર તથા જગાતમાંથી માફી બક્ષી; તથા અધિકારીઓને હુકમ કર્યો કે તેને કોઈ ઇજા ન પ્હોંચાડે તે બાબત સાવચેતી રાખવી.

આ જ વખતે હર્મિપ્પસના નામના હાસ્યરસ કવિએ એસ્પેશિયા ઉપર નાસ્તિકતાનો આરોપ મુકયો અને વળી ઉમેર્યું કે તે પોતાના ઘરમાં પેરિક્લિસના ઇશ્ક માટે ગુલામડી કરતાં હલકા દરજ્જાની સ્ત્રીઓને બોલાવતી હતી. વળી ડાયોપિથીસે એક દરખાસ્ત પસાર કરાવી કે જેઓ દેવોનું અસ્તિત્વ સ્વીકારતા ન હોય અથવા કુદરતી દેખાવોના નવા અર્થ કરતા હોય તેઓને નાગરિકોના એક મંડળ આગળ ઉભા કરી તેમની તપાસ ચલાવવી જોઇએ. આ દરખાસ્ત ખાસ કરીને એનેકસેગોરસને અને તેની મારફત પેરિક્લિસને

લાગુ પાડવામાં આવી. અને વળી તુગ્ન ડ્રેકોન્ટાઇડિસે બીજો એક ઠરાવની દરખાસ્ત મુકી કે પેરિક્લિસે પોતે ખર્ચ કરેલા પૈસાનો હિસાબ આપવો, ન્યાયાધીશોએ તેની તપાસ પ્રાઇટેનિયમમાં નહીં પણ શહેરમાં કરવી. હેગ્નોનના કહેવાથી આ છેલ્લી કલમ કાઢી નાખવામાં આવી અને તેને બદલે એવું ઠર્યું કે પંદરસો ડાઇકેસ્ટો સમક્ષ આ મુકદમો ચલાવવો અને તેના ઉપર તહોમત ચોરી, રુશ્વત અથવા માત્ર અયોગ્ય વર્તણુક એમાંથી જે યોગ્ય જણાય તે રાખવું.

એસ્પેશિયા છુટી પણ તે ઇસ્કીનીસ કહે છે કે તેમ તેની તરફ રહેમ દર્શાવવા માટે પેરિક્લિસે ભર સભામાં આંસુ પાડીને માગી લીધું અને ડાઇકેસ્ટોને જાતે વીનવ્યા ત્યારે જ; એનેક્સેગોરસ આવી આજીજી કરતાં પણ છુટે એવી તેને આશા ન હતી. એટલે તેણે તેને ગામ બ્હાર મોકલી દીધો. અને ફીડિઅસના મુકદમા ઉપરથી જોઇ લીધું હતું કે તે પોતે પણ પ્રજાને અણમાનીતો થયો હતો. એટલે તેણે વિગ્રહની જ્વાળા જે હજી સુધી સળગી ન હતી તેને ઉત્તેજીત કરી બ્હાર કાઢી. કારણ કે તેને આશા હતી કે તે પછી તેના ઉપરના આરોપો ખમી જશે અને તેની સામેની ઇર્ષ્યા એની મેળે દબાઇ જશે. તેનું કૌશલ અને તેનો મોભો એટલાં બધાં હતા કે રાજ્યના દરેક જરૂરના પ્રસંગમાં અને ભયના સમયમાં તેના સિવાય બીજા કોઇપર પ્રજા વિશ્વાસ મુકે તેમ હતું નહીં. સ્પાર્ટનોની માગણી કબૂલ ન રાખી વિગ્રહ સળગાવવા માટે પેરિક્લિસનાં આ કારણો પણ કહેવાય છે. પણ ખરૂં કારણ શું હતું તેનો ચોક્કસ નિર્ણય થઇ શકતો નથી.

જો પેરિક્લિસ દૂર થાય તો એથન્સવાસીઓ આપણું કહ્યું વધારે સહેલાઇથી માનશે એમ માનીને સ્પાર્ટનોએ એથન્સ કહેણ મોકલ્યું કે તમારે બધા પતિત લોકોને હાંકી કાઢવા જોઇએ. અને થ્યુસિડિડિસ કહે છે કે પેરિક્લિસ તેના મોસાળ પક્ષ તરફથી કાઇલોનનાઈ પ્રાચીન કાલમાં થયેલા ખુનને લીધે પતિત તરીકે જાહેર થયેલો હતો. પણ એ કહેણનું પરિણામ સ્પાર્ટનો ઇચ્છતા હતા તેથી ઉલટું આવ્યું. જ્યારે એથન્સવાસીઓએ જોયું કે તેમના દુશ્મનો પેરિક્લિસથી બહુ બીહે છે અને સર્વથી વધારે તેને ધિક્કારે છે ત્યારે તેઓના મનમાં તેને માટે માન અને વિશ્વાસની લાગણી ઉલટી વધારે થઇ. અને એ જ કારણસર તેણે એથન્સવાસીઓને જણાવ્યું કે "સ્પાર્ટન રાજા આર્કિડેમસ જ્યારે પોતાના લશ્કર સહિત આપણા મુલકમાં પ્રવેશ કરે અને બધો દેશ ઉજ્જડ કરે પણ ફક્ત મ્હારાં પોતાનાં ખેતરોને તે રહેવા દે, તો તે અમારા બે વચ્ચેની મિત્રતાને લીધે કે પછી મ્હારા દુશ્મનોના હાથમાં મ્હારી વિરુદ્ધ બોલવાનું હથિયાર આપવા કરેલું ગણવું. અને ગમે તે થાય તો પણ મ્હારે વિષે તમારા મનમાં ખોટો વહેમ દાખલ થવા ન પામે માટે આ ઘડીથી મ્હારી બધી સ્થાવર મિલ્કત હું એથન્સરાજ્યને ભેટ કરૂં છું. સ્પાર્ટનો અને તેનાં મિત્રો એક બળવાન સૈન્ય સાથે એથન્સના મુલકમાં દાખલ થયા અને મુલક ઉજડ

ઈ. સ. પૂ. ૬૩૦ ની લગભગ પ્હેલાં કાઇલોન નામના એક એથીનિયન અમીરે એથન્સનો એક્રોપોલિસ કબજે કરી "રાજ્યકર્તા" થવા પ્રયત્ન કર્યો. લોકોએ તેને તેના સાથીઓ સાથે ઘેરી લીધો તેઓ એથીનીના મંદિરમાં દેવશરણે ગયા અને ભૂખના માર્યા [illegible] મિગેક્લિસ, કે જે વખતે આર્કન હતો, તેને શરણે ગયા. મિગેક્લિસે શપથ લીધા હતા કે એમને જીવતા જવા દેવામાં આવશે, છતાં એ હાથમાં આવ્યા કે તુરત તેણે એમને મારી નખાવ્યા.

કરતા કરતા એકર્નિ સુધી આવી પ્હોચ્યા અને ત્યા તેઓએ પોતાના તબુ ઠોક્યા, એમ માનીને કે આટને બધે એથન્સવાસીઓ તેમને રહેના નહીં દે પણ પોતાના દેશના અને પોતાના માનને ખાતર બ્હાર આવી યુદ્ધ આપશે પણ સાઠ હઝાર દુસ્મનના લસ્કરને યુદ્ધ આપવાનુ જોખમ ખેડવાનુ પેરિક્લિસને સલામતી ભરેલુ લાગ્યુ નહી, તથા હાર થાય તો શેહેર ખોવાનુ ભય સ્પષ્ટ હતુ જેઓ યુદ્ધ માટે આતુર થઈ ગયા હતા તેઓને ઠેકાણે લાવવા તે કહેતો કે ઝાડની ડાળો કાપી નાખે તે થોડા વખતમા પાછી ઉગી નીકળશે પણ માણસોની ખોટ જલ્દી પૂરી શકાશે નહીં

એ અરસામા તેણે નાગરિકોની એક પણ સભા ન ભરી, કેમકે ઉસ્કેરાયેલા લોક સલામતીનો વિચાર બાજુએ રાખી ઉતાવળમા ગમે તેવુ ડગલુ ભરવાની તેને ફરજ પાડશે એવી તેને દહેશત લાગી, પણ જેવી રીતે તોફાનને વખતે કાબેલ વ્હાણવટી પોતાની બધી સામગ્રી તૈયાર કરી, બધે સ્થાને જોઇતી તપાસ કરી, પોતાની બુદ્ધિને સુઝે તેમ વ્હાણુની સલામતી માટે રસ્તો લેછે અને ભયભીત થયેલા ઉતારૂઓની રોકકળની દરકાર કરતો નથી, તેવી રીતે પેરિક્લિસે શેહેરના દરવાજા બધ કરી, જરૂરને સ્થાને કિલ્લાપર ચોકીદારોને મુકી, પોતાને યોગ્ય લાગે તેમ કર્યું અને પોતાના કાનમા આવતી ફરિયાદોની તેણે દરકાર ન કરી એવી રીતે તેના મિત્રોએ તેને વિનતીઓ કરી, દુસ્મનોએ તેને ધમકીઓ આપી, અને ઘણાઓએ તેની વિરુદ્ધ કવિતા અને ગીતો જોડયા, જે ગામમા ગવાવા લાગ્યા અને જેમા તેના ઉપર બાયલો, હિચકારો, અને દેશને દુસ્મનોના હાથમા વેચનારો એવા આરોપ છચોક મુકાયા હતા, છતા તે અડગ રહ્યો

કિલયન પણ તેના પર એ હુમલા કરનારમાનો એક હતો, અને તેણે પેરિક્લિસ વિરુદ્ધની પ્રચલિત લાગણીને પોતાનો અખતિયાર મેળવવામા સાધન તરીકે વાપરી એ હર્મિપ્પસની નીચેની લીટીઓ પરથી જણાયછે

'નાટક વેશ ધારિ ઓ રાજ,
અમિ ધારણુ શુ નહિ તમ કાજ,
શબ્દ યુદ્ધ કરશો શુ સદાજ ?
શબ્દ આપના શરા તણા,
પણ પેલા શત્રૂ આપણા,
કરે માય મિ'કત સઉ ફના
ભીરુ, રહો શુ ફિ'ને પડી,
અને વાત જ્યા ક્લિયન ખરી,
કહે શુ દાત પીસો તે ઘડી !

પણ આ હુમલાઓથી પેરિક્લિસ બિલકુલ ડગ્યો નહીં પણ તે બધુ ધીરજથી સહી ગયો, અને તેને તેઓ જે નામોશી લગાડતા તથા તેના વિરુદ્ધ જે લાગણી ધરાવતા તે બધી તેણે ચુપચુપ ખમ્યા કરી, અને પિલોપોનીસસ ઉપર એકસો વ્હાણોનો કાફલો મોકલી પોતે પાછળ રહ્યો, એટલા માટે કે સ્પાર્ટનો પોતાના તબુ ઉપાડી ચાલતી પકડે ત્યાં સુધી શેહે

રની દેખરેખ પોતાના હાથમાંથી જવા ન પામે; છતાં પ્રજાવર્ગ જે નાસીપાસ અને વિગ્રહથી કંગાળી ગયા હતા તેમને શાંત પાડવા તેણે તીજોરીમાંથી પૈસા વ્હેંચ્યા, અને વળી ઇજીનાના લોકોને હાંકી કહાડ્યા હતા તેમની જમીન તેણે એથન્સવાસીઓ વચ્ચે આ વખતે વ્હેંચી દીધી. દુશ્મનોની મુસીબતથી પણ તેમને થોડો ઘણો સંતોષ મળ્યો. પિલોપોનીસસ વિરુદ્ધ મોકલેલા કાફલાએ પિલોપોનીસસના કાંઠાના મોટા ભાગને ઉજડ કરી, શેહેરો તથા ગામડાંઓને લૂટ્યાં; અને પેરિક્લિસે પોતે મેગારા ઉપર ઉતરી પડી તેને ઉજડ કર્યું. એટલે જો કે પિલોપોનીસસવાળાઓ એથન્સવાસીઓને જમીન માર્ગે હેરાન કરી શક્યા તેટલું જ સમુદ્ર ઉપરની એથીનિઅનોની ચ્હડાઇથી ખમવું પડ્યું; અને પેરિક્લિસે આગળથી ભવિષ્ય કહ્યું હતું તેથી પિલોપોનીસિયનો આ રીતના વિગ્રહથી કંટાળી થોડી મુદતમાં જ જરૂર સંધિ કરત; પણ તેટલામાં ઇશ્વરી સત્તા મનુષ્ય ધારણાઓની વિરુદ્ધ થઈ હોય એવો મહા ભયાનક અને અણધાર્યો બનાવ બન્યો.

પ્રથમ તો શેહેરમાં મરકી ચાલી; જે એથન્સના યુવાન અને શૂરવીર વર્ગનો ભક્ષ કરી ગઇ એમ કહીએ તો ચાલે. આ પ્રસંગે લોકોનાં શરીરની જોડે મન પણ રોગગ્રસ્ત થઇ ગયાં અને સખ્ત તાવના જોસમાં દરદી જેમ વૈદની અને માબાપની વિરુદ્ધ થાય છે તેમ તેઓ પેરિક્લિસ, જે તેઓના બાપને સ્થાને હતો, તેની સામે થયા. તેના શત્રુઓ તેમને સમજાવવા લાગ્યા કે મરકીનું મુખ્ય કારણ, તેઓ ખેતરોમાં ચોખ્ખી હવામાં જે સ્વતંત્ર જીંદગી ગાળતા હતા તે મુકીને શેહેરમાં આવી આવી ઉનાળાની મોસમમાં ન્હાની કોટડીઓમાં માણસોની ગીચ વસ્તીની અંદર રહેતા હતા તે હતું. અને તેનું કારણ પેરિક્લિસ હતો. કેમકે તેણે જ વિગ્રહ કરીને તેઓ બધાને ગામની અંદર બોલાવ્યા છે. અને તેઓને કાંઇ કામ ધંધો બતાવવાને બદલે ઢોરની માફક પૂરી દઇ, કંઈ ગમતના સાધન રહિત એક બીજા પર ચેપ ઉડાડવાને કામના રાખ્યા છે.§

આ આફત દૂર કરવાના અને વળી દુશ્મનને બને તેટલો હેરાન કરવાના હેતુથી પેરિક્લિસે એકસો પચાસ નૌકાઓ તૈયાર કરી, તેના ઉપર ચૂંટી કહાડેલા ઘોડેસ્વાર અને પાયદળ લશ્કરને ચ્હડાવી, હંકારી જવાની તૈયારી કરી. એથન્સવાસીઓ જીતના ઉલ્લાસમાં આવી ગયા અને દુશ્મન પણ આવો મોટો કાફલો જોઇ ડર ખાઇ ગયા. પેરિક્લિસ પોતાની નૌકાપર ચ્હડ્યો અને જેવો આખો કાફલો હંકારવાની તૈયારી કરતો હતો તેવામાં સૂર્યગ્રહણ થયું. આ ઝડપના અંધારાને લોકો અપશુકન માની બાબાચીન થઈ ગયા; અને સુકાની પણ ઘણો વિસ્મિત અને ભયભીત થયેલો હોવાથી, પેરિક્લિસે પોતાનો ઝભો લઇ પોતાની આંખ આગળ ધર્યો, અને પછી તેને પૂછ્યું "આમાં તને કાંઇ ચોંકાવનારૂં કે અપશુકન જેવું લાગે છે"? અને તેણે ના કહી ત્યારે તે બોલ્યો "ત્યારે આમાં અને એ તું જુવે છે એમાં ફેર માત્ર એટલો જ છે કે ગ્રહણ કરનાર વસ્તુ મ્હારા ઝભા કરતાં મોટી છે." આ વાત ફિલસુફો પોતાના વિદ્યાર્થીઓ આગળ કહી બતાવે છે.

પણ આ ચ્હડાઇમાં એવડા મોટા કાફલાને ઘટે એવું કાંઇ પેરિક્લિસે કરી બતાવ્યું નહીં. પ્રથમ તેણે ઇપિડોરસના પવિત્ર શેહેર પર ઘેરો ઘાલ્યો અને તેમાં તેને ફતેહ મળવાનો

§ જુવો પરિશિષ્ટ. ૯

સંભવ પણ હતો, પણ તેમા માદગીને લીધે તેને ફતેહ ન મળી, કારણ કે એ રોગ બધા એથન્સવાસીઓને ઉપાડી ગયો એટલુ જ નહીં પણ જે જે લોકોને લશ્કર સાથે કાઇ પણ સહવાસ થયો તે બધાને પણ એ લાગુ પડયો. આથી એથન્સવાસીઓને પોતા ઉપર નારાજ થયેલા જોઇ તેઓની હિંમત વધારવા તથા તેઓનુ માત્વન કરવાના પ્રયત્નો પેરિક્લિસે કર્યા. પણ તેમનો રોષ શમ્યો નહીં. અને તેઓ ત્યારે જ સંતોષ પામ્યા કે જ્યારે પોતાની સત્તા પોતાના હાથમાં પાછી લીધી અને તેનો દંડ કર્યો, જેની રકમ ઓછામાં ઓછી ગણીએ તો પંદર ટેલન્ટ હતી, જો કે કેટલાક લેખકો તો તે પચાસ ટેલન્ટની જણાવે છે, આ વખતે તેની વિરુદ્ધ ઉઠનાર, કેટલાક કહે છે કે ક્લિયન હતો. બીજા કેટલાક કહે છે કે સિમિઆસ હતો અને બીજા વળી લેક્રેટાઇડિસનું નામ આપે છે.

આ પછી તેની જાહેર મુસ્કેલીઓ દૂર થઇ ગઇ, કારણ કે જેમ મધમાખ પોતાના ડંખને જ્યાં ચટકો ભરે ત્યા જ મુકી જાય છે, તેમ પ્રજાએ તેને જે શિક્ષા કરી તેમાં જ પોતાનો રોષ પણ તે સાથે જ મુકી દીધો, પણ તેની ખાનગી જીદગીમા પણ તેને ઘણી મુસ્કેલીઓ આવી અને તેના કુટુંબમાં પણ થોડા વખતથી કુસંપ પેઠો હતો. તેનો મોટો ઔરસ પુત્ર ઝેન્થિપ્પસ સ્વભાવે ઉડાઉ હતો અને વળી તે એક યુવાન અને ખરચાળ સ્ત્રી સાથે પરણ્યો હતો, જે આઇસેન્ડરની પુત્રી અને એપીલાઇકસની પૌત્રી થતી હતી. આથી તેને તેના પિતાની કરકસર પરવડી નહીં. અને દર વખતે ખર્ચ માટે જે ન્હાની ન્હાની રકમો તેને મળતી તેથી અસંતુષ્ટ થઇ, તે પોતાના એક મિત્ર મારફત પોતાના પિતાને નામે કરજે પૈસા લેતો. જ્યારે તે પુરુષ પેરિક્લિસ પાસે ઉઘરાણીએ ગયો ત્યારે પેરિક્લિસે એ પૈસા તો ન આપ્યા પણ ઉઘરાણી કરવા માટે તેના ઉપર ફરિયાદ કરી. આથી ઝેન્થિપ્પસને એટલો રોષ ચ્હડયો કે તેણે પોતાના પિતાને ઉઘાડે ચોક ગાળો આપવા માંડી. પ્રથમ તો તેણે પોતાનો પિતા જે સોફીસ્ટો અને વિદ્વાનોનો સહવાસ રાખતો તથા તેમની સાથે વાર્ત્તાવિનોદ કરતો તેની મશ્કરી કરવા માંડી. દાખલા તરીકે, ફાર્સેલિયાના એપિટાઇમિઅસે રમતગમતના અખાડામા ભાલો ફેંકવાથી અણુજાણપણે એક અશ્વના પ્રાણ લીધા, ત્યારે પેરિક્લિસે સોફીસ્ટ પ્રોટેગોરસ સાથે એક આખો દિવસ વિવાદ ચલાવ્યો હતો કે એ અશ્વને મારનાર વાસ્તવિક રીતે કોણ ઠરે? એ ભાલો કે તે ફેંકનાર મનુષ્ય અથવા એ મેળાવડાનો અધ્યક્ષ? વળી સ્ટેસિમ્બ્રોટસ ઉમેરે છે કે ઝેન્થિપ્પસે જ પેરિક્લિસના પોતાની સ્ત્રી સાથેના આસ વ્યવહારની નીચ વાત ચલાવેલી, અને ટૂંકામા તે યુવાને મરકીથી પોતાનું મૃત્યુ થયું ત્યા સુધી, પેરિક્લિસ તરફ તિરસ્કારની લાગણી જ રાખી આ જ વખતે પેરિક્લિસે, પોતાની બ્હેન, પોતાનાં ઘણાખરા સગા અને રાજ્યના કામકાજમા મદદ કરનાર ઘણાખરા મિત્રોને ખોયા. આ બધા ઘા માથે પડવા છતા તેણે પોતાના આત્માની મહત્તા કે સ્વભાવનુ ગાંભિર્ય છોડયુ નહીં, તે રોતો નહીં કે કોઇ મૃત્યુક્રિયા કરતો નહીં અને પોતાના સગાના ભૂમિદાહમા પણ તે હાજર ન રહેતો ફક્ત જ્યારે તેનો નાનો ઔરસ પુત્ર પેરેલસ મૃત્યુ વશ થયો ત્યારે તેનાથી રહેવાયુ નહીં. તેણે પોતાની શાંત મુદ્રા અને સ્વસ્થ મન જાળવવાનો પ્રયત્ન કર્યો છતા જ્યારે છેવટે તે શબને માથે હાર મુકવાનો વખત આવ્યો ત્યારે તેની સ્થિરતા તેને છોડી ગઇ, તે ગમગીન દેખાવ તેનાથી જોઇ શકાયો નહીં એકદમ મોટે સાદે તે રોઇ પડયો, અને આંસુની ધાર ચાલી, આટલી બધી લાગણી તેણે પ્હેલા કદાપિ બતાવી ન હતી.

એક વર્ષમાં એથન્સે પોતાના સરદારો અને નમનાઓની પરીક્ષા કરી લીધી. અને રાજ્યકારભાર માથે લે એવો ગોભાદાર અને સમર્થ બીજો કોઈ ન જડવાથી પ્રજાએ પાછી પેરિક્લિસ તરફ નજર ફેરવી, અને તેને સનદી અને લશ્કરી બન્ને બાબતોમા મુખ્ય પદ આપ્યું. થોડા વખત સુધી પોતાના શોકને લીધે તે બ્હાર નીકળતો નહીં. પણ આલ્કિબિયેડિસ અને બીજા મિત્રોના સમજાવ્યાથી તે બ્હાર નીકળ્યો અને પ્રજાએ તેની તરફ બનાવેલી અયોગ્ય વર્તણૂક માટે માફી માગતાં તેણે કારભારની લગામ હાથમા લીધી, અને સરદારની પદવી ઉપર તેની નિમણૂક થઈ ત્યારે તેનુ પ્રથમ કામ આગળ ઉપર પોતે જ પસાર કરાવેલો અનૌરસ ગબધી કાયદો રદ કરવાનુ હતું કારણ કે તેને ભય હતો કે કદાચ ઔરસ વારસને અભાવે તેનુ નામ અને કુટુબ નાશ પામે ? એ કાયદાનો ઇતિહાસ નીચે પ્રમાણે છે—કેટલાએક વર્ષ ઉપર જ્યારે પેરિક્લિસ સત્તાના શિખરપર હતો ત્યારે આપણે જણાવી ગયા તેમ, પોતાને કેટલાએક ઔરસ પુત્રો હોવાથી, તેણે એવો કાયદો કરાવ્યો કે જેઓ બાપની તરફથી તેમ જ ભોમાત તરફથી એથન્સવાસીમાથી ઉતરી આવેલા હોય તેને જ ખરા એથન્સવાસી ગણવા તે પછી મિસરદેશના રાજાએ એથન્સનગરને ચાળીશ હજાર મોટાં માપ ઘઉં ભેટ આપ્યા. એ સમગ્ર એથન્સવાસીઓમા વ્હેંચી આપવાનો વખત આવ્યો ત્યારે જેઓના જન્મ વિષે કદી પ્રશ્ન નહીં ઉઠેલો તેવા ઘણાના જન્મ વિષે પ્રશ્ન ઉઠયા અને ઘણાઓને માથે ખોટા તહોમત મુકાયા લગભગ પાચ હજાર માણસો એવી રીતે પ્રજા બ્હાર થયા, અને ચૌદ હજાર ચાળીશ જણ નાગરિકોના નામને લાયક ઠર્યા જે કાયદો આટલી બધી સખ્તાઇથી અમલમા મુકવામા આવ્યો હોય તે કાયદાને તેનો ઘડનાર પુરુષ જ રદ કરાવે એ અયોગ્ય અને વિચિત્ર હતું, છતા તેના કુટુબમા ગુજરેલા દુ ખદાયક બનાવો જેથી તેની આગલી અભિમાનની લાગણી માટે તેને પૂરતી શિક્ષા થયેલી લાગતી હતી, તે બના વોને ધ્યાનમા લઇ, તથા જેના ઉપર દૈવી કોપ થયો હોય તે તો આપણી દયાને પાત્ર છે એવી કઇ લાગણીથી ભેદાઇ, એથીનિયનોએ તેને પોતાના અનૌરસ પુત્રને પોતાના કુટુબમા ગણવાની રજા આપી અને તેને પેરિક્લિસનુ નામ ધારણ કરવાની છુટ આપી આણે જ પાછળથી આર્ગીન્યુસી આગળ પિલોપોનીસયનોને સમુદ્રયુદ્ધમા હરાવ્યા હતા અને આને જ તેના જોડીયા સાથે નાગરિકોએ દેહાંત દંડની શિક્ષા કરી હતી

આ અરસામા પેરિક્લિસને પોતાને મરકી લાગુ પડી, પણ સાધારણ રીતે જેટલો સખ્ત હુમલો થાય છે, તેટલો સખ્ત હુમલો તે ન હતો આતો લાબા વખતના રોગ જેવો હતો જેમા વચમા વચમા રોગ તદન નાબુદ થયો દેખાતો પણ ધીરે ધીરે તેનુ શરીર ઘસાવા માડયુ અને તેની સાથે તેના મનની નબળાઇ વધતી ગઇ થિઓફ્રેસ્ટસ પોતાના નીતિના પુસ્તકમાં એક એવો સવાલ ચર્ચે છે કે માણસના સ્વભાવ તેમની સ્થિતિ પ્રમાણે બદલાય છે કે નહીં ? અને શરીરના રોગો, મન પોતાનુ કામ કરતું બધ પડી જાય એવી રીતે તેના પર અસર કરે છે કે નહીં ? અને ત્યા તે વર્ણવે છે કે પેરિક્લિસે પોતાના મદવાડ વખતે મળવા આવેલા એક મિત્રને, એક સ્ત્રીએ પોતાના ગળામા બાધેલી માદળી બતાવી હતી

જ્યારે તે મૃત્યુશય્યાએ સૂતો ત્યારે તેના બાકી રહેલા મિત્રો અને બીજા ગોભાદાર

નાગરિકો તેના અસાધારણ ગુણો, તેના જુદા જુદા પરાક્રમો, અને તેની જીતોના વખાણ કરતા હતા અને બીજી વાતોમા એ પણ કહેતા હતા કે તેણે તેની સરદારી દરમિયાન એથન્સના માનમા જુદા જુદા તેર વિજયસ્તંભો ઉભા કર્યા હતા પેરિક્લિસ એ વાતો દરમિયાન બેશુદ્ધ જણાતો હતો અને તેમની વાતચિત એ કઈ સાભળી શકતો નથી એમ તેઓ ધારતા હતા. પણ તેણે તો એ વાતનો શબ્દે શબ્દ ધ્યાનથી સાભળ્યો અને પછી બધા સાભળે તેમ નીચે પ્રમાણે કહ્યુ "જો કે તમે મ્હારા જે કામો વખાણો છો તેમાના ઘણામા તો નસીબે મને યારી આપેલી, અને વળી બીજા ઘણા સરદારોને હાથે પણ એવા પરાક્રમો થયેના છે પણ મને અજાયબી થાય છે કે મ્હારા ચરિત્રનો સર્વથી મહત્વનો અશ તો તમારા ધ્યાનમા જ નથી મ્હારે લીધે એક પણ એથન્સવાસીને શોક ધારણ કરવો પડયો નથી "

ખરેખર પેરિક્લિસને જે માન ઘટે છે તેનુ કારણ એ છે કે કામકાજની ધમાલમા અને દુશ્મનના રોપમા પણ તે પોતાની સરલતા સાચવી રાખતો એટલુ જ નહીં પણ તેના ઉદાર સ્વભાવને તે કદી ઇર્ષ્યા કે ગુસ્સાને અધીન થવા દેતો નહી, અને પોતાના મોટા સામર્થ્ય છતા પોતાના મોટામા મોટા દુશ્મન સામે પણ વૈર ન રાખતો

મ્હારા મત પ્રમાણે તો તેની શાત અને નિષ્પક્ષપાત ચાલચલગત, તેની ઉજ્જ્વલ પ્રમાણિકતા, અને તેનો અનિદ્ય કારભાર એ સર્વ તેને ઓલિમ્પિયસના અતિ મોટા, અને બીજા કોઇને આપીએ તો અર્થ રહિત અને હાસીકારક થાય એવા, ઉપનામનો અધિકારી બનાવે છે કેમકે દેવોને આપણે સર્વ શુભના કર્ત્તા, અશુભ સરજવાને અશક્ત, અને સૃષ્ટિનુ આધિપત્ય ચલાવના તથા ભોગવવાને લાયક માનીએ છીએ કવિઓ તો પોતાની અવિચારી કલ્પનાઓથી પોતે જ ગુચવાઈ જાય છે, અને જે એક સ્થલે સ્થાપે છે તેજ બીજે પ્રસગે તોડી નાખે છે અને તેઓ દેવોના નિવાસસ્થાનને શાત, નિર્ભય, સર્વ તોફાન મકટ અને જોખમથી મુક્ત અને નિરતર સૌમ્ય નિર્મલ જ્યોતિથી પ્રકાશતુ વર્ણવે છે, અને એવુ સ્થન અમર અને પરમસુખી જીવોનેરચતુ ધારે છે અને એથી ઉલટુ તેઓ વળી દેવોને પરસ્પર શત્રુતા, ક્રોધ, અને બીજા વિકારો અનુભવતા તથા ચિતાગ્રસ્ત જીવન ગાળતા વર્ણવે છે જેવુ જીવન કઇ થોડી ઘણી સમજણવાળા અલ્પશક્તિના માણસો પણ પોતાથી દૂર રાખવા મથે છે માટે કવિઓના વિચારોને પડતા મુકી ફિલસુફીની દૃષ્ટિથી જોતા જે ગુણો આપણે પેરિક્લિસના જીવનમા નિરખીએ છીએ તે જ દૈવી ગણવા જોઇએ પણ આ વિષયની ચર્ચા અહીં અસ્થાને છે

રાજ્યના કામકાજમા પેરિક્લિસની ખોટ તુરત જણાવા લાગી અને એથન્સવાસીઓ તેની ખોટ ઉઘાડે મ્હોએ કબલ કરવા મડયા જેઓ તેના જીવન પ્રસગે એમ માનતા કે તેની સત્તા આગળ આપણે ઝાખા પડી જઇએ છીએ, તેઓએ પણ બીજા વક્તાઓ વગેરેની પરીક્ષા કરી જોઇ, કબલ કર્યુ કે જ્યા સખ્તાઈની જરૂર હોય ત્યા તેના જેવો કોઇ નરમ ન હતો અને જ્યા નરમાશની જરૂર હોય ત્યા તેની પેઠે કોઇ પોતાનો મોભો જાળવી જાણતો નહીં અને તે વખતે તેઓને લાગ્યુ કે તેની સત્તા, જેને તેઓ રાજાના અને "ટાયરટ' ના જેવા જુલમનુ નામ આપતા તે જ રાજ્યની સલામતીનો સ્તભ હતો તેના મૃત્યુ પછી ઘણી નીચતા અને ઘણો જ સડો જે તેણે યોગ્ય અટકાવોથી દાબી રાખ્યા હતા તે તેના મૃત્યુ પછી રાજ્યમા પ્રબળ થઈ વધી ગયા

# પેરિક્લિસનું પરિશિષ્ટ ૧.

## પેરિક્લિસે વિગ્રહમાં પડેલા એથન્સવાસીઓની રાજ્ય તરફથી થતી ઉત્તરક્રિયાને અંગે કરેલું ભાષણ. ઈ. પૂ. ૪૩૧.

(થુસિડિડિસ. ૨. ૩૫—૪૬.)




* * * * * *

### પ્રકરણ ૩૬.

પ્રથમ હું આપણા પૂર્વજો વિષે બોલીશ, કેમકે આવે પ્રસંગે આપણે એમનું સ્તવન અને સ્મરણ કરવું જોઇએ. પરાપૂર્વથી તેઓ આ ભૂમિના જ વતની હતા, અને એ તેઓ પોતાના પરાક્રમ વડે પ્હેડી દર પ્હેડી પોતાના કબ્જામાં રાખી રહ્યા, તથા આપણને આ સ્વતંત્ર રાજ્યનો વારસો આપી ગયા. એ આપણા દૂરના પૂર્વજો કરતાં આપણા પિતાઓને વળી આપણે વધારે સન્માન આપવું ઘટે છે, કેમકે તેમણે પોતાને વારસામાં મળેલો પ્રદેશ વધાર્યો અને ઘણા ઘણા પરિશ્રમને પરિણામે આ મહાન રાજ્ય આપણને આપ્યું અને હાલ અહીં એકત્ર થયેલા આપણે પણ, આ ચાલતા જમાનામાં, એ આપણું રાજ્ય સુધાર્યું છે તથા સર્વ રીતે શણગાર્યું છે અને શોભાવ્યું છે, એટલે એ સુલેહ તેમ જ વિગ્રહની સર્વ જરૂરિયાતો માટે સ્વાવલંબી થયું છે. જે જે બલ પરાક્રમ વડે આપણા રાજ્યના જુદા જુદા પ્રદેશ આપણા હાથમાં આવ્યા તથા જે જવાંમર્દીથી આપણે અગર આપણા પિતાઓએ ગ્રીક કે વિદેશી દુશ્મનના ધસારા પાછા વાળ્યા તે સર્વનું બયાન અત્યારે હું કરીશ નહીં: એ માટે તો પુષ્કળ વખત જોઇએ, અને વળી એ કંઈ તમારાથી અજાણ્યું નથી. પણ આપણા આ વિદેહ થયેલા વીરોનું સ્તવન કરતા પ્હેલાં આપણી સત્તા આટલી વધી તેમાં આપણા આચારવિચારનાં કયાં તત્ત્વો સાધનભૂત હતાં તથા આપણું રાજ્ય આટલું મોટું થયું તે આપણી કઈ સંસ્થાઓને વડે તથા આપણાં જીવનની શી શી વિશેષતાઓને લીધે, એ વિષે હું પ્રથમ બોલવા ઇચ્છું છું, અને મને લાગે છે કે આવે પ્રસંગે એવા વિચારો સહજ છે, તેમ તેમના શ્રવણથી નાગરિકો અને બીજા ગ્રીકોના આ મોટા મંડલને લાભ થવાનો સંભવ છે.

### પ્રકરણ ૩૭.

આપણે રાજ્યબંધારણની બાબતમાં બીજા કોઇની હરીફાઈ કરતા નથી. કોઇની નકલ સુદ્ધાં કરવા માગતા નથી. એથી ઉલટુ બીજાઓ આપણને નમૂના રૂપ ગણે છે અને આપણા બંધારણની નકલ કરવા મથે છે. આપણા રાજ્યના બંધારણને પ્રજાશાસનનું નામ આપે છે ખરા, અને તે એટલા માટે કે આપણે ત્યાં રાજકીય સત્તા થોડા વીણેલા જ માણસોના હાથમાં નથી પણ સામાન્ય વર્ગના હજારો માણસોના હાથમાં પ્રસરાયેલી છે. પરંતુ આપણા કાયદા જેમ સર્વ એથન્સવાસીઓને સમાન ગણે છે અને સૌને પોતપોતાના ખાનગી હકમાં ન્યાય અપાવે છે તેમ આપણામાંથી જે વિશેષ યોગ્યતાવાળા હોય છે તેમને આપણે વિશેષ અધિકારે પણ ચ્હડાવીએ છીએ; એટલે કે ગ્રીસમાં બીજાં રાજ્યોમાં વિશેષ અધિકાર વારસાના હક્ક તરીકે ભોગવાય છે ત્યારે અહીં આપણે તે વિશેષ યોગ્યતા માટેના ઇનામ તરીકે આપીએ છીએ. વળી અહીં કોઇ પણ નાગરિક નિર્ધનતાને કે પોતાની હલકી સ્થિતિને લીધે રાજ્યસેવા કરવા માટે નાલાયક ગણાતો નથી

આપણે ત્યા વર્ગભેદ છે જ નહીં, એટલે આપણા ગજકીય જીવનવર્તનમા સૌ પોતપોતાની યોગ્યતા પ્રમાણે ભાગ લઈ શકે છે, અને આપણા ખાનગી જીવનવર્તનમા વર્ગ વર્ગનું આનગાપણું નથી કે પરસ્પર વ્હેમાવાને અવકાશ નથી આપણે ત્યા સૌ પોતપોતાને રુચે તેમ વર્તે છે, અને કોઇ ફશા બંધનમા નથી પાડોશીની રહેણીથી બીજાને કોઇ ગ્હોડુ પણ ચ્હડાવતો નથી આપણા ખાનગી જીવનમાં આમ સંપૂર્ણ સ્વતત્રતા છે તેની સાથે આપણે આપણા જાહેર જીવનમા કાયદાઓને અને યોગ્ય અધિકારની આજ્ઞાઓને માન આપીએ છીએ, આપણી છૂટનો ગેરલાભ લેતા નથી, અને સામાન્ય લોકમતમા હલકુ ગણાય એવા આચરણથી પણ દૂર રહેવા મથીએ છીએ તેમ નિર્બળના સરક્ષણ માટે નીમેલા અમલદારોને ખાસ માન આપીએ છીએ

## પ્રકરણ ૩૮.

વિરામના સમય માટે આપણે આપણા અમિત આત્માઓને સારૂ અનેક વિનોદનો યોજ્યા છે આપણી રમતગમતો અને આપણા ધાર્મિક ઉત્સવાદિ બારેમાસ નીમેલે વખતે આવ્યા કરે છે ઘરમા આપણી સર્વ રીતભાત સુઘડ અને સસ્કૃતિવાળી છે અને આ પ્રમાણેના વિનોદથી મળતા આનદમા મગ્ન થઇ આપણે આપણા જીવનમા ચેનીથી મુક્ત રહીએ છીએ વળી આપણા મહાન નગરરાજ્યમા આખા જગતની તમામ સારી સારી વસ્તુઓ ચાલી આવે છે આપણા દેશની પેદાશનો જ નહીં પણ બધા દેશોની ઉત્તમ પેદાશનો ઉપભોગ આપણે લઇએ છીએ

## પ્રકરણ ૩૯.

વળી આપણી લશ્કરી તાલીમ લેવાની રીત આપણા શત્રુઓ (સ્પાર્ટનો) ના કરતા વધારે સારી છે આપણા દેશમા દુનિયાનો ગમે તે આવી શકે છે અને તેને જે જોવુ કે જાણવુ હોય તે જોઇ જાણી શકે છે, દુશ્મન જાણી જાય તો તેને લાભ થાય એવી ગુપ્ત વાત પણ તે જાણી શકે છે આપણે છળભેદ કે ગુપ્ત તદબીરો ઉપર નહીં પણ આપણી હિમત અને આપણા બલ ઉપર જ ભરોસો રાખીએ છીએ અને કેળવણીની બાબતમા આપણા શત્રુઓ (સ્પાર્ટનો) જ્યાર ગ્રાતન આવે તે માટે કુમળીવયથી જ રોજ ઘણો શ્રમ પડે એવી કસરતો કર્યા કરે છે, ત્યારે આપણે તો એવી અથાગ મહેનત લેવાને બદલે સૌસૌને રુચે એવુ જ વર્તન રાખીએ છીએ, અને તે છતા પણ જરૂર પડે છે ત્યારે એમના જેટલી જ મુશ્કેલીઓ અને મુશીબતો ઉપાડી લઇએ છીએ વળી સ્પાર્ટનો આપણા રાજ્ય ઉપર ચ્હડાઈ કરે છે ત્યારે પોતાના બધા મદદગારોના સૈન્યને સાથે લેતા આવે છે, પણ આપણે તો એમના મુલક ઉપર એકલા જ ચ્હડી જઇએ છીએ, અને આપણા હુમલાઓમા આપણે પરદેશમા હોઇએ છીએ તથા તેઓ પોતાના ઘરબારના રક્ષણ માટે લડતા હોય છે, છતા આપણને જીત મેળવવામા ક્વચિત જ મુશ્કેલી પડે છે આપણા શત્રુઓને હજી સુધી આપણા એકત્ર બળ સામે લડવુ પડેલુ જ નથી આપણા લશ્કર અને નૌકાસૈન્ય જુદા જુદા છે, અને આ પણુ આખુ લશ્કર પણ કોઈ વખતે એક જ સ્થળે કે એક જ ચ્હડાઈમા હોતુ નથી પણ જ્યારે તેઓ જીતે છે ત્યારે જાણે આપણા સપૂર્ણ બલ ઉપર જીત મેળવી હોય એટલા તેઓ મગરૂર થાય છે, અને જ્યારે હાર છે ત્યારે જાણે આપણા સપૂર્ણ બળે તેમને હરાવ્યા હોય એવુ ડોળ કરે છે

## પ્રકરણ ૪૦.

એટલે આપણે અથાગ શ્રમ લઇને કસાયેલા ન હોવા છતા આપણી હિમતને લીધે અને કાયદાના બધનથી નહીં પણ જાતિસ્વભાવથી ગમે તેવા પ્રસંગ માટે સદા તત્પર રહીએ છીએ, એમા આપણને મોટો લાભ નથી શું ? ભય અને વિગ્રહના દુખ આપણને આગળથી જ ભોગવવા પડતા નથી અને તોપણ જ્યારે માથે આવી પડે છે ત્યારે આપણે એઓ તેને માટે તૈયાર થવામા અ

વિરામે આખું જીવન ગાળે છે તેમના જેટલું જ શૂરાતન બતાવી શકીએ છીએ. અને વળી સુલેહકાલ માટે પણ આપણી જીવનપદ્ધતિ, વિગ્રહ માટે છે તેટલી જ વખાણવા લાયક છે તે આ કારણને લીધે છે. કેમકે આપણે સૌંદર્યના આશક છીએ તે સાથે આપણે સાદા ભોગવિલાસથી જ રાચીએ છીએ; અને આપણે શારીરિક મરદાનીપણું જાળવીએ છીએ તે સાથે આપણી માનસિક શક્તિઓને પણ ખીલવીએ છીએ. ધનનો ઉપયોગ આપણે ટોળદમામ અને બંડાઇ બતાવવામાં કરતા નથી પણ જ્યાં ખરેખર જોઇએ ત્યાં જ કરીએ છીએ. ગરીબ હોવામાં આપણે નામોશી માનતા નથી; ગરીબાઈ દૂર કરવા માટે બિલકુલ પ્રયત્ન ન કરવો એમાં જ નામોશી માનીએ છીએ. એથન્સનો નાગરિક પોતાના ઘરનું કામકાજ સંભાળે છે તેથી તે રાજ્યકાર્યમાં ધ્યાન આપી શકતો નથી એમ નથી. આપણામાં વેપારી અને ધંધાદારી વર્ગ પણ રાજ્યકાર્યથી સારી પેઠે વાકેફ હોય છે. બીજાં રાજ્યોમાં જે માણસ રાજ્યકાર્યમાં ભાગ ન લે તેને નિર્દોષ ગણે છે, ત્યારે આપણે તેને નકામો ગણીએ છીએ. અને જો કે રાજ્ય માટે નવી નવી યોજનાઓ ઘડનારા આપણામાં પણ થોડા જ હોય છે, તોપણ અમુક યોજના સારી છે કે માઠી તેની તુલના તો આપણામાંનો દરેકે દરેક કરી શકે છે. જ્યારે બીજાઓ એમ ધારે છે કે વાદવિવાદથી તો રાજ્યકાર્ય અટકી પડે, ત્યારે આપણી સમજ એવી છે કે રાજ્યકાર્યને ખરી અટકાયત વાદવિવાદની નહીં પણ વાદવિવાદ વગર જે સાંગોપાંગ વિચાર થવો જ અશક્ય તેના અભાવની છે. કંઈ પણ આદરતા પ્હેલાં આપણે સંપૂર્ણ વિચાર કરી જોઇએ છીએ એટલે આપણી હિંમત અજ્ઞાનની અને આંધળી નહીં પણ પુખ્ત વિચાર અને અગમચેતીની છે. કેટલી કેટલી મુશ્કેલી પડવાની તે સારી રીતે જાણ્યા છતાં પણ આપણે હામ ભીડીને ધાર્યું કામ કરીએ છીએ, અને ખરેખર એ પ્રકારની હિંમત જ શ્રેષ્ઠ છે. વળી આપણે બીજાઓ સાથે મિત્રતા બાંધીએ છીએ તે તેમની પાસેથી બક્ષીસો લઇને નહીં પણ તેમને સંગીન બક્ષીસો આપીને બાંધીએ છીએ. અને એ સ્પષ્ટ છે કે જે સામા ઉપર ઉપકાર કરીને તેનો મિત્ર બનવા જાય છે તેની મિત્રતા લાંબો વખત ચાલવાની; કેમકે પ્રથમ કરેલા ઉપકારની છાપ ભૂસાઇ ન જાય એ માટે તે ફરીફરીને નવા ઉપકારો કરવા અને અનેક રીતે માયા બતાવવા ઇન્તેજાર રહે છે. જેના ઉપર ઉપકારો થયેલા હોય છે અને થતા આવે છે તે મિત્રની મિત્રતા એટલી સતેજ હોવાની નહીં; કેમકે તે સારી રીતે સમજે છે કે પોતાથી મિત્રનું જે કંઇ ભલું થશે તે પોતા ઉપર થયેલા ઉપકારોના બદલા તરીકે અને પોતા ઉપર ચ્હડેલાં ઋણના વળતર તરીકે જ ગણાવાનું. જો કોઇ રાજ્ય પોતાના મિત્રોની સેવા લાંબી સ્વાર્થદૃષ્ટિથી નહીં પણ કેવળ સ્વતંત્રતાના ઉલ્લાસમાં અને નિર્ભય ઉદારતાના સ્વભાવને લીધે કરતુ હોય તો તે આપણે જ છીએ.

## પ્રકરણ ૪૧.

અને ટૂંકામાં કહું છું કે આ આપણી એથન્સ નગરી આખા હેલાસ (ગ્રીસ) નો ગુરૂ છે; અને દરેક એથન્સવાસી નાના પ્રકારનાં દરેક કામ ઉત્તમ છટા અને મનમાનતી કુશલતાથી બજાવી શકે છે. આ મ્હારૂ વચન અવિચાર કે અતિશયોક્તિનું નથી, પણ સત્ય અને યથાર્થ છે. આપણામાં આવા ગુણો છે એ વાત આપણે હાલ જે સ્થિતિએ પ્હોંચ્યા છીએ તે સાબિત કરે છે. કેમકે અણીને વખતે એક એથન્સ જ, દુનિયાએ તેની શક્તિ વિષે જે અભિપ્રાય બાંધ્યો હોય, તે કરતાં ચાર ચંદ્ર વિશેષ કરી બતાવે છે. એવા રાજ્યથી હાર ખાવામાં કોઇને પોતાની નામોશી થઇ લાગતી નથી; એવા રાજ્યના તાબાનાં રાજ્યો પોતાની સ્થિતિમાં હીણું માનતા નથી. અને ખરેખર આપણી શક્તિ અને આપણી કીર્તિનાં ચિન્હ ચિરકાલ સુધી કાયમ રહેશે. આપણી શક્તિનાં ભવ્ય સ્મારકો આ અને ભવિષ્યના જમાનાઓ આશ્ચર્યથી જોશે. કવિઓનાં સ્તવન અતિશયોક્તિથી ભરેલાં હોય છે તો પણ તત્કાલ આનંદ આપે છે એ ખરૂં છે; પણ આપણા રાજ્યને હોમર કે બીજા કોઇ કવિના યશોગાનની જરૂર નથી આપણે દરેક દેશમાં અને દરેક સમુદ્રમાં આપણી જવાંમર્દીના વિજયી પસારા માટે માર્ગ કર્યા છે, અને દરેક દરેક સ્થલે આપણે આપણી

મિત્રતા તેમ જ આપણી શત્રુતાની અમર નિશાનીઓ રોપી છે. આ આપણા વીરો શૂરાતનથી લડયા અને પડયા તે આવા નગરરાજ્યની ખાતર. એ રાજ્ય એમના હાથમાંથી જાય એ વિચાર સરખો તે સાંખી શકયા નહીં. અને એમની પાછળ રહેલા આપણે દરેક એ રાજ્યની ખાતર જેટલું મથીએ તેટલું ઓછું છે.

### પ્રકરણ ૪૨.

મ્હેં આજ એથન્સની મોટાઈ વર્ણવી છે તે એટલું બતાવવા કે આપણું આ સર્વ હકોના સંરક્ષણ માટે લડતા હોવાથી આપણો લડવાનો હેતુ બીજાઓના કરતાં અતીવ ઉચ્ચ છે; અને એવી લડાઇમાં કામ આવેલા આપણા આ વીરોનું આચરણ અને મરણ પ્રશસ્ત છે તેની એ સ્પષ્ટ સાબિતી છે. એમનું આથી વધારે સ્તવન કરવું અશક્ય છે. આપણી નગરીનું યશોગાન તે એમનું, તથા એમના જેવા જે જે નાગરિકોના સદ્‌ગુણો વડે આપણે હાલ આ પદ પામ્યા છીએ તે સર્વનું પણ, તે યશોગાન છે. અને તેમનાં આચરણને તોળી જોતાં તેમને મળેલી કીર્ત્તિ બિલકુલ વધારે પડતી નથી એવું આપણે એમનું સ્તવન કરી શકીએ છીએ તે પ્રમાણે બીજા કેટલા થોડા ગ્રીક નાગરિકોનું થઇ શકે ! હું ધારૂં છું કે એમના જેવું મૃત્યુ એ જ શુદ્ધ માણસાઈનું ખરૂં માપ છે. એવાં મૃત્યુમાં અપ્રસિદ્ધ માણસના સદ્‌ગુણ પ્રથમ પ્રકાશે છે, તો પ્રસિદ્ધ માણસના સદ્‌ગુણનિધિ ઉપર ઉત્કટની મ્હોર પડે છે બીજી રીતે સારા ન ગણાયેલા પુરુષો પણ દેશ માટે લડવામાં તેમણે દાખવેલું શૂરાતન આગળ ધરી શકે છે; પોતાનાં દુષ્કર્મોને તેઓ એ સત્કર્મથી ધોઇ નાખે છે; અને દેશને પોતાના ખાનગી કૃત્યોથી કરેલી હાનિ કરતાં આ પોતાની જાહેર સેવાથી વધારે લાભ કરી આપ્યો હોવાનો દાવો કરી શકે છે. આ વીર પુરુષોમાંનો એક પણ તવંગર હોઇ ભોગવિલાસથી નિર્બળ બનેલો ન હતો, જીવનનાં સુખ તજી દેવામાં શિથિલ ન હતો, કે નિર્ધન હોઇ જીવીશ તો ધન મેળવી શકીશ એવી સ્વાભાવિક આશામાં લોભાઈ મોતનો દિવસ આઘો ઠેલવા આતુર ન હતો આ સર્વ કરતાં દુશ્મનોને સજા કરવી એ તેમને વધારે પ્રિય હતું, અને જીવનસમર્પણ માટે દેશસેવાથી વધારે ઉચ્ચ હેતુ હોઈ શકે નહીં એવી તેમની પ્રતીતિ હતી; એટલે વીરોને ઘટે એવું વેર લેવામાં તેમણે જીવનું જોખમ ખેડ્યું અને આડો અવળો બીજો વિચાર વ્યર્થ ગણ્યો. પોતાની દૃઢતા તેમણે સમરાંગણમાં મોતની અણીમાં પણ જાળવી રાખી; તેઓ નાશ માત્ર અપકીર્તિના આળથી; અને ધર્મ્ય યુદ્ધનું નિસ્સીમ સુખ ભોગવતા, એક ક્ષણમાં, તેમને જે ભયનું નહીં પણ કીર્ત્તિનું સ્થાન હતું, તે છોડી ગયા.

### પ્રકરણ ૪૩.

આ પુરુષોનો અંત આવો હતો. એથન્સને તેઓ યોગ્ય હતા • • • • • • • અને હું તમને કહું છું કે તમારે સૌએ દિવસો દિવસ એથન્સની ભવ્યતા ઉપર દૃષ્ટિ રાખવી અને દિવસો દિવસ તમારે દેશપ્રીતિ વધાર્યા કરવી. અને જ્યારે તમારે રોમે રોમે એ લાગણી વ્યાપી જાય ત્યારે તમારે વિચારવું કે એથન્સને આ ઉચ્ચ પદવી મેળવી આપનાર પુરુષો પોતાની ફરજ જાણતા હતા અને તે અદા કરવા માટે તેમનામાં પૂરતી હિંમત હતી, તથા યુદ્ધમાં તેઓ રખેને શિથિલ લાગશે એ વિચારથી સદા ડરતા રહેતા હતા. તેઓ પરાજય સાંખી શકતા નહીં, પણ પોતાના સદ્‌ગુણો-નો દેશને પૂરેપૂરો લાભ આપી તેના વિજયઉત્સવમાં પોતાનાં જીવનને પોતાના સૌથી વધારે કિંમતી ખજાના તરીકે અર્પણ કરી દીધાં; અને તેમના સમગ્ર સ્વાર્પણને માટે તેમને દરેકને સારી પેઠે બદલો મળ્યો છે. કેમકે તે દરેકની કીર્ત્તિ અજર છે અને તે હમેશ અને દરેક યોગ્ય પ્રસંગે વાણીમાં અને કર્મ વડે ગવાયા કરશે. તેમનાં કુલ ઉપર આપણે તેમની ખ્યાતિને ઘટે એવી સમાધિ ચણીશું. પણ આખું જગત જ વિખ્યાત પુરુષોની સમાધિ છે. તેમના સ્મરણમાં સ્તંભો અને શિલાલેખો તેમના પોતાના દેશમાં નિર્માણ છે એટલું જ નહીં પણ પરદેશોમાં પણ નિરંતર

શિલાઓને બદલે માણસોનાં હૃદયોમાં તેમનાં સ્મારકો કોતરાઇ રહે છે. એ વીર પુરુષોને તમે તમારા પોતાના જીવનના આદર્શ ગણો. અને જ્વાંમર્દીમાં જ સ્વાતંત્ર્ય છે તથા સ્વાતંત્ર્યમાં જ સુખ છે એ સૂત્ર સ્વીકારી મૃત્યુભયને જીતો. પુરુષત્વમાં અભિમાન ધરનારા પુરુષને હીચકારાપણું અને તેની સાથે જોડાયેલો પરાજય જેટલો વિષમ છે તેટલો હિંમત અને ઉલ્લાસ અને આશાની સંધિમાં અજાણપે આવતો દુશ્મનનો કાતિલ ઘા વિષમ નથી.

## પ્રકરણ ૪૫

એટલે એ વીર પુરુષોનાં માતપિતા જે અહીં આપણામાં હમાં છે તેમને હું ખરખરો કરતો નથી. આ પ્રસંગે તેમનું સાંત્વન જ ઘટે છે. જીવનમાં અનેક સારા માઠા બનાવો બન્યાં કરે છે; એટલે જગતમાં જે કોઇ સૌથી વધારે માન મેળવી શકે તે જ સૌથી વધારે ભાગ્યશાળી: કાંતો માનનીય મૃત્યુ મેળવનાર આ વીર પુરુષો જેવા, કે એમના મૃત્યુથી માનનીય શોકનાં અધિકારી થનાર આ એમનાં માતપિતા જેવા.

## પ્રકરણ ૪૬.

આપણા કાયદાની આજ્ઞા મુજબ મ્હેં આ વીર પુરુષોનું સ્તવન યથાશક્તિ કર્યું છે. આપણું રાજ્ય સ્તવન માત્રથી એમના તરફની પોતાની ફરજ અદા થયેલી ગણતું નથી. એમની ઉત્તરક્રિયા રાજ્યે કરી છે તથા એમનાં સંતાનને રાજ્ય પોતાને ખર્ચે ઉછેરશે અને કેળવશે. આ ઇનામના હારમુકુટથી એથેન્સ પોતાના યશસ્વી સંતાનોને શણગારે છે. કેમકે જ્યાં સદ્‌ગુણ અને વીરત્વને સૌથી વધારે બદલો મળે છે ત્યાં મહત્ત્વાકાંક્ષી નાગરિકો રાજ્યસેવામાં સૌથી વધારે ઉલ્લાસ માને એ સ્વાભાવિક છે.

અને હવે સૌ પોતપોતાના સંબંધીનો યથાયોગ્ય શોક કરીને વિદાય થજો.

# પેરિક્લિસનું પરિશિષ્ટ ૨.

## એથન્સની મરકી

### થ્યુસિડિડિસ, પુસ્તક ૨, પ્રકરણ ૪૮-૫૩

ઐતિહાસિક સમયમાં દુનિયામાં મરકીના જે હુમલાઓ થયા છે તેમાં આ પહેલો જ છે અને એ હુમલાનું તાદૃશ વર્ણન સમર્થ ઇતિહાસી થ્યુસિડિડિસે કરેલું છે, જેની બરાબર પછીના હુમલાનું વર્ણન કરનારામાંના કોઇનું પહોંચતું નથી. થ્યુસિડિડિસનું એ વર્ણન નીચે પ્રમાણે છે.

કહે છે કે એ રોગનો આરંભ ઇજિપ્તની દક્ષિણે આવેલા હબસીઓના મુલકમાં થયેલો અને ત્યાંથી તે ઇજિપ્ત લિબિયા અને બીજા રાજાના મુલકમાં પ્રસરેલો. એથન્સ ઉપરનો તેનો હુમલો અચાનક હતો અને તેમાં પણ તેનો પ્રથમ ભોગ પાઇરીયસની વસ્તી થઇ, અને તે પરથી એવી વાત ચાલી કે સ્પાર્ટનોએ એ પાઇરીયસની ટાંકીઓના વિષ ભેળવ્યું હોવું જોઇએ. પાછળથી એ રોગ શેહેરમાં પણ પ્રસર્યો અને ત્યારે મરણનું પ્રમાણ પણ વધી ગયું. હવે એ રોગની ઉત્પત્તિ અને આખા શેહેરની તંદુરસ્તીમાંથી રોગી સ્થિતિ કેવી રીતે થઇ ગઈ તે સંબંધી વૈદ્યો અને બીજાઓ ખુશી પડે તે મત આપે. હું તો ફક્ત એ રોગના પૂર્વ ચિન્હો જ ચાદી જણાવીશ, કે જેથી જો કદિ એ રોગ ફરી ઉત્પન્ન થાય તો આ વર્ણનને લીધે તે તુરત પારખી શકાય. મને પોતાને એ રોગ લાગુ પડ્યો હતો અને એ રોગથી પીડાતા બીજાઓને પણ મહેં જોયા છે.

એટલું તો સર્વે કબુલ કરે છે કે તે વર્ષમાં બીજા રોગ છેક નરમ પડી ગયા હતા, અને કંઇ પણ રોગ થતો તો તે પાછળથી મરકીનું રૂપ લઇ લેતો. પણ જેઓને પ્રથમથી જ એ જ રોગ થતો તેમને સંબંધે રોગવૃદ્ધિનો ક્રમ ઘણું ખરૂં નીચે મુજબ હતો.

પ્રથમ માથાનો સખ્ત દુખાવો થતો અને આંખ લાલ થતી અને સુજી આવતી. જીભ અને ગળાનો રંગ લોહી વર્ણો થઇ જતો અને તેમાંથી સખ્ત વાસ છુટતી. આ ચિન્હો પછી ઉપરાઉપરી છીંકો આવતી, અવાજ ખોખરો થઈ જતો અને થોડા વખતમાં દુખાવો છાતી ઉપર ઉતરતો અને સાથે સખ્ત ઉધરસ આવતી. પછી તે પેટમાં ઉતરતો અને ઉલટીનો ઉપદ્રવ શરૂ થતો. તેમાં વૈદ્યોએ ગણાવેલા બધા પિત્તના પ્રકાર નીકળતા અને પીડા પણ બહુ વેઠવી પડતી. ઘણાખરાને ત્યાર પછી ખાલી હુબકીયા થતા, જેને પરિણામે સખ્ત તાણ આવતી. તે ઘણીખરી વખત ટૂંક મુદ્દતની હતી પણ કોઈ કોઇ વખત લાંબો વખત જારી રહેતી. બહારથી શરીર બહુ ગરમ ન થતું તેમ જ કાંઇ ફિક્કું પણ ન પડતું પણ લાલ રંગનું થતું તથા કંઇક ચકચકાટ મારતું, અને ઉપર ઝીણી ઝીણી ફોડકીઓ થઇ આવતી, પણ અંદરથી ગરમી એટલી બધી લાગતી કે દર્દી શરીરપર બિલકુલ કપડું સહી શક્તો નહી, પણ છેક નાગો પડી રહેતો, અને જો બને તો ઠંડા પાણીમાં પડી રહેવાનું પસંદ કરતો. ખરેખર જેમની સંભાળ લેનાર કોઇ હતું નહીં તેઓ અસહ્ય તરસ ભાગવા માટે પાણીના હોજમાં જઇને પડતા અને તેઓ ગમે તેટલું પાણી પીતા તથાપિ તેમની તરસ છીપતી નહી. તે ઉપરાંત કાયમ બેચેની અને ઉજાગરાથી તેમને ત્રાસ થતો. રોગનું પૂર જોસ રહેતા સુધી શરીર તેના હલાટથી નબળું ન પડી જતું પણ ઉલટું ન માની શકાય તેટલે દરજ્જે ટકી રહેતું, પરંતુ શક્તિ ક્ષીણ ન થઈ હોય તે છતા પણ અંતરના દાહને લીધે દર્દી સાતમે કે નવમે દિવસે ઘણું કરીને મૃત્યુવશ થતો, અથવા જો તે એ મુદ્દત ટપી જતો તો ગરમી તેના આંતરડામાં ઉતરીને ત્યાં સખ્ત ઝાડો પેદા કરતી અને તેને લીધેની નબળાઇમાં તે સપડાઇ જતો. આ પ્રમાણે એ રોગ માથાથી શરૂ થઈ આખા શરીરમાં ફરી વળતો અને જો કોઈ તેના જબર હુમલામાંથી ઉગરી સુધી બચી જતો તો તેના શરીરના છેડાઓને પણ એ પકડતો અને એ મુજબ

ઘણાના આ ાળા અગુપ વગેરે ખવાઇ જતા તેમ કેટલાકની આખો ગમ જતી બીજા કેટલાકની સ્મૃતિ જતી રહેતી હતી અને તેઓ પોતાના મિત્રોને પણ ઓળખી શક્તા નહી

ખરેખર એ રોગનુ વર્ણન કર્યું જાય તેમ નથી, એ મનુષ્ય પ્રકૃતિ ખમી શકે તે કરતા વધારે આકરો હતો, તેમ નીચલી બાબતમા પણ એ બીજા પરિચિત રોગોથી જુદો પડતો હતો બીજું પક્ષિઓ અને પ્રાણીઓ, જે સાધારણ રીતે શબને ભેદી ખાય છે, તે ઘણા શબો દાટયા વગરના રહેતા હતા છતા તેમની પાસે પણ ન જતા, અથવા જો તેમાથી તેઓ ખાતા તો તુરત મૃત્યુવશ થતા આ હકીકતની સાબિતી એ જ છે કે શબ ખાનાર પશુપક્ષીની વસ્તી આ રોગ ચાલ્યો તે દરમિયાન તદ્દન ઓછી થઈ ગઈ પાળેલા અને ગામમાના કુતરાઓનો પણ લગભગ નાશ થઈ ગયો ઝીણા ઝીણા લક્ષણોને પડતા મુકીએ તો એ રોગના સામાન્ય ચિન્હો ઉપર પ્રમાણે હતા અને આ શિવાયના બીજા રોગ જે સાધારણ હતા તે કોઇને આ અરસામા થતા જ નહી જેઓને એ લાગુ પડતો તેમાના કેટલાક સારવાર વિના ઉપડી ગયા, તો બીજા બધી સારવાર છતા ટકી ન શક્યા અને એ રોગ માટે કોઈ પણ એક ચોક્કસ દવા ન હતી એક દવા એકને ગુણ કરતી તો બીજાને અવળી પડતી અને સબળા અને નબળા બન્ને સરખે ભાગે ઉપડતા વળી જે લોકો પોતાના ખોરાકમા અતિશય નિયમિત રહેતા તેઓ પણ એના સપાટામાથી બચતા નહીં આ આફતમા સૌથી વધારે ભયંકર બાબત એ હતી કે દર્દ લાગુ પડતા જ દર્દી એકદમ નાસીપાસીમા પડી જઈ એને અટકાવવાને ઉપાય કરવો મુકી દેતો, અને એક બીજાની સારવાર કરવામા ચેપ લાગતો એટલે બધા ઘેટાઓની માફક મૃત્યુવશ થતા અને મૃત્યુના મોટા પ્રમાણનુ એ મુખ્ય કારણ એ હતુ કે બ્હીકને લીધે તેઓ બીજા પાસે ન જતા તો તેઓ પાસે બીજા પણ ન આવતા અને તેવી રીતે દર્દીઓની સારવાર કરનારાઓને અભાવે ઘણા ઘરો ખાલી થઈ ગયા અને જો તેઓ બીજાઓની ખબર કાઢવા જતા, અને ખાસ કરીને જેઓ એવા કામમા આગેવાન ભાગ લેતા અને ખાસ કરીને જેની સારવારમા કોઇ ન હોય તેવાઓ પાસે જતા, તો તેઓને પણ એ રોગ લાગુ પડતો આ ઉપરાત જેઓ, એ રોગના હુમલામાથી પસાર થયા હતા તેઓ દર્દીઓની બહુ દયા ખાતા હતા કેમકે તેમને જાતિ અનુભવ થયલો હતો અને વળી એકવાર ઉગર્યાથી તેઓ પોતાને નિર્ભય સમજતા હતા, કારણ કે કોઇની ઉપર બે હુમલા થયા નહોતા, અને કદાચ થતા તો પણ તેમાથી દર્દી તુરત સારા થતા હતા તેવાઓને તેમના મિત્રો મુબારકબાદી આપતા અને તેઓ પોતે પણ એવો ખોટો વિશ્વાસ રાખતા કે હવે બીજો કોઇ પણ રોગ તેમને લાગુ પડવાનો નથી

બીજી રીતે પણ આ રોગે શેહેરમા પ્રથમ કરતા વધારે મોટા પ્રમાણમા અયોગ્ય વર્તણુક ફેલાવી કારણ કે જે કામો લોકો પ્હેલા ગુપ્તપણે કરતા તે હવે તેઓ મરજીમા આવે તેવી રીતે ઉઘાડા કરવા લાગ્યા જેઓ પૈસાદાર હતા તેઓ અચાનક ઉપડી જતા એટલે પોતાની જીંદગી અને પોતાની સંપત્તિ એ બન્ને તેઓ અક્ષરસ ઘડીના માનીને તેનો બને તેટલો ઉપભોગ લઇ લેવા લલચાતા જે કાર્ય સંજોગોથી યશ પ્રાપ્ત થાય તે તરફ કોઇની દરકાર રહેતી નહીં, કારણ કે એ યશ પ્રાપ્ત થાય ત્યા સુધી જીવતા રહીશુ કે નહીં તેની તેમને શંકા હતી પણ જે વસ્તુમા તુરતનો આનંદ મળતો એ તરફ તેઓનુ ધ્યાન ખેંચાતુ અને તેમા દેવોની બ્હીક કે રાજ્યના કાયદા એ કંઇ પણ તેમને અટકાવવા સમર્થ ન હતુ કારણ કે જ્યા બધા એક સરખા મૃત્યુને આધીન થતા ત્યા દેવોને પૂજવા કે ન પૂજવા એ તેમને મન સરખુ જ હતુ અને રાજ્યના કાયદાઓ તેમને શિક્ષા કરવા આવે ત્યા સુધી જીવતા રહીશુ કે નહી તેની તેમને શંકા હતી, તેઓ તો સર્વત્ર ચાલતા રોગને જ ઈશ્વરના કોપની શિક્ષા રૂપ સમજતા હતા અને તે ભોગવવાનો સમય આવે ત્યાર પ્હેલા જે આનંદ મળી શકે તે ભોગવી લેવો એટલુ જ કર્તવ્ય સમજતા હતા

# પેરિક્લિસનું પરિશિષ્ટ ૩.

## પેરિક્લિસનું પોતાના બચાવનું ભાષણ: થ્યુસિડિડિસનો પેરિક્લિસ વિષે અભિપ્રાય.

( થ્યુસિડિડિસકૃત પિલોપોનીસ્યિન વિગ્રહનો ઇતિહાસ પુસ્તક ૨, પ્રકરણ ૫૯–૬૫ )

સ્પાર્ટનોના બીજા હુમલા પછી, પોતાનો મુલક ફરીથી ઉજ્જડ થયેલો જોઇને તથા વિગ્રહની સાથે મરકીની આફત પણ આવી પડેલી હોવાથી એથીનિયનોના વિચાર ફરી ગયા; અને તેઓ પોતાનાં દુઃખોનો બધો દોષ પેરિક્લિસને દેવા લાગ્યા, તથા સ્પાર્ટનો સાથે સંધિ કરી દેવા આતુર થયા તે એટલે સુધી કે તેઓએ સ્પાર્ટા એલચીઓ પણ મોકલ્યા, પણ તેમાં કંઈ વળ્યુ નહીં. અને બધી તરફથી નિરાશ થતાં તેઓ પેરિક્લિસ ઉપર ખૂબ ગુસ્સે થયા. પેરિક્લિસ હજી સરદારના હોદ્દા ઉપર કાયમ હતો; તેણે આ જોઇને તેમની ઉશ્કેરાયેલી વૃત્તિ શાંત કરવા, અને તેમને પાછા ઉમંગમાં આણવાને નાગરિકોની સભા ભરી તથા પોતે નીચે પ્રમાણે કહ્યુ.

" તમે મ્હારા ઉપર રોષે બળાયા છો, પણ એમ થવાનું જ એ હું ( તેનાં કારણો ઉપરથી ) પ્રથમથી જાણતો હતો, અને તેથી મ્હેં અત્યારે તમને સૌને એકઠા કર્યા છે, તે એટલા માટે કે તમે જે કંઇ વીસરી ગયા હો તે તમને સંભારી આપવું, તથા આવી પડેલી આફતોથી દબાઇ જવામાં અને મ્હારા ઉપર ગુસ્સો કરવામાં તમારી જે કંઈ ભૂલ થતી હોય તે માટે તમને ઠપકો આપવો. હું ધારૂં છું કે અમુક નાગરિકોના સુખદુઃખ કરતાં આખા રાજ્યના એકંદર સુખદુઃખનું મહત્ત્વ ઘણું વધારે છે. રાજ્યના અમુક નાગરિકો સુખી હોય છે તેમને પણ રાજ્યસમસ્તના દુઃખે દુઃખી થવું પડે છે, અને એથી ઉલટું રાજ્યસમસ્ત સુખી હોય છે તો તેમાંના દુઃખી નાગરિકોના દુઃખ ટળવાનો દરેક સંભવ છે પૃથક્ પૃથક્ વ્યક્તિઓનાં દુઃખ રાજ્યસમસ્ત વિચારી નિવારી શકે છે, પણ રાજ્યસમસ્તનાં દુઃખ વ્યક્તિઓ નિવારી શકતી નથી. જો એમ જ છે તો પછી દેખીતું જ છે કે દરેકની રાજ્યને ટેકો આપવાની ફરજ છે પરંતુ તમે તો પોતપોતાની ખાનગી વ્યક્તિગત વિપત્તિઓથી ભયભીત અને વ્યાકુલ બની જઈ રાજ્યની સલામતીની વાત છેક જતી કરવા માગો છો; અને આ વિગ્રહ માંડવાની સલાહ આપવા માટે મને, તેમ એ સલાહ સ્વીકારવા માટે તમારી પોતાની જાતને પણ તકસીરવાર ગણવા તૈયાર થયા છો હવે, અગર જો કે તમે મ્હારા ઉપર ગુસ્સે થયા છો, તોપણ રાજ્યકાર્યમાં કેવાં પગલાં ભરવાં જોઇએ તે જાણવામાં, તેમ. બીજાઓ આગળ તે પ્રતિપાદન કરવાની શક્તિમાં, બીજો કોઈ મ્હારાથી ચ્હડતો હોય એમ મને લાગતું નથી, અને વળી હું સ્વદેશને ચાહનારો છું, તેમ પૈસો મને લલચાવી શકે એમ નથી. હવે કે કોઈ માણસ શા ઉપાય યોજવા તે સારી રીતે જાણતો હોય, પણ તે બીજા આગળ સ્પષ્ટ કરવાની તેનામાં શક્તિ ન હોય, તો તેની કાબેલિયાત નકામી છે; આ બન્ને શક્તિ હોય પણ સ્વદેશ ઉપર ચાહના ન હોય તો તેવો માણસ સ્વદેશના લાભ ખાતર તસ્દી લેવાનો નહીં. અને સ્વદેશભક્તિ પણ હોય, પણ જો તે માણસ લાલચુ હોય તો પછી તે પોતાના દ્રવ્યલોભને એ સર્વનો ભોગ આપીને પણ સંતોષવાનો; તો પછી તમે મ્હારી આ વિગ્રહ માંડવાની સલાહ જે વખતે માની તે વખતે, જો તમે મ્હારામાં આચારગુણો બીજાઓ કરતાં થોડાક પણ વધારે જોઇને જ મ્હારા મત તરફ વળેલા, તો આ વખતે વિશેષ તો નહી પણ મ્હેં તમને ઈજા કરી એવો આક્ષેપ તો મ્હારા ઉપર વ્યાજબી રીતે આવી શકે જ નહી

વિગ્રહમાં ઉતરવું કે નહીં એ પોતાના અખતિયારની વાત હોય, અને બીજી રીતે ફાવેલું હોય, એવું રાજ્ય વિગ્રહ જાતે વ્હોરી લે એ તો મોટી મૂર્ખાઈ. પણ આપણી હકીકત જુદી જ હતી. આપણે નમ્યું આપ્યું હોત તો કાંતો આપણે આપણા પ્રતિસ્પર્ધિઓને એકદમ તાબે થવું પડત, કે કાંતો આપણી સ્વતંત્રતા કદાચ જળવાઇ રહેત તોપણ તેને માટે આપણને મોટું જોખમ ખેડવું પડત. એની સ્થિતિમાં લડાઇનું જોખમ ખેડવા કરતાં સ્વતંત્રતાને જોખમાવા દેવામાં વધારે દોષ છે. એટલા માટે મ્હારા વિચાર તો આજ પણ તે સમયના જેવા જ છે, અને હું મ્હારા સિદ્ધાંતમાં મક્કમ છું. પણ તમે હવે ફરી જાઓ છો. તમને કંઈ ઇજા થઈ ન હતી તે વખતે તમે લડાઈ કરવાની વાત ઉપાડી લીધી, પણ હવે દુઃખ પડતાં તમને તેનો પસ્તાવો થાય છે; અને હ્રદયદૌર્બલ્યને લીધે મ્હારી સલાહ તમને ખોટી વસે છે. તમે સૌ પોતપોતાની પીડામાં ગિરફતાર છો, તેમ ભવિષ્યમાં લાભ થવાની ચોક્કસ છે તે પણ તમે અત્યારે જોઇ શકતા નથી. અને તમારા ઉપર મોટી આફત આવી પડી છે તે પણ અચાનક આવી પડી છે, એટલે તમારી મતિ મૂઝાઇ ગઈ છે, અને તમે તમારા આગલા નિશ્ચયને વળગી રહેવા અશક્ત છો. એકદમ અને અચાનક અને કદાપિ ન ધરાય એમ આવી પડતી વિપત્તિ આગળ માણસ ગાફેલ બની જાય છે; અને તમારી હાલની દુર્દશા પણ એવી જ છે. બધા કરતાં આ મરકીનો ઝપાટો આપણને બહુ કારમો લાગ્યો છે. પરંતુ તમે આવા મહાન નગરરાજ્યનાં સંતાન છો. એવા રાજ્યને છાજે એવી જ રહેણીકરણીમાં તમે ઉછરેલા છો. તમારા ઉપર મોથમાં મોટી આફતો તૂટી પડે તોએ શું ? તમારે તેની સામે ટકાવ કરવો જોઇએ. તમારે તમારો પોતાનો મહિમા નિષ્કલંક જાળવવો જોઇએ. તમારે તમારાં પોતપોતાનાં અંગત દુઃખોને વિસારીને રાજ્યની સલામતી માટે જ મચ્યા રહેવું જોઇએ.

અને આ લડાઇ વિષે તો, જો કદાચ તમને અંદેશો રહેતો હોય કે એમાં સંકટ ઘણાં વેઠવાં પડશે અને ફતેહનું તો કંઇ ન કહેવાય, તો એવો અંદેશો ટાળવા માટે જે દલીલો હું તમારી આગળ ઘણીઘણીવાર રજુ કરી ચૂકેલો છું તે આ વખતે પણ ધ્યાનમાં લેશો. વળી એ વિષે આજ હું તમારી આગળ એક તદ્દન નવી અને ખાસ મહત્ત્વની વાત મુકવા ધારું છું. તમારા (આ એથીનિયન) રાજ્યમાં એક ઓર જાતનું જ બળ છે; જેના મહત્ત્વનો ખ્યાલ તમે આજ સુધી કદાપિ કરેલો જણાતો નથી. આજ પણ જો કે એ વાત ઉચ્ચારવામાં અહંકાર જણાય છે તો પણ તમે અત્યંત નાસીપાસ થઈ ગયા છો એટલે કહું છું. તમારા મનમાં એમ છે કે તમારો અમલ માત્ર તમારા તાબાનાં સંસ્થાનો ઉપર ચાલે છે. પણ મ્હારે તમને જણાવવું જોઇએ કે સારી આલમનો જમીન અને દરિયો એવા જે બે ભાગ મનુષ્યના ઉપભોગ માટે છે તેમાંથી આખા દરિયા ઉપરનો કુલ અધિકાર તમારો જ છે. દરિયાનો જેટલો ભાગ તમારા કબ્જામાં છે તેટલો જ તમારી આણ તળે છે એમ નથી. તમારે એનો બીજો પણ જે કંઇ ભાગ હસ્તગત કરવો હોય તે તમને મળી શકે એમ છે; તમારું હાલનું નૌકાબલ તમે એ બાબતમાં જે ચાહો તે કરી શકો એટલું મોટું છે; એમાં તમને હાલનું કોઇ પણ રાજ્ય—ઇરાનનો શહેનશાહ પણ—અટકાવી શકે એમ નથી આ બળ જોતાં તમારાં ઘરબાર જમીન વગેરે જે સ્થાવર મિલ્કત વિષે તમે આટઆટલા ઇન્તેજાર છો તે કંઈપણ વિસાતની નથી. એ મિલ્કત તો તમારે કોઇ તવંગર માણસના બગીચા કે આભૂષણ જેવી છે. એની કિંમત તમારા મનને આટલી બધી જોઇએ નહીં અને એને નુકસાન થાય તેથી તમને આટઆટલી દિલગીરી ઘટે નહીં. જો આપણે આપણી સ્વતંત્રતાના રક્ષણ માટે મંડયા રહીશું અને તેમાં ફતેહમંદ નીવડીશું તો એ બધી મિલ્કતથી સવાઈ આપણને મળી રહેશે. એથી ઉલટું આપણે સ્વતંત્રતા ગુમાવીને તાબે થઇ જઇશું તો તો હાલ આપણી પાસે જે કંઇ છે તે પણ ઘટતું જવાનું. વળી આપણા પૂર્વજોએ તન મન અને ધન અર્પીને એ સર્વ નવું જ પેદા કરેલું છે, અને તેને જાળવેલું છે તથા આપણને વારસામાં આપેલું છે. તેઓ એ મેળવી શકયા જ નહોત તો તેમાં કંઈ નામોશી ન હતી. પણ બાપીકું ધન ખોઇ બેસવા

માં તો ઘણી ઘણી નામોશી છે. તમારે તમારા દુશ્મનોની સામે થવામાં દઢતા રાખવી જોઇએ અને એટલું જ નહીં. દઢતા તો અજ્ઞાન કે હીચકારા માણસમાં પણ હોય છે. શત્રુ કરતાં પોને વિચારઆચારની સર્વ વાતે શ્રેષ્ઠતા છે એવી જેને ખાત્રી હોય તેણે તો પોતાના શત્રુને તુચ્છ ગણવો જોઇએ. વળી નસીબ ઉપર આકીન હોવાથી જે હિંમત આવે છે તે ઉપર સામર્થ્ય અને ઉત્સાહના વિશ્વાસથી પાણી ચ્હડે છે; અને મુશ્કેલીઓની વચમાં એકલી આશા જે બળ પૂરે છે તે કરતાં પોતાની વાસ્તવિક શક્તિના સંગીન પાયા ઉપર બાંધેલી ઉમેદ વધારે બલદાયક છે જ.

વળી આપણા સામ્રાજ્યથી જે મોભો એથન્સને મળ્યો છે અને જે માટે આપણે મગરૂર છીએ તે જાળવી રાખવો જોઇએ; તેને માટે ગમે તે મુશ્કેલીઓ ઉઠાવવા આપણે તૈયાર રહેવું જોઇએ, અગર તો પછી એ માનમરતબા ઉપરથી આપણે આપણો હાથ ઉપાડી લેવો જોઇએ. વળી એ પણ યાદ રાખજો કે આ તમારે માથે એક જ આફત આવી પડી છે એમ નથી; સ્વતંત્રતા કે ગુલામગિરિ એટલો જ એક સવાલ નથી પણ સ્વતંત્રતાની સાથે આપણા મુલકનું સ્વામિત્વ-પણ જાળવવાનું છે; તેમ એ હાકેમી ચલાવતાં બંધાયેલા વેરમાંથી તરી ઉતરવાનું છે. આ સમયે ભયનો માર્યો કોઇ એવી સલાહ આપે કે છાનામાના બેસી રહેવું, આપણે આપણું સંભાળવું, પ્રમાણિક ન્યાયી માણસ પોતે પોતાને રસ્તે ચાલ્યો જાય તેને કોઇ છેડવાનું નથી— તો એવી સલાહ મુજબ અત્યારે વર્ત્તી શકાય એમ છે જ નહીં. પાછાં પગલાં ભરવાં કેવળ અશક્ય છે. (ગ્રીક દુનિયામાં) આપણા સામ્રાજ્યનો અમલ એક ગ્રયરંટના અમલ જેવો મનાઇ ચૂક્યો છે. એ ધારણ કરવામાં અપરાધી બન્યા હઇશું; પણ હવે એ મુકી દેવામાં મોટું જોખમ છે. સલાહસંપ અને શાંતિ રાખવાના મતવાળા માણસોથી તો આજની સંસ્થિતિમાં કેવળ પાયમાલી છે એ નિશ્ચય જાણજો. અને પ્રવૃત્તિ વગરની શાંતિનો સિદ્ધાંત સર્વથા હાનિકર છે. ગુલામગિરિની સલામની બીજાને તાબે થઇ ગયેલાં રાજ્ય માટે છે; સામ્રાજ્ય ભોગવતાં રાજ્ય માટે હોય જ નહીં.

માટે એવા નાગરિકોના કહેવાથી ભૂલા પડીને તમે મ્હારાં ઉપર ગુસ્સે ન થશો. દુશ્મનને આપણે નમ્યું ન આપીએ તો તે આપણા મુલકપર ચ્હડી આવે અને આપણને નુકસાન કરે એ સ્વાભાવિક છે. એ બધું આપણે પ્રથમથી ધારી મુક્યું હતું. અણધારેલાં વીતકમાં આ એક મરકીનો ઉપદ્રવ છે. અને હું સારી રીતે જાણું છું કે તમે મ્હારાથી નારાજ થયા છો તેનું કારણ પણ કેટલેક અંશે એ ઉપદ્રવ છે; પરંતુ અણધારેલો લાભ થાય તો તેનું માન મને દેવામાં જેટલો અંન્યાય છે, તેટલો આ અણધારેલી પીડાનો દોષ મને દેવામાં સ્પષ્ટ છે. પ્રભુએ જે વેળા પાડી છે તે ગમે તે પ્રકારે સહન કરો; દુશ્મન જે વીતાડે છે તે હિંમતથી સહન કરો; આ આપણા દેશની અસલ રીત છે, અને તમે તેનાથી વિમુખ ન થશો. જુવો કે આપણા દેશની જગત આખામાં મોટી નામના છે, તે આપણે દુઃખોથી દબાના નથી અને વિગ્રહોમાં સૌથી વધારે જાનમાલના ભોગ આપીએ છીએ તેને લઇને છે. અને આપણા એટલું સામર્થ્ય આજ સુધી જે જે રાજ્યો થઇ ગયાં તથા હાલ જે જે વિદ્યમાન છે તેમાં કોઇનું હતું નહીં ને છે નહીં. કુદરતમાં ચ્હડતીપડતી સદા ચાલ્યાં કરે છે તેમ જો કદાચ આપણે હવે આખરે હારીએ તોપણ આપણા બળની નામના અમર રહેવાની. ભવિષ્યની પ્રજામાં એથન્સની યાદગિરિ રહેવાની જ કે ગ્રીક પ્રજા ઉપર અમલ બેસાડનાર સામ્રાજ્યોમાં સૌથી મોટું એથન્સનું હતું; જુદાં જુદાં ગ્રીક રાજ્યો સામે તેમ બધાં સામે એકલું સૌથી મોટી લડાઇઓ એથન્સ લડ્યું, નગરોમાં સૌથી મોટું અને બધી વસ્તુઓની સૌથી વધારે જમાવટવાળું પણ એથન્સ જ હતું. અને તો પણ તમારા શાંતિશોધક નાગરિકની નજરમાં આ કંઇ આવતું નથી. પણ જેને જેને કંઇ પુરુષાતન કરવાની આકાંક્ષા હશે તે સર્વ આપણે જે મેળવેલું છે તેનું મેળવવા મથશે. જે જે એમાંનું કંઇ મેળવી શક્યે નહીં તે તો આપણી અદેખાઇ કરશે. જે જે પુરુષો કે રાજ્યો પોતાનો દાદ બીજા ઉપર બેસાડવાનું પ્રારબ્ધ કરે છે તે લોકો અણગમો અને વેર અનરવ ન્હોરી લે છે. તથાપિ ગોરવમાં મોટી ચીજો મેળવવાની ખાતર ઈર્ષાપાત્ર થવામાં

ટાઢપણુ જ છે દર્યો તો થોડો વખત જ આવે છે, ત્યારે મોગઇ અને કીર્ત્તિ અમર થઈ જાય છે માટે તમે હાલ નામોશીમાથી ઉગરાય અને સાથે સાથે ભાવિ નામના થાય એવો ઉત્સાહ ધરો દુતોને સ્પાર્ટા મોકલવાનુ માડી વાળો હાલની આપત્તિઓથી દબાઓ છો એવો દેખાવ પણ ન થવા દ્યો, આપત્તિઓને જોતા હ્રદય લેવાતા નથી, જના વર્ત્તન આપત્તિઓ સામા હિંમતથી ધગે છે, તે પુરુષો અને તે રાજ્યો જ સર્વોત્તમ છે "

આ પ્રમાણે કરીને પેરિક્લિસે એથીનિયનોનો પોતા ઉપરનો ગુસ્સો ઉતારવા તથા તેમના મનમાથી તેમની આપત્તિઓનો ભાર હલકો કરવા પ્રયત્ન કર્યો એથીનિયનોએ તેના ભાષણ ઉપરથી એલચીઓને સ્પાર્ટા મોકલવાનુ માડી વાળ્યુ તથા તેઓ વિગ્રહમા વધારે દ્રઢતાથી જોડાયા પણ દરેક પોતપોતાના અંગત દુ ખથી બેજાર હતો સામાન્યવર્ગ પાસે મૂળથી જ સાધન ઓછા, અને હતા તે પણ તેઓ ખોઇ બેઠા હતા અમીરવર્ગ ગામ બ્હારના પોતાના ભવ્ય મકાનો અને સુદર વાડીવજીરા ખોઇ બેઠા હતો અને અધુરામા પૂરૂ વિગ્રહ દરમિયાન તેમની આવતી આવક બધ પડી હતી એથીનિયનોની પેરિક્લિસ ઉપરની ઈતરાજી, તેમાથી તેનો અમુક રકમ દડ કર્યો, ત્યા સુધી શમી નહી, પણ પછી થોડા જ વખતમા તેમણે સામાન્યવર્ગના દસ્તૂર મુજબ પોતાના વિચાર પાછા ફેરવ્યા અને તેને ફરીથી સેનાપતિનુ પદ આપ્યુ અને બધી સત્તા તેને હવાલે કરી કેમકે વખત જતા દરેક જણની પોતાના દુ ખની લાગણી બૂઠી થઇ હતી, અને પ્રજા સમસ્તના લાભ માટે તો તેની સલાહની પૂરેપૂરી જરૂર હતી

સુલેહશાતિના સમયમા રાજ્યનો કુલ અખતિયાર જેટલો વખત પેરિક્લિસના હાથમા રહ્યો તે દરમિયાન તેનો કારભાર અદલ અને નરમાશવાળો હતો, રાજ્યની સલામતી તેણે જાળવી રાખી હતી, અને એના અમલનો સમય તેજ એથન્સસામ્રાજ્યની મોટામા મોટી ચ્હડતીનો સમય હતો વિગ્રહ શરૂ થયો ત્યારે તેમા એથન્સનુ બળ આટલુ બધુ જણાશે એ પણ તેણે પ્રથમથી જાણી લીધું હોય એમ લાગતુ હતુ વિગ્રહની શરૂઆત પછી તે બે વર્ષ અને છ માસ જીવ્યો અને એ વિગ્રહના સ્વરૂપ વિષેની તેની દીર્ઘદૃષ્ટિની કદર એના જીવતા થઇ તે કરતા એના ગયા પછી ઘણી જ વધારે થઇ તેણે કહી રાખ્યુ હતુ કે જો એથીનિયનો પોતાનુ નૌકાબળ સભાળશે, વિગ્રહ દરમિયાન નવો મુલક જીતવા નહીં માગે અને બીજા આડાતેડા નહીં કરે, તથા કોઈ જાતના જોખમમા નહીં પડે, તો પરિણામે તેઓ ફાવશે જ, એથીનિયનોએ આથી ઉલટી જ વર્ત્તણુક ચલાવી તથા વિગ્રહ દરમિયાન તેની સાથે કશો સબધ નહીં એવી અનેક નકામી બાબતોમા તેઓ સ્વાર્થ અને વ્યક્તિગત મહત્વાકાક્ષાથી પ્રેરાઇ પડતા ગયા, તથા પોતાના રાજ્યને અને પોતાના સહાયકોને નુકશાન થાય એવુ એક પછી એક કાર્ય કરતા ગયા, જેમા લાભ થાત તો તે વ્યક્તિઓને જ મળત અને રાજ્યને નહી, અને નુકશાન થાય તે રાજ્યને વેઠવુ પડે, અને તેથી વિગ્રહમા પણ રાજ્યને હાનિ થાય એવા કાર્ય ઘણા હતા આનુ કારણ એના જેવા માણસની ખોટ, કેમકે પેરિક્લિસની અમીરાતનો અને શક્તિનો પ્રતાપ એટલો બધો હતો અને લાચ કે લાલચથી તે ફુટે એવો જ ન હતો તેની એટલી છાપ પડતી હતી કે તે પોતાના સ્વતત્ર મત પ્રમાણે ચાલતો હતો અને નાગરિકોને વશ રાખતો હતો તેમનાથી પોતે દોરાવાને બદલે તેમને એ પોતે જ દોરતો હતો, તેમના મન સપાદન કરવાને તે કઈ પણ બોલતો નહી, કે પોતાની સત્તા વધારવા માટે તે કઇ પણ ખોટા ઉપાય યોજતો નહી તેમને નાખુશ કરવાને જોખમે પણ તે એમને કડવા વચન સભળાવતો હતો અને પોતાના ચરિત્રના પ્રભાવ ઉપર તે આધાર રાખતો હતો દાખલા તરીકે જ્યારે એથીનિયનો હદ ઉપરાત ગર્વિષ્ઠ અને સાહસિક થઈ જતા, ત્યારે તેઓ ભય પામી નીચા પડે એવા સુકન તે કહેતો, એથી ઉલટુ જ્યારે તેઓ ભયભીત થઈ જતા ત્યારે એ તેમને પાછા ઉત્સાહી બનાવતો, એમને અગર જોકે દેખાવમા અને નામમા એથન્સમા પ્રજાશાસનનુ બધારણ હતુ તો પણ વાસ્તવિક રીતે અધિકારનુ આખુ સૂત્ર એક જ અગ્રણીના હાથમા હતુ. એના પછી

એના જેવા અગ્રણીની ખોટ પડી. એ પછીના અગ્રણીઓ બધા લગભગ એક સરખી શક્તિના હોવાથી એક બીજાની સરસાઇમાં અઘટિત પણ લોકોને ગમે એવું બોલવા લાગ્યા એટલું જ નહીં પણ એવું કરતાં અટક્યા નહીં. એટલે નહીં તોએ સામ્રાજ્યના મોટા ખાતામાં થાય જ એવી અનેકાનેક ભૂલો થતી ગઈ એટલું જ નહીં, પણ સિસિલી ઉપરની ચ્હડાઇ આદરવામાં આવી. અને એ ચ્હડાઇમાં પણ ખાસ ભૂલ, તે આદરવામાં આવી એ કરતાં એ થઇ કે એથીનિયનોએ એ માટે જોઇતાં સાધનો પાછળથી વખતો વખત મોકલવાં જોઇતાં હતાં તેમ મોકલ્યાં નહીં; પણ અગ્રણીની માંહોમાંહેની હરીફાઇમાં અને લટાલટિમાં છાવણીમાંના લશ્કરનો ઉત્સાહ ઉતરી ગયો અને તેનું કામ ધીમું પડી ગયું: તેમ એથન્સમાં પણ પ્રથમ જ કુસંપનાં બી રોપાયાં. અને તોપણ સિસિલિમાં તેમનું લશ્કર ક્પાઇ ગયું ને તેમના નૌકાબલના મોટા ભાગનો નાશ થયો; એથન્સમાં રાજ્યદ્રોહ પ્રવર્તી રહ્યો. અને એમની સામે એમના જૂના દુશ્મનો સાથે સિસિલીમાંના નવા દુશ્મનો, તેમના અંદઅંદર ખંડીયાં રાજ્યો, અને ઇરાનના શાહનો પુત્ર સાઇરસ એ સઘે એક થઇ ગયા, તથા સાઇરસે સ્પાર્ટાને નૌકાસૈન્ય ઉભું કરવા માટે નાણાં પૂરા પાડયાં; તે છતાં પણ એથીનિયનો બીજાં ત્રણ વર્ષ લડયા; અને છેઃ છેવટે જો કે હાર્યા તોપણ એમની માંહોમાંહેની ફાટફુટને લીધે પોતપોતાને હાથે જ પોતાના બળનો નાશ કરી નાખ્યો ત્યારે જ હાર્યા.* આજ બતાવી આપે છે કે પેરિક્લિસે જ્યારે વિગ્રહ શરૂ કર્યો ત્યારે એથન્સમાં બળસાધન આદિની એટલી બધી બ્હોળી જમાવટ હતી કે એકલા સ્પાર્ટા સામે લડવામાં એથન્સનો ઘણી સહેલથી વિજય થવાનો એવી જે પેરિક્લિસની ખાત્રી તે સપ્રમાણ જ હતી.

---

* સરખાવો 'Twere long to tell and sad to trace
*Each step from splendour to disgrace;*
Enough—no foreign foe could quell
Thy soul, till from itself it fell
Yes! selfabasement paved the way
To villain bonds and despot sway. —BYRON.





# નિકિઅસ.

મ્હારા મત પ્રમાણે નિકિઅસને ક્રેસસ* સાથે, અને સિસિલી સામે ગયેલા એથીનિયન લશ્કરના સર્વનાશને પાર્થિયા સામે ગયેલા રોમન લશ્કરના સર્વનાશ સાથે, સરખાવવા સૌથી વધારે યોગ્ય છે. પણ પ્રથમથી મ્હારે વાંચનારને નમ્રતાપૂર્વક વિનંતિ કરવાની છે કે હુ થ્યુકિડિડિસ સાથે હરીફાઇ કરવા માગું છું એમ ધારવું નહીં. આ બનાવોનું એવું વર્ણન એવું આબેહૂબ, છટાદાર, અસરકારક, અને કરૂણારસથી ભરપૂર છે કે એણે પોતે પણ બીજું એવું કોઇ લખ્યું નથી, અને બીજો કોઈ એની નકલ કરવા કેવલ અસમર્થ છે. હું આશા રાખું છું કે મને કોઈ ટાઇમિયસ§ના જેવો મૂર્ખ નહીં ધારે. એ લેખકનો પોતાની શક્તિ વિષે એટલો ઉંચો મત હતો કે તેણે આ સમયનો ઇતિહાસ લખ્યો તેમાં થ્યુકિડિડિસથી સરસ ગણાવાની અને ફ્રાઇલિસ્ટસ‡ને તો ઝાંખો અને હલકો જ પાડી દેવાની આશા રાખી; પરંતુ એનાં લડાઇ અને નૌકાયુદ્ધોનાં વર્ણન અને એના સેનાપતિઓ અને અગ્રણીઓનાં ભાષણ, જેમાં ઉપલા બે લેખકોએ ખાસ ખુબી બતાવી છે તે છેક ઉતરતી પ્રતનાં છે. પિન્ડરના શબ્દોમાં કહીએ તો

"ક્યાં લીડિયાનો રથ અને ક્યાં એક પગે ચાલનાર!"

એટલું જ નહીં પણ એનુ લખાણુ છેક છોકરવાદ અને અપક્વ છે. ડાઇફિલસ કવિના શબ્દો એને બરાબર લાગુ પડે છે.

---

* ક્રેસસ રોમનો પ્રસિદ્ધ કોટિપતિ અને સેનાપતિ ઈ પૂ. ૬૦ માં એ સીઝર અને પોમ્પી મળી ગયા, અને રોમન સામ્રાજ્યની આખી સત્તા એ ત્રણ જણે વ્હેંચી લીધી. ઇ. પૂ. ૫૩ માં એણે યૂફ્રેટિસ નદી ઓળંગી પાર્થિયાના રાજા ઓરોડિસ ઉપર ચ્હડાઇ કરી. પાર્થિયન સેનાપતિ સુરેનસે એની સેનાને કાપી નાખી અને પછી મસલત માટે ક્રેસસને બોલાવીને એનું ડોકું ઉડાડી દીધું. ઓરોડિસ રાજા એમા સોનાનો રસ રેડતો બોલ્યો, "લે! જે ધાતુની ત્હારી તૃષા છીપતી જ નહીં તે હવે ધરાતાં સુધી પી"

§ ટાઇમિયસ ઘણું કરીને ઇ પૂ. ૩૫૨ માં જન્મ્યો અને છન્નુ વર્ષની ઉમરે ૨૫૬ માં મુવો. એના ગ્રંથોમાં સૌથી મોટો એક સિસિલીનો વિસ્તીર્ણ ઇતિહાસ હતો. તેને પ્લુટાર્ક ડાયનનાં ચરિત્રમાં પણ વખોડે છે. પ્રસિદ્ધ ઇતિહાસક પોલિબિયસ પણ એના દોષ ઠેકઠેકાણે જણાવે છે. કાલગણનામાં ઓલિમ્પિયડનો ઉપયોગ કરનાર ઇતિહાસકોમાં એ પ્રથમ હતો.

‡ ફાઇલિસ્ટસ માટે જુવો ડાયનનું ચરિત્ર

"તે સિસિલીની ચરબીથી ભરેલું ભારે પ્રાણી છે."

કેટલીક વખતે તેના વિચારે છેક ઝેનાર્કસના જેટલા તુચ્છ હોય છે. ઉદાહરણ તરીકે તેના ઇતિહાસમાંથી એ ત્રણ ઉતારા કરીએ.

"એથીનિયનોના સેનાપતિનું નામ 'વિજય' અર્થવાચક શબ્દ (નાઇકી) ઉપરથી બનેલું હતું, અને તેનો જ મત આ લ્હડાઈ કરવાથી વિરુદ્ધ હતો, એ બેશક મ્હોટા શકુન ગણાય." વળી, "હર્મી પૂતળાં ખંડિત થયાં એ ઉપરથી દેવોએ એથીનિયનોને સૂચવ્યું કે આ લ્હડાઈમાં તેઓને હર્મોન–પુત્ર હર્મોક્રેટિસ ઘણો હેરાન કરશે." વળી, "સાઇરેક્યુસનોને હર્ક્યુલિસે મદદ કરેલી હોવી જોઇએ, કેમકે "કર્બરસ†ને એ પકડી શકયો તે પ્રોસર્પાઇનની મદદથી. અને ટ્રોજનો એના કટ્ટા શત્રુ હતા, તથા તેમના રાજા લેઓમેડને* એને ઇજા કરેલી તે ઉપરથી એણે તેમનાં નગરનો નાશ કર્યો હતો; એ ટ્રોજનોના વંશજ ઇગેસ્ટાવાસીઓનું એથીનિયનોએ રક્ષણ કર્યું, તે માટે એ એથીનિયનો ઉપર ઘણો ગુસ્સે થયેલો હોવો જોઇએ." આ દાખલાઓ જે મગજશક્તિના નમૂના છે તે જ ફાઇલિસ્ટસની ભાષા વખોડે છે અને પ્લેટો અને એરિસ્ટોટલની ભૂલો કહાડવા પ્રવર્ત્તે છે.

મને પોતાને તો લેખનશક્તિ વિષેની તમામ સરસાઇ અને ઈર્ષ્યા માંકડા મનનું અને વ્યર્થ પાંડિત્યનું ચિન્હ લાગે છે; અને અપ્રતિમ મનાયેલી કૃતિઓની સરસાઈ કરવા જવું એ તો કેવલ મૂર્ખતા છે. માટે નિકિઅસના જીવનના જે બનાવો થ્યુકિડિડિસ અને ફાઇલિસ્ટસે વર્ણવ્યા છે તે એની પ્રકૃતિ અને એનો સ્વભાવ કેવાં હતાં, તેમ અસાધારણ વિપત્તિઓમાં એનું વર્તન કેવું હતું એ, બતાવતા હોવાથી મ્હારે લખવા તો પડશે જ, કેમકે નહીં તો હું આળસુ કે બેદરકાર ગણાઉં; પરંતુ તે હું બહુ ટૂંકામાં લખીશ; અને બીજી જે વિગતો સામાન્ય રીતે જાણવામાં નથી પણ બીજા ઇતિહાસકો અને જૂના શિલાલેખ તથા રાજ્યકીય ખતપત્રોમાંથી મળી આવે છે, તે અહીં એકત્ર આપીશ. આ

† કર્બરસ–હેડીસ (પાતાલ) ના દરવાજાનો ચોકીદાર કૂતરો હેસિઅડ કવિ લખે છે કે એ પચાસ માથાનો હતો. પણ પછીના કવિઓના વર્ણનમાં એને ત્રણ માથાં, સર્પની પૂંછડી, અને ગળાંની આસપાસ સર્પોની માળાવાળો વર્ણવ્યો છે. શબથી મુક્ત થયેલા આત્માને કેરોન નામનો માછી પોતાની હોડીમાં બેસાડી સ્ટાઇક્સ નદીને સામે કાંઠે ઉતારતો ત્યાં આગળ જ એનું થાણું હતું.

* હિરેક્લિસ અને લેઓમેડન. પ્રાયમનો પિતા લેઓમેડન ટ્રોયનો રાજા હતો ત્યારે ઝ્યુસે પોસાઇડાન અને એપોલો ઉપર ગુસ્સે થઇને એમને લેઓમેડોનનું દાસપણું કરવાની સજા કરી. પોસાઇડાને ટ્રોયનો કિલ્લો ચણી આપ્યો અને એપોલો રાજાનો ભરવાડ થઈ રહ્યો લેઓમેડોને તેમને કામના બદલામાં જે વળતર આપવાનું વચન આપ્યું હતું તે કામ પૂરું થયા પછી ન આપ્યું. એટલે પોસાઇડાન ગુસ્સે થયો અને દરિયાના પાણી ચ્હડી ચ્હડીને ટ્રોયનો મુલક ડુબાડવા લાગ્યાં એ અરસામાં હિરેક્લિસ ત્યાં થઇને જતો હતો તેને લેઓમેડોને વચન આપ્યું કે "આ ઉપદ્રવમાંથી મ્હારા મુલકને મુક્ત કરો તો હું તમને ઝ્યુસે આપેલા દેવાશી ઘોડા આપું." હિરેક્લિસે ટ્રોયને પોસાઇડાનના ઉપદ્રવમાંથી ઉગાર્યું, પણ લેઓમેડોને પાછું પોતાનું વચન તોડ્યું, એટલે હિરેક્લિસે તેના ઉપર ચ્હડાઈ કરી તેને મારી નાખ્યો, અને એક પ્રાયમ સિવાયના તેના બધા પુત્રોને પણ મારી નાંખ્યા

થોડી જાણીતી વિગતો આપવાનો હેતુ નકામુ પાંડિત્ય પ્રકટ કરવાનો નથી, પણ આ સેનાપતિના સ્વભાવ અને મનના બંધારણને સમજાવવાનો અને તે ઉપરથી ઉપયોગી બોધ આપવાનો છે.

પ્રથમ નિકિઅસ વિષે એરિસ્ટોટલે કહ્યું છે તે લઇએ એ ફિલસુફ લખે છે કે એથન્સના પ્રસિદ્ધ અગ્રણીઓમા વસ્તી તરફના પ્રેમ અને વફાદારીના ભાવ માટે સૌથી વધારે પંકાયેલા ત્રણ થઇ ગયા તે નેકિરેટસ-પુત્ર નિકિઅસ મેલીસિઅસ-પુત્ર થ્યુકિડિડિસ, અને હેગ્નોન-પુત્ર થેરમિનિસ પણ આ છેલ્લો આગલા બે જેવો નહીં, કેમકે તે મૂળ કીઓસ ટાપૂનો વતની હતો અને તેના શત્રુઓ તેના પરદેશીપણાનો આક્ષેપ તેને માથે નાખતા, અને વળી તે એક પક્ષને દૃઢ વળગી રહેનાર ન હોવાથી "બસ્કિન" એટલે ગમે તે પગે પ્હેરાય એવા જોડાનું ઉપનામ પામ્યો હતો

આ ત્રણમા સૌથી મોટી વયનો થ્યુકિડિડિસ હતો જ્યારે પેરિક્લિસ સામાન્યવર્ગની પ્રીતિ મેળવવાને તેમને રુચે એવા કાયદાઓ પસાર કરાવવા મથતો હતો, ત્યારે એ અમીર વર્ગનો પક્ષ લઇને તેની સામે થનારનો અગ્રણી હતો

નિકિઅસ એનાથી ન્હાનો હતો પણ પેરિક્લિસની હયાતીમા પણ તે થોડી એક નામના મેળવી શક્યો પિલોપોનીસિયન વિગ્રહમા અને તે પ્હેલા એને પેરિક્લિસની સાથે કેટલીક વાર સેનાપતિ તરીકે ચૂટવામા આવ્યો હતો અને એકથી વધારે વાર તેને એકલાને સરદારી આપવામા આવી હતી અને પેરિક્લિસ મુવો તે પછી થોડા સમયમા જ તે એથન્સના સૌથી વધારે પ્રતિષ્ઠિત અગ્રણીઓમા ગણાવા લાગ્યો નાગરિકોમાના ધનવાન ખાનદાન વર્ગની એને ઘણી વગ હતી, કેમકે કલીઅનની શીખવણીથી સામાન્યવર્ગ જે અયોગ્ય હુમલા કરવા ઉશ્કેરાતો તેની સામે નિકિઅસને તેઓ પોતાની ઢાલ ગણતા અને તોપણ સામાન્યવર્ગના લોકો પણ તેને ચાહતા હતા, તથા એને ઉચે પદે ચ્હડાવવામા સામેલ રહેતા હતા

કલીઅનની વગ વધી ગઇ હતી, કેમકે તે વૃદ્ધોની ખુશામદ કરતો હતો અને ગરીબ નાગરિકોને રાજ્ય તરફથી ઘણી તરેહના પગાર અપાવતો હતો પણ જેઓને એ લાભ કરી આપતો હતો તેમનામાના પણ ઘણા એના લોભ, અહંકાર, અને ઉદ્ધતપણાથી અજાણ્યા ન હતા અને નિકિઅસને ટેકો આપતા હતા નિકિઅસ સ્વભાવે ગંભીર હતો, પણ એની ગંભીરતા કોઇને માઠુ લગાડે કે કડક થઈ પડે એવી ન હતી વળી તે બધી જાતના લોકને નમતો કોઇને માઠુ ન લાગે એ માટે સાવચેત રહેતો, અને પોતે બધાથી બ્હીતો રહેતો તે ઢાંકતો નહીં લોકોને આવુ બ્હીકણપણુ રુચતુ તેનામા હિંમત અને જુસ્સો કુદરતી ઓછા હતા પણ તેના સારા નસીબે તે પોતાની બધી લ્હડાઇઓમા ફાવતો હતો એટલે તેની આ ખોડ જણાઇ આવી ન હતી નાગરિકોની સભામા તો એનુ બ્હીકણપણુ અને રખેને કોઇ મ્હારા ઉપર તહોમત મુકશે એવી એની દહેશત, લોકપ્રિય હતા સામાન્ય વર્ગના નાગરિકો પોતાનો જે તિરસ્કાર કરે છે તેનાથી બ્હીએ છે પણ જે પોતાથી બ્હીતા રહે છે તેને ચાહે છે અને વધારે છે કેમકે મોટા માણસો તેમને ધિક્કારે નહીં એટલુ જ તેમને મન ઘણુ છે

પેરિક્લિસમાં ઉદાર બુદ્ધિ અને મહાન ગુણો હતાં, અને વક્તૃત્વશક્તિ હતી. અને તે રાજ્યની લગામ એ વડે પોતાના હાથમાં રાખી શકતો હતો; એટલે તેને લોકોને છેતરવા કે રંજન કરવા કંઇ યુક્તિ વાપરવાની જરૂર ન હતી. નિકિઅસમાં આ કુદરતી બક્ષીસો ન હતી. પણ તે વધારે તવંગર હતો, અને તે લોકપ્રિય થવા માટે પોતાના ધનનો ઉપયોગ છૂટથી કરતો હતો. તેનામાં ક્લીઅનનું લોકોને હસાવે રમાડે એવું મશ્કરાપણું પણ ન હતું. તે નાટકો, કસરતના ખેલો, દેવના ઉત્સવો, અને બીજા જાહેર તમાશાઓમાં ઘણું નાણું ખર્ચતો. આવી બાબતોમાં એની આગળના કે એના વખતના કોઇએ એના જેટલો ખર્ચ કે શોભા કર્યાં હતાં નહીં. એના દેવોને કરેલા ઉપહારોમાંના બે આપણા સમય સુધી વિદ્યમાન છે. એક એક્રોપોલિસમાં મુકેલી પેલાસ એથીનીની પ્રતિમા; આના ઉપરનું સોનું આજ સુધી રહેવા પામ્યું નથી. બીજો, ઉત્સવ વખતે ભજવાના કરણ નાટકોમાં જેવું સર્વોત્તમ ગણાય તે ઉપહાર તરીકે આપે છે એ ત્રપાઈઓની નીચે બેકસના મંદિરમાં એવું અર્પેલું એક ન્હાનું દેવસ્થાન છે. એને ખર્ચે ભજવાયેલાં નાટકોને ઘણીવાર ઇનામ મળ્યાં હતાં. કહે છે કે આવા એક તમાશામાં એક વખતે એના એક ગુલામે બેકસ દેવનો વેશ ભજવ્યો. તે ગુલામ શરીરે ખુબસુરત, ઊંચા બાંધાનો અને ખીલતી જુવાનીનો હોવાથી લોકોને એટલો ગમી ગયો કે તેમણે તેને લાંબા વખત સુધી તાળીઓ પાડી વધાવ્યો; આ ઉપરથી નિકિઅસ એકદમ ઉઠીને બોલ્યો "દેવનો વેશ ભજવવા માટે જે આ પ્રમાણે યોગ્ય નીવડ્યો છે અને જેનું શરીર દેવને અર્પણ કરેલું જ કહેવાય તેને હું ગુલામ તરીકે રાખવામાં પાપ સમજું છું, માટે આ ઘડીથી એને સ્વતંત્રતાની બક્ષીસ કરું છું."

ડીલોસના ટાપુનો વહીવટ એને હાથ હતો તે દરમિયાન એણે ત્યાંના ઉત્સવો માટે પણ ઘણે ખર્ચે બહુ દબદબા ભરી ગોઠવણ કરી હતી એપોલોના સ્તવન માટે ડીલોસ આવતી જુદા જુદા નગરરાજ્યોની ગવૈયાટોળીઓ તેના વખત પ્હેલાં, ટાપુમાં છેક અવ્યવસ્થિત રીતે દાખલ થતી હતી, કેમકે તે વ્હાણમાંથી ઉતરે તે પ્હેલાં તો ડીલોસવાસીઓ જઇ પ્હોંચીને એમનું ગાન સાંભળવા આતુર થઇ જતા; એટલે કપડાંલત્તાં બદલતા બદલતા, અને કોઈ અર્ધવેશ સજીને, તો કોઇ પા સજીને એમ વ્હાણમાંથી તેઓ ઉતરતા, અને લાગલા ગાવા માંડતા. નિકિઅસે એ મંડળોને તથા દેવને ધરાવવાના ઉપહાર વગેરેને આગલી રાતે રીનિયામાં આગળ ઉતરવાનું રાખ્યું; વળી રીનિયા અને ડીલોસ વચ્ચેની ખાડી ઉપર રાતમાં જ આગળથી માપસર તૈયાર કરી રાખેલો રંગીન રસેલો પુલ, હાર, પડદા વગેરે સહિત ગોઠવી દીધો; અને સૂર્યોદય થતાં તે એ ટોળીઓ વગેરેનું રીતસર સરઘસ ન્હાવી વાજતે ગાજતે પૂર્ણ ઠાઠમાં ડીલોસમાં દાખલ થયો. ઉત્સવના ઉપહારો, ખેલો, તમાશા, ખાણાં વગેરે સર્વ પૂરું થતાં તેણે પિત્તળનું એક તાડવૃક્ષ દેવને અર્પણ કર્યું, અને દશ હજાર દ્રાકમાની કિંમતની જમીન મંદિરને ઇનાયત કરી; તેની ઉપજનો એવો બંદોબસ્ત કર્યો કે તે દેવને ઉપહારોમાં અને ખાણાંઓમાં જ વપરાય, અને પોતાનું ભલું થવા માટે દેવ આગળ પ્રાર્થનાઓ થયાં કરે. એક સ્તંભ ઉપર આ સર્વ વિગત કોરાવીને તેણે તે ડીલોસમાં પોતાનાં ધર્મકૃત્યોની યાદગિરિ કાયમ રહેવા માટે નખાવ્યો. એવું અર્પેલું ઝાડ પછી એક તોફાન દરમિયાન નેક્સોસવાસીઓએ અર્પેલાં મોટાં બાવલાં ઉપર પડ્યું, અને તેથી બાવલું જમીનદોસ્ત થઇ ગયું.

એના આ ઘણાખરા ખર્ચ ડોળી અને લોકપ્રિયતા મેળવવા માટેના હતા ખરા, પણ એની જીવનચર્યાનુ સમગ્ર અવલોકન કરતા દેખાય છે કે તેમા મુખ્ય કારણ એની ધર્મબુદ્ધિનુ હતુ દેવોને રખે ને વાકુ પડે એ બ્હીક તેનામા ઘણી જ વધારે હતી અને થ્યુકિડિડિસ કહે છે તેમ, એને ભવિષ્યવર્તનારાઓ ઉપર ઘણી શ્રદ્ધા હતી પેસિફોનના એક સવાદમા લખ્યુ છે કે નિકિઅસ રોજ દેવોને ઉપહાર ધરતો અને એકાદ ભવિષ્ય વર્તનારને સદૈવ પોતાને ત્યા રાખતો તથા એની પાસે રાજના લાભાલાભનુ ભવિષ્ય જોવડાવ્યા કરે છુ એમ કહેતો, પણ પોતાના જ નફાતોટા બાબત પ્રશ્નો કર્યા કરતો, તેમા ખાસ કરીને એની માલેકીની લોરિયમમા કેટલીક રૂપાની ખાણો હતી તે સારો નફો આપતી, પણ તે ચલાવવામા જોખમદારી વેઠવી પડતી હતી તેને વિષે એ ઘણી વાર ચિંતાતુર રહેતો હતો એ ખાણોમા એના અસખ્યાબદ્ધ ગુલામો કામ કરતા હતા, અને એની દોલતમા ઘણે ભાગે રૂપુ જ હતુ એની પાસે ઘણા આવજા કરતા હતા અને એની મહેરબાની મેળવવા મથતા અને કરગરતા, અને ઘણાને એ કઈ ને કઈ આપતો તે પોતાને ગુણ કર્યો હોય કે બીજી રીતે લાયક હોય એવાને ભેટો આપતો તેમ પોતાને કનડે એવા હોય તેમને પણ તેમનુ મ્હોં બધ કરવા માટે આપતો એટને સારા માણસોને એની ઉદારતાનો લાભ મળતો, અને લુચ્ચાઓને એની ડાતરતાનો મળતો એના વખતના હાસ્યરસકવિઓની કૃતિમાથી આ વાતને પુટી મળે છે

ટેલેકનાઇડિસ એક ચાડીયાનુ વર્ણન કરતા લખે છે કે, "કેરિકલસનો પ્રસવ એક નાણાની થેલીમાથી થયો એ હકીકત ગુપ્ત રાખવાને તેણે મને એક માઇના આપ્યો નિકિઅસે મને ચાર આપ્યા શા સારૂ તે હુ જાણુ છુ, સારી પેઠે જાણુ છુ, પણ નિકિઅસ મ્હારો મિત્ર છે એટલે નહીં કહુ

યુપોલિસના મારિસઆ નામના નાટકમા એક ચાડીયો આવે છે તે એક ગરીબ ભલા એથીનિયન સાથે નીચે મુજબ વાતચિત કરે છે —

" ચાડીયો—નિકિઅસને તુ કેટલા વખત ઉપર મળ્યો હતો?

" એથીનિયન—એ હમણા જ બજારમા હતો તે મ્હે દીઠો.

' ચાડીયો—જુવો ભાઇઓ ! આ કબુલ કરે છે કે એણે નિકિઅસને દીઠો છે એ એને મળ્યો છે નિકિઅસ અને એ મળી ગયા છે, અને કાવતરા કરે છે આને પોતાનુ (મત) નિકિઅસને દેવા માટે તેની પાસેથી લાચ મળી છે, અને જુવો જુવો નાગરિકો ! નિકિઅસ ગુનાહ કરતા પકડાયો છે

" કેટલાક નાગરિકો—અરે મૂર્ખા ! નિકિઅસ જેવો સારો માણસ કદાપિ કોઇ ગુનાહમા હોય ખરો કે?

વળી એરિસ્ટોફેનિસના નાઇટ્સ (અમીરો) નામના નાટકમા કલીઅનકે ભયકર અવા

* પૈસાદાર પણ વાઝણી ગ્રીક સ્ત્રીઓ ગમે તેના બાળકને ગુપ્ત રીતે મેળવતી અને તેને પોતાના બાળ તરીકે પસાર કરાવતી, કવિ એ રિવાજની હાસી કરે છે એરિસ્ટોફેનિસના નાઇટ્સમાથી ઉતારેલુ વા ય મૂળમા કલીઅનના મુખમા નથી પણ તેના શત્રુ એગોરેક્રાઇટસના મુખમા છે

જે કહે છે "હું બધા વક્તાઓને મ્હારા બરાડાથી ચુપ કરી દઈશ અને નિકિઅસને તો થરથર ધ્રુજાવીશ."

ફ્રાઇનિકસ પણ કોઇ બીજાનું વર્ણન કરતા લખે છે "હું જાણું છું કે તે પ્રમાણિક અને સદાચરણી છે, અને નિકિઅસની માફક નીચું જોઇને ચાલતો નથી."

તે ચાડીયાઓથી એટલો સાવચેત રહેતો કે કોઈ નાગરિકની સાથે બેસી ભોજન કરતો નહીં, કે મિત્રો સાથે પણ છૂટથી નિરાંતે વાતચિત કરતો નહીં, કે ગમતના મેળાવડાઓમાં જતો આવતો નહીં. તે આર્કન નીમાતો ત્યારે આખો દિવસ કચેરીમાં જ ગાળતો; સવારે સૌથી વ્હેલો આવતો અને છેલ્લો ઘેર જતો. જ્યારે તે રાજ્યના કોઇ અધિકાર ઉપર નિમાયેલો ન હોય ત્યારે પોતાના ઘરમાં જ બેસી રહેતો, અને બહુ થોડા માણસને મળવા આવવા દેતો. જો કોઇ બારણે આવતા તો તેના મિત્રો તેમની પાસે જતા અને નિકિઅસની ગેરહાજરી માટે માફી માગતા, તથા જણાવતા કે એ તો રાજ્યના કોઈ મોટા કામોની ચિંતામાં બેઠેલો છે. આ નાટક ભજવવામાં, અને નિકિઅસ તો રાતદિવસ રાજ્યના હિતના જ વિચાર કર્યા કરે છે એવો અભિપ્રાય ફેલાવવામાં, સૌથી વધારે ભાગ લેનાર હીરો કરીને નિકિઅસના કુટુંબમાં જ ઉછરેલો અને ઊંચી કેળવણી પામેલો એક માણસ હતો. એ ડાયોનીસિયસ કે'ક્સ* નામનો કવિ જેની કેટલીક કવિતા હજી મોજૂદ છે અને જેણે ઇટાલિમાં સસ્થાનિકોના ટોળાંના અગ્રણી તરીકે જઇને થ્યૂરિઆઇનું નગરરાજ્ય સ્થાપ્યું, તેનો પુત્ર હોવાનો દાવો કરતો હતો. નિકિઅસનું ભવિષ્યવેત્તાઓ સાથેનું બધું કામકાજ હીરો કરતો અને લોકોમાં તેની દેશભક્તિની વડાઈ ગાયા કરતો. તે કહેતો, "જુવો તો ખરા! આ નિકિઅસને નથી સ્નાનાભિષેકની ફુરસદ, કે નથી ભોજન લેવાની ફિકર; ગમે તે વખતે રાજ્યનું કામ આવી પડે છે. રાજ્યના કામમાં એ પોતાની મિલકતનું કામ પણ કરી શકતો નથી. અને આસાએશની તો વાત કેવી! બીજાઓની એક ઉંઘ થઈ ગઇ હોય તે પછી તો એ સુવા જવા નવરો થાય છે. એનું શરીર ઘસાતું જાય છે, અને એનો સ્વભાવ કામના દબાણથી ચ્હીડીયો થઇ ગયો છે. મિત્રો સાથે પણ એ આનંદથી કે મીઠાશથી વર્તી શકતો નથી. એટલે રાજ્યકાજમાં એ પોતાના તનનો, ધનનો અને મિત્રોનો પણ ભોગ આપે છે. બીજાઓ રાજ્યકાજને નામે મિત્રો મેળવે છે, પૈસાદાર થઇ જાય છે, અને મઝા મારે છે. પણ એવા લોક ક્યાં અને એ ક્યાં!"

બેશક નિકિઅસનું જીવન ચિંતાનું ભરેલું હતું અને એગેમેમ્નોન પોતાની સ્થિતિ વિષે કહે છે તે નિકિઅસ પોતાની જાતને લાગુ પાડી શકત —

"આ ઊપરની મોટાઇ, ડોળદમામ જ હાલો,
આ કરતા એક જ ધણી તણો સેવક બહુ મારો."*

---

* થ્યૂરિઆઇનું સસ્થાન લેમ્પોન અને ઝિનોક્રાઇટસ નામના એથીનિયનોની સરદારી હેઠળ અને પેરિક્લિસની યોજનાથી આખા ગ્રીસમાંથી આવી મળેલા સસ્થાનિકોએ ઇ. પૂ. ૪૪૩ માં સ્થાપ્યું. ડાયોનીસિયસ પણ ત્યાં એક સસ્થાનિક તરીકે ગયો હશે પણ અગ્રણી તરીકે જાણીતો નથી. એણે એથન્સને પિત્તળનું નાણું પાડવાની સલાહ આપી તેથી એ કૅલ્કસ કહેવાયો. એ કવિ અને વક્તા હતો.

* યુરિપિડિસના આઇફિજીનિયા વિષેના નાટકમાંથી

નિકિઅસે જોઈ લીધું કે એથીનિયનો વક્તૃત્વશક્તિ અને બીજી કાબેલિયતવાળા નામાંકિત પુરુષોને અધિકાર આપતા હતા ખરા, પણ તેમની સદા અદેખાઇ કરતા, તેમને વિષે શકમંદ અને સાવચેત રહેતા, અને તેમને હલકા પાડવાની કોઇ પણ તક જતી કરતા નહીં. તેમણે પેરિક્લિસને દોષિત ઠરાવ્યો, ડેમોનોને દેશનિકાલ કર્યો, ફ્રેમ્નસના ઍન્ટિફોન ઉપર અવિશ્વાસ રાખ્યો, અને લેસ્બોસને તાબે કરીને પેકિસ આવ્યો તેને માથે કામ ચલાવી તેને એટલો નિરાશ કર્યો કે એ કામ ચાલતું હતું તે દરમિયાન જ એ હાથે તલવાર ખાઇને કચેરીમાં મુવો: એ સર્વ એથીનિયનોના આ વલણના દાખલ હતા. આવા બનાવોથી ચેતીને નિકિઅસ લાંબી મુદ્દત ચાલે અને મુસ્કિલ હોય એવી લ્હડાઇઓની સરદારી સ્વીકારતો જ નહીં; અને જ્યારે તેને હા કહેવી પડતી ત્યારે તે બિલકુલ સાહસ કરતો નહીં, કે જોખમ હોય એવું ડગલું ભરતો નહીં. આથી તે ઘણું'ખરૂં' જીત મેળવીને આવતો અને વળી કોઇ અદેખાઇ ન કરે તે માટે તે પોતાની ફત્તેહ પોતાના ડાહપણ કે કૌશલ કે હિંમતને લીધે મળી છે એવો દાવો કરતો નહીં; પરંતુ બધો યશ નસીબને અને દેવોની કૃપાને આપતો.

આ અરસામાં એથીનિયનોની ઉપરાઉપરી હાર થતી હતી, પણ તેમાંની એકેમાં નિકિઅસ સેનાપતિ ન હતો. થ્રેસમાં એથીનિયનોને ખાલ્કીડિયનોએ હરાવ્યા, તેમાં કલિએડિસ અને મેનોફ્રન સરદાર હતા; ઇટાલિયામાં તેઓ હાર્યા ત્યાં ડિમોસ્થનિસ સરદાર હતો; ડીલિયમના યુદ્ધમાં તેમના હજાર નાગરિક સિપાહ પડયા ત્યાં હિપ્પોક્રેટિસ સરદાર હતો. મરકીના મહા ઉપદ્રવનું કારણ તો પેરિક્લિસ મનાતો હતો, કેમકે વિગ્રહ દરમિયાન ઍટિકાના કસ્બા અને ગામડાં તજી દઇને સૌએ એથન્સમાં આવી ભરાવાની યોજના એની હતી; અને લોકોને પોતાની જંન્મારાની આદતો આમ ફેરવવી પડી તેથી જ એ રોગ એટલો બધો પ્રાણઘાતક નીવડયો હતો.

એથી ઉલટું એથીનિયનોએ નિકિઅસની સરદારી નીચે કાઇથીરા લીધું. એ ટાપૂમાં સ્પાર્ટન સંસ્થાનિકો વસતા હતા, અને તે હાથમાં આવ્યાથી એથન્સ સ્પાર્ટાને અનેક રીતે હેરાન કરવા સમર્થ થયું. થ્રેસમાં તેણે એથન્સના અમલ સામે બંડ કરી ઉઠેલાં ઘણાં સ્થળો પાછાં તાબે કર્યાં. મેગારાવાસીઓને તેણે તેમના કિલ્લામાં જ પૂરી લીધા અને તેમના બંદરમાંનો મિનોઆ ટાપૂ લીધો. ત્યાંથી આગળ વધી તેણે નાઇસીઆ બંદર લીધું અને કાંઠે ઉતરી અંદરના ભાગમાં વધી કોરિન્થના મુલકમાં લડાઇ કરી મોટી ફત્તેહ મેળવી; તેમાં કોરિન્થિયન સરદાર લાઇકોફ્રોન અને ઘણા કોરિન્થિયન સિપાહો પડયા.

આ લડાઈમાં જે એથીનિયન સિપાહો પડયા તેમનામાંથી બેનાં શબ પાછળ રહી ગયાં. નિકિઅસને આની ખબર પડી કે તુરત તેણે દુશ્મન પાસે દૂત મોકલીને તે શબો લઈ જવાની રજા માગી. તે વખતના કાયદા અને રસમ એવાં હતાં કે જે પક્ષ લડાઇ પછી પોતાના સિપાહોના શબ ઉપાડી લેવા માટે સંધિ માગે તે હારેલો જણાય અને તે

§ ડેમોન માટે જુવો પેરિક્લિસનું ચરિત્ર. ઍન્ટિફોન એથન્સના પ્રસિદ્ધ વક્તાએ, ઇ. પૂ. ૪૧૧ માં એથન્સમાં પ્રજાસત્તાક રાજ્ય તોડીને "ચાર સો" ના મંડલના હાથમાં સર્વોપરિ સત્તા આપવામાં આવી એ હીલચાલમાં આગેવાન ભાગ લીધો હતો. પેકિસે લેસ્બોસ ટાપૂની રાજધાની માઇટિલીનીનો કિલ્લો સર કરી આખો ટાપૂ તાબે કર્યો. ઈ પૂ. ૪૨.

વિજયસ્તંભ ઉભો કરી ન શકે. તે છતાં નિકિઅસે આ પગલું લીધું. અને ખરેખર એતો દેખીતું છે કે જેઓ લડાઈના મેદાનમાંથી સામાની પરવાનગી સિવાય પોતાના સિપાહીઓનાં શબ લઇ જઇ ન શકે તે હારેલા જ હોવા જોઇએ, કેમકે પોતે જે કંઇ કામ હુકમથી કરી શકે તે માટે કોઈ માણુસ વિનંતિ કરવા જાય જ નહીં. તથાપિ નિકિઅસે પોતાના બે સિપાહીઓનાં શબ વગર દટાયાં રહે તે કરતાં પોતે મેળવેલી જીત ઉપર હાથે પાણી ફેરવવાનું બેહતર ગણ્યું.

સેક્રાનિયાનો કાંઠો ઉજડ કર્યા પછી અને તેની સામે આવેલા સ્પાર્ટનોને હરાવીને તેણે સ્પાર્ટાએ ઇજીનાવાસીઓને રહેવા આપેલો થાઇરીઆ ટાપૂ કબ્જે કર્યો, ત્યાંના રક્ષક-સૈન્યને બંદીવાન કર્યું. અને તેને એથન્સ લઇ ગયો.

દરમિયાન ડિમોસ્થનિસે પાઇલોસની કિલ્લેબંદી કરી અને સ્પાર્ટનોએ તેને જમીન તેમ જ દરિયાની બાજુથી ઘેરી લીધો. એથીનિયનોએ લડીને સ્પાર્ટનોને હરાવ્યા અને એ લડાઇને પરિણામે આશરે ચારસો ખાનદાન સ્પાર્ટનો પાઇલોસ આગળના સ્ફેક્ટીરિયાના ટાપૂમાં ફસાઈ પડ્યા. એમને બને તો કેદ પકડી લેવાની એથીનિયનોને અગત્ય હતી. પણ એ કામ વિકટ હતું. કેમકે ટાપૂમાં પાણીની અછત હતી અને ઘેરનાર લશ્કરને માટે જોઇતો સરસામાન પહોંચાડવાને વહાણો મોકલવાં જોઇએ તે કાંઠા સુધી લેવામાં બહુ મુશ્કેલ હતી. ઉન્હાળામાં તો ત્યાં મોટું ચક્કર ખાઇને પણ જેમ તેમ કરીને જઈ શકાતું પણ શીયાળામાં તો એ સ્થલ આગળ બિલકુલ જવાતું નહીં. વળી (આ સર્વ હકીકત બન્યા પ્હેલાં) સ્પાર્ટનોએ પોતાના માણુસોને છોડવવા સલાહ કરવાની માગણી કરેલી હતી તે એથીનિયનોએ સ્વીકારી ન હતી, એટલે હવે તેઓ પસ્તાતા હતા."

આ વખતે સુલેહ ન થઇ તેનું મુખ્ય કારણ ક્લીઅન હતો. નિકિઅસ સલાહ કરી લેવાની તરફેણમાં હતો એટલે, ક્લીઅન તેની સામે થયો, કેમકે એ બે વચ્ચે કટ્ટુ વેર હતું. પણ જ્યારે એથીનિયનોએ જોયું કે ઘેરો લાંબો ચાલ્યો અને પોતાની છાવણીમાં ભૂખમરાની સ્થિતિ આવી લાગી, ત્યારે તેઓ ક્લીઅન ઉપર રોષે ભરાયા. પણ ક્લીઅને બધો દોષ નિકિઅસને દીધો. તે કહે, "સેનાપતિ અસાવધ હોય અને બાયલાવેડા કરે તો દુશ્મન હાથમાં આવેલો એ છટકી જાય. હું જો સેનાપતિ હોત તો સ્પાર્ટનો આટલો વખત ચોંટી જ ન શકત." આ સાંભળીને એથીનિયનો કહેવા લાગ્યા, "તો હજી પણ તમે સ્પાર્ટનો સામે ચ્હડી જાવ ને; કેમ નથી જતા?" અને નિકિઅસ ઉઠીને બોલ્યો:—"હું પાઇલોસના ઘેરાની સરદારી એને આપી દેવા બહુ ખુશી છું. ભલે એ મરજીમાં આવે એટલું લશ્કર લઇને ઉપડી જાય. અહીં બેઠા બેઠા શૂરા બોલ બોલવાના કરતાં ભલે એ સ્વદેશસેવાનું એવું કંઇ સ્મરણીય પરાક્રમ કરીને પોતાનું શૂરાતન બતાવી આપે."

ક્લીઅન આ સાંભળીને ગભરાયો અને પ્હેલાંતો ના પાડવા માંડ્યો. પણ જ્યારે તેણે જોયું કે એથીનિયનો એ વાત છોડતા નથી અને નિકિઅસ એની આનાકાનીનો લાભ લઇ એની સામેના પોકારને ઉશ્કેરી એને હલકો પાડે છે, ત્યારે તેને ખોટું લાગ્યું અને તે રોષમાં આવી જઇને બોલી ઉઠ્યો કે, "હા, હું એ સરદારી સ્વીકારૂં છું એટલું જ નહીં પણ સ્પાર્ટનોને વીસ દિવસની અંદર કાપી નાખવા કે જીવતા એથન્સ લઈ આવવાનું

વચન આપું છું.'‡

નાગરિકોએ એના શબ્દોને હસી કહાડયા. એની બડાઇઓથી હસવાની અને ગમત મેળવવાની તેમને લાંબા વખતથી ટેવ પડી હતી. દાખલા તરીકે, એક વખત એવું બન્યું કે નાગરિકસભા મળીને એની વાટ જોતી બેઠી હતી, ત્યાં રાહ જોઇ જોઇને લોકો કાયર થઈ ગયા એટલામાં એ માથા ઉપર ફુલનો હાર ધારણ કરીને આવ્યો અને બોલ્યો "આજે તો મ્હારે ઘેર મેહમાન છે અને મ્હે દેવોને બલિ અર્પણ કર્યા છે એટલે મને જરા ફુરસદ નથી, માટે નાગરિકોએ આવતી કાલે પાછા મળવું." એથીનિયનો આ રોફથી ખડખડ હસી પડયા અને પોતપોતાને ઘેર ગયા.

પણ આ લ્હડાઇમાં કલીઅનને નસીબે એટલી બધી યારી આપી કે ડિમોસ્થનિસ પછી જે સરદારો ત્યાં ગયા તે બધામાં સૌથી વધારે યશ એને મળ્યો. પોતે કબૂલેલા વખતમાં તે પાછો ફર્યો અને યુદ્ધમાં પડયા તે શિવાયના બધા સ્પાર્ટનોને ,તેમનાં ,હથિયાર છીનવી,લઇ, કેદ કરી, પોતાની સાથે એથન્સ લેતો આવ્યો.

આથી નિકિઅસની આબરૂને મોટો ડાઘ લાગ્યો. એણે પોતાની સરદારી છોડી દઇ પોતાના શત્રુને ઝળકી ઉઠવાનો પ્રસંગ આપ્યો એ હથિયાર મુકી દઈ શરણુ માગવાના કરતાં પણ વધારે હલકું ગણાયું. એરિસ્ટોફેનિસ પોતાના 'પક્ષિઓ' નામના નાટકમાં તેની મશ્કરી કરી કહે છેઃ—" ખરેખર ! આ કઇ ઉંઘવાનો કે નિકિઅસની માફક પ્રમાદ કરવાનો વખત નથી. વળી "ખેડુત" નામના બીજા નાટકમાં તે બે એથીનિયનોને નીચે મુજબ વાત કરતા બતાવે છેઃ—

‡ "સ્પાર્ટનો સાથે સંધિ ન કરવા દેવામાં કલીઅને આગેવાન ભાગ લીધો હતો; અને હવે ઘેરો ચાલૂ રાખવાની મુશ્કેલી સંબધી રાજસભામાં વાત નીકળી. તે બોલ્યો કે આપણું કર્તવ્ય એ ટાપૂ લેવાનું છે તો પછી લશ્કર લઇ તે પર લ્હડી જવું એ ફરજ છે. ખાસ કરી આપણે નીમેલા સરદારો જ આળસુ છે અને તેમને સ્થાને હું હોત તો ક્યારનોએ એ ટાપૂ સર થયો હોત. આ પરથી નિકિઅસે સભામાં ઉભા થઇ જાહેર કર્યું કે તેમ હોય તો ખુશીથી કલીઅન જોઇએ તેટલું લશ્કર લઇને પ્રયત્ન કરી જોય; તે સામે મ્હારે અને બીજા સરદારોને બિલકુલ વાંધો નથી કલીઅને પ્રથમ ધાર્યું કે નિકિઅસ મશ્કરી કરે છે એટલે સરદારી લેવા કબૂલ થયો; પણ જ્યારે તેણે જોયુ કે નિકિઅસ મશ્કરી નથી કરતો પણ ખરેખર કહે છે ત્યારે તેણે ન્હાસી છૂટવાની બારી શોધવા માંડી અને કહ્યુ કે સરદાર નિકિઅસ છે; હું નહીં. આ પરથી નિકિઅસે ત્યાંને ત્યાં જ પોતાના હોદ્દાનું રાજીનામુ આપ્યુ, અને સભાને એ રાજીનામું મંજૂર કરવા કહ્યું. જેમ જેમ કલીઅન સરદારી લેવા નાખુશી બતાવવા લાગ્યો તેમ તેમ સભાએ પોતાની પ્રકૃતિ પ્રમાણે તેને સરદાર નીમવાની હઠ બતાવી આખરે પોતાના શબ્દો પાછા ખેંચી લેવાનુ બન્યુ નહીં એટલે પોતે સરદારી લેવાનું કબૂલ કર્યું અને બોલ્યો, હું કંઈ સ્પાર્ટનોથી ડરી જતો નથી; અને એથન્સમાં પરદેશી લશ્કર છે તેમાથી થોડું લઇ એક પણ એથીનિયન લીધા વગર લ્હડી જઈશ અને ૨૦ દિવસની અંદર કાંતો સ્પાર્ટનોને કેદ કરી અહીં લાવીશ અથવા તે જ સ્થાને તેમને પૂરા કરીશ આ બડાઇખોર વચનોથી એથીનિયનો હાસ્ય કરવા લાગ્યા; છતાં વિચારવંત પુરુષોને તો તેમાથી સંતોષ થયો; કારણ કે હવે બેમાથી એક લાભ તેમને થવાનો જ; કાંતો આ લ્હડાઈમાં કલીઅનનો અંત આવશે; જે દેશને ઘણો મોટો લાભ હતો અથવા તો તે સ્પાર્ટનોને તાબે કરી આવશે."
થુસિડિડિસ. પુ. ૪ પ્રકરણ ૨૮.

"૧ લો એથીનિયન—હું તો ઘેર રહી મ્હારાં ખેતર ખેડવાનું પસંદ કરૂં છું.

૨ જો એથીનિયન—એમાં તને કોની અટકાયત છે જે!

૧ લો એથીનિયન—તમારી. તમે મને સરકારી કામમાંથી બાતલ રાખવાની ઓર્ડર કરો તો હું એક હજાર ડ્રાકમા આપવા તૈયાર છું.

૨ જો એથીનિયન—ઠીક એક હજાર ત્હારા, ને એક હજાર નિકિઅસના લે. અમે તને જવા દઇએ છીએ."

આ બનાવના સંબંધમાં નિકિઅસની વર્તણુક તેની જાતને નુકસાન કરનારી હતી એટલું જ નહીં પણ રાજ્યને પણ નુકસાન કરનારી હતી. આથી તેણે ક્લીઅનની સત્તા એટલી બધી વધારી દીધી કે તેના અભિમાન અને તુંડાઇ સીમા ઓળંગી ગયાં. એથી પ્રજા ઉપર ઘણાં દુઃખ આવી પડયાં તેમ નિકિઅસને પોતાને પણ ઘણું વેઠવું પડયું. એક મોટો અનર્થ એ થયો કે ક્લીઅને સભામાંથી સર્વ જાતની મર્યાદા કાઢી કહાડી. તે ભાષણ કરતાં ખુબ ઉશ્કેરાઇ જતો, પોતાના ઝભ્ભા ખોલી નાખતો, જાંગ ઉપર હાથ ઠોકતો, અને ભાષણ કરવાના તખ્તા ઉપર એક છેડાથી બીજા છેડા સુધી આમતેમ દોડતો. અને આવા ચેપથી થોડા જ વખતમાં સર્વ વક્તાઓ અને અગ્રણીઓમાં સભ્યતા, મર્યાદશીલતા વગેરેનો લોપ થયો અને સર્વત્ર ગડબડ મચી રહી.

વળી આ અરસામાં એથન્સમાં એક બીજો વક્તા પેદા થયો. એ એલ્કિબિએડિસ હતો. તે ક્લીઅન જેવો છેક નીતિહીન ન હતો. ઇજીપ્તની અત્યંત રસાળ ભૂમિ વિષે કવિ કહે છેઃ—

"એ ફલદ્રુપ જમીનમાં ઘણું પાકે છે, પણ તેમાં સારાં ફલફુલાદિની સાથે નકામી તેમ નુકસાનકારક ઝેરી વનસ્પતિ પણ તેટલી જ થાય છે," તેમ એલ્કિબિએડિસની પ્રકૃતિમાં ગુણો તેમ જ અવગુણો અનેક હતા, અને બધા એ બલિષ્ઠ હતા, એટલે તેમણે ઘણાઘણા ઉથલપાથલ કરી નાખે એવા ગુન્હાઓને જન્મ આપ્યો. આથી થયું એમ કે નિકિઅસ જ્યાં ક્લીઅનથી પરવાર્યો અને તેણે રાજ્યનું ગાડું સલામતીને ચીલે ચ્હડાવ્યું ત્યાંતો એલ્કિબિએડિસના કીર્ત્તિલોભે પૂર વેગથી ધસારો કર્યો અને નિકિઅસ ફરી પાછો આગળના કરતાં વધારે ગૂંચવણ ભર્યા બખેડા અને વિગ્રહમાં પડયો.

એ બન્યું આ રીતે. ક્લીઅન અને બ્રેસિડસ એ બે ગ્રીસની સુલેહશાંતિના સૌથી મોટા શત્રુ હતા. વિગ્રહ એકના દુર્ગુણો ઢાંકતો હતો અને બીજાના સદ્‌ગુણો પ્રકટ કરતો હતો. વિગ્રહ દરમિયાન ક્લીઅનને અન્યાય અને જુલમ કરવાના પ્રસંગો મળતા અને બ્રેસિડસને કીર્તિ મેળવવાના અને પરાક્રમો કરવાના મળતા. પણ એમ્ફિપોલિસના યુદ્ધમાં બન્ને પડ્યા અને સ્પાર્ટનો કેટલાક વખતથી સલાહ કરવા ઇચ્છતા હતા તથા એથીનિયનો કેટલાક વખતથી લડાઇ માટે પ્હેલા કરતાં ઓછા આતુર થયા હતા, એ બન્નેને નિકિઅસે સુલેહ કરવા સમજાવવા માંડયું. બન્ને બાજુ વિગ્રહથી કંટાળી હતી અને હથિયાર મુકી દેવા તૈયાર હતી. એટલે નિકિઅસે બન્નેનું પરસ્પર સમાધાન કરવા અને બધા ગ્રીક આટલાં વર્ષથી વિગ્રહની આફતો ખમતા હતા તેને બદલે તેમને મીઠી સુલેહશાંતિ ચખાડવા તથા લાંબા સમયનું અને સ્થાયી સુખ પ્રવર્ત્તાવવા પ્રયત્ન કર્યો. તવંગરવર્ગે, વયોવૃદ્ધવર્ગે, અને

ખેડુતવર્ગ સલાહ કરવા માટે તૈયાર જ હતા. નિકિઅસે બીજા વર્ગોના લોકોને સમજાવ્યા અને વિનવ્યા, અને તેમનો વિગ્રહ માટેનો ચળસ કમી કર્યો.

તેનું બીજું પગલુ સ્પાર્ટનોને સુલેહ થઈ શકશે એવી આશા આપી તે સાથે એથન્સ સ્વીકારી શકે એવી માગણીઓ મોકલવા માટે તેમને વિનવવાનું હતું. સ્પાર્ટનો નિકિઅસની ભલમનસાઇથી વાકેફ હતા એટલે તેમણે તેનો વિશ્વાસ કર્યો. વળી તેણે સ્પાર્ટાની એક મોટી સેવા હમણાં જ બજાવી હતી, કેમકે પાઇલોસમથી આવેલા સ્પાર્ટન બંદીવાનો તરફ તેણે ઘણી દિલસોજી ભરી વર્તણુક રાખી તેમનુ દુ:ખ અનેક રીતે ઓછું કર્યું હતું.

વિગ્રહ એક વર્ષ સુધી મોકુફ રાખવાનો ઠરાવ તો આ પ્હેલાનો થઈ ગયો હતો. એ વર્ષમાં સ્પાર્ટનો એથીનિયનો અને બન્ને પક્ષના બીજા ગ્રીકો એક બીજાને મળતા હળતા, શાંતિ અને સલામતીના અનેક સુખ ભોગવતા, અને આમ ચાલ્યા કરે અને વિગ્રહનાં ભયંકર દુ:ખ પાછાં ન આવે એવી અન્યોન્ય ઇચ્છા બતાવતા હતા. યુરિપિડિસની

"સુખે જ ભાલા વિરમે હવે ભલે
કરોળિયા જાલ વિશે ગુંથે ભલે"

એવા અર્થની પંક્તિઓ સાંભળીને તેઓને આનંદ થતો. "વિગ્રહ દરમિયાન રણશિંગાનો અવાજ ઉંઘમાંથી ઉઠાડે છે અને સુલેહશાંતિમાં તો કુકડાના "કુકડેકુ" જગાડે છે" એ કહેવત તેઓ વારંવાર સંભારતા. જેઓ એમ કહેતા કે વિગ્રહ સત્તાવીશ વર્ષ ચાલવાનુ નિર્માણ થયુ છે તેમને તેઓ શાપ આપતા, અને આવી વૃતિથી તેઓએ દરેક વિરોધની બાબત ચર્ચા કરી કરીને દૂર કરી અને છેવટે સંધિના લેખ ઉપર સહી કરી.

આ વખતે સામાન્ય મત એવો થયો કે હવે બધી પીડા મટી. બધા નિકિઅસની વાત કરવા લાગ્યા. તે કહેવા લાગ્યા કે એ તો દેવોનો માનીતો છે, અને એની ધાર્મિકતાના બદલામાં જ દેવોએ માણસ જાતનુ સૌથી મોટુ અને પ્રશસ્ત સુખ જે સુલેહશાંતિ તેની સાથે તેના કર્ત્તા તરીકે એનુ નામ જોડાવા દેવાનો મોટો યશ એને આપ્યો છે. લોકો વિગ્રહનો કર્ત્તા જેમ પેરિક્લિસને ગણતા તેમ તેનો અંત લાવનાર નિકિઅસને ગણતા. અને ખરેખર જ્યારે પેરિક્લિસે ગ્રીકોને તુચ્છ કારણો ઉપરથી અસંખ્ય આફતોમાં ઉતાર્યા ત્યારે નિકિઅસે ગ્રીકોને તેમણે ચલાવેલી એકબીજાની કતલ પણ વીસારે પડાવી સંપ અને મિત્રભાવથી રહેવા સમજાવ્યા. અને એટલા માટે એ સંધિ આજ સુધી 'નિકિઅસના સંધિ' ને નામે ઓળખાય છે.

સુલેહની શરતોમા એક એવી હતી કે બન્ને બાજુએ એકબીજાના જીતેલાં શહેરો અને પકડેલા બંદીવાનો પાછા આપી દેવા, અને આ બાબતમા કોણે પ્હેલ કરવી તે નક્કી કરવા ચિઠ્ઠીઓ નાખવી. આ મુજબ ચિઠ્ઠીઓ નખાઇ તેમાં, થીઓફ્રેસ્ટસ જણાવે છે કે, પુષ્કળ દ્રવ્ય વેરીને નિકિઅસે પોતાના લાભનો ચુકાદો મેળવ્યો અને સ્પાર્ટાને પ્હેલ કરવી પડી. આથી કોરિન્થ અને બીઓશિયાવાસી સ્પાર્ટાના મિત્રો નારાજ થયા અને તેમણે એથન્સ સ્પાર્ટા વચ્ચે ઇર્ષ્યા અને બેદિલી ઉત્પન્ન કરી પાછો વિગ્રહ ચલાવવા કોશિશ કરી. પણ નિકિઅસે એથન્સ અને સ્પાર્ટાને સમજાવી એ બે વચ્ચેનો સંધિ વધારે દૃઢ કર્યો, અને નવા કોલકરાર કરી દરેક પાસે બીજાને સંધિવિગ્રહ સર્વ પ્રસંગોમા મદદ કરવાના

વચન લીધાં, તેથી દરેકના સનુમિત્ર બીજાના પણ થયા. થયેલા સંધિમાં ખલલ કરવા ઇચ્છનાર તેમ કરતાં બ્હીએ એવા હેતુથી આ નિકિઅસે કર્યું.

આ બનાવો દરમિયાન એલ્કિબિએડિસે પ્રથમ છૂપી રીતે સુલેહની વિરુદ્ધ ખટપટ આદરી. તે કંઇ કર્યા વગર રહી શકે એવો ન હતો અને વળી સ્પાર્ટનોએ નિકિઅસ સાથે સંબંધ બાંધ્યો હતો અને તેને ગણ્યો નહીં; તેથી એ તેમના ઉપર ખફા થયો. છૂપી ખટપટથી કંઇ વળવાનું નથી એમ જણાતાં તેણે બીજો રસ્તો લીધો. થોડા વખતમાં તેને લાગ્યું કે એથીનિયનો સ્પાર્ટનો તરફ શરૂઆતના જેવી લાગણી ધરાવતા નથી. આનુ કારણ એ હતું કે સ્પાર્ટનોએ બીઓશિયનો સાથે મૈત્રી બાંધી અને સંધિના કરાર પ્રમાણે પેનેક્ટસ અને એમ્ફિપોલિસ પણ તેમણે એથન્સને મૂલ સ્થિતિમાં પાછાં આપવાં જોઇતાં હતાં તેમ તેઓએ ન કર્યું. એલ્કિબિએડિસે આ બાબતો આગળ કરી લોકોને ઉશ્કેર્યા. અને તેણે આર્ગોસવાસીઓને સમજાવી તેમની પાસેથી એથન્સ સાથે મૈત્રી બાંધવાની માગણી કરવા એલચીઓને બોલાવ્યા.

સ્પાર્ટનોએ આ જાણ્યું ત્યારે તેમણે વિરોધનાં સર્વે કારણનો નિકાલ આણવા પોતાના એલચીઓને કુલ મુખતિયારી આપીને એથન્સ મોકલ્યા. તેઓએ પોતાની દરખાસ્તો "બાઉલી" સભા આગળ રજૂ કરી, અને તે સૌને વ્યાજબી અને વાસ્તવિક લાગી. એલ્કિબિએડિસ બીધો કે એ દરખાસ્તો નાગરિકસભા પણ સ્વીકારી લેશે એટલે તેણે અનેક ખોટા સોગદ લઇને સ્પાર્ટન એલચીઓને ભરમાવ્યા અને તેમના મનમાં ઠસાવ્યું કે "અમને કુલ મુખતિયારી છે એમ તમે કહેશો તો ફાવવાના જ નથી, પણ કુલ મુખતિયારી નથી એમ કહેશો તો હું ગમે તે ઉપાયે તમારી ઇચ્છાનુસાર કોલકરાર કરાવી આપીશ." તેમણે એની સલાહ માની અને નિકિઅસને પડતો મુક્યો.

નાગરિકસભામાં તેમને રજૂ કરવામાં આવ્યા ત્યારે એણે તેમને પ્હેલો જ પ્રશ્ન પૂછ્યો કે, "તમને કોલકરાર કરવા માટે કુલ મુખતિયારી છે કે નથી ?" તેમણે એની શીખવણી પ્રમાણે કહ્યું કે નથી. એટલે એલ્કિબિએડિસ તેમના મ્હોં ઉપર જ ફરી ગયો અને "બાઉલી" ના સભાસદોની સાક્ષી આપી કહેવા લાગ્યો કે "તમારી આગળ આ એલચીઓ કહેતા હતા કે તેઓને સ્પાર્ટા તરફની કુલ સત્તા છે અને અત્યારે નાગરિકસભા આગળ પોતાની કહેલી વાતનો પોતે જ ઇનકાર કરે છે, તો એવા હડહડતું ખોટું બોલનારા માણસોની કશી વાતપર ધ્યાન આપવું કે તેમનો જરા પણ વિશ્વાસ કરવો અઘટિત છે." સ્પાર્ટન એલચીઓ ગભરાઇ જઈ બોલી જ ન શક્યા અને નિકિઅસ આશ્ચર્ય અને દિલગીરીમાં ડુબી ગયો. સભાએ તુરત આર્ગોસના પ્રતિનિધિઓને બોલાવ્યા, પણ ત્યાં ધરતીકંપનો એક ન્હાનો આંચકો થવાથી સભા એકદમ બંધ પડી, એ નિકિઅસના લાભમાં થયું.

બીજે દિવસે નાગરિકસભા પાછી મળી. નિકિઅસે પોતાથી બનતું કરીને ઘણી મુસ્કેલીએ આર્ગોસ સાથેના કોલકરારના સહીસિક્કા કરવાનું મુલતવી રખાવ્યું. તેને બદલે એણે માગણી કરી કે "મને સ્પાર્ટા મોકલો," અને ખાતરી આપી કે "તમે ઇચ્છો છો એવી જ ગોઠવણ થઇ શકશે." તે સ્પાર્ટા પ્હોંચ્યો ત્યારે ત્યાં તેને તેની ઇમાનદારી માટે ઘણું માન મળ્યું, અને તેણે સ્પાર્ટા તરફ જે ભાવ બતાવ્યો હતો તેની કદર થઈ.

પણ તે વખતે સ્પાર્ટામાં બીઓશિયા સાથે સંધિ કરવાનો પક્ષ વધારે બળવાન હતો, એટલે એનો ફેરો અફલ ગયો. આથી તે હારીને અને શરમિંદો પડીને પાછો ફર્યો અને એથીનિયનો હવે વિરોધ વધારશે જ એવી ફિકરમાં પડ્યો, કેમકે એની સલાહ ઉપર ભરોસો રાખીને તેમણે સ્પાર્ટાના આવા અને આટલા ખાનદાન બંદીવાનોને છોડી મુકયા હતા તે વ્યર્થ જવાથી તેઓ ઘણા કચવાતા હતા અને બળી રહ્યા હતા. એથીનિયનોએ નિકિઅસ સામે તો કંઈ ગુસ્સો પ્રકટ કર્યો નહીં, પણ તેઓએ એલ્કિબિએડિસને સેનાપતિ નીમ્યો, અને આર્ગોસની સાથે મેન્ટીનિયા અને એલિસ પણ સ્પાર્ટાથી છુટા પડયા હતા તેમની સાથે સંધિ કર્યો. પછી તેઓએ એક ટુકડી પાઇલોસ મોકલી અને ત્યાંથી લેકોનિઆ પ્રાંતમાં લૂટફાટ કરવી આરંભી એટલે પિલોપોનીસિયન વિગ્રહ પાછો ચાલતો થયો.

એલ્કિબિએડિસ અને નિકિઅસ વચ્ચેનો વિરોધ ઉત્તરોત્તર વધતો ગયો એટલે ઓસ્ટ્રાસિઝમનો પ્રયોગ કરવાની દરખાસ્ત થઈ. એથન્સના નાગરિકો જ્યારે જ્યારે કોઇ પુરુષ ઘણો વગવાળો થઇ જવાથી શંકાસ્પદ થતો, કે ઘણો ધનવાન થતાં ઇર્ષ્યાસ્પદ બનતો ત્યારે ત્યારે તેને દશ વર્ષ સુધી દેશનિકાલ કરવા માટે આવી દરખાસ્ત સ્વીકારતા. આ પ્રસંગે બન્ને પક્ષવાળાને અત્યંત ભય લાગ્યો. નિકિઅસ કે એલ્કિબિએડિસમાંથી એક અવશ્ય દેશનિકાલ થશે એમ તેઓને લાગ્યું. એથીનિયનો એલ્કિબિએડિસની રીતભાત અને ચાલચલગત કેટલી ધિક્કારતા હતા અને તેના અવિચારી સાહસથી કેટલા ડરતા હતા એ અમે એના ચરિત્રમાં વિસ્તારથી બતાવ્યું છે. નિકિઅસની દોલતની તેઓ ઇર્ષ્યા કરતા, અને તે બિલકુલ મીલનસાર કે મળતાવડો ન હતો પણ ઉલટો એકાંતવાસી હતો એટલે તેઓ તેની વધારે અદેખાઇ કરતા, તેમ એવા સ્વભાવને એથીનિયનને ન છાજે એવો ગણતા, અને એ અંદર ખાનેથી શિષ્ટશાસનનો હિમાયતી હોવો જોઇએ એવો વ્હેમ ખાતા. વળી આ સુલેહ કરાવવા વગેરેમાં તે એમના વલણથી વિરુદ્ધ ગયો હતો, અને તેણે તેમને તેમના પોતાના સુખ માટે જ તેમની ઇચ્છાથી પ્રતિકૂળ વર્તવાની ફરજ પાડી હતી એટલે અકારો થઈ પડયો હતો. સારાંશ કે આ વિરોધ વિગ્રહ માટે આતુર જુવાનિયા અને સુલેહશાંતિ માટે આતુર ઘરડાઓ વચ્ચેનો હતો. જુવાનિયા નિકિઅસને અને વૃદ્ધો એલ્કિબિએડિસને દેશનિકાલ કરાવવા મથ્યા. પણ,

"માંહોમાંહેના ફિસાદમાં તુચ્છ માણુસો મોટા થઈ પડે છે."

એથીનિયનોમાં બે પક્ષ પડી ગયેલા હોવાથી શઠોમાંના સૌથી વધારે ઉંડા અને કપટીએ માથું ઊંચું કર્યું. પેરિથોઇસ વિભાગનો હાઇપરબોલસ આ જાતનો માણસ હતો. એની ધૃષ્ટતા એની વગને લીધે ન હતી, પણ એની જે કંઇ વગ હતી તે એની ધૃષ્ટતાને લીધે હતી; અને એની જે વગ હતી તે એથન્સને લાંછન રૂપ હતી.

આ દુષ્ટને ઓસ્ટ્રાસિઝમના માનવંતા પ્રયોગથી દેશનિકાલ થવાનો ભય નહતો કેમકે પોતે ફાંશીને લાકડે લટકવા વધારે લાયક હતો એ તે સમજતો હતો. પણ એથન્સના બે અગ્રણીઓમાંથી ગમે તે એક ખસે તો પોતે જે એક રહે તેની સામે વધારે ફાવી શકે એ ઉલ્લાસમાં તે આ પક્ષાપક્ષિના ચડસથી હરખાયો, અને તેમાં ઘી હોમવા લાગ્યો. નિકિઅસ અને એલ્કિબિએડિસ બન્નેએ આ નીચ પરદ્રોહી દ્વેષ જોયો, અને તેઓ ખાન-

દિવસ સુધી કાગડાઓએ તેને ચાંચો મારી મારીને ઝાડ ઉપરના સોનાના ફલ તોડી નાખ્યા આ વિષે તો એથીનિયનો કહેવા લાગ્યા કે એ વાત ખોટી છે અને સાઇરેકયુસનોની શીખવણીથી ડેલ્ફીથી કોઇએ તે ઉડાડી છે પણ એક દેવવાણીએ તેમને કલેઝોમીનીથી એથીની દેવી માટે એક પૂજારણ આણવા ફરમાવ્યું, અને તે આવી ત્યારે તેણીનું નામ હીસાઇકિઆ માલુમ પડયું એ શબ્દનો અર્થ 'શાંતિ' એટલે એથીની તેમને સુલેહશાંતિમાં રહેવા સૂચના કરતી હોય એમ જણાયું આ સર્વ ચમત્કારોથી કે પછી એમને એમ સામાન્ય બુદ્ધિથી ચેતીને ભવિષ્યવેત્તા મીટોને, કોઇ કહે છે કે ગાંડો થઇ જવાનો ઢોંગ કરીને અને કોઇ કહે છે કે એવા કંઇ ઢોંગ વગર રાતે પોતાનું ઘર સળગાવી મુકયું અને બીજે દિવસે પછી નાગરિકસભામાં ઘર બળી જઇ પોતાની અવદશા થઇ ગયાની હકીકત આગળ કરી તે ખૂબ કરગર્યા અને પોતાનો પુત્ર એક વ્હાણના નાખુદા તરીકે લડાઇના કામમાં જવાનો હતો તેને માટે પોતાની પાસે રહી જવાની પરવાનગી મેળવી

ગોક્રેટિસ પિતાશ્રુને તેના અંતરના ગેબી અવાજે ' ચેતવ્યો આ લડાઇ એથન્સને પ્રાણઘાતક નીવડશે આની તેણે પોતાના મિત્રોને વાત કરી, અને તેની ચેતવણીની વાત ઘણે ચર્ચાઇ વળી લડાઇને નીકળવાનો વખત જો ચો હતો તે અમંગળ હતો એથી પણ ઘણા બહુ નાસીપાસ થયા, કેમકે એ ટાકણે એથીનિયન સ્ત્રીઓ એડોનિસ*ના ઉત્સવ પાળતી હતી, એટલે શેહેરના દરેક ભાગમાં મૃત એડોનિસની પ્રતિમાઓ અને તેની પાછળ રોતી સ્ત્રીઓ જોવામાં આવતા જે એથીનિયનો શકુનમાં માનતા હતા, તે લડાઇમાં જતા કાફલાઓ માટે ચિંતાતુર થયા આવા ભારે ખર્ચ તૈયાર કરેલું અને આવું સુશોભિત દેખાતું નૌકાસૈન્ય થોડા વખતમાં નાશ પામશે કે શું એ બ્હીકથી તેઓ થરથરી જતા

નિકિઅસે આ લડાઇની વિરુદ્ધ મત આપવામાં, અને એ વિષે હરાન થઇ ગયા પછી ઠગારી આશાઓથી ન છેતરાઇને પોતાના મૂલ મતને વળગી રહેવામાં, ડાહપણ બતાવ્યું પણ લોકો જ્યારે પોતાના સિદ્ધાંતથી ડગ્યા નહીં, તેમ નિકિઅસને તેમણે સરદારીમાંથી મુક્ત કર્યાં નહીં પણ આવા સમર્થ સૈન્ય અને આવા વિકટ કામની સરદારી તેને જ આપી, ત્યાર પછી તેણે પોતાના આરંભમાંથી આગળની માફક એથન્સ તરફ જોયા કરવું ન હતું કે આ સર્વ મ્હારા મત વિરુદ્ધ થાય છે એમ કહી કહીને, સિપાહીની હિમત તોડી ન હતી પોતાની જાતનો મભમ એ રીતે કમી કરવો ન હતો. વળી તેણે

* સિરીઆ દેશના રાજા [illegible] તેની ખુબસુરતી પરથી તેને એક પેટીમાં સંતાડી એફ્રોડાઇટીએ તે પેટી પાર્સિફોનિને સાચવવા આપી પણ પછી પાછી માગતા પાર્સિફોનિએ આપવાની ના કહી આથી એ બે વચ્ચે વિવાદ થયો આખર ઝ્યુસે સમાધાન કર્યું અને ઠરાવ્યું કે ચાર ચાર માસ બેમાંથી દરેક પાસે અને ચાર માસ ખુશી પડે ત્યાં એડોનિસ રહે આ પરથી ચાર માસ એડોનિસ પાતાળમાં પર્સિફોની સાથે અને આઠ માસ એફ્રોડાઇટી સાથે રહેવા લાગ્યો. આર્ટેમિસનું અપમાન કરવાથી તેનું શિકારમાં મૃત્યુ થયું પણ તે વખતે એફ્રોડાઇટી એટલું બધું રડી કે પાતાળના રાજાએ તેને છ માસ ઉપર આવવાની પરવાનગી આપી આથી દર વર્ષે તેના મૃત્યુને સમયે સ્ત્રીઓ તેના શબની પ્રતિમાઓ કરી તે પાછળ રોકકળ કરતી અને પછી પાછી તેના પાતાળમાંથી ઉપર આવવાના પ્રસંગે ઉત્સવ પાળતી આ ઉત્સવ એથન્સ એલેક્ઝાન્ડ્રિયા અને પાઇરીઅસમાં વગેરે ઠેકાણે પણ સ્ત્રીઓ દર વર્ષે વિધિપુરઃસર પાળતી અને વિદ્વાનો આ આખ્યાનને વસંત ઋતુના આગમન અને ગ્રીષ્મઋતુના નિયમનું રૂપક ગણતા

પૂર્ણ આવેશથી દુશ્મન સામે એકદમ ધસી જવું જોઇતું હતું; અને દૈવ જે આપતો તૈયાર કરવું હતું તે માટે તેને પોતાની જવાંમર્દીભરી સિપાહગિરિથી શરમાવવું જોઇતું હતું.

પણ તે આથી જુદી જ રીતે વર્ત્યો. લેમેકસે દરખાસ્ત મુકી કે સાઇરેક્યૂસના સમીપમાં નાંગરી, તેની દિવાલો આગળ યુદ્ધ કરવું; એલ્કિબિએડિસે એવું મત આપ્યું કે સાઇરેક્યૂસ તાબેનાં નગરોને પ્રથમ જીતી લેવાં અને પછી એ મુખ્ય શત્રુ સામે લ્હડવું: પણ નિકિઅસ આ બન્ને યોજનાની સામે થયો. તેનો મત તો સિસિલીની ચારે બાજુએ ફરી, પોતાનો કાફલો કેવો સમર્થ છે એ દુશ્મનને બતાવીને અને ઇજેસ્ટાની મદદ માટે એક ટુકડી રાખીને પાછા એથન્સ ચાલ્યા જવાનો હતો. તેના આવા વિચારથી એ બન્ને સરદારોની બધી યોજનાઓ ભાગી પડી અને સિપાહો નાસીપાસ થઇ ગયા.

આ પછી તુરત એથીનિયનોએ એલ્કિબિએડિસ ઉપર કામ ચલાવવા તેને પાછો બોલાવ્યો. અને લેમેકસ રહ્યો, તોપણ એ નિકિઅસનો બરોબરીઓ નામનો જ હતો. નિકિઅસ મુખ્ય સેનાપતિ બની રહ્યો અને એણે વધારે વધારે વિલંબ કરવા માંડયો. કાફલો કંઈ કર્યા વગર ભપકામાં આમથી તેમ ફરવા લાગ્યો, કે નિકિઅસ ક્યાં જવું તેના, કે ગમે તેવા વિચારમાં મગ્ન હોય, તેટલો વખત એક સ્થળે પડી રહેવા લાગ્યો. તેના પોતાના લશ્કરનો જુસ્સો છેક જતો રહ્યો એટલું જ નહીં પણ તેમને જોઇ સિસિલિયનોને જે ધાસ્તી પ્રથમ પેદા થઇ હતી તે પણ ઉપડી ગઇ.

એલ્કિબિએડિસ હજી કાફલાની સાથે હતો તે દરમિયાન એથીનિયનો સાઠ બારકસો સાથે સાઇરેક્યૂસ સામે ચ્હડી ગયા, અને બંદરની સામે ઉભા રહી દશ બારકસોને બંદરમાં તેમણે તપાસ અર્થે મોકલ્યાં. આ કિલ્લાની પાસે જઇને ઉભાં અને એક દૂતે કાંઠે ઉતરી બધા લિઓન્ટાઇનોને સ્વદેશ પાછા કરવા આમંત્રણ કર્યું. આ દશ બારકસોએ સાઇરેક્યૂસનોતું એક વ્હાણ પકડયું. તેમાં સાઇરેક્યૂસના નાગરિકોનો ગોત્રવાર ખરડો હતો: જે હમેશ સાઇરેક્યૂસની બ્હાર આવેલાં ઝ્યુસનાં મંદિરમાં રહેતો; પણ વખતોવખત તેમાં સુધારાવધારા કરવા માટે, અને યુદ્ધ માટે શસ્ત્ર ધારણ કરી શકે એવા નાગરિકોની યાદી જ્યારે જોઇએ ત્યારે સંપૂર્ણ હોય તે માટે, સાઇરેક્યૂસમાં આણવામાં આવતો. આ ખરડો એથિનિયનો સરદારો પાસે લાવ્યા ત્યારે તેની અંદર ઘણાં નામ જોઇને શકુન જોનારાઓએ અપશકુન થયા માન્યા, અને તેમને વ્હેમ ગયો કે કદાચ 'એથીનિયનો સાઇરેક્યૂસવાસીઓને પકડશે' એ દૈવવાણી આ ખરડો પકડાવાથી જ વિરમી જાય. (પરંતુ એ ભવિષ્યવાણી ડાયોનનો વધ કરીને એથન્સવાસી કેલિપ્પસે સાઇરેક્યૂસ ઉપર પોતાની સત્તા બેસાડી તે વખતે ફળી એમ કહી શકાય.)

એલ્કિબિએડિસ થોડાં માણસો સાથે સિસિલીથી ગયો એટલે સમગ્રસત્તા નિકિઅસના હાથમાં આવી. લેમેકસ અડગ હિંમતવાળો અને કાબેલ હતો અને યુદ્ધ પ્રસંગે પોતાનો પંડ જોખમમાં નાખવા તત્પર હતો. પણ તે એટલો ગરીબ હતો કે જ્યારે જ્યારે તે પોતાના લશ્કરના ખર્ચનો હિસાબ આપતો ત્યારે ત્યારે તેમાં તેને પોતાનાં કપડાં પગરખાં આદિનું ખર્ચ પણ સામેલ કરવું પડતું. એથી ઉલટું નિકિઅસ તો અત્યંત તવંગર અને વગવાળો હતો, એટલે એના સદ્ગુણોને લીધે તેમ એ કારણથી પણ એની પ્રતિષ્ઠા ઘણી

ગીમાં મળી એક થઇ ગયા; તથા એ પ્રમાણે પોતે ઑસ્ટ્રાસિઝમમાંથી બચી જઇ હાઇપરબોલસને એ પ્રયોગ વડે દેશનિકાલની સજાએ પ્હોંચાડ્યો.

પરિણામ જણાયું ત્યારે પ્રથમ તો એથીનિયનો રાજી થયા અને હસવા લાગ્યા. પણ વિચાર કરતાં ઑસ્ટ્રાસિઝમનો પ્રયોગ જેને લાયક નહીં એવા તુચ્છ માણસ ઉપર થયો એથી તેમને ચિંતા થઇ. તેમના મત પ્રમાણે એ પ્રયોગમાં ગૌરવ હતું; થ્યુકિડિડિસ અને એરિસ્ટાઇડિસ જેવા અગ્રણીઓને એ પ્રયોગથી દેશનિકાલી મળે એ યોગ્ય હતું. પણ હાઇપરબોલસ જેવો પણ એજ રીતે દેશનિકાલ થઇ સ્વદેશ ભક્તોમાંના સૌથી વધારે નામાંકિત પુરષોની હારમાં બેસવા પામે એમાં તેમને એ પ્રયોગની અધોગતિ જ થઇ લાગી. આવા આશયથી જ હાસ્યરસ કવિ પ્લેટો લખે છે કે, "બેશક એના ગુનાહો માટે એને સજા થવી જોઇતી હતી, પણ તે એને થઈ તેના કરતાં જુદી જ જાતની. 'ઑસ્ટ્રેકોન' (ઠીકરૂં) એવા નીચનું નામ લખવા માટે ન હતું."

આ બનાવ પછી એ પ્રયોગનો ઉપયોગ બંધ પડી ગયો. ટાયરંટ હિપ્પાર્કસનો સગો હિપ્પાર્કસ કોલેર્ગિયન ઑસ્ટ્રાસિઝમથી સૌથી પ્હેલો દેશનિકાલ થયેલો, અને આ હાઇપરબોલસ છેલ્લો. દૈવની ઘટના કેવી અગમ્ય છે તે આ બનાવ ઠીક બતાવી આપે છે. જો નિકિઅસે ઑસ્ટ્રાસિઝમથી દેશનિકાલ થવાનું જોખમ ખેડ્યું હોત તો કાં તો તે એલ્કિબિએડિસને દેશનિકાલ કરી શકત, એટલે પછી એથન્સમાં નિરાંતે અમલ ચલાવત; કે કાં તો એ પોતે દેશનિકાલ થઈ જાત, એટલે સિસિલિયન ચ્હડાઇના દુઃખદાયક કમનસીબમાંથી એ ઉગરી જાત, અને શાણા અને કસાયેલા સરદાર તરીકેની તેની ખ્યાતિ જળવાઇ રહેત. (થીઓફ્રેસ્ટસ લખે છે કે હાઇપરબોલસ ફીએક્સ* અને એલ્કિબિએડિસના વિરોધનો ભોગ થઈ પડ્યો, પણ ઘણાખરા ઇતિહાસકો મ્હેં ઉપર આપ્યું છે તેવું બયાન કરે છે.)

આ અરસામાં ઇજેસ્ટા અને લીઓન્ટિઅમ-વાસીઓએ એથન્સ એલચી મોકલ્યા અને તેમને સિસિલી ઉપર ચ્હડાઈ કરવા વિનવ્યા. નિકિઅસ એની સામે થયો, પણ એલ્કિબિએડિસનાં વગ અને લોભ આગળ એનું ન ચાલ્યું. એલ્કિબિએડિસના બાપણોએ આ સમય પ્હેલાં પણ એથીનિયનોના મન ઉપર એવી અસર કરી મુકી હતી, અને ખોટી આશાઓના મોહમાં તેમને એટલા તો નાંખી દીધા હતા કે જુવાનો કસરતશાલાઓમાં અને મોટા એથીનિયનો દુકાને, બજારમાં, અને જ્યાં જ્યાં ભેગા થતાં ત્યાં ત્યાં સિસિલીના નકશા જ કહાડ્યા કરતા, તથા ત્યાં જતાં રસ્તે આવતાં સ્થલો, દરિયો, સામો આફ્રિકાનો કાંઠો વગેરે વિષે જ વાતો કર્યા કરતા. અત્યારથી તેઓ સિસિલી જાણે જીતાઈ ગયું હોય

---

* ફીએક્સ "એલ્કિબિએડિસ રાજ્યકાર્યમાં ભાગ લેવા માંડ્યો કે થોડીવારમાં તે માત્ર બે અગ્રણીઓ સિવાય બીજા સર્વ કરતાં ચ્હડતો જણાયો. એ બે નિકિઅસ અને ઇરેસિસ્ટ્રેટસ પુત્ર ફીએક્સ હતા. નિકિઅસ પુખ્ત વયનો હતો અને તે વખતે એથન્સનો સૌથી વધારે પંકાયલો અગ્રણી અને સેનાપતિ હતો. ફીએક્સ એલ્કિબિએડિસની માફક જુવાન હતો અને અગ્રણી તરીકેની નામના મેળવતો આવતો હતો. એ પણ ખાનદાન કુળનો હતો. પણ એલ્કિબિએડિસથી ઘણી વાતે ઉતરતો હતો; તેમાં મુખ્યત્વે કરીને વક્તૃત્વશક્તિમાં સુપેલિસ તેને "ખાનગી વાતચિતમાં શ્રેષ્ઠ અને જાહેર કરવામાં કનિષ્ઠ" કહે છે. પ્લુટાર્કનું એલ્કિબિએડિસનું ચરિત્ર.

એમ ત્યાં કાયમ થાણાં રાખી ત્યાંથી કાર્થેજ, આફ્રિકા, અને હર્ક્યુલિસના સ્તંભ સુધીના પ્રદેશો તથા દરિયા કયારે અને કઇ રીતે હસ્તગત કરવા એવા એવા તર્કો કરતા હતા.

આ લ્હડાઇ કરવાનું તેમણે માત્ર નક્કી કરી લીધું હતું એટલે તેમને પ્રતિકૂલ વિચાર દર્શાવનારા અમીરી કે સામાન્ય વર્ગમાંથી થોડા નીકળ્યા. તદંતર વર્મને પોતે પોતાના ખરા વિચાર દર્શાવે તો હિચકારામાં, કે લડાયક બારકસોના ખર્ચનો જે હિસ્સો પોતાને આપે પડે તેથી હઠી જનારા લોભીમાં, ખપી જવાની ધાસ્તી હતી; એટલે તે ચુપચુપ બેસી રહ્યા. નિકિઅસે એ લ્હડાઇ ન થવા દેવા માટે અથાક મહેનત લીધી; અને લ્હડાઇ કરવી એવો ઠરાવ થઇ ગયો; અને તે માટે તેને, એલ્કિબિએડિસ અને લેમેકસ સાથે સેનાપતિ નીમવામાં આવ્યો તોપણ એણે પોતાનો વિરોધ છોડયો નહીં; જો કે આ સેનાપતિઓની નીમણુકમાં એ સૌથી વધારે મતે ચૂંટાયો હતો. આ ઠરાવો થયા પછીની પહેલી નાગરિકસભામાં તે પાછો ઉભો થયો. અને એથીનિયનોનો લ્હડાઇનો વિચાર માંડી વાળવા તથા એ વિષે તેમણે કરેલા ઠરાવ ફેરવવા સમજાવવા લાગ્યો. પોતાના ભાષણને અંતે તેણે એલ્કિબિએડિસ ઉપર આરોપ મુકયો કે એતો માત્ર પોતાના લાભ અને યશની ખાતર રાજ્યને આવા દૂરના અને ભયંકર વિગ્રહમાં ઉતારે છે; પણ તેની દલીલોથી કંઇ વળ્યું નહીં. એથીનિયનોને આવા મોટા કામમાં એના જેવા અનુભવી સેનાપતિની અગત્ય લાગી, અને વળી તેમણે ધાર્યું કે એની સાવચેતી, એલ્કિબિએડિસનો આવેશ, અને લેમેકસની હિંમત એ ત્રણના સંયોગથી નક્કી વિજય મળશે. એટલે તેમણે પોતાના આગલા ઠરાવો બહાલ રાખ્યા. અને સિસિલી ઉપર લ્હડાઇ કરવા માટે લોકોને ઉશ્કેરનારામાં સૌથી વધારે આગળ પડતા વક્તા ડેમસ્ટ્રેટસે નવી સૂચના કરી કે "આપણે નિકિઅસની તમામ આનાકાની દૂર કરવા આ ત્રણ સેનાપતિઓને આજથી જ કામે લાગી જવા હુકમ કરવો, અને તેમને એથન્સમાં તેમ બ્હાર, ધ્યાનમાં આવે તે યોજનાઓ ઘડવાની, અને તે અમલમાં મુકવાની કુલ સત્તા આપવી;" અને તે સભાએ તુરત સ્વીકારી.

કહે છે કે ધર્મગુરુઓ આ લ્હડાઇની તદ્દન વિરુદ્ધ હતા. પણ એલ્કિબિએડિસે તેમની સામે બીજા ભવિષ્ય વર્તનારાઓ યોજ્યા અને તે કહેવા લાગ્યો કે એથન્સ સિસિલીમાં ઘણી કીર્તિ મેળવશે એ મતલબની ઘણી પ્રાચીન દેવવાણીઓ છે. વળી જ્યુપિટર એમનને પૃચ્છા કરવા ગયેલા દૂતો જવાબ લાવ્યા કે એથીનિયનો બધા સાઇરેક્યૂસનોને પકડી લેશે.

જે એથીનિયનોની જાણમાં ગેરલાભ થાય એવી ભવિષ્યવાણીઓ કે અપશકુનો આવ્યાં તેઓ પોતાના સ્વદેશીઓ આટલા ઉમંગથી જે મહત્કાર્ય આદરતા હતા તેમાં અમંગલ ઉચ્ચાર ન થાય એવા હેતુથી છાનામાના બેસી રહ્યા. અને એથીનિયનોના મન ઉપર સસ્પષ્ટ અને દેખીતી દૈવી ચેતવણીઓની કંઈ અસર ન થઇ ત્યાં એ બોલ્યા હોત તોપણ કોણ સાંભળત! આ ચોખ્ખી નિશાનીઓ નીચે પ્રમાણે હતી.

ઇગિયસની શાખાએ સ્થાપેલી એન્ડોકાઇડિસના ઘર સામેની મર્ક્યુરિની એક મૂર્તિ શિવાય એથન્સમાંની બીજી બધી મર્ક્યુરિની મૂર્તિઓનાં માથાં એક રાતમાં કપાઈ ગયાં. બાર દેવોના સ્થાનક ઉપર ચ્હડી જઈ એક માણસ પોતાને હાથે પત્થર વાપરીને નપુંસક બન્યો.-ડેલ્ફીના મંદિરમાં પેલાસ એથીનીની, ઇરાનીઓ ઉપર મેળવેલા વિજયના સ્મરણમાં એથીનિયનોએ પિત્તળના તાડવૃક્ષની ભૂમિકા ઉપર સ્થાપેલી, સોનાની પ્રતિમા હતી; કેટલાક

હતી. કહે છે કે એક પ્રસંગે સરદારોના મંડળમાં નિકિઅસે સોફોક્લિસ કવિને કહ્યું "તમે સૌથી મોટા છો માટે પ્રથમ તમે પ્રથમ મત આપો." ત્યારે સોફોક્લિસે જવાબ દીધો "હું ઉમરમાં મોટો છું પણ તમે પદવીમાં મોટા છો." મનસબ કે લેમેકસ નિકિઅસથી ઉતરતા દરજ્જાનો થઇ રહ્યો. અને નિકિઅસની હીસ અને બ્હીક વધતાં ગયાં. પ્રથમ તેણે દુશ્મનથી દૂર દૂર રહીને ટાપુની પ્રદક્ષિણા કરી, જેથી દુશ્મનને ઉલટી હિંમત આવી. પછી તેણે હીબ્લાના ન્હાના ગામને ઘેરો ઘાલ્યો. એ પણ તેણે સર ન કર્યું એટલે તેનો સર્વત્ર તુચ્છકાર થઈ રહ્યો. પછી વિદેશીઓ તાબેના હિક્કાગ નામના એક નજીવા સ્થલનો નાશ કરવા ઉપરાંત કશું ઉકાળ્યા વગર તે કેટાના જઈને બેઠો. (કહે છે કે હિક્કાગના નાશ વખતે વેચાયેલા બંદીવાનોમાં એક છોકરી હતી, જે પાછળથી ગ્રીસમાં લેઇસ નામની ગણિકા તરીકે તેની ખુબસુરતી માટે જાણીતી થઈ હતી.)

ઉન્હાળો ઉતરવા આવ્યો ત્યારે તેને ખબર મળ્યા કે સાઇરેક્યુસનો બહુ હિંમતમાં આવ્યા છે અને તેના ઉપર હુમલો કરવાની તૈયારી કરે છે. અને સાઇરેક્યુસના લશ્કરના કેટલાક ઘોડેસવાર સિપાહો એથીનિયન છાવણીને ફરતી ખાઇ સુધી આવીને પૂછવા લાગ્યા કે "તમે લીઓન્ટાઇનોને પાછા પોતાના નગરમાં વસાવવા માટે અહીં આવ્યા છો, કે પોતે જ કેટાના પચાવી પડી અહીં વસવા આવ્યા છો?" આખરે નિકિઅસે ઘણી આનાકાનીથી સાઇરેક્યુસ સામે હંકારી જવાનો ઠરાવ કર્યો. પોતાની ધારણામાં ફાવવા માટે તેણે કેટાનાના એક માણસને આગળથી સાઇરેક્યુસ મોકલ્યો, અને તેને શીખવ્યું કે તેણે એથીનિયનોથી ન્હાસી આવેલો હોવાનો ઢોંગ કરી સાઇરેક્યુસનોને કહેવું કે કેટાનામાં એથીનિયનો બધો વખત કિલ્લાની અંદર ગાળે છે, અને કેટાનાવાસીઓમાંથી ઘણા તેમનાથી બેદિલ થઇ ગયા છે; એટલે સાઇરેક્યુસનો ત્યાં જશે તો તેઓ તેમને એથીનિયન બારકમો બાળી મુકવામાં અને એથીનિયનોને કિલ્લામાં ઘેરી લેવામાં મદદ કરશે. વળી કેટાનાવાસીઓની બધી તૈયારી અમુક દિવસ સુધીમાં પૂરી થઇ જશે માટે સાઇરેક્યુસનોએ એ દિવસે લગભગ ત્યાં પ્હોંચી જવું; અને કેટાનાવાસીઓ બહુ આતુરતાથી તેમની રાહ જુવે છે.

સિસિલીમાં સરદાર તરીકે આ નિકિઅસનું ઉત્તમ કામ હતું. આ છળથી સાઇરેક્યુસન લશ્કરને સાઇરેક્યુસમાંથી ખશેડીને તે નગર લગભગ બચાવ વગરનું થયું ત્યાં એ હંકારી જઇને ત્યાં પ્હોંચ્યો અને સાઇરેક્યુસનાં બંદરો હાથ કરીને પોતાનું નૌકાબળ સૌથી વધારે સારી રીતે વાપરી શકાય તથા શત્રુનું બળ, જે મોટે ભાગે લશ્કરી હતું, તે સૌથી ઓછી ઇજા કરી શકે એવા સ્થલમાં છાવણી નાખી પડ્યો.

સાઇરેક્યુસન લશ્કર કેટાનાથી પાછું આવ્યું એટલે કિલ્લા આગળ વ્યૂહમાં ગોઠવાઇ ઉભું, અને નિકિઅસે યુદ્ધ કરી તેને હરાવ્યું. પણ સાઇરેક્યુસન ઘોડેસવાર લશ્કરે પાયદલનું રક્ષણ કર્યું એટલે તેમને ઘણું નુકસાન થયું નહીં. વળી નિકિઅસે નદી ઉપરના બધા પુલ તોડી નાંખ્યા હતા એ ઉપરથી હર્મોક્રેટિસ સાઇરેક્યુસનોને ઉત્તેજન આપતાં કહી શક્યો કે "જુવો તો ખરા! નિકિઅસ આવ્યો છે યુદ્ધ કરવા, પણ એ પુલો તોડે છે અને બે લશ્કરો સામસામા કેમ ન ભેટે એવા ઉપાયો યોજે છે!" પરંતુ સાઇરેક્યુસનોનો

ગભરાટ એટલે બધો હતો કે તેમના પદર સેનાપતિ ઉપરાંત પણ તેમણે બીજા ત્રણ નીમ્યા, અને લોકોએ સોગન લઇ સેનાપતિઓને કુલ અખતિયાર સોંપ્યો.

એથીનિયનોની છાવણી પાસે ઓલિમ્પિયસ ઝ્યુસનુ મંદિર હતું તે એથીનિયનો લઇ લેવા ઇચ્છતા હતા; કેમકે તેમાં ભેટમાં આવેલાં સોનારૂપાનાં કિંમતી વાસણો વગેરેનો મોટો જથ્થો હતો. નિકિઅસે જાણી જોઇને હુમલો કરવામાં અતિ વિલંબ કર્યો, અને સાઇરેક્યુસનોનું રક્ષકસૈન્ય તેમાં દાખલ થઇ ગયું તેને પણ અટકાવ્યું નહીં; આ તેણે એવા વિચારથી કર્યું કે લૂટથી કંઇ જાહેર લાભ થવાનો ન હતો અને દેવસ્થાન લૂટયાની બધી નામોશી પોતાને માથે જ આવત.

નિકિઅસના વિજયની ખબર આખા સિસિલીમાં પ્રસરી ગઇ, પણ નિકિઅસે પોતે તેનો કશો લાભ લીધો નહીં. તે તો પાછો ફરી નેક્સોસ ગયો અને શીયાળામાં ત્યાં જ રહ્યો. એટલે આવા મોટા લશ્કરને ઉભુ રાખવાનો મોટો ખર્ચ કર્યો છતાં તેણે તેનો કંઇ લાભ ન મેળવ્યો. વળી સિસિલીઅનોમાંથી એને બહુ થોડા આવી મળ્યા. સાઇરેક્યુસનો પણ પાછા હિંમતમાં આવ્યા અને તેમણે કેટાના ઉપર બીજી ચ્હડાઇ કરી મુલક રંજાડયો અને એથીનિયનોની છાવણીને બાળી મુકી. આખી દુનિયા નિકિઅસને દોષ દેવા લાગી કે, તેની ઢીલ, તેની બેહદ સાવચેતી, અને તેની લાંબી ઘડભાંગથી તે ચાંપતા ઉપાય લેવાનો સમય ગુમાવતો હતો. પરંતુ તે જ્યારે પણ કંઇ ડગલું ભરવાના ઠરાવ ઉપર આવતો ત્યારે એ ઠરાવને અમલમાં મુકવામાં એનો કશો દોષ કઢાય એમ નહતું. કેમકે વિચાર દરમિયાનની તેની ઢીલ અને બ્હીકણતાના જેટલી જ કામ વખતે તેની હિંમત અને બાહોશી હતી.

સાઇરેક્યુસ ઉપર ધરી ચ્હડી જવાના ઠરાવ ઉપર આવ્યો ત્યારે તેણે પોતાની હીલચાલોમાં એટલી ઝડપ સાવધાની અને કાબેલિયત વાપરી કે થેપ્સોસનો દ્વીપકલ્પ હાથ કરી ત્યાં લશ્કર ઉતારીને એપિપોલીનુ ડુંગરી ચોગાન તેણે દબાવ્યુ ત્યારે જ શત્રુને તેના આવી પ્હોચ્યાની જાણ થવા પામી. આ પ્રસંગે તેણે એપિપોલીના કિલ્લાના રક્ષકસૈન્યને મદદ કરવા આવેલી ટુકડીને હરાવી અને ત્રણસો સિપાહી કેદ પકડયા, તેમ અજીત ગણાયેલા સાઇરેક્યુસન રસાલાને પણ હરાવ્યો.

પણ સિસિલીઅનોને આશ્ચર્યમા નાખ્યા અને ગ્રીકો તો પ્રથમ માની પણ ન શક્યા એવું એનુ પરાક્રમ તે એણે સાઇરેક્યુસ જેવા જંગી નગરની આસપાસ બહુ થોડા વખતમાં દિવાલ ઉભી કરી દીધી એ હતુ. સાઇરેક્યુસનો વિસ્તાર એથેન્સથી ન્હાનો ન હતો એટલુ જ નહીં પણ તે ઉચીનીચી જમીન ઉપર આવેલુ હોવાથી તેની આસપાસ ઘેરાની દિવાલ નાખવાનુ કામ વધારે અઘરૂ હતુ. વળી દરિયો પાસે હતો અને એક તરફની જમીન બહુ ભેજવાળી અને માણસને ગળી જાય એવી હતી એ પણ દિવાલ ચણવાના કામમાં મોટી મુશ્કેલીઓ હતી. આમા એ પણ ઉમેરવું જોઇએ કે આ મહાભારત કામ કરનાર સેનાપતિની પોતાની તબિયત સારી રહેતી નહીં. તેને પથરીનો મહારોગ લાગેલો હતો, અને દિવાલ તદ્દન પૂરી ન થઇ તેનુ કારણ આ હતુ. આ અને બીજી બાબતોમાં હું તો સેનાપતિની કાળજી અને તેના સિપાહીની હુશાથી હારે નહીં એવી હિંમ-

તનાં જેટલાં વખાણ કરીએ તેટલાં ઓછાં ગણું છું. તેઓ હાર્યા અને પડ્યા તે પછી યુરિપિડિસે તેમના સ્મરણમાં નીચેનો લેખ રચ્યોઃ

" પક્ષપાતી થયા દેવો તે પ્હેલાં આઠ વાર આ
સૈરેક્યૂસ હરાવીને સુભટો જયકીર્તિ વર્યા. "

ખરું જોતાં દેવો કે દૈવ પ્રતિકૂલ થયાં તે પ્હેલાં એથીનિયનોએ સાઇરેક્યૂસનો આ-ઠથી પણ વધારે વિજયો મેળવ્યા અને પ્રબલતાના ઉન્નતિ-શિખરે પ્હોંચ્યા. નિકિઅસ પોતાનું તન ચાલતું ન હતું તોપણ મનોબલથી દરેક યુદ્ધમાં જાતે હાજર રહેતો. પણ જ્યારે તેની પીડા વધી જતી ત્યારે તેને છાવણીમાં પથારીવશ રહેવું પડતું.

દરમિયાન એથીનિયનો દિવાલ ચણતા હતા તે પૂરી ન થવા દેવા સાઇરેક્યૂસનો આડી દિવાલ ચણતા હતા. ત્યાં આગળ યુદ્ધ થયું તેમાં લેમેકસ એકલો હાજર હતો. એમાં એ-થીનિયનો છતા પણ પછી દુશ્મનની પાછળ પડવામાં અવ્યવસ્થિત થઇ ગયા. લેમેકસ સિપાહોથી છુટો પડી ગયો અને સાઇરેક્યૂસ ઘોડેસવારો ધસી આવ્યા. એમનો કેલિક્રેટિસ નામનો સરદાર બહાદુર અને કાબેલ હતો. લેમેકસની અને એની વચ્ચે દ્વંદ્વ-યુદ્ધ થયુ તેમાં પ્હેલો ઘા લેમેકસને વાગ્યો એટલે લેમેકસે સામો એવો ઘા કર્યો કે બન્ને સાથે પડ્યા અને સાથે મુવા. સાઇરેક્યૂસન ઘોડેસવારો એનુ શબ અને શસ્ત્ર લઇ ગયા ને તુરત તેઓ પૂરા વેગથી એથીનિયનોની દિવાલના એક ભાગ ઉપર ચ્હડી આવ્યા. ત્યાં આગળ નિકિઅસ પડ્યો હતો અને બહુ થોડાં માણસો હતાં. નિકિઅસ બચવાનું મહત્ત્વ જોઇ જેમ તેમ પથારીમાંથી ઉઠ્યો અને ત્યાં દિવાલ પાસે પથરો ફેંકવાનાં અને બીજાં યંત્રો, અને લક્કડ વગેરે પડ્યાં હતાં તે બધાને એકદમ પોતાનાં માણસો પાસે આગ લગડાવી દીધી. આગ એકદમ વધી અને એ જોઇને સાઇરેક્યૂસનો પાછા ફર્યા એ-ટલે આ રીતે નિકિઅસ, એથીનિયનોની દિવાલ, તેમની તીજોરી એ બધું ઉગર્યું.

હવે નિકિઅસ એકલો સેનાપતિ રહ્યો અને ફત્તેહ મળવાનાં સારાં ચિન્હ જણાવા લાગ્યાં, કેમકે સિસિલીના શેહેરો એથન્સના પક્ષમાં આવવા લાગ્યાં, અને બળિયાની કુમકે સૌ આવે તેમ ઠેકઠેકાણેથી દાણદુણીનાં ભરેલાં વ્હાણો આવતાં ગયાં. વળી સાઇરેક્યૂસનોમાંથી વધારે વખત બચાવ કરી શકવાની આશા ધરતાં શરણે આવવાની દરખાસ્તો આવવા લાગી. સાઇરેક્યૂસથી આધે તો એથન્સના વિજયની વાત એવા વધારેલા રૂપમાં થવા લાગી કે સાઇરેક્યૂસનોની મદદે આઇલિપ્પસ થોડાં બારકસો સાથે સ્પાર્ટાથી આવતો હતો તેણે એ સાંભળતાં ધાર્યું કે એથીનિયનોની દિવાલને લીધે સાઇરેક્યૂસમાં પેસારો નહીં અને સિસિલીના આખા ટાપૂને પણ એથન્સના હાથમાં જતો અટકાવવાની આશા રહી ન હતી; તોપણ તેણે પોતાની સફર તજી દીધી નહીં તે ઇટલીનાં નગરોને બને તો એથન્સની આણ તળે આવતાં અટકાવવાને માટે જ. એથન્સ વિષે સર્વત્ર એવી વાત પ્રસરી રહી કે તેઓની આગળ કોઈ ટકી શકે એમ ન હતું અને તેમનો સેનાપતિ કાબેલ હતો તેટલો જ નમીબદાર ટોઈ અજીત હતો.

આ પ્રબલ અને વિજયથી નિકિઅસ પણ તેથી પ્રકૃતિવિરુદ્ધ ઉત્સાહી અને બેપરવા બન્યો અને સાઇરેક્યૂસથી તેને પાકી બાતમી મળી કે નગર શરણે આવવાની તૈયારીમાં છે એટલે તેણે આઇલિપ્પસ વિષે દરકાર કરી નહીં, અને એને કડી ઉતરતો અટકાવવા માટે

કશા ઉપાય લીધા નહીં. ગાઇલિપ્પસ સહીસલામત ઉતર્યો અને તેણે સાઇરેક્યૂસ તરફ આવતાં આવતાં સિપાહોની સારી સંખ્યા ભેગી કરી. સાઇરેક્યૂસનોને તેના સામીપ્યની ખબર જ ન હતી. એથીનિયનોની દિવાલનો બહુ થોડો ભાગ બાકી હતો, અને તે ચણી લેવાનાં બધાં સાધનો તે સ્થલે એકઠાં થઇ ચૂક્યાં હતાં. અને એક દિવસ સાઇરેક્યૂસનો સભામાં એકઠા મળી શી શરતો કરી શરણે જવું એ વિષે વિચાર કરતા હતા તથા કેટલાકનો મત એથીનિયનોની દિવાલ પૂરી થાય તે પ્હેલાં ગમે તે પ્રકારે વિગ્રહનો અંત આણવાનો હતો, ત્યાં આ અણીની ઘડીએ ગોન્ગાઇલસ કોરિન્થના એક વ્હાણમાં સિસિલી આવેલો સાઇરેક્યૂસમાં દાખલ થયો. એને જોઇને આખું નગર ઉત્કંઠિત થયું. એણે કહ્યું કે એમને મદદ કરવા ગાઇલિપ્પસ અને કેટલાંક વ્હાણો આવે છે અને બહુ જ પાસે આવી પ્હોંચ્યાં છે ત્યારે તેમનાથી એ વાત માની શકાઇ નહીં. પરંતુ ત્યાં ગાઇલિપ્પસનો એક દૂત પણ આવ્યો તે સંદેશો લાવ્યો કે સાઇરેક્યૂસન લશ્કરે ગાઇલિપ્પસને મળવા સામા આવવું. આથી તેઓનામાં એકદમ હિંમત આવી અને તેઓ શસ્ત્રાસ્ત્ર ધારણ કરી સજ્જ થયા. ગાઇલિપ્પસ આવ્યો એટલે તુરત એણે સાઇરેક્યૂસન લશ્કરને લડાઇ માટે દોર્યું. એથીનિયનોની દિવાલ આગળ બન્ને લશ્કર સામસામાં મળ્યાં, ત્યારે ગાઇલિપ્પસે સંદેશો મોકલ્યો કે એથીનિયનો સિસિલી છોડીને તુરત ચાલ્યા જતા હોય તો તેમને હરકત કરવામાં નહીં આવે. નિકિઅસે આ ઉદ્ધત વેણ સાંભળ્યું પણ નહીં, પણ કેટલાક એથીનિયન સિપાહો સાઇરેક્યૂસનોને તુચ્છકારતા બોલી ઉઠ્યા—"શું સ્પાર્ટાથી એક ઝભ્ભો અને સોટી આવી એમાં તમે ફુલાઇ ગયા ! હજુ તો અમે કાલે સ્હવારે ગાઇલિપ્પસ કરતાં સ્હડતા ત્રણસો સ્પાર્ટનોની બેડી ભાગીને તેમને તેમને ઘેર વિદાય કર્યા છે."

ટાઇમિઅસ એક સ્થલે લખે છે કે સાઇરેક્યૂસનોને ગાઇલિપ્પસમાં કંઇ વિશેષતા લાગી નહીં. અને થોડા વખતમાં જ તેમણે એનાં દ્રવ્યલોભ અને હલકાઇ જોઇ લીધાં; તેમ તેનો ઝભ્ભો અને જટા જોઇને એમને પ્રથમથી હસવું આવતું. પણ એ જ ઇતિહાસીક બીજે સ્થલે લખે છે કે ગાઇલિપ્પસ જ્યાં જ્યાં જતો ત્યાં ત્યાં તેની આસપાસ સાઇરેક્યૂસનો ઘુવડ પંખીની આસપાસ બીજાં પખીઓ ટોળે મળે તેમ વીંટળાઇ વળતા અને એ જ્યાં જતો ત્યાં પાછળ પાછળ જતા. આ બીજું વર્ણન જ ખરૂં છે. સાઇરેક્યૂસનોએ એની છડી અને ઝભ્ભામાં સ્પાર્ટન પ્રતાપનો પ્રભાવ દીઠો અને તેની સરદારી સ્વીકારી. થ્યુકિડિડિસ પણ લખે છે કે સિસિલીની સ્વતંત્રતા એક ગાઇલિપ્પસને લીધે જ બચી. ફાઇલિસ્ટસે આ સર્વ બનાવો નજરે જેયેલા હતા, અને તે સાઇરેક્યૂસનો નાગરિક હતો, તે પણ એમ જ લખે છે.

પ્હેલાં યુદ્ધમાં એથીનિયનો છત્યા અને તેમણે કેટલાક સાઇરેક્યૂસનોને કાપી નાખ્યા. કોરિન્થનો ગોન્ગાઇલસ આ યુદ્ધમાં પડ્યો. પણ બીજે દિવસે જ સેનાપતિનો અનુભવ શું કરી શકે છે તે ગાઇલિપ્પસે બતાવી આપ્યું. એનાં એ જ પાયદલ હયદલ વડે અને એ જ સ્થલે તે ફરી લડ્યો પણ પોતાના લશ્કરને જુદા વ્યૂહમાં ગોઠવીને એણે એથીનિયનોને હરાવી તેમની છાવણી સુધી ન્હસાડ્યા તથા પોતાની દિવાલ ચણવા માટે એથીનિયનોએ જે સાધનો એકઠાં કર્યાં હતાં, તે પડાવી લઈ, તે વડે પોતાની આડી દિવાલ એવી રીતે વધારી કે એથીનિયનો બીજાં યુદ્ધમાં છતે તોપણ તેથી તેમને કંઇ લાભ થાય નહીં.

આ જીતથી કર્કેરાઇને સાઇરેક્યુસનોએ કેટલાંક બારકસો તૈયાર કર્યાં, અને કિલ્લા બ્હાર ટુકડીઓ મોકલતા રહી ઘણા બંદીવાનો પકડ્યા. વળી ગાઇલિપ્પસે જાતે સિસિલીનાં બીજાં નગરોને વિનંતિ કરી અને તેઓએ એને માન આપી સાઇરેક્યુસને બનતી મદદ મોકલી. નિકિઅસ પાછો પોતાની આગલી નાસીપાસી અને વહેલી ઢીલમાં પડ્યો અને ફરી ગયેલી સ્થિતિના ખબર એથન્સ લખીને જણાવ્યું કે "આ લશ્કરને પાછું બોલાવી લ્યો કે એમ નહીં તો બીજું મોકલો; અને મ્હારૂં શરીર નંખાઈ ગયું છે એટલે ગમે તે કરો પણ મને આ સરદારીમાંથી છૂટો કરવાની મહેરબાની કરો."

એથીનિયનો બીજું લશ્કર મોકલવાનો ઇરાદો કરતા જ હતા, પણ અત્યાર સુધી નિકિઅસનાં નસીબ અને વિજયોને લીધે ઇર્ષ્યાથી વિલંબ થયા કરતો હતો. પણ હવે તેમણે ઉતાવળ કરી અને ઠરાવ કર્યો કે વસંત ઋતુમાં એક મોટો કાફલો મોકલવો, તે સાથે ડિમોસ્થનિસને સરદાર તરીકે મોકલવો. અને યુરાઇમેડોનને શીયાળો પૂરો થવાની રાહ જોયા વગર સિપાહોનો પગાર ચૂકવવા વગેરે માટેનાં દ્રવ્ય સહિત એકદમ મોકલવો અને તેણે નિકિઅસને જણાવવું કે પ્રજાએ એના લશ્કરમાંના એના હાથ નીચેના યુંન્થાડિમસ અને મિનેન્ડરને એના મદદગાર સેનાપતિઓ તરીકે પસંદ કર્યા છે.

દરમિયાન નિકિઅસના સૈન્ય તેમ જ કાફલા ઉપર એક વખતે હુમલો કરવામાં આવ્યો. શરૂઆતમાં એના કાફલાનો એક ભાગ હાર્યો; પણ જલયુદ્ધમાં આખરે એણે વિજય મેળવ્યો તથા દુશ્મનના ઘણાં વ્હાણોને ડુબાડ્યાં. પરંતુ તેનાથી તેની જમીન ઉપરની સેનાને મદદ પ્હોંચાડી શકાઇ નહીં: અને ગાઇલિપ્પસે એકાએક ધસી જઇ એનો પ્લેમાઇરિયમનો કિલ્લો લઇ લીધો એટલે એથીનિયનોએ લશ્કર અને વ્હાણો માટેનો બધો સરંજામ અને તેમની તીજોરીનો મોટો ભાગ એના હાથમાં આવ્યો. કિલ્લાનું રક્ષકસૈન્ય કપાઇ ગયું કે કેદ પકડાયું. અને નિકિઅસને પ્લેમાઇરિયમ જતાં દરિયા માર્ગે સરસામાન મેળવવા માટે દર વખતે દુશ્મનના બારકસો સાથે યુદ્ધ કરવાની ફરજ પડવા માંડી. કેમકે એ કિલ્લાને જ તેણે પોતાનું થાણું બનાવ્યું અને તેના આશ્રય નીચે પોતાનાં બારકસો રાખી અંદરની અંદર આવવાના રસ્તા ઉપર ચોકી બેસાડી.

વળી સાઇરેક્યુસનો જલયુદ્ધમાં હાર્યા તેથી પણ નાહિંમત ન થયા, કેમકે એ હાર તેમને પોતાની એથીનિયનોની પાછળ પડવામાં થઇ ગયેલી અવ્યવસ્થાને લીધે ખમવી પડેલી લાગી. એટલે તેમણે ફરીથી યુદ્ધ કરવા માટે એક જંગી કાફલો તૈયાર કર્યો. પરંતુ ડિમોસ્થનિસ નવો મોટો કાફલો અને નવું સૈન્ય લઇને આવતો હતો એટલે તે આવી પ્હોંચે તે પ્હેલાં પોતાના નિર્બલ સૈન્યથી લડવું નિકિઅસને યોગ્ય ન લાગ્યું.

પણ મિનેન્ડર અને યુથાડિમસને નિકિઅસ અને ડિમોસ્થનિસની અદેખાઇ હતી અને છેલ્લો આવી પ્હોંચે તે પ્હેલાં પરાક્રમ કરવાનો લોભ હતો. તેમણે કહ્યું કે સાઇરેક્યુસના કાફલાની જરા પણ બ્હીક દેખાડીએ તો એથન્સની ઉજ્જ્વલ કીર્તિને કલંક લાગે એટલે એ બન્નેએ નિકિઅસના મતથી ઉલટો મત આપી યુદ્ધ કર્યું. સાઇરેક્યુસના કાફલામાં કૉરિન્થવાસી એરિસ્ટોન હતો; તે નૌકાયુદ્ધમાં કુશલ હતો; અને એની એક યુક્તિથી એથીનિયનોની હાર થઈ. એથીનિયનોની ડાબી પાંખ સજ્જડ હારી અને તેમનાં ઘણાં

માણસ કપાઇ ગયા નિકિઅસની મુઝવણનો પાર ન રહ્યો તે કહેવા લાગ્યો કે "હું એકલો સેનાપતિ હતો ત્યારે દુર્દૈવથી હાર્યો અને હવે આ મ્હારા સાથીઓની ઉધ્ધતાઇથી હાર્યો".

એટલામાં ડિમોસ્થનિસનો સમર્થ, અને દુશ્મન ડરી જાય એવો ભવ્ય, કાફલો આવી પ્હોચ્યો. એની નાવે તોતેર બાન્ડસ અને પાંચ હજાર બખ્તરી પાયદલ આવ્યા, તે ઉપ-રાંત તીરંદાજ, ગોફણિયા વગેરે થઇને ત્રણ હજાર આવ્યા તેમના બખ્તરો ઝળકી રહ્યા, નાવટા કન્કરી રહ્યા, અને વ્હાણોની ચાવ અનેક રંગિત આકૃતિઓની ભભકથી ઉડીને આખમાં આવી રહી કાફલો હાનબદ્ધ બ્યહમાં વાજતે ગાજતે લડાયક નાદ કરતો મોટા દબદબાથી સાઇરેક્યુસના બાનામાં પેઠે અને સાઇરેક્યુસનો શેહ ખાઇ ગયા

સાઇરેક્યુસનો પાછા નાસીપાસીની અણી ઉપર આવ્યા તેમણે ધાર્યું કે તેમના દુ:ખનો છેડો આવશે જ નહીં, તેમણે જે જાનખુવારી વેઠી તે એળે ગઇ અને બધી મહેનત અને લડાઇ નવેસરથી કરવાની રહી પણ આ નવુ લશ્કર આવ્યાથી નિકિઅસને જે આનંદ થયો તે બહુ ટુકા મુદ્દત રહ્યો એની અને ડિમોસ્થનિસની પ્હેલી મુલાકાતમાં ડિમોસ્થનિસે વિચાર બતાવ્યો કે "આપણે તુરત હુમલો કરવો એટલે સાઇરેક્યુસને એક તરફ જીતી લઇ મોટો યશ મેળવી એથન્સ જવાય' નિકિઅસ તેના સાહસ અને અવિ-ચારથી આશ્ચર્ય પામ્યો, અને બોલ્યો કે એવા મનસુબા ઘણા મારા અત્યંત જોખમ ભરેલા છે અને એમ કરવાની જરૂર પણ નથી સાઇરેક્યુસનોને વિગ્રહ લબાવાથી હાનિ છે તેમની પાસે પૂરતુ નાણુ નથી, અને તેમના મદદગારો તેમને અને તેમના પક્ષને બહુ વખત સુધી વળગી રહે એવા નથી તેનબથી એઓ ભીડમાં આવશે અને એમ થતા તેઓ પોતાની મેળે પ્રથમની માફક શરણે આવવાની શરતો પૂછતા આવશે સાઇરેક્યુસમાં કેટલાક માણસો ગુપ્ત રીતે નિકિઅસને મળી ગયેલા હતા અને તેઓ એને કહ્યા કરતા કે 'ધીરજ રાખો નાગરિકો લડાઇથી અને ગાદનિષ્પ્રસવી કંટાળતા જાય છે, અને જરાક વધારે મુઝાશે કે હથિયાર મુકી દેશે"

પણ આ સર્વે નિકિઅસ સ્પષ્ટતાથી કહી શક્યો નહીં એટલે એના ગોળ ગોળ વચ-નથી બીજા સેનાપતિઓને એના બોલવામાં એનુ બ્હીકણપણું જ લાગ્યુ તેઓએ ધાર્યું કે એ એની પ્રકૃતિ માફક સાવચેતી અને ઢીલની જ ભલામણ કરે છે, પણ એથી પ્હેલાં લશ્કરનો જુસ્સો મદ પડી ગયો હતો અને દુશ્મનની બ્હીક ભાગી ગઇ હતી. એટલે બીજા સર્વે સરદારો ડિમોસ્થનિસના મતના થયા અને નિકિઅસને પોતાના વાધા પાછા ખેંચી લેવા પડયા

ડિમોસ્થનિસે રાતમાં એપિપોલી ઉપર હુમલો કર્યો રક્ષકસૈન્ય અસાવધ હતું તેમાંના ઘણા જણ કપાઇ ગયા અને બીજા લડયા તેને એણે હરાવ્યા પણ ડિમોસ્થનિસ આગળ વધીને બીઓશિઅનોનો પડાવ હતો તેની ઉપર તૂટી પડયો એ સિપાહો હારબદ્ધ થઇ એથીનિયનો ઉપર ધસી આવ્યા અને તેમના સીધા ભાલા અને સિહનાદથી એથીનિયનો પાછા હઠયા અને ઘણા કપાઇ ગયા વળી આ હારથી એથીનિયન લશ્કરમાં બધે ગડબડ અને નાસ વર્તી રહી ન્હાસનારાઓ હારબદ્ધ થઇ આગળ વધનારાઓમાં દોડી આવ્યા અને તેમની હારો તૂટી ગઇ અંધારામાં મિત્ર કોણ અને શત્રુ કોણ તે સમજાયુ નહીં

અને ક્યાં જવું તે સુઝયું નહીં. ચંદ્ર અસ્ત થતો હતો એટલે તેનો નહીં જેવો પ્રકાશ અનેક વસ્તુના પડતા પડછાયામાં અને ચારે તરફ થતી હીલચાલમાં નકામો હતો. વળી ચંદ્ર એથીનિયનોની પાછળ હતો એટલે તેમના લાંબા ઓથા આગળ પડતા અને પોતાની સંખ્યા કેટલી હતી તે, કે પોતાનાં શસ્ત્રોનો ચળકાટ, તેઓ જોઇ શકતા નહીં, તથા શત્રુની ઢાલો વગેરેના ચળકાટથી તેઓ હતા તે કરતાં વધારે અને સંપૂર્ણ સજ્જ થયેલા જણાતા હતા. ટૂંકામાં, એથીનિયનો સજડ હાર્યા અને મૂઠીઓ વાળીને નાઠા. શત્રુ બધી બાજુથી તેમના ઉપર ધસી આવ્યો, અને કતલ ચાલી રહી. ઘણા પોતાના પક્ષના જ શસ્ત્રોથી કપાયા. કેટલાક દિવાલો અને ખડકો ઉપરથી પડી જઇને મુવા. ઘણા ખેતરોમાં વિખરાઇ ભૂલા પડી ગયા તેમને સ્હવારે સાઇરેક્યુસન ઘોડેસવારોએ ઠાર કર્યા. આ લડાઇમાં બે-હજાર એથીનિયનો પડ્યા અને શસ્ત્રાસ્ત્ર તો ઘણાં જ ગુમ થયાં.

નિકિઅસને ભય હતો જ કે આવું કંઇ થઇ બેસશે, પણ આ ઘા ઘણો સખ્ત વાગ્યો અને તેણે ડિમોસ્થનિસને તેના અવિચારી સાહસ માટે ઘણો ઠપકો આપ્યો. ડિમોસ્થનિસે પોતાનો બનતો બચાવ કર્યો પણ તે સાથે આગળ માટે અભિપ્રાય આપ્યો કે તેમણે વ્હાણમાં બેસી બનતી ત્વરાથી એથન્સ ચાલ્યા જવું. તેણે કહ્યું. "આટલા બલથી વિજય મેળવવાની કે એથન્સથી નવું લશ્કર આવે એ આશા ખોટી છે. વળી આપણે જીત્યા હોત, તોપણ આ સ્થલે રહેવું ખોટું છે; કેમકે અહીંના હવા પાણી સિપાહીઓને બારેમાસ નડે છે, અને આ ઋતુમાં તો ઘણાના જીવ લેશે." પાનખર ઋતુ બેસી ગઇ હતી, અને લશ્કરમાંના ઘણા માંદા હતા તથા કોઇમાં જુસ્સો ન હતો.

પણ નિકિઅસે પાછા ફરવાની વાત પર કાન માંડયો જ નહીં. તેને સાઇરેક્યુસનો જવા નહીં દે એવો ભય ન હતો પણ એથીનિયનો તહોમત મુકે અને સજા કરે તેનો ભય હતો. તે બોલ્યો કે "અહીં એકદમ ન્હાસવું પડે એવો કંઇ ભય હાલ દેખાતો નથી; અને એમ હોય તોપણ એથન્સમાં સ્વદેશીઓને હાથે મરવા કરતાં અહીં શત્રુને હાથે પડવું બેહતર છે." બાઇઝેન્શિયમના લોકોએ એક પ્રસંગે તેના સ્વદેશીઓને કહેલું કે "તમારી સાથે મરવા કરતાં તમારે હાથે મરવું બેહતર સમજું છું," એવો નિકિઅસનો મત ન હતો. હાલની છાવણીનું સ્થલ ફેરવવા માટે નિકિઅસે કહ્યું કે એ વિષે નિરાંતે વિચાર કરવો જોઇએ.

પોતાની પ્હેલી સૂચના હાનિકારક નીવડી હતી એટલે ડિમોસ્થનિસ વધારે બોલી શક્યો નહીં. અને નિકિઅસના મતમાં ભળવાનું બીજું કારણ એ હતું કે તેણે જોયું કે બીજાઓ પણ નિકિઅસને સાઇરેક્યુસમાંથી મળતી બાતમી ઉપર આધાર રાખતા હતા અને એ બાતમીને નિકિઅસ પાછા ફરવાની વિરુદ્ધ હોવાનું કારણ ગણતા હતા.

પરંતુ સાઇરેક્યુસનો નવી મદદ આવતી ગઇ તેમ તેમ વધારે બલવાન થતા ગયા અને માંદગીથી એથીનિયનોનું બલ ક્ષીણ થતું ગયું એટલે નિકિઅસે જ પોતાનો અભિપ્રાય ફેરવ્યો અને લશ્કરને વ્હાણમાં બેસી ઉપડી જવાનો હુકમ કર્યો.

બધી તૈયારીઓ થઇ ગઇ, અને શત્રુએ તેમની હીલચાલ ઉપર લક્ષ આપ્યું નહીં કેમકે એથીનિયનો ઉપડી જશે એમ તેઓએ ધાર્યું ન હતું. પરન્તુ જે રાતે કુચ કરવાની

હતી તે જ નાતે ચંદ્ર ગ્રહણ થયુ ને જોઇ અજ્ઞાનથી કે વ્હેમથી નિકિઅસના અને બધા-ના હોશ ઉડી ગયા સૂર્યગ્રહણ વિષે તો સામાન્ય લોક પણ જાણતા થઇ ગયા હતા કે તે સૂર્ય અને પૃથ્વીની વચમા ચંદ્ર ભીચી લીટીમા આવી જવાથી થતુ હતુ. પણ ચંદ્રગ્રહણ-મા પૃથ્વી અને ચંદ્રની વચમા શી વસ્તુ આવતી હતી કે એવુ શુ કારણ હતુ તેની કોઇને ગમ ન હતી. એટલે ચંદ્ર પૂર્ણ કળામા પ્રકાશતો હોય ત્યા એકદમ તેનુ તેજ હરાઈ જાય અને તે એક પછી એક જુદા જુદા રંગનો દેખાય એ દેખાવ તેમને વિચિત્ર અને ચમ-ત્કારિક લાગતો અને તેઓ ધારતા હતા કે એથી દેવો કોઇ મોટી આફતનુ સૂચન કરતા હોવા જોઇએ

ચંદ્રનો પ્રકાશ અને તેનુ ગ્રહણ કેવી રીતે થાય છે એ સમજાય એવી રીતે અને સ્પષ્ટતાથી પ્રથમ બતાવી આપનાર એનેક્ઝેગોરસ હતો પણ એ ફિલસુફ આગળી જ પેઢીનો હતો અને એનો ગ્રંથ થોડા માણસો પાસે જ હતો જેઓ તે બીજાને ઘણી સાવ-ધાનીથી અને અંદરની વસ્તુ ગુપ્ત રાખવાના સોગંદ લેવડાવીને જ આપતા લોકોને સૃષ્ટિ-વિજ્ઞાનના શાસ્ત્રીઓ ઉપર, અને તે સમયે ઉ કાનાદીઓ * કહેવાતા તે, એટલે ખગોળવેત્તાઓ, ઉપર અભાવ હતો, અને તેઓ આસમાનના બનાવો જડ કારણો, ચેતનહીન બળો, અને અનિવાર્ય સૃષ્ટિક્રમથી થતા જણાવતા હતા તેથી સામાન્ય લોકોને તેઓ દેવોની સત્તાનું અપમાન કરતા હોય એવુ લાગતું હતુ આવા લોકમતને લીધે પ્રોટેગોરસને ભાગવુ પડયુ હતુ, એનેક્ઝેગોરસને કેદખાનુ સેવવુ પડયુ હતુ, જેમાથી પેરિક્લિસ તેને ઘણી મુશ્કેલીથી છોડવી શકયો હતો, અને સૃષ્ટિવિજ્ઞાનની ચર્ચામા તે પડતો નહીં તોપણ સોક્રેટિસને પોતાના જાન-નનો ભોગ ફિલસુફીની ખાતર આપવો પડયો આખરે પ્લેટોના બળવાન પ્રકાશથી દુનિયાને બોધ થયો, અને એનુ શિક્ષણ એના ચારિત્રને લીધે તેમ કુદરતી કારણોને માથે એની ફિલસુફીમા દેવી સત્તાનો સ્વીકાર છે તેને લીધે, જગતમા રમ્યું તે પછી આવી વિદ્યાઓ ધર્મવિમુખ છે બનાવે છે એવો વ્હેમ જતો રહ્યો અને ગણિતશાસ્ત્રનો અભ્યાસ લોક-પ્રિય થયો આ જ્ઞાન તેને પ્લેટો પાસેથી મળેલુ હોવાને લીધે તેનો મિત્ર ડાયન જુવ કરતી વખતે ચંદ્રગ્રહણ થયુ પણ બ્હીધો નહીં અને ઝેકિન્થસથી ઉપડયો તથા ડાયોનીસિયસ સામેની પોતાની સફર વનારી ગ ી વિજયી થયો

નિકિઅસ પાસે આ ટાણે કોઇ સારો ભવિષ્યવેત્તા ન હોવાથી તે ઘણો ગભરાયો એનો મુખ્ય ભવિષ્યવેત્તા સ્ટિલ્બાઇડિસ, જેનુ વચન પોતાના મનની ફિકર ઓછી કરવા તત્પર હતુ, તે યોગ્ય વખત ઉપર મરણ પામ્યો હતો આ ગ્રહણને ચમત્કાર ગણીએ તો પણ ફાઇલોકોરસ કહે છે તેમ, તે નાસી જનારાને અપશુકન રૂપ ગણાવુ ન જોઇએ પણ લાભકારક ગણાવુ જોઇએ કેમ કે જે કામ ભયથી પ્રેરાયેલુ હોય છે તે માટે કર્તા પોતે અંધારાની રખના ગ્રહણ કરતા વધારે પસંદ કરે છે એવા કામનો મોટી ક્રો શત્ર અ

● ખગોળવેત્તાઓ પોતાના વિષયની વાતો કરતા તે સામાન્ય લોકને ઉ ા અને મેલી બીજી અંતરિક્ષમાની વસ્તુઓ વિષે વાતો કરતા લાગતા તે ઉપરથી તેમનુ શુ ક ારમા અને હા સીમા ' ઉ' ાવાદી નામ પડયુ હતુ એરિસ્ટોફનિસના વાદળા નામના નાટકમાએ ખગોળ વેત્તાઓને ' ઉર ાવાદીઓ ' કહી બનાવે છે

જણાવ્યું છે. વળી એરિસ્ટોફેનિસ લખે છે તેમ ગ્રહણ પછી કામકાજ માત્ર ત્રણ દિવસ વર્જ્ય ગણાય છે. પણ નિકિઅસે તો એક આખો માસ થોભવાને હઠ કરી, જાણે કે ચંદ્ર, પૃથ્વીની છાયામાંથી નીકળ્યો તે જ ક્ષણે તેનો પ્રકાશ પ્રથમના જેવો તે ન જોઈ શક્યો હોય.

તેણે બીજું બધું કામ છોડી દીધું અને દેવના ઉપહારો તપાસતો બેઠો ત્યાં તો સાઇરેક્યૂસનોએ આવીને એથીનિયન લશ્કરને જમીન તરફથી અને કાફલાને બારામાંથી ઘેરી લીધું. બારકસોમાંથી મોટી ઉમરના ખલાસીઓ તો શું પણ હોડીઓ અને નાવડીઓમાંથી છોકરાઓ પણ ધસી આવી એથીનિયનોને ટૂંકારા કરી મેદાન પડવા કહેવા લાગ્યા. હિરેકલાઇડિસ નામનો એક ખાનદાન કુલનો છોકરો એટલો પાસે આવી ગયો કે એક એથીનિયન બારકસ તેની પાછળ ગયું. ત્યાં તેનો કાકો પોલિકસ પોતાના હાથ નીચેનાં દશ બારકસ સાથે એને છોડાવવા આવ્યો. પોલિકસને મદદ કરવા વળી બીજાં બારકસ આવ્યાં. આમ એક સખ્ત ઝપાઝપી થઈ તેમાં સાઇરેક્યૂસનો હાર્યા અને યુરાઇમિડન વગેરે ઘણા મરણ પામ્યા.

એથીનિયન સિપાહો વધારે વિલંબ વેઠી શક્યા નહીં. તેમણે ઘણા રોષથી પોતાના સરદારોને જમીન માર્ગે કુચ કરવા કહ્યું. કેમકે ઉપલા યુદ્ધ પછી સાઇરેક્યૂસનોએ બંદરનું બારૂં બંધ કરી દીધું હતું. નિકિઅસને પણ રસ્તે જઇ બેસી બારકસ અને માલ લાદવાનાં આટલાં બધાં વ્હાણ જતાં કરવાનો વિચાર રુચ્યો નહીં. એટલે એણે પાયદળની ઉત્તમ ટુકડીઓ અને વીણેલા તીરંદાજ વગેરે સહિત એકસો દશ બારકસો તૈયાર કર્યા. બીજા લશ્કરને કાંઠા ઉપર હારબંધ ગોઠવ્યું. તથા છાવણી અને ત્યાંથી હર્ક્યુલિસના મંદિર સુધી જતી દિવાલો તજી દીધી. સાઇરેક્યૂસનો ઘણા વખતથી હર્ક્યુલિસને દેવળમાં ઉપહાર ધરી શક્યા ન હતા તે એથીનિયનો ખસ્યા એટલે તુરત એમના ધર્મગુરુઓ અને સેનાપતિઓએ જઈને ધર્યા.

સાઇરેક્યૂસન બારકસો અને લશ્કર પણ મજબુત હતાં અને ઉપહારનાં આંતરડાં ઉપરથી પૂજારીઓએ કહ્યું કે જો તેઓ પ્રથમ હલ્લો ન કરતાં એથીનિયનોના હુમલાની રાહ જોશે તો અવશ્ય મોટો વિજય મળશે, કારણ કે હર્ક્યુલિસ હમેશ પોતાનો બચાવ કરવામાં જ વિજયી થતો. આ બોધ ધ્યાનમાં રાખીને સાઇરેક્યૂસનો નીકળ્યા.

એટલે એ મહા નૌકાયુદ્ધ શરૂ થયું. એ યુદ્ધની ખાસ વિશેષતા એ હતી કે તે યુદ્ધ ચાલતું હતુ તે કાંઠે ઉભા રહી જોનારા સાઇરેક્યૂસનો અને એથીનિયનો પણ તે દરમિયાન લડનારાઓની માફક જ અનેક જુદા જુદા આવેશ અને જુસ્સામાં આવી જતા હતા. યુદ્ધ દરમિયાન ભિન્ન ભિન્ન સ્થલે જે જે વાગદૂરતી હારજીત થતી તે સર્વ કાંઠે ઉભેલા પ્રેક્ષકો જોઈ શકતા હતા. એથીનિયનોને દુશ્મનોથી જેટલું ખમવું પડ્યું તેટલું જ તેમના બારકસોની બાંધણી અને તેઓની વ્યૂહરચનાથી ખમવું પડ્યું. તેમનાં બારકસો ભારે હતાં અને સહેલથી આસાંઅરળાં વાળી શકાય એવાં ન હતા ત્યારે સાઇરેક્યૂસન બારકસો હલકાં અને ચપલ હતાં. અને એથીનિયનોને થોડી જગામાં જ બધાં બારકસ રાખવાં પડ્યાં હતાં. એટલે તે ખીચોખીચ હતા અને સાઇરેક્યૂસન બારકસો તેમના ઉપર ચોમે-

રથી ધસી આવતાં. વળી સાઇરેક્યૂસનો પાસે મોટા પત્થરોનો જબરો સંમહ હતો તે જ્યાં પડતા ત્યાં કામ કરતા અને એથીનિયનો પાસે ભાલા અને તીર સિવાય બીજાં અસ્ત્ર ન હતાં; અને વળી તીર ભાલાની ગતિ બારકસની ગતિથી છેક અનિશ્ચિત થઈ જતી હતી; એટલે તેનાથી દુશ્મનને બહુ થોડી ઇજા થતી. પત્થરો વર્ષાવવાની યોજના કોરિન્થવાસી એરિસ્ટોનની હતી; તે આ યુદ્ધમાં ઘણી કાએલિયત અને હિંમત બતાવીને સાઇરેક્યૂસનો છતી રહેવા આવ્યા હતા તે પછી મૃત્યુવશ થયો.

આ દારુણ અને પ્રાણઘાતક પરાજય પછી જલમાર્ગે ન્હાસવું અશક્ય હતું. અને પગ રસ્તે ન્હાસવું પણ અત્યંત વિકટ થઇ પડશે એ એથીનિયનો જાણતા હતા. આ નિરાશામાં દુશ્મન કાંઠા ઉપરનાં બારકસ પકડતો હતો તેને પણ તેમણે અટકાવ્યો નહીં કે પોતાનાં શબને ભૂમિદાહ કરવાને પણ પરવાનગી માગી નહીં. શબોને પડતાં મુકવા કરતાં માંદા અને ઘવાયેલા ભાઇબંદોને પડતા મુકવાથી તેમનું કાળજું વધારે કપાયું; અને સૌથી વધારે દયાપાત્ર તેઓ પોતાને જ ગણવા લાગ્યા; કેમકે અનેક વિપત્તિઓ અને દુઃખો વેઠીવેઠીને અંતે તેમની પણ એ શબોની અને એ ઘવાયલાઓની જ દશા થવાની હતી.

એથીનિયનો રાતે કુચ કરવાના હતા. સાઇરેક્યૂસનો દેવોને ઉપહાર ધરવામાં અને અન્યોન્ય મેજબાનીઓ કરી વિજયનો હર્ષ દર્શાવવામાં અને હર્ક્યુલિસનો ઉત્સવ પાળવામાં પડ્યા હતા. ગાઇલિપ્પસ જાણતો હતો કે તેમને આ સર્વ પડતું મુકી દુશ્મન સામે દોરવાનું કામ અશક્ય હતું. પણ હર્મોક્રેટિસે છલ કરી નિકિઅસને છેતર્યો. એણે પોતાના વિશ્વાસુ માણસોને નિકિઅસ પાસે મોકલ્યા. તેઓએ પોતાને એના શેહેરની અંદરના મળતિયાઓએ મોકલેલા જણાવીને બાતમી આપી કે સાઇરેક્યૂસનોએ બધા રસ્તા ઉપર ચોકી બેસાડી છે અને કેટલાંક છૂપાં થાણાં બેસાડ્યાં છે. ભોળા નિકિઅસે આ વાત માની અને એથીનિયનો રાતે ન નીકળ્યા. સ્હવારે સાઇરેક્યૂસનો આગળ પ્હોંચી વળ્યા. તેઓએ બધી વિકટ જગા હાથ કરી, પૂલો ભાગી નાંખ્યા, તરણો આગળ બાંધકામ કરી લીધાં, અને ખુલી સપાટ જગાઓમાં રસાલો રાખ્યો. એથીનિયનોને ડગલે ડગલે લડવું પડે એવી સ્થિતિ થઇ રહી.

એ બીચારા એક આખો દિવસ અને રાત ચુપચુપ બેસી રહ્યા અને પછી રોતા અને આંસુ પાડતા નીકળ્યા: જાણે કે તેઓ જે સ્થલ ત્યજતા હતા તે દુશ્મનનો દેશ નહીં પણ સ્વદેશ ન હોય. તેમની પાસે ખોરાક કે કંઇ સાધન પૂરતાં ન હતાં અને તેમને માંદા અને ઘવાયેલા મિત્રો તથા ભાઇબંદોને પાછળ મુકી ચાલ્યા જતાં બહુ લાગ્યું. પણ એ વખતનાં દુઃખ કરતાં આગળ ડગલે ડગલે તેમને વધારે વધારે દુઃખ ખમવાં પડશે એ નિઃસંશય હતું.

જ્યાં જોઇએ ત્યાં દુઃખની મૂર્તિઓ હતી, પણ સૌથી વધારે દયાજનક દેખાવ નિકિઅસનો હતો. એ રોગથી નંખાઇ ગયો હતો અને એને સારા અને પુષ્કળ ખોરાકની તથા અનેક સંભાળની જરૂર હતી છતાં એને બીજાઓના જેટલી જ તંગી અને મુશીબત વેઠવાની હતી. પણ અશક્ત સિપાહીને જે કરવું કે ખમવું ભારે પડતું હતું એનું

ઘણું ઘણું એણે કર્યું અને ધીરજથી વેઠ્યું. અને એના સિપાહીની ખાતરી થયા વગર ન રહી કે આ હિંમત અને સહનશક્તિ તે જાતની ખાતર કે મૃત્યુના ભયથી બતાવતો હતો એમ ન હતું પણ હજી લશ્કર કદાચ ઉગરે એવી એના મનમાં કંઈક આશા હતી તે જ એનું કારણ હતું. જ્યારે બીજા ભય અને ગમગીનીથી અવશ થઈ મોટેથી રોતા હતા ત્યારે નિકિઅસની આંખમાં આસુ આવતું તો તે પોતાની સ્થિતિના વિચારથી નહીં પણ જે લ્હડાઈમાં મોટા વિજય મેળવવાની અને ઘણી નામના કરવાની ઉમેદ હતી તેનો અંત આવો દુઃખદાયક અને નામોશી ભર્યો આવતો જોઈને જ આવતું. એનું દુઃખ જોઈને એને વિશેષ દુઃખ થતું, અને જ્યારે લ્હડાઈના આરંભ પ્હેલાનાં એનાં તે ન કરવા વિષેનાં ભાષણો, લોકોને સમજાવવા માટેના એના પ્રયત્નો, અને એની સર્વ અગમચેતી સાંભરી આવતાં ત્યારે કોઈને લાગ્યા વગર રહેતું નહીં કે એને માથે આવાં દુઃખ પડે એ કેવલ અયોગ્ય હતું. વળી નિકિઅસના જેવો ધર્મિષ્ઠ માણસ, જેણે દેવોની સેવામાં દ્રવ્યનો છૂટે હાથે ખર્ચ કર્યો હતો, તેને માથે પણ લશ્કરના હલકામાં હલકા અને હડહડતા અધર્મી સિપાહના જેટલું જ દુઃખ પડતું હતું એ જોઈને દેવો હજી પણ સાનુકૂલ થશે એવી કોઈને આશા રહી નહીં.

નિકિઅસ હજી પણ સિપાહીને દરેક જાતની માયા બતાવીને અને પોતાના દૃઢ દેખાવથી તથા શાંત અવાજથી દુઃખોને ગણકારતો ન હોય એ મુજબ વર્તતો હતો. દુસ્મનો સામે આઠ દિવસ સુધી નિરંતર લડવું પડ્યું તે છતાં પણ એના હાથ નીચેના વિભાગમાં એણે સારી વ્યવસ્થા ટકાવી રાખી. પછી ડિમોસ્થનિસના હાથ નીચેનો વિભાગ ચારે બાજુથી ઘેરાઈ ગયો અને પોલિઝીલિયમ નામની જગાએ કેદ પકડાયો. ડિમોસ્થનિસે આત્મઘાત કરવા પોતાની તરવાર ખેંચી એક ઘા કર્યો પણ તે બરાબર વાગ્યો નહીં અને એ બીજીવાર હાથ ઉગામતો હતો ત્યાં તેને શત્રુએ પકડી લીધો.

કેટલાક સાઇરેક્યૂસનોએ આવીને નિકિઅસને આ બિના કહી. તેણે ખાતરી કરવા માટે પોતાના થોડા ઘોડેસવારને મોકલ્યા. તેમણે પાછા આવીને ડિમોસ્થનિસ અને એનો વિભાગ કેદ પકડાયાની વાત ખરી જણાવી ત્યારે એણે ગાઇલિપ્પસને સંદેશો મોકલ્યો કે સાઇરેક્યૂસનો એથીનિયનોને સિસિલી છોડીને જવા દે તો આ વિગ્રહનો તમામ ખર્ચ ભરી આપવા તથા તે અપાઈ રહે ત્યાં સુધી જામીનો આપવાને તે તૈયાર હતો. પરંતુ સાઇરેક્યૂસનોએ અત્યંત ઉદ્ધતાઈ અને અપમાનની સાથે એના સંદેશાને પાછો વાળ્યો, અને તેઓ એ બીચારા દુઃખી બેહાલ માણસ ઉપર પાછા તૂટી પડ્યા.

એ આખી રાત એણે પોતાનો બચાવ કર્યો અને બીજે દિવસે એસિનેરસ નદીને કાંઠે પ્હોંચ્યો. દુસ્મને એથીનિયનોને સામે રસ્તે બેજાર કર્યા અને અંતે એ નદીમાં ધકેલી દીધા. કેટલાક તો બીચારા તરસથી હેરાન હેરાન થયેલા પોતાની મેળે નદીમાં પડ્યા. એ અભાગિયા પાણી પીતા હતા ત્યાં સાઇરેક્યૂસનો તેમને કાપતા ગયા અને અત્યંત ઘાતકી લોહી લુહાણ દેખાવ થઈ રહ્યો. આખરે નિકિઅસ ગાઇલિપ્પસને પગે પડ્યો અને બોલ્યો, "ગાઇલિપ્પસ ! તમારે તમારા વિજયમાં કંઈક દયા રાખવી ઘટે છે હું મ્હારી જાત માટે કંઈ માગતો નથી. મ્હારાં કમનસીબની તો કંઈની રહેવાની. મ્હારે હવે જીવીને શું

કામ છે ? પણ આ મ્હારા દેશીભાઇએ વિષે તમારે યાદ રાખવું જોઇએ કે લડાઇનું પરિણામ સર્વથા અનિશ્ચિત છે, અને એ તમારા ઉપર વિજય મેળવતા હતા તે સમયમાં સર્વદા માણસાઇની મર્યાદામાં અને અઘોર ઘાતકીપણાંથી વિમુખ રહ્યા હતા.”

ગાઇલિપ્પસને નિકિઅસની આ દશા જોઇને અને તેનાં વેણ સાંભળીને કંઇક અસર થઇ. નિકિઅસે છેલ્લા સંધિ વખતે સ્પાર્ટાની શી સેવા કરી હતી તે તે જાણતો હતો. અને દુશ્મનના બન્ને સેનાપતિ કેદ પકડાય તો તેને બહુ વધારે માન મળે એ તે સમજતો હતો. એટલે નિકિઅસને ઉપાડી લઇને એણે તેને હિંમત આપી, અને હુકમ કર્યો કે કોઇ એથીનિયનોને મારવા નહીં. પણ એ હુકમની સર્વત્ર જાણ કરવામાં બહુ ઢીલ થઈ, એટલે કપાઇ ગયા તેના પ્રમાણમાં બહુ થોડા ઉગર્યા: જો કે સારેક્યુસન સિપાહીઓએ તેમના સરદાર ન જાણે એમ કેટલાકને ઉગાર્યા.

સાઇરેક્યુસનોએ જડ્યા તે બધા કેદીઓને એક સ્થળે એકઠા કર્યા પછી તેમણે નદી ઉપર ઉગેલા ઝાડોમાંથી સૌથી ઉંચા અને સીધા હતા તેને દુશ્મન પાસેથી લીધેલાં શસ્ત્રાસ્ત્રો વડે શણગારી તેનાં વિજય સ્મારકો બનાવ્યાં. અને તેઓ હારતોરા ધારણ કરી તથા ઘોડાઓને સુશોભિત સાજથી શણગારી, વાજતે ગાજતે પાછા આવ્યા, અને શેહેરમાં કોઇ મહોત્સવનું સરગસ આવતું હોય તેમ દાખલ થયા. એમનો વિજય ગ્રીકો વચ્ચે થયેલા વિગ્રહોમાં સૌથી ઉઠા વિગ્રહને પરિણામે મળેલો, મેં જોયેલા સર્વ વાતે સંપૂર્ણ વિજયોમાંનો એક, અને દઢતા તથા શત્રુતાના લાંબા, એકતતી, અને યશસ્વી પ્રયોગ વડે મેળવેલો હતો.

પછી સાઇરેક્યુસનો અને તેમના મિત્રોની એક સમગ્ર સભા મળી, તેમાં વક્તા યુરાઇક્લીસે દરખાસ્ત મુકી કે “નિકિઅસ પકડાયો તે દિવસનો એસિનેરસ નદી ઉપરથી એસિનેરિયા નામનો વર્ષોવર્ષ ઉત્સવ પાળવો, અને તે આખો દિવસ દેવોને બલિ અર્પણ કરવામાં ગાળવો. (આ કાર્નુસ અથવા જેને એથન્સમાં§ મિટેગિટનિઅન કહે છે તે માસનો સત્તાવીશમો દિવસ હતો.) કેદ પકડાયેલામાંના ગુલામો કારીગરો વગેરેને તથા એથન્સને મદદ કરવા આવેલા સિસિલીવાસી ન હોય એવા સર્વને ગુલામ તરીકે વેચી દેવા; એથિનિયન નાગરિકો અને સિસિલીવાસીઓને પત્થરાની ખાણોમાં કેદ રાખવા. અને સેનાપતિઓને ગરદન મારવા.” સાઇરેક્યુસનોએ આ દરખાસ્ત સ્વીકારી અને જ્યારે હર્મોક્રેટિસ બોલ્યો, કે “મળેલી જીતનો સદુપયોગ કરવો એ જીત મેળવવાના કરતાં પણ એહતર છે,” ત્યારે લોકોએ હર્ષનાદ કર્યો. ગાઇલિપ્પસની ઇચ્છા નિકિઅસ અને ડિમોસ્થનિસને કેદી તરીકે પોતાની સાથે સ્પાર્ટા લઈ જવાની હતી. પણ તેણે એ ઇચ્છા જણાવી ત્યાં વિજયથી છકી ગયેલા સાઇરેક્યુસનોએ તેના ઉપર ઠપકાનો વર્ષાદ વર્ષાવ્યો. વિગ્રહ ચાલતો હતો તે દરમિયાન પણ એની સખ્તાઇ અને સ્પાર્ટન ધોરણનું ઉપરીની તાબેદારી દિલોજાનથી ઉઠાવવાનું એવું કપરૂં નિયમન વેઠતાં એમને બહુ વિકટ લાગ્યું હતું. વળી ટાઇમિયસ લખે છે તેમ તેઓ એના દ્રવ્યલોભ અને એવી હલકાઇને પાઇ ગયા હતા. એ દ્રવ્યલોભનો રોગ એને એના બાપ ક્લીએન્ડ્રાઇડિસ પાસેથી વારસામાં મળેલો હતો, જો રૂ-

§ કાર્નુસ કે મિટિગિટ્નિઅન મહિનો તે ગ્રીક વર્ષનો બીજો મહિનો એટલે નિકિઅસ કર્ક સંક્રાંતિથી છપ્પનમે દિવસે શરણ થયો.

શવત ખાવા માટે દેશનિકાલ થયલો હતો. અને આ ચરિત્રમાં વર્ણવેલા બનાવો પછી થોડાં વર્ષને અંતરે લાઇસેન્ડરે ગાઇલિપ્પસ સાથે એક હજાર ટેલંટ સ્પાર્ટા મોકલ્યા ત્યારે એણે તેમાંથી ત્રીશ ચોરીને છાપરાનાં નળિયાં તળે સંતાડ્યા. એમાં પકડાઇ જતાં એને પૂરી બદનામી સાથે ન્હાસવું પડ્યું. આ હકીકત અમે લાઇસેન્ડરના ચરિત્રમાં વિસ્તારથી વર્ણવી છે.[‡]

ફાઇલિસ્ટસ અને થ્યુકિડિડિસ લખે છે કે સાઇરેક્યુસનોએ ડિમોસ્થનિસ અને નિકિઅસને પથરે પથરે પૂરા કર્યા. ટાઇમિયસ એમનું અવસાન બીજી રીતે વર્ણવે છે. તે લખે છે કે સભા ચાલતી હતી તે દરમિયાન તેમાં શો ઠરાવ થાય છે તેની બાતમી હર્મોક્રેટિસે તેમને પોતાના કોઈ માણસ જોડે મોકલી. ચોકીઆતોએ તેને સભા ઉઠી તે પ્હેલાં તેમની પાસે જવા દીધો. એટલે એ હતભાગ્ય માણસોએ પોતાના દેહનો પોતાને હાથે અંત આણ્યો. તેમના શબને દરવાજા બ્હાર નાખી મુકવામાં આવ્યાં, અને ત્યાં જે કોઇને એ દેખાવ જોવાનું મન થતું તેની આંખ ઠારવાને માટે એ પડી રહ્યાં. મેં સાંભળ્યું છે કે સાઇરેક્યુસના એક દેવળમાં અદ્યાપિ એક ઢાલ છે તે નિકિઅસની કહેવાય છે; તેની કારીગરી અજબ જેવી છે અને તેની બ્હારની બાજુ સોનેરી અને લાલ છે.

બીજા એથીનિયનોમાંના મોટા ભાગનો ખાણોના કેદખાનામાં રોગો અને ખરાબ ખોરાકથી થોડા વખતમાં નાશ થયો. તેમને ખાનપાન માટે દરેકને ફક્ત જવનું એક ન્હાનું માપ અને અર્ધું જ માપ પાણી આપવામાં આવતું હતું. સિપાહીઓએ સંતાડેલા કે હલકા વર્ગના હોવાનો ડોળ કરી વેચાઇને ગુલામ બન્યા તેમના કપાલમાં ઘોડાની આકૃતિ ડામવામાં આવી. આમાંથી કેટલાક ધીરજથી પોતાના દૈવને તાબે થયા. અને તેમની રાંક અદબભરી વર્તણુકથી તેઓ તેમના શેઠનો સદ્ભાવ મેળવી શક્યા તથા વખત જતાં કેટલાક સ્વતંત્રતાની બક્ષીસ મેળવવાને પણ નસીબદાર નીવડ્યા.

કેટલાકના છૂટકારાનું માન યુરિપિડિસને ઘટે છે. સિસિલિયનોને એ ગ્રીક કવિ સૌથી વધારે પ્રિય હતો. કોઇ પણ ગ્રીક સિસિલી આવતો કે તેને યુરિપિડિસની કૃતિઓનો જે કંઈ ભાગ આવડતો તે તેઓ શીખી લેતા અને બીજાઓને ખુશીથી શીખવતા. કહે છે કે આ પકડાયલા એથીનિયનોમાંથી કેટલાક છુટીને એથન્સ આવ્યા તેવા પ્રથમ યુરિપિડિસને ઘેર ગયા અને પોતે એના કેટલા મોટા ઉપકાર તળે દબાયા છે તે કહેવા લાગ્યા. એમાંના એક ભાગને તેમને આવડતા એ કવિની કૃતિઓના ટુકડા પોતાના સ્વામિઓને શીખવતાં

[‡] અને પછી પોતાની તિજોરીમાં જે નાણું રહ્યું હતું, તથા તેને જે બેક્ષિસો મળ્યાં હતાં, તે બધાં લાઇસેન્ડરે સિસિલીમાં વિજય પામેલા ગાઇલિપ્પસ સાથે સ્પાર્ટા મોકલ્યાં. કહે છે કે ગાઇલિપ્પસે દરેક થેલીને નીચેથી ખોલી થોડો ભાગ કાઢી લઇ ફરી સીવી લીધી; પણ તેને ખબર નહતી કે દરેક થેલીમાંની વસ્તુઓનો આંકડો અંદર સામેલ હતો. સ્પાર્ટા પ્હોંચી પોતે કાઢી લીધેલું રૂપું તેણે છાપરાનાં નળિયાં નીચે સંતાડ્યું અને થેલીઓ એફોરોને સોંપી, તેમનાં સીલ જેમનાં તેમ બતાવ્યાં. એફોરોએ થેલી ખોલતાં યાદી પ્રમાણે પૈસા ન જોયા એટલે તેઓ વિચારમાં પડ્યા, પણ ગાઇલિપ્પસના એક નોકરે તેમને મર્મમાં કહ્યું " નળિયાં નીચે ઘણા ઘુવડો બેઠા છે. " કારણ કે ઘણાખરા સિક્કાઓપર એથીનિયન ઘુવડની છાપ હતી. આથી શરમિંદો થઇ, પોતાની ઉજ્જ્વળ કીર્તિને આવા નીચ કામથી ડાઘ લગાડી તે સ્પાર્ટા છોડી ગયો. જુઓઃ લાઇસેન્ડરનું ચરિત્ર.

સ્વતંત્રતા મળેલી જે બીજા થોડા સિપાહો રણમા ઘવાઇને પડયા હશે ત્યા તેમને મુખેથી નીકળતી તેની કઇ પક્તિઓ સાભળતા સાઇરેક્યૂસનોએ દોડી આવી તેમની બરદાસ કરેલી અને એમ તેમને જીવતદાન મળેલુ આ વાતમા કઇ આશ્ચર્ય નથી સિસિલિયનોના યુરિપિડિસ ઉપરના પ્રેમની એવી બીજી પણ વાત છે કે કોનસના એક વ્હાણની પાછળ ચાચિયાઓ પડતા તે આશ્રય માટે સિસિલીના એક બદરમા પેસવા જતુ હતુ ત્યારે પ્રથમ તો ત્યાના લોકોએ મના કરી, પણ પછી તેમણે ખલાસીઓને પૂછયુ કે કોઇને યુરિપિડિસનુ કઇ આવડે છે, અને તેની તેઓએ હા કહી તે ઉપરથી તેમણે તેઓને બાગમા પેસવા દીધા†

કહે છે કે આ દુર્દૈવના પ્રથમ ખબર આવ્યા તે એથન્સમા કોઇએ માન્યા નહી એક પરદેશી પાઇરિઅસ બદરે ઉતરીને એક હજામની દુકાનમા પેઠો અને ત્યા હજામત કરાવતો હતો તે દરમિયાન તેણે એ બનાવ જાણે એથીનિયનોને વિદિત થઇ ચૂકયો હોય એમ વાત કરવા માડી હજામ તે સાભળતાવાત જ ઉઠયો અને પરદેશી એ વાત બીજા કોઇને કહી શકે તે પ્હેલા શેહેરમા દોડી ગયો તથા પોતે સાંભળેલી વાત ખુલ્લી કચેરીમા આર્કનોને કહી જેણે એ સાભળી તે સર્વ ચોક્યા અને તેમના હોશ ઉડી ગયા આર્કનોએ એકદમ નાગરિકસભા એકઠી કરી અને તેની આગળ આ પરદેશીને ખડો કરી દીધો એણે એ વાત ક્યાથી કેમ જાણી વગેરે પૂછતા માલૂમ પડયુ કે એ કઈ સ્પષ્ટ અને ચોક્કસ જવાબ દઇ શકતો નથી એટલે એથીનિયનોએ તેને ખોટી અફવા ફેલાવનાર અને લોકોના મન વિહ્વલ કરનાર ગુનાહગાર ગણ્યો આ ઉપરથી એને ચક્રે બાધી રીબવામા આવ્યો પણ કેટલાક વખત પછી બીજા માણસો આવી પ્હોચ્યા તેમણે પરાજયની બધી વાત વિસ્તારથી કહી સાબિત કરી એથીનિયનોને નિકિઅસના દુર્ભાગ્ય માનવામા એટલી બધી મુસ્કેલી પડી અગર જો કે તેણે પોતે જ તેમની આગળ વારવાર ભવિષ્ય ભાખ્યુ હતું કે સિસિલી ઉપર ચ્હડાઇ લઇ જવાથી નક્કી માઠુ પરિણામ જ આવશે



† જુવો, રોબર્ટ બ્રાઉનિંગનુ "બેલોસ્ટિયન્સ એડ્વેન્ચર," જે મનોહર કાવ્ય પ્લુટાર્કના આ પેરેગ્રા ઉપરથી ઉદ્ભવ્યુ છે

# પિલોપિડસ.

---

વૃદ્ધ કેટો* પાસે એક શખ્સ અમુક બીજા શખ્સની માહસિક અને અવિચારીપણે ભયમાં ઝંપલાવવાની પ્રકૃતિનાં વખાણ કરતો હતો ત્યારે તેણે જવાબ આપેલો કે ખરું શૌર્ય અને વગર વિચારે જીન્દગી ફેંકી દેવી એ બન્ને એક જ બાબત નથી. આજ આશયની એન્ટિગોનસ§ના એક સિપાહની વાત છે. આ સિપાઈ અતિશય શૂરવીર હતો પણ તેનો ચહેરો ફિક્કો હતો અને શરીર રોગી જણાતું હતું. તેને સવાલ કરવામાં આવતાં તેણે કબૂલ કર્યું કે તેને કંઈ ગુપ્ત રોગ હતો. રાજાએ તે પરથી પોતાના વૈદ્યને ફરમાવ્યુ કે તમારાથી જે બને તે પ્રયત્નો કરીને એ સિપાહને સાજો કરો. અને તે સાજો થયો, પણ તે પછી તે પ્રથમની માફક ભયમાં ઝંપલાવતા આંચકો ખાતો થઇ ગયો. આ ફેરફાર જોઇ એન્ટિગોનસને આશ્ચર્ય થયુ અને તેણે તેનુ કારણ પૂછ્યુ. ત્યારે તે સિપાહે એકદમ જવાબ આપ્યો "જે દુઃખને લીધે હુ મ્હારી જીંદગીથી પણ કંટાળી ગયો હતો, તેમાથી મુક્ત કરી મને મ્હારી જીદગીની દરકાર રાખતા શીખવનાર આપ જ છો". આવા જ અભિપ્રાયથી સાઇબેરિસવાસીએ સ્પાર્ટનોને ઉદ્દેશીને કહ્યુ હતુ કે તેઓ યુદ્ધમા બેધડક જોડાતા હતા, તેમા નવાઈ જેવુ કાઇ ન હતુ, કારણ કે મૃત્યુ તેઓનો મજુરી અને હલકા ખોરાકમાથી છૂટકારો કરતુ હતુ. સાઇબેરિસવાસીઓ જેઓ મોજશોખ અને આનંદમા મશગૂલ રહેતા હતા, તેઓ તો સ્વાભાવિક રીતે એમ ધારે કે જે લોકો મૃત્યુને ગણકારતા નથી તેનુ કારણ તેઓ સદ્‌ગુણ અને યશને જીવન કરતા પણ વધારે આદરણીય ગણે છે તે નહીં પણ તેઓના જીવન કંટાળા ભરેલા હોય છે તે હોવુ જોઇએ. વાસ્તવિક જોતા તો સ્પાર્ટનો જીવન કિવા મત્યુ એમાથી જેની તરફ સદ્‌ગુણ અને સદ્‌બુદ્ધિ દોરે તેને એક સરખો આદર આપવામા ખુશી હતા, અને તેની નીચેની લીટીઓ સાક્ષી પૂરે છે

" નહિ એય જીવનમા સમાયુ કે નહીં એ મૃત્યુમા‡
એ તો યશસ્વી જીવનમા, કર્તવ્યના કે મૃત્યુમા

કારણ કે જો કોઇ માણસ અમુક હદ સુધી પોતાનુ જીવન બચાવવાનો પ્રયત્ન કર્યા કરતો ન હોય તો માત્ર મૃત્યુથી તરીને ચાલવામા કંઇ પાપ નથી. તેમ જ જે પુરુષ જીવનથી કંટાળી ગયો હોય તે હિંમતથી મૃત્યુને ભેટે તેમા તેણે કંઇ ધાડ મારી પણ કહે

---

* ઈ પૂ ૨૩૪ થી ૧૪ નામનો એક પ્રસિદ્ધ મહાપુરુષ જેનો પ્રપૌત્ર મ્હોટો જૂલિયસ સીઝરનો સમકાલીન હતો તે ન્હાનો કેટો અને આ વૃદ્ધ કેટો કહેવાય છે કેટો ધિ સેન્સોર આ જ સેન્સોરનો અધિકાર તેને મળ્યો ત્યારે રોમમા ભોગવિલાસ વધતા જતા હતા તે અટકાવી રામનુ જુનુ સાદુ સદાચરણી જીવન ટકાવી રાખવા મહાભારત પ્રયત્ન કર્યો હતો

§ એલેક્ઝાંડરનો એક સરદાર એલેક્ઝાંડરના મૃત્યુ પછી તેના સરદારો વચ્ચે વિગ્રહ થયા તેમા તે લાંબા વખત સુધી ફત્તેહમંદ રહ્યો પણ છેવટે ઇ પૂ ૩૦૧ મા તે એ ચાસી વર્ષની ઉમરે ઇપ્સસની મોટી લડાઈમા પડ્યો

‡ યુરિપિડિસના એક નાટકમાથી

વાય નહીં. અને તેટલા માટે હોમર શૂરવીર યોદ્ધાઓને રણસંગ્રામમાં જતા વર્ણવે છે ત્યારે તેઓને સંપૂર્ણ બખ્તરથી સજ્જ થયેલા બતાવે છે. ગ્રીક નીયામકોએ જે સિપાહ પોતાની તરવાર કે ભાલું ગુમાવે તેને શિક્ષા ન કરતાં જેઓ પોતાની ઢાલ ગુમાવે તેમને શિક્ષા ફરમાવી છે તેનો હેતુ પણ એ જ શિખવવાનો હોવો જોઇએ કે દરેક મનુષ્યની ફરજ અને ખાસ કરી દરેક શેહેરના હાકેમ અને લશ્કરના સરદારની પ્રથમ ફરજ પોતાનું સંરક્ષણ કરવાની છે, અને દુશ્મન પર હલ્લો લઇ જવાની ફરજ તેથી ઉતરતા દરજ્જાની છે; કારણ કે જો એક કવિની ઉપમા પ્રમાણે બિનબખ્તરીઓને લશ્કરના હાથને સ્થાને ગણીએ, ઘોડેસવાર લશ્કરને પગને સ્થાને ગણીએ, તેમ લશ્કરમાં મુખ્ય જે બખ્તરી પાયદલ તેને તેની છાતી અને તેના સરદારને લશ્કરનાં મસ્તક રૂપ ગણીએ, તો પછી જે સરદાર વેગમાં આવી પોતાની જાતને બિનજરૂરી ભયમાં ધકેલે છે, તે પોતાની એકની જ નહીં; પણ પોતાની સલામતીપર આધાર રાખનાર સમગ્ર લશ્કરની પણ સલામતીને ભયમાં લાવી મુકે છે. સ્પાર્ટન સરદાર કેલિક્રેટિડસ† બધી રીતે વીર હતો છતાં એક વખત યુદ્ધમાં જતાં પ્હેલાં ઉપહાર ધરતાં અમુક ચિન્હોપરથી અપશુકન માનીને હોમ કરાવનાર જોશીએ તેને યુદ્ધમાં પ્રવૃત્ત થતાં અટકાવતાં જે જવાબ તેણે વાળ્યો હતો તે યોગ્ય ન હતો. તેણે કહ્યું "સ્પાર્ટાને કંઈ એક જણાની ખોટ જણાવાની નથી." કારણ કે યુદ્ધ વખતે બીજાની સરદારી નીચે લડતાં તો લશ્કરમાં કે નૌકામાં તે એક જ જણ હતો, પણ જ્યારે તે સરદાર હતો ત્યારે તો આખાં સૈન્યનો સમાવેશ તેના એક શરીરમાં થતો હતો; અને તેને એકને જોખમ થવાથી આખું સૈન્ય ભયમાં આવી પડે છે ત્યારે પછી તે એક જ જણ કેમ કહેવાય? એ કરતાં તો એક સમુદ્રયુદ્ધ વખતે વૃદ્ધ એન્ટિગોનસ જે બોલ્યો હતો તે વધારે વાસ્તવિક હતું. કોઇએ કહ્યું કે દુશ્મન પાસે આપણા કરતાં વધારે વ્હાણો છે ત્યારે તેણે સામું પૂછ્યું "મને પોતાને તું કેટલાં વ્હાણની બરાબર લેખે છે"? એ સવાલથી બહાદૂર સરદારની જરૂર વાસ્તવિક રીતે તેણે બતાવી આપી; અને એવા સરદારની પ્રથમ ફરજ સર્વ સૈન્યની સલામતીનું કેન્દ્ર જે પોતાનું શરીર તેની પ્રથમ સંભાળ રાખવી એ છે.

એટલા માટે જ્યારે કેરિસ પોતાની સરદારી દરમિયાન પોતે ખમેલા ઘા તથા ઢાલમાં દુશ્મનના ભાલાએ પાડેલા ચીરાઓ એથેન્સના પ્રજામંડલને બતાવતો હતો, ત્યારે ટાઇમોથિયસે જણાવેલા વિચાર વધારે માન આપવા લાયક ગણવા જોઇએ. તે બોલ્યો: "સેમોસના ઘેરા વખતે એક ભાલો ઉછળીને મ્હારી પાસે પડ્યો ત્યારે મને જાણે ચાનક ભળી કે આવા મોટા કાફલાનો સરદાર આવા જોખમના સ્થલમાં ઉભો હોય એ છોકરવાદી છે." સારાંશ કે જ્યારે યુદ્ધનું પરિણામ સરદારની અંગત બહાદૂરીપર આધાર રાખતું હોય છે ત્યારે જે સરદાર જાતેજ સરદારીરૂપે ઝૂઝવાનું ...... મરે તે જ સારો સરદાર એ મતને ન ગણકારી ને પણ તેણે ગમે તે જોખમ ખેડી યુદ્ધને મોખરે ધસવું જોઇએ; પરંતુ જ્યારે સરદારની અંગત બહાદૂરીથી ફાયદો બહુ થોડો હોય છે અને અકસ્માત થતાં નુકસાન બહુ બાજે થાય એવું હોય છે, તેવે વખતે સરદારી પદની મુકી સિપાહગિરિમાં મંડયા રહેવામાં સરદારનું ભૂષણ નહીં પણ દૂષણ જ છે.

† લાઇસેન્ડર પછી સ્પાર્ટાના નૌકાસૈન્યનો સરદાર એપીનિવસોએ એને આર્જિનુસીના જલયુદ્ધમાં હરાવ્યો. ઈ. પૂ. ૪૦૬ અને એ યુદ્ધમાં તે પોતે પડ્યો

પિલોપિડસ અને માર્સેલસ*ના જીવનચરિતો આપતાં આટલી પ્રસ્તાવના કરવી મને યોગ્ય લાગી છે. તેઓ બન્ને મહાવીર હતા અને બન્ને પોતાનો આવેગ રોકવા અશક્ત હોવાને લીધે પોતાની જીંદગી ખોઇ બેઠા હતા. બન્ને શૂરવીર યોદ્ધાઓ હતા, પોતાનાં પરાક્રમોથી પોતાના દેશને વિખ્યાત કરવા પામ્યા હતા, અને તેઓને સમર્થ પ્રતિસ્પર્ધિ સામે લડવું પડ્યું હતું. એકે તે વખત સુધી અજીત રહેલા હેનિબાલનો પરાજય કર્યો, ત્યારે બીજાએ, જમીન અને સમુદ્ર બન્ને ઉપર સામ્રાજ્ય ભોગવતા સ્પાર્ટનોને હરાવ્યા. અને તો પણ જ્યારે તેમના જેવા સરદારની તેમના દેશને ખાસ જરૂર હતી તેવે વખતે તે બન્નેએ અવિચારીપણે પોતાની જીંદગી ફેંકી દીધી. તેમના જીવનના આ સામ્યને લઇને અમે એ બેની સરખામણી યોજી છે.

હિપ્પોક્લસનો પુત્ર પિલોપિડસ અને ઇપેમિનોન્ડસ એ થીબ્સમાં અમીરકુટુંબમાં જન્મ્યા હતા. પિલોપિડસ પૈસાદાર કુટુંબમાં જન્મ્યો હતો, અને યુવાન વયમાં જ એક મોટી જાગીર તેને વારસામાં મળી હતી; એટલે તે પોતાના દ્રવ્યનો ઉપયોગ જેઓને તેની મદદની જરૂર હતી તેઓને દાન આપવામાં કરતો, અને એમ કરી બતાવી આપતો કે તે પૈસાનો ગુલામ નહીં પણ ધણી હતો. કારણ કે એરિસ્ટોટલ કહે છે તેમ લોકવર્ગનો મોટો ભાગ તો લોભી અને કંજુસ હોય છે અથવા તો અવિચારી અને ઉડાઉ હોય છે; અને પહેલા વર્ગના લોક મહેનત વહીવટના ગુલામ થઇને જીવન ગાળે છે ત્યારે બીજા વર્ગના લોક પોતાના સ્વચ્છંદના નિરંતર ગુલામ બની રહે છે. થીબનો કૃતજ્ઞ હૃદયથી પિલોપિડસની ઉદારતાનો લાભ લેતા હતા. ફક્ત તેમાં ભાગ ન લેનાર ઇપેમિનોન્ડસ એક જ હતો. પરંતુ ઉલટો પિલોપિડસ પોતાના મિત્રની ગરીબાઇમાં ભાગ લેતો અને મિતાહાર અને સાદા પોશાકમાં આનંદ માનતો, મહેનત ઉઠાવવામાં કદી પાછી પાની કરતો નહીં અને ઉંચા હોદ્દા પર હોવા છતાં પણ ચાલ ચલગતમાં સરલ અને સીધો હતો. ખરેખર યુરિપિડિસ પોતાના એક પાત્ર માટે કહે છે તેમ "તેનું દ્રવ્ય અગાધ હતું છતાં તેનામાં ગર્વ બિલકુલ ન હતો." એક ગરીબ થીબન પોતાનાં કપડાંમાં જેટલું ખર્ચે તેથી વધારે ખર્ચ પોતાને માટે કરવામાં તે દૂષણ સમજતો હતો. ઇપેમિનોન્ડસને ગરીબાઇ વારસામાં મળેલી હોવાથી તેનો તેને સારો પરિચય હતો છતાં તે બોજો પણ સાદી રહેણીકરણી અને તત્વ વિવેકથી તેણે ઓછો કર્યો હતો.

પિલોપિડસ ઉંચા કુટુંબમાં પરણ્યો હતો અને તેને કેટલાંક છોકરાં થયાં હતાં. પણ પહેલાના કરતાં પૈસાની વધારે દરકાર ન કરવાથી, અને રાષ્ટ્રના કામકાજમાં બધો કાલ ગાળવાથી તેની મિલ્કત દેખરેખ વગર ઓછી થતી ગઇ અને જ્યારે તેના મિત્રોએ તેને ઠપકો આપ્યો કે જે દ્રવ્યની તે દરકાર નથી કરતો તે જરૂરની વસ્તુ છે ત્યારે તેણે જવાબ આપેલો-"હા છે પણ"-સામે બેઠેલા એક અંધ અપંગની તરફ આંગળી બતાવી- "પેલા નાઇકોડીમસ જેવા માટે."

પિલોપિડસ અને ઇપેમિનોન્ડસ બન્ને દરેક સદ્ગુણને ચાહતા હતા. પણ પિલોપિ-

* હેનિબાલ સામેના રોમે ચલાવેલા લાંબા વિગ્રહમાં ખ્યાતિ પામેલો રોમન સરદાર. ઇ. પૂ. ૨૦૮માં વેનુસિયા આગળ હેનિબાલના લશ્કરની એક ટુકડી સામેની નહાની ઝપાઝપીમાં એ પડ્યો

ડસનું ધ્યાન શારીરિક કેળવણી તરફ વિશેષ હતું ત્યારે એપેમિનોન્ડસનું ધ્યાન માનસિક કેળવણીમાં હતું. એક પોતાનો ફુરસદનો સમય કુસ્તીમાં કે શિકારમાં કાઢતો ત્યારે બીજો તત્વજ્ઞાનનાં પુસ્તકો વાંચવા અને વિચારવામાં ગાળતો હતો. તેમની બન્નેની કીર્તિનાં ઘણાં કારણોમાં તેમનો મુખ્ય ગુણ જે બધા વિચારવંત પુરુષોના આદરનું કારણ હતું તે રાજ્યની સનદી અને લશ્કરી જુદી જુદી નોકરીમાં પણ તેમણે જાળવી રાખેલી તેમની અભેદ મિત્રતા હતી. જ્યારે એરિસ્ટાઇડિસ અને થેમિસ્ટોક્લિસ, કાઇમન અને પેરિક્લિસ, નિકિઅસ અને એલ્કિબિએડિસની કારકિર્દિનો વિચાર કરી તેઓની માંહોમાંહેની ઇર્ષ્યા અને કલહથી રાષ્ટ્રને કેટલો બધો ગેરફાયદો થયો હતો એનો ખ્યાલ કરવા બેસીએ છીએ, અને સાથે પિલોપિડસ અને એપેમિનોન્ડસ જે પરસ્પર સ્નેહ અને મમતા બતાવતાં હતા તેનો વિચાર કરીએ છીએ, ત્યારે આપણને લાગે છે કે રાજ્યકાર્યમાં એકબીજાની સાથે અધિકાર પામી એકબીજાના મદદગાર કેવા હોવા જોઇએ તેના નમુના તો પિલોપિડસ અને એપેમિનોન્ડસ જ; ઉપર જે બીજા ગણાવ્યા છે તેમાંનો એકે નહીં જ. તેઓ આટલે દરજ્જે અન્યોન્ય મદદગાર થઇ રહ્યા તેનું મુખ્ય કારણ એ બે થીબન વીરોના સદ્દગુણ હતા, કે જેને લીધે હરએક કામની અંદર પોતાની કીર્તિ કે સંપત્તિનો વિચાર કરતા જ નહીં; કારણ કે એ વિચારને પરિણામે ઇર્ષ્યા અને વિક્ષેપ આવ્યા વગર રહે નહીં. પણ પ્રથમથી જ બન્નેનો આગ્રહ સ્વભૂમિને કીર્તિને મોખરે લઇ જવાનો હોવાથી તેઓ એકબીજાના પરાક્રમોને પોતાનાં તરીકે જ ગણી કામ લેતા હતા.

ઘણાનું કહેવું એવું છે કે તેમની અસાધારણ મિત્રતાનો પાયો સ્પાર્ટનો જેઓ હજી તેઓના સહાયકો હતા તેમની મદદમાં મેન્ટીનીઆ* ઉપર મોકલેલી ચ્હડાઇના વખતથી નખાયો હતો. કારણ કે આર્કેડિયનો સાથે લડતાં બખ્તરી પાયદળમાં તેઓને સાથે ગોઠવવામાં આવ્યા હતા; સ્પાર્ટનોની જે પાંખમાં તેઓ હતા તેમાં ભંગાણ પડ્યું અને નાસાનાસ થઇ રહી ત્યારે પિલોપિડસ અને એપેમિનોન્ડસ પોતાની ઢાલના આંકડા ભીડી તેઓની સામા જેઓ આવ્યા તેમના હલ્લા પાછા વાળવા લાગ્યા; આખરે સાત મોટા ઘાથી ઘાયલ થઇ મિત્રો અને દુશ્મનોનાં શબોનો ઢગલો થયો હતો તેની ઉપર પિલોપિડસ પડ્યો. એપેમિનોન્ડસે ધાર્યું કે મિત્રના ખોળીયામાંથી પ્રાણ ઉડી ગયા; પણ તેના શબને દુશ્મનના હાથમાં ન જવા દેવાનો ઠરાવ કરી તેના શરીર અને તેનાં આયુધનો બચાવ કરવાને ત્યાં જ ઉભો રહ્યો અને મોટી સંખ્યા સામે એકલો લડવા લાગ્યો. આ વખતે છાતીમાં ભાલાનો અને

* એન્ટેલસાઇડસ સ્પાર્ટાના એલચી તરીકે ઈ. પૂ. ૩૮૭માં ઇરાની શહેનશાહની રાજધાની સુસામે જઇ ગ્રીસ અને એશિયામાઇનરમાં વિગ્રહો મટી સુલેહશાંતી પ્રસરે એવા કોલકરાર કરી આવ્યો તે પછી સ્પાર્ટાએ આર્કેડિયા પર હુમલો કરી ઈ. પૂ. ૩૮૬-૫માં મેન્ટીનિઆ નગરનો નાશ કર્યો; એ પ્રસંગે આ લડાઇ થઇ હતી. મેન્ટીનિઆ આગળ જ આ કરતાં વધારે મોટી બે લડાઇઓ જુદે જુદે વખતે થઇ હતી; પ્હેલી ઈ. પૂ. ૪૧૮માં પિલોપોનીસિયન વિગ્રહ દરમિયાન એથન્સ અને સ્પાર્ટા વચ્ચે; બીજી ઈ. પૂ. ૩૬૨માં સ્પાર્ટા અને થીબ્સ વચ્ચે, જેમાં એપેમિનોન્ડસ પડ્યો.

આ ચરિત્રને અંતે પિલોપિડસ એલચી તરીકે સુસા ગયો તેનું વર્ણન છે. એ બનાવ ઈ. પૂ. ૩૬૭માં બન્યો. એ વર્ણનમાં શહેનશાહે એન્ટેલસાઇડસને આપેલાં આદરમાન સંબંધે પ્લુટાર્ક લખે છે તે એ વખતે નહીં પણ ત્રીશ વર્ષ ઉપર એટલે ઈ. પૂ. ૩૮૭માં ઉપર જણાવ્યા પ્રમાણે એન્ટેલસાઇડસ એલચી તરીકે ગયેલો તે વખતે.

હાથમા તરવારનો ઘા લાગવાથી તેની સ્થિતિ પણ વિષમ થઇ પડી. પણ એટલામા સ્પાર્ટન રાજાએ મદદ લઇને ત્યા આવી પ્હોચી તેમનો બન્નેનો અણધાર્યો છૂટકો કર્યો.

આ પછી સ્પાર્ટનો બ્હારથી તો થીબનો સાથે મિત્ર અને સહાયક તરીકે વર્તતા, છતાં અંદરખાનેથી તેમના પ્રભાવ અને શાર્યના અદેખા બન્યા; અને તેમની શકમંદી અને ઇતરાજી ખાસ કરીને ઇસ્મીનિઆસના પક્ષ તરફ વળી; જે પક્ષ થીબ્સમા સ્વતંત્રતા અને પ્રજાસત્તાક સરકાર સ્થાપના ઇચ્છતો હતો, પિલોપિડસ આ મંડળનો એક અગ્રણી હતો. એમની સામે થીબ્સના અમીરવર્ગનો શિષ્ટશાસનને પસંદ કરનાર કેટલોક ભાગ હતો તેમાના પૈસાદાર અને મહત્વાકાંક્ષી આર્કિઅસ, લિઓન્ટિડસ અને ફિલિપ નામના ત્રણ જણે ફીબિડસ નામનો સ્પાર્ટન સરદાર ચોડા લશ્કર સાથે થીબ્સ પાસે થઇ જતો હતો તેને સમજાવ્યો કે તેણે કેડમિયાનો કિલ્લો સર કરી, વિરુદ્ધ પક્ષને શેહેર બ્હાર કાઢી મુકી, સ્પાર્ટનોની દેખરેખ નીચે સર્વ વ્યવસ્થા અમીરવર્ગના હાથમાં સોપવી. ફિબીડસે તેમનુ કહ્યુ માન્યુ. અને અમુક ઉત્સવને પ્રસંગે થીબ્સ ઉપર ન્હડી આવી કિલ્લો સર કર્યો અને ઇસ્મીનિઅસને પકડ્યો. પિલોપિડસ અને બીજા કેટલાએક ન્હાસી છૂટયા, તેમને સ્પાર્ટનોએ દેશનિકાલની સજા કરી; અને ઇસ્મીનિઅસને દેહાંત દંડ કર્યો. પણ ઇપેમિનોન્ડસને ફિલસુફ ગણી તુચ્છકારી કાઢીને અને ગરીબ હોવાથી કંઇ તોફાન ન કરી શકે એમ માનીને, તેઓએ રહેવા દીધો.

સ્પાર્ટનોએ ફીબિડસની સરદારી ખુચવી લીધી અને તેનો એક લાખ દંડમા દંડ કર્યો, છતા કેડમિઆમાનુ રક્ષકસૈન્ય બોલાવી લીધુ નહીં. આવી વિચિત્ર રીતે કાર્યનુ અનુમોદન આપી તેના કરનારનો દંડ કર્યો તે જોઈ સમગ્રગ્રીસ આશ્ચર્યમા ગરક થઇ ગયુ. થીબનો પોતાની જૂની રાજ્યવ્યવસ્થા ખોઇ બેઠા અને સ્પાર્ટન જુલમમાથી છૂટવાનો હવે માત્ર એક ઉપાય એ જ હતો કે સ્પાર્ટનોનુ જમીન અને દરિયાનુ સામ્રાજ્ય તોડી પાડવુ.

લિઓન્ટિડસને ખબર મળ્યા કે બધા દેશનિકાલો એથન્સમા છે, અને તેઓને સામાન્યલોકવર્ગ આદર આપે છે એટલુ જ નહીં પણ અમીરવર્ગ પણ તેમની તરફ માનથી વર્તે છે ત્યારે તેમના જાન લેવાની તેણે ગુપ્ત યુક્તિઓ રચવા માંડી આ હેતુથી તેણે કેટલાએક માણસને રોક્યા અને તેઓએ એન્ડ્રોક્લાઇડિસનુ ખૂન કર્યુ પણ બાકીના બધા ન્હાસી છૂટયા. સ્પાર્ટનોએ પણ એથન્સ ઉપર પત્ર લખ્યો કે તેઓએ દેશનિકાલોને ન સંઘરતા તેમને રસ્તે પાડવા જોઇએ. પણ એથન્સવાસીઓ તેમના સ્વાભાવિક માયાળુપણાને ઘટે એમ જ વર્ત્યા, વળી તેઓ થીબ્સના ઉપકાર નીચે દબાયેલા હતા કેમકે આગળ જ્યારે એથન્સમા "ત્રીશ ટાયરંટો"‡ એ કેર વર્તાવ્યો હતો ત્યારે થીબ્સે ઠરાવ કર્યો કે એ જુલમગારોની વિરુદ્ધ હથિયાર સજીને કોઇ એથનિયન બીઓશિયામા થઇને જતા માગનો હોય તો તેને અટકાવવો નહી. એથન્સને પોતાની મૂલ પ્રજાશાસનની સસ્થાઓને

‡ ઇ. પૂ. ૪૦૫ મા ઇગોસ્પોટેમિ આગળના યુદ્ધમા હારી એથન્સે હથિયાર મુકી દીધા અને પિલોપોનીસિયન વિગ્રહનો અંત આવ્યો તે પછી ક્રીશિઅસ અને બીજા કુલીન એથીનિયનોએ એથન્સનુ રાજ્યબંધારણ તોડી "ત્રીશ ટાયરંન્ટોનો અમલ" એ નામે ઓળખાય છે એ જુલમગારોનો અમલ થ્રેસિબ્યુલસે ઇ. પૂ. ૪૦૩ મા તોડયો અને એથન્સમા પાછુ પ્રજાસત્તાક રાજ્ય સ્થાપ્યુ તે છત્રીશ સ્વાતંત્ર્યનો નાશ થયો ત્યા સુધી

ફરી સ્થાપવામાં આ ઠરાવથી મદદ મળી હતી. અને આ વખતે તેઓએ થીબ્સથી દેશનિકાલ થઇ આવેલા થીબનોને જરા પણ ઇજા પ્હોંચવા દીધી નહીં.

થીબન દેશનિકાલોમાં પિલોપિડસ સૌથી ન્હાની વયનો હતો છતાં તેણે દરેક દેશનિકાલને જુદા જુદા તેમ જ બધાને એકઠા કરીને ઉશ્કેરવા પ્રયત્ન કર્યો; તે બોલ્યો આપણી સ્વભૂમિમાં વિદેશીય સૈન્યનું થાણું બેસાડવામાં આવ્યું છે અને વિદેશીઓના ગુલામની સ્થિતિ આપણી માતૃભૂમિની છે તેવે વખતે આપણે સ્વભૂમિ છોડીને આવ્યા છીએ અને અહીં લોકપ્રીય વક્તાઓની ખુશામદ કરી એથન્સવાસીઓની મદદની રાહ જોતા નિરાંતે બેસી રહ્યા છીએ એમાં આપણી કેવી નામોશી છે! આપણે તો થ્રેસિબ્યુલસની હિંમત અને દેશવાત્સલ્યનું અનુકરણ કરી એવાં મહત્વનાં કાર્યમાં ગમે તે જોખમ ખેડવા તત્પર થવું જોઇએ; અને જેવી રીતે એથન્સના જુલમગારોને દાબી દેવા તે થીબ્સમાંથી ઉપડયો હતો તેમ જ આપણે થીબ્સને છોડાવવા એથન્સમાંથી ઉપડવું જોઇએ.

પિલોપિડસની સૂચનાનુકૂલ કરીને તેઓએ પોતે કરેલા ઠરાવની થીબ્સમાં પાછળ રહેલા પોતાના મિત્રોને ખબર આપી. આ ઠરાવ ત્યાં પસંદ પડયો અને કેરોન નામના એક ઉચ્ચ ખાનદાનના ગૃહસ્થે તેઓની મહેમાનદારી માટે પોતાનું ઘર આપવાનું વચન આપ્યું. ફીલીડસે તે વખતના સ્પાર્ટન હાકેમ આર્કિઆસ અને ફિલિપના સેક્રેટરીની જગ્યા મેળવવા ત્રેવડ કરી. અને ઇપેમિનોન્ડસે તો પ્રથમથી જ યુવાનોમાં હિંમતનાં પરમાણુંઓ રોપવાના પ્રયત્ન કર્યા હતા; કારણ કે જાહેર રમતોમાં તે થીબન યુવાનોને સ્પાર્ટનો સામે કુસ્તીમાં ઉતરવા ઉશ્કેરતો અને જ્યારે જીતથી તેઓ ફુલાઇ જતા ત્યારે તે ઉલટો ઠપકો આપી કહેતો: "જે લોકો કૌવતમાં તમારાથી આટલા ઉતરતા છે તેઓને તાબે રહેવામાં તમે શરમાતા નથી?"

પોતાની મુરાદ પાર પાડવાનો દિવસ મુકરર કર્યા પછી બધા દેશનિકાલોએ નિશ્ચય કર્યો કે તેમનામાંના મોટા ભાગે આથેસિયમમાં રોકાવું અને યુવાનમંડળના એક ભાગે પ્રથમ શેહેરમાં દાખલ થવાનો પ્રયત્ન કરવો અને જો તેમના પર કાંઇ આફત આવી પડે તો બાકીનાઓએ તેમનાં બાળકો અને વૃદ્ધ માબાપોની ખબર રાખવી. આ યુવાન મંડળમાં જોડાવાને પિલોપિડસ પ્રથમ તૈયાર થયો; અને પછી મેલન, ડેમોક્લાઇડિસ અને થિઓપોમ્પસ પણ તેમાં જોડાયા. તેઓ બધા ખાનદાન કુટુંબના નબીરા હતા, એકબીજા સાથે દૃઢ સ્નેહગ્રંથિથી જોડાયા હતા અને તેમની વચ્ચે ભેદનું એક માત્ર કારણ હિંમત અને કીર્તિની શરતમાં કોણ આગળ જાય છે એ સ્પર્ધા હતી. આ સાહસિક યુવાનોની સંખ્યા ૧૨ ની હતી. તેઓ બીજા બધાને ભેટયા, અને કેરોનને આગળથી ખબર મોકલી. છુટાં લુગડાંથી હાથમાં શિકારની લાકડીઓ અને શિકારી કુતરાઓ સાથે નીકળી પડયા કે રસ્તે મળનાર લોકો તેમને શોધમાં ફરતા શિકારીઓ ધારી કંઇ બીજો વ્હેમ લાવે નહીં.

જ્યારે તેમના ફને કેરોન પાસે જઇ સંદેશો કહ્યો ત્યારે ભય પામ્યા આવ્યાથી તેણે પોતાનો ઠરાવ ફેરવ્યો નહીં પણ અમીર માણસની માફક મિજમાનોને આવકાર આપવાને તૈયારી કરવા લાગ્યો. હિપ્પોસ્થિનાઇડસ પણ તેમના ભેદમાં હતો અને તે જાતે ખરાબ માણસ નહતો; ઉલટો સ્વદેશનો અને દેશનિકાલોનો મિત્ર હતો. પણ સાહસ કર-

વામાં હિંમત અને ભયને વખતે જે સ્થિરતા જોઇએ તે તેનામાં નહતી. એટલે જે મોટું જોખમ પિલોપિડસ વગેરે પોતાના માથા ઉપર ખેંચી લેતા હતા તેના વિચારથી તેની મતિ મુઝાઈ ગઇ. તેણે જોયું કે થોડાએક ગરીબ પુરુષો અને દેશનિકાલોનો પ્રયત્ન બ્હારની બિલકુલ મદદ મેળવ્યા શિવાય માત્ર પોતાના બાહુબળથી સ્પાર્ટન સત્તા ઉખેડી નાંખવા અને સ્વતંત્રતા મેળવવા માટે હતો. એટલે એક પણ અક્ષર બોલ્યા વગર તે ઘેર ગયો અને પોતાના એક મિત્રને સામે મોકલી પિલોપિડસ અને મેલનને કહેવરાવ્યું કે હાલને માટે તેમણે પોતાની હીલચાલ બંધ રાખવી અને એથન્સ પાછા ફરી વધારે સારી તકની રાહ જોવી.

આ કામને માટે મોકલેલો માણસ કલીડોન ઉતાવળથી ઘેર ગયો અને તબેલામાંથી પોતાના ઘોડાને બ્હાર કાઢી ઘરમાંથી તેણે લગામ મગાવી. તેની સ્ત્રીને તે લગામ જડી નહીં એટલે તેણે બ્હાનું આપ્યું "મ્હેં તે પાડોશીને આપેલી છે." આ ઉપરથી બોલાચાલી થઈ અને સ્ત્રીપુરુષ ચડભડયાં; તેની સ્ત્રી શાપ દેવા લાગી કે "તમને અને તમને મોકલનાર બન્નેને આ મુસાફરી પ્રાણઘાતક નીવડજો". આવી રીતે કજીઆમાં જ ઘણો વખત જવાથી, અને શરૂઆતમાં જ અપશુકન થયું માની, મુસાફરીનો વિચાર કલીડોને માંડી વાળ્યો અને બીજે કામે ગયો. આવી રીતે એ મહાયશસ્વી કાર્ય શરૂઆતમાં જ અટકી જતું સહેજમાં બચી ગયું.

પિલોપિડસ અને તેનું મંડળ હવે ખેડુતનો પોશાક ધારણ કરી સમીસાંજે જુદે જુદે દરવાજેથી શેહેરમાં દાખલ થયું. શિયાળો બેસી ચૂક્યો હતો અને તે દિવસે બરફનો વર્ષાદ અને તીક્ષ્ણ પવન વાતો હતો અને તેથી લોકો બારણાં બંધ કરી ઘરમાં પેશી ગયા હતા એટલે તેઓ વગર મુશ્કેલીએ છુપાઇ શક્યા. અને જેઓ ભેદમાં સામેલ હતા તેઓ તેમને મળ્યા અને એક પછી એક કેરોનને ઘેર એકઠા થયા; આવી રીતે ભેગા મળેલા બધાની સંખ્યા અડતાળીશની હતી.

તે વખતે સ્પાર્ટન હાકેમોની સ્થિતિ આ પ્રમાણે હતી. તેઓનો સેક્રેટરી ફિલિડસ, આપણે કહી ગયા તેમ, દેશનિકાલોની યુક્તિમાં સામેલ હતો; અને તે યુક્તિને ફતેહમંદ ઉતારવામાં પોતાથી બનતું કરવા તે ચૂક્યો નહીં. તે દિવસથી બપોરથી તેણે આર્કિઅસ અને ફિલિપને પોતાને ઘેર મેજબાનીમાં નોતર્યા હતા. અને તેઓની ગમતમાં કશી ઉણપ ન રહે તે માટે ઉત્તમ કુટુંબની સ્ત્રીઓ તેમના ઇશ્ક માટે લાવી આપવાનું વચન પણ આપ્યું હતુ તે એવા હેતુથી કે તેમના પર હુમલો કરવા આવનારાઓને તેઓ દારૂ અને સ્ત્રીની મોહનીથી વિકલ થયેલા માલૂમ પડે. મેજબાનીમાં હજી શરાબ ઉપર સારો હાથ માર્યો ન હતો ત્યાં તેમને કાને ખબર આવી—જોકે એ ઉડતી ખબર હતી—કે દેશનિકાલો શેહેરમાં દાખલ થયા છે, અને ક્યાંક ભરાઇ બેઠા છે. ફિલિડસે વાત ફેરવવાનો પ્રયત્ન કર્યા છતાં આર્કિઅસે એક અમલદાર મોકલી એકદમ કેરોનને બોલાવી મંગાવ્યો. આ વખતે રાત પડી હતી. પિલોપિડસ અને તેના મિત્રો બખ્તર પ્હેરી હથિયાર સજી બ્હાર નીકળવાની તૈયારી કરતા હતા ત્યાં એકદમ કોઇએ બારણું ઠોક્યું; એક જણ બારણે દોડી ગયો. કોનું શું કામ છે એ પૂછી આવ્યો; અને એક અમલદાર કેરોનને બોલાવવા આવેલો છે એમ તેણે ખબર આપી; બધાનાં મ્હોં ઉતરી ગયાં; સર્વેએ માની

લીધું કે તેમનું તરકટ પકડાઇ ગયું છે, અને બહાદુરી બતાવવાની તક આવ્યા પ્હેલાં જ કાલને અધીન થવાનો પ્રસંગ આવી ચૂક્યો છે, છતાં તેઓએ મત આપ્યો કે કેરોને હુકમને માન આપીને હાકેમો પાસે જવું. ફક્ત પોતાની જ જીંદગીનું જોખમ ખેડવું હોય તેવા પ્રસંગમાં કેરોન અતિ હિંમતવાન નર હતો પણ તે પ્રસંગે તેના મિત્રોને માટે તેને બહુ લાગણી થઇ આવી હતી, અને તેને ભય લાગ્યો કે રખેને આ બધા શૂરવીરોનું કંઇ અમંગળ થયું તો મ્હારા ઉપર વિશ્વાસઘાતનો આરોપ સહજ આવશે, એટલે તેણે જતા પ્હેલા પોતાના બાળકપુત્રને સ્ત્રીઓના આવાસમાંથી લઇ આવી પિલોપિડસના હાથમા મુક્યો, અને કહ્યું કે તમને જો વિશ્વાસઘાત કરેલો લાગે તો આ બાળકને દુશ્મન ગણીને તમે તેનો ઘાત કરજો. કેરોનના અંતઃકરણની ચિંતા અને તેના મહાનુભાવથી ઘણાખરાની આંખમાં આંસુ આવી ગયાં અને તેઓ બોલ્યા કે હાલની ભયભરેલી સ્થિતિએ અમને હજી એટલું બધું ભાન નથી ભૂલાવી દીધું કે અમે કોઈ રીતે ત્હારો દોષ કાઢીએ માટે એ ખાતે કંઇ શંકા લાવવી જ નહીં. અને એટલા માટે તેઓએ તેને વિનંતિ કરી કે તે બાળકને હાલના ભયમાંથી દૂર ક્યાંક મોકલી આપજો કે ઇશ્વરેચ્છાએ જો કંઇ અમંગળ થાય તો તે મોટો થતા પોતાના દેશનું અને મિત્રોનું વેર લેનાર થઇ શકે. પણ કેરોને તે વાત માની નહી. તે બોલ્યો "ના, ના, તેના પિતા અને તે પિતાના આટલા બધા શૂરવીર મિત્રોની સાથે દેશસેવામા તેનું મૃત્યુ થાય તે કરતા વધારે સુભાગ્ય શું હોઇ શકે"? તે પછી ઇશ્વરપ્રાર્થના કરી, પોતાના મિત્રોને ભેટી, તે બ્હાર પડ્યો અને મુખમુદ્રા શાંત કરી પોતાના મનની સ્થિતિ વિષે શંકા ન જાય એટલા માટે સાવધાન થયો.

જ્યારે તે ફિલિડસને ઘેર પ્હોચ્યો ત્યારે આર્કિઅસ અને ફિલિપ બન્ને તેની સામે આવ્યા અને તેને પૂછવા લાગ્યા "અમે સાંભળ્યું છે કે કોઇ લોક ગામમા ભરાઈ બેઠા છે અને તેમને ગામના લોકો વળી આશ્રય આપે છે એઓ કોણ છે"? કેરોન શરૂઆતમા તો જરા ક્ષોભ પામી ગયો પણ તરત સાવધાન થઇ બોલ્યો "તમે કોને માટે પૂછો છો? અને કોણ આશ્રય આપે છે?" અને જ્યારે એ સવાલોનો કંઇ નિશ્ચિત જવાબ મળ્યો નહીં ત્યારે તેણે અનુમાન કર્યું કે કોઇ ભેદુએ બાતમી ફોડી લાગતી નથી એટલે પછી જવાબ આપ્યો "એવી ખોટી ગપને વજન આપવું નહીં. તોપણ હું તપાસ કરીશ, કારણ કે કદાચ એવી બાબતમા પણ કંઇક સત્ય નો હોય છે" ફિલિપે તેની સાવચેતી માટે તેને વખાણ્યો અને આર્કિઅસને પાછો અંદર લઇ જઇ ખુબ દારૂ પાયો અને સુંદરીઓની આશામા ને આશામા શરાબ બાજી ચાલ્યા કરી

જ્યારે કેરોન ઘેર પ્હોચ્યો ત્યારે તેના મિત્રો તૈયાર થઇને બેઠા હતા નહીં કે છતને માટે કે પ્રાણ બચાવવા માટે, પણ પોતાની જીંદગી મોંઘે મૂલે વેચી યશમા પ્રાણવિસર્જન કરવા માટે કેરોને બધી બિના પિલોપિડસને કહી પણ બીજાને તો માત્ર એટલું જ જણાવ્યું કે આર્કિઅસને કંઇ બીજી બાબત સારુ તેનું કામ હતુ

આવી રીતે એક તોફાન માંડમાંડ વિખેરાયું ત્યા વિધાતાએ બીજું ઉભું કર્યું; કારણ કે તે જ વખતે આર્કિઅસ ઉપર એથન્સથી તેનો જ નામરાશી જે ધર્મગુરુના સ્થાનપર હતો તેનો લખેલો કાગળ લઇ એક કાસદ આવ્યો આ પત્રમા બધા પાસા વગેરેના અનુ-

માનો મા નહતા પણ પાછળથી માલૂમ પડ્યું તેમ બધો વિગતે હેવાલ આપવામા આવ્યો હતો આર્કિઅસ શરાબથી ઉન્મત્ત થયો હતો ત્યા કાસદ દાખલ થતા આર્કિઅસના હાથમા પત્ર મુક્યો અને ઉમેર્યું કે આ પત્ર આપનારે સૂચના કરી છે કે તે તમારા હાથમા પડતાવાત તમે વાચજો કારણ કે એમા લખેલી વાત અત્યત મહત્વની છે પણ આર્કિઅસે કાગળ હાથમા લઇ તળિયા નીચે ઓસર્યો અને હસતા હસતા બોલ્યો "કામકાજ આવતી કાલે," અને વળી પાછો ફિલિડસ સાથે વાતે વળગ્યો તે દિવસથી આજસુધી "કામકાજ કાલે" એ વાક્ય કહેવત રૂપ થઇ પડ્યું છે

હવે પોતાની ધારણા પાર પાડવાની સારી તક જોઇ કેરોનને ઘેર એકઠા થયેલા સ્વતન્ત્રતાના ભક્તો બે ભાગમા વ્હેચાઈ જઇ બ્હાર નીકળી પડયા પિલોપિડસ અને ડેમોક્લિડસ એ લિઓન્ટિડસ અને હાઇપેટીસ જે બે પાડોશી હતા તેમની તરફ ચાલ્યા અને કેરોન અને મેલન તે આર્કિઅસ અને ફિલિપની સામે ચાલ્યા. કેરોન અને તેના મડળે પોતાના બખ્તર ઉપર સ્ત્રીઓના વસ્ત્ર પ્હેરી લીધા અને પોતાના મુખ ઢાકવા માટે મોટા મોટા પાદડાના ગુચ્છાદાર હાર પ્હેરી લીધા, જ્યા મેજમાનો ભેગા થયા હતા તે સ્થાને તેઓ પ્હોચ્યા ત્યા તો મડળમાના બધા બૂમ પાડી ઉઠયા અને જેની ઘણા વખતથી વાટ જોવાતી હતી તે સ્ત્રીઓ આવી ધારી, તાળીઓ પાડવા લાગ્યા એ વેશધારી સ્ત્રીઓએ ઓરડામા બધે નજર ફેરવી હાજર રહેલાઓને જોઇ લીધા ત્યારે તેઓએ તરવાર ખેચી પોતાનુ ખરૂ રૂપ બતાવ્યુ તેમનામાંના થોડાને વચમા ન પડવા ફિલિડસે સમજાવ્યા અને બાકીના લડવા તૈયાર થયા પણ દારૂથી ઉન્મત્ત થયેલા હોવાથી તેઓ લાબો વખત ટકી શક્યા નહી

પિલોપિડસ અને તેના મડળને આટલુ સહેલું કામ નહતું તેઓને પ્રથમ લિઓન્ટિડસ જે બહાદૂર અને સાવધ પુરુષ હતો તેની સાથે કામ લેવાનુ હતુ. તે સુઇ ગયો હતો અને તેના ઘરના બાર બધ હતા એટલે તેમણે ઘણા વખત સુધી આગળીયો ખખડાવ્યા કર્યા આખરે એક નોકરે અવાજ સાભળી, નીચે આવી ભોગળ કાઢી લીધી તરત જ બ્હારથી બારને ધક્કો મારી તેઓ અદર પેઠા અને બાર ઉઘાડનારને પાડી નાખી સુવાના ઓરડા તરફ દોડ્યા લિઓન્ટિડસે ગડબડ અને ઘોઘાટ સાભળી, તેનુ કારણ કલ્પી, પોતાની પથારીમાથી કુદી તરવાર હાથમા પકડી પણ તે ભૂલથી દીવો હારી નાખવો ચૂકી ગયો જો તેણે તેમ કર્યું હોત તો તેઓ અધારામા માહેમાહે જ કપાઇ મરત પણ અજવાળાને લીધે તેમની નજરે પડ્યાથી તે તેઓને બારમા સામો મળ્યો અને સેફિસોડોરસ જે ઓરડામા દાખલ થવા પ્રયત્ન કરતો હતો તેને એક ઘાએ તેણે નીચે પાડયો. તે પછી તેની સામે પિલોપિડસ આવ્યો અને બાર સાકડુ અને તેમની વચ્ચે સેફિસોડોરસનુ શબ પડેલું હોવાથી તે બે વચ્ચે લાબા વખત સુધી યુદ્ધ ચાલ્યુ આખરે પિલોપિડસ ફત્તેહમદ થયો અને લિઓન્ટિડસને મારી, તે ન્હાનુ મડળ તરત હાઇપેટિસની તરફ વળ્યુ પ્હેલા ઘરમા પેઠા તેવી જ રીતે તેઓ તેના ઘરમા પણ દાખલ થયા પણ તેણે તેમને જોયાથી તે એક પાડોશીના ઘરમા ભરાઇ ગયો અને તેઓએ તેની પાછળ જઇને ત્યા જ તેને પૂરો કર્યો

આ કામ પૂરૂ કર્યા પછી તેઓ મેલનના મડળને જઈ મળ્યા અને જે દેશનિકાલોને

પાછળ રાખી આવ્યા હતા તેઓને બોલાવવા માણસો મોકલ્યાં. વળી બધા ચીબનોને સ્વતંત્રતા પાછી મળ્યાની વાત જાહેર કરી અને તેમની તરફેણમાં વસ્તીના માણસ આવતા ગયા તેઓને તુરત દુકાનોમાંથી તલવારો અને હથિયાર પૂરાં પાડ્યાં. ઍપેમિનોન્ડસ અને ગોર્ગિડસ પણ એક કસાએલા હથિયારબંધ યુવાનોનું ટોળું લઈ તેમને આવી મળ્યા.

હવે આખા શેહેરમાં ગડબડાટ મચી રહ્યો. મકાનોમાં બધે દીવા થઇ ગયા અને રસ્તાઓમાં લોકો ન્હાસભાગ કરવા લાગ્યા. છતાં બધા હજી કાંઈ ભેળા મળ્યા ન હતા; કારણ કે શું બન્યું તેની નિશ્ચિત ખબર ન હોવાથી તેઓ વધારે અધીરા થઇ રહ્યા હતા. આ તકનો લાભ લઇ સ્પાર્ટન સરદારો પોતાના લશ્કર સહિત કિલ્લામાંથી નીકળી બળવાખોરો ઉપર એકાએક તૂટી ન પડ્યા એ તેમણે મોટી ભૂલ કરી. તેઓની પાસે પંદરસો સિપાહો હતા અને વળી ગામમાંથી ઘણા તેમને આવી મળ્યા હતા. ગડબડાટ દીવા અને તોફાન જોઇને ભયભીત થઇ જઇ, તેઓ માત્ર કિલ્લો સાચવી બેસી રહ્યા.

પ્હો ફાટતાં જ બાકીના દેશનિકાલો આવી પ્હોંચ્યા. આમંત્રણને માન આપી લોકો ભેગા થયા અને ઍપેમિનોન્ડસ અને ગોર્ગિડસે તેમની સન્મુખ હાથમાં ફૂલના હારવાળા ધર્મગુરૂઓની વચમાં ઉભેલા પિલોપિડસ અને તેના સહાયકોને રજૂ કર્યા; અને પ્રજાને પોતાના દેવો માટે અને સ્વદેશ માટે મથવા આગ્રહ કર્યો. આ દેખાવથી ઉશ્કેરાઇ, આખી સભાએ ઉભા થઇ, એ મંડળીને એક અવાજે પોતાના તારનાર અને બચાવનાર તરીકે કબુલ રાખ્યા.

પિલોપિડસ, મેલન અને કેરોન બીઓશિઆના હાકેમ નીમાયા, અને તેઓ તુરત કેડમિઆનો કિલ્લો ઘેરી લઈ સ્પાર્ટન મદદ આવી પ્હોંચે તે પ્હેલાં રક્ષકસૈન્યને કાઢી મુકવાને યત્નશીલ થયા. અને ખરેખર તેઓ જરાક જ વ્હેલા ફત્તેહમંદ થયા, કારણ કે સ્પાર્ટનો શરણ થઇ શરત પ્રમાણે ઘેર જતા હતા ત્યાં મેગારા પાસે મોટા લશ્કર સાથે કિલઓમ્બ્રોટસ મદદે આવતો તેમને મળ્યો. કેડમિઆના લશ્કરના સરદારોએ શરણ થવાની શરત ઉપર સહી કરી તે માટે તેઓ પર સ્પાર્ટનોએ કેસ ચલાવી, તેમાંના બેને દેહાંત શિક્ષા કરી; અને ત્રીજાનો એટલો સખ્ત દંડ કર્યો કે તેને પિલોપોનીસસ છોડી જવાની ફરજ પડી.

પિલોપિડસના આ પરાક્રમને લોકોએ થ્રેસિબ્યુલસના પરાક્રમ સાથે સરખાવ્યું અને એ સરખામણી તે બે વીરોના સદ્‌ગુણમાં જ અને જે મુશ્કેલીઓ વચ્ચે તેમને પસાર થવું પડ્યું તેમાં જ ન હતી પણ વિધાતાએ તેમને ફતેહ પણ સરખી જ બક્ષી હતી. કારણ કે એવો બીજો દાખલો ભાગ્યે જ મળશે કે જ્યાં ફક્ત હિંમત અને સાહસના બળથી થોડા માણસો મોટા લશ્કર પર, પોતે નાતવાન છતાં સબળ દુશ્મન પર જીત મેળવી જાય અને તે જીતથી પોતાના દેશને મહા ફાયદો મેળવી આપે. પણ એ પરાક્રમમાંથી જે પરિણામો નીપજ્યાં તેથી તો એ પરાક્રમ હજી પણ વધારે યશસ્વી નીવડ્યું, કારણ કે જે વિગ્રહને અંતે સ્પાર્ટનોનુ આત્મમાન તૂટ્યું અને સ્પાર્ટાનું જમીન અને સમુદ્રપરનુ સામ્રાજ્ય તૂટ્યું તે વિગ્રહની શરૂઆત તે રાત્રે થઇ હતી કે જ્યારે કોઇ પણ શેહેર કે કિલ્લાની મદદ વગર, ફક્ત મૂઠીભર મિત્રોની સાથે પિલોપિડસે એક ખાનગી ઘરમાં દાખલ થઇ (વર્ણનમાં અલંકારિક ભાષા વાપરીયે તો) અભેદ્ય મનાતી સ્પાર્ટનસત્તાની સાંકળ તોડી નાંખી.

સ્પાર્ટનો જબર લશ્કર સાથે બીઓશિઆમાં દાખલ થયા તે જોઇ એથન્સવાસીઓ ગભરાઇ ગયા અને તેમણે થીબનો સાથેનો પોતાનો સબંધ તોડી નાખી, એ લોકોની તરફેણમા હજી જે નાગરિકો પ્રયત્નશીલ હતા તેમના પર કામ ચલાવ્યુ કેટલાએકને દેહાતની શિક્ષા કરી, બીજાને દેશનિકાલ કર્યા અને ત્રીજા કટલાકના ભારે દંડ કર્યા આવી રીતે થીબનો એકલા પડી ગયા અને તેઓની સ્થિતિ કફોડી થઇ પડી પણ પિલોપિડસ અને ગોર્ગિડસ જે તે વખતે બીઓશિઆના સયુક્ત સરદાર હતા તેઓએ સ્પાર્ટનો અને એથન્સવાસીઓ વચ્ચે વિક્ષેપ પાડવા માટે નીચેની યુક્તિ રચી સ્ફોડ્રિયસ નામના સ્પાર્ટન સરદારને થોડા સિપાહ સાથે થેસ્પીમા નખવામા આવ્યો હતો, તે એટલા માટે કે જે થીબનો સ્પાર્ટાનો પક્ષ કરે તેઓને તે રક્ષણ આપી શકે આ માણસ બહાદુર હતો પણ જરા કમઅક્કલ અને વળી મહત્વાકાંક્ષી હતો તેની પાસે પિલોપિડસે એક વિશ્વાસુ વેપારીને મોકલ્યો તેની સાથે પુષ્કળ દ્રવ્ય મોકલ્યુ અને દ્રવ્ય કરતા વધારે કામ કરે એવી સૂચના મોકલી, તે સૂચના એવી હતી કે સ્ફોડ્રિયસે કંઈક પોતાને લાયક પરાક્રમ કરવુ, અને તે કરવાનો પ્રસગ હમણા સારો છે તે એકે એથન્સવાસીઓ હજી તૈયાર નથી ત્યા તેણે એકદમ પાઇરીયસ ઉપર ચ્હડી જઇ તે સર કરવુ એથન્સને નીચે પાડવામા સ્પાર્ટા હમેશ ખુશી થાય એ નિશ્ચિત વાત હતી અને થીબનો પણ એથન્સવાસીઓને વિશ્વાસ ઘાતી સમજી તેમના પર એટલા બધા રોષે ભરાયા હતા કે તેઓ એથન્સને કંઇ મદદ નહી આપે એ પણ નિર્વિવાદ હતુ

આવા રૂપમા મળેલી સલાહ માન્ય કરીને સ્ફોડ્રિયસ રાતમા ને રાતમા કુચ કરી, થ્રીઆસિસ સુધી પ્હોચ્યો ત્યાથી આગળ જવાને તેના સિપાહીના મને કહ્યુ ના કર્યું, અને પોતાની યુક્તિ ઉઘાડી પડી ગયેલી જોઇ તે પાછો ફર્યા પણ સ્પાર્ટનોને માટે તેણે નાઓ અને નુકસાનકારક વિગ્રહ લાવી મુક્યો, કારણ કે આ પછી એથન્સવાસીઓ તુરત થીબનો સાથે મળી ગયા અને એક મોટો કાફલો તૈયાર કરી ગ્રીસની આસપાસ ફરવા લાગ્યા અને જે સ્પાર્ટનોના કાબુમાથી નીકળી જવા માગતા હતા તેઓને પોતાની મદદમા લેવા લાગ્યા

દરમિયાન બીઓશિઆમા, સ્પાર્ટનો સાથે થીબનોને જુદે જુદે વખતે ઝપાઝપી થયા કરતી, જેથી પરિણામે થીબનોને ઘણો ફાયદો થયો કારણ કે તેથી તેઓનો ઉત્સાહ વધ્યો, તેમના અગ કસાયા અને તેમના અનુભવ અને હિમત વૃદ્ધિ પામ્યા એ૨ના જ માટે જ્યારે એગસિલેઅસ બીઓશિઆમાથી ઘવાઇ પાછો ફર્યા ત્યારે એન્ટેલ્કાઇડસે ટકોર કરી હતી કે 'થીબનોને તેમની મરજી ઉપરાત તમે યુદ્ધકળા શીખવી તેનો લાયક બદલો તેઓએ આપ્યો એમા ના પડાય તેમ નથી ' જો કે વાસ્તવિક જોતા તેમનો શિક્ષક એગસિલેઅસ ન હતો પણ તે ડાહ્યા સરદારો હતા કે જેઓ લાયક પ્રસગ જોઇ શિકારી કુતરાઓની માફક થીબનોને દુશ્મનની સામે છોડી મુકતા અને જ્યારે જીતનો સ્વાદ લઇ લે અને પોતાના ઉત્સાહથી મતોષ પામે ત્યારે તેઓને પાછા સહીસલામત વાળી લેતા આમા મુખ્ય માન પિલોપિડસને ઘટે છે કારણ કે તે પ્રથમ સરદાર નીમાયો ત્યારથી તે તેના મૃત્યુ સુધી કદી નોકરીથી વિમુખ થયો ન હતો પણ "પવિત્ર મડળ' ના સરદાર તરીકે કે બીઓશિઆના હાકેમ તરીકે કંઇને કંઇ રાજ્યની નોકરીમા હતો અને તે નોકરી પર હતો તે દરમિયાન તેણે કેટલીક વખત સ્પાર્ટનોને હરાવ્યા હતા તેમા ખાસ કરી પ્રેગી

કે તેઓ પોતાના સદ્દગુણથી આ ક્ષણભંગુર દેહ છોડીને અમરકાયા મેળવવા શક્તિમાન થયા હતા પણ એપોલો તો અજન્મા દેવોમા ન લખવો જોઇએ એમ એ વિષય ઉપર વિવેચન કરનારા ધર્મગ્રંથોનુ કહેવુ છે

હવે થીબનો ઓર્કોમીનમથી ટેગાઇરિ તરફ પાછા ફરતા હતા ત્યા લોક્રિસથી પાછા ફરતા સ્પાર્ટનો તેમને મળ્યા તેઓ આગળ આવતા દેખાયા કે તુરત એકજણ પિલોપિડસ પાસે દોડતો જઇ બોલ્યો "સાહેબ! આપણે શત્રુના હાથમા સપડાઈ પડયા." તેણે જવાબ આપ્યો "એથી ઉલટુ એમ કહો કે શત્રુ આપણા હાથમા સપડાઇ ગયો છે." અને તુરત તેણે થોડેસવાર લશ્કરને પાછળથી આગળ આવવા હુકમ આપ્યો કે તેઓ હુમલા માટે તૈયાર થઇ રહે અને પાયદળ લશ્કર જેમા માત્ર ૩૦૦ જણ હતા તેઓને તેણે એકચોરસ વ્યૂહમા ગોઠવ્યા એવા હેતુથી કે જે સ્થળે તેઓ દુશ્મન ઉપર હુમલો લઇ જાય તે સ્થળેથી તેઓ દુશ્મનની મોટી સખ્યા છતા પણ તેમની વચમા થઇને પોતાનો રસ્તો કાપી કાઢવા શક્તિમાન થઇ શકે.

સ્પાર્ટનો પાસે બે ટુકડીઓ હતી એક લેખક કહે છે કે સ્પાર્ટનોની એક ટુકડીમા ૫૦૦ સિપાહી રાખવાનો ધારો હતો, પણ બીજો લેખક એ આકડા ૭૦૦નો જણાવે છે અને ત્રીજો ૯૦૦નો જણાવે છે તેઓના સરદારો હિંમતથી થીબનો વિરુદ્ધ ધસી આવ્યા પ્રથમ મારો જે સ્થાને બન્ને સૈન્યના સરદારો હતા તે સ્થાને લાગ્યો, અને ત્યા યુદ્ધ ઘણુ સખ્ત જામ્યુ સ્પાર્ટન અમલદારો જેઓ પિલોપિડસ સાથે યુદ્ધમા જોડાયા હતા તેઓ પ્રથમ જમીનદોસ્ત થયા, અને જેઓ તેમની આસપાસ લડતા હતા તેઓ મરાયા અથવા ન્હાઠા, એથી સ્પાર્ટન લશ્કરમા એટલુ બધુ ભગાણુ પડયુ કે તેઓએ પોતાની વચ્ચે થઇ થીબનોને પસાર થવા દેવા માટે માર્ગ આપ્યો, પણ પિલોપિડસે એવી રીતે ન્હાસી છુટવાનુ ધિક્કારી હજી જેઓ ટકી રહ્યા હતા તેમના પર હલ્લો કર્યો અને એવો સખ્ત મારો ચલાવ્યો કે તેઓને એકદમ ન્હાસવાની ફરજ પડી થીબનો દૂર સુધી તેમની પાછળ ગયા નહી, કારણ કે તેમને ભય હતો કે ઓર્કોમીનીયનો અને સ્પાર્ટાથી આવી પ્હોચેલુ લશ્કર કદાચ સામા ઉતરી આવે એટલા માટે સ્પાર્ટનોને હરાવી છિન્નભિન્ન કરી નાખી પોતાને રસ્તે પડવામા તેમને ડાહપણ લાગ્યુ

એટલા માટે વિજય સ્તભ ઉભો કરી, મરી ગયેલાની માલમત્તા લઇ મગ્ન થતા તેઓ ઘેર પાછા ફર્યા આ યુદ્ધ થયુ તે પ્હેલા સ્પાર્ટનો તેમના વિગ્રહોમા વિદેશી કે ગ્રીક કોઇની સાથેના યુદ્ધમા દુશ્મનની સરખી સખ્યાથી કે ઓછી સખ્યાથી કદી હાર્યા નહતા આથી તેમની હિમત અડગ હતી અને તેમની કીર્તિથી દુશ્મનો એટલા ડરી જતા કે સરખી સખ્યાથી સ્પાર્ટનો સાથે યુદ્ધ કરવા તે તત્પર થતા નહી આ યુદ્ધે પ્રથમ જ શીખવ્યુ કે શૂરવીર યોદ્ધાઓ કઇ યુરોટસ નદીના પ્રદેશમા જ પાકતા નથી પણ જ્યા જ્યા જુવાનો હલકુ કામ કરતા આચકો ખાતા હોય, સારૂ કામ પાર પાડવામા આગ્રહી હોય, અને ભય કરતા કલકથી વધારે ડરતા હોય ત્યા ત્યા દુશ્મનોને થરથરાટી ઉપજાવનાર યોદ્ધાઓ મળી આવે છે

કહે છે કે "પવિત્ર મડળ" નો સ્થાપનાર ગોર્ગિડસ હતો આ મડળમા ત્રણસો ચૂટી કાઢેલા યુવાનો હતા. તેઓ કેડમિઆમા પ્રજાને ખર્ચે રહેતા અને કસરત કરતા તેમનુ

અને ક્રેપીનાયુદ્ધમા જ્યા નદીયા ઉપર છાપો મારનાર ફીબિદસ મનાયો હતો, અને ટેનેગ્રાના યુદ્ધમા જ્યા ન્હાના લશ્કરની મદદથી તેણે મોટા સૈન્યને હરાવ્યુ અને તેના સરદારને પોતાને હાથે જ કાપી નાખ્યો.

પણ આ યુદ્ધોથી જેકે જીતનારાઓની હિંમત અને ઉત્સાહ વધ્યા પણ હારનારાઓની તેથી કંઈ નાહિંમત થયા નહીં કારણ કે તે કાંઈ મોટા વ્યૂહબદ્ધ યુદ્ધ ન હતા પણ માત્ર એ તો પરચુરણ ઝપાઝપીઓ હતી અને તેમા પણ એકાદ વખત થીબનો દુશ્મનની પાછળ પડતા તો બીજી વખત તેઓ ન્હાસી આવતા હતા પણ ટેગાઇરાનુ યુદ્ધ જે લ્યૂક્ટ્રાના યુદ્ધની પ્રસ્તાવના રૂપ હતુ તેથી પિલોપિડસની કીર્તિમા ઘણો વધારો થયો, કારણ કે બીજા કોઇ સરદારથી એ જીતના માનમા ભાગ પડાવાય તેમ હતું નહીં અને તેમ જ દુશ્મનોને પોતાની હારને માટે બ્હાનુ કાઢવાનુ પણ બને તેમ હતુ નહીં

ઓર્કામીનસ શેહેર સ્પાર્ટનોની બાજુમા જઇ ભળ્યુ હતું તે ઉપર પિલોપિડસે સખ્ત દેખરેખ નાખી હતી, અને તેને પાયદળ લશ્કરની બે ટુકડીઓના બચાવ માટે મળી હતી તે છાપો મારવાનો લાગ ગોત્યા કરતો હતો, ત્યા તેને ખબર મળી કે ત્યાનુ રક્ષકસૈન્ય લોક્રિસ ઉપર ચ્હડાઇ લઇ ગયુ છે અને તેથી લશ્કરની ગેરહાજરીમા ઓર્કોમીનસ સહેલા ઇથી લઇ શકાશે એમ ધારી 'પવિત્ર મંડળ' અને ઘોડાઓ. ઘોડેસવાર સાથે તે એકદમ ચ્હડી ગયો પણ શેહેરની પાસે પ્હોચતા જે લશ્કર ગયુ હતુ તેની જગાએ બીજુ લશ્કર સ્પાર્ટાથી આવતુ તેણે જોયુ એટલે પછી ટેગાઇરા નામના ગામને રસ્તે પર્વતની બાજુએ તે પાછો ફર્યો તેને પાછા વળવા માટે આ એકજ માર્ગ ખુલ્લો હતો કારણ કે બાકીનો બધો ભાગ મેલાસ નદીમા પૂર આવવાથી પાણીમા ઢંકાઇ ગયો હતો અને ત્યા કાયમ પાણીની રેલથી ખાબોચિયા બનાઇ રહેતા

આ ખાબોચિયાની જરા નીચે એપોલો (સુર્યદેવ) નુ દેવળ આવેલુ છે જેમાની દેવવાણી થોડા વખત ઉપર જ બંધ થઇ ગયેલી છે ઇરાની વિગ્રહોના સમયમા જ્યારે એકિરેટિસ ત્યાનો મુખ્ય પૂજારી હતો તે વખતે એ દેવળ વધુ પ્રખ્યાત હતુ કહે છે કે આ સ્થળે એપોલોનો જન્મ થયો હતો. ડેલોસ નામના પાસેના પર્વતની તળેટીમા મેલાસ નદી વાંક ખાઇ પાછી આવે છે દેવળની પાછળ બે (સુંદર) મોટા ઝરા છે જેનુ પાણી હમેશ ઠંડુ અને સ્વાદિષ્ટ રહે છે તેમાના એક ઝરનું નામ પામ (તાડ) અને બીજાનુ નામ ઓલિવ (જીતવૃક્ષ) આ જ સુધી ચાલે છે એગને ગેટાનાનેઈ પ્રસર થયો તે ઉપરના નામના બે વૃક્ષ નહીં પણ બે ઝરાઓની વચ્ચે થયેનો લાગે છે વળી જે જગાએથી જગતી ડુક્કર નીકળ્યુ અને તેને હૈયતાવી નાખી તે ટૃમ પણ પાસે જ છે વળી પાઇથોન અને ટીટીયસની વાર્ત્તાનો પ્રસગ પણ અહીં બનેલો છે તે બિના પણ જેઓ એપોલોનુ ઉત્પત્તિ સ્થાન આ માને છે, તેમને ટેકો આપે છે આ બાબતની બીજી સાબિતીઓ હું આપતો નથી કારણ કે દંતકથા પ્રમાણે આ દેવની, કંઇ મનુષ્ય માબાપને પેટે જન્મ લઇ પાછળથી દેવ પદવી પામેલામાના એક તરીકે ગણત્રી થતી નથી, એ વર્ગના હરક્યુલિસ અને બેકસ એ બે ગણાય છે કારણ

ક્રેએટોઝીની માતા તેને પટ ગ્રયુસથી ગર્ભ રહેલો તેથી રીતએ ઇર્ષ્યાથી તેની પાછળ પાઇથોન (સર્પના આકારનો એક રાક્ષસ) મોકલ્યો અને તેનાથી ન્હાસતી ન્હાસતી તે આ સ્થળે આવી ત્યા એપોલોને તેણે જન્મ આપ્યો અને પછી એપોલોએ પાઇથોનનો નાશ કર્યા

કે તેઓ પોતાના સદ્ગુણથી આ ક્ષણભંગુર દેહ છોડીને અમરકાયા મેળવવા શક્તિમાન થયા હતા પણ એપોનો તો અજન્મા દેવોમાં ન લખવો જોઈએ એમ એ વિષય ઉપર વિવેચન કરનાર ધર્મગ્રંથનું કહેવું છે

હવે થીબનો ઓર્કોમીનસથી ટેગાઈરિ તરફ પાછા ફરતા હતા ત્યાં લોક્રિસથી પાછા ફરતા સ્પાર્ટનો તેમને મળ્યા તેઓ આગળ આવતા દેખાયા કે તુરત એકજણ પિલોપિડસ પાસે દોડતો જઈ બોલ્યો 'સાહેબ ! આપણે શત્રુના હાથમાં સપડાઈ પડ્યા." તેણે જવાબ આપ્યો "એથી ઉલટું એમ કહો કે શત્રુ આપણા હાથમાં સપડાઇ ગયો છે" અને તુરત તેણે ઘોડેસવાર લશ્કરને પાછળથી આગળ આવવા હુકમ આપ્યો કે તેઓ હુમલા માટે તૈયાર થઇ રહે અને પાયદળ લશ્કર જેમાં માત્ર ૩૦૦ જણ હતા તેઓને તેણે એકયોગ્ય વ્યૂહમાં ગોઠવ્યા એવા હેતુથી કે જે સ્થળે તેઓ દુશ્મન ઉપર હુમલો લઇ જાય તે સ્થળેથી તેઓ દુશ્મનની મોટી સંખ્યા છતાં પણ તેમની વચમાં થઇને પોતાનો રસ્તો કાપી કાઢવા શક્તિમાન થઇ જાય

સ્પાર્ટનો પાસે બે ટુકડીઓ હતી એક લેખક કહે છે કે સ્પાર્ટનોની એક ટુકડીમાં ૫૦૦ સિપાહી રાખવાનો ધારો હતો પણ બીજો લેખક એ આંકડો ૭૦૦નો જણાવે છે અને ત્રીજો ૯૦૦નો જણાવે છે તેઓના સરદારો હિમતથી થીબનો વિરુદ્ધ ધસી આવ્યા પ્રથમ મારો જે સ્થાને બન્ને સૈન્યના સરદારો હતા તે સ્થાને લાગ્યો, અને ત્યાં યુદ્ધ ઘણું સખ્ત જામ્યું સ્પાર્ટન અમલદારો જેઓ પિલોપિડસ સાથે યુદ્ધમાં જોડાયા હતા તેઓ પ્રથમ જમીનદોસ્ત થયા અને જેઓ તેમની આસપાસ લડતા હતા તેઓ મરાયા અથવા ન્હાસ, એથી સ્પાર્ટન લશ્કરમાં એટલું બધુ બગાણું પડ્યું કે તેઓએ પોતાની વચ્ચે થઇ થીબનોને પસાર થવા દેવા માટે માર્ગ આપ્યો પણ પિલોપિડસે એવી રીતે ન્હાસી છુટવાનું ધિક્કારી હજી જેઓ ટકી રહ્યા હતા તેમના પર હલ્લો કર્યો અને એવો સખ્ત મારો ચલાવ્યો કે તેઓને એકદમ ન્હાસવાની ફરજ પડી થીબનો દૂર સુધી તેમની પાછળ ગયા નહીં, કારણ કે તેમને ભય હતો કે ઓર્કોમીનીયનો અને સ્પાર્ટાથી આવી પ્હોચેલું લશ્કર કદાચ સામા ઉતરી આવે એટલા માટે સ્પાર્ટનોને હરાવી છિન્નભિન્ન કરી નાખી પોતાને રસ્તે પડવામાં તેમને ડાહપણ લાગ્યું

એટલા માટે વિજય સ્તંભ ઉભો કરી, મરી ગયેલાની માનમત્તા લઇ મગન થતા તેઓ ઘેર પાછા ફર્યા આ યુદ્ધ થયું તે પ્હેલા સ્પાર્ટનો તેમના વિગ્રહોમાં વિદેશી કે ગ્રીક લોકની સાથેના યુદ્ધમાં દુશ્મનની સરખી સંખ્યાથી કે ઓછી સંખ્યાથી કદી હાર્યા નહતા આથી તેમની હિમત અગ્ર હતી અને તેમની કીર્તિથી દુશ્મનો એટલા ડરી જતા કે સમ રખી સંખ્યાથી સ્પાર્ટનો સાથે યુદ્ધ કરવા તે તત્પર થતા નહી આ યુદ્ધે પ્રથમ જ શીખવ્યું કે રણવીર યોદ્ધાઓ કંઇ યુરોટસ નદીના પ્રદેશમાં જ પાકતા નથી પણ જ્યાં જ્યાં જુવાનો હલકુ કામ કરતા આંચકો ખાતા હોય, સારૂં નામ પાડવામાં આગ્રહી હોય, અને ભય કરતા કલંકથી વધારે ડરતા હોય ત્યાં ત્યાં દુશ્મનોને થરથરાટી ઉપજાવનાર યોદ્ધાઓ મળી આવે છે

કહે છે કે 'પવિત્ર મંડળ" નો સ્થાપનાર ગોર્જિડસ હતો આ મંડળમાં ત્રણસો ચૂંટી કાઢેલા જુવાનો હતા. તેઓ કિલ્લામાં પ્રજાને ખર્ચે રહેતા અને કસરત કરતા તેમનું

નામ શેહેરીટુકડી હતું. કારણ કે તે સમયમાં દરેક કિલ્લેબંદ સ્થળને શહેર 'પોલીસ' કહેવામાં આવતું. બીજાઓનું કહેવું એવું છે કે દૃઢ પ્રેમથી બંધાએલાં પ્રેમીનાં જોડાંઓનું એ મંડળ બનેલું હતું. પેમિનિસની એક ઉક્તિ પ્રચલિત છે કે હોમરે નેસ્ટરની સરદારીના વર્ણનમાં જણાવ્યું છે કે તેણે યુદ્ધ વખતે કુટુંબેકુટુંબને અને વર્ગેવર્ગના માણસોને સાથે ગોઠવ્યા હતા. પણ એમ કરવાને બદલે તેણે પ્રેમી જોડાંઓને સાથે ગોઠવવાં જોઇતાં હતાં; કારણ કે એક જ વર્ગના કે એક જ કુટુંબના માણસો ભય વખતે એક બીજાની બહુ દરકાર કરતાં નથી. પણ પ્રેમના બંધારણપર જોડાએલું મિત્રમંડળ અછિન્ન અને અભેદ્ય હોય છે. પોતાના આશક કે માશુકની નજરમાં દરેક જણ હલકો દેખાવ કરતાં શરમાય છે અને તેટલા માટે તેઓ એક બીજાને મદદ આપવા માટે ભયમાં ઝંપલાવે છે. અને તેમાં કંઇ નવાઇ જેવું નથી. લડાઇ જેવા, મોત નિકટ હોય એવા, પ્રસંગમાં દરેક જણ હાજર રહેલા ઇતર જનો કરતાં પોતાના ગેરહાજર પ્રેમીઓ પોતા માટે શું ધારશે વગેરે વિચારને વધારે વશ થાય છે. દાખલા તરીકે એક પુરુષ દુશ્મનના હાથમાં સપડાઈ તેણે વિનવણી કરી માગી લીધું કે 'મ્હારી છાતીમાં તલવાર મારી મ્હારો જાન લઈ લ્યો કે પછી મ્હારા પ્રેમીને મ્હારી પીઠમાં ઘા જોઇ નીચું જોવાનું ન આવે. તેમ જ એક આખ્યાયિકા ચાલી આવે છે કે આઇલેઅસ જે હરક્યુલિસની સાથે જ રહેતો અને લડતો તે તેનો પ્રીતિપાત્ર હતો; અને એરિસ્ટોટલ જણાવે છે કે તેના વખતમાં પણ પ્રેમીઓ પોતાના પ્રેમના શપથ આઇલેઅસની કબર ઉપર લેતા હતા, એ પરથી એમ અનુમાન થાય છે કે એ મંડળનું નામ 'પવિત્ર' આ કારણને લીધે જ પડ્યું હશે અને પ્લેટો પણ પ્રેમીને દૈવી મિત્રનું ઉપનામ આપે છે. કહે છે કે કેરોનિઆની* લડાઈ સુધી થીબ્સના આ પવિત્ર મંડળે કદી હાર ખાધી ન હતી; અને એ યુદ્ધમાં પડેલાઓમાં ફરતો ફરતો ફિલિપ જ્યારે એ ત્રણસો વીરોના ઢગલા આગળ આવ્યો ત્યારે તેની આંખમાં આંસુ આવી ગયાં અને એ બોલ્યો "આ મંડળમાંથી એક પણ જણે કંઇ હીણું કામ કર્યું કે હીણો વિચાર કર્યો એવી શંકા માત્ર કરનાર માણસ ઉપર પણ ધિક્કાર છે".

કવિઓ કલ્પના કરે છે તેમ લેઇઅસની હાર પછી આવી જાતની મિત્રતાનો ઉદ્ભવ થીબ્સમાં થયો ન હતો પણ તેમના નિયામકોએ બાલકપણામાં જ કુદરતી ઉગ્રતા ઓછી કરવા અને રીતભાત અને ચારિત્રની અંદર સમતા લાવવાના હેતુથી, ગંભીર અને વિનોદના પ્રસંગોમાં વાંસળીના ઉપયોગને, અને કસરતશાળામાં આવી મિત્રતાને, ઉત્તેજન આપ્યું હતું.

એ જ હેતુથી વળી તેઓએ સુસંવાદિતા દેવીને પોતાના ઇષ્ટ દેવ દેવી માર્સ અને વીનસની પુત્રી તરીકે કલ્પી હતી. કારણ કે જ્યાં હિંમત અને શૌર્યની સાથે લલિત અને મોહક રીતભાત મળી જાય છે ત્યાં સમાજનાં બધાં પરમાણુંઓને નિયમમાં ગોઠવનાર એકતા પરિણામે છે. આ મંડળના સિપાહીને યુદ્ધને સમયે પ્હેલી હારમાં છૂટા છૂટા વિખેરી દેતો; તેથી તેઓ હલકી પ્રતીના ઘણા સિપાહો સાથે મળી જવાથી પોતાનું પાણી બતાવી શકતા નહીં; પણ ટેગાઇરાના યુદ્ધમાં પોતાના સરદારની અડોઅડ સાથે રહીને

* ઇ. પૂ. ૩૩૮ માં કેરોનિઆના યુદ્ધમાં વિજય મેળવી મેસિડોનિયાનો રાજા મહાન એલેક્ઝાંડરનો પિતા ફિલિપ આખા ગ્રીસમાં પોતાનો અમલ બેસારવા શક્તિમાન થયો.

આટલી બધી બહાદુરીથી તેઓ લડયા ત્યાર પછી પિલોપિડસ તેમને કદી છૂટા પાડતો નહીં. પણ સાથે સાથે રાખી, તેમને મોખરે પોતે રહી, ગમે તેવા વિકટ યુદ્ધમાં પણ ઝંપલાવવામાં આનાકાની કરતો નહીં; જેમ રથમાં ઘોડા જોડાયા હોય છે ત્યારે તે એકલા દોડે તે કરતાં વધારે ઝડપથી દોડે છે તેનું કારણ બેનું સંયુક્ત બલ માત્ર નહીં પણ એક બીજાની સ્પર્ધા હોય છે: તે જ પ્રમાણે જ્યારે શૂરવીરો યશની શરતમાં એક બીજાથી વ્હડી જવા પ્રયત્ન કરતા હોય છે ત્યારે તેમના પ્રયત્નની સામે ટકવું અતિ કઠિન છે.

પણ જ્યારે સ્પાર્ટનોએ બીજી બધી પ્રજાઓ સાથે સંધિ કરી ફક્ત થીબનો સાથે વિગ્રહ જારી રાખ્યો, અને સ્પાર્ટન રાજા ક્લિઓમ્બ્રોટસ દશ હજાર પાયદળ અને એક હજાર ઘોડેસવાર લશ્કર સહિત બીઓશિયામાં દાખલ થયો, ત્યારે તેમને માથે વિગ્રહને લગતાં બધાં જોખમો આવી પડયાં, એટલું જ નહીં પણ સમૂલો થીબન સંસ્થાનનો નાશ થઈ જાય એવો બારીકીનો સમય આવી લાગ્યો; આ પ્રસંગે પિલોપિડસ લશ્કરને જઈ મળવા માટે જતો હતો ત્યારે તેની સ્ત્રી બારણા સુધી વળાવા ગઇ અને આંખમાં આંસુ લાવી તેને શરીરનું જતન કરવા કહેવા લાગી, ત્યારે તેણે જવાબ આપ્યો: "મ્હારી વ્હાલી! ખાનગી આસામીઓને પોતાના શરીરનું જતન કરવાની ભલામણ કરવાની છે; પણ જાહેર હોદ્દા પર હોય તેની ફરજ તો બીજાનું જતન કરવાની છે."

જ્યારે તે સૈન્યમાં જઇ મળ્યો અને તેને માલૂમ પડયું કે બધા સરદારોમાં મતભેદ છે ત્યારે તેણે પોતાનો મત ઇપેમિનોન્ડસની તરફેણમાં આપ્યો અને તે મત તુરત યુદ્ધ આપવાની તરફેણમાં હતો. તે વખતે પિલોપિડસનો હોદ્દો ફક્ત 'પવિત્ર મંડળ'ના સરદાર તરીકેનો હતો. છતાં તેના જેવા સ્વદેશભક્ત વીરને ઘટે તેવો વિશ્વાસ તેના ઉપર બધા રાખતા હતા.

યુદ્ધ આપવાનો નિશ્ચય કરી બન્ને સૈન્ય એક બીજાની સામે પડાવ નાખી પડયાં હતાં ત્યાં પિલોપિડસને એક સ્વપ્ન આવ્યું; જેથી તે બહુ વિચારમાં પડી ગયો. એ ક્ષેત્રમાં સેકીડેસસની પુત્રીઓને દાટેલી છે અને તે સ્થાનના નામ પરથી તે કબરનું નામ લ્યુક્ટ્રિડી પડયું છે. એ સ્થાનમાં સેકીડેસસને ઘેર કેટલાક સ્પાર્ટન મહેમાન આવ્યા ત્યારે તેણે તેમની સારી બરદાસ્ત કરી હતી અને તેના બદલામાં તેઓએ પોતાના યજમાનની પુત્રીઓ પર બલાત્કાર કરેલો; આથી તે કન્યાએ આપઘાત કર્યો અને તે સ્થાને તેઓને દાટવામાં આવી. આ પછી એ નીચ ગુનાહગારોને શિક્ષા કરાવવા તેમનો બાપ સ્પાર્ટા ગયેલો; પણ ત્યાં તેને ન્યાય ન મળ્યો; ત્યારે તેણે સ્પાર્ટનોને શાપ આપ્યો અને પોતાની પુત્રીઓની કબર પર પોતાનો દેહ પાડયો. તે વખત પછી ઘણી ભવિષ્યવાણી અને દૈવવાણી સ્પાર્ટાને લ્યુક્ટ્રાના વેરથી ડરીને ચાલવા માટે કહી ગઇ હતી; પણ તેનો ખરો અર્થ કોઇ ભાગ્યે જ સમજતું; કારણ કે એ જ નામનાં લેકોનિઆ અને આર્કેડીયામાં પણ બે ગામડાં હતાં. વળી એ ગુનાહ લ્યૂક્ટ્રાના યુદ્ધ પૂર્વે ઘણા વખત પ્હેલાં બન્યો હતો.

પિલોપિડસે સ્વપ્નમાં એ છોકરીઓને રોકકળ કરતી તેમની કબર ઉપર બેઠેલી અને સ્પાર્ટનો ઉપર શાપ વર્ષાવતી જોઇ. તે જ વખતે તેઓના બાપે પિલોપિડસને સૂચન કર્યું કે જો યુદ્ધમાં જય મેળવવાની ઇચ્છા હોય તો લાલ વાળવાળી કુમારિકાનો એ કબર

આગળ ભોગ આપવો. આ હુકમ અયોગ્ય અને ક્રૂર લાગવાથી તે એકદમ જાગી ઉઠ્યો, અને બીજા સરદારોને તથા ભવિષ્યદષ્ટાને તે બિના તેણે નિવેદન કરી. કેટલાકે મત આપ્યો કે એ મશાહની અવગણના ન કરવી જોઈએ; પોતાના મતને પુષ્ટી આપવા તેઓ ક્રિઓનના પુત્ર મિનીશીયસ અને હરક્યુલિસની પુત્રી મેકેરિઆનો દાખલો આગળ કરતા હતા. વળી સ્પાર્ટનોએ દેવવાણી ઉપરથી ફેરેસાઇડિસ નામના ફિલસુફનું ખૂન કર્યું હતું અને તેની ચામડી સ્પાર્ટાના રાજાઓ રાખી મુકતા હતા, લિઓનીડસે પણ એક દેવવાણીના હુકમ પરથી સમગ્ર ગ્રીસના લાભ માટે આત્મભોગ આપ્યો હતો; અને છેવટે સેલેમિસના યુદ્ધ પહેલા થેમિસ્ટોક્લિસે હોમ કર્યો હતો એ દાખલા આગળ કરતા હતા અને ઉમેરતા કે આ બધા દાખલામાં પાછળથી જીત મળી છે એ તેની તરફેણમાં જાય છે. તેઓએ વળી ઉમેર્યું છે કે જે જગાએથી એગેમેમ્નન વ્હાણ ઉપર ચ્હડ્યો હતો તે જ જગાએથી તે જ દુશ્મનની સામે એગેસિલેઅસ ચ્હડયો હતો. વળી ઓલમ પ્હોચતા તેની પુત્રીનું બલિદાન માગતી દેવીનું દર્શન પણ તેને તેવી જ રીતે સ્વપ્નમાં થએલું છતાં પોતાનાં બાળક ઉપર મમતાને લીધે તેણે તે પ્રમાણે ન કર્યું અને તેથી તેની ચ્હડાઇને ફતેહ ન મળી.

જેઓ વિરુદ્ધ મતના હતા તેઓ એમ કહેતા કે ઇશ્વરી સત્વને એવું ક્રૂર અને નાલાયક બલિદાન ઘટે નહીં, જગતના પાલક નિયતા કંઇ રાક્ષસ નથી પણ સર્વ મનુષ્ય અને દેવોના પિતા છે, અને માનવ બલિદાનથી ઇશ્વર ખુશી થશે એમ માનવું પણ મૂર્ખાઇ ભરેલું છે, અને કદાચ જો એવા દેવો હોય તો તેમને વિચિત્ર અને હલકા ગણીને ગણકારવા ન જોઇએ, કારણ કે એવી વિચિત્ર અને દુષ્ટ વાસના નીચ અને વિષયાસક્ત મનમાં જ રહી શકે.

સરદારો એવી રીતે વાદવિવાદમાં પડ્યા હતા અને પિલોપિડસની મતિ મૂંઝાઇ ગઈ હતી ત્યારે તે વખતે એક વાછડી ધણમાંથી છૂટી પડી સૈન્યની વચમાંથી દોડી; અને તેમની આગળ આવી ત્યાં ઉભી રહી. સરદારો તેનો લાલ સુરેખરંગ, એવું મનોહર સૌંદર્ય અને એની ચપળતા જોઇ આનંદાશ્ચર્યમાં ડુબી ગયા, પણ થિઓક્રિટસ જોશી એવી બાબતમાં વધારે સમજતો હતો તે એકદમ પિલોપિડસ તરફ ફરી બોલી ઉઠ્યો. "આ રહ્યો ત્હારો બલિ અરે નસીબવાન વીર! બીજી કોઈ કુમારીની રાહ ન જોતા ઇશ્વરે તને જે મોકલેલો છે તેનો હોમ કર." પછી તેઓએ તે વાછડીને પકડી, તે કુમારીઓની કબર પાસે લઈ જઈ નિયમાનુસાર મંત્રોચ્ચાર કરી, તેને માથે પુષ્પોનું તાજ પ્હેરાવી તેનું બલિદાન આપ્યું, અને પછી પિલોપિડસનું સ્વપ્ન અને તે પ્રમાણે આપેલા બલિદાનની વાત લશ્કરમાં જાહેર કરી.

લ્હડવા પડતાં એપેમિનોન્ડસે ડાબી બાજુપર પાયદળ લશ્કરની હાર એક વાંકી લીટીમાં ગોઠવવા માંડી, એવા હેતુથી કે જમણી બાજુપરના સ્પાર્ટનો બીજી ગોઠવણીથી છૂટા પડી જશે અને તેથી પોતે તેમનાપર સખત મારો ચલાવી તેનું બળ તોડવા સમર્થ થઇ શકશે. પણ દુશ્મનો તેનો આ હેતુ સમજી જઈ પોતાની જમણી બાજુ લાંબી કરી એપેમિનોન્ડસને ઘેરી લેવાની બાજી કરવા લાગ્યા, તેટલામાં પવિત્ર મંડળના ૩૦૦ યોદ્ધાઓ સાથે પિલોપિડસ આવી પ્હોચ્યો અને સ્પાર્ટનો પોતાની બાજુ પૂરેપૂરી લંબાવી લે અથવા પાછી સંકેલી લે તે પ્હેલા તેમની ઉપર તૂટી પડ્યો. સ્પાર્ટનો યુદ્ધકળામાં પ્રવીણ હતા એટલે જ્યારે જ્યારે તેમની હાર તુટવા માંડે ત્યારે ગડબડાટ અટકાવવા અને હાર કાયમ રાખવા પણ પ્રયત્ન કરતા તે એટલે સુધી કે બધાને વખતે લોકો મળીને સમગ્ર પ્રયત્ન

કરવા તેઓ બધા સરદારો અને સિપાહો એક સરખા તત્પર હતા; છતાં બીજા બધા લશ્કરને પડતુ મુકી ઇપેમિનોન્ડસે તેમની જમણી બાજુ ઉપર જ હલ્લો કરવાથી અને તે જ વખતે પિલોપિડસ પણ ઘણી જ ઝડપ અને શૌર્યથી તેમની ઉપર તૂટી પડવાથી તેઓની મતિ મૂઝાઈ ગઇ અને તેમનો નિશ્ચય ડગ્યો. આને પરિણામે પ્હેલાં કદી ન જોયેલી એવી હાર અને કાપાકાપી થઇ. આ કારણને લીધે પિલોપિડસ જોકે એક ન્હાના મંડળનો નાયક માત્ર હતો છતા આ યુદ્ધમા સમગ્ર બીઓશિયાના હાકેમ અને મુખ્ય સરદાર ઇપેમિનોન્ડસના જેટલી જ કીર્ત્તિ તેને પણ મળી.

તે પછી તુરત તેઓને બીઓશિયાના હાકેમ તરીકે નીમવામાં આવ્યા અને તેઓ પિલોપોનીસસમાં દાખલ થયા અને કેટલાંક શેહેરોને સ્પાર્ટા સામે ઉશ્કેરી, થીબ્સની તરફેણમા ઇલિસ, આર્ગોસ અને આર્કેડીયા અને લેકેનિઆનો મોટો ભાગ લાવ્યા. આ વખતે શિયાળો બેઠો હતો અને વર્ષના છેલ્લા માસનું બીજું પખવાડીયુ ચાલતુ હતું એટલે તેઓ પોતાના હોદ્દા પર માત્ર થોડા રોજ માટે હતા, કારણ કે પછીના માસની પ્હેલી તિથિએ તેઓને પોતાનો હોદ્દો છોડી દેવાની ફરજ હતી અને નવા હાકેમ નીમાવાનો નિયમ હતો. આ નિયમ ન પાળે તેને માટે દેહાત દંડ ઠરાવવામા આવ્યો હતો.

બીજા સરદારો આ શિક્ષાથી ડરીને તેમ જ શિયાળુ લ્હડાઇ પસંદ ન કરતા હોવાથી, પાછા ફરવાની તરફેણમા હતા પણ પિલોપિડસ અને ઇપેમિનોન્ડસ એક બીજા સાથે મળી જઇ પોતાના સ્વદેશબધુઓને ઉશ્કેરી સ્પાર્ટા સામે લ્હડી ગયા. યુરોટસ નદી પસાર કરી તેઓએ સ્પાર્ટાનાં ઘણા ગામો લીધાં અને ઠેઠ સમુદ્ર સુધીનો બધો મુલક ઉજડ કર્યો. આ લ્હડાઇમા તેમની સાથે શિત્તેર હજાર ગ્રીક લશ્કર હતું, તેમાં થીબનો બારમા ભાગના ભાગ્યે હશે, પણ એ બે વીરોની પ્રતિભા એવી હતી કે લશ્કરની કે બીજા સરદારોની સંમતિ મેળવ્યા વગર તેઓ જ્યાં જતા ત્યા બધા ખુશીથી તેમની પાછળ જતાં; કારણ કે કુદરતનો પ્રથમ અને સર્વોત્તમ નિયમ એક એવો છે કે જેઓને આશ્રયની જરૂર હોય તેઓએ એ આશ્રય આપવા સમર્થ હોય તેનાઓને પોતાના ઉપરી તરીકે પસંદ કરવા. અને જેવી રીતે એક વ્હાણના ઉતારૂઓ બારામા અને સારી ઋતુમા ખલાસીઓની સામા થાય છે અને તેમની મશ્કરી કરે છે પણ તોફાન થાય છે અને ભયનો સમય આવે છે ત્યારે ખલાસીઓ તરફ નજર રાખી તેઓની ચાતુરી ઉપર પોતાની સલામતીનો આધાર સપૂર્ણ રીતે રાખી રહે છે, તેવી રીતે ઇલીઓ, આર્ગોસ અને આર્કેડીયાવાસીઓ થીબનો ઉપર સરસાઇ ભોગવવા અને સરદારોમા પ્રથમ પદ મેળવવા પ્રયત્નો કરતા છતા મુશ્કેલીનો વખત આવી લાગે ત્યારે થીબન સરદારોની સૂચના મુજબ ચાલતા.

આ લ્હડાઇમા તેઓએ આર્કેડીયાને સયુક્ત કર્યું, મેસ્સેનિયામાથી સ્પાર્ટનોને હાંકી કાઢ્યા અને તેના અસલ વતનીઓને પાછા બોલાવ્યા, તેવી જ રીતે આઇથોમને પણ તેઓએ ફરી વસાવ્યુ, અને પાછા ફરતા તેમને અટકાવવા માટે એથન્સવાસીઓએ સંયોગી ભૂમીમા તેમના પર હલ્લો કર્યો તેઓને પણ તેમણે હરાવ્યા

આવા પરાક્રમોથી સમગ્ર ગ્રીસ તેમને સાનદાશ્ચર્યથી અભિનદન કરતુ હતુ, પણ તેમના સ્વદેશી ભાઇબંદોની અદેખાઈ, જે તેમની કીર્ત્તિની સાથે વધ્યા જતી હતી તેણે તેમને

માટે અનુઘટતો અને ક્રૂર આવકાર તૈયાર કર્યો હતો; કારણ કે તેઓના પાછા ફર્યા પછી નિયમ પ્રમાણે પ્રથમ માસમાં પોતાનો હોદ્દો ન છોડતાં ચાર માસ સુધી તે જારી રાખવા માટે તેમના પર કામ ચલાવવામાં આવ્યું: કે જે ચાર માસમાં તેમણે મેસ્સેનિઆ, આર્કેડીઆ અને લેકોનિઆમાં ઉપર કહેલાં કાર્યો કર્યાં હતાં.

પિલોપિડસની તપાસ પ્રથમ શરૂ થઇ અને તેટલા માટે તેને જોખમ વધારે હતું પણ આખરે બન્ને છૂટી ગયા. ઇપેમિનોન્ડસ તેની વિરુદ્ધના આરોપો અને નિંદા સહનશીલતાથી સાંખી રહ્યો; કારણ કે પોતાના સ્વદેશબંધુઓ જે વીતાડે તે સહેવું એમાં તે પોતાના ધૈર્યની અને ઉદાત્ત મનની કસોટી સમજતો હતો; પણ પિલોપિડસ કુદરતી રીતે ગરમ સ્વભાવનો હતો, અને વળી તેના મિત્રોએ વેર લેવા ઉશ્કેર્યો એટલે તેણે નીચેનો પ્રસંગ સાધ્યો.

વક્તા મેનેક્લાઇડસ કેરોનના ઘરમાં સાથે મળેલા વીરોમાંનો એક હતો. આ માણસ સારો હતો પણ હલકા સ્વભાવનો અને નીચ વૃત્તિનો હતો. પોતાને બીજા વીરોના જેટલું માન ન મળવાથી તેમની નિંદા કરવી તેણે શરૂ કરી અને આ નિંદા ઇપેમિનોન્ડસ અને પિલોપિડસના સંબંધમાં તેમના છૂટી જવા પછી પણ તેણે જારી રાખી: તે એટલે સુધી પ્રસિદ્ધ પામ્યો કે તેણે ઇપેમિનોન્ડસ પાસેથી બીઓશિયાની હાકેમી છીનવી લીધી અને લાંબા વખત સુધી તેમની સામે એક સબલ પક્ષ ઉભો કર્યો. પણ તે પિલોપિડસની નિંદા કરતો તેની કોઇએ દાદ દીધી નહીં એટલે પિલોપિડસ અને કેરોન વચ્ચે અટસ પડાવવાની તેણે યુક્તિ રચી. ઇર્ષ્યાળુ પુરુષોની એ પ્રકૃતિ હોય છે કે જ્યારે પોતે બીજાથી હલકા પડે છે ત્યારે તે પુરુષોને કોઈ ત્રીજા કરતાં ઉતરતા બતાવવામાં તેઓ સંતોષ માને છે. એ જ પદ્ધતિસર મેનેક્લાઇડસ હમેશ જાહેરસભામાં કેરોનનાં પરાક્રમો વખાણતો અને તેની લ્હડાઇઓ અને જીતોની પ્રસંશા કરતો. સર્વથી વધારે લ્યુક્ટ્રાના યુદ્ધ પ્હેલાં થોડા વખત ઉપર જ પ્લેટિઆ આગળ કેરોનની સરદારી નીચે ઘોડેસવાર લશ્કરે મેળવેલી જીતને તે બહુ મોટું રૂપ આપી તેની યાદગિરિમાં કઇ સ્મરણસૂચક ચિન્હ કાયમને માટે ઉભું કરવાની કોશેશ કરવા લાગ્યો.

તે માટે તેણે નીચલો પ્રસંગ હાથમાં લીધો. સાઇઝીકસના એન્ડ્રોસાઇડીસ નામના ચિત્રકાર પાસે થીબનો કંઇ એક યુદ્ધનું ચિત્ર કરાવતા હતા. અને આ ચિત્ર તે થીબ્સમાં જ તૈયાર કરતો, તે ચિત્ર લગભગ તૈયાર થઇ રહેવા આવ્યું ત્યાં હુલ્લડ થયું અને તેને થીબ્સ છોડી જવું પડ્યું. મેનેક્લાઇડસે લોકોને સમજાવ્યા કે એ ચિત્ર અમુક દેવળમાં ટાંગવું અને તેની નીચે લેખ કોતરાવવો કે એ ચિત્ર કેરોનના એક યુદ્ધનું હતું અને એમ કરવામાં તેનો હેતુ પિલોપિડસ અને ઇપેમિનોન્ડસની કીર્ત્તિને ઝાંખપ લગાડવાનો હતો. અને ખરેખર, આટલી બધી અને અગત્યની જીતો કરતાં એક ન્હાની ઝપાઝપી જેમાં એક ક્ષુદ્ર સ્પાર્ટન નામે જેરાન્ડસ અને બીજા ચાળીસ જણ મરાયા તેને વધારે મહત્ત્વ આપવું એ વિચાર જ મૂર્ખાઇ ભરેલો હતો. પિલોપિડસ એટલા માટે એ દરખાસ્તની વિરુદ્ધ થયો અને તેણે જણાવ્યું કે કોઇ પણ યુદ્ધમાં જીતનું માન ખાસ અમુક એક માણસને આપવું એ તેમના દેશના કાયદા અને પદ્ધતિથી પ્રતિકૂળ હતું. કેરોનનાં તેણે ઘણાં વખાણ કર્યાં પણ તેણે તે સાથે એટલું પણ બતાવ્યું કે મેનેક્લાઇડસ ઇર્ષ્યાળુ અને નીચ

ૃત્તિનો માણુસ હતો; વળી તેણે થીબનોને ચોખ્ખું પૂછયું કે "શું તમે પ્લેટિઆના યુદ્ધ માં કંઇ મહાકાર્યો કર્યાં જ નથી"? આ ઉપરથી મેરેક્લાઇડસનો ભારે દંડ કરવામાં વ્યો અને તે દંડ આપવા તે સમર્થ ન હતો એટલે તેણે રાજ્યવ્યવસ્થા ઉલટાવી ંખવા પ્રયત્ન આરંભ્યા. આ વિગતો ઝીણી છે છતાં તેમાંથી લોકોનાં ચરિત્ર અને જીવન ર સારૂં અજવાળું પડે છે.

તે અરસામાં ફેરીના 'ટાઇરન્ટ'* એલેક્ઝાન્ડરે થેસ્સલીના કેટલાંક શેહેરો પર હલ્લો ઇ આવી તે આખા દેશને પોતાના કાબુ તળે લાવવાનો પોતાનો ગુપ્ત ઇરાદો અમલમાં લાવવા પ્રયત્ન કર્યો; તે જોઇને થેસ્સલીવાળાઓએ થીબ્સ પાસે એક સરદાર અને થોડા લશ્કરની મદદ માગી. પિલોપિડસે ઇપેમિનોન્ડસને સ્પાર્ટાની વ્યવસ્થા કરવામાં રોકાયેલો જોઇ પોતે જવા માટે તૈયાર થયો; કારણ કે તે પોતાની લશ્કરી ચાતુરીને કટાવા દેવા રાજી ન હતો અને તેની ખાત્રી હતી કે જ્યાં ઇપેમિનોન્ડસ હોય ત્યાં બીજાની જરૂર ન હતી એટલે તે પોતાના લશ્કર સાથે થેસ્સલી પર કુચ કરી ગયો, અને તેણે જલ્દીથી લેરીસ્સા હાથ કર્યું; અને તે પછી તુરત એલેક્ઝાન્ડર આવીને શરણ થયો એટલે પિલોપિડસે તેને નમ્ર અને દયાર્દ્ર બનાવી જુલમગાર મટાડી ન્યાયી રાજા બનાવવાનો પ્રયત્ન કર્યો, પણ આખરે તેની ક્રૂરતા અને અણઘડપણામાં ફેર ન થતો જોઇ, તથા તેની ક્રૂરતાની, તેના વિષયની અને તેના લોભની નવી ફરિયાદો સાંભળી, પિલોપિડસે તેની સાથે સખ્તાઇથી વર્તન કર્યું; જે પરથી તે ચોકીઆતોને સાથે લઇને ન્હાસી ગયો.

એ જુલમગારથી થેસ્સલીને મુક્ત કરી પિલોપિડસ મેકિડોનિયામાં આગળ વધ્યો. તે દેશના રાજા એલેક્ઝાન્ડર સામે ટોલમીએ વેર બાંધ્યું હતું અને તેઓ બન્નેએ પિલોપિડસને મધ્યસ્થ તરીકે બોલાવ્યો. આપરથી તે ત્યાં ગયો અને તેમના કંકાસનો નીવેડો લાવ્યો; જે મેકિડોનિયનોને દેશનિકાલ કરવામાં આવ્યા હતા તેઓને પાછા બોલાવ્યા અને રાજાના ભાઇ ફિલિપ તથા ઉંચ કુળના બીજા ત્રીશ યુવાનોને જામીન તરીકે લઇ તે થીબ્સ પાછો ફર્યો; આ જામીનોને થીબ્સ લઇ આવવાનો તેનો હેતુ થીબ્સ પોતાના ન્યાયી અને સત્યપ્રિય સ્વભાવની પ્રતિષ્ઠાથી અને તે શૌર્યની ખ્યાતિથી કેવી પદવીએ પ્હોંચ્યું છે એ આખા ગ્રીસને બતાવી આપવાનો હતો.

આ જ ફિલિપે આગળ ઉપર ગ્રીસને જીતવા અને ગુલામગિરિમાં લાવવા પ્રયત્ન કર્યો; તે અત્યારે બાલક હતો; અને થીબ્સમાં પેમિનિસના ઘરમાં ઉછર્યો તે ઉપરથી એમ મનાય છે કે તેણે પોતાના આદર્શ તરીકે ઇપેમિનોન્ડાસને લીધો હતો અને કદાચ એ મહાવીરની યુદ્ધકલા જે એના ચરિત્રનો માત્ર ન્હાનો ભાગ હતો તેનો તેણે ધ્યાનથી અભ્યાસ કર્યો

* 'ટાઇરન્ટ' એ અંગ્રેજી શબ્દનો અર્થ જુલમગાર થાય છે; પણ ગ્રીકમાં એ શબ્દનો અર્થ એવો નથી. ગ્રીસમાં જે કોઇ કાયદાનાં બંધન તોડી રાજ્યસત્તા હાથ કરી લેતો તેને ગ્રીક લોકો 'ટાઇરન્ટ' કહેતા એવા રાજ્યકર્તાનું શાસન હમેશ જુલમી હોય એ આવશ્યક ન હતું; દાખલા તરીકે એથન્સમાં પીસીસ્ટ્રેટસનો અમલ તદન નરમ હતો; પરંતુ એવા ટાઇરન્ટોના અમલપર કોઈ જાતનો અંકુશ ન હોવાથી તેમનું વર્તણ આપ અખતિયારી અને જુલમ તરફ ધીમે ધીમે થતું ગયું અને એ પરથી એ શબ્દનો રૂઢ અર્થ જુલમગાર થઇ ગયો છે આ પુસ્તકમાં જ્યાં જ્યાં સ્પષ્ટતાની ખાતર જરૂર જેવું લાગ્યું છે ત્યાં ત્યાં મૂળ 'ટાઇરન્ટ' શબ્દ જ વાપર્યો છે.

પણ હોય; પેલુ મિતાચાર, ઉદાત્ત સ્વભાવ, અને ન્યાયબુદ્ધિ તથા નમ્રતા જેના અંશ વીર એપેમિનોન્ડસમાં ઘણા હતા, તેમાં તો ફિલિપને બિલકુલ હીસ્સો કુદરતે આપેલો નહતો કે કેળવણીથી આવવા પામ્યો નહતો.

આ પછી ફેરીના એલેક્ઝાન્ડર સંબંધી થેસ્સલીના લોકોએ ફરી ફરિયાદ કરી કે તે તેમના શેહેરો ઉપર નજર નાખે છે અને તેને પચાવી પાડવાના પ્રપંચ રચે છે ત્યારે પિલોપિડસ અને ઇસ્મીનિઅસને તેમની મદદે મોકલવામાં આવ્યા. પણ યુદ્ધની કંઇ જરૂર ન લાગવાથી તેઓ સાથે કંઇ સૈન્ય લાવ્યા ન હતા અને તેથી પ્રસંગને લઇને તેઓને થેસ્સેલિયન લશ્કરની મદદ લેવી પડી.

તે જ વખતે મેકિડોનિયામાં નવાં બંડ જાગ્યાં, કારણું કે ટોલમીએ રાજાનુ ખુન કરી રાજ્યસત્તા ધારણ કરી હતી. મરનારના મિત્રોએ પિલોપિડસને મદદે બોલાવ્યો પણ તેની પાસે પોતાનું કંઇ સૈન્ય ન હોવાથી તેણે ઝડપથી ભાડુતી† લશ્કર ઉભું કર્યું અને તુરત જ ટોલમી સામે કુચ કરી ગયો. તેઓ નજીક પ્હોંચ્યા એટલે ટોલમીએ ભાડુતી લશ્કરને લાંચ આપીને પોતાની તરફેણમાં ખેંચી લીધા છતાં પિલોપિડસના નામથી બ્હી જઇને તે એક મુરબ્બી પાસે જાય તેવી રીને તેની પાસે ગયો અને વીનવણી કરી તેને શાંત પાડવા પ્રયત્ન કરવા લાગ્યો; તથા ઉલ્લા રાજાના ભાઇઓ માટે રાજ્ય સાચવવાનું તથા થીબનોના મિત્રોને મિત્ર અને દુશ્મનોને દુશ્મન ગણવાનુ વચન આપવા મંડયો. આ શરતો બજાવવા માટે પોતાના પુત્ર ફાઇલોક્સેનસ અને તેના પચાશ ગોઠિયાને તેણે જામીન તરીકે આપ્યા. આ બધાને પિલોપિડસે થીબ્સ મોકલી આપ્યા. પણ ભાડુતી લશ્કરના દગાથી ગુસ્સે થઇ, અને તેઓએ પોતાની માલમત્તા અને કુટુંબકબીલો ફાર્સેલસમાં રાખ્યાં છે એમ ખબર મળવાથી તેના ગુનાહનું વેર વાળવા તે શેહેર ઉપર છાપો મારવાનો પિલોપિડસે ઠરાવ કર્યો. તે પરથી કેટલુંક થેસ્સેલીયન લશ્કર એકઠું કરીને તે શેહેર પર ચ્હડી ગયો. પણ તે પ્હોંચ્યો એટલામાતો જુલમગાર એલેક્ઝાન્ડર પોતાના લશ્કર સહિત આવી પ્હોચ્યો. પિલોપિડસે ધાર્યું કે એલેક્ઝાન્ડર પોતાની ચાલચલગત માટે માફી માગવા આવ્યો છે એટલે ઇસ્મીનિઅસની સાથે પોતે તેની પાસે ગયો. કેવા નષ્ટ અને નઠોર હૃદયના માણસ સાથે કામ પાડવાનુ છે તે પિલોપિડસને ખબર ન હતી એમ ન હતું; પણ તેના મનમાં એમ હતું કે તેની પોતાની પ્રતિભા અને થીબ્સની પ્રતિષ્ઠાને લીધે એલેક્ઝાન્ડર કોઇ જાતનો બલાત્કાર કરતાં અટકશે. પણ એલેક્ઝાન્ડરે જ્યારે તેમને બિનહથિયાર એકલા આવતા જોયા ત્યારે તેણે તેમને એકદમ પકડી લીધા અને ફાર્સેલસ સર કર્યું. આ બલાત્કારથી તેની બધી પ્રજા દિગ્મૂઢ અને ભયભીત થઇ ગઇ. કારણ કે તેમને નક્કી ભાસ્યું કે આવાં ઉઘાડાં અન્યાયી પગલાં પછી તે કોઇની પણ દરકાર કર્યા સિવાય કોઇ આદમી પોતાની જીંદગી માટે બેદરકાર થઇ ગયો હોય. તેની માફક વર્તશે.

જ્યારે આ બલાત્કારની ખબર થીબ્સ પ્હોંચી ત્યારે થીબ્સવાસીઓને એટલો બધો

† ભાડુતી લશ્કર એટલે જે વધારે પૈસા આપે તેની તરફથી લડે તે. બેશક દુનિયામાં દરેક લશ્કરને પગાર મળે છે પણ એક દેશનું લશ્કર વધારે પગાર માટે દુશ્મનને મળી ન જાય તેથી ઉલટું ભાડુતી લશ્કરને દેશનું બંધન ન હોતા માત્ર પગારનુ જ બંધન હોય છે હિંદના ઇતિહાસમાં ઇબ્રાહિમ ગાર્દી એ એવા એક લશ્કરના સરદાર તરીકે જાણીતો છે

ગુસ્સો ચ્હડયો કે તેઓએ એકદમ કુચ કરી જવા લસ્કરને હુકમ આપ્યો; પણ ઇપેમિનોન્ડસ તેમની ઇતરાજીમાં હતો એટલે તે લસ્કર પર બીજા સરદારોની નીમણુક કરી.

પિલોપિડસને તે 'ટાઇરન્ટ' ફેરી લઇ ગયો અને શરૂઆતમાં કેદ પકડાવાથી પિલોપિડસ સારી પેઠે નમ્ર થયો હશે એમ ધારી સર્વ કોઇને તેની પાસે જવાની છૂટ રાખી; પણ પિલોપિડસે ફેરીવાસીઓને દિલગિરીમાં ગરકાવ જોઈ તેમનુ સાંત્વન કર્યું અને કહ્યું કે હવે વૈરનો સમય નજીક આવ્યો છે. અને એલેકઝાન્ડરને કહેવરાવ્યું કે "તું ત્હારી નિર્દોષ પ્રજામાંથી એટલા બધાને હમેશ વેદના કરે છે તથા મારી નાખે છે, અને વળી જે પુરૂષ ત્હારા હાથમાંથી છૂટતાંવેંત જ તને ઘટતી શિક્ષા કરવામાં યત્નશીલ થશે એ ચોક્કસ છે તેને બચાવે છે એ કેવડી મોટી મૂર્ખાઇ ગણાય". એલેકઝાન્ડર તેની બેદરકારી અને ઉદાર મન જોઇ આશ્ચર્ય પામી બોલ્યો "મોતના મોઢામાં જવાની એટલી બધી ઉતાવળ પિલોપિડસને શું આવી છે?" પિલોપિડસે જવાબ મોકલ્યોઃ "એટલી જ કે તો પછી દેવોના અનિવાર્ય ગુસ્સામાં આવી ત્હારી નીચ ગતિને તું જલ્દી પામે."

તે પછી એલેકઝાન્ડરે તેના રક્ષકો શિવાય બાકીના બધાને તેની પાસે જતા બંધ કરી દીધા. તોપણ જેસનની પુત્રી થીબી જે એલેકઝાન્ડરની સ્ત્રી હતી તેણે પિલોપિડસની નિડર હિંમત અને ઉમદા ખવાસની ખબર તેના રક્ષકો પાસેથી સાંભળી; તેથી તે પિલોપિડસને જોવા અને તેની સાથે વાતચિત કરવાને ઉત્સુક બની. જ્યારે તે કેદખાનામાં દાખલ થઇ ત્યારે એનાં હલકાં કપડાં અને સાધારણ દેખાવથી પિલોપિડસની આકૃતિની ભવ્યતા તેની નજરમાં એકદમ ન આવી. અને તેના હલકાં કપડાં, હલકા ખોરાક અને વિખરાયેલા વાળથી તેના તરફ લાયક વર્તણુક ચલાવવામાં આવતી નથી એમ ધારી તે ડુસકે ડુસકે રોવા લાગી. પિલોપિડસ જે પોતાને મળવા આવનારને ઓળખતો ન હતો તે આશ્ચર્યમાં પડયો; પણ જ્યારે તે કોણ છે એ તેને ખબર મળી ત્યારે તેણે થીબીને જેસનની પુત્રી કહી બોલાવી; કારણ કે જેસન સાથે તે ગાઢ પરિચયમાં આવ્યો હતો. અને તેણીએ જ્યારે કહ્યું કે "ત્હારી સ્ત્રીની મને દયા આવે છે" ત્યારે પિલોપિડસે જવાબ આપ્યો "અને તું વિના બેડીએ એલેકઝાન્ડરને સહી શકે છે એટલે મને ત્હારી દયા આવે છે." આથી થીબીને ઘણી લાગણી થઈ આવી; કારણ કે તે એલેકઝાન્ડરને ધિક્કારતી હતી. તેના અસંખ્ય દુરાચાર ઉપરાંત એલેકઝાન્ડર તેણીના ભાઈની સાથે કુદરત વિરુદ્ધ સંબંધ રાખતો હતો. આ પરથી અને પિલોપિડસ સાથેની વારવારની વાતચિત જેમા પોતાનાં દુઃખ તે તેને જણાવતી હતી તેથી તેનો પોતાના ધણી પરનો અણગમો અને ધિક્કાર વધારે થયો.

થીબન સરદારો થેસલીમાં દાખલ થયા; પણ કમનસીબથી કે પછી કમહોંશીયારીથી કઇ પણ કર્યા શિવાય તેઓ નામોશીમાં પાછા ફર્યા; તેઓનો દરેકનો દશ હઝાર ડ્રાકમા દંડ થયો અને થેસલીપર ચ્હડી જનાર લસ્કરની સરદારી પર ઇપેમિનોન્ડસની નીમણુક થઈ.

નવા સરદારની કીર્તિથી થેસલીયનો ઉત્સાહિત થયા અને તેઓએ એવાં બંડ ઉઠાવ્યાં કે ટાઇરન્ટના મુલકો તદન તેના હાથમાંથી ગયા જેવા થઇ ગયા એટલો બધો તેના મિત્રો અને સરદારોમાં ભય પેસી ગયો અને તેની પ્રજા બંડ ઉઠાવવા અને તેને શિક્ષા થયેલી જોવા એટલી જ તૈયાર થઇ ગઇ.

પણ હોય; પણ મિતાચાર, ઉદાત્ત સ્વભાવ, અને ન્યાયબુદ્ધિ તથા નમ્રતા જેના અંશ વીર એપેમિનોન્ડસમાં ઘણા હતા, તેમાં તો ફિલિપને બિલકુલ હીસ્સો કુદરતે આપેલો નહતો કે કેળવણીથી આવવા પામ્યો નહતો.

આ પછી ફેરીના એલેક્ઝાન્ડર સંબંધી થેસલીના લોકોએ ફરી ફરિયાદ કરી કે તે તેમના શેહેરો ઉપર નજર નાખે છે અને તેને પચાવી પાડવાના પ્રપંચ રચે છે ત્યારે પિલોપિડસ અને ઇસ્મીનિઅસને તેમની મદદે મોકલવામાં આવ્યા. પણ યુદ્ધની કંઇ જરૂર ન લાગવાથી તેઓ સાથે કંઇ સૈન્ય લાવ્યા ન હતા અને તેથી પ્રસંગને લઇને તેઓને થેસ્સેલિયન લશ્કરની મદદ લેવી પડી.

તે જ વખતે મેસિડોનિયામાં નવાં બંડ જાગ્યાં, કારણ કે ટોલમીએ રાજાનું ખુન કરી રાજ્યસત્તા ધારણ કરી હતી. મરનારના મિત્રોએ પિલોપિડસને મદદે બોલાવ્યો પણ તેની પાસે પોતાનું કંઇ સૈન્ય ન હોવાથી તેણે ઝડપથી ભાડુતી †લશ્કર ઉભું કર્યું અને તુરત જ ટોલમી સામે કુચ કરી ગયો. તેઓ નજીક પ્હોંચ્યા એટલે ટોલમીએ ભાડુતી લશ્કરને લાંચ આપી પોતાની તરફેણમાં ખેંચી લીધા છતાં પિલોપિડસના નામથી બ્હી જઇને તે એક મુરબ્બી પાસે જાય તેવી રીતે તેની પાસે ગયો અને વીનવણી કરી તેને શાંત પાડવા પ્રયત્ન કરવા લાગ્યો; તથા છેલ્લા રાજાના ભાઇઓ માટે રાજ્ય સાચવવાનું તથા થીબનોના મિત્રોને મિત્ર અને દુશ્મનોને દુશ્મન ગણવાનું વચન આપવા મંડયો. આ શરતો બજાવવા માટે પોતાના પુત્ર ફાઇલોક્સેનસ અને તેના પચાશ ગોઠિયાને તેણે જામીન તરીકે આપ્યા. આ બધાને પિલોપિડસે થીબ્સ મોકલી આપ્યા પણ ભાડુતી લશ્કરના દગાથી ગુસ્સે થઇ, અને તેઓએ પોતાની માલમત્તા અને કુટુંબકબીલો ફાર્સેલસમાં રાખ્યા છે એમ ખબર મળવાથી તેના ગુનાહનું વેર વાળવા તે શેહેર ઉપર છાપો મારવાનો પિલોપિડસે ઠરાવ કર્યો. તે પછી કેટલુંક થેસ્સેલીયન લશ્કર એકઠું કરીને તે શેહેર પર ચ્હડી ગયો. પણ તે પ્હોંચ્યો એટલામાતો જુલમગાર એલેક્ઝાન્ડર પોતાના લશ્કર સહિત આવી પ્હોંચ્યો પિલોપિડસે ધાર્યું કે એલેક્ઝાન્ડર પોતાની ચાલચલગત માટે માફી માગવા આવ્યો છે એટલે ઇસ્મીનિઅસની સાથે પોતે તેની પાસે ગયો. કેવા નષ્ટ અને નઠોર હૃદયના માણસ સાથે કામ પાડવાનું છે તે પિલોપિડસને ખબર ન હતી એમ ન હતું, પણ તેના મનમાં એમ હતું કે તેની પોતાની પ્રતિભા અને થીબ્સની પ્રતિષ્ઠાને લીધે એલેક્ઝાન્ડર કંઇ જાતનો બલાત્કાર કરતાં અટકશે પણ એલેક્ઝાન્ડરે જ્યારે તેમને બિનહથિયાર એકલા આવતા જોયા ત્યારે તેણે તેમને એકદમ પકડી લીધા અને ફાર્સેલસ સર કર્યું આ બલાત્કારથી તેની બધી પ્રજા દિગ્મૂઢ અને ભયભીત થઇ ગઇ કારણ કે તેમને નક્કી લાગ્યું કે આવા ઉઘાડા અન્યાયી પગલાં પછી તે કોઇની પણ દરકાર કર્યા શિવાય કોઇ આદમી પોતાની જીંદગી માટે બેદરકાર થઇ ગયો હોય તેની માફક વર્તશે.

જ્યારે આ બલાત્કારની ખબર થીબ્સ પ્હોંચી ત્યારે થીબ્સવાસીઓને એટલો બધો

† ભાડુતી લશ્કર એટલે જે વધારે પૈસા આપે તેની તરફથી લડે તે. બેશક દુનિયામાં દરેક લશ્કરને પગાર મળે છે પણ એક દેશનું લશ્કર વધારે પગાર માટે દુશ્મનને મળી ન જાય તેથી ઉલટું ભાડુતી લશ્કરને દેશનું બંધન ન હોતાં માત્ર પગારનું જ બંધન હોય છે હિંદના ઇતિહાસમાં ઇબ્રાહિમ ગાર્દી એ એવા એક લશ્કરના સરદાર તરીકે જાણીતો છે

એગિસિયેઅસની સરદારી નીચે મહાન શાહની સામે વિગ્રહ ચલાવી સમા અને એકએટાના મુલકોને ધ્રુજાવી મુક્યાં હતાં તે સ્પાર્ટાના જમીન અને સમુદ્ર પરના સામ્રાજ્યને તોડી તેની હકુમત ફક્ત ટેઇગીટસ અને યુરોટસની વચમાં લાવી મુકનાર વીર તે આ છે. 'આ'જ કારણથી આર્ટાઝર્ક્સિસે તેનો ઘણો સત્કાર કર્યો. પણ જ્યારે વાતચિતમાં તેણે જોયું કે પિલોપિડસ સ્પાર્ટનો કરતાં વધારે સ્પષ્ટ અને એથન્સવાસીઓ કરતાં ઘણા સખ્ત શબ્દોમાં પોતાના વિચારો પ્રદર્શીત કરતો હતો ત્યારે તો તેને માટે આર્ટાઝર્ક્સિસને વધારે માનની લાગણી થઇ. અને રાજાઓ પોતાની લાગણીઓ ભાગ્યે જ ગુપ્ત રાખી શકે છે તે પ્રમાણે તેણે પોતાની લાગણીઓ સંતાડવાને બદલે પિલોપિડસ માટે પોતાને કેટલું માન છે તે બીજા એલચીઓ સમક્ષ બતાવી આપ્યું. એટલું ખરૂં કે બધા ગ્રીકોમાં તેણે સર્વથી વધારે માન સ્પાર્ટન એન્ટેલકાઇડસને આપ્યું લાગે છે; કારણ કે તેણે પોતે પ્હેરેલો હાર કાઢી અત્તરમાં બોળ્યો અને પછી તે હાર એન્ટેલકાઇડસને ભેટ આપ્યો હતો; પણ જો કે એવી બધી છૂટ તેણે પિલોપિડસ સાથે લીધી ન હતી છતાં તેણે તેને કિમતી અને ભપકાદાર ભેટો આપી અને તેની બધી માગણીઓ સ્વીકારી; તે માગણીઓ નીચે પ્રમાણે હતી· બધા ગ્રીકો સરખા સ્વતંત્ર હોવા જોઇએ; મેસ્સેનાને ફરી વસાવવું જોઇએ; અને થીબનોને શાહના પરંપરાના મિત્રો તરીકે ગણવા જોઇએ."

આ જવાબ સાથે તે પાછો ફર્યો પણ શાહની મહેરબાનીની નિશાની તરીકે એકાદ ચીજ શિવાય બીજી એક પણ ભેટ તેણે સ્વીકારી નહીં. અને આ બનાવથી બીજા એલચીઓને થોડી નામોશી લાગી ન હતી. એથન્સવાસીઓએ ટાઇમાગોરસને ઘણી ભેટ લેવા માટે દેહાંતની શિક્ષા કરી; અને તે શિક્ષા વ્યાજબી હતી; કારણ કે તેણે માત્ર સોનું રૂપું સ્વીકાર્યાં એટલુંજ નહીં પણ એક ઉત્કૃષ્ટ પલંગ અને તે બીછાવવા માટે નોકરો પણ સ્વીકાર્યા, જાણે કે એકલાથી ગ્રીક લોકો અજાણ્યા ન હોય. તે ઉપરાંત તેણે ચાર કોડી ગાય અને તેમની ચાકરી કરવા ભરવાડ પણ સ્વીકાર્યા; જાણે કે પોતાની તબિયત માટે ગાયના દૂધની જરૂર ન હોય; અને સર્વથી વધારે તો તે પોતે રાજ્યધાનિથી સમુદ્રકિનારા પર પાલખીમાં બેસીને ગયો, જેનુ ચાર ટેલંટ જેટલું ભારે ખર્ચ પણ શાહે આપ્યું હતું. પણ તેણે ભેટો સ્વીકારી એ કારણથી જ એથન્સવાસીઓ એના ઉપર ગુસ્સે થયા એમ ખાત્રીથી કહેવાય નહીં. કારણ કે જ્યારે બખ્તર ઉપાડનાર એપિક્રેટિસે ભરસભામાં પોતે શાહ તરફથી ભેટ મેળવવાનું કબૂલ કર્યું અને વળી ઉમેર્યું કે તેનો વિચાર તો એવા એક ઠરાવને માટે દરખાસ્ત મુકવાનો છે કે દર વર્ષે નવ નવા આર્કનની ચૂંટણી કરવાને બદલે નવ ગરીબ શેહેરીઓને શાહ પાસે એલચી તરીકે મોકલવાની રસમ કહાડવી ઘટે છે; તે એટલા માટે કે તેની પાસેથી ભેટ મેળવી તેઓ પૈસાદાર થાય; ત્યારે સભાએ તેની વાત હસી કાઢી હતી. એથન્સવાસીઓને સર્વથી વધારે ચટકો તો એટલા માટે લાગ્યો જણાય છે કે થીબનોની બધી માગણીઓ સ્વીકારવામા આવી હતી; એથન્સવાસીઓએ એટલો વિચાર ન કર્યો કે જેઓ હમેશ લશ્કરી કલાને આટલુ બધુ માન આપતા હતા તેઓના મન પર પિલોપિડસની પ્રતિષ્ઠા તેમના વક્તાઓ કરતા ઘણી જ વધારે ઉંડી છાપ પાડે જ.

શાહની દરબારની આ મુલાકાતને પરિણામે મેસ્સેના ફરી વસાવવા માટે અને બાકીના ગ્રીસની સ્વતંત્રતા કાયમ રખાવવા માટે તેને બહુ માન મળ્યુ.

ઇપેમિનોન્ડસે પોતાની કીર્ત્તિ કરતાં પિલોપિડસની સલામતી પર વધારે ધ્યાન આપ્યું; અને એકદમ હુમલો લઈ જવાથી એલેક્ઝાંડર એટલો બધો નિરાશ થશે કે કદાચ પોતાના બંદીવાનનું ખુન કરી બેસશે, એમ ધારી તેણે વિગ્રહ લંબાવ્યો; પોતાની બધી તૈયારી જાણે કરતો હોય તેમ તેની આસપાસ ઘુમ્યા કરી તેનું અભિમાન નરમ ન પાડ્યું તેમ તેની ક્રૂરતા અને ઉગ્રતા વધવા પણ ન દીધી; કારણ કે તેને ખબર હતી કે એલેક્ઝાન્ડર રાક્ષસી સ્વભાવનો અને ન્યાય કે વિવેકને ગણે તેવો નહતો; કેટલાકને જીવતા દાટી મુકતો, બીજાને રીંછના જેવો પોશાક પ્હેરાવી ગમતને ખાતર તેમની પાછળ શીકારી કુતરાઓને છોડી મુકતો અથવા તેમને તીર મારી સ્વધામ પ્હોંચાડતો; મેલિબિયા અને સ્કોટૂસાના લોકોને મિત્રતા દાખલ આમંત્રણ કરી, રક્ષકોથી ઘેરી લઇ તેમને કાપી નાખ્યા હતા; વળી પોતાના કાકાનું જે ભાલાથી ખૂન કર્યું તે ભાલાને ધાર્મિક ક્રિયાઓથી પવિત્ર બનાવી, તેને હાર ચડાવ્યા અને દેવોને જેમ બલિદાન અપાય તેમ બલિદાન આપતો હતો; છતાં એક વખતે યુરિપિડિસના એક કરૂણાજનક ખેલનો પ્રયોગ જોઇને તેને એટલી બધી અસર થઇ હતી કે તે નાટકશાળાની બ્હાર ચાલ્યો ગયો અને તેજ વખતે પ્રયોગ ભજવનાર ખેલાડીને કહેવરાવ્યું કે ત્હારે કોઈ રીતે નિરાશ ન થતાં બને તેટલી અચ્છી સફાઇથી ત્હારો ભાગ ભજવવો; કારણ કે હું કાંઇ અણગમાથી ઉઠી ગયો નથી; પણ હું જે કદી માણસને મોતની શિક્ષા કરતાં કોઇની દયા ખાઉં નહીં તેને હેક્યુબાઈ અને એન્ડ્રોમાકીનાં દુ:ખથી રડતો બધા જુવે એ મને શરમ ભરેલું લાગવાથી જ ઉઠી ગયો છું.

આ નીચ ટાઇરન્ટ ઇપેમિનોન્ડસના નામ અને પ્રતિષ્ઠાથી જ એટલો બધો ભયભીત થયો કે તેણે બદલો આપવા એલચી મોકલ્યા; પણ એવા નીચ પુરુષના એલચી સ્વીકારવા ઇપેમિનોન્ડસે ના કહી; તેને માત્ર ત્રીશ દિવસની મહેતલ આપી અને તે દરમિયાન ઇસ્મીનિઅસ અને પિલોપિડસને તેના હાથમાંથી છોડવી લઇ તે પોતાના લશ્કર સાથે તુરત પાછો ફર્યો.

આ પછી તુરત થીબનોને માલૂમ પડ્યું કે એથન્સવાસીઓએ તથા સ્પાર્ટનોએ ઇરાનના શાહ પાસે એલચી મોકલી તેને પોતાના પક્ષમાં લેવાનો પ્રયત્ન આદર્યો છે તે પરથી થીબનોએ પોતા તરફથી પિલોપિડસને મોકલ્યો; અને પ્રતિષ્ઠાએ તેની પસંદગીને અનુમોદન આપ્યું; કારણ કે જેવો તેણે શાહના મુલકમાં પગ મુકયો કે તુરત તેને બધેથી આદરમાન મળવા માંડ્યાં; સ્પાર્ટનો સાથેનાં તેનાં યુદ્ધની ખ્યાતિ એશિઆમાં પ્રસરી ગઇ હતી; અને લ્યૂકટ્રાના યુદ્ધ પછી નિરંતર વિજયની ખબરોએ તેની કીર્તિને છેક દૂરના મુલક સુધી પ્હોંચાડી હતી. એટલે જ્યારે તે શાહના દરબારમાં પ્હોંચ્યો અને બધા અમીરવર્ગની સમક્ષ હાજર થયો ત્યારે સર્વેએ તેને આદરમાન આપ્યું. તેઓ કહેતા કે જે સ્પાર્ટાએ

---

* ટ્રોયના રાજા પ્રાયમની સ્ત્રી. ટ્રોયના વિગ્રહ પછી તેને ગુલામ તરીકે લઇ ગયા હતા; ત્યાં પ્રથમ તેણે પોતાની નજર આગળ પોતાની પુત્રીનો બલિદાન અપાતો જોયો. ત્યાર પછી પોતાના ન્હાના પુત્રના શબને સમુદ્ર કાંઠે ધસડાઇ આવેલું જોયું; આ પુત્રને ખરોનિસના રાજા પોલિમેસ્ટારને સોંપેલો હતો અને તે રાજાએ જ તેનું ખુન કરેલું. તે પરથી હેક્યુબાએ રાજાના બન્ને પુત્રોનો ઘાત કર્યો અને રાજાની આંખો ફોડી નાખી ત્યાર પછી પોલિમેસ્ટારના શાપ પરથી તેને કુતરીનો અવતાર આવ્યો હતો એવી યુરિપિડિસના એક નાટકમાં આખ્યાયિકા છે.

એગિસિલેઅસની સરદારી નીચે મહાન શાહની સામે વિગ્રહ ચલાવી સૂસા અને એક્બેટાના મુલકોને ધ્રુજાવી મુકયાં હતાં તે સ્પાર્ટાના જમીન અને સમુદ્ર પરના સામ્રાજ્યને તોડી તેની હકુમંત ફક્ત ટેઇગીટસ અને યુરોટસની વચમાં લાવી મુકનાર વીર તે આ છે.' આ જ કારણથી આર્ટાઝર્ક્સિસે તેનો ઘણો સત્કાર કર્યો. પણ જ્યારે વાતચિતમાં તેણે જોયું કે પિલોપિડસ સ્પાર્ટનો કરતાં વધારે સ્પષ્ટ અને એથન્સવાસીઓ કરતાં ઘણા સખ્ત શબ્દોમાં પોતાના વિચારો પ્રદર્શિત કરતો હતો ત્યારે તો તેને માટે આર્ટાઝર્ક્સિસને વધારે માનની લાગણી થઇ. અને રાજાઓ પોતાની લાગણીઓ ભાગ્યે જ ગુપ્ત રાખી શકે છે તે પ્રમાણે તેણે પોતાની લાગણીઓ સંતાડવાને બદલે પિલોપિડસ માટે પોતાને કેટલું માન છે તે બીજા એલચીઓ સમક્ષ બતાવી આપ્યું. એટલું ખરૂં કે બધા ગ્રીકોમાં તેણે સર્વથી વધારે માન સ્પાર્ટન એન્ટેલકાઇડસને આપ્યું લાગે છે; કારણ કે તેણે પોતે પ્હેરેલો હાર કાઢી અત્તરમાં બોળ્યો અને પછી તે હાર એન્ટેલકાઇડસને ભેટ આપ્યો હતો; પણ જો કે એવી બધી છૂટ તેણે પિલોપિડસ સાથે લીધી ન હતી છતાં તેણે તેને કિંમતી અને ભપકાદાર ભેટો આપી અને તેની બધી માગણીઓ સ્વીકારી; તે માગણીઓ નીચે પ્રમાણે હતી: બધા ગ્રીકો સરખા સ્વતંત્ર હોવા જોઇએ; મેસ્સેનાને ફરી વસાવવું જોઇએ; અને થીબનોને શાહના પરંપરાના મિત્રો તરીકે ગણવા જોઇએ.”

આ જવાબ સાથે તે પાછો ફર્યો પણ શાહની મહેરબાનીની નિશાની તરીકે એકાદ ચીજ શિવાય બીજી એક પણ ભેટ તેણે સ્વીકારી નહીં. અને આ બનાવથી બીજા એલચીઓને થોડી નામોશી લાગી ન હતી. એથન્સવાસીઓએ ટાઇમાગોરસને ઘણી ભેટ લેવા માટે દેહાંતની શિક્ષા કરી; અને તે શિક્ષા વ્યાજબી હતી; કારણ કે તેણે માત્ર સોનું રૂપું સ્વીકાર્યાં એટલુંજ નહીં પણ એક ઉત્કૃષ્ટ પલંગ અને તે બીછાવવા માટે નોકરો પણ સ્વીકાર્યા, જાણે કે એકલાથી ગ્રીક લોકો અજાણ્યા ન હોય. તે ઉપરાંત તેણે ચાર કોડી ગાય અને તેમની ચાકરી કરવા ભરવાડ પણ સ્વીકાર્યા; જાણે કે પોતાની તબિયત માટે ગાયના દૂધની જરૂર ન હોય; અને સર્વથી વધારે તો તે પોતે રાજ્યધાનિથી સમુદ્રકિનારા પર પાલખીમાં બેસીને ગયો, જેનું ચાર ટેલંટ જેટલું ભારે ખર્ચ પણ શાહે આપ્યું હતું. પણ તેણે ભેટો સ્વીકારી એ કારણથી જ એથન્સવાસીઓ એના ઉપર ગુસ્સે થયા એમ ખાત્રીથી કહેવાય નહીં. કારણ કે જ્યારે બખ્તર ઉપાડનાર એપિક્રેટિસે ભરસભામાં પોતે શાહ તરફથી ભેટ મેળવવાનું કબૂલ કર્યું અને વળી ઉમેર્યું કે તેનો વિચાર તો એવા એક ઠરાવને માટે દરખાસ્ત મુકવાનો છે કે દર વર્ષે નવ નવા આર્કનની ચૂંટણી કરવાને બદલે નવ ગરીબ શેહેરીઓને શાહ પાસે એલચી તરીકે મોકલવાની રસમ કહાડવી ઘટે છે; તે એટલા માટે કે તેની પાસેથી ભેટ મેળવી તેઓ પૈસાદાર થાય; ત્યારે સભાએ તેની વાત હસી કાઢી હતી. એથન્સવાસીઓને સર્વથી વધારે ચટકો તો એટલા માટે લાગ્યો જણાય છે કે થીબનોની બધી માગણીઓ સ્વીકારવામાં આવી હતી; એથન્સવાસીઓએ એટલો વિચાર ન કર્યો કે જેઓ હમેશ લશ્કરી કલાને આટલું બધુ માન આપતા હતા તેઓના મન પર પિલોપિડસની પ્રતિષ્ઠા તેમના વક્તાઓ કરતા ઘણી જ વધારે ઉંડી છાપ પાડે જ.

શાહની દરબારની આ મુલાકાતને પરિણામે મેસ્સેના ફરી વસાવવા માટે અને બાકીના ગ્રીસની સ્વતંત્રતા કાયમ રખાવવા માટે તેને બહુ માન મળ્યું.

ફેરીનો એલેક્ઝાન્ડર ફરી પાછો પોતાના અસલ સ્વભાવ પર ગયો હતો; તેણે થેસ્સલીનાં કેટલાંક શેહેર તારાજ કર્યાં હતાં અને થીઓટી, એકીઅન અને મેગ્નિસિયાના શેહેરોમાં પોતાનાં થાણાં મુકયાં હતાં. આ લોકોને ખબર મળ્યા કે પિલોપિડસ પાછો ફર્યો છે કે તુરત તેમણે થોડું લશ્કર અને તેના સરદાર તરીકે પિલોપિડસની માગણી કરી. થીબ્નોએ તેમની વિનંતિ ખુશીથી સ્વીકારી. અને જલ્દીથી લશ્કર તૈયાર કરવામાં આવ્યું; પણ તેઓ કુચ કરવાની તૈયારીમાં હતા ત્યાં સૂર્યગ્રહણ થવા લાગ્યું અને આખા શેહેરમાં દિવસે અંધારૂં થઇ રહ્યું.

પિલોપિડસે, લોકોને આ બનાવથી ભયભીત થએલા જોઈ તેઓ ભયમાં હોય ત્યાં તેમને કુચ કરવાનું કહેવું, અને પોતાના સાત હજાર શેહેરી ભાઇઓના જાન જોખમમાં નાંખવા એ યોગ્ય ધાર્યું નહીં. અને પોતાના શેહેરી ભાઇઓ અને જોશીઓ ગ્રહણને વ્હેમથી અનિષ્ટસૂચક ગણતા હતા એટલે તેઓએ એને ઘણો વાર્યો પણ ન ગણકારતાં ફક્ત ત્રણસો સ્વારો લઇને પોતે થેસ્સલી જવા ઉપડી ગયો. પિલોપિડસ પોતા તરફ ચલાવવામાં આવેલી વર્તણુકથી ગુસ્સે થયો હતો તે ઉપરાંત થીબ્નોની સાથેની વાતચિત પરથી તેને માનવાને કારણ હતું કે એલેક્ઝાન્ડરના કુટુંબમાં અંદરખાનેથી પુષ્કળ કુસંપ અને સડો હતો; આ કામનો યશ લેવાને પણ તે એકપગે થઇ રહ્યો હતો; અને વળી તે બતાવી આપવા મ્હાતો હતો કે જ્યારે સ્પાર્ટનો પોતાના સરદારોને સિસિલીના ટાઇરન્ટ ડાયોનિશિયસ પાસે મોકલતા હતા, અને એથન્સવાસીઓએ એલેક્ઝાન્ડરને પોતાનો આશ્રયદાતા માની તેનું ધાતુનું પૂતળું ઉભું કર્યું હતું અને તેના તરફથી મદદ મેળવતા હતા, ત્યારે થીબ્નો જ માત્ર એવા હતા કે જેઓ ગરીબની વ્હારે થતા અને બધી અન્યાયી રાજસત્તાનો અંત આણવા હથિયાર ઉચકવા તત્પર હતા.

તે ફાર્સેલસ પ્હોંચ્યો પછી પોતાના સૈન્યને એકઠું કરી એકદમ એલેક્ઝાન્ડરની સામે ચ્હડી ગયો. એલેક્ઝાન્ડરને ખબર હતી કે પિલોપિડસ પાસે માત્ર થોડા થીબ્નો હતા અને પોતા પાસે તેથી બમણું પાયદળ લશ્કર હતું એટલે તે થીટીસ સુધી તેની સામે ગયો. કોઇએ પિલોપિડસને કહ્યું કે મોટા સૈન્ય સાથે એલેક્ઝાન્ડર આગળ ધસી આવે છે ત્યારે તેણે જવાબ આપ્યો "એતો વધારે સારૂં; આપણે એટલા વધારે દુસ્મનોનો નાશ કરવા શક્તિમાન થઇશું."

સાઇનોસેફાલે નામના સ્થળ પાસે મેદાનની વચ્ચે બે સામસામી ટેકરીઓ આવેલી છે. બન્ને પક્ષો પોતાના પાયદળની મદદથી આ ટેકરીઓનો કબજો મેળવવા પ્રયત્ન કરતા હતા તે દરમિયાન પિલોપિડસે પોતાના કેળવાયેલા ઘોડેસવાર લશ્કર સાથે દુશ્મનના ઘોડેસવાર લશ્કરપર હલ્લો કરી તેને ન્હસાડયું; પણ પિલોપિડસ તેમની પાછળ હજી મેદાનમાં હતો ત્યાં એલેક્ઝાન્ડરે પોતાના પાયદળની મદદથી ટેકરીઓનો કબજો લીધો. પિલોપિડસે આ જોઇ પોતાના ઘોડેસવાર લશ્કરને પાછું બોલાવી શત્રુનું જે સૈન્ય હજી સપાટ મેદાનપર હતું તે પર તૂટી પડવાનો હુકમ આપ્યો, અને પોતે પોતાની ઢાલ લઇ ટેકરી પર પોતાનું પાયદળ લશ્કર દુશ્મન સાથે ટક્કર લેતું હતું તે તરફ દોડયો; અને પોતાની હાજરીથી પોતાના માણસોમાં એટલો બધો ઉત્સાહ મુકયો કે દુશ્મનને લાગ્યું કે તેઓ જેમની સામે અત્યાર સુધી લડાઇ ચલાવી રહ્યા હતા તે એ માણસો જ નહીં! દુસ્મનો

એક, બે ને ત્રણ હુમલા સુધી તો ટકયા; પણ પછી જ્યારે તેઓએ જોયું કે પાયદળ ધીમે ધીમે ઉપર આવતું જાય છે અને ઘોડેસવાર લશ્કર પાછું ફર્યું છે ત્યારે પછી તેઓ ધીમે ધીમે પાછા હઠયા. પિલોપિડસે એક ઉંચા સ્થાન પરથી જોયું તો દુશ્મનના સૈન્યમાં ગડબડ અને ઘોટાળો ચાલતો હતો પણ જ્યારે તેમની બાજુએ પોતાના સૈન્યને ઉત્તેજિત કરતા એલેકઝાન્ડરને પિલોપિડસે જોયો ત્યારે તેના મને તેનું કહ્યું કર્યું નહીં. પણ સરદાર તરીકેની પોતાની ફરજ અને પોતાના જાનની સલામતીનો પોતાના મત્સરને ભોગ આપી પોતાના લશ્કરને પાછળ મુકી તે દોડયો અને એ જુલમગારને યુદ્ધમાં બ્હાર પડવા હાંક મારતો દોડયો. તે હિચકારાની બ્હાર આવવાની હિંમત ચાલી નહીં પણ ઉલટો પોતાના અંગ રક્ષકોની વચમાં તે સંતાઇ ગયો. ભાડુતી લશ્કરની આગલી હારને પિલોપિડસે તોડી અને તેમાંના કેટલાકને જમીનદોસ્ત કર્યા, પણ બીજાઓએ દૂર ઉભા ઉભા તીરના ઘાથી તેનું બખ્તર વીંધી નાખ્યું. થેસ્સલીયનો તેની સલામતી માટે ચિંતા કરીને તેની મદદે દોડી આવ્યા પણ તેઓ ત્યાં પ્હોંચ્યા ત્યાં તો તેને મૃત્યુવશ થયેલો તેમણે જોયો. પછી પાયદળ અને ઘોડેસવાર લશ્કર દુશ્મનના ઉપર તટી પડયું અને તેમને પરિપૂર્ણ હાર આપી તેમાંના ત્રણ હજારને જમીનદોસ્ત કર્યા.

જે જે થીબનો હાજર હતા તેઓ પિલોપિડસના મૃત્યુથી શોક કરવા લાગ્યા અને તેને પોતાનો પિતા, રક્ષક, અને દરેક સારી બાબતોનો શિક્ષક કહી વિલાપ કરવા લાગ્યા. આમાં કઈ આશ્ચર્ય નહતું; થેસ્સલીયનોએ અને તેમની સાથેના બીજાઓએ સદ્‌ગુણી નરને અપાતાં બધા જાહેર માનો તેને આપ્યાં; અને તે ઉપરાંત તેને માટેની લાગણી અત્યંત શોક પાળીને બતાવી આપી; કહે છે કે તે દિવસે યુદ્ધમાં હાજર હતા તેમાંથી ન ઉતાર્યાં કોઇએ પોતાનાં બખ્તર, કે ન ઉતાર્યાં ઘોડાઓનાં ચોકડાં, કે ન કર્યા પોતાના ઘાના મલમપટા; પણ તેનું મૃત્યુ થયું સાંભળી દિવસની ગરમી કે થાકને ન ગણકારતાં તે જાણે કે જીવતો જાગતો ન હોય તેમ તેના શબ પાસે એકઠા થયા, તેની આસપાસ દુશ્મનો પાસેથી પડાવેલી લૂટનો ઢગલો કર્યો અને પછી પોતાના ઘોડાઓની કેશવાળી અને પોતાના વાળ કાપી નાંખ્યા; તેમનામાંના ઘણાખરાએ પોતાના તંબુમાં જઇ ન સળગાવી સગડી કે ન લીધું ભોજન, પણ આખી છાવણીમાં એટલી બધી ચૂપકીદી ફેલાઈ હતી કે એવી મોટી અને યશસ્વી જીતને બદલે જાણે કે તેમને તે ટાઇરન્ટની ગુલામગિરિ સ્વીકારવી પડી ન હોય એવો ગમગીન દેખાવ થઈ રહ્યો.

તેના શબને લેઇ તેઓ પાછા ફર્યા ત્યારે શેહેરે શેહેરે અધિકારીવર્ગ, યુવાનવર્ગ, બાલકો અને ધર્મગુરૂઓ સુવર્ણનાં આયુધ, તાજ અને વિજયપતાકા લઇ તેનું સન્માન કરવા સામા આવતા અને જ્યારે તેને ભૂમિદાહ કરવાનો વખત આવ્યો ત્યારે કેટલાએક વૃદ્ધ થેસ્સલીયનોએ થીબ્સ જઇને તેના શબને ભૂમિદાહ કરવાનું માન પોતાને માટે માગી લીધું. તેમાંનો એક નીચે પ્રમાણે બોલ્યો. "અમારા કદરદાન મિત્રો! અમે જે માગણી કરવા આવ્યા છીએ તેથી અમારા દુઃખમાં અમને દિલાસો મળશે; અમે કંઇ જીવતા પિલોપિડસની નોકરી કરવા માટે રજા નથી માગતા. અથવા અમારા ઉપકારની વૃત્તિ તે સમજી શકે માટે તેને માન આપવા પણ નથી આવ્યા. અમે માત્ર તેના શબને નહવરાવી, શણગારી, ભૂમિદાહ કરવાની રજા માગવા આવ્યા છીએ. અને એ રજા અમને

ફરીને એલેક્ઝાન્ડર ફરી પાછો પોતાના અસલ સ્વભાવ પર ગયો હતો; તેણે થેસ્સલી-નાં કેટલાંક શેહેર તારાજ કર્યાં હતાં અને થીઓટી, એકીઅન અને મેગ્નિશિયાના શેહેરોમાં પોતાનાં થાણાં મુકયાં હતાં. આ લોકોને ખબર મળ્યા કે પિલોપીડસ પાછો ફર્યો છે કે તુરત તેમણે થોડું લશ્કર અને તેના સરદાર તરીકે પિલોપિડસની માગણી કરી. થીબ્નોએ તેમની વિનંતિ ખુશીથી સ્વીકારી. અને જલ્દીથી લશ્કર તૈયાર કરવામાં આવ્યું; પણ તેઓ કુચ કરવાની તૈયારીમાં હતા ત્યાં સૂર્યગ્રહણ થવા લાગ્યું અને આખા શેહેરમાં દિવસે અંધારું થઇ રહ્યું.

પિલોપિડસે, લોકોને આ બનાવથી બયબીત થએલા જોઈ તેઓ બયમાં હોય ત્યાં તેમને કુચ કરવાનું કહેવું, અને પોતાના સાત હજાર શેહેરી બાઇઓના જાન જોખમમાં નાંખવા એ યોગ્ય ધાર્યું નહીં. અને પોતાના શેહેરી બાઇઓ અને જોશીઓ ગ્રહણને વ્હેમથી અનિષ્ટસૂચક ગણતા હતા એટલે તેઓએ એને ઘણો વાર્યો પણ ન ગણકારતાં ફક્ત ત્રણસો જુવાનો લઇને પોતે થેસ્સલી જવા ઉપડી ગયો. પિલોપિડસ પોતા તરફ ચલાવવામાં આવેલી વર્તણુકથી ગુસ્સે થયો હતો તે ઉપરાંત થીબી બાયેની વાતચિત પરથી તેને માનવાને કારણ હતું કે એલેકઝાન્ડરના કુટુંબમાં અંદરખાનેથી પુષ્કળ કુસંપ અને સડો હતો; આ કામનો યશ લેવાને પણ તે એકપગે થઇ રહ્યો હતો; અને વળી તે બતાવી આપવા મ્હાતો હતો કે જ્યારે સ્પાર્ટનો પોતાના સરદારોને સિસિલીના ટાઇરન્ટ ડાયોનિશિયસ પાસે મોકલતા હતા, અને એથન્સવાસીઓએ એલેકઝાન્ડરને પોતાનો આશ્રયદાતા માની તેનું ધાતુનું પૂતળું ઉભું કર્યું હતું અને તેના તરફથી મદદ મેળવતા હતા, ત્યારે થીબ્નો જ માત્ર એવા હતા કે જેઓ ગરીબની વ્હારે થતા અને બધી અન્યાયી રાજસત્તાનો અંત આણવા હથિયાર ઉચકવા તત્પર હતા.

તે ફાર્સેલસ પ્હોંચ્યો પછી પોતાના સૈન્યને એકઠું કરી એકદમ એલેકઝાન્ડરની સામે ચ્હડી ગયો. એલેકઝાન્ડરને ખબર હતી કે પિલોપિડસ પાસે માત્ર થોડા થીબનો હતા અને પોતા પાસે તેથી બમણું પાયદળ લશ્કર હતું એટલે તે થીટીસ સુધી તેની સામે ગયો. કોઇએ પિલોપિડસને કહ્યું કે મોટા સૈન્ય સાથે એલેકઝાન્ડર આગળ ધસી આવે છે ત્યારે તેણે જવાબ આપ્યો "એતો વધારે સારૂં; આપણે એટલા વધારે દુશ્મનોનો નાશ કરવા શક્તિમાન થઇશું."

સાઇનોસેફાલે નામના સ્થળ પાસે મેદાનની વચ્ચે બે સામસામી ટેકરીઓ આવેલી છે. બન્ને પક્ષો પોતાના પાયદળની મદદથી આ ટેકરીઓનો કબજો મેળવવા પ્રયત્ન કરતા હતા તે દરમિયાન પિલોપિડસે પોતાના કેળવાયેલા ઘોડેસવાર લશ્કર સાથે દુશ્મનના ઘોડેસવાર લશ્કરપર હલ્લો કરી તેને ન્હસાડયું; પણ પિલોપિડસ તેમની પાછળ હજી મેદાનમાં હતો ત્યાં એલેકઝાન્ડરે પોતાના પાયદળની મદદથી ટેકરીઓનો કબજો લીધો. પિલોપિડસે આ જોઇ પોતાના ઘોડેસવાર લશ્કરને પાછું બોલાવી શત્રુનું જે સૈન્ય હજી સપાટ મેદાનપર હતું તે પર તૂટી પડવાનો હુકમ આપ્યો, અને પોતે પોતાની ઢાલ લઇ ટેકરી પર પોતાનું પાયદળ લશ્કર દુશ્મન સાથે ટક્કર લેતું હતું તે તરફ દોડયો; અને પોતાની હાજરીથી પોતાના માણસોમાં એટલો બધો ઉત્સાહ મુકયો કે દુશ્મનને લાગ્યું કે તેઓ જે મની સામે અત્યાર સુધી લડાઇ ચલાવી રહ્યા હતા તે એ માણસો જ નહીં! દુશ્મનો

એક, બે ને ત્રણ હુમલા સુધી તો ટકયા; પણ પછી જ્યારે તેઓએ જોયું કે પાયદળ ધીમે ધીમે ઉપર આવતું જાય છે અને ઘોડેસવાર લશ્કર પાછું ફર્યું છે ત્યારે પછી તેઓ ધીમે ધીમે પાછા હઠયા. પિલોપિડસે એક ઉંચા સ્થાન પરથી જોયું તો દુશ્મનના સૈન્યમાં ગડબડ અને ઘોટાળો ચાલતો હતો પણ જ્યારે તેમની બાજુએ પોતાના સૈન્યને ઉત્તેજિત કરતા એલેકઝાન્ડરને પિલોપિડસે જોયો ત્યારે તેના મને તેનું કહ્યું કર્યું નહીં. પણ સરદાર તરીકેની પોતાની ફરજ અને પોતાના જાનની સલામતીનો પોતાના મત્સરને ભોગ આપી પોતાના લશ્કરને પાછળ મુકી તે દોડયો અને એ જુલમગારને યુદ્ધમાં બ્હાર પડવા હાંક મારતો દોડયો. તે હિચકારાની બ્હાર આવવાની હિંમત ચાલી નહીં પણ ઉલટો પોતાના અંગ રક્ષકોની વચમાં તે સંતાઇ ગયો. ભાહુતી લશ્કરની આગલી હારને પિલોપિડસે તોડી અને તેમાંના કેટલાકને જમીનદોસ્ત કર્યા, પણ બીજાઓએ દૂર ઉભા ઉભા તીરના ઘાથી તેનું બખ્તર વીંધી નાખ્યું. થેસ્સલીયનો તેની સલામતી માટે ચિંતા કરીને તેની મદદે દોડી આવ્યા પણ તેઓ ત્યાં પ્હોંચ્યા ત્યાં તો તેને મૃત્યુવશ થયેલો તેમણે જોયો. પછી પાયદળ અને ઘોડેસવાર લશ્કર દુશ્મનના ઉપર તૂટી પડયું અને તેમને પરિપૂર્ણ હાર આપી તેમાંના ત્રણ હજારને જમીનદોસ્ત કર્યા.

જે જે થીબનો હાજર હતા તેઓ પિલોપિડસના મૃત્યુથી શોક કરવા લાગ્યા અને તેને પોતાનો પિતા, રક્ષક, અને દરેક સારી બાબતોનો શિક્ષક કહી વિલાપ કરવા લાગ્યા. આમાં કંઈ આશ્ચર્ય નહતું; થેસ્સલીયનોએ અને તેમની સાથેના બીજાઓએ સદ્ગુણી નરને અપાતાં બધા જાહેર માનો તેને આપ્યાં; અને તે ઉપરાંત તેને માટેની લાગણી અત્યંત શોક પાળીને બતાવી આપી; કહે છે કે તે દિવસે યુદ્ધમાં હાજર હતા તેમાંથી ન ઉતાર્યાં કોઇએ પોતાનાં બખ્તર, કે ન ઉતાર્યાં ઘોડાઓનાં ચોકડાં, કે ન કર્યા પોતાના ઘાના મલમપટા; પણ તેનું મૃત્યુ થયું સાંભળી દિવસની ગરમી કે થાકને ન ગણકારતાં તે જાણે કે જીવતો જાગતો ન હોય તેમ તેના શબ પાસે એકઠા થયા, તેની આસપાસ દુશ્મનો પાસેથી પડાવેલી લૂટનો ઢગલો કર્યો અને પછી પોતાના ઘોડાઓની કેશવાળી અને પોતાના વાળ કાપી નાંખ્યા; તેમનામાંના ઘણાખરાએ પોતાના તંબુમાં જઇ ન સળગાવી સગડી કે ન લીધું ભોજન, પણ આખી છાવણીમાં એટલી બધી ચૂપકીદી ફેલાઈ હતી કે એવી મોટી અને યશસ્વી જીતને બદલે જાણે કે તેમને તે ટાઇરન્ટની ગુલામગિરિ સ્વીકારવી પડી ન હોય એવો ગમગીન દેખાવ થઈ રહ્યો.

તેના શબને લેઇ તેઓ પાછા ફર્યા ત્યારે શેહેરે શેહેરે અધિકારીવર્ગ, યુવાનવર્ગ, બાલકો અને ધર્મગુરૂઓ સુવર્ણનાં આયુધ, તાજ અને વિજયપતાકા લઇ તેનું સન્માન કરવા સામા આવતા અને જ્યારે તેને ભૂમિદાહ કરવાનો વખત આવ્યો ત્યારે કેટલાએક વૃદ્ધ થેસ્સલીયનોએ થીબ્સ જઇને તેના શબને ભૂમિદાહ કરવાનું માન પોતાને માટે માગી લીધું. તેમાંનો એક નીચે પ્રમાણે બોલ્યોઃ "અમારા કદરદાન મિત્રો! અમે જે માગણી કરવા આવ્યા છીએ તેથી અમારા દુઃખમાં અમને દિલાસો મળશે; અમે કંઇ જીવતા પિલોપિડસની નોકરી કરવા માટે રજા નથી માગતા. અથવા અમારા ઉપકારની વૃત્તિ તે સમજી શકે માટે તેને માન આપવા પણ નથી આવ્યા. અમે માત્ર તેના શબને નહવરાવી, શણગારી, ભૂમિદાહ કરવાની રજા માગવા આવ્યા છીએ. અને એ રજા અમને

મળશે તો અમે માનીશું કે એના મૃત્યુથી જે ખોટ બધાને પડી છે તેમાં અમારો હિસ્સો મોટો છે એમ તમે પણ સ્વીકારો છો. તમે તો એક-માત્ર બાહોશ સરદાર ખોયો છે; પણ અમે તો તેને અને સાથે અમારી સ્વતંત્રતાને પણ ખોઇ છે. કારણ કે જ્યાં પિલોપિડસને અમે પાછો ન આપીએ ત્યાં સુધી અમારી મદદે બીજા સરદારની માગણી અમે કયે મોઢે કરીયે ?”

થીબનોએ તેમની માગણી સ્વીકારી; અને ખરેખર જે લોકો ખરા વૈભવને માટે 'સુવર્ણ, હાથીદાંતની આવશ્યકતા નથી જોતા તેઓના મત પ્રમાણે' તો એવી દમામદાર પાયદસ્ત પ્હેલાં કદી થઇ ન હતી. ફિલિસ્ટસ ડાયોનિસિયસની પાયદસ્તનાં જાબજા વખાણ કરે છે; પણ ખરૂં જોતાં તો તેની પાયદસ્ત એ તેની લોહીલુવાણ જુલમગાર કારકિર્દિની કરૂણાવાર્તા–તેનો દમામદાર અંત હતો. મહાન એલેકઝાન્ડરે પણ પોતાના મિત્ર હેફીસ્ટનના મૃત્યુ વખતે ઘોડા અને ખચ્ચરોની કેશવાળી કાપી નાખી તે ઉપરાંત દિવાલોના કાંગરા ઉતરાવ્યા તે એટલા માટે કે પોતાનાં ઘરેણાં વગર શેહેરોએ પણ શોક ધારણ કર્યો હોય એમ દેખાય*. પણ આ બાબતો તો નિરંકુશ સત્તાના હુકમોથી થયેલી હોવાથી તેનો અમલ લોકોની મરજી ઉપરાંત કરવામાં આવેલો હોવાથી, અને તેમનો અમલ થતાં બીજાઓના મનમાં મરનાર માટે અદેખાઇની સાથે આવું અઘટિત ફરમાવનાર ઉપર ક્રોધ ઉત્પન્ન થયેલો હોવાથી, તે ખરાં માન અને આદરની નિશાની નહીં, પણ જંગલી ભપકો અને નિર્માલ્ય કામમાં દ્રવ્ય વેડફી નાખનારના ખાલી દમામ તરીકે જ ગણાવાં જોઇએ. ખરૂં સુખ તો તે જ માણસનું ગણાય કે જે એક પ્રજાસત્તાક રાજ્યનો શેહેરી હોઇને, વિદેશમાં મૃત્યુ પામે. અને તે વખતે પુત્ર, કલત્ર સગાં કોઇ હાજર ન હોય તે છતા પણ કોઇના પણ કહ્યા વગર આટલાં બધાં શેહેરો અને પુરુષો તેના શવની પાછળ જઇ તેની પાયદસ્તમાં હાજર થાય. ઇસપ કહે છે કે “સુખના વખતમાં મૃત્યુ થાય એ આફત જ”. પણ એ ખરૂં નથીઃ એથી ઉલટું એવું મોત જ સર્વ આવી બનતી ઇષ્ટ વસ્તુઓમાં શ્રેષ્ઠ અને પરમ સુભાગ્ય છે. કારણ કે તેથી સારા માણસોને તેમના સદ્‌ગુણનો યશ મળે છે અને તેમને ચ્હડતીપડતીની સત્તાની બ્હાર મુકે છે. ઓલિમ્પિક રમતમાં ડાયાગોરસ, અને તેના પુત્રો તથા પૌત્રો સુદ્ધાં જ્યારે ફત્તેહમંદ થયા અને ઇનામો લઇ આવ્યા ત્યારે એક સ્પાર્ટને તેને કહ્યું “હવે ડાયાગોરસ! મૃત્યુ માગ; કારણ કે આથી વધારે સુભાગ્યતો દેવોનું જ સભવે” એ અભિપ્રાય વધારે વાસ્તવિક લાગે છે. વળી જો આપણે ઓલિમ્પિઅન અને બધી રમતોની જીતને એકત્ર એક ત્રાજવામાં મુકીએ અને સામી બાજુએ પિલોપિડસે જે મહાપરાક્રમો કરેલાં અને સર્વદા જયસેહ મેળવેલી તેમાંનુ ગમે તે એક જ મુકીએ, તો ખચીત તે પરાક્રમનું ત્રાજવું નીચું નમશે. પિલોપિડસે જીંદગીનો મોટો ભાગ માન અને કીર્ત્તિમાં ગાળી, તેર વાર બીઓશિયાના હાકેમ નીમાઇ, એવા મોટા પરાક્રમમાં પ્રાણ ખોયા કે જે પરાક્રમમાં એલેકઝાન્ડર જેવા ટાઇરન્ટનો નાશ થયો અને થેસ્સલીની સ્વતંત્રતા પાછી સ્થાપિત થઇ.

થેસ્સલીયનો તેના મૃત્યુથી બહુજ ખેદ પામ્યા તેમ તેમને એ બનાવથી ફાયદો પણ બહુ થયો. થીબનોને આ બાબતની ખબર પડી કે તુરત તેઓએ સાત હઝાર પાયદળ

* જુઓ એલેકઝાન્ડરનું ચરિત.

અને સાતસો ઘોડેસવારનું લશ્કર વેર લેવા મોકલ્યું. તેઓએ એલેકઝાન્ડરને પોતાની છેલ્લી હારથી ઘણો નિર્બલ થયેલો દીઠો ત્યારે થેસ્સલીયનોનાં બધાં શેહેરો પાછાં લીધાં. મેગ્નિશિયા, એક્ટીઆ અને થીઓટીમાંથી થાણાં ઉપડાવી લીધાં અને થીબનોના હુકમ પ્રમાણે હમેશ વર્ત્તવાને તેને સોગન ખવરાવ્યા.

અને પિલોપિડસની તરફની એલેકઝાન્ડરની વર્ત્તણૂક માટે દેવોએ તેને શું શિક્ષા કરી એ અહીં જણાવવું વાસ્તવિક થશે. આપણે આગળ જણાવી ગયા તેમ પિલોપિડસે પ્રથમ તે ટાઇરન્ટની સ્ત્રી થીબીને શીખવ્યું હતું કે જોકે તેની આસપાસ ઘણા ચોકીબાનો ફરતા હતા છતાં તેથી કાંઇ ડર ખાઇ જવાતું ન હતું. તેણીએ તે પરથી તેની ક્રુરતાથી કંટાળી તથા તેના અસત્યથી ડરી જઇને, પોતાના ત્રણ ભાઇઓની સાથે પોતાના ધણીનું ખૂન કરવાનો નિશ્ચય કર્યો. આખા મહેલમાં સ્થળે સ્થળે ચોકીદારો હતા અને તેઓ તે ટાઇરેન્ટના શયનમહેલ શિવાય બધે સ્થળે આખી રાત ચોકી કરતા હતા. તેના શયનનો ઓરડો ઉપર હતો અને તેની ચોકી માટે એક કુતરો બાંધી રાખવામાં આવતો અને તે કુતરો પોતાના રાજા, રાણી અને તેને ખવરાવનાર ગુલામ શિવાય જે કોઇ ત્યાં જાય તેની સામે થતો હતો. જ્યારે ઠરાવેલો વખત આવ્યો ત્યારે રાત પડયા પ્હેલાં થીબીએ પોતાના ભાઇઓને એક ઓરડામાં સંતાડી મુકયા. તે હમેશ મુજબ સૂવાના ઓરડામાં ગઇ અને તુરત જ બ્હાર આવી ગુલામને હુકમ કર્યો કે કુતરાને અહીંથી છોડી જા. વળી દાદર ઉપર ચ્હડતાં અવાજ ન થાય માટે તેણે પગથીઆં ઉપર ઉન પાથરી. પછી પોતાના ભાઇઓને તેડી લાવી તેમના હાથમાં બરછી આપીને બારણા આગળ તૈયાર રાખ્યા; અને અંદર જઇ ઠરાવ પ્રમાણે તે ટાઇરન્ટની તલવાર ઉચકી તે ઉંઘતો હતો તેની સાબિતી માટે બતાવી. પણ તે યુવાનોને એકદમ ધાસ્તી પેસી ગઇ અને આગળ ચાલવાની હિંમત ન ચાલી: તેથી તેણીએ તેમને કાયરતા માટે ઠપકો આપ્યો; અને ધમકી આપી કે "હું એલેકઝાન્ડરને જગાડી બધી બિનાથી વાકેફ કરીશ એટલે તમારા ભોગ લાગશે." આખરે બીક અને શરમથી તેઓ ઠેકાણે આવ્યા અને તે તેમને અંદર લઇ ગઇ, પોતે દીવો ધરી ઉભી રહી; એક જણે એલેકઝાન્ડરના પગ પકડયા; બીજાએ તેના માથાના વાળ પકડયા, અને ત્રીજાએ પોતાની બરછીથી તેના પ્રાણ લીધા. આવા નીચ રાક્ષસને માટે એ જાતનું મૃત્યુ કદાચ ઘણું વહેલું આવ્યું ગણાય: પણ પોતાની સ્ત્રીના હાથે મરનાર ટાઇરન્ટોમાં તે પ્રથમ જ હતો, અને વળી તેના શબને બધી જાતનાં અપમાન મળ્યાં હતાં. અને તેની પ્રજા તેના શબને લાત મારી તેના પર થુંકી હતી, એ સર્વ ધ્યાનમાં લઇશું તો તેની શિક્ષા તેના ગુનાહના પ્રમાણમાં હતી એમ લાગશે.



# એગિસિલેઅસ.

---

સ્પાર્ટાના જાણીતા રાજા ઝ્યુક્સીડેમસના પુત્ર આર્કીડેમસને બે પુત્ર હતા; મોટો એગિસ, લેમ્પીટો નામની ખાનદાન કુલની સ્ત્રીને પેટે થયલો હતો; બીજો એગિસિલેઅસ, તેનાથી ઘણો ન્હાનો હતો, તે મેલિસિપ્પિડસની પુત્રી યુપોલીઆનો પુત્ર હતો. કાયદા પ્રમાણે ગાદીનો વારસ એગિસ હતો, અને એગિસિલેઅસને હરકોઈ સ્પાર્ટન નાગરિક કરતાં વધારે સારી સ્થિતિ જોવાનો સંભવ નહતો. એટલે સ્પાર્ટન કેળવણીનું સખ્ત નિયમન, તેની ભારે અંગકસરત, અને તેની આજ્ઞાધીનતાનું શિક્ષણ એ સર્વનો એગિસિલેઅસને પૂરેપૂરો લાભ મળ્યો. સ્પાર્ટાની કેળવણીનો મુખ્ય ઉદ્દેશ તેના નાગરિકોને આજ્ઞાપાલક અને કાયદાના શાસનને અધીન રહેનારા બનાવવાનો હતો. બીજા નગરો કરતાં સ્પાર્ટામાં આ વિષે બહુ વધારે લક્ષ અપાતું. વછેરાને લગામની અને ગાડી ફેરવવાની ટેવ પાડવામાં આવે છે તેમ એ નગર પોતાના કિશોરોને કેળવતું; એટલે એ પ્રખ્યાત નગરને સાઇમોનીડિસ કવિ માણસને વશ કરનારૂં કહે છે. સ્પાર્ટાનો કાયદો ગાદીના વારસને આ સખ્ત કેળવણીથી મુક્ત રાખે છે. પણ એગિસિલેઅસ જ્યેષ્ઠ પુત્ર થઇને ન અવતર્યો એ તેનું સદ્ભાગ્ય હતું. તેથી એને સ્પાર્ટન કેળવણીનો પૂરેપૂરો લાભ મળ્યો. અને એ જ્યારે રાજા થયો અને આજ્ઞા કરવાનો અધિકાર તેના હાથમાં આવ્યો ત્યારે એ કેળવણીના પ્રભાવે જે તે પોતાનો અધિકાર વધારે સારી રીતે વાપરી શક્યો. સ્પાર્ટન રાજાઓમાં એ સૌથી વધારે મિલનસાર અને લોકપ્રિય નીવડ્યો. કેમકે રાજા અને અધિકારીને ઘટતા કડક ગુણો તેનામાં કુદરતી રીતે હતા, તેની સાથે તે સામાન્ય નાગરિકોને ઘટે એવા વિનય અને મળતાવડાપણાના ગુણો પણ મેળવી શક્યો.

સ્પાર્ટન કેળવણીની વ્યવસ્થામાં સાતથી બાર વર્ષ સુધીના છોકરાઓની ટોળીઓ બાંધેલી હોય છે. એગિસિલેઅસ આવી એક ટોળીમાં હતો ત્યારથી જ લાયસેન્ડરનો તેના ઉપર પ્યાર થયો. તે એ છોકરાની નમ્રતા અને તેની સાલસાઇને લીધે તેના તરફ આકર્ષાયો. કેમ કે અગર જો કે તે પોતાના સમોવડીઆમાં દરેક વખતે ઉત્કૃષ્ટ જણાવા ઇંતેજાર હતો, અને સ્પર્દ્ધામાં એટલો આવેશ અને એટલી દઢતા બતાવતો કે તે કોઇ મુસ્કેલીથી કે હરીફાઈથી હઠતો નહીં; તો પણ તે સાથે તે નરમ સ્વભાવનો અને ખુશમીજાજી હતો, અને હુકમને તથા મોટેરાઓને તુરત તાબે થઇ જતો. વળી આ તેનું આજ્ઞાનુશીલન એટલી ન્હાની ઉમરમાંથી પણ ભયને લીધે ન હતું પણ યોગ્ય સત્તાનો હુકમ માનવાની મ્હારી ફરજ છે એવી સમજને લીધે હતું; તથા ગમે તેટલી મહેનત કે મુસીબત પડે તે તે વેઠતો પણ લેશ પણ નામોશી કે ઠપકો સહન કરી શકતો નહીં.

તેનો એક પગ બીજા પગથી કંઇક ટુંકો હતો. પણ આ ખોડ તેની જુવાનીમાં તેના આખા શરીરની સુંદરતામાં ઢંકાઇ જતી હતી. વળી તે પોતે એથી ખિન્ન થતો નહીં એટલું જ નહીં પણ તે વિષે તે પોતાની મજાક કરવા હમેશ તૈયાર હતો, એટલે તેની તરફ બીજાઓનું ક્વચિત જ ધ્યાન જતું. અને તેનું સાહસ તથા નામના મેળવવાની ઇંતેજારી એ ખોડને લીધે વધારે સ્પષ્ટ રીતે દીસી આવતી; કેમકે તે ગમે તેવા શ્રમથી

ળવી હોય તો તેમણે લિઓટિકાઇડસને રાજ્ય ન જ આપવું જોઇએ. રાજા પગે લગડો હાય. એ બાબત એટલા મહત્વની નથી કે તેથી દેવો નારાજ થાય. આપણે સંભાળ રાખવાની એ છે કે હર્ક્યુલીસની ઓલાદનો હક બીજા કોઇના બીજને ન જાય. એ થવા દઇશું તો નિઃસંશય આપણુ રાજ્ય વશપરંપરા માટે "ખોડલ રાજ્ય" બનવાનું." એગિસિલેઅસે કહ્યું "લિઓટિકાઇડસ જાર-જ હતો એ વાતની પોસાઇડાન દેવે પણ સાક્ષી પૂરી હતી, કેમકે એ દેવે એગિસને ધરતીકંપથી તેના ખીછાનામાંથી પાડી નાખ્યો અને ત્યારથી તેણે ટાઇમિઆ સાથે સુવું તજી દીધું તે પછી દશ માસ કરતાં વધારે મુદત વીત્યા પછી લિઓટિકાઇડસનો જન્મ થયો હતો."

આ રીતે એગિસિલેઅસને ગાદી મળી; અને એગિસની ખાનગી મીલ્કતનો વારસ પણ તે જ ઠર્યો લિઓટિકાઇડસ જાર-જ હોવાથી તેને એ પણ ન મળી. એગિસિલેઅસનાં માતૃપક્ષના કુટુંબીઓ પ્રતિષ્ઠિત અને સારા ગણાતા હતા, પણ નિર્ધન હતા, તેમને તેણે આ મિલ્કતનો અર્ધો ભાગ આપ્યો. આથી તે ઇર્ષ્યા અને અભાવને બદલે લોકોની પ્રીતિ અને વખાણનું પાત્ર બન્યો.

ઝેનો લખે છે કે એગિસિલેઅસ રાજાએ સ્પાર્ટાના કાયદાઓને અધીન રહેવાથી એટલી બધી સત્તા મેળવી કે જે કઇ તે પોતે ધારતો તે કરી શકતો. આનો ખુલાસો આ પ્રમાણે છે. આ વખતે સ્પાર્ટામાં એફોરોનું ગુપ્તમંડલ અને વડીલમંડલ એ બેના હાથમાં મુખ્ય સત્તા હતી. એફોરો દર વર્ષે બદલાતા. વડીલનું મંડલ જન્મારા સુધીનું હતું; આ બન્ને મંડલો રાજાઓની સત્તા નિયંત્રણમાં આણવા યોજ્યાં હતાં એ અમે લાઇકર્ગસનાં ચરિત્રમાં જણાવ્યું છે. એટલે મૂલથી જ રાજાઓ અને આ બે મંડલો વચ્ચે વિરોધ ચાલ્યો આવતો હતો. પણ એગિસિલેઅસે આગલા રાજાઓ કરતાં જુદી જ રીત પકડી. તેણે એ મંડલોની સામે થવાનો વિચાર કેવળ માંડી વાળ્યો અને તેમના સભાસદોને દરેક પ્રસંગે રાજી રાખવા મથ્યો. દરેક બાબતમાં તે એમની સલાહ લેતો, અને એમનુ કહ્યું કરતો. તે એને બોલાવતા ત્યારે એ ઉતાવળે પગલે લગભગ દોડતો દોડતો જઇને હાજર થતો. તે રાજ્યાસન ઉપર બેસીને ન્યાય ચૂકવતો હોય ત્યારે કોઈ એફોર આવતો, તો તે ઉઠીને ઉભો થતો. જ્યારે જ્યારે નવો 'વડીલ' પસંદ થતો ત્યારે તે તેને એક ઝભ્ભો અને એક બળદ ભેટ આપતો. આ પ્રમાણે તે જાહેરમા તેમનાથી નમતો ચાલતો અને એ મંડલોની પ્રતિષ્ઠા અને સત્તા વધારતો જણાતો; પણ તેની વર્તણુકથી એ મંડલોના બધા સભાસદો તેના મિત્ર થઈ ગયા અને એ ખાનગી મિત્રતાનો લાભ લઇને કેટલેક પ્રસંગે તે એવી રીતે વર્તી શક્યો કે તેથી સ્પાર્ટાના રાજાઓનું ગૌરવ પ્હેલાં કરતાં વધ્યું.

નાગરિકો સાથેની તેની વર્તણુકમાં તેની તેના દુશ્મનો સાથેની વર્તણુક કરતાં તેના મિત્રો સાથેની વર્તણુક ઉતરતી હતી. દુશ્મનો સાથે સખ્તાઇ વાપરતો ખરો પણ અન્યાય કરતો નહીં; પણ તેના મિત્રોને મદદ કરવામાં તે ન્યાય અન્યાય જોતો નહીં. તેના શત્રુએ કંઇ વખાણવા લાયક કર્યું હોય ત્યારે તેને યોગ્ય સન્માન મળવામાં પોતા તરફથી કસર રહે તેમાં તે પોતાનું હીણું માનતો. પણ તેનો કોઇ મિત્ર કંઇ ખોટું કામ કરતો તો તે તેને ઠપકો આપતો નહીં કે સજા કરતો નહીં. એટલુંજ નહીં પણ તે તેની સાથે સામેલ

સુદ્ધાં થતો. મિત્રતાને દાવે તે ગમે તેવું કૃત્ય કરવા સદા તત્પર રહેતો. વળી તેના શત્રુઓ-માંથી કોઇને માથે આફત પડતી કે તે તકસીરમાં આવતો તો એ તેની દયા ખાવા તૈયાર હતો અને તે વિનંતિ કરતો તો તેને પણ ઘટતી મદદ કરતો. આ પ્રમાણે વર્તીને સત્રુ અને મિત્ર સર્વનાં મત તેણે પોતા તરફ ખેંચી લીધાં. અને તેની લોકપ્રિયતા ધીમે-ધીમે એટલી બધી વધી કે એફોરમંડલને તેના ઉપર શક આવ્યો, અને તેઓએ તેનો દંડ કર્યો. એ સજા કરવા માટે તેઓએ એવું કારણ આપ્યું કે "નાગરિકોનો સામાન્ય રીતે રાજ્યની બધી સંસ્થાઓ તરફ સરખો ભાવ હોવો જોઇએ, પણ એ બધા નાગરિકોને એકલા પોતાના જ કરવા મથતો હતો." ફિલસુફો કહે છે કે સૃષ્ટિમાંથી વિરોધ અને વિસંવાદ નિર્મૂલ થાય તો સૂર્ય, ચંદ્ર વગેરે વ્યોમચારીઓ અટકી પડે અને ઉત્પત્તિ અને મતિનો બધો ક્રમ ઉંધો વળે. એ જ પ્રમાણે સ્પાર્ટાની રાજ્યસંસ્થાના યોજનાર મહાપુરુષે સ્પર્દ્ધા અને મહત્ત્વાકાંક્ષાના બીજ પોતાના નગરરાજ્યમાં સ્ફુર્યાં કરે અને નાગરિકો વચ્ચે દેશસેવા માટે અને કીર્તિ માટે સદૈવ હરીફાઇ જાગૃત રહે એવી વ્યવસ્થા ઘડી હતી. સૌ કંઇ પણ નવી બાબત વિષે વિચાર કર્યા વગર અને તેના ગુણદોષ પર વિવાદ કર્યા વગર હાએહા કહે એવો સંપ તેને જડ, અને રાજ્યતંત્રનો સ્વતંત્ર અને ઉચ્ચજીવન સિદ્ધ કર-વાનો ઉદ્દેશ વહેતો મુકનારો, લાગ્યો હતો. તેમ જ ઓડિસીમાં યુલિસીસ અને એકિલિસ જેવા દેવાંશી વીરો વચ્ચે મોટી તકરાર પડે છે ત્યારે તેથી હોમરે એગેમેમ્નન રાજાને આનંદ પામતો જણાવ્યો છે તેમાં પણ કેટલાક ધારે છે કે કવિનો હેતુ એવો જ બોધ કરવાનો હોવો જોઇએ કે એ બે મહાપુરુષોની તકરારમાંથી આખા સૈન્યના હિતમાં કંઇ મોટો લાભ પ્રાપ્ત થવાની રાજાને ખાતરી લાગી તેથી તેને આનંદ થયો. પણ આ નિય-મના ક્વચિત અપવાદનો અવકાશ પણ રાખવો જોઇએ; કેમકે સ્પર્દ્ધા અને તકરારોમાંથી દુશ્મનાવટ જામી જાય છે ત્યારે બેશક રાજ્યને હાની થાય છે અને બહુ વિપરીત પરિ-ણામો ઉત્પન્ન થાય છે.

એગિસિલેઅસ ગાદીએ આવ્યો તે પછી થોડા અરસામાં જ એશિઆખંડમાંથી સમાચાર મળ્યા કે ઇરાનનો શહેનશાહ સ્પાર્ટાનું દરિયાઇ સામ્રાજ્ય પાછુ ઝુંટી લેવા માટે મોટા પાયા ઉપર તૈયારીઓ કરતો હતો. લાઇસેન્ડરે ત્યાંના ઘણા શેહેરોમાં પોતાના મિ-ત્રોને સુબાઓ અને હાકેમો તરીકે નીમ્યા હતા તેઓમાંના ઘણાખરાને તો તેમના જુલમ અને અન્યાયી વર્તનને લીધે લોકોએ બંડ કરી મારી નાખેલા કે કહાડી મુકેલા હતા. એ સર્વેને મદદ કરવા જવા માટે લાઇસેન્ડર ઇંતેજાર હતો અને તેથી તેણે એગિસિલેઅસને સમજાવ્યો કે લશ્કર સાથે એશિઆખંડમાં જઇ વિગ્રહનો પ્રદેશ ગ્રીસથી જેમ આઘો લઇ જવાય અને ઇરાનનો શહેનશાહ તૈયાર થાય તે પ્હેલાં તેની ઉપર ચ્હડી જવાય તેમ સારૂ. એશિઆખંડમાંના પોતાના મિત્રોને પણ તેણે લખ્યું કે તેઓએ એલચીઓ મોકલી સ્પાર્ટા પાસે સેનાપતિ તરીકે એગિસિલેઅસની માગણી કરવી. એગિસિલેઅસે એ એલચી-ઓની માગણી નાગરિકસભાની રૂબરૂ સાંભળી અને તેની સાથે સરદારો અને સલાહ-કારો તરીકે ત્રીશ સ્પાર્ટનો, નવા સ્વતંત્ર કરેલા હેલટોમાંથી બે હજાર વીણેલા સિપાહીઓની પલટણ, અને સ્પાર્ટાના મદદગાર રાજ્યોમાંથી ૭ હજાર પાયદલ સૈન્ય મોકલવામાં આવે તો તેણે સેનાપતિનું પદ સ્વીકારી એ વિગ્રહ ખેડવા જવા ખુશી બતાવી. લાઇસેન્ડરની

વગ અને સત્તાથી તેની માગણી તુરત સ્વીકારાઇ અને એગિસિલેઅસ નીકળ્યો. એના ત્રીશ સલાહકારોમાં લાઇસેન્ડર મુખ્ય થઇ પડયોઃ કેમકે આગલી લડાઇમાં સેનાપતિ તરીકે તેણે અનુભવ અને કીર્તિ મેળવ્યાં હતાં એટલું જ નહીં પણ એગિસિલેઅસ તેને પોતાનો મિત્ર ગણતો હતો અને તેણે તેને ગાદી મેળવવામાં મદદ કરી તે કરતાં પણ આ સરદારી મેળવવામાં મદદ કરી એ તેણે પોતાના ઉપર વધારે મોટો ઉપકાર કરેલો તે ગણતો હતો.

સૈન્ય ગિરીસ્ટસ આગળ એકઠું થયું હતું તે દરમિયાન તે પોતાના મિત્રો સાથે ઓલિસ ગયો. ત્યાં રાતે તેને સ્વપ્ન આવ્યું; તેમાં તેણે એક માણસને પોતાની પાસે આવીને નીચે પ્રમાણે બોલતો સાંભળ્યો "તમે જાણો જ છો કે આખાં ગ્રીસ તરફથી સેનાપતિ નીમવાનું માન એગેમેમ્નન પછી પ્રથમ તમને જ મળે છે. વળી જે દુશ્મનો સામે એ લડવા ગયો હતો તેમની સામે જ તમે જનાર છો અને જે સ્થળેથી એણે કુચ આરંભી હતી તેજ સ્થળથી તમે પણ નીકળવાના છો; માટે તેણે લંગર ઉપાડતાં પ્હેલાં દેવીને જે ઉપહાર અર્પણ કર્યો હતો તે તમારે પણ કરવો જોઇએ." એગેમેમ્નને દેવ વાણીને અનુસરીને પોતાની પુત્રી સાઇફીજીનિઆનો ઉપહાર દેવીને અર્પણ કર્યો હતો. એગિસિલેઅસે એ હકીકત સાભળી પણ તેથી તે બ્યગ્ર થયો નહીં. સવારમાં એણે સ્વપ્નની વાત પોતાના મિત્રોને કહી તે વખતે તે બોલ્યો "ઉપહારની બાબતમાં હું એગેમેમ્નનના જંગલી સમયના અજ્ઞાનનું અનુકરણ નહીં કરૂં પણ દેવીને જે વસ્તુ મળવાથી ખરેખર આનંદ થશે એમ આપણે કલ્પી શકીએ તેનો ઉપહાર તેને અર્પણ કરીશ." તેણે એક મૃગલીને હારમુકુટથી શણગારી પોતાના દેવસેવકને આપી અને તે સ્થળના થીબનોએ નીમેલા દેવસેવકને બદલે તેને જ પોતાનો ઉપહાર અર્પણ કરવા ફરમાવ્યું. થીબ્સના અધિકારીઓને આ ખબર થતાં તેઓ ગુસ્સે થયા અને તેમણે એગિસિલેઅસને સંદેશો મોકલ્યો કે તેણે ત્યાંના રિવાજથી વિરુદ્ધ જઇને ઉપહાર અર્પણ ન કરવો. આ સંદેશો લાવનાર માણસો તેને તે સભળાવીને તુરત ઉપહારકુંડ પાસે ગયા અને ઉપહારની જાંગો તેના ઉપર પડી હતી તે તેઓએ ત્યાંથી ઉંચકીને ફેંકી દીધી. એગિસિલેઅસને અત્યંત માઠું લાગ્યું, અને થીબનો ઉપર રોષે ભરાઇ તે ત્યાંથી ચાલી નીકળ્યો. વળી તેને નક્કી લાગ્યું કે આવા અપશુકન પછી વિજય મળવાનો જ નહીં; કે તેની લ્હડાઇનો હેતુ પૂરેપૂરો સિદ્ધ થવાનો જ નહીં.

તે એશીઆસ આવ્યો ત્યારથી લાઇસેન્ડરની સત્તા અને તેને મળતાં માનઆબરૂ એગિસિલેઅસને અસહ્ય લાગ્યાં. બધી અરજો તેની પાસે જવા લાગી અને તે ઘરમાં હોય ત્યારે તેના બારણા આગળ અને બ્હાર નીકળે ત્યારે તેની આગળ પાછળ માણસોની ઠઠ જામતી. સ્પાર્ટાના કાયદા પ્રમાણે સેનાપતિનું પદ રાજાનું હોવું જોઇએ તે મુજબ એગિસિલેઅસ જાણે નામનો જ સેનાપતિ હોય, અને બધો અધિકાર લાઇસેન્ડરનો હોય એવો દેખાવ થઇ રહેતો. આગલી લડાઈ દરમિયાન સેનાપતિ તરીકે લાઇસેન્ડરે જે હાકેમી ચલાવી હતી, તેના દુશ્મનોને તેણે જેવા નીચા પાડ્યા હતા અને તેના મિત્રોને મદદ કરી હતી તેવું તે વખત સુધીમાં બીજા કોઇ સેનાપતિએ કરેલું નહતું. એ તાજા બનાવો સર્વને હજી સાંભરતા હતા. અને વળી લાઇસેન્ડરની કડક, અલ્પાક્ષરી, અને હુકમ કરવાની રીતભાત

સાથે સોંપી એગિસિલેઅસની સાદી, નરમ અને મળતાવડી રીતભાત સરખાવતા એટલે તેઓ એગિસિલેઅસને પડતો મુકી લાઇસેન્ડરની પ્રીતિ મેળવવામા જ ગુંથાતા.

આથી પ્રથમ એગિસિલેઅસના મદદકાર તરીકે આવેલા બીજા સ્પાર્ટનોને ખોટુ લાગવા માંડ્યુ, કેમકે તેઓ રાજાના સલાહકાર મટીને લાઇસેન્ડરના સેવકો જેવા દેખાવા લાગ્યા. અને આખરે એગિસિલેઅસને પોતાને પણ ખોટુ લાગ્યુ તે અદેખા સ્વભાવનો ન હતો અને લાયક માણસને યોગ્ય સન્માન મળે તે એનાથી ન સહન થાય એમ ન હતુ પણ તે પોતે કીર્તિનો લોભી હતો અને તેને લાગ્યુ કે જો આ પ્રમાણે ચાલશે તો લશ્કર જે કંઇ પરાક્રમ કરશે તેનો યશ એકલા લાઇસેન્ડરને મળશે તેથી એણે આ પ્રમાણે ઘાટ રચ્યો પ્રથમ તે લાઇસેન્ડરની સલાહથી ઉલટો ચાલવા મા યો જે કંઇ સૂચના લાઇસેન્ડર કરે તે પડતી મુકીને તે બીજી સૂચનાઓનો અમલ કરવા લાગ્યો પછી તેની પાસે જે અરજદારો આવતા તેમાં જેઓ લાઇસેન્ડરનો આશ્રય લેતા તે બધાની અરજી તે કહાડી નાખવા લાગ્યો. વળી ન્યાય ચૂકવવામાં પણ લાઇસેન્ડર જેનો પક્ષ લેતો તેને તે ઘણુખરૂ નુકસાન જ કરતો અને જે તેના વિરુદ્ધ પડતો તેને તે લાભ આપતો. આ પ્રમાણે તે કોઈ કોઇ વાર કરતો એમ નહી પણ દરેક પ્રસગે અને નિયમસર કરવા લાગ્યો એટલે લાઇસેન્ડર પણ તેનુ લક્ષણ પામી ગયો, અને તે પોતાના મિત્રોને કહેવા લાગ્યો કે તેના મિત્ર થવામા તેમને હાની છે માટે તેઓએ તેને છોડી રાજાનો અને રાજા આગળ જેનો વગ વધારે હોય એવાઓનો આશ્રય લેવો તેના આવા વચનો રાજાને ઉતારી પાડનારા અને તેના વિષે લોકોમાં અભાવ ઉત્પન કરનારા હોવાથી એગિસિલેઅસે તેને હજી પણ વધારે હલકો પાડવા અને તેની સ્પષ્ટ અવમાનના કરવા માટે તેને પોતાનો પીરસનારો નીમ્યો. અને કહે છે કે તે જાહેરમા બોલવા લાગ્યો, 'ભલે જેને મારા પીરસનારની ખુશામત કરવી હોય તે તેમ કરે' લાઇસેન્ડરથી આટલુ બધુ અપમાન સહન ન થઇ શક્યુ તેણે જઇને એગિસિલેઅસને જ ફરિયાદ કરી કે 'તમે તમારા મિત્રોને હલકા કેમ પાડવા તે બહુ સારી રીતે જાણો છો" એગિસિલેઅસે જવાબ દીધો "બેશક જે મ્હારા કરતા પણ વધારે મોટા થવા મથે છે તેને કેમ હલકો પાડવો એ હુ જાણુ છુ લાઇસેન્ડરે કહ્યુ "એતો મ્હારે માથે મિથ્યા અપવાદ છે તમે કહોછો તો ભલે, પણ મ્હારી એવી ધારણા નથી હવે મ્હારી એટલી જ વિનતિ છે કે તમારી મ્હારા ઉપર અકૃપા ન થાય અને હુ તમારી કંઇ સેવ બજાવી શકુ એવુ કોઈ કામ મને સોપો આ ઉપરથી એગિસિલેઅસે તેને પોતાનો નાયબ નીમી હેલેસ્પોન્ટ આગળ મોકલ્યો અહીં તેણે સુના ફાર્નાબેઝસના પ્રાતમાના એક પ્રધાનને ફોડયો તે પુષ્કળ દ્રવ્ય અને બસો ઘોડેસવારો સાથે ગ્રીક લશ્કરને આવી મળ્યો પણ આ વખતથી લાઇસેન્ડરે સ્પાર્ટાના બન્ને રાજકુળો ઉપર દ્વેષ રાખ્યો અને તેમની પાસેથી રાજગાદીનો હક છીનવી લઇ સ્પાર્ટાના બધા નાગરિકોમાથી રાજાઓ પસદ કરવાનો નવો કાયદો કેમ થાય તેના કાવત્રાંમા તે પડયો પણ પછી યોગ્ય વખતમા જે સખ્ત લડાઇ દરમિયાન બીઓશિઆમાં તે મરી ગયો એ બનાવ ન બન્યો હોત તો ઘણુ કરીને તે પોતાનુ વેર વાળવાની ખાતર સ્પાર્ટામાં મોટો ખળભળાટ ઉભો કરી શકત એમ જણાય છે આ પ્રમાણે અતિ લોભી માણસોથી રાજ્યને લાભ કરતા હાનીનો સભવ વિશેષ છે લાઇસેન્ડરનો ગર્વ અને અધિકારલોભ હદથી વધારે હતાં એ તેનો દોષ હતો,

તેને ઠેકાણે આણવા માટે એગિસિલેઅસે એના જેવા નામાંકિત અને માની પુરુષનું અપમાન કર્યું, બીજે રસ્તે પોતાનો હેતુ ન સાધ્યો, એ તેનો દોષ હતો. કીર્તિ અને અધિકારના મદમાં એક પોતાના રાજા અને સેનાપતિનું માન રાખવું જોઇએ એ વાત ભુલી ગયો અને બીજા મિત્રની ખામીયો એવી રીતે સુધારવી જોઇએ કે તે મિત્ર મટી શત્રુ ન બને એ વાત ભુલી ગયો.

પ્રથમ ઇરાનના શહેનશાહનો સુબો ટિસેફર્નિસ એગિસિલેઅસથી ડરી ગયો; અને તેણે તેની સાથે સંધિ કરી. તેમાં એશિઆના ગ્રીક નગરોને તેમની સ્વતંત્રતા પાછી આપવાની શ્હેનશાહ તરફથી કબૂલાત આપી. પણ પછી તેના હાથ નીચે સારું લસ્કર એકઠું થતાં તે ફરી ગયો. અને પાછો વિગ્રહ આરંભ્યો. એગિસિલેઅસને એવું જ જોઇતું હતું. તેના મનમાં એમ હતું કે ઝેનોફોન માત્ર દશહજાર ગ્રીક સિપાહીના લસ્કર સાથે એશિઆના મધ્ય ભાગથી છેક દરિયા સુધી બધો પ્રદેશ શી રીતે અને રસ્તે શહેનશાહના લસ્કર સાથે તે જેટલી લડાઇએ લડયો તે સર્વમાં તેને હરાવતો હરાવતો આવી શક્યો; તો સ્પાર્ટાના હાથમાં આ વખતે આખા ગ્રીસનું અને દરિયાનું પણ સામ્રાજ્ય હતું, એટલે આ લ્હડાઇમાં ઝેનોફન કરતાં ઘણું વધારે મોટું પરાક્રમ કરવા તે સમર્થ હતો; અને જો તેનાથી એવું કઇ ન બન્યું તો તેની નામોશી થવાની એ ચોક્કસ હતું. ટિસેફર્નિસના દગા માટે તેને શિક્ષા કરવા તેણે કાવત્રું રચ્યું, તેણે પોતે કુચ કરી કેરિઆ પ્રાંતમાં જતો હોય એવો ઢોંગ કર્યો. અને ટિસેફર્નિસે પોતાનું લસ્કર તે તરફ વાળ્યું એટલે તે એકદમ પાછો ફરી ફ્રિજીઆ પ્રાંતમાં પેઠો. અહીં તેણે ઘણાં શેહેરો કબ્જે કર્યાં અને પુષ્કળ લૂટ મેળવી. આ ઉપરથી તેણે તેના મિત્રો અને મદદગાર રાજ્યોને બતાવી આપ્યું કે દેવોના શપથ લઇને કરેલો સંધિ તોડવો એમાં દેવોના ગુનેહગાર થવાય છે. પણ દગલબાજ દુસ્મનને છેતરવામાં ન્યાયભંગ થતો નથી એટલું જ નહીં પણ તેથી લાભ અને કીર્તિ બન્ને મળે છે.

તેનુ ઘોડેસવાર દલ થોડું હતું, અને તેણે ઉપહાર અર્પણ કર્યા તેમાં બલિના પિત્તાશયનો ઉપલો ભાગ ન જણાયો. આથી તે એફીસસ તરફ વળ્યો; અને ત્યાં તેણે પોતાનો રસાલો વધાર્યો. દરેક તવંગર માણસને તેણે ફરજ પાડી કે તેણે જાતે પાયદળમાં દાખલ થવું અથવા પોતાને બદલે પોતાને અર્થે એક શસ્ત્રઅસ્ત્રથી સજ્જ કરેલો ઘોડેસવાર આપવો. ઘણાએએ લસ્કરમા જાતે જોડાવાને બદલે પગારદાર ઘોડેસવાર સિપાહી આપ્યા. તેના પાયદલને એશિઆના નિર્બલ તવંગર ગ્રીકોની જરૂર નહતી. અને તેમને બદલે સશક્ત તથા લડાયક ઘોડેસવારો મળવાથી તેનો રસાલો પણ જોઇએ તેવો પુષ્ટ થયો. એશિઆવાસીઓને આવું સાહું કરવાની ફરજ પાડવાના આધારમાં એગિસિલેઅસે તેમને એગેમેમ્નનનો દાખલો આપ્યો હોમર લખે છે કે સિકિઓનના એક ધનાઢ્ય ગ્રીકે લસ્કરમાં દાખલ થવાને બદલે એગેમેમ્નનને પોતાની ઘોડી આપી હતી તે તે રાજાએ સ્વીકારી હતી.

તેણે ફ્રિજીઆમાં પકડાયેલા કેદીઓને ગુલામગિરિમાં વેચ્યા ત્યારે તેમને નવસ્ત્રા કરીને વેચ્યા. તેમનાં કપડાં માટે ઘણા ખરીદનારા નીકળ્યા પણ તે કેદીઓના શરીર કસેલાં કે તડકાતાપથી ટેવાયેલાં ન હોવાથી ફીક્કાં, પોચાં, અને નબળાં હતા એટલે ખરીદનારાઓ તેમને જોઇને હસતા અને ગુલામો તરીકે તેમને નકામા ગણતા. આ હરાજી

સાથે લોકો એગિસિલેઅસની સાદી, નરમ અને મળતાવડી રીતભાત સરખાવતા એટલે તેઓ એગિસિલેઅસને પડતો મુકી લાઇસેન્ડરની પ્રીતિ મેળવવામાં જ ગુંથાતા.

આથી પ્રથમ એગિસિલેઅસના સલાહકાર તરીકે આવેલા બીજા સ્પાર્ટનોને ખોટું લાગવા માંડ્યું, કેમકે તેઓ રાજાના સલાહકાર મટીને લાઇસેન્ડરના સેવકો જેવા દેખાવા લાગ્યા. અને આખરે એગિસિલેઅસને પોતાને પણ ખોટું લાગ્યું. તે અદેખા સ્વભાવનો ન હતો; અને લાયક માણસને યોગ્ય સન્માન મળે તે એનાથી ન સહન થાય એમ ન હતું. પણ તે પોતે કીર્તિનો લોભી હતો. અને તેને લાગ્યું કે જો આ પ્રમાણે ચાલશે તો લશ્કર જે કંઇ પરાક્રમ કરશે તેનો યશ એકલા લાઇસેન્ડરને મળશે. તેથી એણે આ પ્રમાણે ઘાટ રચ્યો. પ્રથમ તે લાઇસેન્ડરની સલાહથી ઉલટો ચાલવા માંડ્યો. જે કંઇ સૂચના લાઇસેન્ડર કરે તે પડતી મુકીને તે બીજી સૂચનાઓનો અમલ કરવા લાગ્યો. પછી તેની પાસે જે અરજદારો આવતા તેમાં જેઓ લાઇસેન્ડરનો આશ્રય લેતા તે બધાની અરજો તે કહાડી નાખવા લાગ્યો. વળી ન્યાય ચૂકવવામાં પણ લાઇસેન્ડર જેનો પક્ષ લેતો તેને તે ઘણુંખરૂં નુકસાન જ કરતો અને જે તેના વિરુદ્ધ પડતો તેને તે લાભ આપતો. આ પ્રમાણે તે કોઈ કોઇ વાર કરતો એમ નહીં પણ દરેક પ્રસંગે અને નિયમસર કરવા લાગ્યો. એટલે લાઇસેન્ડર પણ તેનું વલણ પામી ગયો, અને તે પોતાના મિત્રોને કહેવા લાગ્યો કે તેના મિત્ર થવામાં તેમને હાની છે માટે તેઓએ તેને છોડી રાજાનો અને રાજા આગળ જેનો વગ વધારે હોય એનોઓનો આશ્રય લેવો. તેનાં આવાં વચનો રાજાને ઉતારી પાડનારાં અને તેના વિષે લોકોમાં અભાવ ઉત્પન્ન કરનારાં હોવાથી એગિસિલેઅસે તેને હજી પણ વધારે હલકો પાડવા અને તેની સ્પષ્ટ અવમાનના કરવા માટે તેને પોતાનો પીરસનારો નીમ્યો. અને કહે છે કે તે જાહેરમાં બોલવા લાગ્યો, "ભલે જેને મારા પીરસનારની ખુશામત કરવી હોય તે તેમ કરે." લાઇસેન્ડરથી આટલું બધું અપમાન સહન ન થઇ શક્યું. તેણે જઇને એગિસિલેઅસને જ ફરિયાદ કરી કે "તમે તમારા મિત્રોને હલકા કેમ પાડવા તે બહુ સારી રીતે જાણો છો." એગિસિલેઅસે જવાબ દીધો "બેશક, જે મ્હારા કરતાં પણ વધારે મોટા થવા મથે છે તેને કેમ હલકો પાડવો એ હું જાણું છું." લાઇસેન્ડરે કહ્યું "એતો મ્હારે માથે મિથ્યા અપવાદ છે. તમે કહોછો તો ભલે, પણ મ્હારી એવીધાનત નથી. હવે મ્હારી એટલી જ વિનંતિ છે કે તમારી મ્હારા ઉપર અકૃપા ન થાય અને હું તમારી કંઇ સેવા બજાવી શકું એવું કોઈ કામ મને સોંપો." આ ઉપરથી એગિસિલેઅસે તેને પોતાનો નાયબ નીમી હેલેસ્પોન્ટ આગળ મોકલ્યો. અહીં તેણે સુના ફાર્નાબેઝસના પ્રાંતમાંના એક ઇરાનીને ફોડ્યો, તે પુષ્કળ દ્રવ્ય અને બસો ઘોડેસવારો સાથે ગ્રીક લશ્કરને આવી મળ્યો. પણ આ વખતથી લાઇસેન્ડરે સ્પાર્ટાના બન્ને રાજકુળો ઉપર દ્વેષ રાખ્યો, અને તેમની પાસેથી રાજગાદીનો હક છીનવી લઇ સ્પાર્ટાના બધા નાગરિકોમાંથી રાજાઓ પસંદ કરવાનો નવો કાયદો કેમ ઘડાય તેના કાવત્રામાં તે પડ્યો. પણ પછી યોગ્ય વખતમાં જ સખ્ત લડાઇ દરમિયાન બીઓશિઆમાં તે મરી ગયો; એ બનાવ ન બન્યો હોત તો પણ કદીને તે પોતાનું વેર વાળવાની ખાતર સ્પાર્ટામાં મોટો ખળભળાટ ઉભો કરી શકત એમ જણાય છે. આ પ્રમાણે અતિ લોભી માણસોથી રાજ્યને લાભ કરતાં હાનીનો સંભવ વિશેષ છે. લાઇસેન્ડરનો ગર્વ અને અધિકારલોભ હદથી વધારે હતાં એ તેનો દોષ હતો;

તેણે ફ્રાર્નેબેઝસ સુબાના ફ્રીજીઆ પ્રાંતમાં છાવણી નાખી. ત્યાં તેને ખોરાકીની સામગ્રી પુષ્કળ મળી અને તે ઘણું દ્રવ્ય એકઠું કરી શક્યો. પછી પેફ્લેગોનિઆ પ્રાંતની સરહદ સુધી જઇને તેણે કોટિસ રાજાની સાથે સંધિ કર્યો. એ રાજાને એગિસિલેઅસના સદ્વર્તન માટે બહુ ઉચો મત હતો તેથી તેણે તેની સાથે સલાહ કરવા પોતાની મેળે ઇચ્છા બતાવી. ફ્રીજીઆમાંથી સ્પિથ્રિડેટિસ પણ પોતાની મેળે એગિસિલેઅસને આવી મળ્યો હતો, અને તે રાતદિવસ એગિસિલેઅસની સાથે ગાળતો, તથા બધા જોખમના પ્રસંગોમાં તેની જોડે જ રહેતો. સ્પિથ્રિડેટિસને એક દેખાવડો પુત્ર અને વયમાં આવેલી એક ખુબસુરત પુત્રી હતી. એગિસિલેઅસ એ છોકરાને બહુ ચાહતો હતો; અને એ છોકરીને તેણે કોટિસને પરણાવી. કોટિસે એગિસિલેઅસને એક હજાર ઘોડેસવાર અને હલકા હથિયારના બે હજાર પાયદળ સિપાહોનું લશ્કર ભેટ આપ્યું. તે લઇને એ પાછો ફ્રીજીઆ પ્રાંતમાં આવ્યો, ત્યાં તેણે ઘણી લૂટ ચલાવી. પણ સુબો ફ્રાર્નેબેઝસ તેની સામે લડવા યોગ્યો નહીં, કે પોતાના કિલ્લાઓમાંના કોઇમાં પણ રહ્યો નહીં. પોતાનું જરજેવર સાથે રાખીને તે થોડા માણસો સાથે અહીં તહીં ન્હાસભાગ કર્યા કરતો હતો. પણ સ્પિથ્રીડેટિસ તેની પીઠે લાગ્યો અને હેરિપ્પિડસ નામના એક સ્પાર્ટન સરદારની સાથે તે આખરે તેની છાવણી અને તેનું બધું જરજેવર કબ્જે કરવા શક્તિમાન થયો. પણ સ્પિથ્રીડેટિસના સિપાહોએ કરેલી લૂટ સંતાડી રાખી છે તેની શોધ કરવામાં અને તેમને તે આપી દેવાની ફરજ પાડવામાં હેરિપ્પિડસે એટલી સખ્તાઈ વાપરી કે તેથી સ્પિથ્રીડેટિસને લાગી આવ્યું અને તે રીસાઈ એગિસિલેઅસને તજી દઇને એકદમ પેફ્લેગોનિઅનો સાથે ચાલી નીકળી સાર્ડિસ જતો રહ્યો. આખી લડાઇમાં આ બનાવથી એગિસિલેઅસને સૌથી વધારે ઉદ્વેગ થયો. સ્પિથ્રીડેટિસ ગયો અને તેની સાથે તેના સંખ્યાબંદ સિપાહો ગયા એથી તેને લાગ્યું એટલું જ નહીં પણ જે નીચ અને તુચ્છ લોભની નામોશીથી તે પોતાની જાતને અને પોતાના દેશને મુક્ત જણાવવા માગતો હતો તેનો જ બટ્ટો આ બનાવથી તેને લાગ્યો. અને આ જાહેર કરી શકાય તેવા કારણો ઉપરાંત તેને ખેદ થવાનું ખાનગી અને સબલ કારણ પણ હતું. સ્પિથ્રિડેટિસના પુત્ર મિગેબેટિસ ઉપર તેનો પ્યાર થયો હતો અને તે ઘણો વધી ગયો હતો. તેને હદમાં રાખવાને એ ઘણું મથતો હતો. એક દિવસે મિગેબેટિસ તેનુ ચુંબન લેવા આવેલો ત્યારે તેણે એને તરછોડયો. એ છોકરો શરમાઇને જતો રહ્યો અને તે પછી તેની સાથે જરા ઉંચા મનથી વર્ત્તવા લાગ્યો. એગિસિલેઅસને પસ્તાવો થયો અને મિગેબેટિસની બેદિલ વર્ત્તણુકથી વિસ્મય પામવાનો ઢોંગ કરવા લાગ્યો. તેના મિત્રાએ એગિસિલેઅસને કહ્યું કે તેમાં તેનો પોતાનો જ વાંક હતો અને તેને ખાતરી આપી કે જો તે ફરીથી તેની સાથે તોછડાઇ ન વાપરવા બંધાતો હોય તો મિગેબેટિસ પોતાનું દિલ પ્રથમ જેવું જ ખોલી દેવા તૈયાર હતો. આ સાંભળી એગિસિલેઅસ થોડો વખત મુગો રહી અંતે તે બોલ્યો, "એને એ ન કહેશો. આ બીજી વખત મેં મ્હારૂં મન વશ કર્યું તેથી મને એટલો આનંદ થાય છે કે તેટલો આ સર્વ ચીજો મ્હારી નજર પડતાં જ સોનાની થઈ જાય તો પણ ન થાય." તેની આ દ્રઢતા મિગેબેટિસ છાવણીમાં હતો ત્યાં સુધી રહી; પણ તેના બાપની સાથે તે ન્હાસી ગયો ત્યારે તેનો વિયોગ એગિસિલેઅસને એટલો સાલ્યો, કે જો તે પાછો આવ્યો હોત તો તેની મન મારવાની વાતો નભત કે નહીં તે કહી શકાતું નથી. ફાર્નાબેઝસે એગિસિલેઅસની સાથે રૂબરૂમાં વાતચિત કરવાની તક

ચાલતી હતી ત્યારે એગિસિલેઅસ તેના સિપાહો સાથે ત્યાં આગળ ઉભો હતો; તે આ ખેલ જોઇને સિપાહોને કહેવા લાગ્યો. "જુવો ! આપણે લડવાનું છે તે આવા દુશ્મનો સામે"; અને વસ્તુઓ તરફ આંગળી કરી બોલ્યો, "અને આવી વસ્તુઓ મેળવવા માટે."

લડાઇ આરંભવાની ઋતુ પાછી આવતાં તેણે જાહેર કર્યું કે તે લીડિયા પ્રાંત ઉપર ન્હડાઇ કરશે, તેણે પોતાનો ખરો મનસુબો જ જાહેર કર્યો હતો. પણ ટિસેફર્નિસને વિશ્વાસ ન પડ્યો; અને તેથી તે આ વખતે પણ છેતરાયો. તેણે ધાર્યું કે એગિસિલેઅસ કેરિયા ઉપર ન્હડાઇ કરશે કેમકે એ પ્રાંતની ઉંચીનીચી જમીનમાં રસાલાનો બહુ ઉપયોગ થઇ શકે–કે તેની ખોટ પડે–એવું ન હતું. તેથી તેણે પોતાનું લશ્કર ત્યાં આગળ રાખ્યું. પણ એગિસિલેઅસ લીડિયા પ્રાંત ઉપર ન્હડાઇ કરી સાર્ડિસ સુધી વધી ગયો. એટલે ટિસેફર્નિસ ઉતાવળો પાછો આવ્યો. ઇરાની રસાલાએ આવી પ્હોંચીને તુરત ગ્રીક લશ્કરના છુટાછવાયા સિપાહો હતા તે બધાને કાપી નાંખ્યા. એગિસિલેઅસે ધાર્યું કે ઇરાની પાયદળ હજી પાછળ હશે, અને તેણે પોતાના રસાલા સાથે હલકા હથિયારનાં પાયદળને ભેળી દઇ, તથા બખ્તરી પાયદળને પાછળથી આવી પ્હોંચવાનો હુકમ આપી, એકદમ પૂરા વેગથી ધસારો કર્યો, અને લડાઇમાં ઇરાની લશ્કરને હરાવ્યું. ઘણા ઇરાનીઓ કપાઇ ગયા, તેમની છાવણી ગ્રીક લશ્કરના હાથમાં આવી. અને ગ્રીક સિપાહો આઘે સુધી તેમની પાછળ પડ્યા. આ વિજયથી ગ્રીક લોકોને ઘણો લાભ થયો. તેઓ શહેનશાહનો મુલક નિર્વિઘ્ને લૂટી શક્યા. અને તેમના કટ્ટા શત્રુ ટિસેફર્નિસને ઘટતી સજા થઇ. શહેનશાહે તેને પદભ્રષ્ટ કર્યો અને તેને સ્થલે ટિથ્રૌસ્ટીસને નીમ્યો; જેણે આવીને ટિસેફર્નિસનો શિરચ્છેદ કર્યો. ટિથ્રૌસ્ટીસે એગિસિલેઅસ પાસે કોલકરાર કરવા માટે એલચીઓ મોકલ્યા. તેઓએ એગિસિલેઅસને જણાવ્યું કે તે લડાઇ પતાવી પાછો ગ્રીસ જવા કબૂલ થાય તો તેને પુષ્કળ દ્રવ્ય આપવાનું સુબા તરફથી વચન આપવાની તેમને સત્તા હતી. એગિસિલેઅસે તેમને જવાબ દીધો કે સંધિ કરવાનો તેનો અખત્યાર ન હતોઃ સંધિ કરવો કે નહીં તેનો નિર્ણય ખુદ સ્પાર્ટાના હાથમાં હતો. વળી તેને પોતાને દ્રવ્યની જરૂર ન હતી. માત્ર તેના સિપાહો માટે તે દ્રવ્યની ઇચ્છા કરતો હતો; અને એ ઇચ્છા સિદ્ધ કરવા માટે ગ્રીક લોકો દુશ્મનોની આપેલી ભેટો લેવા કરતાં તેમને હરાવી તેમના દ્રવ્યના માલીક થવાનું વધારે પસંદ કરતા હતા. તો પણ ટિથ્રૌસ્ટીસે ગ્રીક લોકોના કટ્ટા શત્રુ ટિસેફર્નિસને મારી નાંખ્યો એ ઉપકારનો તેને બદલો વાળવાને એગિસિલેઅસ લીડિયા પ્રાંત તજી દેવા કબૂલ થયો, અને કુચ કરવાના ખર્ચ દાખલ તેની પાસેથી ત્રીસ ટેલંટ સ્વીકારીને તે ફ્રીજીઆ પ્રાંતમાં ગયો.

માર્ગમાં જ સ્પાર્ટાથી તે કાફલાનો તેમ જ લશ્કરનો સેનાપતિ નીમાયાની ખબર આવી અને એ બેવડા ઓદ્ધાની છડી તેને મળી. સ્પાર્ટાના ઇતિહાસમાં આ પ્રમાણે એવડો અધિકાર બીજા કોઇને મળ્યો નહતો. થીઓપોમ્પસ લખે છે તેમ અધિકાર અને પ્રતિષ્ઠામાં તેનો કોઈ સમોવડીઓ હતો નહીં તો પણ તે પોતાની મોટાઇ પોતાના સદ્વર્તનમાં ગણતો પણ કાફલાની સરદારી બીજા વધારે અનુભવી અને વધારે ઉમરના સરદારો હતા તે છતાં તેણે પોતાના સાળા લાઇસેન્ડરને આપી અને દેશલાભ કરતાં સગપણનો સંબંધ વધારે ગણ્યો એ તેણે યોગ્ય ન કર્યું.

તેણે ફાર્નાબેઝસ સુબાના ફ્રીજીઆ પ્રાંતમાં છાવણી નાખી. ત્યાં તેને ખોરાકીની સામગ્રી પુષ્કળ મળી અને તે ઘણું દ્રવ્ય એકઠું કરી શક્યો. પછી પેફલેગોનિઆ પ્રાંતની સરહદ સુધી જઇને તેણે કોટિસ રાજાની સાથે સંધિ કર્યો. એ રાજાનો એગિસિલેઅસના સદ્વર્તન માટે બહુ ઉંચો મત હતો તેથી તેણે તેની સાથે સલાહ કરવા પોતાની મેળે ઇચ્છા બતાવી. ફ્રીજીઆમાંથી સ્પિથ્રિડેટિસ પણ પોતાની મેળે એગિસિલેઅસને આવી મળ્યો હતો, અને તે રાતદિવસ એગિસિલેઅસની સાથે ગાળતો, તથા બધા જોખમના પ્રસંગોમાં તેની જોડે જ રહેતો. સ્પિથ્રિડેટિસને એક દેખાવડો પુત્ર અને વયમાં આવેલી એક ખુબસુરત પુત્રી હતી. એગિસિલેઅસ એ છોકરાને બહુ ચાહતો હતો; અને એ છોકરીને તેણે કોટિસને પરણાવી. કોટિસે એગિસિલેઅસને એક હજાર ઘોડેસવાર અને હલકા હથિયારના બે હજાર પાયદળ સિપાહોનું લશ્કર ભેટ આપ્યું. તે લઇને એ પાછો ફ્રીજીઆ પ્રાંતમાં આવ્યો, ત્યાં તેણે ઘણી લૂટ ચલાવી. પણ સુબો ફાર્નાબેઝસ તેની સામે લડવા થોભ્યો નહીં, કે પોતાના કિલ્લાઓમાંના કોઇમાં પણ રહ્યો નહીં. પોતાનું જરજેવર સાથે રાખીને તે થોડા માણસો સાથે અહીં તહીં ન્હાસભાગ કર્યા કરતો હતો. પણ સ્પિથ્રીડેટિસ તેની પીઠે લાગ્યો અને હેરિપ્પિડસ નામના એક સ્પાર્ટન સરદારની સાથે તે આખરે તેની છાવણી અને તેનું બધું જરજેવર કબ્જે કરવા શક્તિમાન થયો. પણ સ્પિથ્રીડેટિસના સિપાહોએ કરેલી લૂટ સંતાડી રાખી છે તેની શોધ કરવામાં અને તેમને તે આપી દેવાની ફરજ પાડવામાં હેરિપ્પિડસે એટલી સખ્તાઈ વાપરી કે તેથી સ્પિથ્રીડેટિસને લાગી આવ્યું અને તે રીસાઈ એગિસિલેઅસને તજી દઇને એકદમ પેફ્લેગોનિઅનો સાથે ચાલી નીકળી સાર્ડિસ જતો રહ્યો. આખી લડાઇમાં આ બનાવથી એગિસિલેઅસને સૌથી વધારે ઉદ્વેગ થયો. સ્પિથ્રીડેટિસ ગયો અને તેની સાથે તેના સંખ્યાબંદ સિપાહો ગયા એથી તેને લાગ્યું એટલું જ નહીં પણ જે નીચ અને તુચ્છ લોભની નામોશીથી તે પોતાની જાતને અને પોતાના દેશને મુક્ત જણાવવા માગતો હતો તેનો જ બટ્ટો આ બનાવથી તેને લાગ્યો. અને આ જાહેર કરી શકાય તેવા કારણો ઉપરાંત તેને ખેદ થવાનું ખાનગી અને સબલ કારણ પણ હતું. સ્પિથ્રિડેટિસના પુત્ર મિગેબેટિસ ઉપર તેનો પ્યાર થયો હતો અને તે ઘણો વધી ગયો હતો. તેને હદમાં રાખવાને એ ઘણું મથતો હતો. એક દિવસે મિગેબેટિસ તેનું ચુંબન લેવા આવેલો ત્યારે તેણે એને તરછોડ્યો. એ છોકરો શરમાઇને જતો રહ્યો અને તે પછી તેની સાથે જરા ઉંચા મનથી વર્ત્તવા લાગ્યો. એગિસિલેઅસને પસ્તાવો થયો અને મિગેબેટિસની બેદિલ વર્ત્તણુકથી વિસ્મય પામવાનો ઢોંગ કરવા લાગ્યો. તેના મિત્રોએ એગિસિલેઅસને કહ્યું કે તેમાં તેનો પોતાનો જ વાંક હતો અને તેને ખાતરી આપી કે જો તે ફરીથી તેની સાથે તોછડાઇ ન વાપરવા બંધાતો હોય તો મિગેબેટિસ પોતાનું દિલ પ્રથમ જેવું જ ખોલી દેવા તૈયાર હતો. આ સાંભળી એગિસિલેઅસ થોડો વખત મુંગો રહી અંતે તે બોલ્યો, "એને એ ન કહેશો. આ બીજી વખત મેં મ્હારૂં મન વશ કર્યું તેથી મને એટલો આનંદ થાય છે કે તેટલો આ સર્વ ચીજો મ્હારી નજર પડતાં જ સોનાની થઈ જાય તો પણ ન થાય." તેની આ દ્રઢતા મિગેબેટિસ છાવણીમાં હતો ત્યાં સુધી રહી; પણ તેના બાપની સાથે તે ન્હાસી ગયો ત્યારે તેનો વિયોગ એગિસિલેઅસને એટલો સાલ્યો, કે જો તે પાછો આવ્યો હોત તો તેની મન મારવાની વાતો નભત કે નહીં તે કહી શકાતું નથી. ફાર્નાબેઝસે એગિસિલેઅસની સાથે રૂબરૂમાં વાતચિત કરવાની તક

ચાલતી હતી ત્યારે એગિસિલેઅસ તેના સિપાહો સાથે ત્યાં આગળ ઉભો હતો; તે આ ખેલ જોઇને સિપાહોને કહેવા લાગ્યો. "જુવો! આપણે લડવાનું છે તે આવા દુશ્મનો સામે"; અને વસ્તુઓ તરફ આંગળી કરી બોલ્યો, "અને આવી વસ્તુઓ મેળવવા માટે."

લડાઇ આરંભવાની ઋતુ પાછી આવતાં તેણે જાહેર કર્યું કે તે લીડિયા પ્રાંત ઉપર ચ્હડાઇ કરશે, તેણે પોતાનો ખરો મનસુબો જ જાહેર કર્યો હતો. પણ ટિસેફર્નિસને વિશ્વાસ ન પડયો; અને તેથી તે આ વખતે પણ છેતરાયો. તેણે ધાર્યું કે એગિસિલેઅસ કેરિયા ઉપર ચ્હડાઇ કરશે કેમકે એ પ્રાંતની ઉંચીનીચી જમીનમાં રસાલાનો બહુ ઉપયોગ થઇ શકે–કે તેની ખોટ પડે–એવું ન હતું. તેથી તેણે પોતાનું લશ્કર ત્યાં આગળ રાખ્યું. પણ એગિસિલેઅસ લીડિયા પ્રાંત ઉપર ચ્હડાઇ કરી સાર્ડિસ સુધી વધી ગયો. એટલે ટિસેફર્નિસ ઉતાવળો પાછો આવ્યો. ઇરાની રસાલાએ આવી પ્હોંચીને તુરત ગ્રીક લશ્કરના છુટાછવાયા સિપાહો હતા તે બધાને કાપી નાંખ્યા. એગિસિલેઅસે ધાર્યું કે ઇરાની પાયદળ હજી પાછળ હશે, અને તેણે પોતાના રસાલા સાથે હલકા હથિયારનાં પાયદળને ભેળી દઇ, તથા બખ્તરી પાયદળને પાછળથી આવી પ્હોંચવાનો હુકમ આપી, એકદમ પૂરા વેગથી ધસારો કર્યો, અને લડાઇમાં ઇરાની લશ્કરને હરાવ્યું. ઘણા ઇરાનીઓ કપાઇ ગયા, તેમની છાવણી ગ્રીક લશ્કરના હાથમાં આવી. અને ગ્રીક સિપાહો આવે સુધી તેમની પાછળ પડયા. આ વિજયથી ગ્રીક લોકોને ઘણો લાભ થયો. તેઓ શાહેનશાહનો મુલક નિર્વિઘ્ને લૂટી શક્યા. અને તેમના કટ્ટા શત્રુ ટિસેફર્નિસને ઘટતી સજા થઇ. શાહેનશાહે તેને પદભ્રષ્ટ કર્યો અને તેને સ્થલે ટિથ્રૌસ્ટીસને નીમ્યો; જેણે આવીને ટિસેફર્નિસનો શિરચ્છેદ કર્યો. ટિથ્રૌસ્ટીસે એગિસિલેઅસ પાસે કોલકરાર કરવા માટે એલચીઓ મોકલ્યા. તેઓએ એગિસિલેઅસને જણાવ્યું કે તે લડાઇ પતાવી પાછો ગ્રીસ જવા કબૂલ થાય તો તેને પુષ્કળ દ્રવ્ય આપવાનું સુબા તરફથી વચન આપવાની તેમને સત્તા હતી. એગિસિલેઅસે તેમને જવાબ દીધો કે સંધિ કરવાનો તેનો અખત્યાર ન હતો: સંધિ કરવો કે નહીં તેનો નિર્ણય ખુદ સ્પાર્ટાના હાથમાં હતો. વળી તેને પોતાને દ્રવ્યની જરૂર ન હતી. માત્ર તેના સિપાહો માટે તે દ્રવ્યની ઇચ્છા કરતો હતો; અને એ ઇચ્છા સિદ્ધ કરવા માટે ગ્રીક લોકો દુશ્મનોની આપેલી ભેટો લેવા કરતાં તેમને હરાવી તેમના દ્રવ્યના માલીક થવાનું વધારે પસંદ કરતા હતા. તો પણ ટિથ્રૌસ્ટીસે ગ્રીક લોકોના કટ્ટા શત્રુ ટિસેફર્નિસને મારી નાંખ્યો એ ઉપકારનો તેને બદલો વાળવાને એગિસિલેઅસ લીડિયા પ્રાંત તજી દેવા કબૂલ થયો, અને કુચ કરવાના ખર્ચ દાખલ તેની પાસેથી ત્રીસ ટેલંટ સ્વીકારીને તે ફ્રીજીઆ પ્રાંતમાં ગયો.

માર્ગમાં જ સ્પાર્ટાથી તે કાફલાનો તેમ જ લશ્કરનો સેનાપતિ નીમાયાની ખબર આવી અને એ બેવડા ઓદ્દાની ચ્હી તેને મળી. સ્પાર્ટાના ઇતિહાસમાં આ પ્રમાણે એવો અધિકાર બીજા કોઇને મળ્યો નહતો. થીઓપોમ્પસ લખે છે તેમ અધિકાર અને પ્રતિષ્ઠામાં તેનો કોઈ સમોવડીઓ હતો નહીં તો પણ તે પોતાની મોટાઇ પોતાના સદ્વર્તનમાં ગણતો પણ કાફલાની સરદારી બીજા વધારે અનુભવી અને વધારે ઉમરના સરદારો હતા તે છતાં તેણે પોતાના સાળા લાઇસેન્ડરને આપી અને દેશલાભ કરતાં સગપણનો સંબંધ વધારે ગણ્યો એ તેણે યોગ્ય ન કર્યું.

તેણે ફાર્નેબેઝસ સુબાના ફ્રીજીઆ પ્રાંતમા છાવણી નાખી ત્યા તેને ખોરાકીની સામગ્રી પુષ્કળ મળી અને તે ઘણુ દ્રવ્ય એકઠું કરી શક્યો પછી પેફ્લેગેનિઆ પ્રાંતની સરહદ સુધી જઇને તેણે કોટિસ રાજાની સાથે સંધિ કર્યો એ રાજાનો એગિસિલેઅસના સદ્વર્તન માટે બહુ ઉંચો મત હતો તેથી તેણે તેની સાથે સલાહ કરવા પોતાની મેળે ઇચ્છા બતાવી ફ્રીજીઆમાથી સ્પિથ્રિડેટિસ પણ પોતાની મેળે એગિસિલેઅસને આવી મળ્યો હતો, અને તે રાતદિવસ એગિસિલેઅસની સાથે ગાળતો, તથા બધા જોખમના પ્રસંગોમા તેની જોડે જ રહેતો સ્પિથ્રિડેટિસને એક દેખાવડો પુત્ર અને વયમા આવેલી એક ખુબસુરત પુત્રી હતી એગિસિલેઅસ એ છોકરાને બહુ ચાહતો હતો, અને એ છોકરીને તેણે કોટિસને પરણાવી. કોટિસે એગિસિલેઅસને એક હજાર ઘોડેસવાર અને હલકા હથિયારના બે હજાર પાયદળ સિપાહીનું લશ્કર ભેટ આપ્યુ તે લઇને એ પાછો ફ્રીજીઆ પ્રાંતમા આવ્યો, ત્યા તેણે ઘણી લૂટ ચલાવી પણ સુબો ફાર્નેબેઝસ તેની સામે લડવા થોભ્યો નહીં, કે પોતાના કિલ્લાઓમાના કોઇમા પણ રહ્યો નહીં. પોતાનુ જરજવેર સાથે રાખીને તે થોડા માણસો સાથે અહીં તહીં ન્હાસભાગ કર્યા કરતો હતો પણ સ્પિથ્રીડેટિસ તેની પીઠે લાગ્યો અને હેરિપ્પિડસ નામના એક સ્પાર્ટન સરદારની સાથે તે આખરે તેની છાવણી અને તેનુ બધુ જરજવેર કબ્જે કરવા શક્તિમાન થયો પણ સ્પિથ્રીડેટિસના સિપાહીઓએ કરેલી લૂટ સતાડી રાખી છે તેની શોધ કરવામા અને તેમને તે આપી દેવાની ફરજ પાડવામા હેરિપ્પિડસે એટલી સખ્તાઈ વાપરી કે તેથી સ્પિથ્રીડેટિસને લાગી આવ્યુ અને તે રીસાઈ એગિસિલેઅસને તજી દઇને એકદમ પેફ્લેગોનિઅનો સાથે ચાલી નીકળી સાર્ડિસ જતો રહ્યો આખી લડાઇમા આ બનાવથી એગિસિલેઅસને સૌથી વધારે ઉદ્વેગ થયો સ્પિથ્રીડેટિસ ગયો અને તેની સાથે તેના સખ્યાબંદ સિપાહી ગયા એથી તેને લાગ્યુ એટલું જ નહીં પણ જે નીચ અને તુચ્છ લોભની નામોશીથી તે પોતાની જાતને અને પોતાના દેશને મુક્ત જણાવવા માગતો હતો તેનો જ બટ્ટો આ બનાવથી તેને લાગ્યો અને આ જાહેર કરી શકાય તેવા કારણો ઉપરાંત તેને ખેદ થવાનુ ખાનગી અને સબલ કારણ પણ હતું સ્પિથ્રિડેટિસના પુત્ર મિગેબેટિસ ઉપર તેનો પ્યાર થયો હતો અને તે ઘણો વધી ગયો હતો તેને હદમા રાખવાને એ ઘણુ મથતો હતો એક દિવસે મિગેબેટિસ તેનુ ચુંબન લેવા આવેતો ત્યારે તેણે એને તરછોડ્યો એ છોકરો શરમાઇને જતો રહ્યો અને તે પછી તેની સાથે જરા ઉંચા મનથી વર્ત્તવા લાગ્યો એગિસિલેઅસને પસ્તાવો થયો અને મિગેબેટિસની બેદિલ વર્ત્તણુકથી વિસ્મય પામવાનો ઢોંગ કરવા લાગ્યો. તેના મિત્રોએ એગિસિલેઅસને કહ્યુ કે તેમા તેનો પોતાનો જ વાંક હતો અને તેને ખાતરી આપી કે જો તે ફરીથી તેની સાથે તોછડાઇ ન વાપરવા બંધાતો હોય તો મિગેબેટિસ પોતાનુ દિલ પ્રથમ જેવુ જ ખોલી દેવા તૈયાર હતો આ સાભળી એગિસિલેઅસ થોડો વખત મુંગો રહી અને તે બોલ્યો, "એને એ ન કહેશો આ બીજી વખત મે મ્હારૂં મન વશ કર્યુ તેથી મને એટલો આનંદ થાય છે કે તેટલો આ સર્વ ચીજો મ્હારી નજર પડતા જ સોનાની થઈ જાય તો પણ ન થાય" તેની આ દ્રઢતા મિગેબેટિસ છાવણીમા હતો ત્યા સુધી રહી, પણ તેના બાપની સાથે તે ન્હાસી ગયો ત્યારે તેનો વિયોગ એગિસિલેઅસને એટલો સાલ્યો, કે જો તે પાછો આવ્યો હોત તો તેની મન મારવાની વાતો નભત કે નહી તે કહી શકાતું નથી ફાર્નેબેઝસે એગિસિલેઅસની સાથે રૂબરૂમા વાતચિત કરવાની તક

માગી. સાઇઝીકસવાસી એપોલોફેનીસનો એ બન્નેની સાથે આતિથ્ય સંબંધ હતો તેણે તેમનો યોગ કરી આપ્યો. નીમેલે સ્થલે એજિસિલેઅસ પ્હેલો પ્હોંચ્યો અને તે એક ઝાડ નીચે છાયામાં ઘાસ ઉપર પડયો. અને ફાર્નાબેઝસની રાહ જોવા લાગ્યો. ફાર્નાબેઝસ આવ્યો તેની આગળ તેના માણસો આવ્યા અને તેઓએ બરેલી જાજમો અને સુવાળાં ચર્મો બીછાવી દીધા. પણ એજિસિલેઅસને ઘાસ ઉપર પડેલો જોઇને તે ઝાંખો પડયો, અને તેનો પોષાક બહુ ઉંચો અને રંગબેરંગી હતો તોપણ તે તેની પાસે આવીને ઘાસ ઉપર બેઠો. સામસામી સલામ થયા પછી ફાર્નાબેઝસે બોલવું આરંભ્યું. "એથન્સ સાથેના વિગ્રહમાં મેં સ્પાર્ટાને ઘણી મદદ કરી હતી. છતાં આ વખતે સ્પાર્ટા મ્હારા પ્રાંતમાં લટફાટ ચલાવે છે એટલે મને સ્પાર્ટા સામે ફરિયાદ કરવાનું મજબૂત કારણ છે. સ્પાર્ટા કરેલા ઉપકારનો આવો જ બદલો વાળે છે કે?" એમ જ્યારે તેણે સવાલ કર્યો ત્યારે ત્યાં ઉભેલા સ્પાર્ટનો શરમથી નીચું જોઇ ગયા. પણ એજિસિલેઅસે જવાબ દીધો: "જ્યારે સ્પાર્ટાને ઈરાનના શહેનશાહ સાથે સલ્પ હતું ત્યારે સ્પાર્ટા તેની અને તેના માણસોની સાથે મિત્રતાથી વર્તું હતું. હવે મિત્રતાને બદલે શત્રુતા થઇ છે, તો સ્પાર્ટા તમારી સાથે શત્રુ તરીકે ન વર્તે તો કેવી રીતે વર્તે? માટે ફાર્નાબેઝસ જ્યાં સુધી તમે ઇરાનના શહેનશાહના સુબા તરીકે રહેવાનું પસંદ કરો છો ત્યાં સુધી સ્પાર્ટા તમને તેનું અંગ ગણીને તેના ઉપર ઘા કરવા માટે તમને ઘા મારશે. પણ જો તમે શહેનશાહની ગુલામગિરિને છોડી ગ્રીસની મિત્રતા સ્વીકારતા હો તો તે જ ઘડીથી આ કાફલો અને આ લશ્કર અને જે કંઈ અમારૂં છે તે તમારૂં જ છે; અને તમે બેધડક તેની મદદ લઇને તમારી જાતનું, તમારા દેશનું અને તમારી સ્વતંત્રતાનું રક્ષણ કરો. જાત, દેશ, સ્વતંત્રતા—માણસોમાં સૌથી વધારે મોટી કઇ ચીજ છે!" આ સાંભળીને ફાર્નાબેઝસે પોતાના મનનો પડદો કહાડી નાંખી સ્પષ્ટ કહ્યું: "જો શહેનશાહ મ્હારે બદલે બીજો સુબો નીમશે તો હું નક્કી તમને આવી મળીશ. પણ જ્યાં સુધી તે મને મ્હારી પદવી ઉપર કાયમ રાખશે ત્યાં સુધી હું તેને દગો નહીં દઉં અને તમે તેની સામે લડવા આવશો તો હું તેના વતી તમારી સામે લડાઈ ખેડીશ." એજિસિલેઅસને આ પ્રમાણે બોલનારને માટે આદર થયો. તેણે તેની સાથે હાથ મેળવ્યો, અને ઉભો થતાં તે બોલ્યો: "તમોશા જેવો નેક માણસ મ્હારો દુશ્મન હોવાને બદલે મ્હારો મિત્ર હોય તો કેવું સારૂં!"

ફાર્નાબેઝસ અને તેનું મંડળ જતું હતું ત્યાં તેનો પુત્ર દોડતો પાછો આવ્યો અને પોતાનો ભાલો એજિસિલેઅસને ભેટ આપતો બોલ્યો, "રાજાજી! હું આપની સાથે આ ઘડીથી આતિથ્ય સંબંધ બાંધું છું." એજિસિલેઅસે ભાલો સ્વીકાર્યો. એ છોકરાનો વિનય અને તેનો રાજવંશી દેખાવ તેને ગમી ગયો. અને પોતે તેને કઇ યોગ્ય ભેટ આપવા આમ તેમ જોવા લાગ્યો. તેના ચીટનીસના ઘોડાનો સાજ બહુ અચ્છો હતો; તુરત તેણે તે ઉતરાવી તેને આપ્યો. અને આ પ્રમાણે થયેલો સંબંધ તેણે સ્મરણમાં રાખ્યો. પછી જ્યારે એ છોકરાને તેના ભાઇઓએ સતાવી ન્હસાડયો અને તેણે પિલોપોનીસસમાં આશ્રય લીધો ત્યારે એજિસિલેઅસે તેનું રક્ષણ કર્યું અને તેને પોતાના કુટુંબી જેવો જ ગણીને દરેક પ્રસંગે તેને મદદ કરી. એથન્સવાસી એક જુવાન ઉપર આ ઇરાનીનો પ્યાર થયો. એ છોકરો મલ્લકુસ્તીમાં બહુ સારો હતો અને રમતોમાં કિશોરોની હરીફાઇમાં ભાગ લેવાને બહુ ઉત્સુક હતો. પણ તેનો બાંધો સારો હતો અને તેની ઉંમર નિયમ કરતાં

વધારે હતી એટલે તેને એ હરીફાઇમા નહી ઉતરવા દે એવો તેને ભય હતો. ક્ષેનોફેઝસના પુત્રની વિનંતિથી એગિસિલેઅસે એથન્સવાસી છોકરાને ઘણી મહેનતે તે હરીફાઇમાં દાખલ થવા પરવાનગી મેળવી આપી.

બીજી બધી વાતે એગિસિલેઅસ અદલ ન્યાયી હતો, પણ જ્યા કોઈ મિત્રને મદદ કરવાની વાત આવે ત્યા નિષ્પક્ષપાત રહેવુ એ તેને મન મિત્રને ના પાડવાનુ બ્હાનુ કહાડવા જેવુ હતુ તેણે કેરિયાના રાજાને લખેલો એક ટુકો પત્ર હજી મોજૂદ છે, તેમાં તેનુ આવું વલણ સ્પષ્ટ જણાય છે "જો નિકિઅસ નિરપરાધી હોય તો એને છોડી મુકજો, જો તે અપરાધી હોય તો મારી ખાતર છોડી મુકજો, હકીકત ગમે તેવી હોય પણ એને જરૂર છોડી મુકજો.' પણ તેનુ આ ધોરણ તે હંમેશ વાપરતો નહીં એક પ્રસંગે તેને એકાએક છાવણી છોડી કુચ આરંભવી પડી ત્યારે તેની મહોબતનો એક માણસ પથારી વશ હતો તેને તેણે પાછળ રહેવા દીધો. એણે તેને બુમ પાડી અને તેને મોટેથી ઘણા કાલાવાલા કરવા લાગ્યો પણ તે તેની પાસે ગયો નહીં, અને બોલ્યો "સ્નેહ અને શાણપણને બનતુ નથી." આ હકીકત હિરાનુસ દીગેનિમસ જણાવે છે

લડાઈનું બીજુ વર્ષ પૂરૂ થયુ, ત્યા એગિસિલેઅસની ખ્યાતિ એશિઆમા પ્રસરી ગઇ અને ઈરાનના શહેનશાહ સુધી પ્હોચી. તેનુ ડાહપણ, તેની સાદી રીતભાત, તેની નિસ્વાર્થતા, અને તેના સયમ વિષે શહેનશાહ આગળ પણ રોજ વાતો થવા લાગી. કુચ દરમિયાન તે મદિરોમા ઉતરતો અને જ્યારે સામાન્ય માણસો પોતાના કેટલાક કૃત્યો માણસોથી પણ છુપાવે છે ત્યારે એગિસિલેઅસ પોતાના ખાનગીમા ખાનગી કૃત્યો પણ દેવોની સનિધિમા કરતો અને હજારો સિપાહીઓમા એના કરતા વધારે સખ્ત બીછાનુ ભાગ્યે જ કોઇનુ હશે. ટાઢ કે તાપને તે લેખવતો નહીં અને વારાફરતી બધી ઋતુઓ તેને માફક આવતી. એશિઆના ગ્રીકો તેમના ઉપરની સુબાઓના ગર્વ, દોર, અને ભોગવિલાસની સાથે એગિસિલેઅસનો ઘસાયેલો ઝભ્ભો અને તેની છેક સાદી રહેણી સરખાવતા, તેઓ, એ સુબાઓને એગિસિલેઅસથી ભય પામતા, અને તેની ખુશામત કરતા અને તેના ગણ્યા ગાઠ્યા બોલને પડતા ઉપાડી લેતા જોઇને, દિંગ થઇ જતા ઘણાને આ દેખાવથી ટાઇમોથિયસ કવિની પંક્તિ યાદ આવતી

ગ્રીસ પ્લૂટસને દેવ ગણતુ નથી માર્સને જ ગણે છે

હવે શહેનશાહ સામે એશિઆના ઘણા ભાગમા બંડ થયા. એગિસિલેઅસે એ સર્વ નગરોની વ્યવસ્થા કરી, અને નાગરિકોને મારામારી લડવા દીધા વગર કે કોઇને દેશનિકાલ કર્યા વગર તેમના રાજ્યતંત્રો સ્થાપ્યા. એ પ્રમાણે દરિયાના પ્રાંતોને ગ્રીસના મિત્ર બનાવી અને ત્યા સર્વ સ્થળે સમાધાની પ્રવર્તાવી, તેણે એશિઆના પૂર્વ પ્રદેશોમા લડાઇ લઇ જઇ શહેનશાહને સુસા અને એકબટાનામા હેરાન કરવાનો, તથા તે નીરાતે તખ્ત ઉપર બેઠો બેઠો ગ્રીક લોકોમા પરસ્પર લડાઇ સળગાવતો હતો અને ગ્રીક વક્તાઓને રૂશવતો આપી ફોડતો હતો એ સર્વ અટકાવી દેવાનો, મનસુબો કર્યા પણ આ મહા ઉદ્દેશ તેના મનમાં જ રહ્યો સ્પાર્ટાથી માઠા સમાચાર આવ્યા ગ્રીસમા મોટો વિગ્રહ શરૂ થઇ ચૂક્યો હતો અને એફોરમડળે તેને ઘેર આવી સ્વદેશનુ રક્ષણ કરવા હુકમ મોકલ્યો

'હતભાગી ગ્રીસ! જેની પ્રજા અન્યોન્ય 'જંગલીઓ' ની માફક વર્તે છે!'§

જે ઘડીએ દૈવ અનુકૂળ હતુ અને તેઓ "જંગલીઓ" ના પ્રદેશમા વિગ્રહ લઇ જવાની અણી ઉપર હતા તે જ વખતે વિગ્રહ થાની ગ્રીક પ્રજાઓ માહોમાહ લડી પડી, અને તેમણે ઘરમા જ પોતાનુ બન પોતાને હાથે પટાડ્યુ પ્રતિષ્ઠશાળી ડિમેરેટસનો આ અભિપ્રાય મ્હારે માન્ય નથી તે એ કે જે ગ્રીગ એલેક્ઝાન્ડરને ડરાયસના તખ્ત ઉપર બેઠેલો જોવા ન જીવ્યા તેમના સુખમા એટલી ખામી રહી ગઇ પરતુ હુ ધારુ છુ કે જે કોઇ ગ્રીક વિચારશે કે જે વિજય એલેકઝાન્ડર અને મેકિડોનિયનોએ મેળવ્યો તે લ્યુકટા કેરોનિઆ, કોરિન્થ, અને આર્કેડિયાના યુદ્ધોમા જે ગ્રીક સરદાર અને સિપાહો સામસામા કપાઇ મુવા તે પણ મેળવી શકત, તે એવા વિચારથી ખિન્ન થયા વગર નહીં રહે

પણ એગિસિલેઅસ તુરત પાછો ફરી સ્પાર્ટા આવ્યો એ તેના સર્વ કૃત્યોમા ખરેખર પ્રશસનીય છે અને તેની કાયદેસર હુકમને તાબે થવાની તથા દેશસેવા કરવાની વૃત્તિનો ઉત્કૃષ્ટ નમૂનો છે હેનિબાલ ઇટલીમા ઘણી મુશ્કેલીમા હતો અને તેના દુશ્મનો તેને ભગાવી ત્યાથી હાંકી કહાડવાની અણી ઉપર હતા એવે વખતે પણ કાર્થેજમા લડાઇ સળગતા અને કાર્થેજથી તેને પાછો ફરવા હુકમ થતા છતા પણ તે એ હુકમને ઘણા સતોષ સાથે તાબે થયો અને એલેકઝાન્ડર એશિઆમા હતો અને ગ્રીસમા એગિસ અને એન્ટિપેટર વચ્ચે યુદ્ધ થયાની તેને ખબર થઇ ત્યારે માત્ર મજાક કરીને પોતાના મિત્રોને કહેવા લાગ્યો, જુવો તો, આપણે અહીં ડરાયસને હરાવવામા પડ્યા છીએ ત્યા, આ આર્કેડિયામા ઉંદરોની વઢાવઢ ચાલતી જણાય છે" આ દ્રષ્ટાંતો જોતા એગિસિલેઅસે આ વખતે સ્પાર્ટાનુ માન રાખ્યુ અને તેનો હુકમ માથે ચ્હડાવ્યો એ તે નગરીનુ કેવુ સદ્ભાગ્ય! તેને એવડા અધિકારની છડી મળ્યાને વધારે વખત થયો નહોતો અને તેને આવો હુકમ મળ્યો, એટલે તેણે શાહેનશાહ સામે વિગ્રહ ખેલવા વિષેના પોતાના સર્વ મનસૂબા સકેલી લીધા, અને પોતાનુ મહત્કાર્ય અપૂર્ણ રાખ્યુ, તથા તુરત સ્પાર્ટા જવા નીકળ્યો આ સમાચારથી તેના મિત્રોમા અને ગ્રીસ સાથે મિત્રતામા જોડાયેલા એશિઆના સર્વ ગ્રીક શેહેરોમા એટલી દીલગીરી ફેલાઇ કે શ્રીએસ-પુત્ર ડિમેટ્રિઅસનુ જાણીતું વચન—કે 'અધિકારી તરીકે અને જાહેર સદ્ગુણોમા સ્પાર્ટનો ચ્હડે, પણ ખાનગી દોસ્તીદારામા અને તેમની જાતના ગુણોમા એથન્સવાસીઓ સારા"—એના દાખલામા તો છેક ખોટુ જણાયુ એગિસિલેઅસમા રાજા અને સેનાપતિ તરીકે ઘણા ગુણો હતા, પણ તેના મળતાવડાપણાના અને મિત્ર તરીકેના વર્તનની ખુબી એથી પણ વધારે હતી

ઇરાની સિક્કાઓ ઉપર ધનુર્ધારીની છાપ હતી એટલે એગિસિલેઅસ મજાકમા કહેતો કે 'આ મને ઇરાનના હજારો ધનુર્ધારીઓ એશિઆમાથી હાંકી કહાડે છે' શાહેનશાહે એથન્સ અને થીબ્સના વક્તાઓના ખીસા તર કરીને તેમને તેમના નાગરિકોને સ્પાર્ટા સામે ઉશ્કેરવા ઉભા કર્યા હતા

હેલેસ્પોન્ટ ઓળગીને તે થ્રેસમા થઇને ચાલ્યો તેમના પ્રદેશમાથી કુચ કરવા માટે ત્યાના જંગલી રાજ્યોમાના કોઇની તેણે પરવાનગી માગી નહીં તેણે માત્ર તે દરેકને

§ યુરિપિડિસના એક નાટકમાથી

સંદેશો મોકલ્યો કે તેના પ્રદેશમા થઇને તે જાય છે અને તેને પોતાનો મિત્ર કે શત્રુ જે ગણવો હોય તે ગણે. બીજા સૌએ તેને મિત્ર ગણી બનતી સભ્યતા વાપરી તથા તેને તેની કુચમા મદદ કરી માત્ર એક ટ્રાલી નામની પ્રજાએ ઝર્કિસસ પાસેથી પોતાના મુલકમા થઇને જવા માટે દ્રવ્ય લીધુ હતુ તેમ તેની પાસેથી પણ માગણી કરી કે "અમને સો ટેલટ રૂપુ અને સો સ્ત્રીઓ આપો તો અમે તમને જવા દઇએ." એગિસિલેઅસે તેમના દૂતને વક્રોક્તિમા કહ્યુ, "એ સર્વ લઇ જવા માટે તમારી સાથે માણસો ક્યાં છે?"

તેણે પોતાની કુચ આગળ ચલાવી અને ટ્રાલીઓનુ લશ્કર સજ્જ થઈ આડ ઉભુ હતું તેને તેણે સજડ હરાવ્યુ મેકિડોનિઆના રાજાને પણ તેણે એવો સદેશો મોકલ્યો. તેણે કહાવ્યુ કે "હુ વિચાર કરીને જવાબ દઇશ" એગિસિલેઅસ કહે "એ ભલે વિચાર કરે, દરમિયાન આપણે આપણી કુચ આગળ ચલાવો" એની દૃઢતાથી અજબ થઈ તથા ડરી જઇને તેણે તેને મિત્ર તરીકે પોતાના મુલકમાથી જવા દીધો થેસ્સેલિસનો સ્પાર્ટાના દુસ્મનો સાથે સધીમા હતા, તેથી તેમના મુલકને દુસ્મનનો મુલક ગણી તે ત્યા લૂટફાટ કરતો ચાલ્યો. થેસ્સલીના મુખ્ય નગર લેરિસ્સા સાથે કોલકરાર માટે ચર્ચા કરવા તેણે બે એલચીઓ મોકલ્યા તેમને લેરિસ્સાવાસીઓએ કેદ કર્યા આ અપમાનથી તેનુ લશ્કર એટલુ ગુસ્સે થયુ કે તે તે જ ઘડીએ લેરિસ્સાને ઘેરો ઘાલવા તત્પર થયુ પણ એગિસિલેઅસે તેને શાત પાડયુ તેણે કહ્યુ, "એમ કરવાથી આપણા એલચીઓને તેઓ કદાચ મારી નાખશે, અને એ દરેક જીવ આખા થેસ્સેલી દેશ કરતા વધારે કિમતી છે" તેણે થોડા વખતમા એ એલચીઓને સામોપાયથી છોડવી લીધા અને તે એ પ્રમાણે વર્ત્યો તેમા અજબ થવા જેવુ નથી, કેમકે આવી બાબાતોમા સામાન્ય ગ્રીકોના કરતા તેના વિચાર જુદી તરેહના હતા કોરિન્થના મહા યુદ્ધના સમાચાર તેને મળ્યા ત્યારે તેમા ઘણા બહાદૂર સરદારો પડયા અને દુસ્મનોની બહુ ખુવારી થઇ તેના પ્રમાણમા સ્પાર્ટન સિપાહો થોડા જ મુવા એ હકીકત જાણીને કોઈ સામાન્ય સ્પાર્ટન થાય તેમ એ પ્રસન્ન થયો નહીં. ઉલટો તે ઉંડો નિશ્વાસ મુકીને બોલી ઉઠયો, "અરે હત ભાગ્ય ગ્રીસા તું આટલા બધા વીરોનો પોતાને હાથે જ કેમ વિનાશ કરે છે? એ સૌ જીવ્યા હત, તો દુનિયાના બધા જગલીઓને હરાવી શકત?" તથાપિ ફાર્સલિયનોએ એની કુચમા હરકત કરી અને એના ઉપર ધસારા કરવા માડયા, ત્યારે તેણે પાચસો રસાલા સાથે તેમની સામે યુદ્ધ કર્યુ અને તેમને નસાડ્યા આ વિજયથી તે જાણે ખુશ ન થયો એમ તેણે તેનુ નાર્થેકિયમ પર્વત ઉપર સ્મારક ઉભુ કર્યું ફાર્સેલિયનો ગ્રીસના બધા ઘોડેસવારોમા ઉત્તમ ગણાતા હતા અને તે મોટી સખ્યાને તેણે પોતાને હાથે કેળવેલા ઘોડેસવારોની ન્હાની સખ્યાથી હરાવ્યા એથી કરીને આ વિજયને તેણે વધારે મહત્ત્વનો ગણ્યો

આ સ્થળે એફોર ડિફ્રિડસ આવી પ્હોચ્યો અને તેણે તેને એકદમ બીઓશિઆ ઉપર હુમલો કરવા આજ્ઞા કરી એગિસિલેઅસનો વિચાર પ્રથમ પોતાના લશ્કરમા તાજા સિપાહો મેળવી તેને મજબૂત કરવાનો હતો પણ તેણે તે એફોરની આજ્ઞા સ્વીકારી તેણે તેના સિપાહોને કહ્યુ કે જેના કરવા માટે તેમને એશિઆમાથી પાછા બોલાવવામા આવ્યા હતા તે કરી બતાવવા સમય આવ્યો હતો તે સાથે તેણે કોરિન્થ આગળના લશ્કરમાથી બે ટુકડીઓ માગી અને સ્પાર્ટનોએ તેને માન આપવા ખાતર જાહેરનામુ કહાડ્યુ કે જે

જે સ્પાર્ટન જુવાનોની ગણના લશ્કરમાં દાખલ થવા ઇચ્છા હોય તેમણે પોતાના નામ આપવાં. સ્પાર્ટામાંના દરેક જુવાને પોતાનું નામ આપ્યું એફોરોએ એ સર્વમાંથી માત્ર સૌથી સારા પચાસને પસંદ કરીને એગિસિલેઅસ પાસે મોકલ્યા

એગિસિલેઅસે થર્મોપિલીની પાર કબજે કરી અને ફોકિસ સ્પાર્ટાની મદદમાં હતું તેના મુલકમાં થઈને તે બીઓશિઆમાં પેઠો. તેણે કિરોનીઆ આગળ છાવણી નાખી તેના સરક્ષણ માટેની વ્યવસ્થા પૂરી થઈ એટલામાં સૂર્યગ્રહણ થયું તે જ સમયે તેને ખબર થઈ કે સ્પાર્ટાનો કાફલો તેણે પાઇસેન્ડરની સરદારી નીચે મુક્યો હતો તેને નાઇડોસ આગળ ફાર્નાબેઝસ અને કોનોને સખત હરાવ્યો તથા લડાઈમાં પાઇસેન્ડર પોતે પડ્યો. આ માઠી ખબરથી તેને દીલગીરી થઈ પણ તેનું પોતાનું લશ્કર ખોટા વખતમાં જ કૂચ કરવાનું હતું તે નાસીપાસ ન થાય તેટલા માટે તેણે પોતાની લાગણી દાબી નાખી અને પાઇસેન્ડરને વિજય મળ્યો છે એવી ખબર ફેલાવી અને એ વિજયને માટે પોતે હારમુકુટ ધારી, ઉપહારો અર્પણ કર્યા અને તેના ભાગ પોતાના મિત્રોમાં પણ મોકલ્યા

તે કોરોનીઆ આગળ આવ્યો અને દુશ્મનનું લશ્કર દેખાયું એટલે તેણે પોતાનું લશ્કર ગોઠવ્યું ઓર્કોમિનિઅન લશ્કરને ડાબી પાંખમાં રાખ્યું અને પોતે જમણી બાજુએ રહ્યો. થીબનો પોતાના લશ્કરની જમણી પાંખમાં પોતે રહ્યા અને આર્ગોઇવોએ ડાબી પાંખ લીધી ઝેનોફોન એશિઆમાંથી એગિસિલેઅસ સાથે આવ્યો હતો અને આ લડાઈમાં હાજર હતો તે લખે છે કે તેના વખતની બધી લડાઈઓમાં આ સૌથી વધારે ઉગ્ર હતી પહેલો ધસારો જલદી પૂરો થઈ ગયો અને તેમાં કંઈ વિશેષ લડાઈ જામી નહીં એ ધસારામાં થીબનોથી ઓર્કોમિનિઅનો હઠ્યા તેમ સ્પાર્ટનોથી આર્ગોઇવો હઠ્યા પણ પછી બન્ને જમણી પાંખ પાછી વળી પોતપોતાની ડાબી પાંખની કુમકે આવી આ અણીએ એગિસિલેઅસે થીબનોને નીકળી જવા દીધા હોત અને પછી તે તેમના ઉપર પાછળથી તૂટી પડ્યો હોત તો જરૂર, અને બીલકુલ જોખમ ખેડ્યા વગર તેનો જય થાત પણ તે તપેલો હતો અને પરાક્રમ કરવા તલપી રહ્યો હતો, તેથી બીજો કંઈ વિચાર કર્યા વગર તે થીબનો ઉપર સામે મોઢે ધસ્યો થીબનો પણ સ્પાર્ટનોના જેટલી જ દ્રઢતાથી લડવા લાગ્યા. બન્ને તરફ ખરેખર યુદ્ધ જામ્યું જે સ્થળે એગિસિલેઅસ અને તેના પચાસ સ્પાર્ટનો હતા ત્યાં આગળ અત્યંત ઉગ્ર સંગ્રામ થવા લાગ્યો એ સ્પાર્ટનો વારવાર આગળ પડીને એગિસિલેઅસનું રક્ષણ કરવા લાગ્યા તો પણ એગિસિલેઅસને ઘણા જખમ થયા તેનું બખ્તર ભાલાઓ અને તરવારોથી અનેક સ્થળે ભેદાયું અને તેઓ તેની આસપાસ કુંડાળું વળી ઉભા રહ્યા અને અસંખ્યાબંધ દુશ્મનો તેમના શસ્ત્રોથી કપાઈ ગયા તથા તે મનામાંના પણ ઘણા ત્યાંને ત્યાં મુવા તો પણ તેમને એગિસિલેઅસને જીવતો ઉગારતાં ઘણી મુશ્કેલી પડી આખરે સ્પાર્ટનોએ જે પ્રથમથી કરવું જોઈતું હતું તે કર્યું થીબન હાર ભેદવી અશક્ય જણાતાં તેઓએ પોતાની હાર વચ્ચે માર્ગ કર્યો અને થીબનોને ધસવા દીધા. આથી થીબન સિપાઈ હવે ભય નથી એમ ધારી જરા અવ્યવસ્થિત થયા એટલે સ્પાર્ટનો પાછા પોતાની હાર સાધી લઈ તેમના બાજુની પીઠ અને પડખાંઓ ઉપર ધસ્યા તો પણ થીબનો નાઠા નહી કે તેમનો વ્યૂહ તૂટ્યો નહીં તેઓ હારબંધ

રણક્ષેત્રમાથી કુચ કરી હેલિકોન પર્વત ઉપર જઇને થોભ્યા અને લડાઇના પરિણામ વિષે તેઓ અભિમાન ધરવા લાગ્યા કે તેમની પાખ સ્પાર્ટનો સામે લડવામા બરાબર ઉતરી હતી.

એગિસિનેઅસ તેના જખમોથી નબળો પડયો હતો તોપણ તે ડોળીમા બેશી દરેક ટુકડીમા ફર્યા અને જે સિપાઇ પડયા હતા તેમના શબને તેમની ઢાલો ઉપર ચ્હડાવી છાવણીમા મોકલાવ્યા તે પછી જ તે પોતાના તબુમા આવી વિરામ્યો રણક્ષેત્રમા ઇટોનિયન મિનર્વાનુ એક મદિર હતુ, અને તેની આગળ સ્પાર્ટન સરદારી નીચેના બીઓશીઅન લસ્કરે ટોલ્માઇડીસની સરદારી નીચેના એથન્સવાસીઓના લસ્કર ઉપર વિજય મેળવ્યો હતો જેમા ટોલ્માઇડીસ પોતે પડયો હતો, તેનું સ્મારક હતું એ મદિરમા ઘણા દુસ્મનો દેવદ્વારણે જઈ ભરાયા હતા, તેમણે તેને જવા દેવાની રજા આપી બીજે દિવસે સવારે એગિસિનેઅસે થીબનો પાછા લડવા માગે છે કે નહીં તે જોવા પોતાના લસ્કરને સજ્જ કરી હારમુકટ માથે રણક્ષેત્રમા તૈયાર રખ્યુ અને રણવાદ્ય વગડાવ્યા, તથા પોતે વિજય સ્તભ રચ્યો થીબન સરદારોએ પોતાના સિપાહોના શબ ખસેડી લેવા તેની પરવાનગી માગી, એટલે કે તેઓએ પરાજય કબૂલ કર્યા એગિસિનેઅસે તેમની માગણી સ્વીકારી સવદ્ધાર ચોજ્યો અને તે દરમિયાન પોતે ડોળીમા બેશી, પિથીઅન ખેલો ચાલતા હતા તેમા હાજર થવા ડેલ્ફી ગયો ત્યા તેણે એપોલો દેવ આગળ સવારી કહાડી અને એશિઆમા પોતાને જે લૂટ મળી હતી તેનો દશાશ ભેટ ધર્યો, એ ભેટ એક સો ટેલ્ટની હતી

એ પાછો સ્પાર્ટા આવ્યો ત્યા એની રીતભાતને લીધે એણે લોકોના માન-મમતા અત્યત સપાદન કર્યા બીજા સરદારોની માફક એનામા પરદેશ-વાસથી બીલકુલ ફેર પડયો નહતો સ્વદેશ અને સ્વદેશી રીતિરિવાજ ઉપર જે સ્પાર્ટનો યુરોટસ નદીની પેલી તરફ ગયા જ નહોતા તેમના જેટલો જ તેનો ભાર કાયમ હતો તે પોતાનું ખાનપાન અને સ્નાનાદિ પ્રથમ પ્રમાણે જ રાખવા લાગ્યો તેની સ્રીના વસ્ત્ર, તેના પોતાના શસ્ત્ર અસ્ત્રના અલકારો તેના ઘરનુ રાચરચીલુ એ સર્વ તેણે જેવાને તેવા જ રાખ્યા તેના ઘરના બારણા એટલા જીર્ણ થઇ ગયા હતા કે તે એરિસ્ટોડીમસના સમયના હોય એવા દેખાતા હતા તે પણ એણે ન બદલ્યા ઝેનોફોન લખે છે કે સવારીમા વાપરવાનો તેની પુત્રીનો રથ સ્પાર્ટાની બીજી કન્યાઓના રથો જેવો જ હતો ઝેનોફોન એ પુત્રીનુ નામ આપતો નથી અને તેનુ તેમ જ ઇપેમિનોન્ડસની માનુ નામ કાઇએ નોંધી રાખ્યુ નહીં એ વિષે લેખક અસતોષ બતાવે છે પણ સ્પાર્ટાના લેખો ઉપરથી એમ કહી શકાએ છીએ કે એગિસિનેઅસની સ્રીનુ નામ કલીઓરા હતું અને તેની બે પુત્રીઓના નામ એપોલિઆ અને પ્રોલાઇટા હતા વળી એગિસિનેઅસનો ભાલો અદ્યાપિ સ્પાર્ટામા સાચવી રાખેલો છે, અને તે આબેહૂબ બીજા ભાલાઓ જેવો જ છે ઘણા સ્પાર્ટનો ઓલિમ્પિક શરતોને માટે ઘોડાઓ ઉછેરવાનુ કામ મહત્વનુ સમજતા હતા તે ઉપરથી તેણે પોતાની બ્હેન કાઇનિસ્કાને એ ઉદ્યોગ લઇ બેસવા અને રથદોડમા જાતે હરીફાઇ કરવા પ્રેરી તેણીના દાખલાથી સ્પાર્ટનોને તે બતાવી આપવા માગતો હતો કે રથદોડની શરત જીતવામા માત્ર પાણીદાર ઘોડા ઉછેરવા અને કેળવવાનો ભારે ખર્ચ લાગે તે વેઠવા જેટલુ દ્રવ્ય જોઇએ, તે ઉપરાત તેમા કશી કારીગરીનત કે હિમત જોઇતી હતી નહીં

નામાંકિત રિનમુક્ ઝેનોફનને તેણે ઘણા વખત સુધી પોતાની સાથે રાખ્યો એ તેને ઘણું માન આપતો. અને હુકમને તાબે થવાનું તેમ પોતે હુકમ કરી શકવાનું એ બન્ને પ્રકારનું ઉત્તમોત્તમ જ્ઞાન સ્પાર્ટામાં સૌથી સારી રીતે મળતું હોવાથી તેણે તેને તેના પુત્રોને સ્પાર્ટામાં કેળવવાની સલાહ આપી.

લાઇસેન્ડરે એશિઆમાંથી પાછા આવ્યા પછી એજિસિલેઅસને નામે મોટું કાવત્રું રચવા માંડ્યું હતું અને પોતાના પક્ષમાં ઘણા સ્પાર્ટનોને લીધા હતા. તેના મોત પછી પ્રથમ તો એજિસિલેઅસે તેને અને તેના મળતીઆઓને ઉઘાડા પાડવાનો વિચાર કર્યો. અને તે મુજબ લાઇસેન્ડરના કાગળોમાં એક ભાષણ હતું તે એણે પ્રસિદ્ધ કરવાનો નિશ્ચય કર્યો. પણ તે ભાષણ એક 'વકીલે' વાંચ્યું. લાઇસેન્ડરે તે હેલિકાર્નેસસવાસી ક્લીઓન પાસે રચાવ્યું હતું અને તે સ્પાર્ટાના રાજ્યતંત્રમાં ગમે તે નાગરિકને રાજા તરીકે પસંદ કરવાનો સુધારો સૂચવતી વખતે નાગરિક સભા આગળ કહેવાનું હતું. તે 'વકીલ' ને એ વાંચી જોતાં લોકોને ભ્રમમાં નાખે એવી યુક્તિઓથી ભરેલું લાગ્યું એટલે તેણે એજિસિલેઅસને સલાહ આપી કે 'લાઇસેન્ડર મુવો હતો તેને તેની કબર માંથી ખોદી કહાડવો નહીં. આ ભાષણને પણ તેની સાથે દાટી દેવું.' એજિસિલેઅસે એ ડાહપણની સલાહ સ્વીકારી. લાઇસેન્ડરના પક્ષના બન્યા હતા તેઓ અને તેના બીજા દુશ્મનો વિશે પણ એજિસિલેઅસે એવો જ રસ્તો લીધો. એ કોઇના ઉપર તેણે ઉઘાડો ઘા ન કર્યો. પણ કેટલાકને તેણે સુબાઓ કે સરદારો તરીકે દેશવટો દીધો. અને તેમના અધિકાર સબંધે તેઓ લોભી કે નાલાયક જણાયા કે હરકોઇ દોષમાં આવતા ગયા તેમ તેઓ પોતાના જ જાહેર કૃત્યોને લીધે છતા પડતા અને ફસતા ગયા. આવે પ્રસંગે એજિસિલેઅસે ઘણું કરીને તેમને મદદ કરવાની અને તેમના બચાવ માટે બનતો શ્રમ લેવાની રીત રાખી એટલે તેઓ જ પાછા તેના શત્રુ મટીને તેના મિત્ર અને પક્ષકારો બન્યા. આ પ્રમાણે ધીમે ધીમે તેનો એક જ શત્રુ રહ્યો નહીં.

તેની જોડેનો સ્પાર્ટાનો બીજો રાજા એજિસીપોલિસ તેનો બાપ દેશનિકાલ હતો તે દરમિયાન જન્મ્યો હતો. તે શાન્ત અને નિરાભિમાની હતો અને એજિસિલેઅસ કરતાં ઉમરે બહુ ન્હાનો હતો. રાજ્યમાર્ગમાં તે ઘણો પડતો નહીં, અને એજિસિલેઅસને તેને જીતી લેવામાં મુશ્કેલી ન પડી. બન્ને રાજા સ્પાર્ટામાં હોય ત્યારે તેઓ સાથે એક મેજ ઉપર જમે એવો કાયદો હતો. એ બેઉનો દરમિયાન એજિસિલેઅસ એજિસીપોલિસને પ્રણયના વિષયની જ વાત કહાડતો. એજિસીપોલિસનું વલણ કિશોર અને યુવકો સાથે મહોબત કરવા તરફ વિશેષ હતું.

એજિસિલેઅસ તેને તેની ઇચ્છાઓમાં મદદ કરવા લાગ્યો અને ધીમે ધીમે તેણે પોતાનો જેના ઉપર પ્યાર હતો તેના રૂપ જ એજિસીપોલિસનો પણ પ્યાર કર્યો. અમે લાઇકર્ગસના ચરિત્રમાં લખી ગયા છીએ કે સ્પાર્ટામાં આવા બનાવના યોગે સામસામા પ્રેમીઓ વચ્ચે ઇર્ષ્યા કે કલહ ઉત્પન્ન થતા નહીં બલ્કે બન્ને પ્રેમીઓ પોતાના પ્રીતિપાત્રને કેળવવા બાબત એકબીજા સાથે ઉચ્ચ હરીફાઇમાં લેતા.

એજિસિલેઅસની આ પ્રમાણે સ્પાર્ટામાં સપૂર્ણ સત્તા જામી એટલે તેને નૌકાસૈન્યના

સેનાપતિ તરીકે પોતાના સાવકા ભાઇ ટેલ્યુટિઅસને નીમાવતા મુસ્કેલી ન પડી, પછી તેણે કોરિન્થ સામે લ્હડાઈ કરી અને તેનો મોટો કિલ્લો કબ્જે કર્યો. એ લ્હડાઈમાં કાફલાએ દરિયા તરફથી મદદ કરી. તે વખતે કોરિન્થ આર્ગાઇવોના તાબામાં હતું અને તેઓએ સયોગીભૂમિના ખેલોડ઼ આરંભ્યા હતા તેઓ ઉપહાર અર્પણ કરતા હતા તે દરમિયાન એગિસિલેઅસે આવીને તેમને ન્હસાડ્યા તેની સાથે દેશવટે નીકળેલા કોરિન્થવાસીઓ હતા તેઓએ તેને એ ખેલોના અધ્યક્ષ થવા વિનતિ કરી. એણે તે સ્વીકારી નહીં પણ તે ખેલો તેમને જ પ્રવર્તાવવા રજા આપી પોતે તે પૂરા થયા ત્યા સુધી તેમના રક્ષણ માટે ત્યા રહ્યો પછી એ પાછો ગયો એટલે આર્ગાઇવોએ પાછુ કોરિન્થ લીધુ અને તેઓએ પોતે અધ્યક્ષ બની એ ખેલો બીજી વાર કર્યા. પ્રથમના ખેલોમા જેમણે ઇનામ મેળવ્યા હતા તેમાના કેટલાક આ બીજી વારના ખેલોમાં પણ પ્હેલા આવ્યા. પણ બધા એટલા નસીબદાર ન નીવડ્યા આર્ગાઇવો આ ખેલના અધ્યક્ષપદને એટલુ મહત્વનુ ગણતા હતા છતા તેઓ તે પોતાના હાથમા રાખવા માટે લડાઇના જોખમમાં ઉતર્યાં નહીં એટલા બધા બાયલા હતા એ એ પ્રમાણે એગિસિલેઅસે પોતાની આ લ્હડાઇથી સર્વને બતાવી આપ્યુ તેનો પોતાનો અભિપ્રાય એવો હતો કે આવી બાબતોમા મધ્યમ રહેવુ એ જ ઉત્તમ હતુ. સ્પાર્ટાના જુવાનો તેમ જ કન્યાઓના નૃત્યો, ગાનો અને જાહેર કસરતો વગેરેમા તે હમેશ હાજર રહેતો અને એ સર્વને સુધારવાની તથા વધારે શોભીતા કરવાની તે ખન્ત રાખતો. પણ આખી દુનિયા જેને વખાણતી હતી એવા બીજા કેટલાક વિનોદો માટે તેને બીલકુલ પરવા ન હતી એક વખતે શોકની ભૂમીકાઓના અભિનય માટે પ્રખ્યાત થયેલો કેલીપિડિસ નામનો નટ તેની પાસે આવ્યો અને તેને સલામ કરી તેની સાથેના મડલમા ડોળદમામ સાથે ભળ્યો. આખા ગ્રીસમા લોકો તેને માન આપતા હતા એટલે તેના મનમાં હતુ કે એગિસિલેઅસ પણ તેનો સત્કાર કરશે એગિસિલેઅસે તેની સામે જોયુ પણ નહીં. આખરે કટાળીને તે જાતે બોલ્યો "સાહેબ ! આપે મને ન ઓળખ્યો?" રાજા તે કોઈ હલકો માણસ હોય એમ બોલ્યો "કેલીપિડિસ ખેલાડી તમે જ ?" એક વખતે બુલબુલની બોલીની આબાદ નકલ કરનાર કોઇ માણસને સાભળવા આવવાનુ તેને ઇજન થયુ ત્યારે તે ન ગયો અને જવાબ દીધો કે "મે ખુદ બુલબુલને સાભળેલુ છે." મિનિક્રેટિસ નામના એક વૈદે કેટલાક દુસાધ્ય રોગ મટાડ્યા એટલે તેના ખુશામતિઆઓ તેને 'જ્યુપિટર' કહેવા લાગ્યા તે વૈદે પોતે પણ ફુલાઈ એ નામ ધારણ કર્યું. અને એગિસિલેઅસ ઉપરના એક પત્રના આરભમા તેણે લખ્યુ—"રાજા એગિસિલેઅસ જોગ લી૦ મિનિક્રેટિસ જ્યુપિટર આપની તદુરસ્તી ચાહુ છુ " વગેરે. એગિસિલેઅસે તેને જવાબના આરભમા લખ્યુ—"મિનિક્રેટિસ જોગ લી૦ રાજા એગિસિલેઅસ, આપની તનદુરસ્તી અને મનદુરસ્તી ચાહુ છુ" એગિસિલેઅસની કોરિથની લ્હડાઇ. દરમિયાન તે જ્યુનોનુ મંદિર કબ્જે કરી સિપાહો ત્યાના કેદીઓ અને લૂટની વ્યવસ્થા કરતા હતા તે જોતો તે ઉભો હતો ત્યારે સધિ કરવા માટે કહેણ લઇને થીબ્સ નગરના એલચીઓ આવ્યા. એગિસિલેઅસનો થીબ્સ ઉપર બહુ દ્વેશ હતો અને એ નગર તરફ તે ઘડીએ તિરસ્કાર દર્શાવવાની જરૂર હતી એમ માનીને તેણે ન તેમના સામુ જોયુ કે ન તેમનુ ભાષણ સાભળ્યુ પણ આવા

§ જુવો પરિશિષ્ટમા ઓલિમ્પિક રમતો

ખાયું પણ અંદર ખાનેથી મૂલ યોજના ઘડનાર અને તેને હુકમ આપનાર એગિસિલેઅસ પોતે હોવો જોઇએ એ વહેમ તે પછીના બનાવોથી દૃઢ થયો. કેમકે થીબનોએ જ્યારે સ્પાર્ટન રક્ષકસૈન્ય હાંકી કહાડ્યું અને પોતાની સ્વતંત્રતા પાછી મેળવી ત્યારે તેમણે તેમના જુલમગાર અને ગેરકાયદે થયેલા અધિકારીઓ આર્કિસસ અને લિઓન્ટિડસને મારી નાખ્યા તે ઉપરથી એગિસિલેઅસે તેમને સ્પાર્ટાના નીમેલા અધિકારીઓ જણાવી તેમનું ખુન કરવાના દોષ માટે થીબ્સ સામે વિગ્રહ આરંભ્યો. આ વખતે એગિસિપોલિસ રાજા મરી ગયેલો હતો અને તેને સ્થલે ક્લિઓમ્બ્રોટસ રાજગાદીએ આવ્યો હતો. એગિસિલેઅસ વૃદ્ધ થઇ ગયો હતો અને તેણે પ્રથમ શસ્ત્ર ધારણ કર્યાંને પૂરાં ચાલીશ વર્ષ થઇ ચૂક્યાં હતાં એટલે સ્પાર્ટાના કાયદા પ્રમાણે લશ્કરના સેનાપતિ તરીકે જવાની ફરજમાંથી તે હવે મુક્ત થયો હતો. વળી થોડા વખત ઉપર જ ફ્લીએસીઆ-વાસીઓને તેમના ગેરકાયદે થયેલા જુલમી રાજા સામે મદદ કરવા સૈન્ય લઇને જઇ આવેલો હતો. એટલે આ તેથી ઉલટા જ હેતુની લડાઇમાં જાહેર ભાગ લેતાં તેને શરમ આવી. એટલે તેણે આ વિગ્રહમાં ક્લિઓમ્બ્રોટસને સેનાપતિ નીમી બીઓશિઆ ઉપર ચ્હડાઇ કરવા મોકલ્યો.

તે વખતે એગિસિલેઅસથી વિરુદ્ધ પક્ષનો સ્ફેડ્રિયસ નામનો એક સ્પાર્ટન થેસ્પીમાં સ્પાર્ટાના અધિકારી તરીકે હતો. તે સાહસિક અને શૂરો, પણ ઉતાવળીઓ અને અવિવેકી હતો. એટલે કોઇ કામમાં લાભ થવાની આશા જણાતાં વધારે વિચાર કર્યાં વગર એકદમ ઝંપલાવતો. તે કીર્તિનો લોભી હતો અને ફીબિડસ કેડમીઆ મેળવી વિખ્યાત થયો તેમ સ્પાર્ટાથી હુકમ મેળવ્યા વગર પોતે પણ એવું કંઇ પરાક્રમ કરે તો વિખ્યાત થઇ જાય એવી લાલસાથી તેણે એકદમ છાપો મારી એથન્સનું પાઇરીઅસ બંદર કબ્જે કરી લેવાનું અને એથન્સનું દરિયાઇ સ્વામિત્વ એક ઘાએ તોડી પાડવાનું ફીબિડસ કરતાં વધારે મોહું અને જોખમ ભરેલું સાહસ ખેડવાનો મનસૂબો કર્યો. કહે છે કે થીબ્સના તે વખતના સર્વોપરી અધિકારી પિલોપિડસ અને ગોર્ગીડસ અત્યંત દીર્ઘ દૃષ્ટિ વાપરી તેને માટે આ જાળ પાથરી અને તેમાં એ અવિચારી માણસ ફસ્યો. તેમના મોકલેલા કેટલાક માણસોએ તેને વખાણી વખાણી ચ્હડાવ્યો અને આ કેડમીઆ ઉપરના છાપા જેટલું જ અન્યાયી અને નિંદ્ય તથા તે કરતાં ઘણું વધારે જોખમ ભરેલું કૃત્ય કરવા તેને ઉશ્કેર્યો. એ ગમે તેમ હો, પણ તેણે પોતાની યોજના અમલમાં મુકવા જોઇતી સાવધાની ન વાપરી. તે રાતમાં જ પાઇરીઅસ પ્હોંચી જવાની આશા રાખતો હતો પણ તેની ટુકડી હજી થ્રીએસિઆના મેદાનમાં હતી ત્યાં જ સ્હવાર પડી ગઇ. વળી, કહે છે કે, ઇલ્યુસિસના દેવલમાંથી કંઇક પ્રકાશ દેખાયો તેથી સિપાહીને દેવકોપનો ભય લાગ્યો. સ્ફેડ્રિયસ પણ હિંમત હારી ગયો અને કંઇક નજીવી લૂટફાટ કરીને તે વીલે મ્હોએ પાછો ફર્યો. એથન્સવાસીઓએ સ્પાર્ટા એલચી મોકલ્યા અને સ્ફેડ્રિયસના કૃત્ય વિષે ફરિયાદ કરી. તેમના આવતા પ્હેલાં જ એફોરોએ તેના ઉપર તહોમત મુક્યું હતું અને સ્પાર્ટનો તેના કૃત્યથી એટલા શરમાયા હતા તથા એથન્સની નજરમાં પોતે નિર્દોષ ઠરવા એટલા ઇંતેજાર હતા કે તેઓ સ્ફેડ્રિયસના ઉપર અત્યંત કોપ્યા હતા અને તેને દેહાંત શિક્ષા કરવા તૈયાર હતા.

સ્ફેડ્રિયસનો ક્લિઓનાઇમસ નામનો જુવાન અને દેખાવડો પુત્ર હતો, તેના ઉપર એગિસિલેઅસના પુત્ર આર્કિડેમસનો પ્યાર હતો. ક્લિઓનાઇમસની તેના બાપ વિષેની

બધી ચિંતામાં આર્કિડેમસ ભાગીઓ થયો પણ સ્ફોડ્રિયસ એગિસિલેઅસનો કટ્ટો શત્રુ હતો એટલે તેનો પક્ષ પોતાના બાપની આગળ શી રીતે લેવો તે એને સુઝયુ નહીં કિનઓનાઇમસે તેને ઘણો વિનવ્યો અને આખર તે તેની આગળ કંપાત કરવા લાગ્યો અને કહેવા લાગ્યો કે જો એગિસિલેઅસ આ વખતે પોતાનો વિરોધ વિસારે અને સામો ન પડે તો તેના પિતાને બીજા કોઇની એટલી બધી ધાસ્તી ન હતી એટલે આર્કિડેમસ બનતો પ્રયત્ન કરવા કબૂલ થયો પછી ત્રણ ચાર દિવસ તે તેના પિતાની પાછળ પાછળ ફરવા લાગ્યો પણ શરમને લીધે તેની જીભ ઉપડી નહીં ફેસલાનો દિવસ પાસે આવ્યો એટલે તેણે ગમે તે પ્રકારે હિંમત ધરી એટલુ કહ્યુ કે 'કિનઓનાઇમસે તેના બાપ વિષે તમને કહેવા મને બહુ આજીજી કરી છે' આર્કિડેમસનો કિનઓનાઇમસ ઉપર પ્યાર હતો એ એગિસિલેઅસ જાણતો હતો અને કિનઓનાઇમસ ન્હાનપણથી જ આગળ ઉપર બહુ સારો નીવડે એવો જણાતો હતો એગિસિલેઅસે આર્કિડેમસને આવી બાબતમાં વચ્ચે પડવા માટે ઠપકો ન દીધો, પણ તેમ તેણે તેને આશા પડે એવો ઉત્તર પણ ન દીધો તે એટલુ જ બોલ્યો કે 'એમા હુ નીતિ અને પ્રતિષ્ઠા જાળવીને બનતી તજવીજ કરીશ' એટલે આર્કિડેમસે ધાર્યું કે તેની તજવીજ નિષ્ફળ ગઇ અને કિનઓનાઇમસને તે રોજ ઘણી વાર મળતો હતો તેને બદલે શરમને લીધે તેણે તેનો સંગ મુકી દીધો સ્ફોડ્રિયસના મિત્રો આ ઉપરથી છેક નાસીપાસ થયા પણ એગિસિલેઅસના એક મિત્રે તેમને વાતચિતમાં ઉચ્ચારો કર્યા કે એગિસિલેઅસ સ્ફોડ્રિયસના આ કૃત્યને ધિક્કારે છે પરંતુ તેના જેવા સાહસિક દેશસેવકનો સ્પાર્ટાને ઘણી વાર ખપ પડે છે એમ પણ માને છે પોતાના પુત્રને પ્રસન્ન કરવા માટે એગિસિલેઅસે આ પ્રમાણે કૃત્ય અને કરનાર વચ્ચે ભેદ ગણવાની નીતિ ગ્રહણ કરી સ્ફોડ્રિયસના મિત્રો આર્કિડેમસની વગથી તેમના પક્ષને કેટલો લાભ થયો તે જોઇ શક્યા અને તેઓ પાછા ટટાર થયા એગિસિલેઅસનો તેના છોકરાઓ ઉપર અત્યંત સ્નેહ હતો કહે છે કે એક દિવસ છોકરા વચ્ચે લાકડીનો ઘોડો કુદાવતો એક મિત્રે તેને જોયો ત્યારે તેણે તેને કહ્યુ કે 'તમે પોતે છોકરાના બાપ થાઓ ત્યા સુધી તમારે આ વાત કોઇને કહેવી નહી' સ્પાર્ટનોએ સ્ફોડ્રિયસને છોડી મુક્યો એટલે એથેન્સવાસીઓએ લડાઇની તૈયારી કરવા માંડી અને દુનિયા કહેવા લાગી કે એગિસિલેઅસે માત્ર પોતાના છોકરાનુ મન રાજી રાખવા ન્યાયને જતો કર્યો આવા ઘોર દુષ્કર્મનુ કલંક પોતાના દેશને માથે લઇ લીધુ અને આખા ગ્રીસમા લડાઇ મગાવી કિનઓમ્બ્રોટસ પણ થીબ્સ સામે લડાઇ ચલાવવામા બેદિલ જણાયો એટલે એગિસિલેઅસે ગુજરેગીના કારણનો લાભ લેવાનુ છોડી દીધુ અને પોતે સેનાપતિ થઇ બીઓશિઆ ગયો લડાઇમા એ અને થીબનો સરખા ઉતર્યા કેટલીક વાર એ ફાવતો તો પછી પાછા થીબનો ફાવતા એક વેળા એમ કરતા એને ઘાયલ થઇ આવતો જોઇ એન્ટેલ્કાઇડસ બોલ્યો થીબનોને લડતા શીખવવા માટે તેઓ તમને બદલો તો સારો આપે છે આ વખતે થીબનોનું લશ્કર નિરંતર કમાઇને એના કદાપિ ન હતુ એવુ બળવાન બન્યુ હતુ અને તેનુ મુખ્ય કારણ સ્પાર્ટાએ તેમની સાથે ઉપરાઉપરી લડાઇઓ કરી એ હતુ અને કુરદેશી લાઇકરગસે તેના ત્રણ રેટ્રી નામના લખેલા કાયદાઓમાથી એકમા સ્પષ્ટ આજ્ઞા કરી હતી કે સ્પાર્ટાએ એક દુશ્મન સાથે ફરીફરીને લડાઇ ન કરવી કેમકે નહીં તો એ દુશ્મન તેની પાસેથી જ યુદ્ધકળામા નિપુણતા મેળવવા શક્તિવાન થાય

ગર્વને માટે ઇશ્વરે જ જાણે તેને તુરત સજા કરી તેઓ ત્યાંથી ચાલ્યા ગયા તે પ્હેલાં ખબર આવી કે થીબન મ દાર આકર્શીડેમિમે સ્પાર્ટન પાયદલની એક ટુકડી કાપી નાખી સ્પાર્ટાના માથે આવી મોટી આફત ઘણા વર્ષ થયાં ગુજરી ન હતી અને એમાં તેમના બખ્તરી પાયદલને હલકા હથ્ય ધ નાન અને મા। પગારદાર સિપાઇઓએ હરાવ્યું એટલે માણસોની ખુવારી થઇ તે ઉપરાંત સ્પાર્ટાની પ્રતિષ્ઠાને ઘણો મોટો ધક્કો લાગ્યો. એગિસિલેઅસ તાબડતોબ તેમની કુમકે ગયો પણ તે પ્હોંચી શક્યો તે પ્હેલાં એ પ્રકરણ પૂરૂ થઇ ગયું હતું એટલે તે પાછો કોરિન્થ આવ્યો અને થીબન એલચીઓને કહેવડાવ્યું કે તેમને કંઇ પણ પ્રસ્તાવ કરવો હોય તો હજી તેમને જ્યુનોના મંદિરમાં મળશે તેઓએ આ વખતે પોતાને મળેલા અપમાનનો સારો બદલો લીધો કેમકે તેમણે સંધિ કરવાની વાત ઉપાડી જ નહીં અને તેની પાસે માત્ર કોરિન્થ નગરમાં જવા માટે પરવાનગી માગી એગિસિલેઅસ અત્યંત ગુસ્સે થયો અને બોલ્યો, 'તમારી તાજી ફતેહની વધામણી લઇને તમારે તમારા કોરિન્થવાસી મિત્રોને મળવું છે તો ભલે આવતી કાલે તેમ કરજો અને તમારી જાતસલામી માટે બેફિકર રહેજો' બીજે દિવસે તેણે એમને પોતાના લશ્કર સાથે જ લીધા અને કોરિન્થવાસીઓની મિલ્કતનો નાશ કરતો કરતો તે છેક કિલ્લાના દરવાજા સુધી ગયો અને કોરિન્થના લશ્કરની તેની સામે લડવા હિંમત ચાલતી નથી એ તે એલચીઓને બતાવીને તેણે એમને રજા આપી પછી તે ઢપાઇ ગયેલી સ્પાર્ટન ટુકડીમાંથી જે થોડા સિપાહીઓ ઉગરેલા હતા તેમને લેઇને ફરી સ્પાર્ટા ગયો રસ્તે તે રોજ સૂર્યોદય થતા પ્હેલાં કુચ આરંભતો અને અંધારૂં થતાં પડાવ કરતો કેમકે તે જાણતો હતો કે આર્કડિયનો સ્પાર્ટનોને ચહાતા ન હતા અને તે ન્તોવાઇ હુમલો કરે તો તેને સતાવ્યા વગર રહે એવા ન હતા.

પછી એકિઅનોની વિનતિથી તેણે તેમના લશ્કર સાથે પોતાનું લશ્કર એક કરી એકરનેનિયનો સામે ચ્હડાઇ કરી ત્યાં ઘણી લૂટ મળી અને તેણે એક યુદ્ધમાં એકરનેનિયનોને હરાવ્યા પછી એકિઅનોએ કહ્યું કે શિઆળા સુધી ત્યાં જ છાવણી નાખવી કે તેથી દુશ્મન ખેતી કરતા અટકી પડે પણ એગિસિલેઅસે કહ્યું "આપણે એથી ઉલટું જ કરવું જોઇએ આવતા ઉનાળામાં તેમનો પાક ઉભો હશે અને આપણે આવીશું તો તેઓ લડવાનું ઓછું મન કરશે' અને એના ધાર્યા પ્રમાણે જ થયું ઉનાળામાં તેમના સીમાડા ઉપર લશ્કર આવતાંજ એકરનેનિયનોએ એકિઅનો સાથે સલાહ કરી.

કોનોન અને ફાર્નાબેઝસની સરદારી નીચે ઇરાની કાફલાએ દરિયાનું સ્વામિત્વ પાછું મેળવ્યું અને તે સ્પાર્ટાના કિનારા ઉપર પણ લુંટફાટ ચલાવવા લાગ્યો વળી ફાર્નાબેઝસે આપેલા દ્રવ્યથી એથન્સે પોતાના મોટા કોટની લાંબી દીવાલો ફરીથી ચણી એટલે સ્પાર્ટનોએ શહેનશાહ સાથે સંધિ કરી લેવો દુરસ્ત ધાર્યો તેમણે પોતાના એલચી તરીકે એન્ટેલ્કાઇડસને ટિરિબેઝસ પાસે મોકલ્યો આ પ્રસંગે એન્ટેલ્કાઇડસે એશિઆવાસી ગ્રીકોને દગો દીધો ઇરાનના અમલમાંથી તેમને મુક્ત કરવા માટે જ એગિસિલેઅસ લડયો હતો પણ એન્ટેલ્કાઇડસે તેમનાં નગરરાજ્યોને પાછાં ઇરાનને સોંપી દીધાં, આ બેવફાઇ માટે એગિસિલેઅસ બીલકુલ જવાબદાર ન હતો ઇરાન સાથેની લડાઇથી એગિસિલેઅસને કીર્ત્તિ અને સત્તા મળી હતી અને એ લડાઇ ચાલત તો તેથી તેનું ગૈરવ હતું તેથી

પણ જરૂર વધારે થાત. એટલા માટે એન્ટૅલ્કાઈડસ જે એગિસિલેઅસનો શત્રુ હતો તેણે ગમે તેવી શરતો સ્વીકારીને પણ બનતી ત્વરાથી સંધિ કરી નાખ્યો, અને તેનું કલંક એને જ દેવું યોગ્ય છે. તોપણ જ્યારે એગિસિલેઅસના સાંભળતા કોઇએ ટીકા કરી કે "સ્પાર્ટનો પણ હવે ઈરાની બનવા લાગ્યા." ત્યારે તેણે જવાબ આપ્યો "એમ કહો કે ઇરાનીઓ સ્પાર્ટન બનવા લાગ્યા છે." અને જે જે ગ્રીક રાજ્યો એ તહ સ્વીકારવા આનાકાની કરવા લાગ્યા તેમને તેણે લડાઇની ધમકી આપી તે સ્વીકારવાની ફરજ પાડી. આમા એનો ઉદ્દેશ થીબ્સને નબળું પાડવાનો હતો. કેમકે થીબ્સના બળનું એક કારણ તેણે બીઓશિઆ કબ્જે કર્યું હતું એ હતું; અને આ સંધિમા ચોખ્ખી શરત દાખલ કરેલી હતી કે થીબ્સે બીઓશિઆનાં નગર–રાજ્યોને તેમની સ્વતન્ત્રતા પાછી સોંપી દેવી. પછીના બનાવોથી તેની રાજ્યનીતિનુ આ લક્ષ્ય પૂરે પૂરૂ સમજવામા આવ્યું જ્યારે સ્પાર્ટન સરદાર ફીબિડસ બીલકુલ બ્હાના વગર અને સલાહશાંતિના સમયમા તક મળતા થીબ્સનો કેડ્મીઆ કિલ્લો દબાવી બેઠો ત્યારે આખું ગ્રીસ એ અન્યાયી કૃત્યના સમાચારથી ખળભળી ઉઠ્યું અને સ્પાર્ટનોમા પણ ઘણા પોતાના સરદારને વગોવવા લાગ્યા. તેમા એગિસિલેઅસથી વિરુદ્ધ પક્ષના સ્પાર્ટનો વિશેષ ક્રોધ દર્શાવવા લાગ્યા અને તેને સવાલ કરવા લાગ્યા કે "ફીબિડસે આવુ દુષ્ટ પગલુ કોના હુકમથી ભર્યું?" તેમનુ ચાલત તો તેઓ એગિસિલેઅસને માથે બધો દોષ ઢોળી પાડત. એગિસિલેઅસ નીતિઅનીતિનો પ્રશ્ન બાજુ ઉપર રાખી બેધડક કહેવા લાગ્યો "એ કૃત્યનુ પરિણામ કેવુ થશે એ જ પ્રશ્ન વિચારવાનો છે. એથી સ્પાર્ટાને લાભ છે કે હાનિ? જો લાભ જણાતો હોય તો ફીબિડસે તે ઉપરીના હુકમ વગર કર્યું તેથી તેને વધારે સાબાશી ઘટે છે' આ વખતે તેણે આવુ વલણ પકડ્યુ એ વિશેષ જાણવા જોગ છે, કેમકે સામાન્ય રીતે તે ન્યાયના ધોરણ ઉપર સારી પેઠે ભાર મુકતો હતો અને સદ્ધર્મમા ન્યાય ધર્મને શ્રેષ્ઠ ગણતો હતો તે કહેતો કે "શૂરાતનનો ગુણ મોટો છે ખરો પણ તે ન્યાયની સાથે જ શોભે છે. અને રાજ્યોમા ન્યાય સંપૂર્ણ રીતે પ્રવર્તતો પછી શૂરાતન કેવળ નિરુપયોગી થઇ પડે.' વાતચિતમાં કોઇ કહેતુ કે "મહાન શહેનશાહની એવી મરજી, એથી વધારે સંગીન કારણ કયુ હોઈ શકે?" ત્યારે તે તેનો જવાબ દેતો "તમારા મ્હારા કરતા એ શહેનશાહ વધારે ન્યાયી ન હોય તો તે મહાન શેનો?" બળ નહીં પણ ન્યાયની દૃષ્ટિથી જે મોટો તેની મોટાઇ ખરેખરી; મોટા ન્હાનાનો તોલ કરવાનુ આ તેનુ ધોરણ બેશક ઉમદા અને ખરૂ હતુ. અને સંધિ થયા પછી શહેનશાહે તેને પત્ર લખી તેની સાથે આતિથ્ય સબંધ બાંધવાની ઇચ્છા બતાવી, ત્યારે તેણે તેની ના પાડી અને લખ્યુ કે "આપના અને આ રાજ્ય વચ્ચે સંધિ અને જાહેર મૈત્રી થયા છે તે બસ છે, એ જ્યા સુધી ટકશે ત્યા સુધી ખાનગી મિત્રતાની શી જરૂર છે?" પણ તેના બધા કૃત્ય આ ધોરણને અનુસરીને ન હતાં. તે કયારે કયારે લોભથી કે દ્વેષથી તણાઇ જતો થીબ્સની બાબતમા તેણે ફીબિડસને બચાવ્યો એટલુ જ નહીં પણ તેના કૃત્યને સ્પાર્ટાના કૃત્ય તરીકે સ્વીકાર્યું અને તેની સલાહથી સ્પાર્ટનોએ કેડ્મીઆનો કિલ્લો પોતાના કબ્જામા લીધો તથા તેમા સ્પાર્ટન રક્ષકસૈન્ય રાખ્યુ અને તેમા ફીબિડસને દાખલ કરનાર આર્કિઅસ અને લિઓન્ટિડસને થીબ્સમા મુખ્ય સત્તા આપી.

આથી સ્વાભાવિક રીતે વ્હેમ ગયો કે બ્હારથી ફીબિડસે આ કૃત્ય કર્યું એમ દે-

સ્પાર્ટાના પક્ષમાં રહેનાર બીજાં ગ્રીક રાજ્યો પણ એગિસિલેઅસ માટે ફરિયાદ કરવા લાગ્યા. તેઓ કહેવા લાગ્યા કે "સ્પાર્ટા થીબ્સ સાથે લડાઈ ચલાવે છે તે માત્ર એગિસિલેઅસનો થીબ્સ ઉપર દ્વેષ છે તેને લીધે. એ લડાઈમાં તેઓને દર લડાઈ માટે માણસો મોકલવા પડે છે અને તેઓ વિના કારણ ખપાતા જાય છે. લડાઈમાં સ્પાર્ટાના કરતાં તેમના સિપાહીઓની સંખ્યા વધારે હોય છે માટે લડાઈ કરવી કે નહી તેનો નિર્ણય કરવામાં તેમની ઇચ્છાને પણ વજન આપવું જોઈએ." આ ઉપરથી એગિસિલેઅસે પોતાના લશ્કરને બે વિભાગમાં બેસાડ્યું, એક બાજુએ સ્પાર્ટનો બેઠા, અને બીજી બાજુએ તેમની મદદે આવેલા બીજા બધા ગ્રીક રાજ્યોના સિપાહીઓ બેઠા, પછી તેના હુકમથી નકીબ એક પછી એક ધંધાનું નામ પોકારતો ગયો અને તે મુજબ જે સિપાહીઓ તે ધંધો કરનારા હતા તે ઉભા થતા ગયા. આ પ્રમાણે કુંભાર, લુહાર, સુતાર, કડિયા વગેરે બધા કારીગરોને ઉભા કર્યા ત્યારે બીજાં ગ્રીક રાજ્યોના સિપાહીઓમાંના ઘણા ખરા ઉભા થઈ ગયા, અને તેમનામાંના જે થોડા સિપાહીઓનો ધંધો સિપાહીગીરીનો જ હતો તે માત્ર બેસી રહ્યા. પણ સ્પાર્ટનોને કાયદાથી જ કોઈ પણ ધંધો કરવાની મના હતી એટલે સ્પાર્ટન સિપાહીઓમાંથી એક પણ ઉભો થયેલો જણાયો નહી. એગિસિલેઅસ હસીને આ દેખાવ બતાવતો બોલ્યો, "જુઓ ભાઈઓ! આ લશ્કરમાં બીજાં ગ્રીક રાજ્યોના સિપાહીઓ કરતાં સ્પાર્ટન સિપાહીઓ કેટલા બધા વધારે છે?"

થીબ્સથી પાછો વળતાં મિગારામાં તે કિલ્લામાંની કચેરીમાં જતો હતો ત્યાં એકદમ તેના સારા પગની નસ ખેંચાઈ આવી અને બધી નસો પુષ્કળ સુજી ગઈ. સાઇરેક્યુસવાસી એક વૈદે ઘુંટી નીચેની રગ ખોલી લોહી વહેવા દીધું એટલે તેનું દર્દ નરમ પડ્યું પણ લોહી ઘણા જોરથી વહેતું હતું તે પાછું બંધ કરતાં ઘણી મુશ્કેલી પડી. તેને મુર્છા આવી અને મરવા જેવો થઈ ગયો. લોહી બંધ થયા પછી પણ તે ઘણો જ નબળો જણાયો. તેને સ્પાર્ટા લઈ આવ્યા અને ત્યાં તે લાંબી મુદત સુધી માંદો અને લશ્કરી કામ માટે અશક્ત રહ્યો.

દરમિયાન જમીન ઉપરના અને દરિયાના કેટલાક યુદ્ધોમાં સ્પાર્ટનો હાર્યા. એમાંથી મોટી હાર ટેગાઇરાની હતી, જેમાં સ્પાર્ટન લશ્કરે થીબન લશ્કરને હાથે રીતસર યુદ્ધમાં પહેલીવાર હાર ખાધી. એટલે બધાં ગ્રીક રાજ્યોનું વળી સંધિ કરવાનું થયું અને બધાં રાજ્યોના એલચીઓ સ્પાર્ટામાં ભેગા થયા. તેઓમાં થીબ્સ તરફથી ઇપેમિનોન્ડસ આવ્યો. તે વિદ્વાન અને જ્ઞાની સર્વત્ર જાણીતો થયો હતો પણ હજી સેનાપતિ તરીકે પંકાયો ન હતો. તેણે જોયું કે બીજા સર્વ એલચીઓ એગિસિલેઅસથી દબાતા હતા અને તેને ચાડ નાખવા મથતા હતા. પણ તેણે એકલાએ એલચીના મોભાને છાજે એવી સ્વતંત્ર વર્તણુક રાખી, અને તેના ભાષણમાં ફક્ત એક થીબ્સનો નહી પણ આખા ગ્રીસની સ્વતંત્રતાનો લાભ જળવાય એવી સૂચનાઓ કરી તેણે બતાવી આપ્યું કે લડાઈથી એક સ્પાર્ટાનું બળ વધતું હતું પણ બીજાં સર્વ રાજ્યોને નુકસાન હતું અને તેણે દલીલ કરી કે સંધિના કરારો ન્યાયના અને સર્વ રાજ્યોની સમાનતાના પાયા ઉપર ઘડાવા જોઈએ કે તે એમના માટે - સંધિ ટકાઉ બની ગ્રીસને આબાદ સ્થિતિમાં લાંબા વખત સુધી સુખ મળે

એગિસિનેઅસે જોયું કે બીજા એલચીઓ તેની સૂચનાઓ ધ્યાન દઇને સાંભળતા હતા અને તે સર્વે ગ્રીસના સ્વાતંત્ર્યના આગ્રહી હતા તેણે તેને સવાલ કર્યા "આ ન્યાય અને સમાનતાનું ધોરણ બીઓશિઆ પ્રાંતના નગરો ઉપર પણ લાગુ કરવું કે કેમ? થીબ્સ એ નગરોને તેમની સ્વતંત્રતા પાછી આપવા તૈયાર છે?" ઇપેમિનોન્ડસે હિમ્મત અને હાજરજવાબીથી તુરત સામો સવાલ કર્યો "સ્પાર્ટા લેકોનિઆ પ્રાંતના નગરોને સ્વતંત્ર કરવાની સૂચના વ્યાજબી ગણશે ખરા?" એગિસિનેઅસ ચમકીને ઉભો થઇ ગયો અને બોલ્યો 'બીઓશિઆના નગરોને સ્વતંત્ર કરશો કે નહીં તેનો ચોખ્ખો જવાબ આપો." ઇપેમિનોન્ડસે ફરીથી તે જ વાત ઉચ્ચારી, "લેકોનિઆના નગરોને સ્પાર્ટા સ્વતંત્ર કરશે તો બીઓશિઆના નગરોને થીબ્સ પણ સ્વતંત્ર કરશે." એગિસિનેઅસ અત્યંત ગુસ્સે થયો અને આ બ્હાનાનો લાભ લઇ તેણે સંધિપત્રના ખરડામાંથી થીબ્સનું નામ છેકી નાખ્યું તથા તે જ ક્ષણે થીબ્સ સામે લડાઇ જાહેર કરી બીજા એલચીઓએ જે શરતો સ્વીકારી તે ઉપર તેમની સહી લઇને તેણે સંધિ કર્યો અને તેમને વિદાય કર્યા તથા વાંધા પડતી બાબતોનો નીકાલ તલવારથી કરવાનો રહ્યો.

કિલઓમ્બ્રોટસ રાજા તે વખતે એક સ્પાર્ટન લશ્કર સાથે ફોસિસમાં હતો એફોર મારફતે તેને હુકમ મોકલ્યો કે તેણે તાબડતોબ થીબ્સ ઉપર ચ્હડાઇ કરવી તેમના મિત્રો પાસે પણ તેમણે લશ્કર માટે ઉઘરાણી કરી તેઓ ચોખ્ખી ના પાડતા ડર્યા પણ સ્પાર્ટાની માગણી તેમને ભારે પડી અને બીનકુશળ ગણી નહીં ઘણા ચમત્કારો અને અપશકુનો થવા લાગ્યા, જે અમે અમારા ઇપેમિનોન્ડસના ચરિત્રમાં વર્ણવ્યા છે પ્રોથીઉસ નામના સ્પાર્ટને એ લડાઈ આગળ ચાલવા ન પામે તે માટે ઘણો પ્રયત્ન કર્યો પણ એગિસિનેઅસ એ તો એ થયો નહીં તેની આગળ કોઇનું માન્યું નહીં, અને લડાઈ શરૂ થઇ તેના મનમાં એમ હતું ગ્રીસના બીજા નગરો સ્પાર્ટા સાથે સંધિથી જોડાયેલા હતા અથવા તો સામા પક્ષમાં ભળેલા ન હતા એટલે આ સમયે એકલા પડેલા થીબ્સને સજા કરવાની સારી તક હતી લડાઇ વિચાર પુરઃસર નહીં પણ માત્ર એગિસિનેઅસના ક્રોધને લીધે થવા પામી હતી તેના સ્પષ્ટ પુરાવા એ કે જૂન માસની પાંચમી તારીખે સ્પાર્ટા નગરમાં સંધિનાં કરારો ઉપર સહીઓ થઈ અને તે પછી વીસમે જ દિવસે લુકટ્રાનું યુદ્ધ લડાયું એ યુદ્ધમાં એક હજાર સ્પાર્ટન સિપાઇ પડયા તેમાં રાજા કિલઓમ્બ્રોટસ પોતે અને વ્યૂહમાં તેની આસપાસ રહી લડનાર સ્પાર્ટાના સાથી ૪૦૦ સિપાહી સ્પાર્ટા મુવા સ્ફોડ્રિયસનો પુત્ર દેખાવડો કિલઓનાઇમસ યુદ્ધ દરમિયાન કુંવર આર્કિડેમસનું રક્ષણ કરતો હતો ત્રણ વાર ઘાયલ થઇને પડયો અને ત્રણવાર પાછો ઉઠી લડવામાં સામેલ થયો પણ આખરે તે લડતો લડતો કુંવરના પગ વચ્ચે જ તૂટી પડયો થીબ્સ સ્પાર્ટાને આવો ભારે અને અણધાર્યો ઘા મારી શક્યું તેથી ગ્રીસની લડાઇઓમાં કોઇ રાજ્યને કદાપિ ન મળેલી તેટલી કીર્તિ તેને મળી પણ આ વખતે જીતેના થીબ્સનો કરતાં હારેલા સ્પાર્ટાનો અત્યંત વખાણવા જેવી અને આશ્ચર્ય પમાડે એવી રીતે વર્ત્યા ઝેનોફન ખરૂં કહે છે કે સજ્જનોની ગમ્મત અને વિનોદના વખતની વાતચિતમાં પણ બોધ લેવા અને નોંધી લેવા જેવું હોય છે ત્યારે તેઓને માથે કદાપિ વિપત્તિ આવી પડે

§ પ્લુટાર્કનું લખેલું આ ચરિત્ર વિદ્યમાન નથી

છે તે વખતના તેમના આચારવિચારમાં કેટલો બધો ઉમદા બોધ સમાયેલો હોવો જોઈએ ? લ્યુકટ્રાના પરાજયના સમાચાર સ્પાર્ટનોને મળ્યા તે વખતે તેઓનો જીમ્નોપીડિઆનો ઉત્સવ ચાલી રહ્યો હતો અને જુવાનો તથા કુમારિકાઓના નગ્ન નૃત્યગાનાદિ જોવા શેહેરમાં ઘણા વિદેશીઓ આવેલા હતા. લ્યુકટ્રાથી ખેપિયા આવ્યા ત્યારે નાટકશાળામાં જુવાનોનું નૃત્ય ચાલી રહ્યું હતું અને તે જોવા સૌ ત્યાં ભેગા થયેલા હતા. આ પરાજયથી સ્પાર્ટાની સત્તાને જબરો ઘા વાગ્યો એ દેખીતું જ હતુ અને એફોરોએ તેના મહત્ત્વ વિષે ભૂલ ખાધી નહીં. તેઓ તુરત ચેતી ગયા કે ગ્રીસના સામ્રાજ્યનું પદ સ્પાર્ટાના હાથમાંથી ગયું. પણ તેઓએ ઉત્સવની ચાલતી ક્રિયા બંધ પાડી નહીં કે તે પછી થવાની બીજી કોઇ ક્રિયા અટકાવી નહીં. યુદ્ધમાં પડેલાઓના નામ તેમણે તેમના કુટુંબીઓને જણાવ્યાં, અને તુરત પાછા ઉત્સવ જોવામાં સામેલ થયા. બીજી સવારે યુદ્ધમાં કોણ કોણ ઉગર્યા અને કોણ કોણ પડ્યા એ વિષે પૂરી અને ચોક્કસ માહિતી આવી ગઇ, અને જે સિપાહીઓ પડ્યા હતા તેમના સબંધીઓ જાહેરમાં અન્યોન્ય ભેટવા, ધન્યવાદ દેવા, અને આનંદથી ગર્વ ધરવા લાગ્યા. જે ઉગર્યા હતા તેમના સંબંધીઓ શોક પાળતા હોય તેમ સ્ત્રીઓમાં અને ઘેર બગાઇ રહી ખિન્ન થવા લાગ્યા. તેમાંના કોઇને કામસર બહાર આવવું પડતું તો તે દીન વદને અને દુર્બલ હૃદયે બોલતો, ફરતો, જણાતો અને આવા વર્તનમાં સન્દ્રો કરતા સ્ત્રીઓએ વિશેષતા કરી. જેમના પુત્રો લડાઇમાં કપાઇ ગયા હતા તેઓ જાહેર આનંદ બતાવવા લાગી, એકબીજાને ઘેર મળવા જવા લાગી, અને મંદિરોમાં ટોળે મળી દેવોની સ્તુતિ કરવા લાગી, જેમના પુત્રો જીવતા હતા અને થોડા દિવસમાં પાછા સ્પાર્ટા આવવાના હતા તેઓ ચિંતામાં દુખી દબાઇ ગઇ અને બોલતી બંધ થઇ ગઇ.

બીજાં રાજ્યો સ્પાર્ટાને તજી દેવા લાગ્યાં. વિજેતા ઇપેમિનોન્ડસ સ્પાર્ટા ઉપર ક્યારે ચ્હડી આવશે તેની સૌ રાહ જોવા લાગ્યા. અને સ્પાર્ટનોને એગિસિલેઅસનુ લંગડાપણું તથા "ખોડવું રાજ્ય" વિષેની દેવ વાણી સાંભરી. વિપત્તિથી તેઓ ભયભીત અને નાસીપાસ થયા અને ખોડ વગરનાને છોડી લંગડાને ગાદી આપવામાં દેવોની આજ્ઞાનો જાણે તેમણે અનાદર ન કર્યો હોય એમ દેવોની અકૃપાને જ એ વિપત્તિનું કારણ માનવા લાગ્યા. અને તોપણ તેઓએ સ્પષ્ટ જોયું કે આવા સંજોગમાં રાજ્યનું સંરક્ષણ કરવા માટે એગિસિલેઅસ જ તેની કીર્ત્તિ, તેની પ્રતિષ્ઠા અને લાયકાતને લીધે સૌથી વધારે યોગ્ય હતો. લડાઇમાં કે સંધિમાં, પરરાજ્યો સાથે સંબંધમાં કે સ્પાર્ટાની અંદરની વ્યવસ્થામાં, આજ ઘણાં વર્ષ થયાં તેઓ એની બુદ્ધિએ જ ચાલ્યા હતા અને એના હુકમને તાબે જ રહ્યા હતા. આ પ્રસંગે પણ તેઓએ બધું જોખમ એને માથે નાખ્યું. તેને નિરાકરણ કરવાનો પહેલો ગંભીર સવાલ જે સ્પાર્ટનો લ્યુકટ્રાની લડાઇમાં હાર ખાઇ જીવતા રહ્યા હતા તેમના સબંધે હતો. સ્પાર્ટનો એવા સિપાઇઓને "ભાગેલા" કહેતા, અને એવાઓની એમના કાયદા પ્રમાણે અત્યંત નામોશી કરવામાં આવતી. તેમને પછી કોઈ પણ અધિકાર સોંપાતો નહીં જુદા જુદા રંગોના થીગડાંવાળાં કગાળ વસ્ત્રો તેમને પહેરવા પડતા, તેમને દાઢી અર્ધી મુંડેલી અને અર્ધી વગર મુંડેલી રાખવી પડતી, જેને ગમે તે તેમને પ્રહાર કરી શક્તો, અને તેમની સાથે લગ્નસંબંધ કરવામાં ઘણું હીણું મનાતુ. આવા સખ્ત કાયદાનો રાજ્યની આવી સ્થિતિમાં આટલા બધા સિપાઇ જેમાં વગ અને સત્તાવાળા પણ ઘણા હતા તેમની

સામે અમલ કરવા જતા બંડ ઉઠવાનો ભય હતો. અને વળી રાજ્યને પોતાના દરેકે દરેક સિપાહની આ વખતે જ ખરેખરી જરૂર હતી. આ મુસ્કેલીમા સ્પાર્ટનોએ એગિસિલેઅસને નવો કાયદો ગ્ચવાની સત્તા આપી. પણ તેણે એનો જુદી રીતે તોડ કહાડયો. એણે જુના કાયદામા બીલકુલ વધારો ઘટાડો કે ફેરફાર કર્યા નહીં. નાગરિકસભા આગળ તેણે માત્ર એટલી સૂચના મુકી કે "આજનો દિવસ એ કાયદાની નિદ્રાનો ગણવો. આવતી કાલથી પાછો એ ભલે જાગૃત ગણાય અને અસલ પ્રમાણે જ પ્રવર્તે." આ યુક્તિથી તેણે કાયદો એમનો એમ કાયમ રાખ્યો અને તેની સાથે સિપાહોને નામોશીમાથી તથા રાજ્યને ભય અને હાનિમાથી ઉગારવાનો તાત્કાલીક હેતુ પણ સાધ્યો. પછી સ્પાર્ટન જુવાનોના હિંમત અને ઉત્સાહ પાછા સતેજ કરવા તેણે આર્કેડિઆ ઉપર ચ્હડાઈ કરી. એ ચ્હડાઇ દરમિયાન યુદ્ધ કરવું ન પડે તે માટે તેણે બહુ સભાળ રાખી પણ તેણે ખુલ્લા અને સપાટ પ્રદેશમા લૂટફાટ ચલાવી અને મેન્ટીનિઅનોનુ એક ગામ સર કર્યું. આથી સ્પાર્ટાના સિપાહોને લાગવા માંડયુ કે તેઓમા છેક પાણી નથી એમ ન હતુ.

પછી થોડા વખતમા ઇપેમિનોન્ડસ અને તેના મળતીઆ રાજ્યોનુ લસ્કર લેકોનિઆમાં આવ્યું. તેમના લશ્કરના બખ્તરી પાયદલની સખ્યા ચાળીશ હજાર હતી. લસ્કરમાં હલકા શસ્ત્ર ધરનારા સિપાહો અને કેવલ લૂટફાટને અર્થે લસ્કર સાથે રહેનારા માણસો હતા તે જુદા. બધાની એકદર સખ્યા સિત્તેર હજારથી ઓછી ન હતી. ડોરિઅનો લેકોનિઆમા આવી ઘણી થઇને વસ્યા તેને છસો વર્ષ થઈ ગયા હતા અને એ લાબા અવસરમાં તેમને પ્હેલી વાર જ શત્રુના લસ્કરનુ દર્શન પોતાના પ્રાતમા થતુ હતુ. તેમના આગલા કોઈ શત્રુએ આટલી હિમત ચલાવી ન હતી. આ નવા દુસ્મને આવીને વગર હરકતે લૂટફાટ ચલાવવા માડી અને તે યુરોટસ નદી તથા છેક સ્પાર્ટાના પગથીઓ સુધી વધ્યો કેમકે એગિસિલેઅસે સ્પાર્ટનોને, થિઓપોમ્પસના બોલ વાપરીએ તો દુસ્મનના આ ઘોડાપૂરે ધસતા ધોધના મુખમા જતા વારી રાખ્યા. તેણે પોતાના પાયદલનો ઉત્તમ ભાગ શેહેરની વચમા અને બીજા અગત્યના સ્થલોમા માચવી રાખી સતોષ માન્યો, અને થીબનોએ ઘણી ધમકી આપી તથા તેને પોતાને અનેક કડવા વેણ કહ્યા કે "આ લડાઇ સળગાવનાર તુ જ છે, ત્હારા દેશની પડતીનુ કારણ તુ જ છે, દેશમાં તુ રૂપી અંગારાએ પેદા થઇને આ જવાળાઓ સળગાવી. ચાલ હવે ત્હારા દેશને માટે લડ, જોઇએ તુ તેનુ કેવુક રક્ષણ કરે છે," વગેરે—પણ એ તે સર્વ સહન કરી ગયો.

વળી સ્પાર્ટનો પણ ખળભળી ઉઠયા હતા. વૃદ્ધ સ્પાર્ટનો શોરબકોર કરતા અને આમ તેમ દોડતા પોતાનો ક્રોધ અને શોક પ્રકટ કરતા હતા, અને સ્પાર્ટન સ્ત્રીઓ દુસ્મનની બુમોથી અને તેમના ચારે પાસ સળગતા તાપણાઓથી ભય-ભીત અને ઘેલી જેવી થઇ ગઈ હતી. એગિસિલેઅસ પોતે પણ પોતાની જન્મભાગની કીર્તિ આ પ્રમાણે ઉડી ગયેલી જોઈ અત્યત ખિન્ન થયો હતો. તે ગાદીએ આવ્યો ત્યારે સ્પાર્ટા ગ્રીસનુ સમ્રાટ હતું, અને આજે સ્પાર્ટાની આ દશા થઇ હતી અને તેની પોતાની બધી ગર્વોક્તિઓ એળે ગઇ હતી. એક ઉક્તિ વારવાર ઉચ્ચરવાની તેને ટેવ હતી, "કોઇ સ્પાર્ટન સ્ત્રીએ દુસ્મનની છાવણીનો ધુમાડો પણ જોયો નથી." વળી કોઇ એથન્સવાસી એન્ટેલ્કાઇડસ સાથે શૂરાતન વિષે વિવાદ કરતા બોલ્યો કે "અમે તમને કફીસસના કાંઠા આગળથી ઘણી વાર નસાડયા છે,"

ત્યારે તે સ્પાર્ટને ઠંડે પેટે જવાબ દીધેલો કે "અમે તો તમને યુરોટસ નદીના કાંઠા આગળથી કદાપિ હ્‌ઠસાડ્યા નથી!" એક આર્ગોસ-વાસી કહેતો હતો કે "ઘણાએ સ્પાર્ટનો આર્ગોસની ભૂમીમાં પડ્યા છે" ત્યારે એક સ્પાર્ટને તેને:આજ મતલબનો જવાબ આપેલો કે "હા, અને લેકોનિઆની ભૂમિમાં એક પણ આર્ગોલીવ પડ્યો નથી." અને આજે એવો બારીક સમય આવ્યો દેખાતો હતો કે, કહે છે કે, એન્ટેલ્કાઇડસ તે વખતે એફોર મંડલમાં હતો તેણે જ સ્પાર્ટાનું રક્ષણ નહીં થઇ શકે એવા ભયને વશ થઇ પોતાનાં છોકરાંઓને કાઈથીરા ટાપુમાં મોકલી દીધાં.

દુશ્મને સ્પાર્ટા નગર ઉપર ધસારો કરવા યુરોટસ નદી ઓળંગવા તૈયારી કરી એટલે એગિસિલેઅસે બીજાં સર્વ સ્થલો તજી દઇ શેહેરની મધ્યમાંના ડુંગર ઉપર આખું લશ્કર એકઠું કર્યું. બરફ જથાબંદ પડ્યો હતો તેથી નદીમાં પૂર આવ્યું હતું અને પાણીનો વેગ વિશેષ હતો તથા તે અત્યંત ઠંડું બન્યું હતું, એટલે નદી ઓળંગવાનું કામ વિકટ હતું. પણ તે ઓળંગવામાં ઇપેમિનોન્ડસ પોતાના સૈનિકોની હારને મોખરે જ રહ્યો અને તેને કોઇએ એગિસિલેઅસને બતાવ્યો એટલે સ્પાર્ટન સેનાપતિના મુખમાંથી આટલો ઉચ્ચાર થયો: "કેવો સાહસિક માણસ?" ઇપેમિનોન્ડસની આકાંક્ષા સ્પાર્ટા શેહેરમાં યુદ્ધ કરી ત્યાં વિજય સ્તંભ રચવાની હતી. પણ એગિસિલેઅસને તેના પર્વત ઉપરથી ઉતારવાના તેના સર્વે પ્રયત્ન નિષ્ફલ ગયા. તે પાછો વળ્યો અને લેકોનિઆ પ્રાંતને ઉજાડ કરવા લાગ્યો.

સ્પાર્ટામાં કેટલાક નાગરિકો ઘણા વખતથી અસંતુષ્ટ હતા. તેમાંના બસોએક આ વખતે મળી ગયા અને ડાયના દેવીના મંદિરવાળું ઇસ્સોરિઅમ નામનું એક મજબૂત સ્થલ હાથ કરી લઇ તેમાં ભરાયા. સ્પાર્ટનોએ તેમની સામે એકદમ ધસી જઇ એ સ્થલ સર કરવા ઇચ્છા કરી. પણ એગિસિલેઅસને ધાસ્તી લાગી કે એ બસોનો પક્ષ લઈ બીજા સ્પાર્ટનો પણ કદાચ બંડ કરે. એટલે તે માત્ર એક નોકર સાથે ત્યાં ગયો અને જાણે ફરવા નીકળ્યો હોય તથા તેમને ત્યાં અણધારેલા દીઠા હોય એવો ડોળ કરીને એ સ્થલની પાસે આવતાં મોટેથી બોલ્યો: "મ્હારો હુકમ તમને આ સ્થલે રહેવાનો ન હતો. અને આટલા બધાની એક સ્થલે શી જરૂર છે? તમારામાંથી થોડા ફ્હેણે જાવ તથા થોડા ફલાણે બીજે સ્થલે જાવ; અને એમ બોલતાં તેણે એક સ્થલ આંગળીથી બતાવ્યું તથા બીજા સ્થલનું નામ દીધું. જ્યારે તેઓએ આ સાંભળ્યું ત્યારે તેઓ મનમાં રાજી થયા કે તેમની બંડ કરવાની ઇચ્છા હજી કોઇના જાણવામાં આવી નથી. અને તેઓ એગિસિલેઅસના હુકમ પ્રમાણે વેરાયા. તેણે ઇસ્સોરિઅમમાં બીજી એક ટુકડી મોકલી તથા રાતમાં એ બંડખોરોના પંદરેક મુખી માણસોને પકડી તેમને દેહાંત શિક્ષા કરી; પછી થોડા વખતમાં ખીજું એક વધારે ગંભીર કાવત્રું માલુમ પડ્યું. કેટલાક સ્પાર્ટન નાગરિકો એક બીજાના ઘરમાં ખાનગી મસલત ચલાવી રાજ્યતંત્ર ફેરવી નાખવાનો મનસૂબો કરતા હતા. તેમના ઉપર જાહેર કામ ચલાવવામાં જોખમ હતું તેમ તેમની મસલત વધવા દેવામાં પણ જોખમ હતું. એટલે એગિસિલેઅસ અને એફોરમંડલે તેમને કામ ચલાવ્યા વગર જ અને ચુપચુપ મારી નાખ્યા. કોઈ સ્પાર્ટનનો પ્હેલાં કદાપિ આ પ્રમાણે જીવ લેવામાં આવ્યો ન હતો.

વળી લેકોનિઆનાં ગામડાંઓમાં રહેનારા (પેરીઇકાઇ) અને સ્પાર્ટનોના ગુલામોમાંથી જેમને હથિયાર આપી લશ્કરમાં દાખલ કરવાના હતા, તેઓમાંથી ઘણા ભાગી ને થી-

બનોને મળી જવા લાગ્યા. આથી સ્પાર્ટન સિપાહોના મન ઉપર એટલી માઠી અસર થઇ જણાઇ કે એગિસિલેઅસે પોતાના નોકરોને હુકમ કર્યો કે રોજ સવારે તેમણે છાવણીમાં આંટો મારવો અને જે લોક ભાગી ગયેલા જણાય તેમનાં શસ્ત્ર અસ્ત્ર તેમણે સંતાડી દેવાં એટલા માટે કે કેટલા ભાગી ગયા તે માલુમ પડે નહી.

થીબનોએ લેકોનિઆ પ્રાંત ક્યારે છોડયો એ વિષે ઇતિહાસકો એકમત નથી. કેટલાક કહે છે કે શિયાળો આવી લાગતાં અને આર્કેડિઅનોને એ મોસમમાં છાવણીમાં રહેવું પસંદ ન હોવાથી તેમની મોટી સંખ્યા વગર પરવાનગીએ જતી રહેલી માલુમ પડતાં થીબનોને પાછા વળવું પડયું. બીજાઓ કહે છે કે તેઓએ એ પ્રાંતમાં પૂરા ત્રણ માસ ગાળ્યા, અને તે દરમિયાન તેમણે લગભગ આખો પ્રાંત ઉજડ કર્યો. થીઓપોમ્પસ લખે છે કે બીઓશિઆના અધિકારીઓએ થીબન લશ્કરને પાછું આવવા હુકમ મોકલ્યો હતો તે જ વખતે એગિસિલેઅસનો મોકલેલો એક સ્પાર્ટન તેમને લેકોનિઆ છોડી જવા માટે દશ ટેલંટ આપવા આવ્યો; જેથી તેઓ જવાની તૈયારીમાં જ હતા ત્યાં તેમને રસ્તાખર્ચ પણ મળી ગયું. એકલા થીઓપોમ્પસના જાણવામાં આવી હકીકત ક્યાંથી આવી તે હું સમજી શકતો નથી.

પણ બધા કબુલ કરે છે કે એગિસિલેઅસે આ બારીક સમયમાં પોતાની છદ અને આકાંક્ષાની પ્રકૃતિ દાબી રાખીને તથા સ્પાર્ટાનુ રાજ્ય કેમ સલામત રહે અને તેનું લશ્કર બીલકુલ જોખમમાં આવ્યા વગર કેમ સચવાઇ રહે એ એક બાબતને જ પ્રધાન ગણીને સ્પાર્ટાની સ્વતંત્રતાને વિનાશની અણી ઉપરથી ઉગારી. પરતું તેનું ડાહપણ અને તેની હિંમત પણ સ્પાર્ટાની આગલી કીર્તિ અને સત્તા પાછી મેળવવા સમર્થ ન હતાં. આપણે ઘણીવાર જોઇએ છીએ કે નિરોગી, નિયમિત ટેવોવાળું, અને સશક્ત શરીર એક મહા રોગના ફટકાથી તૂટી જાય છે; તેમ સ્પાર્ટાના રાજ્યની લાંબી મુદ્દતની જાહોજલાલી એક લડાઈમાંના પરાજયથી ક્ષીણ થઇ. અને એમાં અજબ થવાનું કારણ નથી. લાઇકર્ગસે સ્પાર્ટાનું બંધારણ સલાહ, શાંતિ, અને સ્વતંત્ર, સ્વાવલંબી, સદ્દગુણી જીવન માટે યોજ્યું હતું: લાઇકર્ગસનો સ્પષ્ટ બોધ હતો કે સુખી, સુવ્યવસ્થિત, સ્વતંત્ર, અને ઉચ્ચ રાજ્ય-જીવન માટે લડાઇઓ કરી પર રાજ્યો ઉપર વિજયો મેળવી પોતાનો મુલક વધારવાની, બીજાં રાજ્યોને પોતાની સત્તામાં આણવાની, અને સામ્રાટપદ મેળવવાની બીલકુલ જરૂર ન હતી; સ્પાર્ટનો એના બોધથી ઉલટી રીતે વર્ત્યા, અને તેમની પડતી થઇ.

એગિસિલેઅસ હવે ઘણો વૃદ્ધ થઇ ગયેલો હોવાથી તેણે લશ્કરી અધિકાર મુકી દીધો. તેના પુત્ર આર્કિડેમસે, સિસિલીના ડાયોનીસિઅસે મોકલેલાં સૈન્યની મદદથી, આર્કેડિયનો ઉપર એક મોટી જીત મેળવી. આ યુદ્ધને સ્પાર્ટનોએ "આંસુ વગરનું યુદ્ધ" એ નામ આપ્યું; કેમકે તેમાં ઘણા દુશ્મનો મુવા પણ સ્પાર્ટન સિપાહ એક પણ પડયો નહીં. આ જીત પછી સ્પાર્ટનો જે પ્રમાણે વર્ત્યા તે, તેઓ કેટલા દુર્બલ થઇ ગયા હતા તેનો સારો પુરાવો છે. અત્યાર સુધી વિજય મેળવવો એ સ્પાર્ટન લશ્કરને એટલી સાધારણ વાત હતી કે વિજય પછી સ્પાર્ટા માત્ર એક કુકડાનો ઉપહાર અર્પણ કરતું; સિપાહો વિજય મળતાં ફુલાઇ જતા નહીં; સ્પાર્ટાના અધિકારીઓ વિજયના શુભ સમાચાર આવતાં હર્ષનાદ

જતા નહીં. સ્પાર્ટનોએ ઇતિહાસકાર થ્યુસિડિડિસે અજાણી રીતે વર્ણવેલા મેન્ટીનિઆના મહા યુદ્ધમાં વિજય મેળવ્યો ત્યારે પણ એફોરોએ એ વિજયનો શુભ સંદેશો લાવનાર ખેપીઆને માત્ર જાહેર રસોડામાંથી પોશાક અભિમાનની ભેટ આપી. પણ આ વિજય પછી આર્કિડેમસ પાછો આવતો હતો તે વખતે સ્પાર્ટનો હર્ષમાં તેમના જુના નિયમો ભુલી ગયા અને સૌ તેને લેવા સામા ગયા. પ્રથમ તેનો બાપ એગિસિલેઅસ આનંદાશ્રુ સારતો તેને ભેટવા ધસ્યો અને પછી સ્પાર્ટાના બધા અધિકારીઓએ તેને આવકાર દીધો. વૃદ્ધો અને સ્ત્રીઓનાં ટોળેટોળાં નદી સુધી આવ્યાં અને હાથ ઉંચા કરી કરીને દેવોની સ્તુતિ કરવા લાગ્યાં; જાણે કે સ્પાર્ટાની થયેલી પડતી આ એક વિજયથી ધોવાઈ ગઇ ન હોય અને તેની આથમેલી કીર્તિ પાછી ઉગી નીકળી ન હોય. કહે છે કે આ વિજય મળ્યો ત્યાં સુધી સ્પાર્ટનો એટલા શરમાઇ ગયા હતા કે તેઓ તેમની સ્ત્રીઓને પોતાનાં મ્હોં બતાવતાં ઝંખવાતા હતા.

જ્યારે ઇપેમિનોન્ડસે મેસ્સેની નગર પાછું સ્થાપ્યું અને તેના જુના વતનીઓ બધી દિશાઓમાંથી પાછા આવીને ત્યાં વસ્યા ત્યારે સ્પાર્ટનો તેની સ્થાપના અટકાવી શક્યા નહીં; કેમકે ઇપેમિનોન્ડસ સામે લડવાની તેમની શક્તિ ન હતી. પણ આ બનાવથી તેઓ ઘણા ખિન્ન થયા અને એગિસિલેઅસના રાજ્યમાં લેકોનિઆ જેટલો જ મોટો અને આખા ગ્રીસમાં સૌથી વધારે ફળદ્રુપ મેસ્સેનીનો પ્રાંત તેમના હાથમાંથી ગયો એથી તેમને એ રાજા ઉપર ગુસ્સો થયા વગર ન રહ્યો. એ પ્રાંત સ્પાર્ટાના કબજામાં રાખવાની સ્પાર્ટાની શક્તિ રહી હતી નહીં. તથાપિ તેની સ્વતંત્રતા કબુલ કરવાની એગિસિલેઅસે સાફ ના પાડી; અને આ કારણને લીધે થીબનોએ સ્પાર્ટા સાથે સંધિ કરવા ખુશી બતાવી પણ તે એણે ન સ્વીકારી. દરમિયાન ઇપેમિનોન્ડસની ચતુરાઇથી એગિસિલેઅસ સ્પાર્ટા પણ ખોઇ બેસવાની અણી ઉપર આવી ગયો. મેન્ટીનિઆ થીબ્સનો સંબંધ છોડી સ્પાર્ટાના પક્ષમાં ભળ્યું એટલે એગિસિલેઅસ પોતાના લશ્કર સાથે મેન્ટીનિઆના લશ્કરની કુમકે જવા નીકળ્યો. ઇપેમિનોન્ડસની છાવણી ટિજિઆ નગર આગળ હતી. આ ખબર થતાં તે મેન્ટીનિઅનો ન જાણે એમ રાતે નીકળ્યો અને એગિસિલેઅસનું લશ્કર જે રસ્તે સ્પાર્ટાથી મેન્ટીનિઆ જતું હતું તે તજી બીજો રસ્તો લઇ ટિજિઆથી સ્પાર્ટા તરફ ચાલ્યો. સ્પાર્ટામાં થોડાક જ સિપાહી હતા અને તે તેનાથી સહેલથી લઇ લેવાત પણ કોઇએ એગિસિલેઅસને ખબર કરી એટલે તેણે દોડતો ઘોડેસ્વાર મોકલી શેહેરને ચેતાવ્યું અને પોતે પણ મેન્ટીનિઆ જવાનું પડતું મુકી ઉતાવળો પાછો આવ્યો. પછી તુરત થીબન લશ્કર યુરોટસ નદી ઓળંગી આવી પ્હોંચ્યું. એગિસિલેઅસે તેની સામે લડવામાં જુવાન માણસ કરતાં પણ વધારે શૌર્ય દેખાડ્યું. તેણે જોયું કે આ સમય સાવચેતીનો નહીં પણ અને તેટલા આંધળા સાહસનો હતો. અને એ પ્રમાણે તેણે પોતાની હમેશની પદ્ધતિથી ઉલટી રીતે વર્તીને શેહેરને ઇપેમિનોન્ડસના હાથમાંથી જતું જતું ઉગારી લીધું. ઇપેમિનોન્ડસ નિષ્ફળ થઇ પાછો ફર્યો એટલે તેણે વિજય સ્તંભ રચ્યો અને ત્યાં આગળ સ્ત્રીઓ અને બાળકોના સાંભળતાં ભાષણમાં તેણે સ્પાર્ટાના સિપાહીઓને ઘણા વખાણ્યા અને કહ્યું કે સ્પાર્ટાએ તેમની કેળવણી માટે જે મહા પરિશ્રમ લીધો હતો તેનો બદલો તેઓએ આ વખતે વાળી આપ્યો. આ રાતના યુદ્ધમાં આર્કિડેમસે બહુ ખ્યાતિ મેળવી. તે અને

તેના મુઠ્ઠીભર સાથીઓ સ્પાર્ટાની ગલીઓમાં થઇને એક છેડેથી બીજે છેડે દોડતા; અને જ્યાં દુશ્મનોનું જોર વધારે જણાતું ત્યાં ત્યાં હાજર થઇને અત્યંત જવાંમર્દીથી તેમને હઠાવતા; પણ તેમના કરતાં પણ ફીબિડસના પુત્ર આઇસેડસે વિશેષ પરાક્રમ બતાવ્યું અને સ્પાર્ટનોને તેમ જ થીબનોને ચકિત કરી નાખ્યા. તે ઉંચો અને ખુબસુરત હતો અને મનુષ્ય—કુસુમ જે વખતે અત્યંત શોભીતું જણાયછે તેટલી વયનો એટલે કે ખીલતી જુવાનીમાં હતો. આખે અંગે તેલ મર્દન કરીને તે બેઠો હતો ત્યાં હાક વાગી એટલે તે બખ્તર ધારણ કરવા કે કપડાં પ્હેરવા પણ ન રહ્યો, પણ માર્ગમાં એક હાથમાં ભાલો અને બીજા હાથમાં તરવાર લઇને દુશ્મનોના મધ્યમાં ધસી ગયો. અને જે જે તેના ઝપાટામાં આવ્યા તે સર્વને પૂરા કરતો ગયો. તેને પોતાને એક પણ ઘા વાગ્યો નહીં. દેવોએ તેના અસાધારણ પરાક્રમને માટે તેની રક્ષા કરી કે પછી તેનું રૂપ, તેનો બાંધો અને તેની નગ્નાવસ્થાથી શત્રુઓએ તેને કોઈ દેવ જ જાણ્યો. કહે છે કે તેણે કરેલા પરાક્રમ માટે એફોરોએ તેને હારસુકુટની ભેટ આપી, પણ તે બખ્તર સજ્યા વગર ભાગમાં ધસ્યો તે માટે તેમણે તેનો એક હજાર ડ્રાક્મા (ટૅલંટ) દંડ કર્યો.

પછી થોડા દિવસ પછી મેન્ટીનિઆ આગળ બીજું યુદ્ધ થયું. શત્રુની આગલી હારોને હરાવીને ઇપેમિનોન્ડસ તેમની પાછળ વેગથી ધસતો હતો તેવામાં એન્ટીક્રેટીસ નામના એક સ્પાર્ટને પાછા વળી તેને ઘા માર્યો. કોઇ કહે છે કે એણે ભાલો માર્યો. કોઇ કહે છે કે તરવાર મારી. સ્પાર્ટામાં તેના વંશજો અદ્યાપિ "તરવારીઆ" ના ઉપનામથી ઓળખાય છે. તેનું આ કૃત્ય એટલું મોટું જણાયું, અને સ્પાર્ટનોને, ઇપેમિનોન્ડસથી તેઓ બ્હીતા હોવાથી, તે એટલું રુચ્યું કે એન્ટીક્રેટીસને તેમણે ઘણું માન અને ઘણાં ઇનામો આપ્યાં; અને તેને તથા તેના વંશજોને તેમણે રાજ્યના કરોમાંથી માફી કરી આપી; જેનો લાભ કેલીક્રેટીસ નામના તેના એક વંશજને આજ પણ મળે છે.

આ લડાઇમાં આ પ્રમાણે ઇપેમિનોન્ડસનુ મોત થયું એટલે ગ્રીસનાં બધાં રાજ્યોએ કોલકરાર કર્યા. એગિસિલેઅસે જીદ કરી કે મેસ્સેની રાજ્ય તરીકે ગણાવું ન જોઇએ અને કોલકરારના દસ્તાવેજ ઉપર તેની સહી ન જોઇએ. પણ ગ્રીસનાં બીજાં રાજ્યોએ મેસ્સેનીને સ્વતંત્ર રાજ્ય ગણી તેના શપથ લીધા; એટલે સ્પાર્ટાએ કોલકરારોમાં ભળ્યું નહીં અને મેસ્સેનીને પાછું જીતી લેવાની આશાથી લડાઈ ચલાવવાના મનસુબા કરવા લાગ્યું. આવી હઠને માટે એગિસિલેઅસને દોષ દેવો ઘટે છે. આખા ગ્રીસમાં સુલેહશાંતિ થતી અટકાવવા અને લડાઇ બનતા સુધી લંબાવવા તેણે હરેક ઉપાય કર્યો. એથી તેની લડાઇ માટેની હદથી વધારે લાલસા પણ જણાઇ આવે છે. વળી સ્પાર્ટાનાં સાધન એટલાં આવી ખુટયાં હતાં કે તેને લોકો પાસેથી ઘણું આકરૂં ઉઘરાણું કરવું પડતું હતું અને તેની સાથે કરજ પણ કરવું પડતું હતુ; તથા સ્પાર્ટાને સુલેહશાંતિની ખરેખરી જરૂર હતી અને તે આ કોલકરારથી વિશેષ માનહાની થયા વગર મળી શકતી હતી. અને તો પણ તે એની જીકરને વળગી રહ્યો. એ બધુ શા માટે? સ્પાર્ટાનું સામ્રાટ–પદ, તેનું દરિયાનું સ્વામિત્વ, તેની ઘણા રાજ્યો ઉપરની સત્તા, તેની પ્રતિષ્ઠા એ સર્વ ગયું હતું અને પાછું મેળવાય એમ હતું જ નહીં ત્યારે એક મેસ્સેની પ્રાંત માટે આટલો બધો ખોટો દુરાગ્રહ કરવો એ કેમ યોગ્ય ગણાય?

તેની જીંદગીના ઉતરતા પ્રકરણથી તેની આથી પણ વધારે અપકીર્તિ થઇ. તેણે ઇજીપ્તના ટેકોસની નોકરી સ્વીકારી. ગ્રીસના મહા પુરૂષોમાંનો એક જેની ખ્યાતિ આખી દુનિયામાં પ્રસરી હતી, તે પૈસા માટે નોકર થાય અને પોતાના હકદાર રાજા સામે બંડ કરી ઉઠેલા એક "જંગલી" ની ભાડુતી સેનાનો સેનાપતિ થાય એ યોગ્ય દેખાય જ નહીં. તેનું વય એંશીથી વધારે થયું હતું. તેનું શરીર અનેક જખમો અને જખમોનાં ચિન્હોથી છવાઇ ગયેલું અને જર્જર થયેલું હતું. તેણે એશિઆના ગ્રીકોની સ્વતંત્રતા ઇરાન પાસેથી પાછી જીતી લેવાના મહતકાર્યમાં પાછું સેનાપતિનું પદ લીધું હોત તો એ કાર્ય પણ એટલા બધા વૃદ્ધ માણસમાં કંઇક ઠપકાને યોગ્ય ગણાત. માણસના કોઇ પણ કૃત્યના ગુણદોષની તુલના તે કૃત્યના પોતાના સ્વરૂપ ઉપરથી જ નહીં પણ તે માણસની ઉમર, તેની યોગ્યતા, તેની સંસ્થિતિ વગેરેનો ઘટતો વિચાર કરીને કરવાની છે. જો કૃત્યમાં કે તેના કરનારમાં કોઇ પણ જાતનો અતિશય કે અતિક્રમ જણાય તો તે પ્રશંસાને પાત્ર નથી. પણ એજિસિલેઅસને આ ધોરણ માન્ય ન હતું. હર કોઇ જાતની દેશસેવા તેને મન ઉન્ચ હતી. પેટ નિરૂધમી બેસી રહેવું અને મોતની રાહ જોવી એ તેના મનને સૌથી વધારે હીણું હતું. એટલે ટેકોસના દ્રવ્યથી ભાડુતી સિપાઇઓનું સૈન્ય એકઠું કરીને તથા પ્રથમની માફક સલાહ–કાર તરીકે પોતાની સાથે ત્રીશ સ્પાર્ટનો રાખીને તે વ્હાણમાં બેઠો.

તે ઇજીપ્ત પહોંચ્યો એટલે તેની અસાધારણ ખ્યાતિને લીધે ત્યાંના બધા મોટા અમલદારો તેની સલામે આવ્યા. આખો દેશ તેને જોવા ઉત્સુક હતો અને લોકોનાં ટોળે ટોળાં આવતાં હતાં. પણ જ્યારે તેમણે એક દોરદમામવાળા રાજાને બદલે દરિયા કાંઠાના ઘાસ ઉપર પડેલો અને સાદાં તથા જીર્ણ કપડાંવાળો એક ઠીંગણો ઘરડો માણસ જોયો ત્યારે તેમને પોતાની આશાઓના મુકાબલામાં એ દેખાવ એટલો તુચ્છ લાગ્યો કે તેઓ ખડખડ હસવા લાગ્યા અને માંહોમાંહ કહેવા લાગ્યા કે "ડુંગરને ગર્ભ રહે અને ઉંદરનો પ્રસવ થાય" એ વાર્તા અહીં પ્રત્યક્ષ ખરી પડી. વળી તેઓએ તેને સ્વાગતના સત્કારમાં મીઠાઈ મેવા વગેરે મોકલ્યાં ત્યારે તેમાંથી તેણે લોટ તથા વાછડા અને બતકોનું આમિષ સ્વીકારી મીઠાઇઓ સુગંધીઓ આદી પોતાને તથા પોતાના સિપાઇઓને નિરૂપયોગી હોવાથી પાછા વાળવાનો અવિવેક કર્યો; તથા જ્યારે તેમણે આગ્રહ કર્યો ત્યારે તેણે જવાબ દીધો, "ભલે ત્યારે એ વસ્તુઓ અમારા ગુલામોને આપો," એટલે તેઓ તેના જંગલીપણાથી વધારે અજાબ થયા. થીઓપોમ્પસ લખે છે કે તેને ઈજીપ્તના પેપિરસના પાતળા અને કોમલ હાર ગમ્યા અને એ જ્યારે પાછો સ્પાર્ટા આવવા નીકળ્યો ત્યારે એણે થોડુંક પેપિરસ રાજા પાસેથી માગી લીધું હતું.

જ્યારે તે ટેકોસને મળ્યો ત્યારે તેણે જાણ્યું કે તેનું પદ આખા લશ્કરના સેનાપતિનું નહીં પણ માત્ર તેની ભાડુતી સેનાના સેનાપતિનું હતું. અને એથી તે અસંતુષ્ટ થયો. આખા સૈન્યનો સેનાપતિ ટેકોસ પોતે, અને નૌકાસૈન્યનો સેનાપતિ એથન્સવાસી કેબ્રિઅસ હતો. આ કારણથી શરૂ થયેલો તેનો અસંતોષ બીજા કારણોથી વધતો ગયો. ટેકોસ રોજ તેની સાથે તોછડાઈ અને અભિમાનથી વર્તતો. એ સર્વ તેને સહન કરવું પડ્યું. અને એ "જંગલી" સાથે તેના એક હલકા સરદાર તરીકે તેની ફીનિશિયા ઉપરની ચ્હડાઇમાં તેને જવું પડયું. પછી જ્યારે ટેકોસનો સગો નેક્ટાનેબિસ તેની સામે બંડ કરી ઉઠ્યો અને

ઇજીપ્તવાસીઓએ તેને પોતાના રાજા તરીકે સ્વીકાર્યો ત્યારે એગિસિલેઅસને પોતાની ઇચ્છા મુજબ વર્તવાની તક મળી, નેક્ટાનેબિસે એગિસિલેઅસ અને કેબ્રિઅસ પાસે એલચીઓ મોકલ્યા અને તેમને મોટાં ઇનામોની લાલચ આપી પોતાના પક્ષમાં ભળી જવા આકર્ષ્યા. ટેકોસને આ ખટપટની ખબર પડી અને તેણે તેમને પોતાને દગો ન દેવા વીનવ્યો. કેબ્રિઅસે તેનું સાંભળ્યું અને તેની સાથે તે પણ એગિસિલેઅસને સમજાવવા લાગ્યો. એગિસિલેઅસે તેમને ટુંકો જવાબ દીધો: "કેબ્રિઅસ તમે અહીં તમારા રાજ્યના મોકલેલા આવ્યા નથી, એટલે તમારી પોતાની મરજી પ્રમાણે કરવા મુખત્યાર છો. પણ મ્હારી સ્થિતિ જુદી છે. ઇજીપ્તવાસીઓએ સ્પાર્ટા પાસે સેનાપતિ માગ્યો અને સ્પાર્ટાએ એ માગણી સ્વીકારી મને પોતા તરફથી મોકલ્યો છે. એટલે ઇજીપ્તવાસીઓ સામે લડાઇ કરવામાં સામેલ થવાનું મારાથી સ્પાર્ટાનો મ્હારા ઉપર એ મુજબ હુકમ આવ્યા શિવાય બની શકે એમ નથી." તેણે પોતાના કેટલાક સરદારોને સ્પાર્ટા મોકલ્યા અને તેમને ટેકોસને વખોડવા તથા નેક્ટાનેબિસનો પક્ષ લેવા ભલામણ કરી. ટેકોસ અને તેના હરીફે પણ સ્પાર્ટા એલચીઓ મોકલ્યા. ટેકોસે સ્પાર્ટાના જુના મિત્ર હોવાનો દાવો કર્યો. નેક્ટાનેબિસે, પોતે સ્પાર્ટાનો ભક્ત હતો અને તેને વધારે લાભ કરી આપવા તૈયાર હતો એમ જણાવ્યું. સ્પાર્ટાએ બન્નેની દલીલ સાંભળી અને પછી જાહેરમાં એવો જવાબ આપ્યો કે "આ બાબતનો નિર્ણય કરવાનો અધિકાર અમે એગિસિલેઅસને આપીએ છીએ." પણ તેમણે એગિસિલેઅસને ખાનગી આજ્ઞા મોકલી કે "તમારે સ્પાર્ટાને જેમ વધારે લાભ થાય તેમ વર્તવું." આ આજ્ઞા મળી કે તુરત એગિસિલેઅસ પોતાના લશ્કર સાથે ટેકોસને તજી દઇને સામા પક્ષને મળ્યો. અને આ વિચિત્ર કૃત્ય માટે તેણે પોતાના દેશને એથી વધારે લાભ હોવાનું બ્હાનું બતાવ્યું. એવા બ્હાનાનો બેવફાઇને બુરખો ઢાંકવામાં આવે તેથી તેનું સ્વરૂપ કંઇ ફરતું નથી. પરંતુ એ વાત ખરી છે કે સ્પાર્ટન નીતિનું ધોરણ જ એવું હતું. ન્યાય અને વફાદારી કરતાં પણ તેઓ સ્પાર્ટાના લાભને વધારે મહત્વ આપતા.

તેનું ભાડુતી સૈન્ય ગયું એટલે ટેકોસ નાઠો. પણ ઇજીપ્તના મેન્ડીસ નગરમાં નેક્ટાનેબિસનો બીજો એક હરીફ જાગ્યો. તેણે થોડી વારમાં એક લાખ માણસનું સૈન્ય ઉભું કર્યું અને લડવા આવ્યો. નેક્ટાનેબિસે એગિસિલેઅસને જણાવ્યું કે તેમની સંખ્યાથી બ્હીવાનું નથી; કેમકે તેમનામાંના ઘણા ખરા કારીગરો અને દુકાનદારો હતા અને કેમ લડવું તે બીલકુલ જાણતા ન હતા. એગિસિલેઅસે જવાબ દીધો કે "તેમના બિન અનુભવ અને અજ્ઞાન માટે જ તેમનો ભય ધરવાનો હતો. યુદ્ધકલાની યુક્તિઓ એ કલામાં નિપુણ હોય તેની સામે જ ચાલી શકે છે. કેમકે તે સાવધ રહેવા અને સામાના મનસુબા કલ્પી તેની સામે પોતાનો બચાવ કરવા મથે છે અને એમ કરવા જતાં વધારે કુશલ હરીફને જોઇતો લાગ આપે છે. પણ જેઓ કેવલ અજાણ્યા છે તેઓ જોઇ શકતા કે કલ્પના કરી શકતા નથી અને તેથી સામાથી ન ડરતાં ભીંત જેવા ઉભા થઇ રહે છે. કુસ્તીમાં પણ મલ્લને મલ્લના કરતાં થાંભલા જેવો ઉભો થઇ રહેનારો માણસ વધારે હંફાવે છે. તુરત નેક્ટાનેબિસના હરીફે એગિસિલેઅસને પોતાના પક્ષમાં લેવા માણસો મોકલ્યાં. નેક્ટાનેબિસ ચિંતામાં પડ્યો. અને જ્યારે એગિસિલેઅસે તેને સલાહ આપી કે સામાવાળો તેના વધારે મોટા લશ્કરથી આપણને ઘેરી લેવા, આપણા દેશના બીજા ભાગો

સાથેનો વ્યવહાર અટકાવશે, અને આપણી હીલચાલોમાં વિઘ્ન નાખવા સમર્થ છે; તથા એવાં બિનઅનુભવી લશ્કર સામે લડાઇ લંબાવવાથી આપણને કંઇ લાભ નથી, માટે આપણે બનતી ત્વરાથી તેને યુદ્ધ કરવા ફરજ પાડવી," ત્યારે તેનો વ્હેમ અને તેની ચિંતા વધી. તેણે એગિસિલેઅસની સલાહથી ઉલટું જ પગલું ભર્યું અને તે એક મોટા તથા મજબૂત કિલ્લાવાળા નગરમાં જઇ ભરાયો. એગિસિલેઅસ તેના અવિશ્વાસથી બહુ ગુસ્સે થયો પણ તે બીજી વાર પક્ષ બદલતાં કે કંઇ પણ કર્યા વગર પાછો સ્પાર્ટા જતાં શરમાયો, એટલે નેક્ટાનેબિસની પાછળ તે પણ તેના કિલ્લામાં ગયો.

પણ જ્યારે શત્રુ આવી પ્હોંચ્યો અને કિલ્લાને ઘેરો ઘાલવા લાગ્યો ત્યારે નેક્ટાનેબિસનો વિચાર ફર્યો. તે તુરત યુદ્ધ કરવા આતુર થયો. ગ્રીક સિપાહીઓને પણ એ વાત રુચી, કેમકે કિલ્લામાં ખોરાકીનો સંગ્રહ જોઇએ એટલો મોટો ન હતો. પણ આ વખતે એગિસિલેઅસ યુદ્ધ કરવાની વિરુદ્ધ પડ્યો. આથી ઇજીપ્ત-વાસીઓની ખાતરી થઈ ગઇ કે એગિસિલેઅસના પેટમાં પાપ છે અને તેઓ તેને જાહેર રીતે રાજ્યદ્રોહી કહેવા લાગ્યા. એગિસિલેઅસ તેમનાં વચન શાંતિથી સહન કરી ગયો, કેમકે તેણે એક યોજના ઘડી રાખી હતી અને તેનો અમલ કરવા માટે તે બંધબેસતો યોગ આવવાની રાહ જોતો હતો; એ યોગ આવ્યો હતો. દુશ્મન નેક્ટાનેબિસના કિલ્લાની આસપાસ મોટી ખાઈ ખોદતો હતો. જ્યારે એ ખાઇ પૂરી થવા આવી અને તેના બન્ને છેડા વચ્ચે થોડું અંતર જ ખોદવાનું બાકી રહ્યું ત્યારે એગિસિલેઅસે રાત પડી કે પોતાના લશ્કરને સજ્જ થવા હુકમ આપ્યો અને તે રાજા પાસે જઇ બોલ્યો: 'ચાલો હવે આ તકનો લાભ લઇ વિજય મેળવો. હું આજ સુધી બોલ્યો નહીં કેમકે વાત ફુટે તો આપણા મનની મનમાં રહી જાય. જુવો આપણા દુશ્મનો આટલી મહેનત કરીને આ ઉંડી ખાઇ કરી છે તે ઓળંગીને તેઓ આપણા ઉપર ધસી શકવાના નથી. જે ભાગ હજી ખોદેલો નથી ત્યાં આપણે આપણું સ્થાન લઇને તેમના ઉપર ધસીએ. ગ્રીક સિપાહી જેટલા વેગથી ધસે તેટલા વેગ તમે પણ ધસજો. શત્રુની મોટી સંખ્યા આપણને નડવાની નથી અને તેમનો મોખરો આપણા ધસારા સામે ટકી શકવાનો નથી." નેક્ટાનેબિસ તેની નિપુણતાથી આશ્ચર્ય પામ્યો અને પોતાના માણસો સાથે ગ્રીક સૈન્યની મધ્યમાં આવી ઉભો. તેમનો ધસારો સફળ થયો. અને એગિસિલેઅસ ઉપર એનો વિશ્વાસ બેઠો. પછી તેણે કુસ્તીમાં જેમ મલ્લ એક પેચ બે વાર વાપરે તેમ એની એ તદબીર ફરીથી વાપરી. ક્વચિત ન્હાસવાનો ઢોંગ કરીને અને ક્વચિત લડવા ઉભા રહીને તેણે દુશ્મનના લશ્કરને પોતાની પાછળ ખેંચ્યું અને એમ કરતાં બે ઉંડી તથા પાણીથી ભરેલી ખાઇઓ વચ્ચે એક સાંકડું સ્થલ આવ્યું ત્યાં તેણે તેના આખા લશ્કરને આવવા દઇ મોટું યુદ્ધ કર્યું. તેને વિજય મેળવવામાં કંઇ જ મુશ્કેલી પડી નહીં. દુશ્મનના સંખ્યાબંધ સિપાહી કપાઇ ગયા, બીજા ભાગી ગયા, અને તેનું લશ્કર નાશ પામ્યું.

નેક્ટાનેબિસે એગિસિલેઅસનો ઘણો ઉપકાર માન્યો અને તેને એક શિયાળો ઇજીપ્તમાં ગાળવા આગ્રહ કર્યો પણ સ્પાર્ટા તે વખતે લડાઇમાં ગુંથાયું હતું અને તેની નિર્ધન અવસ્થા છતાં તેને પોતાના સિપાહીઓની ગેરહાજરીમાં ભાડુતી લશ્કર રાખવાની ફરજ પડી હતી, એટલે એગિસિલેઅસ પોતાના લશ્કર સાથે બનતી ત્વરાથી સ્વદેશ જવા તૈયાર

હતો. નેક્ટાનેબિસે તેને ઘણુંઘણું માન આપ્યું તથા બીજી અનેક ભેટો સાથે તેને સ્પાર્ટાના ઉપયોગ માટે બસો ત્રીશ ટેલંટ રૂપું આપ્યું, અને તેને વિદાય કર્યો. પણ શિયાળો હોવાથી દરિયામાં તેને તોફાન નડ્યું અને તેના વ્હાણો ઘસડાઇને મેનેલેયસના બંદરના નામથી ઓળખાતા આફ્રિકાના ઉજડ કિનારાના આગળ આવ્યાં. અને અહીં વ્હાણમાંથી ઉતર્યા પછી તુરત જ તેનો દેહ પડી ગયો. તે ચોર્યાશી વર્ષનો થયો હતો; તેમાંથી તેણે એકતાળીશ વર્ષ સ્પાર્ટાનું રાજ્ય કર્યું. રાજા તરીકેના તેના પ્હેલાં ત્રીશ વર્ષમાં આખા ગ્રીસમાં તેના જેટલી પ્રતિષ્ઠા કે સત્તાવાળો બીજો કોઈ ન હતો. લ્યુક્ટ્રાની લડાઈ થઇ ત્યાં સુધી તે જાણે આખા ગ્રીસનો સેનાપતિ અને રાજા ગણાતો હતો.

સ્પાર્ટાનો રીવાજ એવો હતો કે સામાન્ય પદવીના માણસો જ્યાં પડે ત્યાં જ તેમનું દફન થાય, પણ રાજાઓનાં શબ ગમે ત્યાંથી પણ સ્પાર્ટામાં આણવાં પડે. એગિસિલેઅસના શબને શુદ્ધ રાખવા માટે તેના સાથીઓ પાસે મધ હતું નહીં; એટલે તેમણે તે મીણ ગાળીને તેમાં રાખ્યું અને એ પ્રમાણે તેને સ્પાર્ટા આણ્યું. તેના પછી તેનો પુત્ર આર્કિડેમસ રાજા થયો. એગિસિલેઅસના કુલનો તેના પછી પાંચમો રાજા એગિસ હતો. એ એગિસ એ નામનો ત્રીજો રાજા હતો; તેણે સ્પાર્ટાના પ્રાચીન નિયમનો ઉદ્ધાર કરવા પ્રયત્ન કર્યો; અને એટલા માટે લિઓનિડસે તેને મારી નાખ્યો.



તેનું પ્રાબલ્ય જામ્યું, ત્યારે તેણે એક જ વખતે બે સ્ત્રીઓ સાથે લગ્ન કર્યા. તેમાંની એક લોક્રીની ડોરિસ હતી અને બીજી ડાયોનિસિયસ, રાજ્યસત્તા પચાવી પડ્યા પૂર્વે વિગ્રહ માટે નિરંકુશ સત્તા સાથે સરદાર નિમાયો હતો, ત્યારે તેની સાથે નિમાયેલા સાયરેક્યૂસવાસી ઉત્તમ કુટુંબના હિપ્પારિનસની પુત્રી નામે એરિસ્ટોમેકિ હતી. તે બન્ને સાથે તે એક દિવસે પરણ્યો હતો અને તે બેમાંથી કયીને તેની પ્રથમ સ્ત્રી થવાનું માન મળ્યું તે કોઈ કહી શક્યું નહીં; પાછળથી તે બન્ને ઉપર સરખો સ્નેહ રાખતો; બન્ને જણી તેની સાથે જ ભોજન લેતી, અને તે બન્નેને ઓરડે વાગફરતી સવા જતો. સાયરેક્યૂસવાસીઓ ઇચ્છતા કે તેમનાં ગામની રાણી રાજાની માનીતી થાય; પણ ડોરિસ પોતાના પરદેશી હોવાના અવગુણનું સાટું વાળવા કુટુંબના વારસ અને મોટા પુત્રની માતા થવાને ભાગ્યશાળી નીવડી હતી; જ્યારે એરિસ્ટોમેકી લાંબા વખત સુધી અપુત્ર રહી હતી. ડાયોનિસિયસ પોતે એરિસ્ટોમેકીને પુત્ર થાય એમ બહુ ઇચ્છતો હતો અને તેને ગર્ભ ન રહે એવી જાતની દવા ખવરાવવાનો ડોરિસની મા ઉપર શક પડવાથી તેણે તેને મારી નંખાવી હતી.

એરિસ્ટોમેકીના ભાઈ ડાયનનો સત્કાર પ્રથમ તેની બ્હેનને લીધે થયેલો; પણ પાછળથી તે પોતાના ડાહપણ અને હુશિયારીથી પોતાના બનેવીનો પ્રીતિપાત્ર થયો તે એટલે સુધી કે તેણે પોતાના ખજાનચીને હુકમ કરેલો કે ડાયન જે માગે તે તેને આપવું; પણ ફક્ત દરેક દિવસે તેને જે આપવામાં આવે તેની પોતાને ખબર આપ્યાં કરવી. હવે ડાયન મૂળથી ઉત્તમ સ્વભાવનો, ઉદારચરિત, અને અડગ હિંમતવાળો નર હતો અને આ ઉત્તમ ગુણો પ્લેટોના સહવાસથી ઓર વૃદ્ધિ પામ્યા; કારણ કે ઇશ્વરી પ્રેરણાથી જ એ ફિલસુફ ગ્રીસમાંથી સાયરેક્યૂસ આવ્યો અને ડાયનના પરિચયમાં આવ્યો; જેનાં પરિણામ તરીકે સિસિલીવાસીઓએ પોતાની ગુમાવેલી સ્વતંત્રતા પાછી મેળવી અને પોતાના ઉપર સ્થપાયેલી નિરંકુશ સત્તાને ઉખેડી નાંખી. ડાયન ઉમરે બાલક હતો છતાં પ્લેટોના શિષ્યોમાં સર્વથી વધારે ચાલાક અને સદ્‌ગુણનું વર્તન કરવા માટે હમેશ આતુર હતો, એમ પ્લેટો જણાવે છે. તેમ જ તેનાં કાર્યો પણ એ બાબતની સાબિતી આપે છે; જો કે તે એક "ટાયરન્ટ" ના હાથ નીચે ઉછર્યો હતો. અને એક તરફ ગુલામગિરિ અને તાબેદારી ઉઠાવતાં શિખ્યો હતો, તેમ જ બીજી તરફ હલકા મોજ,શોખ અને ખાલી સ્વચ્છંદ, જેમાં સાધારણ વર્ગ પોતાનું ખરું સુખ સમજી લે છે, તેનો પણ તેને પરિચય હતો; છતાં તેણે ફિલસુફી અને જ્ઞાનનો સ્વાદ ચાખ્યો કે તુરત તેના આત્માએ જ્ઞાનનો લય પકડી લઈ યુવાનમાં સહજ હોય છે એવા ભોળપણથી માની લીધું કે એ જ્ઞાનની અસર ડાયોનીસિયસ પર પણ સરખી જ થશે અને તેટલા માટે તેણે તેને સમજાવીને હા પડાવી નવરાશને પ્રસંગે પ્લેટોની મુલાકાત કરાવી. એ મુલાકાત દરમિયાન વાતચિતનો વિષય મનુષ્યના સદ્‌ગુણનો અને તેમાં મુખ્યત્વે કરીને સહનશીલતાનો નીકળતાં પ્લેટોએ દલીલ કરી કે બધા મનુષ્યોમાં ને ખાસ કરી "ટાયરન્ટો"માં તો એ ગુણ બિલકુલ ગેરહાજર હોય છે અને એ ઉપરથી ન્યાય વિષે વિવાદ ચાલતાં, પ્લેટોએ ન્યાયી પુરુષના સંતોષી આત્માની સાથે અન્યાયી પ્રકૃતિની દુઃખી સ્થીતિ સરખાવતાં એ દલીલ ડાયોનિસિયસને પોતાને ઉદ્દેશીને કરેલી લાગવાથી તેને ખોટું લાગ્યું, અને તેમાં બાકીના શ્રોતાઓએ દલીલ સાંભળી રંજીત થયેલા હોવાથી તેને વધારે ગુસ્સો ચ્હડતાં તેણે પ્લેટોને પ્રશ્ન કર્યું: "આપનું શા હેતુથી સિસિ-

લીમાં પધારવું થયું છે?" પ્લેટોએ જવાબ આપ્યો: "હું એક સદ્‌ગુણી ગૃહસ્થની શોધમાં અહીં આવ્યો છું". "ત્યારે મને લાગે છે કે તમારી તસ્દી ફોકટ ગઇ છે", ડાયોનીસિયસે જવાબ વાળ્યો. ડાયને ધાર્યું કે તેનો ગુસ્સો કંઇ વધારે ખરાબી નહીં કરે એટલે, પછી પ્લેટોની વિનંતિપરથી તેને એક વ્હાણ પર ચ્હડાવ્યો કે તેથી તે ગ્રીસ જઇ પ્હોંચે. પણ એ વ્હાણ પોલીસ નામના સ્પાર્ટનનું હતું; તેને ડાયોનીસિયસે ખાનગી રીતે સમજાવ્યો કે ગમે તેમ કરી પ્લેટોને રસ્તામાં મારી નાંખવો અથવા તે ન બને તો તેને ગુલામ તરીકે વેચી નાંખવો. અને ઉમેર્યું કે પ્લેટો ન્યાયી પુરુષ હોવાથી તેને તેથી કંઇ ઇજા નહીં થાય કેમકે તેની સ્વતંત્રતા જશે તોપણ એ ફિલસુફના સિદ્ધાંત પ્રમાણે તો આત્માનું સુખ બાહ્ય વસ્તુઓથી સ્વતંત્ર છે એટલે એને તો કંઈ જ ઇજા થવી સંભવીત જ નથી.

તે પરથી પોલીસે પ્લેટોને ઇજીના લઇ જઈ ત્યાં ગુલામ તરીકે વેચ્યો. તે વખતે ઇજીનાવાસીઓ એથન્સવાસી સાથે વિગ્રહમાં હોવાથી તેઓએ એવો ધારો કર્યો હતો કે તેમના કિનારાપર જે કોઇ એથન્સવાસી પકડાય તેને ગુલામ તરીકે વેચી નાંખવો. આ સર્વ છતાં ડાયને ડાયોનીસિયસની મહેરબાની ખોઈ નહીં. ઉલટું એને મહત્વનાં કાર્યો સોંપવામાં આવતાં; અને ખાસ કરી તેને કાર્થેજ એલચી તરીકે મોકલવામાં આવ્યો, જે કામમાં તેને ઘણો યશ મળ્યો. તે ઉપરાંત ડાયોનીસિયસ પાસે સ્વતંત્રતાથી બોલનાર તે એક જ હતો; બીજા કોઇની તેની આગળ ચોખ્ખું બોલવાની હિંમત થતી નહીં. દાખલા તરીકે ડાયોનીસિયસે એક વખતે ગેલનના કારભારને વખોડી કાઢી, તેના નામને ઉદ્દેશી કહ્યું કે ગેલન§ એ સિસિલીમાં હાસ્યનું પાત્ર છે. આ શ્લેષથી જ્યારે બીજા આનંદ પામ્યા ત્યારે ડાયને જવાબ આપ્યો "તમને જે નિરંકુશ સત્તા મળી છે તે ગેલનને લીધે; પણ તમારા પોતાના દાખલા પરથી તો હવે કોઇ બીજાને નિરંકુશ સત્તા મળે તેમ નથી." કારણ કે ગેલને બતાવી આપ્યું હતું કે એક શાસન સર્વ પ્રકારના શાસનોમાં ઉત્તમ છે; જ્યારે ડાયોનીસિયસે એને સર્વથી અધમ શાસન તરીકે બતાવ્યું.

ડાયોનીસિયસને ડોરિસને પેટે ત્રણ છોકરાં થયાં અને એરિસ્ટોમેકીને પેટે ચાર થયાં; તેમાં બે પુત્રીઓ હતી. તેનાં નામ સોફ્રોસાઇની અને એરીટી હતાં. સોફ્રોસાઇની પોતાના સાવકા ભાઇ ડાયોનીસિયસ ન્હાના વેરે પરણી અને એરીટિ તેનાથી ન્હાના થીએરાઇડિસને પરણી, અને તેના મરણ પછી તે પોતાના મામા ડાયન સાથે પરણી. હવે જ્યારે ડાયોનીસિયસ મરણ પથારીએ પડ્યો હતો ત્યારે એરિસ્ટોમેકીનાં બાળકો સંબંધી કહેવા માટે ડાયન તેની પાસે ગયો પણ તેના વારસની સાથે સલાહ રાખવા માટે વૈદ્યોએ તેને વાતચિત કરવાની મના કરી અને ટાઇમિઅસના કહેવા પ્રમાણે દર્દીએ જ્યારે ઉંઘની દવા માગી ત્યારે તેઓએ એવી સખ્ત દવા આપી કે તે ઘેનમાંથી કદિ જાગ્યો જ નહી.

---

§ 'ગેલન' એ સિસિલીનો 'જેસ્ટ' છે. જેસ્ટનો અર્થ હાસ્યનું પાત્ર એવો થાય છે.

ગેલન એ મૂળ સિસિલીના ગેલા શહેરના 'ટાયરંટ' હિપ્પોક્રેટિસનો સરદાર હતો; પણ તે ટાયરન્ટના મૃત્યુ પછી પોતે સત્તા હાથમાં લીધી; અને ત્યાંથી સાઇરેક્યૂસ ઉપર પૈસાદાર વર્ગને મદદ આપવાને બ્હાને ચ્હડી જઇ, તે શેહેર પણ પચાવી પડ્યો અને રાજ્યધાની ગેલામાંથી ફેરવી સાઇરેક્યૂસમાં કરી. ઇ. પૂ. ૪૮૦ કાર્થેજીનિયનો સાઇરેક્યૂસ પર ચ્હડી આવ્યા તેમને તેણે સખ્ત હાર ખવરાવી. ઇ. પૂ. ૪૭૮ માં તેનું મૃત્યુ થયું અને તેની પછી તેનો ભાઇ હીરો ટાયરંટ થયો.

# ડાયન.

મ્હારા વ્હાલા સેનેસિયો સિમોનિડિસ કવિ કહે છે તેમ ટ્રોયના વિગ્રહ વખતે કોરિન્થવાસીઓ દુસ્મનના સૈન્યમાં ભળ્યા હતા તે માટે ટ્રોયવાસીઓ ગુસ્સે થયા ન હતા; કેમકે તેમના મિત્રવર્ગમાંનું ગ્લોકિયસનું કુટુંબ અસલ કોરિન્થથી ઉતરી આવેલું હતું. એ જ પ્રમાણે ગ્રીક કે રોમન પ્રજામાંથી એકેને એકેરોમી ઉપર રોષ કરવાનો હક નથી એ આ પુસ્તકનાં ડાયન અને બ્રૂટસનાં જીવનદ્વંદ્વ ઉપરથી જણાશે. કારણ કે ડાયન એ પ્લેટોનો શિષ્ય હતો; તેમ જ બ્રૂટસે પ્લેટોની શાલામાં શિક્ષણ લીધું હતું; એટલે તે બેને એક જ કસરતશાળામાંથી નીકળેલા બે મલ્લની સાથે સરખાવી શકાય. બન્નેએ પોતાની વર્તણૂક કે જેમાં બહુ સરખાપણું હતું તેથી "રાજ્યની બાબતોમાં કંઇ કામ પાર પાડવા માટે ડાહપણ અને ન્યાયવૃત્તિની સાથે સંપત્તિ અને અનુકૂલ કુદરત પણ જરૂરનાં છે" એવી પોતાના ગુરૂની કહેણી ખરી પાડી આપી હતી. પણ હિપ્પોમેકસ મલ્લ પોતાના શિષ્યો માટે કહેતો કે "હું મ્હારો શિષ્ય, ભલે કંઇ ભાર જ ઉપાડીને ચાલ્યો જતો હોય, તો પણ તેને દૂરથી ઓળખી કહાડું છું." તે પ્રમાણે જે લોકોને ફિલસુફીનો પાસ બેઠો હોય છે તેઓની રીતભાતમાં અને ચાલચલગતમાં દેખાઈ આવે એવી છાપ પડી રહેતી હોવી જોઇએ.

છતાં અકસ્માતથી જ આ બે વીરોનાં જીવનોમાં સમાનતા આવી હતી. અને બન્ને પોતાની ધારેલી મુરાદ જેને માટે તેમણે અથાગ શ્રમ વેઠેલો તે પાર પડે ત્યાર પ્હેલાં કવખતે મૃત્યુવશ થયા હતા. તેઓના મૃત્યુ વખતનો એક વિચિત્ર બનાવ એ હતો કે તેઓને બન્નેને એક ભયંકર દેખાવથી તેમના મૃત્યુની આગાહી મળી હતી. દુનિયામાં કેટલાક એમ પણ કહે છે કે કોઇ પણ જણ પોતાની શુદ્ધિમાં ભૂતને દેખી શકે જ નહિ. એવા દેખાવો તો સ્ત્રીઓ, બાળકો અને નબળા મનના પુરુષોને જ દેખાય છે. અને તેઓ પોતાની નબળાઇની કલ્પનાઓને દૈવી ચમત્કાર રૂપે માની લે છે. પણ જો ડાયન અને બ્રૂટસ જેવા દૃઢ અને તત્વજ્ઞાની પુરુષો જેના મગજમાં વહેમ કે નબળાઇનો લેશ પણ હોતો નથી, તેઓ જો ભૂતના દેખાવોને સત્ય તરીકે માની, તે બિના પોતાના મિત્રમંડલમાં પણ જણાવે, તો પછી દરેક માણસની પાછળ એક એક ભૂત હોય છે અને તે તેમને ભય પમાડી સદ્ગુણના રસ્તાથી વિમુખ કરવાના પ્રયત્ન કરે છે અને તે એટલા માટે કે તેથી તેઓ સદ્ગુણી જીવનથી પોતા કરતાં સારી સ્થિતિએ પ્હોંચી શકે નહીં એ પ્રાચીનોની માન્યતા આપણે શા માટે ન માનવી એ મારાથી સમજી શકાતું નથી. તો પણ આ વિવાદ બીજા પ્રસંગપર રાખી, આ જીવનદ્વંદ્વના બારમા પુસ્તકમાં ડાયન અને બ્રૂટસનાં ચરિતો અનુક્રમે આપવાં શરૂ કરૂં છું.

વૃદ્ધ ડાયોનીસિયસે નિરંકુશ સત્તા અખતિયાર કર્યા પછી તુરત સાયરેક્યુસવાસી હર્મોક્રેટિસની પુત્રી સાથે લગ્ન કર્યું. પણ નવી સત્તા બરાબર જામવા પ્હેલાં બંડ ઉઠયું તે વખતે પ્રજાએ તે રાણીને એટલા બધા શાપ આપેલા કે તેની શરમમાં ને શરમમાં તેણે પોતાના પ્રાણ વિસર્જન કર્યા. પછી જ્યારે ડાયોનિસિયસે પોતાની સત્તા ફરી સ્થાપી, અને

તે પછી તેનો પુત્ર ન્હાનો ડાયોનીસિયસ ગાદી ઉપર આવ્યો; તેણે મંત્રિમંડળની સભા ભરી તે વખતે સંસ્થાનની તે વખતની સ્થિતિ અને તે સંબંધમાં લેવા જોઇના ઉપાયો ઉપર ડાયને એવું વ્યાખ્યાન આપ્યું કે બીજા બધા રાજ્યનીતિકુશળનામાં તેની આગળ કેવળ બાળકો જેવા જણાયા. પોતાની સ્વતંત્ર સલાહથી તેણે જતાવી આપ્યું કે જેઓ સલાહ આપતી વખતે રાજ્યના ફાયદા તરફ નજર ન રાખતાં રાજાના વલણ તરફ નજર રાખે છે, તેઓ ખરા સલાહકાર નહીં પણ રાજાની મરજીના ગુલામ કહેવાવા જોઇએ. પણ તેઓ વધારે ચોંક્યા તે તો નજીકમાં આવેલા કાર્થેજ સાથેના વિગ્રહ સંબંધે તેણે જે સલાહ આપી તેથી; કારણ કે તેણે કહ્યું કે જો તમારે સલાહ કરવાની ખુશી હોય તો હું પોતે આફ્રિકા જઇ આપણો મરતબો સચવાય એવી શરતોથી કોલકરારો કરી લાવવા તૈયાર છું. અને જો તમારે લડવું હોય તો હું મ્હારે પોતાને ખર્ચે પચાશ વ્હાણ તૈયાર કરાવી આપી, તેમનું ચાલુ ખર્ચ પણ મારા પદરથી પૂરૂં પાડી લડાઇમાં ભાગ લેવા તૈયાર છું.

ડાયોનીસિયસ તેનો મહાન ભાવ જોઇ ખુશ થયો પણ બીજા દરબારીઓએ એથી પોતાને હલકા પડેલા જોયા. તેઓએ તેટલા માટે ડાયનને નીચો પાડવાને પ્રયત્નો આરંભ્યા અને તેમની દુષ્ટ વૃત્તિઓ જે જે નિંદાઓ તેમને સૂઝાડતી તે તે નિંદા પ્રવર્તાવવા તેઓ ચૂક્યા નહીં. તેઓએ રાજાને ભરાવ્યું કે ઉપલી ઉદારતા બતાવવામાં તેનો ખરો હેતુ સમુદ્ર ઉપર પોતાની સત્તા સ્થાપિત કરી પછી પોતાના ભાણેજ માટે રાજ્ય ખૂંચવી લેવાનો છે. ખરેખર, ડાયન તરફના તેમના ધિક્કાર અને દ્વેષનું મુખ્ય કારણ તો તેનો ગંભીર સ્વભાવ અને તેનું નિષ્કલંક ચારિત્ર હતું. જ્યાં વિકારનું સામ્રાજ્ય હોય છે ત્યાં નિરંકુશ સત્તા નિર્બળ થાય છે. જેમ અગ્નિમાં લોઢું નરમ થાય છે તેમ ડાયોનીસિયસે યુવાનીના મોજશોખમાં સત્તાની તીક્ષ્ણધાર બૂઠી કરી નાખી અને જે નરમાશની સિસિલી-વાસીઓ પોતાના રાજાના સદ્‌ગુણમાંથી આશા રાખતા ન હતા તે નરમાશ તેમને તેની નિર્બલતા અને સ્વચ્છંદીપણાને લીધે મળી. આવી રીતે નિરંકુશ સત્તાની લગામો જેને વૃદ્ધ ડાયોનીસિયસ મિથ્યાભિમાનથી વજ્ર જેવી જણાવતો હતો તે તે લગામો લંપટ અને નિર્બલ હાથમાંથી ધીમે ધીમે સરી ગઈ. કહે છે કે આ લંપટ કુમાર કોઇ કોઇ વખત પોતાની નિશાબાજી વગરઅટકયે નેવું દિવસ સુધી ચાલૂ રાખતો; અને તે દરમિયાન તેની હાજરીમાં એક પણ સાવધ પુરુષ જઇ શકતો નહીં, અને કેવલ નિશાબાજી, વ્યભિચાર, નાચગાન, અને ઠઠ્ઠામશ્કરી ચાલ્યા કરતાં.

ડાયનનું ચારિત્ર આથી તદન ઉલટું હોવાથી ડાયોનીસિયસના દરબારીઓની દુશ્મની સહજ સમજી શકાય તેવી છે. અને એ તેઓના દુર્ગુણમાં ભાગ લેતો નહીં તે પરથી તેઓએ તેના સદ્‌ગુણોને પણ દુર્ગુણોનાં નામ આપવા માંડ્યાં. તેના ગાંભિર્યને તેઓ અભિમાન કહેતા; તેના સ્વતંત્ર વ્યાખ્યાનને તેઓ ઉદ્ધતાઇ લેખતા; અને તેઓના બેશરમ વિલાસોમાં ભાગ ન લેવામાં તેની હલકાઇ ગાનતા. એટલું ખરૂં કે તે કુદરતી રીતે ગંભીર હતો અને મળતાવડા સ્વભાવનો નહતો; અને તેથી ખુશામદપરિચીત યુવાન રાજાને તેના ઉપર અભાવ થાય એ સ્વાભાવિક છે. તેના અંગત મિત્રો જેઓ તેના ઉદાર સ્વભાવ અને સત્યાગ્રહી વર્તન પર રિઝ્યા હતા તેઓ પણ કહેતા કે તેનો અમિલનસાર સ્વભાવ એ સ્નેહીઓના પરિચય અને રાજકીય પ્રવૃત્તિની આડે આવતો હતો. અને જાણે ચ-

વિધ્ન તેને ઓનાવવું ન હોય તેમ પ્લેટોએ પણ એક પત્રમાં તેને ચેતવણી આપી હતી કે તેનો ગભીર ભાવ રાજકીય પ્રવૃત્તિથી પ્રતિકૂળ હતો માટે તે છોડી દેવો; કારણ એ તો જેઓ એકાંતવાસી હોય તેને જ ઘટે. છતાં સમયની જરૂરીયાત અને રાજ્યસત્તાની નબળી સ્થિતિને લીધે ડાયોનીસિયસને પોતાની વૃત્તિની વિરુદ્ધ ઉંચા હોદ્દાપર તેને નાખવાની ફરજ પડી હતી અને એ સિવા ડાયન પોતે સારી રીતે સમજતો હતો.

ડાયન માનતો હતો કે રાજાની અયોગ્ય વર્તણૂકનુ કારણુ ખરાબ શિક્ષણુ અને અજ્ઞાન હતું અને તે પરથી તેણે જે શાસ્ત્રોનું વલણુ માનસિક કેળવણી તરફ હોય છે તે શાસ્ત્રોનો શોખ તેના મનમા ઉત્તેજિત કરવાના પ્રયત્નો આદર્યા. ડાયનને આશા હતી કે એ ઉપાયથી રાજા પ્રથમ સદ્ગુણુ તરફ અભાવની નજરથી જોતાં અટકશે અને પછી એ માર્ગ તરફ પોતાની ખુશીથી દોરાશે. યુવાન રાજા સ્વભાવે કંઇ દુષ્ટ નહતો પણ તેના પિતાના મનમાં એમ હતું કે મ્હારો પુત્ર વિદ્યા ભણશે અને ડાહ્યા અને સદ્ગુણી પુરુષોના પરિચયમા આવશે તો તે કદાચ પોતાની સામો લડવા ઉઠશે અને તેટલા માટે તેણે કુંવરને સખ્ત જાપતા હેઠળ રાખેલો હતો, જ્યાં અજ્ઞાન અને બીજા કોઇ ઉદ્યોગને અભાવે તે માત્ર ટેબલ, ખુરશી, ન્હાના રથ વગેરે લાકડાંના ઉપસ્કર બનાવતાં શિખ્યો હતો. ખરેખર તેનો બાપ એટલો બધો વ્હેમી હતો કે તે હજામને અસ્ત્રાથી પોતાની હજામત કરવા ન દેતો, પણ પોતાના એક નોકરની મદદથી બળતા કોયલાથી પોતાના વાળ બાળી નાખતો તેનો ભાઇ કે તેનો પુત્ર પણ પોતે પ્હેરેલા કપડાથી તેની પાસે જઈ ન શકતો, પણ જ્યારે જવુ હોય ત્યારે બીજાઓની માફક તેના પણ કપડા ઉતારી લેવામાં આવતા અને પછી બીજા કપડાં આપવામાં આવતાં જે તે પ્હેરી તેની પાસે જતો. એક વખત તેના ભાઇ લેપ્ટાઇનિસે વાતચિતમા અમુક સ્થાનનો નકશો બતાવવા એક ચોકીખાનના હાથમાથી ભાલો લઇ તે વડે આકૃતિ દોરી ત્યારે તે એટલો બધો ગુસ્સે થયો કે જે સિપાઇએ એ ભાલો આપેલો તેને તેણે દેહાત દડની શિક્ષા કરી. તે કહેતો કે તેના જે મિત્રો ડાહ્યા અને દૂરદર્શિ હતા તેઓનો તેને બહુ અવિશ્વાસ હતો અને તેનુ કારણુ એ કે એવા પુરુષો બીજાની તાબેદારી ઉઠાવવા કરતાં પોતાના હાથમા સત્તા લેવી વધારે પસદ કરે. વળી માર્સિઅસ નામના એક માણુસને તેણે પોતે ઊંચા હોદ્દાપર ચડાવ્યો હતો તેને તેણે મારી નાખ્યો તે એટલા ઉપરથી જ કે માર્સિઅસને સ્વપ્નુ આવેલુ કે તેણે રાજાનુ ખૂન કર્યું. ડાયોનીસિયસે અનુમાન કર્યું કે તેનુ રાતનુ સ્વપ્નુ તેના દિવસના તરંગો ઉપરથી જ આવેલુ હોવુ જોઇએ. આટઆટલો વ્હેમી અને હિચકારો છતા પણ એ ડાયોનીસિયસ, પ્લેટોએ તેને દુનિયામા સર્વથી ગરવીર નર કહેવાની આનાકાની કરી તે માટે પ્લેટો ઉપર ગુસ્સે થયેલો.

આપણે જણાવી ગયા તેમ ડાયન માનતો હતો કે ડાયોનીસિયસનું અનિયમિત જીવન તેના અજ્ઞાનને આભારી છે, એટલે તેણે તેનુ અભ્યાસમાં ચિત્ત પરોવવા અને ખાસ કરી સિલસુફેના રાજા જેવા પ્લેટોને બોલાવી મગાવવાને ઘણો આગ્રહ કર્યો અને તેણે ઉમેર્યું "જ્યારે પ્લેટો આવે ત્યારે બિલકુલ વખત ખોયા સિવાય તેનુ શિક્ષણુ લેવાનો આરંભ કરજો, તેના શિક્ષણુથી તમારો સ્વભાવ સદ્ગુણુ તરફ આકર્ષાશે, અને સૌંદર્ય અને પૂર્ણતાની જે દૈવી મૂર્તિએ આ જગતને અવ્યવસ્થિત પરમાણુઓના સમુદ્રમાથી

વ્યવસ્થિતરૂપમાં લાવી મુક્યું છે તેના જેવા થવાના પ્રયત્ન કરશો એટલે તમે તમારૂં વાસ્તવિક સુખ મેળવશો અને તે સાથે તમારી પ્રજાનું સુખ મેળવવા પણ સમર્થ થશો. તમારી પ્રજા જે અત્યારે તમને બ્હીકથી નમે છે તેને તમારા ન્યાય અને મિનાચારથી તમે પિતા તરફ ધરે તેવા વાત્સલ્યથી તમને નમતાં શીખવશો. અને એક નિરંકુશ સત્તાધીશને સ્થાને તમે ખરેખર રાજા થશો. તમારા પિતા કહેતા કે બ્હીક, ત્રાસ, નૌકાઓ અને સૈન્ય એ સત્તા ભાગવવાની વજ્રમય સાંકળો છે. પણ એમ નથી; એના કરતાં શુદ્ધ ન્યાય અને ભલમનસાઇ જે માન, જે સ્નેહ અને લાગણી પોતા તરફ ખેંચે છે તે રાજ્યસત્તાને બાંધનારી વધારે મજબૂત સાંકળો છે. વળી જે રાજકુમાર પોતાની પ્રજાના કરતાં સ્થિતિમાં, પોશાકમાં, નિવાસસ્થાન અને રહેણીમાં આટલો બધો ચ્હડીયાતો હોય, તે પોતાની પ્રજાના એક સાધારણ પુરૂષ કરતાં વાતચિતમાં અને અક્કલમાં ચ્હડીયાતો ન હોય અને પોતાના માનસિક મહેલને પણ એના પ્રમાણમાં શણગારે નહીં એ તે રાજકુંવરને નીચું જોવરાવનારૂં છે.”

ડાયન વારંવાર રાજાને આ પ્રમાણે વિનવતો હતો અને વખતોવખત પ્લેટોની દલીલો કહી સંભળાવતો હતો તે પરથી આખરે રાજાને પ્લેટોનાં ભાષણો સાંભળવાની તીવ્ર ઇચ્છા થઇ. આ પરથી તેણે પ્લેટોને બોલાવવા કેટલાક પત્રો એથન્સ મોકલ્યા અને તે ઉપરાંત ડાયને પણ ખાનગી પત્રોમાં એ વિનંતિ ફરી કરી. વળી ઇટાલીના પાઇથેગોરસની શાખાના ફિલસુફોએ પણ એક વિનંતિ પત્ર મોકલ્યું કે તેણે આ સત્તાના બળથી વહી ગયેલા મનના યુવાન રાજાને ફિલસુફીના ઉત્તમ વચનોથી સુધારવો. પ્લેટો પોતે કબૂલ કરે છે કે ખરો ફિલસુફ સિદ્ધાંતમાં તેમ જ ચારિત્રમાં ફિલસુફીનો ઉપદેશક અને માર્ગદર્શક હોવો જોઇએ. અને જો એ રાજકુમારની વૃત્તિઓ સુધારી શકાય તો તેના સુધારાથી તેના રાજ્યની અવ્યવસ્થા પણ દૂર થશે એ ઉમેદથી, પ્લેટોએ આ સર્વેની વિનંતિ માન્ય કરી.

ડાયોનીસિયસના વર્તનમાં ફેરફાર થશે એવી બ્હીકથી ડાયનના શત્રુઓએ રાજાને સલાહ આપી કે દેશનિકાલ થયેલો ફાઇલિસ્ટસ જે વિદ્વાન હતો અને પોતાની વિદ્વતા નિરંકુશ સત્તાના બચાવમાં વાપરતો હતો તેને પાછો બોલાવવો, અને તેઓની ધારણા આ માણસને પ્લેટો અને તેની ફિલસુફીની વિરુદ્ધ સામો પક્ષ સમર્થન કરવા ઉભો કરવાની હતી. પ્રથમથી જ ફાઇલિસ્ટસ એ જુલમી રાજ્યસત્તાનું એક મુખ્ય હથિયાર હતો અને તેણે એ સત્તાની તરફેણમાં લાંબા વખત સુધી કિલ્લાની સરદારી ભોગવી હતી. કહે છે કે વૃદ્ધ ડાયોનીસિયસની મા સાથે તેને આડો વ્યવહાર હતો. અને વળી એટલું વિશેષ કે તે બિના ડાયોનીસિયસ પોતે જાણતો હતો. એ ગમે તેમ હોય પણ વૃદ્ધ ડાયોનીસિયસના ભાઇ લેપ્ટાઇનિસની સ્ત્રીને ડાયોનીસિયસથી બે પુત્રી થયેલી હતી તેમાંથી એકને લેપ્ટાઇનિસે ડાયોનીસિયસને ખબર આપ્યા વગર ફાઇલિસ્ટસ સાથે પરણાવી એટલે ડાયોનીસિયસે ગુસ્સે થઇ તે સ્ત્રીને બંદીખાને નાખી અને ફાઇલિસ્ટસને દેશનિકાલ કર્યો હતો. ફાઇલિસ્ટસ પોતાના મિત્રો પાસે એડ્રિઆમાં ન્હાસી ગયો; જ્યાં એમ સંભવીત છે કે તેણે પોતાના સિસિલીના ઇતિહાસનો મોટો ભાગ રચ્યો. વૃદ્ધ ડાયોનીસિયસના વખતમાં તે પાછો સિસિલીમાં આવ્યો નહીં. અને આપણે કહ્યું તેમ ડાયોનીસિયસના મૃત્યુ પછી ડાયનના શત્રુઓએ તેને પાછો બોલાવ્યો. તેનાં નિરંકુશ સત્તા વિષેનાં સિદ્ધાંતોની તેમને ગરજ હતી અને એ

પાછો ફર્યો કે તુરત એ સિદ્ધાંતોને તે અમલમાં મુકવા લાગ્યો.

તે જ વખતે ડાયનની નિંદા અને તેના પર આરોપો રાજાને કાને પ્હોંચવા લાગ્યાં; રાજ્યસત્તાને ઉખેડી નાંખવાનું કાવત્રું રચવાના હેતુથી થીઓડોસીસ અને હિરેકલાઇડિસ સાથે પત્ર વ્યવહાર ચલાવવાનો તેના ઉપર આરોપ મુકાયો. અને એટલું ખરૂં છે કે પ્લેટોની અસરથી તેનો જુલમ ઓછો થવાની અને પોતાની સત્તા નરમાશ અને ન્યાયી-પણે વાપરતો જોવાની ડાયનને આશા હતી; અને જો રાજા હઠીલો રહી સુધરવાની આશા ન રહે તો તેને પદભ્રષ્ટ કરી સાઇરેક્યૂસમાં ફરી પ્રજાસત્તાક સંસ્થા સ્થાપવાનો પણ તેણે નિશ્ચય કર્યો હતો; ડાયનના મત પ્રમાણે શિષ્ટશાસનના અભાવે પ્રજાશાસન એ જુલમી સત્તા કરતાં ઘણે દરજ્જે પસંદ કરવા યોગ્ય હતું.

આવી સ્થિતિ દરમિયાન પ્લેટો સિસિલી આવ્યો. શરૂઆતમાં તેને સારૂં આદરમાન મળ્યું અને રાજાનો એક સુશોભિત શણગારેલો રથ તેને લેવા આવ્યો; અને પ્લેટોના સહિસલામત પ્હોંચવા માટે અને તેને લીધે તેને મળેલા માન અને ફાયદાને માટે આ-ભારની લાગણી પ્રદર્શિત કરવા માટે દેવતાઓને હવિ અર્પણ કરવામાં આવ્યા; પ્રજાને પોતાનો રાજા જલદી સુમાર્ગે જશે એવી આશા બેઠી; તેઓએ દરબારની અંદર અપાતી જ્યાફતોમાંની રીતભાત ફરી ગયેલી જોઈ અને દરબારીઓની ચાલચલગતમાં આગળ ન દેખાયલો સયમ જોયો; રાજા પોતે, જેને મુલાકાત આપતો, તેની સાથે નમ્રતાથી વાતચિત કરતો. વિદ્યાનો શોખ અને ફિલસુફીનો અભ્યાસ જ્યા ત્યાં સાધારણ થઈ ગયાં અને રાજમહેલની જુદા જુદા ઓરડાઓમાં જાણે એટલી શાળાઓ હોય તેમ વિદ્યાર્થીઓ જમીન ઉપર ધૂળ વેરણી તેમાં ભૂમિતિની આકૃતિઓ કાઢતા હતા. આ પછી થોડા વખતમાં કિ-લ્લામાં અમુક ધાર્મિક ક્રિયાને પ્રસંગે અગ્રેમર ક્રિયા કરાવનાર રાજાનુ રાજ્ય લાંબો વખત સુધી ચાલે એવી હમેશ મુજબ પ્રાર્થના કરતો હતો ત્યારે ડાયોનીસિયસ બોલી ઉઠયો 'હવે અમારી ઉપર શાપ વર્ષાવવા બંધ કર.' આથી ફાઇલિસ્ટસ અને તેના પક્ષના લોકોને ઘણી નિરાશા ઉપજી. તેઓ કહેવા લાગ્યા કે જો આટલા ટુંકા વખતમાં પ્લેટોએ રાજામાં આટલો બધો ફેરફાર કર્યો છે તો લાંબા વખતમાં તે શું નહીં કરી શકે?

એટલા પરથી તેઓએ ડાયનની ખાનગી અને છુટી છુટી નિંદા કરવી છોડી દીધી પણ બધાએ સાથે મળીને તેની વિરૂદ્ધ અવાજ ઉઠાવ્યો કે તેણે ફિલસુફીનાં વાગ્જાલ અને વાતચિત્તની સફાઇથી રાજાનું મન વશ કરી નાખ્યુ છે અને હવે પોતાની બ્હેનનાં છોક-રાંઓને માટે રાજ્યસત્તા પણ છીનવી લેશે. બીજાઓ કહેવા લાગ્યા કે પ્હેલાં એથન્સવાસીઓ એક ગંજાવર કાફલા અને મોટા લસ્કર સાથે સિસિલીપર ચ્હડી આવ્યા ત્યારે તો સાઇ-રેક્યૂસ લીધા વગર મોટી હાર ખાઇને પાછા ફર્યા હતા અને અત્યારે તેઓ માત્ર એક સોફિસ્ટની મદદથી ડાયોનીસિયસનું રાજ્ય ઉધું વાળે એ કેટલી મોટી નામોશી? રાજાને ગમે તેમ સમજાવી તેના દશ હજાર તીરંદાઝને રજા અપાવી, તે પછી ચારસો નૌકાઓને કમી કરી, તે પછી દશહજાર ઘોડેસવાર લસ્કર પણ ઓછું કર્યું અને તે બધું ભૂમિતિની પ્રતિજ્ઞાઓ કરવાનો અને પ્લેટોના શિક્ષણનો અતર્ક્ય અને અજ્ઞાત આનંદ મેળવવા માટે; જ્યારે સામી તરફ, દ્રવ્ય અને સત્તાનાં ખરા સુખો ડાયન અને તેના ભાણેજાઓ માણે?

આવી જાતની નિંદાઓથી તેમણે પ્રથમ ડાયન માટે અવિશ્વાસ પેદા કર્યો અને પછીથી તેને માટે નાપસંદગી કરાવી. તેમજ તેનો ખાનગી પત્ર પકડીને તે ડાયોનીસિયસને જોવા મોકલાવ્યો. આ પત્ર ડાયને કાર્થેજના એલચીઓ પર લખ્યો હતો અને તેમાં તેણે લખ્યું હતું કે 'મ્હારી ગેરહાજરીમાં તમારે સલાહના મસલત ન કરવા, હું તમને તમારી ઇચ્છા પ્રમાણે સંધિ કરાવી આપીશ". ટાઇમિઅસ કહે છે કે ડાયોનીસિયસે આ પત્ર ફીલિસ્ટસને બતાવી તેની સલાહ લીધી અને પછી ડાયન સાથે ફરી પાછા સમાધાન કરવાનું બ્હાનું કાઢી તેને બોલાવ્યો. અને તેને કિલ્લામાં સમુદ્ર તરફ લઇ જઇ પછી પેલો પત્ર બતાવ્યો તથા કાર્થેજવાસીઓ સાથે કાવતરું રચવાનો તેને માથે આરોપ મુક્યો. ડાયન પોતાનો બચાવ કરવા ગયો પણ તેણે તેને બોલતો અટકાવી કિનારાપર તૈયાર રાખેલી એક હોડીમાં બેસાડી દીધો અને તેને ઈટલીના કિનારાપર મુકી આવવાનો ખલાસીઓને હુકમ આપ્યો.

જ્યારે આ બાબતની બાતમી પ્રસરી ત્યારે એ પગલું ગેરવાજબી અને જુલમની ગણાયું. જુલમગાર રાજાના કુટુંબની સ્ત્રીઓમાં ક્લેશ વ્યાપી રહ્યો પણ સાયરેક્યૂસવાસીઓ હિંમતમાં આવ્યા, કારણ કે તેઓ ધારતા હતા કે ડાયન માટે બંડ ઉઠે તો તેમાંથી લાભ થયા વિના રહે નહીં કેમકે તેમાં બીજાઓ પણ રાજાના અવિશ્વાસને લીધે જોડાય ખરા. આ જોઇને ડાયોનીસિયસને ભય લાગ્યો અને ડાયનના મિત્રો અને સ્ત્રીઓને શાન્ત પાડવા તેણે સમજાવ્યું કે ડાયનને કંઇ દેશનિકાલ કરવામાં નથી આવ્યો પણ તેની હઠને લીધે કદાચ વધારે સજા ખમવી પડે માટે હમણાં થોડો વખત તેને બ્હારગામ મોકલી આપ્યો છે તે ઉપરાંત તેણે તેના મિત્રોને બે વ્હાણ આપ્યાં અને છૂટ આપી કે ડાયન માટે જે કંઇ વસ્તુઓ અને નોકરો મોકલવા હોય તે તેઓએ એ વ્હાણમાં મોકલી આપવા. ડાયન મોટી મિલકતનો ધણી હતો અને દબદબા અને ભપકામાં રાજા કરતાં કંઇ ઉતરતો નહીં તેની મિલકતનો કિમતી ભાગ અને તે ઉપરાંત બાનુઓ અને મિત્રો તરફથી ભેટો તેને મોકલી આપવામાં આવી અને તેના ભપકાને લીધે ગ્રીક લોકોમાં તેને માન મળ્યું તેમ જ જ્યારે સિસિલીના એક દેશનિકાલ પુરુષનો ભપકો આવો છે ત્યારે ત્યાંનો રાજા કેટલો સમર્થ હશે એમ તેમને લાગ્યું

તે પછી માન આપવાને બ્હાને ડાયોનીસિયસે પ્લેટોને પણ કિલ્લામાં ઉતારો આપ્યો પણ અંદર ખાનેથી તેનો હેતુ પ્લેટો ઉપર જાપતો રાખવાનો હતો, કે તે ડાયનને મળ્યે પછી તેના ઉપર કેવો અન્યાય ગુજર્યો છે તે જગતને જાહેર કરી શકે નહીં

જેવી રીતે જંગલી પ્રાણીઓ સહવાસથી અને ધીમે ધીમે હળી જાય છે અને નરમાશ પકડે છે તેમ પ્લેટોની સાથે નિરંતરના પરિચયથી ડાયોનીસિયસને તેને માટે સ્નેહ પેદા થયો, પણ તે સ્નેહ પણ એક જુલમગારના સ્નેહ જેવો હતો, કેમકે તેના બદલામાં તે માગતો હતો કે પ્લેટોનો સ્નેહ તેના એકના ઉપર જ હોવો જોઇએ. અને જો પ્લેટો ડાયન કરતાં પોતા ઉપર વધારે સ્નેહ રાખે તો તે તેને રાજકારભાર સોંપી દેવા પણ તૈયાર હતો આ અસ્વાભાવિક સ્નેહ પણ પ્લેટોને ત્રાસ આપતો હતો, કારણ કે પુરુષ અને સ્ત્રીના પ્રેમમાં જેમ કજીઆ અને સમાધાન થયાં કરે છે તેમ એના સ્નેહમાં બન્યાં કરતાં. ધર્મનું શિક્ષણ લઇ પ્લેટોનો શિષ્ય બનવાને તે અતિ ઉત્સુક હોય એમ જણાતો

ઇના જેઓ એની વિરુદ્ધ બોલતા અને ફિલસુફીથી તેને નુકસાન થશે એમ જણાવતા તેઓની હાજરીમા વિચાર તત્વનુ પોતાનુ આચરણ બતાવતા જાણે કે ગભરાતો ન હોય એમ દેખાતુ હતુ

આ અરસામા વિગ્રહ સળગી ઉઠ્યો એટલે તેણે પ્લેટોને જવા આપી પણ તેના જવા પ્હેલા આવતા ઉન્હાળામા ડાયનને બોલાવી લેવાનુ વચન આપ્યુ પાછળથી આ વચન તેણે પાળ્યુ નહીં પણ જે વિગ્રહમા પોતે જોડાયો હતો તે વિગ્રહને બ્હાના તરીકે આગળ ધર્યા અને ડાયનની મિલકતની ઉપજ તેને મોકલી આપી અને પ્લેટોને વિનતિ કરી કે "મ્હારી માફી સ્વીકારશો, અને હુ વિગ્રહ પૂરો થતા જ ડાયનને પાછો બોલાવી લઇશ અને તેટલો વખત તે શાંતિમા રાખજો કે લોકોમા મ્હારી અપકીર્તિ થાય એવુ કઇ કરે નહીં" પ્લેટોએ ડાયનને એકેડેમીમા અને ફિલસુફીમાના અભ્યાસમા મશગૂલ રાખ્યો

એથેન્સમા ડાયન કેલીપ્પસ નામના પોતાના એક ઓળખીતાને ત્યા રહ્યો હતો પણ પોતાના શોખને માટે તેણે થોડી જગા ગામ બ્હાર ખરીદી હતી અને તે તેણે પોતાના મિત્ર સ્પ્યુસિપ્પસને બક્ષીસ આપી સ્પ્યુસિપ્પસ ગમતી સ્વભાવનો અને મસ્કરો હતો અને પ્લેટોએ તેને ડાયન સાથે જોડ્યો હતો તે એવા હેતુથી કે ડાયનના ગંભીર ભાવમા કઇક આનંદી સ્વભાવનુ મિશ્રણ થાય પ્લેટોને માથે એથેન્સના ઉત્સવોને અંગે નાટકો માટેની કઇ તૈયારી કરવાની આવી ત્યારે પ્લેટોએ ખુશીથી એ ફરજ બજાવવાનુ માન ડાયનને લેવા દીધુ તે એવા હેતુથી કે તેની ઉદારતાથી તેની લોકપ્રિયતા વધે

ડાયને ગ્રીસના બીજા શેહેરોની પણ મુલાકાત લીધી અને ત્યાના આગેવાન શેહેરીઓએ તેનુ સારૂં સ્વાગત કર્યુ અને તેની સાથે વાતચિત કરી તેની રીતભાતમા હવે કાઇ દંભ કે મગરૂરીના ચિન્હ ન હતા, તેમ જ એક જુલમગારના દરબારને લાયક એશઆરામ મોજશોખની નિશાની હતી નહી એથી ઉલટુ મિતાચાર, ઉદારતા અને હિંમત એ તેના ખાસ ગુણ હતા અને તેની વાતચિતમા તર્ક અને વિચારશીલતા સ્પષ્ટ જણાતા હતા આ ગુણોને લીધે તે લોકપ્રિય થયો અને તેને જાહેર માન પણ મળવા લાગ્યા અને સ્પાર્ટનાએ તો ડાયોનીસિયસ જેણે તે અરસામા જ થીબનો સામે તેમને મદદ મોકલી હતી તેના ગુસ્સાની દરકાર કર્યા વિના, તેને સ્પાર્ટાના શેહેરીઓના હક બક્ષ્યા કહે છે કે ડાયનને મેગારાનિવાસી ટીઓડોરસનુ આમંત્રણ આપ્યુ હતુ અને તે ઘણો સમૃદ્ધિવાન અને રાજ્યમા સત્તાધારી હોવાથી જ્યારે ડાયન તેને ઘેર ગયો ત્યારે તેના ઘર આગળ ઘણા પુરુષો કામસર હાજર હતા અને તેમની વચ્ચેથી તેને મળવુ મુશ્કેલ લાગવાથી તેના મિત્રોએ જ્યારે અધીરતા બતાવી ત્યારે ડાયન બોલ્યો "એમા ગુસ્સે થવા જેવુ શુ છે? આપણે સાયરેક્યૂસમા કયા આનાથી ઉતરતા હતા?"

ગ્રીસમા ડાયનની લોકપ્રિયતાએ ડાયોનીસિયસની ઇર્ષા જલદી જાગ્રત કરી, અને તે પરથી તેણે તેની મિલકતના નાણા તેને મોકલવા બંધ કર્યા અને પોતાની ખાનગી મિલકતમા તે ભળી દીધી તેના પ્લેટોની મારફત બીજા ફિલસુફોમા પોતાની અપકીર્તિ ન થાય એ હેતુથી તેણે બીજા કેટલાક વિદ્વાનોને પોતાના દરબારમા રાખ્યા, અને વિવા

દમા તેમના બધા પ સરખાઈ ભોગનસાના હેતુથી તે ઘણીવાર પ્રસ । નગર પણ પ્લેટો પાસથી શીખેલી દલીલોનો ઉપયોગ કરતો તેનુ શિક્ષણ લેવાની તેની વૃત્તિ વળી જાગૃત થઈ અને તેને પસ્તાવો થવા લાગ્યો કે એના શિક્ષણનો લાભ પોતે જોઇએ તેટલો લીધો નહીં અને નિરંકુશ રાજાના સ્વભાવ પ્રમાણે તેને ઉત્કટ જિજ્ઞાસા થઇ કે તુરત જ તે ગમે તેમ પાર પાડવાનો તેણે નિશ્ચય કર્યો આ માટે તેણે ઘણી યુક્તિઓ રચી અને આખરે આર્કાઇટસ અને બીજા પાયથેગોરસના શિષ્યોને સમજાવ્યા કે "તમે મ્હા । વચન પળાવનાના જામીન થાઓ અને પ્લેટોને સમજાવીને અહીં તેડી લાવો". એ ફિલસુફોની ડાયોનીસિયસ સાથે પ્રથમ ઓળખાણ કરાવનાર પ્લેટો પોતે હતો

તેઓએ આર્કિડેમસને પ્લેટો પાસે મોક યો અને ડાયોનીસિયસે પોતાના કેટલાક મિત્રોને પણ થોડી નૌકા સાથે એ વિનતિ લઇને મોકલ્યા તે ઉપરાંત તેણે ડાયન ઉપર પત્ર લખ્યુ તેમા ચોખ્ખુ જણા યુ કે 'જો પ્લેટો અહીં નહીં આવે તો તમારે મ્હારા ત રફની કશી આશા નાખવી નહીં પણ જો તમે એ જ મોકલશો તો તમારી બધી ઇચ્છા બર આવશે ડાયન ઉપર તેની સ્ત્રી અને બહેને પણ પત્ર લખી પ્લેટોને મોકલવાની વિનતિ કરી પછી ડાયોનીસિયસને તેના ત ૬ હલકી વર્તણુક રાખવા માટે બ્હાનુ રહે નહીં એ પ થી પ્લેટોએ તેના શબ્દો જ વાપરીએ તો "સિલિ સના ભયંકર અખાત" ત ૨ આ ત્રીજી વખત હ રી મુસ્યુ તેના આવવાથી એક માત્ર ડાયોનીસિયસને અતીવ થયો એટલુ જ નહી પણ સમગ્ર સિસિલીને થયો અને બધા ઈશ્વર પાસે માગવા લાગ્યા કે પ્લેટો ફાઇલિસ્ટસની અસર નષ્ટ કરે અને જુલમને ફિલસુફીથી દૂર કરે, તેના જના નામા પણ પ્લેટો ઉપર આદરભાવ હતો અને ડાયોનીસિયસ પાસે પણ એનો એટલો પ્રતાપ હતો કે તે એક જ પોતાના વસ્ત્ર બદલ્યા સિવાય રાજા પાસે જઇ શકતો રાજા તેને ઘણીવાર ભેટ ધરતો અને પ્લેટો તે સ્વીકારતો નહીં તે જોઈ સાઇરીનીવાસી એ રિસ્ટિપ્પસે કહ્યુ કે ડાયોનીસિયસ પોતાની તિજોરી ખાલી કર્યા સિવાય ઉદારતા ક તા શીખી ગયો છે માગણ કરનારાઓ તેની એટ સ્વીકારે એવા છે તેને તે વ તો નથી અને જ્યા તેના અસ્વી કાર ની ખાત્રી છે ત્યા તે ઘણી ઉદારતા બતાવે છે

એ બીજાની ખબર અતર પૂછ્યા પછી પ્લેટોએ ડાયનની વાત ઉચ્ચારી પણ રા જાએ તેની વાત ટાળી દીધી આવી રીતે કેટલોક વખત ચાલ્યુ એટલે પછી વાત કપટ અને ઠબાના રચના આવી પણ ડાયોનીસિયસ આ વાત છુપાવતો હતો અને જેમ બને તેમ પ્લેટોને માન આપીને તથા પોતાની મહેરબાની બતાવી ડાયનનો પક્ષ કરતો મુકાવવા પ્રયત્ન કરતો હતા.

પ્લેટોએ પણ ડાયોનીસિયસના વચનભગની વાત છુપાવી, પોતાનો રોષ પણ તુરતને માટે દબાવ્યો. આમ સ્થિતિ હતી ત્યા પ્લેટોના એ શિષ્ય નામે હેલિકન સૂર્યગ્રહણ ભા ખ્યુ અને તે પ્રમાણે તે બન્યુ એટલે ડાયોનીસિયસે ખુશ થઇ તેને એક ટેલ ટ ભેટ આ પ્યા. આ પ થી પોતાના મિત્રમડળમા મશ્કરીના રસ્તે એરિસ્ટિપસે કહ્યુ 'હુ પણ ભવિષ્ય ભાખવા સમર્થ છુ' અને જ્યારે બધાએ તેને તેમ ક વાનો આગ્રહ કર્યો ત્યારે તે બો યો હુ તે ભ કહુ કે ટ । વખતમા પ્લેટો અને ડાયોનીસિયસ વચ્ચે અણબ

નાર થશે" તે પછી યોગ્ય વખતમા ડાયોનીસિયસે ડાયનની મિલ્કત વેચી નાખી તે પૈસા પોતે ખાઇ ગયો અને રાજમહેલના બાગની અંદર પ્લેટોનો ઉતારો હતો ત્યાથી ફેરવીને પોતાના ચોકીયાતોના ઉતારા સાથે તેને ઉતારો આપ્યો આ ચોકીયાતો લાબા વખતથી પ્લેટો તરફ ધિક્કારની નજરથી જોતા આવ્યા હતા કારણ કે તેઓ માનતા હતા કે રાજાને પોતાનું લશ્કર ઓછુ કરવાનુ પ્લેટોએ શીખવ્યુ હતું

આર્કાઇટસ જે પ્લેટોની સલામતીનો જામીન થયો હતો તેને આ બિનાની ખબર પડી કે તુરત તેણે પ્લેટોને તેડવા એક નૌકા મોકલી, અને ડાયોનીસિયસે પોતાની ઇતરાજી ઢાકવા માટે તેને વિદાય કરતી વખતે ધામધુમવાળી મેજમાનીઓ આપી છતા એવી એક મેજબાની વખતે એનાથી કહ્યા વગર ન રહેવાયું કે '"હુ ધારૂછુ, પ્લેટો! કે તમે તમારા મિત્રમડળમા મ્હારા અવગુણો ઉપર વિવેચન કરવા ચૂકશો નહીં' અને પ્લેટોએ જવાબ આપ્યો "હુ આશા રાખુ છુ કે અમને વાતચિતના વિષયોની એટલી બધી ખોટ નહીં પડે કે અમારા વિવેચનના વિષય તરીકે તમને લેવા પડે' પ્લેટોની વિદાયગિરિના સબંધમા આ પ્રમાણે પ્રસગો બનેલા કહેવાય છે પણ તે પોતે હેવાલ આપે છે તેમા કાઇક વિગત ફેર છે

આ બાબતોથી ગુસ્સે થઇને અને તેથી વિશેષ પોતાના કુટુબ વિષે વાત સાભળીને ડાયન વધારે ગુસ્સે થયો અને પોતાની દુશ્મની તેણે જાહેર કરી આ બાબતનુ પ્લેટોના ડાયોનીસિયસ પરના પત્રમા સૂચન છે અને તે વાત આ પ્રમાણે છે પ્લેટો જ્યારે ગ્રીસ પાછો ફર્યા ત્યારે ડાયોનીસિયસે તેને ખાનગી રીતે ડાયન સાથે વાત કરવાનું કહ્યુ હતુ તે એકે ડાયનની સ્ત્રીને બીજા સાથે પરણાવવામા ડાયનને કઇ વાધો છે કે નહી, લોકોમા કહેવાતુ—પછી તે વાસ્તવિક હોય કે તેના દુશ્મનોનુ કારસ્તાન હોય—કે ડાયન અને તેની સ્ત્રી એરીટિ વચ્ચે અણુબનાવ હતો અને તેનો ઘરસસાર સુખી નહોતો પ્લેટોએ આ બાબતમા ડાયન સાથે વાત કરી ડાયોનીસિયસ પર પત્ર લખ્યો તેમા બીજી બાબતો ચોખ્ખી રીતે લખી હતી પણ આ બાબતનુ એવી રીતે સૂચન કરેલુ કે તે ડાયોનીસિયસ પોતે જ સમજી શકે તેમા તેણે જણાવેલુ કે ડાયન સાથેની વાતચિત ઉપરથી એમ અનુમાન નીકળ્યુ કે એના કોઈ પગલાને તે અપમાન રૂપ ગણવા ચૂકશે નહી

જ્યા સુધી સમાધાનની કઇક આશા રહી ત્યા સુધી ડાયોનીસિયસે આ બાબતમા કઈ પગલા ન ભર્યા પણ જ્યારે આશા નષ્ટ થઇ અને પ્લેટો ફરીને સિસિલી છોડી સ્વદેશમા ચાલ્યો ગયો ત્યારે તેણે એરીટિને જોર જુલમથી ટાઇમોક્રેટીસ સાથે પરણાવી દીધી, અને આ પ્રસગમા ન્યાય અને ક્ષમામા તેના પિતા કરતા પણ તે ઉતરતો નિવડયો જ્યારે તેની બહેન થેસ્ટીનો વર ફીલોકસેનસ તેના દુશ્મન તરીકે બ્હાર પડયો અને પાછળથી ભયથી ન્હાસી ગયો ત્યારે વૃદ્ધ ડાયોનીસિયસે પોતાની બહેનને બોલાવી પોતાને ખબર ન પડે એવી રીતે તેના વરને ન્હસાડી મુકવા માટે ઠપકો આપ્યો થેસ્ટીએ જરા પણ અચકાયા વગર જવાબ આપ્યો તુ શુ એમ ધારે છે, ડાયોનીસિયસ, કે મને જો મ્હારા પતિના જવાની ખબર હોત તો ગમે તેવા જોખમમા પણ તેમનો સહવાસ હુ ઘડીભર છોડત? ખરેખર મને ખબર નહતી અને હુ ખાતરીથી કહુછુ કે જુલમગાર ડાયોનીસિયસની બહેન કહેવાવા કરતા દેશનિકાલ કરાએલા ફીલોકસેનસની સ્ત્રી કહેવાવામા

હું વધારે મોટું માન સમજું છું." આવો રોકડો જવાબ સાંભળીને કહે છે કે, રાજા ખુશ થયો અને સાયરેક્યુસ-વાસીઓએ તો તેને એટલું બધું માન આપ્યું કે પ્રજાસત્તાક રાજ્યની સ્થાપના પછી પણ તેના બાદશાહી રસાલાને રહેવા દીધો અને તેના મૃત્યુ વખતે જાહેર ઠરાવ કરી બધા તેની પાયદસ્તમાં હાજર રહ્યા. આ અપ્રાસાંગિક છે પણ ઉપયોગી ધારી અહીં આપ્યું છે.

ડાયનને હવે વિગ્રહ માટે તૈયારી કરવા માંડી; પણ હજી પ્લેટો તેને તે માર્ગે જતાં અટકાવતો હતો; કારણ કે એક તો ડાયોનીસિયસની પોતે ચાખેલી મહેમાનગીરીનું સ્મરણ અને કંઈક અંશે ડાયનની મોટી ઉમર; કેમકે આ વખતે તે લગભગ સિત્તેર વર્ષનો થઈ ચૂક્યો હતો. બીજી બાજુથી સ્પ્યુસિપ્પસ અને તેના બીજા મિત્રો તેને તેના સ્વદેશ સિસિલીને જુલમમાંથી મુક્ત કરવાને આગ્રહ કરતા. તે સ્વદેશ જે તેની તરફ પોતાનો હાથ લંબાવતો હતો અને ખાત્રીથી તેના આગમનને આનંદના ઓવારણાંથી અભિનંદવા તૈયાર હતો. સ્પ્યુસિપ્પસ જ્યારે પ્લેટોની સાથે સિસિલીમાં ગયો હતો ત્યારે સામાન્ય લોકોનાં મળીને રાજકીય વિષયો પરના તેમના વિચાર તેણે જાણી લીધા હતા. શરૂઆતમાં તેઓ તેને રાજાના ગુપ્ત સેવક તરીકે માની તેની સાથે અતડા રહ્યા હતા પણ તેણે ધીરે ધીરે તેઓનો વિશ્વાસ મેળવ્યો. ટુંકામાં તેઓ રાતદિવસ પ્રાર્થના કરતા હતા કે ફક્ત ડાયન તેઓની મદદે આવે પછી ભલે તે લશ્કર કે નૌકા રહિત હોય. પણ તે આવીને પોતાના મોભાનું બલ જુલમગારની સામે લડવા નીકળનારને આપે. આ ખબરથી ડાયનને ઉત્તેજન મળ્યું; અને પોતાની હીલચાલ છૂપી રાખવા તેણે પોતાના મિત્રો દ્વારા સૈન્ય એકઠું કરવા માંડ્યું. આ કામમાં ઘણા ફિલસુફો અને રાજ્યકારી પુરુષોએ તેને મદદ આપી; જેઓમાં એક યુડીમસ હતો જેના મૃત્યુ પ્રસંગે એરિસ્ટોટલે આત્મા ઉપરનો સંવાદ લખ્યો હતો, અને બીજો ટાઇમોનાઇડિસ હતો. એઓએ તેની નોકરીમાં થેસલી વાસી મિલ્ટાસને રોક્યો જે જોષી હતો અને વળી પ્લેટોનો શિષ્ય હતો. પણ જે લગભગ હજાર પુરુષોને જુલમગારે દેશનિકાલ કર્યા હતા તેમાંથી માત્ર પચીશ જણ આ સાહસમાં જોડાયા; બાકીના બીકણતાથી ખસી ગયા. બધાને એકઠા થવાનું સ્થાનક ઝેકીન્થસનો ટાપુ રાખવામાં આવ્યું અને ત્યાં જ્યારે એ ન્હાનું લશ્કર એકઠું થયું ત્યારે તેની સંખ્યા ભાગ્યે આઠસો આદમીની થઈ. પણ એ બધા આગળ ઉપર યુદ્ધમાં નામ કાઢેલા એવા વીરો હતા; ગમે તેવી મુશ્કેલી ખમવાની તેઓને ટેવ પડેલી હતી અને હિંમતમાં અને યુદ્ધ કલામાં તેઓના બરોબરીયા થોડા હતા. ટૂંકામાં સિસિલીમાં જેઓ ડાયનને આવીને મળે તેઓનામાં પોતાના દાખલાથી હિંમત આપવાને તેઓ સમર્થ હતા.

છતાં જ્યારે તેઓએ જાણ્યું કે તેઓએ ચડાઇ ડાયોનીસિયસ જેવા મહા સમર્થની વિરુદ્ધ લઈ જવાની છે ત્યારે તેઓ નાહિંમત બની ગયા અને ડાયનના અવિચારી ગુસ્સાનો દોષ કાઢી આ સાહસનું પરિણામ તેઓને અવશ્ય પાયમાલીનું જ લાગ્યું તેમ જ જે લોકોએ તેમને પ્રથમથી યુદ્ધમાં જોડ્યા હતા તેઓએ પોતાનો નેમ છૂપી રાખવાથી તેમના પર પણ તેઓ ખીજ્યા; પણ જ્યારે એક જાહેર ભાષણથી ડાયોનીસિયસના રાજ્યની ખરી સ્થિતિ ડાયને તેમને જણાવી આપી, અને તેમને જણાવ્યું કે હું તમને તો બંડ ઉઠાવવા તૈયાર થઇ રહેલી સિસિલીના પ્રજાના સૈન્યના આગલા ભાગ સરદારો તરીકે

નામની સિસિલીની ભૂશિર પાસે તેઓ આવી લાગ્યા, તે સ્થાને વ્હાણવટીએ ડાયનને નાંગરવાની સલાહ આપી કારણ કે જો તે ભૂશિર વટાવી તેઓ આગળ જાય તો પછી લાંબા વખત સુધી તેઓને સમુદ્રમાં ફર્યા કરવું પડે, કારણ કે એ ઋતુમાં દક્ષિણનો પવન ક્વચિત જ વાય છે પણ ઋતુની એટલી બધી નજીકમાં ફરવું સલામત ન લાગવાથી, ટાપૂના દૂરના ભાગમાં ઉતરવાના હેતુથી તેણે તે ભૂશિર પસાર કરાવી તેઓ હજી લાંબે ન ગયા હતા ત્યાં ઉત્તર તરફથી સખ્ત પવન ફુંકવા લાગ્યો અને સમુદ્ર ઉછળવા લાગ્યો અને તેઓ સિસિલીની સામી બાજુએ ધસડાયા તે જ પ્રસંગે ગર્જના અને વીજળી સાથે સખ્ત તોફાન શરૂ થયું કારણ કે તે સપ્તર્ષિના ઉદયનો સમય હતો. વરસાદ પણ એવો સખ્ત થયો કે બ્હીકના માર્યા ખલાસીઓને ક્યાં આવ્યા એનું ભાન ન રહ્યું અને આખરે તેઓ તોફાનના જોરથી આફ્રિકાના કિનારાપર સર્સીના આગળ ઘસડાઈ ગયા આ ટાપૂના કાંઠા ઉપર એવા ખડકો ખડા છે કે ત્યાં વ્હાણો ભાંગ્યા વગર રહે જ નહીં પણ લાંબા વાંસડાની મદદથી તોફાન શમ્યું ત્યાં સુધી તેઓ માંડ બચ્યા. તે પ્રસંગે એ તરફ ફરી આવેલા એક વ્હાણમાંથી તેમને ખબર મળી કે તે વખતે તેઓ મોટા સાઇર્ટિસ (હાલના કાબેસ) ના અખાત આગળ હતા આ પ્રસંગે વળી પવન પડી ગયો અને બધા નિરાશ થઈ ગયા ત્યાં જમીન તરફથી ધીમે ધીમે પવન આવવા લાગ્યો. દક્ષિણનો પવન મળવાથી તેઓ ખુશી થયા અને બધા સઢ ઉઘાડી દઈ દેવોની પ્રાર્થના કરી તેઓએ ફરી સિસિલી તરફ હંકારી મુક્યું પાંચ દિવસની મુસાફરી પછી તેઓ કાર્થેજને તાબે મીનોઆ કરીને એક ન્હાના ગામ પાસે પહોંચ્યા એ સ્થાનનો હાકેમ સાઇનેલસ નામનો ડાયનનો મિત્ર હતો પણ તેને ખબર ન હતી કે આ કાફલો ડાયનનો છે એટલે તેના આદમીઓને ઉતરતા અટકાવવાનો તેણે યત્ન કર્યો પણ ડાયનના સિપાઈઓ હથિયાર સાથે એકદમ ઉતરી પડ્યા જો કે ડાયનની મના હોવાથી તેમણે પોતાના હથિયાર કોઈ ઉપર ચલાવ્યા નહીં ફક્ત તેઓએ પોતાને અટકાવનારાને પાછા હઠાવ્યા અને તેમની પાછળ પડીને તેઓ એક સાથે ગામ ઉપર ચ્હડી ગયા અને ગામ સર કર્યું જ્યારે બન્ને સરદારો મળ્યા ત્યારે તેઓ અરસપરસ ભેટ્યા અને પછી ડાયને સાઇનેલસને તેનું ગામ પાછું સોંપ્યું અને તેના બદલામાં તેણે તેમની મહેમાનદારી કરી અને તેમને જરૂરી ચીજો પૂરી પાડી

એમ બન્યું કે આથી થોડા વખત ઉપર જ ડાયોનીસિયસ એંશી વ્હાણોના કાફલા સાથે છટકી ગયો હતો અને આ તેની ગેરહાજરીએ તેમને પુષ્કળ મદદ કરી એટલે સુધી કે પોતાની દરીયાની મુસાફરીનો થાક ઉતારવાને ડાયને જ્યારે તેમને કહ્યું ત્યારે તેઓએ એક અવાજે આવા પ્રસંગનો લાભ લઈ વગર વિલંબે સાઇરેક્યૂસ ઉપર ચ્હડી જવાની તેની પાસે માગણી કરી એટલે પોતાનો નકામો સામાન તેણે સાઇનેલસ પાસે રાખી અને જરૂર વખતે સાઇરેક્યૂસ મોકલવાનું કહી પોતે તે શહેર તરફ કૂચ કરી ગયો

તેની સાથે જોડાનારમાં પ્રથમ એગ્રીજેન્ટમના ઘોડેસવારમાંના ઘણા હતા અને તેમની પછી ગેલાવાસીઓ આવી મળ્યા. તેમના આવી પહોંચવાની ખબર સાઇરેક્યૂસ પહોંચી કે તુરત ડાયનની સ્ત્રી સાથે પરણનાર ટાઇમોક્રેટિસ જે ડાયોનીસિયસની ગેરહાજરીમાં રક્ષક નીમાયો હતો તેણે આ ખબર એકદમ ડાયોનીસિયસને પહોંચાડી અને તુરતને માટે કોઈ પણ જાતની ગડબડ દાબી દેવાના ઉપાય લીધા કારણ કે ડાયનના આવવાની

ખબર સાંભળી પ્રજા બધી ઉશ્કેરાઇ ગઇ હતી; જો કે એ ખબર અનિશ્ચિત હોવાથી તેઓ ચૂપ રહ્યા હતા. ડાયોનીસિયસને ખબર આપવા જે દૂતને મોકલ્યો હતો તેને વિચિત્ર અકસ્માત નડયો. તે રેહેજીયમનો મુલક પસાર કરી આગળ વધતો હતો ત્યારે તુરતના અર્પણ કરેલા બલિ સાથે તેને એક મિત્ર સામો મળ્યો. અને તેમાંથી પોતાના ઉપયોગ માટે માંસનો એક કટકો લઇ તે આગળ વધ્યો. રાત્રે વિસામો લેવા માટે જંગલમાં રસ્તાની એક બાજુ પર તે સૂતો. ત્યાં માંસના વાસથી દોરાઈને એક વરૂ તે ઉઘતો હતો ત્યાં આવી લાગ્યું અને તે માંસનો કટકો તથા કાગળોની થેલી જેની સાથે તે બાંધ્યું હતું તે બન્ને લઈ ગયું. તે દૂત જાગૃત થયો ત્યારે પત્રોની થેલીની તેણે બહુ તપાસ કરી પણ તે નહીં મળવાથી, તે ન્હાસી ગયો. આવી રીતે ડાયનના સિસિલી પ્હોંચવાની ખબર ડાયોનીસિયસને ઘણે લાંબે વખતે અને કોઈ ત્રાહિતની માર્ફત મળી.

ડાયનને તેની કૂચ દરમિયાન કેમેરીનિયનો અને સાયરેક્યૂસના મુલકમાંથી ઘણા આવી મળ્યા. લિઓન્ટાઇન અને કેમ્પેનિયાના સિપાહો એપિપોલીના રક્ષણ માટે નીમાયેલા હતા તેઓએ ડાયને ચલાવેલી બાતમી સાંભળી કે તે પ્રથમ તેમના શેહેર પર ચ્હડી જવાનો છે; એટલે તેઓ પોતાનાં સ્થાન મુકી દઇ પોતાના નગરોના બચાવ માટે ચાલ્યા ગયા. આ ખબર ડાયન રાત્રી ગાળવા એકી આગળ પડયો હતો ત્યાં આવી એટલે તે એકદમ આગળ વધ્યો અને શેહેરથી સવા માઇલ દૂર એનેપસ નદી આગળ આવી અટક્યો. ત્યાં તેણે ઉદય પામતા સૂર્યને અર્ધ્ય આપ્યા. ભવિષ્યદૃષ્ટાઓએ તેને કહ્યું કે દેવો તમને જીતની ખાત્રી આપે છે. તેણે હોમ કરતી વખત એક હાર ગળામાં નાખ્યો હતો એટલે બીજાઓએ પણ તેમ કર્યું. આ વખતે તેને પાંચ હજાર લશ્કર આવી મળ્યું. તેઓની પાસે હથિયાર તો ન હતાં પણ એ હથિયારની ખોટ તેમની હિંમત પૂરી પાડતી હતી. જ્યારે તેણે આગળ વધવાનો હુકમ આપ્યો ત્યારે 'સ્વતંત્રતા' ના જયઘોષ કરતા તેઓ ઉલ્લાસથી આગળ વધ્યા. સાઇરેક્યૂસના સંભાવિત ગૃહસ્થો શ્વેત વસ્ત્રાભૂષણ સજીને તેને દરવાજે સામા મળ્યા અને તેઓ ડાયોનીસિયસના પક્ષ ઉપર તૂટી પડયા; પણ તેમાં મુખ્યત્વે કરીને વધારે માર ડાયોનીસિયસના જાસુસોએ ખાધો; કારણ કે તે નીચ લોકોનું કામ ગામમાં જ્યાં ત્યાં ફરીને બાતમી મેળવી એ ખબરો રાજાને આપવાનું હતું અને તેમના ઉપર મનુષ્યોનો અને દેવોનો પણ તિરસ્કાર હતો એમ માની શકાય છે. ટાઇમોક્રિટસ કિલ્લાની અંદરના સૈન્યને મળી શક્યો નહીં એટલે તે ઘોડા પર ચ્હડી ન્હાસી ગયો; અને જ્યાં થઇને તે ગયો ત્યાં ત્યાં ભય વર્તાવી દીધો; કારણ કે ન્હાના સૈન્ય સામે પોતે ન્હાસી ગયો એમ ન કહેવાય માટે ડાયનના સૈન્યની સંખ્યા તે વધારતો જ ગયો.

ડાયને હવે ગામમાં પ્રવેશ કર્યો. તેણે ભપકાદાર બખ્તર પહેર્યું હતું, તેનો ભાઈ મેગાક્લિસ તેની જમણી બાજુએ ચાલતો હતો અને એથન્સવાસી કેલિપ્પસ તેની ડાબી બાજુએ હતો. તેઓએ માથા પર હાર પ્હેર્યા હતા. તેઓની પાછળ સો પરદેશી ઘોડેસવાર આવતા હતા. જે ડાયનના રક્ષકો હતા અને તેમની પછી પોતપોતાના સરદારની પાછળ બાકીનું લશ્કર આવતું હતું. આ સવારી સાયરેક્યૂસનોને પવિત્ર સરઘસ જેવી લાગી; કારણ કે તેઓએ તેને અડતાલીશ વર્ષનો જુલમ દાબી દઇ પ્રજાસત્તાક રાજ્ય સ્થાપનાર સ્વતંત્રતાની સવારી તરીકે ગણી.

જ્યારે ડાયન દરવાજામાં દાખલ થયો ત્યારે રણસિંગડાના એ નાદથી બધે ચૂપકી પથરાઇ ગઈ અને પછી તેણે પોતાને અને મેગાક્લિસને જુલમનો અંત લાવવા માટે આવેલા જણાવી સમગ્ર સિસિલીવાસીઓને માટે સ્વતંત્રતા જાહેર કરી. પછી પ્રજા આગળ ભાષણ કરવાને ઉત્સુક હોવાથી તે એક્રેડીના સુધી આગળ વધ્યો. તે આગળ વધ્યો તેમ તેમ લોકોએ ઉપકાર દર્શાવવા દેવોને આપવાના બલિ બારણા આગળ ટેબલો મુકી તે પર ગોઠવ્યા અને તેના ઉપર પુષ્પવૃષ્ટિ કરી કુલદેવને જેવી રીતે સ્તવે તેમ તેને સ્તવવા લાગ્યા. કિલ્લાની દિવાલની નીચે પાંચ દરવાજા આગળ એક ઉંચું સૂર્યમાપકયંત્ર હતું જે ડાયોનીસિયસે ચણાવ્યું હતું. આના મથાળા પર ચ્હડીને, તેણે પ્રજા સમક્ષ એક ભાષણ કર્યું અને પ્રજાને પોતાની સ્વતંત્રતા જાળવવા આગ્રહ કર્યો. પ્રજાએ તેને અને તેના ભાઇ મેગાક્લિસને શહેરના સરદાર નીમ્યા અને તેમની ઇચ્છા પરથી તેમને વીશ સહાયક આપ્યા, જેમાંના અર્ધ ડાયનની સાથે પાછા આવેલા દેશનિકાલના અગ્રણીઓ હતા. શરૂઆતમાં, ડાયોનીસિયસની બંધાવેલી ઇમારત પર ચ્હડીને ડાયને ભાષણ કર્યું હતું એ બિનાને ભવિષ્યદ્રષ્ટાઓએ શુકન ગણ્યું; પરંતુ જ્યારે પાછળથી તેઓએ જોયું કે જે ઇમારત પર ડાયનની સરદાર તરીકે નિમણુક થઈ તે એક સૂર્યમાપકયંત્ર હતું ત્યારે પછી તેઓને શંકા ગઇ કે કદાચ ડાયનની સાંપ્રતસ્થિતિ અને સત્તા અસ્તોદયના નિયમનો ભોગ થઇ પડે.

તે પછી ડાયને એપિપોલીનો કિલ્લો સર કર્યો; ત્યાંના કેદીઓને છોડી મુક્યા અને તેની આસપાસ એક મજબુત દિવાલ ચણી લીધી. આ બનાવ પછી સાતમે દિવસે ડાયોનીસિયસ પાછો ફર્યો અને સમુદ્ર રસ્તે સાઇરેક્યૂસના દ્વિપકલ્પના કિલ્લામાં દાખલ થયો. તે વખતે ડાયન જે હથિયારો અને ઓજારો સાઇનેલસ પાસે મુકી આવ્યો હતો તે તેને મોકલી આપવામાં આવ્યાં. આ તેણે શેહેરીઓ વચ્ચે વ્હેંચી આપ્યાં; અને બાકીનાઓએ જેટલાં બન્યાં તેટલાં હથિયાર ધારણ કર્યાં. અને યુદ્ધ માટે ઉત્સાહથી તૈયારી કરી. પ્રથમ ડાયોનીસિયસે ડાયન સાથે ખાનગી મસલત ચલાવવાનો પ્રયત્ન કર્યો; પણ ડાયને ખાનગીમાં કંઇ પણ બાબત સાંભળવાની આનાકાની કરી તેણે કહ્યું "સાઇરેક્યૂસ હવે સ્વતંત્ર નગર છે. અને તમારે જે કંઇ કહેવું હોય તે જાહેરમાં મુકવું જોઇએ." તે પરથી ડાયોનીસિયસના માણસોએ લોકો ઉપરના કર ઓછા કરવાનાં, તેમને પૂછયા વગર વિગ્રહમાં ન જોડાવાનાં, અને યુદ્ધમાં તેમના પર નોકરીનો બોજો ન નાખવાનાં વચનો આપ્યાં, પણ પ્રજાએ આ વચનો હસી કહાડયાં અને ડાયને તેમને જણાવ્યું કે ડાયોનીસિયસ જ્યાં સુધી પોતાની ગાદી છોડશે નહીં ત્યાં સુધી શરતનું નામ ઉચ્ચારવું પણ વૃથા છે; પણ જો તે ગાદી છોડવાનું કબુલ કરતો હોય તો પોતે જ તેને ત્યાર અને ડાયપણનો માર્ગ છોડયા વગર જેટલી મદદ આપી શકાય તેટલી બધી તે પોતાના નજીકના સગાને આપવા તૈયાર હતો. ડાયોનીસિયસે જાણે આ શરતો મંજુર હોય તેમ બતાવ્યું, અને ફરી એલચીઓ મોકલી સલાહ કરવાની શરતો ઠરાવવા સાઇરેક્યૂસવાસીઓમાંથી કેટલાકને બોલાવ્યા. તેણે તેઓને ખાતરી આપી કે તે એવી શરતો આપવાનો છે કે જે તેઓ કબુલ કર્યા વગર રહે જ નહીં; અને તે સાથે તેઓ જે શરતો કરવા માગે તે સ્વીકારવાની પોતાની તૈયારી જણાવી. આ પરથી ડાયને શેહેરીઓમાંથી એક ન્હાનું મંડળ પસંદ કર્યું: અને કિલ્લામાંથી ખબર આવી કે ડાયોનીસિયસ ગાદી છોડવા તૈયાર છે.

છતાં આ સાયરેક્યૂસવાસીઓને છેતરવાની એક યુક્તિ માત્ર હતી. શેહેરીઓ જેવા કિલ્લામાં ગયા કે તેમને કેદ કરવામાં આવ્યા અને બીજે દિવસે સ્હવારમાં ડાયોનીસિયસે પોતાના લશ્કરને દારૂ પાઇ ઉન્મત્ત બનાવી તેમને બ્હાર નીકળી ડાયનની બાંધેલી દિવાલ તોડી પાડવા હુકમ આપ્યો. આ અણધાર્યો હુમલો વિદેશીએ ઘણા જુસ્સાથી કર્યો. તેઓએ દિવાલ તોડી નાખી અને સાયરેક્યૂસવાસીઓ ઉપર તૂટી પડી તેઓને ન્હસાડયા. ડાયનનું વિદેશીય લશ્કર ચેતી જઇ એકદમ મદદે ચ્હડી ગયું. પણ શેહેરીઓની ન્હાસભાગથી તેમની હાર વીખેરાઇ ગઇ અને ખરી મદદ કરવાનું કામ મુસ્કેલ થઇ પડયું. ડાયને જોયું કે પોતાના હુકમો સંભળાવા મુસ્કેલ છે ત્યારે પોતાનો દાખલો હુકમ તરીકે ગણાય એવા હેતુથી જ્યાં દુસ્મનોનો મોટો જથ્થો હતો ત્યાં તેણે એકદમ હુમલો કર્યો.

જે જગ્યાએ તે પોતે લડતો હતો ત્યાં યુદ્ધ ઘણું સખ્ત જામ્યું હતું. તેને તેના મિત્રો અને દુસ્મનો બન્નેએ ઓળખ્યો અને તેઓ એકદમ તેના સ્થાન ભણી ધસ્યા. વૃદ્ધાવસ્થાને લીધે તે એવા યુદ્ધ માટે લાયક નહતો પણ તેણે ઘણા જોરથી યુદ્ધ ચાલુ રાખ્યું અને પોતાના પર હુમલો કરનાર ઘણાઓને કાપી નાખ્યા. આખરે તેને માથામાં એક ભાલું લાગ્યું અને તેની સામે તાકેલા ભાલા અને તીરોથી તેની ઢાલ વીંધાઇ ગઈ અને પાસેપાસેની લડાઇમાં તેના બખ્તરે ઘા ઝીલી ન શકવાથી તે જમીનપર પડયો. તેના સિપાહો તેને એકદમ ઉપાડી ગયા અને ટાઇમોનાઇડિસને સરદારી સોંપી; તે ન્હાસનારા સિપાહોને પાછા ભેગા કરવા ગયો; અને તુરત એકેડિના ઉપર તપાસ રાખવા મુકી આવેલા રક્ષકસૈન્યને તે મદદે લઈ આવ્યો; પણ એની જરૂર રહી નહતી. દુસ્મનની બધી આશા પ્રથમ હુમલામાં જ હતી અને આવો સખ્ત ધસારો જોઇ યુદ્ધથી થાકી ગયેલા તેઓ કિલ્લામાં પાછા ફર્યા. તુરત ગ્રીક સિપાહો તેમની પાછળ પડયા અને ઠેઠ દિવાલ સુધી તેમને તગડયા. ડાયનના આ યુદ્ધમાં ચુંમોતેર આદમી પડયાં અને દુસ્મનનો ઘણો ભાગ પણ પડયો. આ યુદ્ધ એટલું મોટું ગણાયું કે સાયરેક્યૂસવાસીઓએ પરદેશીઓને દરેકને સો સો માઇની ભેટ આપી અને ડાયનને તેના લશ્કરે સુવર્ણનો મુકુટ પહેરાવ્યો.

આ પછી તુરત ડાયોનીસિયસના માણસો ડાયન ઉપર તેના કુટુમ્બની સ્ત્રીઓના પત્રો લઇ આવ્યા. આ પત્રો ઉપરાંત એક પત્ર ઉપરનું સરનામું 'હિપ્પારિનસનો તેના પિતા ડાયન ઉપરનો પત્ર' એમ હતું. કારણ કે એ નામ ડાયનના પુત્રનું નામ હતું. ટાઇમીઅસ કહે છે કે એ છોકરાનું નામ તેની માના નામ પરથી એરીટીયસ હતું પણ હું ધારૂં છું કે તેના મિત્ર ટાઇમોનાઇડિસના કહેવા ઉપર વધારે વજન આપવું ઘટે છે. બાકીના પત્રો જે પ્રજા સન્મુખ વાંચવામાં આવ્યાં હતાં તેમાં તેમના તરફથી જુદી જુદી વિનંતિઓનો સમાવેશ હતો પણ જે પત્ર હિપ્પારિનસ તરફનો હતો તે લોકોએ તેના પિતાના માનને ખાતર જાહેરમાં વંચાવવાની માગણી કરી નહીં; પણ ડાયને તે વંચાવવાનો આગ્રહ કર્યો. અંદર વાંચતાં તે ડાયોનીસિયસનો ડાયન ઉપર પણ ખરી રીતે સાયરેક્યૂસના લોકો ઉપર લખ્યો હોય એવી મતલબનો પત્ર નીકળ્યો. કારણ કે જો કે તેની ભાષા વિનંતિ અને માફી માગવાની હતી છતાં તેનો હેતુ ડાયનને પ્રજાની નજરમાં અળખામણો કરવાનો જણાઇ આવતો હતો. એ કાગળમાં ડાયોનીસિયસે તેને પોતાની નોકરીમાં બતાવેલા ઉમંગ અને ઉત્સાહની યાદી આપી; તેને તેનાં વહાલાં સગાઓ, તેની બહેન, પુત્ર, સ્ત્રી મારફત દુઃખ દેવાની ધમકી

આપી; પછી તેમાં આર્ત્ત વિનંતિઓ અને આજીજીઓ લખી હતી અને છેવટે ડાયોનીસિયસે અત્યંત ગંભીર શબ્દોમાં ડાયનને સલાહ આપી હતી કે રાજસત્તા પ્રજાને આપી દેવાથી તો તેના દુસ્મનો જ સબલ થશે; જેઓ પોતાના જુના વીતકો માટે ડાયન ઉપર વેર લેવાનું ચૂકશે જ નહીં; માટે ડાયને પુખ્ત વિચાર કરીને કુલ સત્તા પોતાના જ હાથમાં રાખવી અને પોતાના મિત્રો અને પોતાના કુટુંબીઓનાં સુખસલામતી માટે અંદેશો થઇ પડે એવું કંઈ પણ કરવું નહીં.

આ પત્રથી પ્રજાના મનમાં જે જાતના વિચાર સ્ફુરવા જોઇતા હતા તે સ્ફુર્યા નહીં. નજીકમાં ખાનગી સંબંધના કરતાં પણ જાહેર જરૂરિયાતોને જે વધારે મહત્ત્વની ગણે એવા ઉદારચરિત અને મોટી દક્ષતાવાળા વીર પુરુષને માટે માનની લાગણી ઉત્પન્ન થવાને બદલે પ્રજાના મનમાં ચિંતા અને ઇર્ષ્યા પેદા થયાં. પ્રજા માનવા લાગી કે ડાયન ડાયોનીસિયસ તરફ વલ્યા વગર નહીં રહે. એટલા માટે તેઓ બીજા સરદાર માટે ઇચ્છવા લાગ્યા અને ત્યાં તેઓએ સંતોષથી સાંભળ્યું કે હેરેક્લાઇડિસ પાછો ફરે છે. આ હેરેક્લાઇડિસને ડાયોનીસિયસે દેશનિકાલ કર્યો હતો; પણ તે પ્હેલાં તે સૈન્યમાં સારા હોદ્દાપર હતો અને યુદ્ધની કલામાં પ્રવીણ હતો: પણ જ્યારે સરદારીમાં તેને જોડીએ આપવામાં આવતો ત્યારે તે નિર્બલ મનનો, અનિશ્ચિત અને કાચા વિચારનો જણાતો. થોડા વખત ઉપર તેને પિલોપોનીસસમાં ડાયન સાથે વિક્ષેપ થવાથી તેણે એકલે હાથે ડાયોનીસિયસ ઉપર વિગ્રહ કરવાનો ઠરાવ કર્યો હતો. જ્યારે તે સાયરેક્યુસ પ્હોંચ્યો ત્યારે તેણે રાજાને ઘેરાયેલો અને લોકોને જુસ્તથી ઉશ્કેરાયેલા જોયા. એટલે તેનું પ્હેલું કામ પ્રજાની મરજી સંપાદન કરવાનું થયું અને આ કરવા માટે તેને બધી યુક્તિઓ આવડતી હતી. વ્યંગાર્થવાળી વક્તૃત્વશક્તિ અને જે જાતની ખુશામદ જનમંડલને આનંદ આપે છે તે તેને આવડતાં હતાં; વળી ડાયનની સ્વાભાવિક ગંભીરતા પ્રજામંડલને પસંદ નહતી એ પણ તેના લાભમાં હતું. સાયરેક્યૂસનાસીઓ પણ જીતથી ફૂલાઇ જઇ સ્વતંત્રતા મેળવ્યા પ્હેલાં તો સ્વતંત્રતાનો ડોળ ઘાલવા મંડ્યા હતા. આવી રીતે તેઓ સરદારના બોલાવ્યા શિવાય એકઠા થયા અને હેરેક્લાઇડિસને તેમના નૌકાસૈન્યની સરદારી આપી. પણ ડાયને તેમના આ પગલા સામે વાંધો લઇ બતાવી આપ્યું કે તેમનું આ કૃત્ય તેમણે જ તેને કુલ સરદારી આપી દીધેલી હતી એની સાથે બંધ બેસતું નહતું; ત્યારે તેઓએ હેરેક્લાઇડિસનો હોદ્દો પાછો ખેંચી લીધો. તે વખતે તેમણે હેરેક્લાઇડિસને પણ માઠું ન લાગે એમ આગળથી તેને મજી કરીને કામ લેવાની જરૂર પણ જોઇ નહીં. પછી ડાયને હેરેક્લાઇડિસને પોતાને ઘેર બોલાવ્યો અને નમ્રતાથી તેને જણાવ્યું કે આવે પ્રસંગે જ્યાં એક ખોટા પગલામાંથી આપણે બધું ખોઇ બેસીએ એવી સ્થિતિમાં છીએ તેવે વખતે માન અપમાનના સવાલમાં અંદર અંદર કલહ કરવો એ ઠીક નથી. અને પછી રીતસર પ્રજાની સભા ભરી તેમાં હેરેક્લાઇડિસને નૌકાસૈન્યાધિપતિનું પદ આપ્યું અને પ્રજાને આગ્રહ કરી પોતાના જેટલું જ રક્ષકસૈન્ય તેને પણ અપાયું.

હેરેક્લાઇડિસ જાહેરમાં ડાયન માટે બહુ માન દર્શાવતો હતો, પોતે તેના ઉપકાર તળે દબાયેલો છે એમ જાહેર કરતો હતો, અને તેના હુકમોને માન આપતો હતો; પણ ખાનગીમાં તે પ્રજાના તોફાની ભાગને ઉશ્કેરી ને હમેશાં ડાયન માટે તોફાન અને ચિંતા

પેદા કર્યા કરતો હતો; જો ડાયોનીસિયસને સલામતીથી ન્હાસી જવા દેવાની ડાયન હિમાયત કરતો તો તે તેને માથે ડાયોનીસિયસને બચાવવા જવાનું આળ ચ્હડાવતો, અને આવો વહેમ ટાળવાના ઉદ્દેશથી જો ડાયન ઘેરો ચાલૂ રાખવાનું મત આપતો તો હેરેક્લાઇડિસ તેને માથે એવું આળ મુકતો કે એનો હેતુ તો પોતાના હાથમાં લાંબો વખત સરદારી રાખી પ્રજાને પોતાના કાબૂમાં આણવાનો છે.

શેહેરમાં એક સોસિસ નામનો હરામખોર અને તોછડો માણસ હતો, જે એમ માનતો કે પૂર્ણ સ્વતંત્રતાનો સમાવેશ વાણીની મર્યાદાના ઉલ્લંઘનમાં જ થાય છે. આ માણસે ઉઘાડી રીતે ડાયન ઉપર હુમલો કર્યો અને પ્રજા સમક્ષ કહ્યું કે તેઓએ એક દારૂડીયા અને લંપટ પણું બેદરકાર જુલમીને સ્થાને ચપલ અને સાવધાન ધણી મેળવ્યો છે. આ પછી તે સભા છોડી ગયો અને બીજે દિવસે સ્હવારે રસ્તાઓમાં કોઇથી ન્હાસતો ફરતો હોય તેમ માથું અને મુખ રક્તથી ખરડાયેલું રાખીને આમ તેમ દોડવા લાગ્યો. આ સ્થિતિમાં તે ભર બજારમાં દોડ્યો ગયો અને લોકોને જાહેર કરવા લાગ્યો કે તેના ઉપર ડાયનના વિદેશીય લશ્કરમાંથી હુમલો કરવામાં આવ્યો હતો; અને તેમણે કરેલો પોતાના માથાપરનો ઘા બતાવવા લાગ્યો. આ ઉપરથી લોકો ડાયનના ઉપર ખફા થયા અને લોકોના જાન લઇ તેમની જીભ બંધ કરવાના ઉપાયો લેવાનું તેના પર તહોમત મુકવા લાગ્યા. એટલા માટે આ તોફાની અને ગેરકાયદે મળેલી મંડળીમાં પોતાનો બચાવ કરવા ડાયન હાજર થયો અને તેણે બતાવી આપ્યું કે સોસિસ એ ડાયોનીસિયસના રક્ષકોમાંના એકનો ભાઇ હતો અને આ બખેડો જગાડવા માટે તેને લાંચ આપવામાં આવી હતી; કારણ કે ડાયોનીસિયસ પાસે હવે જે એક સાધન રહ્યું હતું તે લોકોની અંદર અંદર બખેડા ઉત્પન્ન કરવાનું હતું. જે શસ્ત્રવૈદ્યોએ ઘા તપાસ્યો તેઓને એ કોઇ સખ્ત ફટકાથી થયેલો ન લાગ્યો; જે ઘા શસ્ત્રોથી થાય છે તે વચમાં બાજુઓ કરતાં વધારે ઉંડા થાય છે. પણ આ ઘા તો છીછરો હતો અને શરૂઆતથી છેડા સુધી સરખો હતો; વળી તે ઘા એક સરખો ન હતો પણ જેમ જેમ દુઃખ સહેવાનું જાય તેમ તેમ બે ત્રણ વખતના છેદનથી થયેલો લાગતો હતો. તે જ વખતે બીજા કેટલાકનું કહેવું એવું થયું કે તેઓ સોસિસને ઘવાયેલો નાગો નાગો ન્હાસતાં જોઇ, અને તેને પૂછતાં તેને ઘાયલ કરનાર ડાયનના પરદેશી સિપાઇઓ તેની પૂઠે છે એમ જાણી, જ્યારે એ સિપાઇઓને પકડવાને દોડ્યા ત્યારે તેઓને તો ક્યાંય દીઠા નહીં; પણ જે સ્થાન તરફથી સોસિસને તેમણે દોડતો જોયો હતો તે સ્થાન નજીક એક મોટી શીલાની નીચે એક અસ્ત્રો તેમને જડયો હતો. આ બધી બિનાઓ તેની વિરુદ્ધ ગઇ; અને જ્યારે સોસિસના નોકરોએ જુબાની આપી કે સ્હવારમાં હાથમાં અસ્ત્રો લઇને બ્હાર જતાં તેઓએ તેમના શેઠને જોયો હતો ત્યારે ડાયન પરના આરોપ પાછા ખેંચી લેવામાં આવ્યા, અને તેઓ સોસિસને દેહાંતની શિક્ષા કરવામાં એકમત થયા અને પાછા ડાયનના પક્ષના થઇ ગયા.

છતાં તેમના મનમાં ડાયનના સિપાહીઓની ઇર્ષ્યા તો હજી રહી. અને તે વખતે ડાયોનીસિયસની મદદે જેપીજીઆથી ફાઇલિસ્ટસ પાછો ફર્યો હતો એટલે વિગ્રહ ઘણુંકરીને સમુદ્ર ઉપર જ ચાલતો હોવાથી જે લોકોને ખલાસીનું કામ આવડતું ન હતું તેઓને રાખવાની જરૂર તેઓએ જોઇ નહીં. વળી એક નૌકાયુદ્ધમાં ફાઇલિસ્ટસ પકડાયો એટલે

તેમના અભિમાનનો પાર રહ્યો નહીં. તેમણે ફાલેરિસ્ટસ ઉપર 'જંગલીઓ'ના જેવો જુલમ ગુજાર્યો. એફોરસ જણાવે છે કે જ્યારે ફાલેરિસ્ટસે જોયું કે તેની નૌકા પકડાઈ ત્યારે તેણે આપઘાત કર્યો, પણ ટાઇમોનાઇડિસ જે પ્રથમથી જ ડાયનની સાથે હતો અને બધા પ્રસંગોમાં હાજર હતો તે સ્પ્યુસિપ્પસને પત્ર લખતાં નીચે પ્રમાણે જણાવે છેઃ-ફાલેરિસ્ટસની નૌકા જમીનને લાગી ગઇ એટલે તે કેદ પકડાઇ ગયો, તેનાં હથિયાર લઇ લેવામાં આવ્યાં અને પછી કપડાં કહાડી લીધાં અને એટલી બધી વૃદ્ધ ઉમર છતાં તેને નાગો કરીને બધી જાતનાં અપમાન પહોંચાડવામાં બાકી ન રાખી. પાછળથી તેનું માથું ઉડાવી દીધું. અને તેનું ધડ ગામના છોકરા પાસે આપી તેને ઢસડાવી પાણાખાણમાં નંખાવ્યું. ટાઇમીઅસ જણાવે છે કે તેનાપર ગુજરેલાં વીતક આથી પણ વધારે ખરાબ હતાં. તે કહે છે કે છોકરાઓએ તેનો જે પગ લંગડો હતો તેને જ દોરડું બાંધ્યું અને એ સ્થિતિમાં તેને ગામમાં ઢસડ્યો; ત્યારે ગામના શેહેરીઓ મશ્કરી કરતાં કહેવા લાગ્યા કે "જે માણસે ડાયોનીસિયસને સલાહ આપેલી કે 'ઘોડે ચડીને નાસી ન જવું, પણ પગે ઢસડીને પ્રજા ખેંચે ત્યાં સુધી તેણે તો ત્યાંજ રહેવું' તે પુરુષ તમે જ કે?" પણ ફાલેરિસ્ટસ કહે છે કે ઉપલી સલાહ ડાયોનીસિયસને તેણે પોતે નહીં પણ કોઇ બીજાએ આપેલી હતી.

છતાં એટલું ખરૂં છે કે ફાલેરિસ્ટસ નિરંકુશ સત્તાની તરફેણમાં હતો તેથી ટાઇમીઅસ તેની વિરુદ્ધ મળે તેટલા આક્ષેપ કરવામાં ચૂકતો નથી. જે લોકોને ફાલેરિસ્ટસને હાથે ખમવું પડ્યું હોય તેઓ જો પોતાનો રોષ ફાલેરિસ્ટસના શબ ઉપર સુદ્ધાં વાપરે તો પણ તેમાં તેમનો બહુ દોષ નથી. પણ તેના ચરિત લખનારા ઇતિહાસકો જેઓને તેણે કદી નુકસાન કર્યું નથી પણ ઉલટું જેઓએ તેનાં લખાણમાંથી મદદ મેળવી છે તેઓએ તેની આફતના વખતમાં કે જેવી દુનિયામાં બધા માણસો પર એક વખત આવે છે તેનું વર્ણન કરતાં અશ્લીલ અને નિંદાત્મક ભાષા શા માટે વાપરવી જોઇએ એ સમજાતું નથી. એથી ઉલટું, એફોરસ ફાલેરિસ્ટસનાં અત્યન્ત વખાણમાં ઉતરી પડે છે એ પણ અજુગતું છે. મનુષ્યચારિત્રના દોષો કેમ ઢાંકવા અને નિંદ્ય કામોનો કેમ બચાવ કરવો એ કામ તે સારી રીતે જાણે છે; પણ તેની બધી કલાની પ્રતિમા છતાં તેના ઉપર નિરંકુશ સત્તાનો પ્રબલ મદદગાર, જુલમગારોનો મિત્ર, અને મોજશોખનો ભોગી હોવાનો જે આરોપ મુકાયેલો છે તેમાંથી તેનો બચાવ નથી થઈ શકતો. બધી બાબત ધ્યાનમાં લેતાં સારાંશ એ કે જે 'લેખક' ફાલેરિસ્ટસના સિદ્ધાંતોને અનુમોદન નથી આપતો તેમ જ તેની અવદશા ઉપર અપમાન નથી આપતો તે જ ઇતિહાસક તરીકેની ખરી ફરજ બજાવે છે.

ફાલેરિસ્ટસના મૃત્યુ પછી ડાયોનીસિયસે કહેણ મોકલ્યું કે જો તમે મને સિસિલી છોડી દઈ ઇટલીમાં ગીયાડાના મુલકમાં જવા અને એ ફળદ્રુપ દેશની ઉપજ ખાવા દો તો તેના બદલામાં હું પોતે હથિયાર, ખોરાક, સિપાહો અને પાંચ માસનો પગાર એ બધાં સાથે કિલ્લો સોંપી દઇ નીકળી જવા તૈયાર છું. ડાયને પોતે શરતો કરવાની ના પાડી અને એલચીઓને તેમની શરતો પ્રજાની સભા આગળ રજુ કરવા જણાવ્યું; અને તેઓ થોડા વખતમાં ડાયોનીસિયસને જીવતો પકડવાની આશા રાખતા હતા એટલે તેમણે એલચીઓને સાંભળ્યાં વગર પાછા વાળ્યા. આ પરથી ડાયોનીસિયસે પોતાના જ્યેષ્ઠ પુત્ર

એપોલોક્રેટિમને કિલ્લાના રક્ષણ માટે રાખી પોતાનો કીંમતી ખજાનો અને કેટલુંક આમ-મંડળ સાથે લઇ, સારા પવનનો લાભ લઇ, હેરેકનાઇડિમની નજર ચૂકવી ન્હાસી છૂટયો.

રાજાને છૂટવા દેવા માટે પ્રજા હેરેકલાઇડિસ સામે રોષે ભરાઇ; અને તેઓને શાંત પાડવાના હેતુથી તેણે હિપ્પો નામના એક વક્તા મારફત દરખાસ્ત કરાવી કે સ્વતંત્રતાની પ્હેલી નિશાની સમાનતા છે, અને ગરીબાઇ અને ગુલામી એ પર્યાય શબ્દો છે માટે જમીનના સરખા હિસ્સા કરી તે પ્રજાને વ્હેંચી આપવી. આ દરખાસ્તમાં તેણે હિપ્પોને ટેકો આપ્યો; તેમ જ તેની વિરુદ્ધ થનાર ડાયનની સામેના પક્ષને ઉત્સાહિત કર્યો અને આખરે તેણે પ્રજાને એટલી બધી પોતાની તરફેણમાં કરી લીધી કે એ કાયદો પસાર કરાવ્યો એટલું જ નહીં પણ એક બીજા ઠરાવથી પરદેશી સિપાહીઓના પગાર અટકાવ્યા અને નવા સરદાર નીમ્યા એટલા માટે કે ડાયનની સખ્તાઇ તેમને વેઠવી ન પડે. એવી રીતે જેમ એક લાંબા વખતનો દર્દી પોતાના વૈદ્યે ઠરાવેલો નિયમસરનો ખોરાક લેવાને બદલે પાછી આવતી તંદુરસ્તીનો અયોગ્ય ઉપયોગ કરે છે તે પ્રમાણે સાયરેક્યૂસવાસીઓએ પોતાના બચાવનારની ડાહપણભરી સલાહ ઉપરાંત જઇને લાંબા વખતની ગુલામગિરિ કાઢતામાં સ્વતંત્રતા મેળવવાને જબરી ફાળો મારવા માંડી.

નવા અમલદારો નીમવા માટેની સભા બોલાવવામાં આવી ત્યારે ઉન્હાળો અર્ધો
સાર થઇ ચૂક્યો હતો. અને પંદર દિવસ સુધી ભયંકર ગર્જનાઓ થતી હતી અને અ
ગળ દેખાવો દેખાયાં કરતા હતા તેથી ડરી જઇને પ્રજાએ પોતાના સરદારો નીમવાનું પડ
મુક્યું. જ્યારે હવા શાંત થઈ ત્યારે સભાનુ કામ આગળ ચલાવવાને વક્તાઓ વળી દબા
કરવા લાગ્યા. અને જેવા એ કામમાં ગુથાયા કે તરત એક બળદ જે રસ્તાના અવાં
અને ટોળાઓનો ટેવાયેલો હતો તે જોતર તોડાવી, હાંકનારના હાથમાં ન રહેતાં દોડયો અ
પ્રજા ભેગી મળી હતી તે સ્થાનમાં જોસભેર દોડી આવ્યો, તેના ગભરાટમાં ભેગા મળે
લોકો વીખરાઇ ગયાં. અને પછી ત્યાંથી કુદતો કુદતો શેહેરના જેટલા ભાગમા ફરી વ
તે ભાગ પાછળથી શત્રુના હાથમા ગયો, પણ આ બાબત ઉપર ધ્યાન આપ્યા સિવ
સાયરેક્યૂસવાસીઓએ પચીશ અમલદારોની નીમણુક કરી અને તેમા હેરેકનાઇડિસ એ
હતો. તેમ જ તેઓએ ડાયનના માણસોને ખેંચી લેવાના પણ પ્રયત્ન કર્યા, અને તેટ
માટે તેઓએ વચન આપ્યુ કે જો તમે તેને છોડી દેશો તો અમે તમને સાયરેક્યૂસ
સ્વતન્ત્ર વતની તરીકે દાખલ કરીશુ પણ સિપાહીઓ પોતાના સરદારને બેવફા થયા ન
અને પોતાની વચમા તેને રાખી શેહેરની બ્હાર નીકળ્યા. આ પ્રસંગે તેમણે શેહે
ઓ પર બિલકુલ જુલમ કર્યો નહીં, પણ ફક્ત તેમની નિમકહરામી અને નીચતા
સખ્ત ઠપકાના વચનો કહ્યા. તેઓનો ન્હાની સંખ્યા અને શેહેરીઓ પર હ
ઉગામવાની તેમની અનિચ્છાએ શેહેરીઓને સામો તેમના પર હુમલો ક
ઉશ્કેર્યા, અને શેહેર બ્હાર નીકળવા પામે ત્યાર પ્હેલા તેમને કાપી નાખવાના હેત
તેઓએ તેમના પાછલા ભાગ પર હુમલો કર્યો. આ વખતે ડાયનની સ્થિતિ બહુ કઢે
થઇ પડી, તેને કાતો પોતાના સ્વદેશી બંધુઓ સાથે લડવાની અથવા તો પોતે અને પોત
નિમકહલાલ નોકરોને કપાવા દેવાની ફરજ પડી, તેટલા માટે તેણે સાયરેક્યૂસવાસીઓ
પાછા ફરવાની વિનતિ કરી. તેણે પોતાના હાથ લાંબા કરી કિલ્લા તરફ આંગળી કરી

શ્મનની છાવણીમાંના અંદરઅંદરના કલહ ઉપર આનંદ પામતા સિપાહો તરફ તેમનું ધ્યાન ખેંચ્યું. પણ વક્તાઓના નિંદક વચનોથી ઉશ્કેરાયેલું પ્રજામંડલ એમ મનાવ્યું માને તેમ ન હતું. આ પરથી ડાયને પોતાના માણસોને એકદમ આગળ વધવાનો અને હથિયાર ખખડાવી હુમલો કરતાં હોય એવો ખોટો દેખાવ કરવાનો હુકમ આપ્યો. આ જોઇને સાયરેક્યૂસવાસીઓ એકદમ ઉભે રસ્તે નાઠા; જો કે તેમની પાછળ કોઇ પડ્યું નહીં અને ડાયન પોતાના માણસોને લઇને લીઓન્ટાઇનોના મુલક તરફ આગળ વધ્યો.

આ, બાયલાના જેવા પલાયનથી તે નવા સરદારોની સ્ત્રીઓ પણ મશ્કરી કરવા લાગી. આથી ચ્હીડાઇને, પોતાની આબરૂ પાછી મેળવવાને ખાતર શેહેરીઓ ફરી સજ્જ કરી ડાયનની પૂંઠે પડ્યા અને એક નાળું તે પસાર કરતો હતો ત્યાં તેના પર આવી લાગ્યા. ઘોડેસવારસૈન્ય વચ્ચે ઝપાઝપી શરૂ થઇ. પણ જ્યારે તેઓએ જોયું કે ડાયન આ અપમાન શાંતિથી ખમી જાય તેમ નથી પણ ખૂબ ગુસ્સામાં આવી જઇ સૈન્યને યુદ્ધ માટે ગોઠવવા લાગ્યો ત્યારે તેઓએ ફરીથી પીઠ ફેરવી પ્રથમના કરતાં પણ વધારે નામોશીભરી ત્વરાથી ન્હાસી ગયા.

લિઓન્ટાઇનોએ ડાયનનું ઘણું સારૂં સન્માન કર્યું, તેના સિપાહોને ભેટો આપી અને શેહેરની સ્વતંત્રતા તેને બક્ષી. તે ઉપરાંત તેમણે સાયરેક્યુસ એલચીઓ મોકલી ડાયનને માટે ન્યાય અને તેનાં માણસો માટે પગારની માગણી કરી. સાયરેક્યુસવાસીઓએ તેના જવાબમાં ડાયન ઉપર તહોમત મુકવાને પોતાના પ્રતિનિધિઓ મોકલ્યા. પણ જ્યારે લિઓન્ટીયમમાં એ બાબતનો વિવાદ થયો ત્યારે એ તહોમતો જુઠાં ઠર્યાં; છતાં એ સભાના ઠરાવ પ્રમાણે વર્તવાને તેઓએ ચોખ્ખી ના પાડી, કારણ કે તુરતની જ સ્વતંત્રતા મેળવી તેઓ ઉદ્ધત બન્યા હતા અને પ્રજાની સત્તા ઉપર અંકુશ નહતો; એવી સ્થિતિમાં સ્વાભાવિક છે, તે પ્રમાણે તેઓના સરદારો ક્ષણિક લોકવૃત્તિને અનુસરનારા ગુલામો હતા.

આ વખતે ડાયોનીસિયસે કિલ્લા અંદરના લશ્કર માટે પગાર અને ખોરાક ભરીને એક કાફલો નેપલ્સવાસી નિપ્સીઅસની સરદારી નીચે મોકલ્યો. સાયરેક્યુસવાસીઓએ તેની સાથે યુદ્ધ કરી તેનાં ચાર વ્હાણ લઈ લીધાં; પણ તેઓએ પોતાની જીતનો લાભ જોઇએ તેવો લીધો નહીં. કોઇ પણ જાતના શાસનની ગેરહાજરીમાં તેઓએ પોતાની જીતનો ઉત્સવ અપૂર્વ અલાચારમાં ગાળ્યો અને જે વખતે તેઓ કિલ્લો જીતવાની ખાત્રીમાં બેઠા હતા તે વખતે તેઓ શેહેર પણ ખોઇ બેઠા. નિપ્સીઅસે તેઓની અવ્યવસ્થા, તેઓની રાત્રીના વિલાસો અને નિશાબાજીઓ જોઇ તથા જાતિ વૃત્તિને લીધે કે પછી બીજાની નજરે ન ચ્હડવાના હેતુથી એ મંડળોમાં સામાન્યવર્ગના જેટલો જ સરદાર વર્ગને મશગુલ જોયો ત્યારે તેણે કિલ્લાની દિવાલ તોડીને પોતાના સિપાહોને શેહેર લુટવાનો અને બલાત્કારનો કેર ગુજારવાનો માર્ગ ખુલ્લો કરી આપ્યો.

સાયરેક્યુસવાસીઓને પોતાની મૂર્ખાઈ અને પોતાની વિપત્તિનું તુરત ભાન થયું. સિપાહોએ શેહેરમાં ભયકર ત્રાસ વર્તાવ્યો. તેઓએ કિલ્લેબંદી તોડી નાંખી, માણસોને કતલ કર્યા અને સ્ત્રીબાળકોને ખૂમરાણ કરતાં અને ત્રાસો પાડતાં કિલ્લામાં ઘસડ્યાં. સાયરેક્યુસના સરદારો દુશ્મનોને શેહેરીઓથી, છૂટા પાડવા અશક્ત, નીરાશ અને શેહેરીઓને હારમાં

ગોઠવી ન શક્યા એટલે તેમણે તો બધું ગયું માની લીધું. આ સ્થિતિમાં તેઓ હતા અને એકેડીના પણ દુશ્મનના હાથમાં જવાની ધારતી હતી એટલે બધાએ પોતાના વિચાર ડાયન ઉપર દોડાવ્યા; પણ બધા જ તેના અપરાધમાં આવ્યા હતા એટલે તેનું નામ લેવાની કોઇની છાતી ન ચાલી. આ મુસ્કેલીના સમયમાં સહાયક ઘોડેસવાર લશ્કરમાંથી અવાજ આવ્યો. "ડાયન અને તેના સ્પાર્ટન સિપાહોને લિઓન્ટીયમથી બોલાવો." તેના નામનો ઉચ્ચાર થયો કે તુરત લોકોએ હર્ષનાદ કર્યો. તેઓ આંખમાં આંસુ લાવીને વિનંતિ કરી તેને પોતાનો સરદાર થવાને કહેતા હોય તેમ બોલાવા લાગ્યા; અગ્રીના પ્રસંગ ઉપરની તેની બહાદુરી સંભારવા લાગ્યા; અને દુશ્મનની સામે લ્હડવામાં જે બહાદુરી તે બતાવતો અને જે વિશ્વાસ તે તેમના અંગમાં સ્ફુરાવતો તે તેઓ યાદ કરવા લાગ્યા. મદદગાર લશ્કરમાંથી આર્કોનાઇડિસ ટેલેસાઇડિસ હેલાનિકસ અને ઘોડેસવાર લશ્કરમાંથી બીજા ચાર એકદમ મારતે ઘોડે લ્હડી ગયા અને સાંજ પડતાં લિઓન્ટિયમ જઇ પ્હોંચ્યા. તેઓ તુરત ડાયનના પગમાં પડ્યા અને આંખમાં આંસુ લાવી સાયરેક્યુસવાસીઓની દુઃખદ સ્થિતિનું વર્ણન કરવા લાગ્યા. લિઓન્ટિયમવાસીઓ અને તેના રક્ષકો તેમની આસપાસ વિંટાઇ વળ્યા; કારણ કે તેઓની ઉતાવળ, અને તેઓની વાતચિત કરવાની રીતભાત પરથી તેઓ કંઇક અસાધારણ કામ ઉપર આવ્યા હોવા જોઇએ એ અનુમાન સહજ થાય તેમ હતું.

ડાયને તુરત સભા બોલાવી અને બધા જલ્દી ભેળા થયા કે આર્કોનાઇડિસ અને હેલાનિકસે સાયરેક્યુસની વિપત્તિનું ટૂંકું બયાન કર્યું; અને પછી પરદેશી સિપાહોને તેમણે ખમેલું અપમાન ભૂલી જવાની વિનંતિ કરી કહ્યું કે તમને અમે અપમાન આપ્યું છે તેના બદલામાં તમે અમારે માથે જે વીતાડો તે કરતાં વધારે અમારા અપકારના બદલામાં અમે ખમ્યું છે માટે કૃપા કરી અમારી મદદે આવો. જ્યારે તે બોલી રહ્યા ત્યારે ગંભીર ચૂપકીદી ફેલાઇ ગઈ, અને ડાયન ઉભો થઇ બોલવા જતાં આંસુને લીધે બોલી શક્યો નહીં. તેના સિપાહો, જેને તેમના સરદારની દિલગીરીથી બહુ લાગી આવ્યું તેઓએ તેને પોતાનો શોક ઢાંકી, બોલવાનો આગ્રહ કર્યો. તેણે પોતાનું મન શાંત કરી નીચે પ્રમાણે ભાષણ કર્યું. " મિત્રો અને મ્હારા વફાદાર સિપાહો ! મેં તમને મ્હારા પોતાના વિષે વિચાર કરી ઠરાવ કરવા બોલાવ્યા છે. મ્હારો સિદ્ધાંત થઇ ચૂક્યો છે. જ્યાં સાઇરેક્યૂસ મરણ પથારીએ છે ત્યાં મ્હારા ઠરાવ બાબત શંકાનો અવકાશ નથી; જો એને બચાવી નહીં શકાય તો પછી હું ત્યાં ત્વરાથી પ્હોંચીશ અને મ્હારા સ્વદેશના ખંડેરોમાં પ્રાણવિસર્જન કરીશ. ત્હમારે શું કરવું એ બાબતમાં એક કમનસીબ અને અવિચારી શેહેરને મદદ કરવા તમારી વૃત્તિ થાય તો જે શેહેરને તમે જ બનાવ્યું કહેવાય તેને પાયમાલ થતાં અટકાવવા તમે સમર્થ થશો. પણ જો સાઇરેક્યૂસે આપેલા અપમાન આગળ તેને માટેની દયાનું કંઇ વજન ન હોય તો હું એટલું જ કહું છું કે ડાયનને તમે જે માયા બતાવી છે અને નિમકહલાલ નોકરી આપી છે તેનો ઈશ્વિર તમને બદલો દેશે. બાકી એટલું જ નક્કી છે કે જ્યારે તમારે ખમવું પડયું હતું ત્યારે તમને મેં છોડયા નહતા તેમ જ અત્યારે મારા પાયમાલ થતા દેશને છોડી શકતો નથી."

તેણે ભાષણ પૂરું કર્યું ત્યાં તો તેની સાથે જવાની મરજી દેખાડવા સિપાહોએ

તાલીઓ પાડી એકદમ સાયરેક્યુસે ઉપડી જવાની માગણી કરી. તેમને તેડવા આવનાર ખુશીથી તેમને ભેટયા અને ડાયન અને તેના સિપાહી ઉપર આશીર્વાદ વર્ષાવવા પ્રાર્થના કરવા લાગ્યા. જ્યારે ગડબડ બંધ થઇ ત્યારે ડાયને નાસ્તાપાણી માટે પોતાના માણસોને થોડી વાર રજા આપી અને પછી પૂર્ણ રીતે સજ્જ થઇ હાજર થવાનું ફરમાવ્યું; કારણ કે તેનો ઇરાદો તે જ રાતે નીકળી પડવાનો હતો.

ડાયોનીસિયમના સિપાહી આખો દિવસ કચરઘાણ વાળી, નછવી ખોટ સાથે રાતના કિલ્લામાં પેસી ગયા. આ ટૂંકા વખતના અવકાશથી શત્રુ ફરીને બ્હાર નહીં આવે એમ ધારીને વક્તાઓએ ડાયન અને તેના સિપાહીને દાખલ થવા ન દેવા માટે લોકોને સમજાવ્યા. અને તે પરથી સરદારોએ ડાયનને પોતાની કૂચ મોકુફ કરવા દૂત મોકલ્યા. જ્યારે ઘોડેસવારલશ્કર અને ગામના સંભાવિત ગૃહસ્થોએ ડાયનને જેમ બને તેમ જલ્દી આવવા વિનતિઓ મોકલી. આવી રીતે એક પક્ષ બોલાવે અને બીજો મના કરે એવી સ્થિતિમાં ધીમે ધીમે આગળ વધ્યો અને રાતે જે પક્ષે તેને આવવાની મના કરેલી તેણે તેને દાખલ થતો અટકાવવા દરવાજે ચોકી મુકી.

હવે નિપ્સીઅસે કિલ્લામાંથી બીજો હુમલો કર્યો અને તેમાં આગલા વખત કરતાં વધારે સંખ્યા અને જોશ બતાવ્યું; કિલ્લેબંદીને બધી તોડી નાંખી તેણે શેહેરનો નાશ કરવા માંડયો. ભયંકર કતલ ચાલી; પુરુષો, સ્ત્રીઓ, બાળકોને હુંસી નાખવામાં આવ્યા; કારણ કે દુશ્મનનો હેતુ લૂટવા કરતાં વિનાશ કરવાનો હતો. ડાયોનીસિયસને પોતાનું રાજ્ય પાછું મેળવવાની આશા નહતી; પણ સાયરેક્યુસવાસીઓના ધિક્કારને લીધે તેણે તેમને શેહેરના ખંડેરોમાં પૂર કરવાનો નિશ્ચય કર્યો હતો. એટલા માટે ઠરાવ કરવામાં આવ્યો કે ડાયન મદદ લઇને આવી પ્હોંચે ત્યાર પ્હેલાં શેહેરને બાળી મુકવું, અને તે પ્રમાણે તેઓએ મશાલોથી પાસેના ભાગને આગ લગાડી; અને દૂરના ભાગપર બળતાં બાણ ફેંકયાં. શેહેરીઓ ત્રાસમાં અહીંથી તહીં ન્હાસવા લાગ્યા. જેઓ આગમાંથી ન્હાસતા તેમને રસ્તામાં કતલ કરવામાં આવતા અને જેઓ કતલમાંથી ઘરોનો આશરો લેતા તેઓ આગને લીધે તુરત પાછા નીકળતા. ઘણા જણ આગમાં બળી મુવા અને ઘણા પોતાના ઘરના ખંડેરોમાં દટાઇ ગયા.

આ ભયંકર દુઃખથી સર્વાનુમતે ડાયનને માટે દરવાજા ઉઘડયા. તેને જ્યારે દુશ્મન કિલ્લામાં પાછા ગયાની ખબર આવી ત્યારે તેણે ઉતાવળ કરવી મુકી દીધેલી; પણ સ્હવારમાં કેટલાક ઘોડેસવાર દૂતોએ ફરી હકીકતની તેને ખબર આપી; તેમની પછી બીજા કેટલાક આવ્યા અને તમાંથી એત્રણ તો તેની વિરુદ્ધ થનારામાંથી પણ હતા; જેઓએ તેને એકદમ કુચ કરવા આગ્રહ કર્યો. આગ વધતી ગઈ તેમ હેરેક્લાઇડિસે પ્રથમ પોતાના બાપને અને પછી પોતાના કાકાને ડાયનની મદદની માગણી કરવા મોકલ્યો. કારણ કે હવે દુશ્મનની સામા થવાની પોતાની શક્તિ રહી ન હતી. તે પોતે ઘાયલ થયો હતો; અને શેહેરનો મોટો ભાગ બળીને ખાખ થઇ ગયો હતો.

જ્યારે આ ખબર ડાયનને મળી ત્યારે તે શેહેરથી સાઠસાત માઇલ છેટે હતો. સિપાંઇઓને તેણે વસ્તુસ્થિતિની ખબર આપી, સાવધાનીથી વર્તવાનો આગ્રહ કર્યો. આ પછી તો તેઓ દોડયા. અને રસ્તામાં તેઓને બીજા મળતા તે હજી પણ જલ્દીથી આગળ વધવાનો આગ્રહ કરતા હતા.

ડાયન એકદમ શેહેરમાં પ્હોંચ્યો અને પોતાના લશ્કરને દુશ્મન પર હુમલો કરવાનો હુકમ આપ્યો કે તે જોઇને સાયરેક્યુસવાસીઓમાં હિંમત આવે. તે દરમિયાન તેણે પોતાના લશ્કરને છૂટા છૂટા ભાગમાં વ્હેંચી નાખી દુશ્મન ઉપર જૂદે જૂદે ઠેકાણે હુમલા કરવાનો ઠરાવ કર્યો. તેના માણસોને મોખરે તે થયો અને ગરબડમાં આગળ વધ્યો ત્યારે સાઇરેક્યુસવાસીઓ તેને પોતાના કુલદેવતાનું ઉપનામ આપી તેને માટે માનતાઓ કરવા લાગ્યા અને પ્રાર્થનાઓ કરવા મંડવાં. તેના પરદેશી સિપાહોને તેઓ બંધુ તરીકે ગણવા લાગ્યા. આ વખતે ખંડીયેર અને કતલ થયેલાઓના શબના ઢગલા ઉપરથી ભયમાં આગળ ચાલતાં ડાયનને જોઇને કોઇ એવો હિચકારો તો નહતો કે જે પોતાની જીંદગીને ડાયનની જીંદગી કરતાં વધારે કિમતી ગણે.

દુશ્મનના દેખાવમાં પણ કંઇક ભયંકર પરમાણુંઓ હતાં. કારણ કે નિરાશાથી ઉન્મત્ત થઈ તેઓએ કિલ્લાની દિવાલોમાં સ્થાન લીધાં હતાં એટલે તેમની પાસે જઇ પ્હોંચવું મુસ્કેલ અને ભય ભરેલું હતું. પણ ડાયનના સિપાહોને વધારે નાઉમેદ કરનાર આગ હતી. જ્યાં જતા ત્યાં આગ તો હતી જ; અને દર પળે અર્ધાં બળી ગયેલાં મકાનોની દિવાલો નીચે કચરાઇ જવાની તેમને બ્હીક હતી. આ બધી મુસ્કેલીઓમાં સાથે રહીને પોતાની હાર ન તૂટે તે માટે તેઓ અથાગ મહેનત ઉઠાવતા હતા. સાંકડી શેરી અને ઉંચી નીચી જગાને લીધે તેઓ થોડા થોડા જ લડી શક્તા પણ તેઓ ઘણી બહાદુરીથી લડયા અને શેહેરીઓના તાબોટાથી ઉશ્કેરાઇને આખરે તેઓએ નિપ્સીઅસને હઠાવ્યો, અને તેના આદમીઓ પાસેના કિલ્લામાં ભરાઇ ગયા. જે માણસો છૂટાં પડી ગયાં હતાં અને કિલ્લામાં જઇ નાશક્યાં તેઓને કતલ કરવામાં આવ્યાં; પણ શેહેરની કમનસીબ હાલતને લીધે જીત પછી જે આનંદ આવે છે તે આનંદનો વખત ન હતો તેમ તે તે વખતે અસ્થાને હતો. બધાનો પ્રયાસ આગમાંથી જેટલું બને તેટલું બચાવવાનો હતો અને આખી રાતની સખ્ત મહેનત પછી આગ ઓલવાઇ શકાઈ હતી.

સામાન્યવર્ગના પક્ષનો એક પણ વક્તા શેહેરમાં રહ્યો નહીં. તેઓના પલાયનથી તેઓએ પોતાનો દોષ કબૂલ કર્યો અને તેની શિક્ષામાંથી ન્હાસી છૂટયા; પણ હિરેકલાઇડિસ અને થીઓડોટિસ ડાયનને શરણ થયા. તેઓએ પોતાનો ગુન્હો કબૂલ કર્યો અને તેના પાસે માગી લીધું કે તેઓએ તેની સાથે ચલાવી હતી તેવી ક્રૂર વર્ત્તણુક તેણે તેમની સામે ચલાવવી નહીં. તેઓએ ઉમેર્યું કે જો તે પોતાના ગુસ્સાને દાબી દે તો તેના બીજા સદ્ગુણો સાથે તેની ક્ષમા ઉમેરાવાથી તેનુ માન પણ વધશે; અને નિમકહરામને પણ માફી આપવાથી ઉદારતામાં તે બીજાથી મ્હડી જશે. તેના મિત્રોએ એ કજીઆખોર માણસોને ન બચાવતાં પોતાના સિપાહોને સોંપી દેવાનો આગ્રહ કર્યો તે એમ જણાવીને કે તે ઉપરથી ખરા પ્રજાસત્તાક રાજ્યને જેમ જુલમગાર સત્તાધીશ તેમ જ સમયને અનુસરનાર પ્રજાની ક્ષણિક વૃત્તિઓ પ્રમાણે ચાલનાર ખુશામતખોર પણ નુકસાન કરે છે તેના લોકો ઘટતી સજાએ પ્હોંચવાથી રાષ્ટ્રને લાભ થશે. છતાં ડાયને તેઓનો રોષ ઓછો કરાવવાનો પ્રયત્ન કર્યો. તેણે કહ્યું "બીજા સરદારો ફક્ત લડાઇના વિષયોનો અભ્યાસ કરે છે; પણ મેં તો એકેડેમીમાં લાંબો વખત ફિલસુફીનો અભ્યાસ કરેલો હોવાથી દ્વેષ અને ગુસ્સાના પરમાણુંઓને દાબી દેતાં હું શીખ્યો છું, અને મેં મારા વિકારો ઉપર જીત મેળવી છે

એમ સાબિત કરવા માટે સદ્દગુણી પુરુષો તરફ દયા બતાવવી એ કાંઇ પૂરતું નથી પણ જેઓએ આપણું નુકશાન કર્યું હોય તેનાઓ પ્રતિ પણ ક્ષમા રાખવી જોઇએ જેમ હું હિરેક્લાઇડિસ કરતા યુદ્ધકળામા અને રાજ્યનીતિમા ચઢતો છુ તેમ જ ન્યાયમા અને દયામા પણ તેનાથી ઉતરતા ન થવાનો મે નિશ્ચય કર્યો છે, કારણ કે એ ગુણોમાં સરસાઇ ભોગવવી એ જ ખરી મોટાઇ છે જીતના માન એ કદી આપણા પોતાના નથી, કારણ કે જો કે મરદાઇની કલાનો અંશ તેમા છે તો પણ જીતમા ભાગ્યદેવીનો પણ થોડો ઘણો હિસ્સો હોય છે જ હિરેક્લાઇડિસ, નીચ, હરામખોર, અને નીમકહરામ હશે, પણ તેટલા માટે પોતાના ગુસ્સાને વશ થઈ પોતાની પ્રતિષ્ટા ડાયને ગુમાવવી શું ? એ ખરૂ કે નુકસાન કરવું એના કરતા ખમેના નુકશાનનો બદલો લેવો એ કાયદાની નજરે વધારે સારૂં છે, પણ વાસ્તવિક રીતે એ બને માનવસ્વભાવની નબળાઇના પરીણામ છે વળી એવી દુષ્ટતા તો ભાગ્યે જ હશે કે જે નિરંતરની માયાથી જીતી ન શકાય ” આવા વિચાર અનુસાર ડાયને હિરેક્લાઇડિસને માફી આપી તેને જવા દીધો.

તેનુ પ્રથમ કાર્ય કિલ્લાની આસપાસ ચણેલી દિવાલની મરામત કરવાનું હતું તેણે દરેક શેહેરીને હુકમ કર્યા કે એ દિવાલ પાસે તેઓએ એક એક અણીદાર થાંભલો લઇ આવવો. તે લાવ્યા પછી તેમને વિશ્રાંતિ મેળવવા ઘેર મોકલ્યા અને રાતમા ને રાતમા પોતાના માણસોને લગાડીને કિલ્લાની આસપાસ બચાવના માચડા ઉભા કરી દીધા અને સ્હવારમા તે તૈયાર જોઇ શેહેરીઓ તેમ જ દુશ્મનો આશ્ચર્યમા પડયા

મૃત્યુ પામેલાને ભૂમિદાહ દીધો અને લગભગ બે હજાર કેદીઓને દંડ લઈ છોડી મુક્યા પછી તેણે શેહેરીઓની એક સભા બોલાવી હિરેક્લાઇડિસે દરખાસ્ત મુકી કે ડાયનને જમીન અને નૌકાસૈન્ય બનેનો મુખ્ય સરદાર નીમવો આ દરખાસ્ત અમીરવર્ગને પસંદ આવી અને પ્રજા એ પસાર કરવાની તૈયારીમા હતી પણ કારીગરવર્ગ અને ખલાસીઓએ તેની વિરુદ્ધ થઇ ગરબડ મચાવી મુકી નૌકા ઉપરની સરદારી હિરેક્લાઇડિસના હાથમાથી જાય તે તેમને પસંદ ન હતુ કારણ કે તેના સિદ્ધાંતો ઉત્તમ હતા તેથી નહીં પણ તે નરમ માણુસ હતો અને તેમને પોતાની વૃત્તિ પ્રમાણે વર્ત્તવા દેતો હતો તેથી હતુ. એ પરથી ડાયને આગ્રહ મુકી દીધો અને હિરેક્લાઇડિસને નૌકા ઉપર સરદારી આપી પણ જ્યારે જમીનનો સરખો વિભાગ કરવાની સૂચના આગળ આવી ત્યારે ડાયન તેનાથી વિરુદ્ધ થયો એટલુ જ નહીં પણ એ વિષયના આગળ થઈ ગયેલા બધા ઠરાવો તેણે રદ કરાવ્યા આથી તે ફરી પાછો લોકોની આંખે ચઢ્યો. હિરેક્લાઇડિસે ફરી આનો લાભ લીધો અને મેસ્સેનામા સિપાહીઓ અને ખલાસીઓની સભા આગળ ભાષણ કર્યું તથા ડાયન નિરંકુશ બનવાનો ઇરાદો રાખે છે એમ તેના પર આરોપ મુક્યો. તે જ વખતે ફેરેક્સ નામના સ્પાર્ટનની મારફત ડાયોનીસિયસ સાથે પણ છૂપો પત્ર વ્યવહાર ચલાવ્યો જ્યારે અમીરવર્ગને આ બાબતની ખબર પડી ત્યારે લશ્કરમા વિભાગ પડી ગયા અને ખોરાકની તાણ શેહેરમા જણાવા લાગી હતી તેમ સામી તરફથી હિરેક્લાઇડિસ જેવા ધડ વગરના ઇર્ષ્યાખોર અને લાલચિયા આદમીને પોતાની વિરુદ્ધ નીમવા દેવા માટે તેના મિત્રો પણ ડાયનને ઠપકો આપવા લાગ્યા, એટલે ડાયનની સ્થિતિ કફોડી થઇ ગઇ

ફેરેકસ એમ્રિજેન્ટગના ગુલકગાં નિઓપોલિસ પાગે તેણુ નાખી પડ્યો હતો અને ડાયને સાઇરેક્યૂસવાસીઓને બ્હાર કાઢવા પણ તેનો હેતુ લાયક અવસરની વાટ જોઇ યુદ્ધમાં ન જોડાવાનો હતો. આ પરથી હિરેક્લાઇડિસ અને તેના ખલાસીઓએ અવાજ ઉઠાવ્યો કે ડાયન લાંબો વખત સરદાર રહેવાના હેતુથી વિગ્રહ લંબાવે છે. એ પરથી પોતાની વૃત્તિની વિરુદ્ધ તે યુદ્ધમાં જોડાયો અને હાર્યો. એ હારથી તેને ઝાઝી નુકસાની ન થઇ અને તેની હાર સામા પક્ષની વધારે સારી બહાદુરીથી નહીં પરંતુ પોતાના લશ્કરમાં જ કાંઇ અણસમજને લીધે હતી. એટલે પછી પોતાની પ્રતિષ્ઠા પાછી મેળવવાના હેતુથી તેણે પોતાના માણસોને ઉશ્કેરી ફરી યુદ્ધ કરવા માટે ગોઠવવા માંડયા. ત્યાં સાંજ વખતે તેને ખબર મળી કે શેહેરનો કબજો મેળવવાના હેતુથી હિરેકલાઇડિસ પોતાના કાફલા સાથે ઉપડી જવાનો છે. આ પરથી ઘોડેસવાર લશ્કરના બહાદુર અને ચપલ ભાગને સાથે લઈ તે એટલી ઝડપથી ઉપડી ગયો કે બીજે દિવસે સ્હવારના નવ વાગ્યામાં તો સાતસો ફર્લાન્ગ (આશરે ૮૦ માઇલ) કાપીને શેહેરમાં દાખલ થયો. હિરેકલાઇડિસ પવનનો બને તેટલો લાભ લઇને નીકળ્યો છતાં મોડો પ્હોંચ્યો; એટલે પછી તેણે સમુદ્રમાં જ ફર્યા કર્યું. હવે શું કરવું એ સંબંધી ચિંતામાં તે હતો ત્યાં તેને સ્પાર્ટન ગિસાઇલસ મળ્યો; જેણે તેને ખબર આપી કે આગળ જેમ ગાઇલિપ્પસ આવ્યો હતો તેમ આજે સિસિલીના સરદાર તરીકે સ્પાર્ટાથી તેને મોકલવામાં આવ્યો હતો. હિરેકલાઇડિસ આ સાંભળી ખુશ થયો અને પોતાના મિત્રવર્ગમાં બડાઇ મારવા લાગ્યો કે ડાયનનુ બલ તોડવાનું સાધન તેને મળ્યું છે. અને તે જ વખતે સાયરેક્યૂસ એક દૂત મોકલી ગિસાઈલસને પોતાના સરદાર તરીકે આવકાર આપવાનું કહેવરાવ્યું; ડાયને જવાબ આપ્યો કે સાયરેક્યૂસ પાસે જોઇએ તેટલા સરદારો છે અને જો સરદાર તરીકે એક સ્પાર્ટનની જરૂર હોય તો તે પોતે સ્પાર્ટાના એક શેહેરીનો હક ભોગવતો હતો.

ગિસાઇલસે જ્યારે જોયું કે સરદારીની આશા વ્યર્થ છે ત્યારે પછી તે ડાયનને જઇને મળ્યો અને તેણે હિરેકલાઇડિસ અને ડાયન વચ્ચે સમાધાન કરાવ્યું. આ સમાધાન જાળવવા માટે આકરા સોગન લેવાયા અને તેના સાક્ષી તરીકે ગિસાઇલસ રહ્યો અને હવે પછી હિરેકલાઇડિસ એવરા નિવડે તો તેને સજાએ પ્હોંચાડવાનુ ગિસાઇલસે માથે લીધું. આ પછી સાઇરેક્યૂસવાળાએ પોતાના નૌકાસૈન્યને રજા આપી; કારણ કે તેની પાછળના ખર્ચના પ્રમાણમાં ફાયદો બહુ થોડો હતો અને રાજદ્રોહનુ તે મોટું સ્થળ થઇ પડ્યો હતો. તે વખતે તેઓ કિલ્લાનો પહેરો વધારે સખ્તાઇથી જાળવતા હતા અને કિલ્લાની આસપાસ બીજી દિવાલ બાંધી હતી. કિલ્લાની અંદર વધારે વાર ખોરાકની તાણ સહેવાઇ ન શકાયાથી સિપાહો ગડબડ કરવા લાગ્યા; એટલે એપોલોક્રેટિસને ડાયન સાથે શરત કરવાની ફરજ પડી અને તેણે બધા હથિયાર અને દારૂગોળો સુદ્ધાંત સોંપી દેવાની માગણી કરી પણ એવી શરતે કે, તેને પોતાની મા અને બહેનો સાથે પાંચ નૌકાઓમાં ચાલી જવા રજા આપવી. ડાયને એ વાત મંજુર કરી અને તે બધાં ડાયોનીસિયસને જઇ મળ્યાં. જેવાં તેઓએ વ્હાણના નાંગર ઉપાડી શઢ ચ્હડાવ્યા કે તુરત તે આનંદજનક દેખાવ જોવા આખું શેહેર ભેગુ મળ્યું. આ દેખાવમાં તેઓ એટલા બધા મગ્ન થઇ ગયા કે આ દિવસ જ્યારે સાયરેક્યૂસ ગુલામગિરિમાંથી છુટું થયું ત્યારે સોનાનો સૂરજ

ઉગ્યો તે જોવા જે લોકો હાજર નહતા તેઓ ઉપર તેઓ ગુસ્સે થયા ઇતિહાસમાં વર્ણવામાં આવેલી બધી પડતીઓમાં ડાયોનીસિયસની‡ પડતી સર્વથી મોટી હતી અને તેની રાજસત્તા પણ બહુ જામેલી હતી એટલે પછી આવા નજીવા સાધનો વડે એ સત્તાને ઉખેડી નાખનારને કેટલી ખુશી અને સંતોષ ઉપજે !

---

‡ ડાયનના મૃત્યુ પછી પાછો ડાયોનીસિયસ સાઇરેક્યૂસ પર ચ્હડી આવ્યો અને પોતાની સત્તા જમાવી, તેમાથી છૂટવા સાઇરેક્યૂસનોએ કોરિન્થથી ટાઇમોલિયનને બોલાવ્યો, અને ટાઇમોલિયનની સામે કંઇ ન ચાલવાથી આખરે ડાયોનીસિયસ શરણ થયો અને ટાઇમોલિયને તેને કોરિન્થ મોકલી આપ્યો એ વિગત પ્લુટાર્ક ટાઇમોલિયનના ચરિતમા આપે છે કોરિન્થ ગયા પછીનો ડાયોનીસિયસનો હેવાલ પ્લુટાર્કમા નીચે મુજબ આપ્યો છે —

ટાઇમોલિયનની બહાદુરીથી અંજાઇ જઇ તથા પોતાને છૂટવાની કંઈ આશા ન હોવાથી ડાયોનીસિયસ આખર શરણ આવ્યો અને ટાઇમોલિયને તેને થોડા પૈસા આપી એક વ્હાણમા કોરિન્થ મોકલી દીધો × × × જ્યારે તે કોરિન્થ પ્હોચ્યો ત્યારે ગ્રીસમાથી ઘણા માણસો તેને જોવા અને તેની સાથે વાતચિત કરવા આવતા કેટલાએક તેને ધિક્કારતા અને તેટલા માટે તેની સાંપ્રત સ્થિતિમા તેનુ અપમાન કરવાના હેતુથી જ આવતા બીજા કેટલાએકને તેની દયા આવતી અને તેઓ તેની સ્થિતિમા દૈવની વિચિત્ર ગતિનો દાખલો જોતા જે માણસ માત્ર થોડા વખત ઉપર સિસિલીનો ટાયરટ હતો તે જ અત્યારે કોરિન્થમા એક ખાટકીની દુકાને બેઠો બેઠો ગપ્પા મારતો હોય, અથવા આખો દિવસ અત્તરિયાને ત્યા બેસી રહે, અથવા તો પીઠામા જઈને હલકો દારૂ પીયે, અથવા નીચ વેશ્યાઓ સાથે રસ્તામા કજિયા કરતો હોય, અથવા તો ગણીકાઓના ગાયનની કે તાલની ભૂલ વિષે લાબા લાબા વિવાદ ચલાવતો હોય એ દેખાવ નસીબની વિચિત્ર ગતિનો જે તાદશ દાખલો આપતો હતો તેવો તે વખત સુધી કદી ઇતિહાસમા કે મનુષ્યકૃત સાહિત્યમા જોવામા આવ્યો નહોતો

કેટલાએક કહેતા કે તે સ્વભાવે આળસુ બાયલો, અને સ્વચ્છંદી હતો એટલે તે આવી હલકી બાબતોમા મશગુલ રહેતો બીજા કહેતા કે તે આવી હલકી પ્રવૃત્તિમા મચ્યો રહેતો એ હેતુ પુર સર હતુ અને તે હેતુ એ હતો કે કોરિન્થવાસીઓને તેની તરફથી જઇ બ્હીકનુ કારણ આપ્યુ નહીં કારણ કે જો તે પોતાની બદલાયેલી દશાથી મૂઢ જેવો બેસી રહે તો તે માટે લોકોને વહેમ જાય કે ફરી પાછો સત્તા મેળવવા માટે એ પ્રયત્ન આદરશે અને તેઓ કહેતા કે વહેમ ઉત્પન્ન થવા જ પામે નહી એવી ક્ષુદ્રતા અને નીચતાનો ઢોંગ કરતો હતો પણ તેની કેટલીએક ઉક્તિઓ ઉતરી આવી છે તે બતાવે છે કે તેણે પોતાની પડતીના સમયમા પણ સ્વમાન ખોયુ નહતુ, લ્યુકારસ જે સાઇરેક્યૂસની માફક કોરિન્થનુ ખાણુ હતુ ત્યા તે ગયો ત્યારે તેણે એમ કહ્યુ કહેવાય છે કે —અહીં પગ મુકતા મ્હારા મનમા જાણે હું કોઈ અપરાધી જુવાનીઓ હોઉં અને અહીં આવીને મ્હાત વડીલોની દૃષ્ટિથી મુક્ત થઇ શક્યો હોઉં એવી લાગણી થાય છે કારણ કે તેવા યુવાન પોતાના સમોવડિયા સાથે નિરંકુશપણે વાતચિત કરી શકે છે ખરો પણ પોતાના મોટેરાઓને મ્હો દેખાડતા સંકોચાય છે મને પણ માતૃભૂમિ કોરિન્થમા એવો સંકોચ થતો એટલે ત્યા કરતા અહીં રહેવામા વધારે આનંદ પડશે બીજે કોઈ પ્રસંગે અમુક પુરુષે તે સત્તાના શિખર પર હતો ત્યારે પ્લેટો વગેરેનો સહવાસ તેણે ચાખ્યો હતો તેને ઉદ્દેશીને તેને તાણો માર્યો કે પ્લેટો પાસેથી તમે શુ ડાહપણ શીખ્યા ? તેના ઉત્તરમા તેણે જવાબ આપ્યો નસીબની ફેરવાયેલી દશા અમે આવી રીતે સહી શકીએ છીએ છતા પ્લેટોના સહવાસથી અમને લાભ નથી એમ તમારાથી કેમ કહી શકાય ?” કેટલાએકે તેને પૂછ્યુ કે તમને ત્યારે પ્લેટો ઉપર અણગમો કેમ પેદા થયો ? ત્યારે તેણે જવાબ આપ્યો કે નિરંકુશ સત્તામા ઘણા દોષ સમાયેલા છે અને તેમા સર્વથી મોટો દોષ એ છે કે ‘ ટાયરન્ટ ’ ના મિત્ર તરીકે જેઓ કહેવાય છે તેઓમા પોતાનો

એપોલોક્રેટિસ હંકારી ગયો અને ડાયન કિલ્લાનો કબજો લેવા ગયો ત્યારે તે આવે ત્યાં સુધી તેના કુટુંબની સ્ત્રીઓ વાટ જોઇ શકી નહીં પણ દરવાજા સુધી તેની સામે દોડી આવી. પ્રથમ એરિસ્ટોમેકિ આવી મળી. તે ડાયનના પુત્રને સાથે લેતી આવી અને તેની પાછળ અશ્રુપૂર્ણ નયનથી એરીટિ આવી. તેના મનમાં ચિંતા હતી કે લાંબો વખત બીજાના ઘરમાં રહેવું પડયાથી તેનો ધણી તેને કોણ જાણે કેવો આવકાર આપશે. ડાયને પ્રથમ એરિસ્ટોમેકિને ભેટયો, અને પછી પોતાના પુત્રને; અને તે પછી એરિસ્ટોમેકિએ નીચે પ્રમાણે કહી એરીટિને આગળ કરી. "તમારા દેશ નિકાલથી ડાયન! અમે દુઃખી હતાં; તમારા પાછા ફરવાથી અને તમારી જીતથી અમે બધા ખુશી અને સુખી થયા છીએ, ફક્ત અપવાદમાં એક આ બાપડી છે જેને તમારી હયાતીમાં જ તેની મરજી વિરુદ્ધ બીજાને આપેલી જોવાનું કમનસીબ મ્હારા કપાલમાં લખેલું હશે. હવે તમે ચાહો તેમ ફરમાવવા મુખતિયાર છો તો આ કમનસીબ સ્ત્રીના સંબંધમાં તમે શું કહો છો? એ તમને કયે સગપણે બોલાવે? ધણી કહીને કે મામા કહીને?" ડાયનને આ ભાષણથી લાગણી થઇ આવી અને તેની આંખમાંથી આંસુ વહ્યાં. તેણે એરીટિને ઘણા સ્નેહનું આલિંગન દીધું, પોતાના પુત્રને તેના હાથમાં મુકયો અને પોતાને ઘેર જ્યાં તે રહેવા માગતો હતો, ત્યાં જવાનું તેને કહ્યું; કારણ કે તે શેહેર તેણે એકદમ સાયરેક્યૂસવાસીઓને હવાલે કર્યું.

હવે બધાં વાંના તેની મરજી પ્રમાણે થયાં હતાં છતાં પોતાના સારા નસીબનો લાભ

---

સ્વતંત્ર મત જણાવનાર ભાગ્યે જ કોઇ નીકળે છે અને એવા મિથ્યા મિત્રોએ જ પ્લેટો સાથેનો મ્હારો સંબંધ તોડાવ્યો હતો.

એક દિવસ ડાયોનીસિયસને મળવા આવનાર એક માણસે, મશ્કરી કરવાના હેતુથી, તેના ઓરડામાં દાખલ થતાં જ 'ટાયરન્ટો' આગળ કરવાનો પ્રચાર છે તેમ, પોતાનો જભ્ભો ખંખેર્યો. અને ડાયોનીસિયસે તેનો જવાબ ઠઠ્ઠામાં જ દીધો કે "તમે બ્હાર જવા ઉઠો ત્યારે પણ એમ જ કરજો કે ઓરડામાનો સામાન કંઇ તમારી સાથે ચાલ્યો નહીં જાય."

એક દિવસ નિશાળાજી ચાલતી હતી તે દરમિયાન મેકિડોનના ફિલિપે વૃદ્ધ ડાયોનીસિયસનાં કરેલાં કાવ્યો અને નાટકોનો વિષય કાઢી તેનો ઉપહાસ કરવાના આશયથી કહ્યું કે "આ બધા માટે તેને અવકાશ કેમ મળતો?" ડાયોનીસિયસે રોકડો જવાબ સંભળાવ્યો; "જે કાલ તમે અને હું અને આપણા જેવા લહેરીઓ શીશાના સાથમાં ગાળીએ છીએ તે કાલનો તેમણે એ કાવ્યો લખવામાં ઉપયોગ કરેલો.

ડાયોનીસિયસ કોરિન્થ આવ્યો ત્યારે પ્લેટો થોડા વખત પ્હેલાં મૃત્યુવશ થયેલો. પણ સીનોપિવાસી ડાયોજિનિસની તેને મુલાકાત થયેલી; પ્રથમ મુલાકાત વખતે ડાયોજિનિસે તેને કહ્યુ" જીવવાને તને કેટલો થોડો હક છે?" ત્યારે ડાયોનીસિયસે ઉતર વાળ્યો " મ્હારા દુઃખમાં તમને મ્હારી દયા આવે છે એ તમારા દયાર્દ્ર અંતઃકરણની નિશાની છે," ત્યારે ડાયોજિનિસે ઉત્તર વાળ્યો કે "તું ધારતો હોય કે હું ત્હારી દયા ખાઉં છું તો એમ નથી; ત્હારા જેવા ગુલામને તો ત્હારા બાપની માફક 'ટાયરન્ટની' કાંટાવાળી ગાદી ઉપર વૃદ્ધ થઇ ત્યાં જ મરવું ઘટે છે તેને બદલે તું તો અહીં આવીને અમારી સાથે આનંદ અને સુખમાં રહે છે તેની મને તો રીસ ચ્હડે છે."

ડાયોનીસિયસની કહાણીઓનો આ હેવાલ જીવનચરિતના વિષયમાં અપ્રસ્તુત ગણવો ન જોઇએ: તેમ જે વાચકોને ફિલસુફીવિનોદ માટે ફુરસદ હોય તથા બીજી બાબતોના દબાણથી તેમનાં મન મુક્ત હોય તેઓને એ અરૂચિકર પણ લાગવા ન જોઇએ—પ્લુટાર્કકૃત ટાઇમોલિયનનું ચરિત.

તે પોતા માટે લેવા માગતો ન હતો. તેનું પ્હેલું કામ પોતાના મિત્રોને અતોપવાનું, સહાયકોને બદલો આપવાનું અને શેહેરીભાઇઓ તથા પરદેશી સિપાહીઓને મ્હેરબાનીની નિશાની આપવાનું હતું, અને તેમાં તેની ઉદારતા તેને તેની શક્તિની બ્હાર લઇ ગઇ. તે પોતે તો સાદી કરકસરની રીતભાત રાખતો હતો અને તે રીતભાત માટે ખાસ કરીને આ વખતે તેની બહુ પ્રશંસા થઇ. કારણ કે તેના કામો અને તેની બહાદુરીના વખાણ સિસિલીમા અને ગ્રીસમાં બધે પ્રસર્યાં હતા; છતા તેણે પોતાની રહેણીકરણી એવી રાખી હતી કે જાણે તે વિગ્રહની મુસ્કેલીઓ અને જોખમો ખેડયા પછી દરેક જાતના મોજશોખનો પોતાને હક હોય એવા વિચારના સિપાહો સાથે નહીં, પણ પ્લેટોની સાથે એકેડેમીની કરકસરની સાદાઇમા રહેતો ન હોય એમ લાગતું. પ્લેટોએ તેને લખેલું કે હવે આખી સુધરેલી દુનિયાની નજર ત્હારા પર છે. છતાં તેની નજર તો એક જ શેહેરના અમુક ભાગપર હતી અને તે પ્લેટોની એકેડેમી હતી. તેને ખબર હતી કે એ મંડળના પરીક્ષકો તેના મહાન કાર્યો, તેની બહાદુરી કે તેની જીતની દરકાર નહી કરે તેટલી તે સંપત્તિમા કેવો સંયમ બતાવે છે તથા મહાન હોદ્દા ઉપર તે કેવી વર્તણૂક બતાવે છે તેની દરકાર કરશે તેમ જ સામાન્ય લોકવર્ગ સાથેની વાતચિતમા ગૌરવ મુકી દેવાની આ પ્રસંગે જરૂર હતી છતાં તેણે પોતાનું સ્વાભાવિક ગૌરવ છોડ્યું નહી. જો કે આપણે જણાવી ગયા તેમ તેની તે ટેવ માટે પ્લેટોએ તેને ઠપકો આપી કહ્યું હતું 'એ જાતનું ગૌરવ એ એકાંતવાસનું સહચારી છે'. ખરેખર, એવી જાતની નમ્રતા તેના સ્વભાવથી પ્રતિકૂલ હતી, અને વળી સાયરેક્યૂસવાસીઓ અભિમાની, લંપટ અને બેશરમ થઇ ગયા હતા તેને પોતાના દાખલાથી સુધારવાની તેની આકાંક્ષા હતી. હિરેક્લાઇડિસે ફરી તેની વિરુદ્ધ પગલાં ભરવા માંડયા. ડાયને તેને અમલદારમંડળ આગળ બોલાવી મગાવ્યો, તેનો તેણે જવાબ મોકલ્યો કે તે એક ખાનગી આસામી તરીકે પ્રજામંડળની બેઠકમા હાજર રહેશે. આ પછી તુરત તેણે ડાયન ઉપર આરોપ મુક્યો કે તે કિલ્લો તોડી પાડવાની અને વૃદ્ધ હાયોનીસિયસના શબને ઘરમાથી કાઢી ફેંકી દેવાની વિરુદ્ધ થયો હતો તથા પોતાના શેહેરીઓની અવગણના કરી કોરિન્થથી સલાહકારો તથા અમલદારોને બોલાવતો હતો. એટલું ખરૂં કે રાજસત્તાનું રૂપ ગોઠવવામાં તેણે કેટલાએક કોરિન્થવાસીઓની* સલાહ લીધી હતી. તેનો હેતુ પ્રજાશાસનની અનિયંત્રીત સત્તા ઉપર અંકુશ મુકી સ્પાર્ટા અથવા ક્રીટની રાજસત્તાના જેવું ધોરણ સ્થાપવાનો હતો, કારણ કે પ્લેટો કહે છે તેમ સંપૂર્ણ પ્રજાશાસન એ કોઈ પણ જાતનું વ્યવસ્થિત શાસન નહીં પણ શાસનોનું બજાર હોઇ કેવલ અવ્યવસ્થિત છે.† સ્પાર્ટન રાજ-

---

* 'સાઇરેક્યૂસ' કોરિન્થનું સ્થાપેલ સંસ્થાન હતું, એથી દરેક મુસીબતી વખતે પુત્રીરાજ્ય માતૃરાજ્ય પાસેથી સલાહ અને મદદ મેળવે એવો ગ્રીસનો રિવાજ હતો તેમ ડાયને કર્યું તે વ્યાજબી જ હતું.

† પ્લેટોનું રિપબ્લિક ૮ પા ૫૫૭ "પૂર્ણ પ્રજાસત્તાક રાજ્યમા દરેક મનુષ્યને ખુશી પડે તે બોલવાની તથા કરવાની છૂટ હોય છે, અને તેટલા માટે તેવા રાજ્યમા મનુષ્યસ્વભાવના જૂદા જૂદા નમુના મળી આવે છે માટે પ્રજાસત્તાક રાજ્ય એ બંધારણોના એક બજાર જેવું છે જેમાથી દરેક આદમી પોતાને પસંદ પડે તે નમુનો લઇ ને સિદ્ધાંત પર પોતાનું રાજ્ય સ્થાપી શકે " સરખાવો બર્કનું ફ્રેન્ચ રેવોલ્યુશન (પ્રજાસત્તાક સંસ્થામા) જ્યારે સમયાન માટે જે અપયશ આવે છે તેનો દરેક જણનો ભાગ ઘણો ઓછો આવે છે, કારણ કે સત્તાનો દુરૂપયોગ

શાસન એ એક શામન અને પ્રજાશાસનનું મિશ્રણ છે, અથવા વધારે વાસ્તવિક કહીએ તો તે એક શિષ્ટશામનનું રૂપ છે. ડાયનને ખબર હતી કે કેરિન્થમાં શિષ્ટશાસન ચાલતું હતું અને લોકવર્ગના હાથમાં સત્તા બહુ થોડી હતી. તે જાણતો હતો કે તેના પ્રયત્નોમાં મોટી મુસ્કેલીએ હિરેક્લાઇડિસ ઉત્પન્ન કરશે. તે જાણતો હતો કે હિરેકલાઇડિસ કજીઆખોર, અનિશ્ચિત મનનો અને તોફાની હતો અને તેટલા માટે, આટલા વખત સુધી તેણે તેને બચાવ્યો હતો છતા હવે તેને ટૂંકો કરવાને જેઓએ સલાહ આપી હતી તેને તેણે સોંપી દીધો, તેઓએ તેનુ ઘર ફોડી અંદર જઇ તેના પ્રાણ લીધા; તેની કતલથી પ્રથમ તો શેહેરીઓ ગુસ્સે થયા, પણ જ્યારે તેઓએ જોયું કે ડાયને તેની ભૂમિદાહની ક્રિયા ધામધૂમથી કરી, પોતાના સિપાહોની ટુકડી સાથે તે જાતે હાજર રહ્યો અને તેનાપર તેણે જ અવસાન વ્યાખ્યાન આપ્યું ત્યારે પ્રજાનો રોષ શમ્યો. અને તેઓ સમજ્યા પણ ખરા કે જ્યાં સુધી ડાયન અને હિરેકલાઇડિસની સ્પર્ધા ચાલતી હતી ત્યાં સુધી શેહેરને જંપ વળે તેમ નહતું.

ડાયનનો કેલીપ્પસ નામે એક એથન્સવાસી મિત્ર હતો અને તેનું પ્રથમ ઓળખાણ પ્લેટો કહે છે કે કોઈ જાતના જ્ઞાનને લીધે નહીં પણ તેણે ડાયનને અમુક ધાર્મિક ગુપ્ત ક્રિયાઓમા દાખલ કરેલો તે પરથી થયેલુ. આ માણસ લશ્કરમા ડાયનની સાથે જ હતો અને તેને બહુ માન મળતુ. સાઇરેક્યૂસ સામે નીકળી પડવામાં તે પ્રથમ હતો અને દરેક યુદ્ધમા પોતાની બહાદુરી માટે તે જાણીતો થયો હતો. તેણે જોયુ કે ડાયનના મુખ્ય સ્નેહીઓ વિગ્રહમા મરાઇ ગયા છે, અને હિરેકલાઇડિસના મૃત્યુ પછી લોકવર્ગનો કોઇ નિયામક ન રહ્યો, અને વળી પોતાને લશ્કરની અંદર ઘણું માન મળતુ હતુ તે પરથી પોતાના હિતકારકની જીંદગી સામે તેણે નીચ કાવત્રુ રચ્યુ. તેનો લોભ સિસિલીના સરદાર થવાનો હતો જોકે બીજા કહે છે કે આ કાવત્રુ રચવાનુ કારણ તેની મહત્ત્વાકાક્ષા નહીં, પણ તેને વીશ ટેલન્ટ લાચ મળી હતી એ જ હતુ. તેણે નીચે પ્રમાણે યુક્તિ કરી લશ્કરમા ડાયન વિરુદ્ધ જે કાંઇ બોલાતુ તે અથવા બીજા સિપાહોને બોલતાં સાંભળવાનો તે ઢોંગ કરતો તે બધાની તે હમેશ ડાયનને ખબર આપતો. આથી કરીને તેના ઉપર ડાયનનો વિશ્વાસ બેઠો અને તેને બધા સાથે ખાનગીમા વાત કરવાની છૂટ હતી, એટલુ જ નહીં પણ ડાયનના ખાનગી શત્રુને શોધવાને ગમે તેની સાથે ડાયનની વિરુદ્ધ બોલવાની પણ છૂટ હતી. એથી કરી એણે થોડા વખતમા બધા અસંતુષ્ટ અને દ્રોહી લોકોનુ ટોળુ પોતાની આસપાસ ભેળુ કર્યું અને જો કોઇ વિરુદ્ધ વિચારનો માણસ ડાયનને ખબર આપતો કે તેનો વિશ્વાસઘાત થાય છે તો ડાયન તે માનતો નહીં, કારણ કે એ બાબત ઉપર કેલીપ્પસ સાથે પોતાની સમજુતી થઇ ગયેલી હતી એ મુજબ જ તે વર્તતો હશે એવું ડાયન ધાર્યા કરતો હતો.

---

જેમ વધારે પુરુષો હરે તેમ તેની વિરુદ્ધ મત તેટલા પ્રમાણમા ઓછા થાય છે, અને સામા થાજવામા તેઓના નામનો તેમનો પોતાનો સુવિચાર હોય છે જ, એટલે એક સપૂર્ણ પ્રજાસત્તાક રાજ્યના જેવું બેશરમ જગતમા બીજુ કઇ નથી જેમ એ બિલકુલ બેશરમ છે તેમ જ એ બિલકુલ નિર્ભય છે સમગ્ર પ્રજા કદી વાક ની શકે જ નહી, એટલે પછી તેને શિક્ષા કરનાર કોઈ હોઈ શકે જ નહી." વગેરે

બે પુત્રીઓને મારી નાખી' જે બધી બાબતો વિગતવાર મેં ટાઇમોલિયનના* ચરિતમાં જણાવી છે.






* ટાઇમોલિયન—કોરિન્થનો એક સ્વદેશ ભક્તવીર જુવાનીમા તેનો ભાઇ કોરિન્થનો ટાયરંટ થવા પ્રયત્ન કરતો હતો તે તેના જાણવામાં આવવાથી પોતાના બે મિત્રો સાથે તે તેની પાસે ગયો અને માતૃભૂમિની સ્વતંત્રતા જાળવવા તેને સમજાવવા પ્રયત્ન કર્યો, પણ એ પ્રયત્ન મિથ્યા ગયો જોઇ તેણે પોતે જ પોતાના ભાઇનું ખુન કરાવ્યું; ત્યાર પછી સાઇરેક્યૂસ વગેરે તરફથી મદદનુ માગું આવતાં તેને સરદાર નીમવામાં આવ્યો અને તે થોડા સૈન્ય સાથે ચ્હડી ગયો તથા સાઇરેક્યૂસ જીતી કિલ્લો જમીનદોસ્ત કરી ત્યાં પ્રજાસત્તાક સંસ્થા સ્થાપી. કાર્થેજીનિયન લશ્કર સિસિલી લેવા ચ્હડી આવેલું તેને સખ્ત હાર આપી અને પછી ઇટલીમા જ્યાં જ્યાં ટાયરંટો હતા ત્યાં ત્યાં તેમને હાંકી કહાડી પ્રજાસત્તાક સંસ્થાઓ સ્થાપન કરી ટાઇમોલિયન ઇ. પૂ. ૩૪૪ માં સિસિલી હાંકે હતયોં કાર્થેજના લશ્કરે સિસિલીપર ચ્હડાઇ કરી ઇ. પૂ. ૩૩૯. ટાઇમોલિયને કાર્થેજીનિયનોને હરાવ્યા તે ક્રાઇમિસ્સસ નદીની લડાઇમાં તેનું લશ્કર શત્રુના લશ્કરના પ્રમાણમાં ઘણું ન્હાનું હતું પરંતુ દૈવયોગથી એક મોટું તોફાન થયું તેના અસહ્ય પવનની સામે રહી કાર્થેજીનિયનોને લડવું પડયું અને તેઓનો નાશ ગયો પછીના વર્ષમાં કાર્થેજે ટાઇમોલિયન સાથે સંધિ કર્યો અને સિસિલી કાર્થેજના ભયથી મુક્ત થયું. ઇ. પૂ ૩૩૭ માં તો ટાઇમોલિયન મરી ગયો. એટલે એના જેવું ટૂંકુ યશસ્વી, અને સ્વતંત્રતાની મોટી સેવામાં ગાળવામાં આવેલું ચરિત ઇતિહાસમાં બીજું મળવું મુશ્કેલ છે.

# એલેકઝાંડર.

હવે અમે એલેકઝાંડર અને પોમ્પીને હરાવનાર સીઝરના ચરિત્રો આરંભીશું. અને પ્રથમથી કહેવા રજા લઇએ છીએ કે એક તો વિષય બહુ વિસ્તીર્ણ છે અને બીજું અમારો ઉદ્દેશ ઇતિહાસકનો નથી પણ ચરિત્રલેખકનો છે, એટલે અમે અમારા વૃત્તાંતમાં બધા બનાવો અને વિગતવાર તપસીલ દાખલ કરવાને બદલે અમારા ઉદ્દેશને ઉપયોગી ટૂંકો સારાંશ જ આપીશું. માણસના ગુણદોષાદિ જાણવા માટે ઘણી વાર એવું બને છે કે તેનાં સુપ્રસિદ્ધ પરાક્રમો જેવાં કે મોટા ઘેરાઓ અને યશસ્વી લડાઇઓ એ સર્વ કરતાં તેનાં થોડાં જાણીતાં કૃત્યો અને તેની મજાક મશ્કરી કે સાધારણ વાતચિતમાંના શબ્દો વધારે ઉપયોગી થઇ પડે છે. ચીતારાઓ જેમ છબી રચતાં શરીરના બીજા ભાગો કરતાં ઉત્તમાંગને માટે અને તેમાં પણ ખાસ આંખોને માટે અત્યંત કાળજી રાખે છે; કેમકે છબી મળતી આવશે કે નહીં તેનો બધો આધાર એ ભાગો ઉપર છે; તેમ અમે પણ એમની કારકીર્દીનું તારીખવાર અને સંપૂર્ણ બયાન રચવાનું બીજાઓ માટે રહેવા દઇ તેમના સ્વભાવના રૂપ ગુણ આબેહૂબ ચીતરવા મથીશું.

એલેકઝાંડર એના પિતા તરફથી હર્ક્યુલિસના વંશ જ કેરેનુસનો* અને તેની માતા તરફથી ઇએકસના વંશજ નીઓપ્ટોલીમસનો વંશજ હતો. એનો પિતા ફિલિપ જ્યારે બહુ ન્હાની વયનો હતો ત્યારે સેમોથેસમાં ત્યાંના ગુપ્ત ભક્તોના મંડલમાં દાખલ થયો હતો. ઓલિમ્પિયાસ પણ એ મંડલમાં ભળી હતી. એમ બેનો સમાગમ થતાં ફિલિપને તેના ઉપર સ્નેહ થયો અને તેનાં માબાપ ગુજરી ગયેલાં હતાં એટલે તેના ભાઇ એરિમ્બસની અનુમતિથી તે તેણીને પરણ્યો. એમનો દાંપત્યસંબંધ શરૂ થયો તેની આગલી રાતે ઓલિમ્પિયાસને સ્વપ્નુ આવેલું કે તેના શરીર ઉપર એક વજ્ર પડ્યું, તેથી એક મોટી આગ લાગી, અને એ આગ હોલવાતા પ્હેલાં તેના ભડકા ચારે તરફ બહુ આઘા ફેલાયા. થોડા વખત પછી ફિલિપને પણ સ્વપ્ન આવ્યું કે તેણે રાણીના ગર્ભાશયને એક સિંહની આકૃતિવાળી મ્હોર વડે બંધ કર્યું. ઘણાખરા ભવિષ્યદૃષ્ટાઓએ આનો અર્થ એ કર્યો કે ઓલિમ્પિયાસની ચાલ વિષે શક આણવા જેવું કંઈ કારણ હોવું જોઇએ, અને તેમણે એ બાબત તપાસ રાખવાની ફિલિપને સલાહ આપી. પણ એક ભવિષ્યદૃષ્ટાએ એવો તર્ક કર્યો કે ખાલી વસ્તુ ઉપર મ્હોર સીક્કા કરાતા નથી, માટે રાણીને ગર્ભ રહ્યો છે, અને મ્હોર ઉપર સિંહની આકૃતિ હતી માટે સિંહસમાન શૂરો અને સાહસિક પુત્ર નીવડશે; એ જ એ સ્વપ્નનો ખરો અર્થ.

એક વાર ઓલિમ્પિયાસ સુતી હતી ત્યારે તેની પથારીમાં સર્પ પડેલો જોવામાં આવ્યો હતો. વિશેષ કરીને આ કારણને લીધે ફિલિપનો તેના ઉપરનો ભાવ ઓછો થયો અને તે એટલે સુધી કે તે પછી તે એને અવાસે કવચિત જ જતો. તેના મનમાં એમ

* (કેરેનુસ) હરક્યુલિસની પેઢીએ ઉતરી આવેલ સોળમો રાજા. તેણે ઈ. પૂ. ૭૯૪ માં મેકિડોનિયા સર કર્યું અને તેની પછી બાવીશમી પેઢીએ એલેકઝાન્ડર થયો. તેની માતા તરફની વંશાવલી આટલી બધી નિશ્ચિત નથી.

આ કાવત્રું રચાતું હતું ત્યાં ડાયનને એક ભયંકર રાક્ષસી દેખાવ નજરે પડયો. તેના ઘર આગળના ઝરૂખામાં એક દિવસ સાયંકાળે તે વિચારગ્રસ્ત થઇને બેઠો હતો ત્યાં એકદમ કઇંક અવાજ સાંભળી તે ચમકયો. અને પાછું ફરી જોતાં ઝરૂખાને સામે છેડે એક કદાવર સ્ત્રીને નાટકોમાં ભૂતડાંઓના વેશ આવે છે તેવા વેશમાં જમીન વાળતી જોઇ. આથી આશ્ચર્ય અને ભયમાં પડીને, તેણે પોતાના મિત્રોને બોલાવ્યા અને તેમને પોતાની સાથે સૂરાતું કહ્યું. તેનું મન અસ્થિર થઇ ગયું અને તેને ભય લાગ્યો કે જો તે એકલો પડે તો રખેને એ દેખાવ ફરીને દેખાવ. પણ એ દેખાવ ફરીને તેણે જોયો નહીં. આ પછી તુરત તેનો એકનો એક દીકરો જે હવે મોટો થઇ રહ્યો હતો તેણે નજીવા કજીઆમાં ઘરની અગાસીમાંથી પડતું મુક્યું અને તે તત્કાળ મરણ પામ્યો.

જ્યારે ડાયન આ ગમગીનીમાં હતો ત્યારે કેલીપ્પસ પોતાનું કાવત્રું પાકે પાયે લાવતો હતો. અને આ હેતુથી તેણે ગામમાં અફવા ફેલાવી કે ડાયન હવે નિર્વંશ થયેલો હોવાથી તે પોતાની બહેનના પુત્ર અને તેની સ્ત્રીના ભાણેજ ડાયોનીસિયસનો પુત્ર એપોલોક્રેટિસને દત્તક લેવાનો છે. તેના કાવત્રાનો વહેમ ડાયન, તેની બહેન, અને તેની સ્ત્રી બધાંને ગયો. ડાયનને હિરેક્લાઇડિસના ખુનથી પોતાની કીર્તિને ડાઘ લગાડયો હતો તેની પણ, આપણે ધારી શકીએ કે, ચિંતા હતી. અને તે ઘણી વખત કહેતો કે દુશ્મનની બ્હીકમાં જ માત્ર નહીં, પણ મિત્રો તરફ વહેમની નજરથી જોઇને જીવવું તે કરતાં હજાર મોત વધારે ભલાં છે અને તે કરતાં તો ખુનીની આગળ પોતાની છાતી ખુલ્લી મુકવા તૈયાર હતો.

જ્યારે કેલીપ્પસે જોયું કે ડાયનના કુટુંબની સ્ત્રીઓ તેને વિષે વહેમાઈ ગયેલી ત્યારે પરિણામની શંકા લાવીને તેણે આંખમાં આંસુ આણીને પોતાની નિર્દોષતા જણાવી અને પોતાની નિમકહલાલીની તેમને ખાત્રી આપવા તેઓ માગે તેવા સોગંદ લેવાની તૈયારી બતાવી. તેઓએ તેને જે મહા શપથ લેવાનું કહ્યું તે નીચે પ્રમાણે હતા. તેમાં શપથ લેનાર સીરીસ અને પ્રોસરપાઇનના દેવળમાં જઇ કેટલીએક ધાર્મિક ક્રિયાઓ કરી પ્રોસરપાઇનનો કિરમજી જભ્ભો પ્હેરી લે અને હાથમાં સળગાવેલી મશાલ લઇ પછી સોગંદ ખાય, આ બધું બિલકુલ અચકાયા શિવાય કેલીપ્પસે કર્યું. અને તે એટલો બધો નાસ્તિક હતો કે તે દેવીના ઉત્સવનો દિવસ તે જ તેણે પોતાનું કાવત્રું પાર પાડવાનો દિવસ ઠરાવ્યો. એ દેવીની પૂજાની ગુપ્ત ક્રિયામાં ડાયનને દાખલ કરનાર તે પોતે જ હતો એમ પણ આપણે સંભારીએ એટલે કેલીપ્પસના પાતક કરતાં વધારે ઘોર પાપ હોઇ શકે જ નહીં એ આપણા ખ્યાલમા આવશે.

આ કાવત્રામાં ઘણાં જણ ભળ્યા હતા. ડાયન પોતાના મિત્રો સાથે મિજબાનીના ઓરડામાં બેઠો હતો ત્યાં દગાખોર ઘરમાં પેઠા અને થોડાકે બારણાં બંધ કર્યાં અને બીજાઓએ બારીઓ વાસી. મારાઓ જે સર્વ ઝેકિન્થસના રહીશ હતા તે કંઈ પણ હથિયાર વગર સાદા પોષાકમાં અંદર પેઠા. જેઓ બ્હાર હતા તેઓએ બારણાં બંધ કર્યાં. તે પછી મારાઓ ડાયન ઉપર પડયા અને તેને ગુંગળાવી મારવા લાગ્યા; પણ તેમાં ફત્તેહ ન મળવાથી તેઓએ એક તલવાર મગાવી પણ કોઇ બાર ઉઘાડી શક્યું નહીં; કારણ કે ડાયન સાથે તેના ઘણા મિત્રો હતા. પણ તે મિત્રોએ દરેકે માન્યું કે ડાયનને મરવા દેવાથી

આપણે સહીસલામત બચી શકીશું, એટલે તેઓએ કંઇ જ ન કર્યું. થોડો વખત એવી રીતે વાટ જોયા પછી લાયકોન નામના સાયરેક્યૂસવાસીએ એક બારી વાટે એક ન્હાની તલવાર આપી અને તે તલવારથી તે બેભાન થયેલાનું માથું તેઓએ વધસ્થાન ઉપર બલિને કાપે છે તેમ ઉડાડી દીધું. તેની બ્હેન અને તેની સગર્ભા સ્ત્રીને તેઓએ કેદ કર્યાં; જ્યાં તે કમનસીબ સ્ત્રીએ એક પુત્રને જન્મ આપ્યો; જેને ચોકીદારોની સંમતિથી જીવતો રહેવા દેવામાં આવ્યો. કારણ કે કેલીપ્પસને પોતાના કામમાં બીજું કંઇ સૂઝે તેમ ન હતું.

ડાયનના ખૂન પછી સાયરેક્યૂસની રાજસત્તા કેલીપ્પસના હાથમાં આવી અને તેણે એથન્સવાસીઓ પર પત્ર લખવાની હિંમત કરીઃ અગર જો કે વાસ્તવિક રીતે પોતાના અન્નદાતાના મારનાર તરીકે તે પાતકી હોવાને લીધે દેવોની બ્હીક પછી બીજા દરજ્જાની બ્હીક તેને તેમની જ હોવી જોઇએ; પણ એથન્સના મુલકને માટે વાસ્તવિક રીતે કહેવામાં આવ્યું છે કે જેમ તે દેશમાં સર્વોત્તમ મધ અને સર્વેથી કાનિલ ઝેર ઉત્પન્ન થાય છે તે જ નિયમ પ્રમાણે એથન્સનાં ઉત્તમ પુરુષો જેમ માનવજાતને મોખરે બેસે એવા હોય છે, તેમ જ તેના હલકા માણસોના કરતાં દુનિયાના તલ ઉપર કોઇ વધારે નીચ પણ નહીં નીકળે. દેવોએ કેલીપ્પસની જીત લાંબો વખત ટકવા દીધી નહીં; કારણ કે કેટના લેવા જતાં તે સાયરેક્યૂસ ખોઈ બેઠો: જે ઉપરથી વાત ચાલે છે કે તે બોલ્યો કે “મેં તો એક નગર–રાજ્ય ખોઇને એક રમકડું માત્ર મેળવ્યું”. તે પછી મેસ્સેનાના ઘેરામાં તેનાં બધાં માણસો કપાઇ ગયાં: જેમાં ડાયનના મારાઓ પણ હતા. સિસિલીના કોઇ શેહેરમાં તેને પેસવાની મના થયેલી હતી; કારણ કે તેને બધા ધીક્કારતા હતા એટલે તે ઇ-ટલીમાં ગયો અને ત્યાં રહીજીઅમ સર કર્યું; પણ તે લાંબા વખત સુધી પોતાના નોકરોને પગાર આપી શકયો નહીં. એટલે જે તલવારથી ડાયનનું ખૂન કર્યું હતું તે જ તલવારથી –અને કદમાં તે સ્પાર્ટન તલવાર જેવી ન્હાની હતી તેમ તેના પર સારૂં નકસી કામ કરેલું હોવાથી ઝટ ઓળખાય તેવી હતી–લેપ્ટાઇનિસ અને પોલીપર્કોને તેનો જીવ લીધો. આવી રીતે પોતાના પાપનો યોગ્ય બદલો: તેને મળ્યો.

જ્યારે એરિસ્ટોમેકિ અને એરીટિને બંદીખાનેથી છોડવામાં આવ્યાં ત્યારે ડાયનનો એક મિત્ર નામે આઇસીટિઝ તેમને ઘેર લઇ ગયો અને તેમની સારી બરદાસ્ત કરી, પણ પાછળથી ડાયનના દુશ્મનોની શીખવણીથી તેમણે તેમને સ્પાર્ટા મોકલવાને બહાને એક વ્હાણ પર ચ્હડાવ્યાં; પણ ખાનગી રીતે ખલાસીઓને સૂચના આપી કે તેમને મારી તેમનાં શરીરને દરિયામાં ફેંકી દેવાં. આ નીચ માણસને પણ તેના કામનો બદલો મળ્યો કારણ કે તેને ટાઇમોલિયને પૂરો કર્યો અને ડાયનનું વેર લેવા સાયરેક્યૂસવાસીઓએ તેની

આવ્યું હોય કે ઓલિમ્પિયાસ તેના ઉપર ટાઈ જાદુ કરશે, અગર કોઇ દેવ તેણીના ઉપર આશક છે એવી કલ્પના પણ તેણે કરી હોય. પણ કેટલાક આ હકીકતને જુદું રૂપ આપે છે. તેઓ કહેછે કે એપાઇરસની સ્ત્રીઓ પ્રાચીનકાળથી ઓર્ફિયુસની ગુપ્તભક્તિની ક્રિયાઓ અને બેક્કસના ભક્તિપથની ઉચ્છૃંખલ ઉત્સાહક્રિયાઓ ઉપર બહુ ભાવ હતો અને ઓલિમ્પિયાસ એ ઉત્તેજન ભક્તિમાર્ગની બહુ જ રંગીવણ હતી તથા તેની ક્રિયાઓ અને નૃત્યોમા જોનારને વિશેષ તાજુબી અને ભય ઉત્પન્ન થાય એટલા માટે પોતે તે કરતી તે દરમિયાન મોટા પાળેલા સાપ પાસે રાખતી, જે ઘણીવાર ત્યા રાખવામા આવતા વેલાઓ, પંખાઓ અને બીજી સામગ્રીમાથી દેખા દઈ તથા ભક્તિનીઓમાથી કોઇના બાલ અને કોઇના હાર સાથે લપેટાઈ તેણીના આશય સંપૂર્ણ કરતા

પણ ફિલિપે તેણીની સાથે સુતેલો સર્પ જોયો એટલે તેણે એપોલો દેવને પૃચ્છા કરવા ડેલ્ફી માણસ મોકલ્યો. કહે છે કે તેને જવાબમા જ્યુપિટર—એમનને પોતાનો ઇષ્ટદેવ ગણવા અને તેને ઉપહારો અર્પણ કરવા આજ્ઞા થઈ વળી કહે છે કે બારણાની તડમાથી જે આંખે તેણે સર્પરૂપી દેવને પોતાની શય્યામા જોયો તે ફુટી ગઇ. એક જણ લખે છે કે એલેક્ઝાંડરની પ્રથમ ચડાઇ વખતે ઓલિમ્પિયાસ કેટલેક રસ્તે તેને વિદાય કરવા તેની સાથે ગઇ હતી, તે દરમિયાન તેણે પુત્રને તેનો પીતા કયો દેવ છે તે વિશે ગુપ્ત મર્મ આપી હતી, અને એક દેવાંશી વીરને ઘટે એવા પરાક્રમો કરવા તેને ઉશ્કેર્યો હતો. પણ વળી બીજાઓ કહે છે કે આવી વાતોને તે તદ્દન ખોટી અને દેવોને અપમાનકારક ગણતી તથા વારંવાર ફરીયાદ કરતી કે એલેક્ઝાંડર મહાન જ્યૂનોની મને સપત્ની બનાવવાનુ ક્યારે મુકી દેશે?

એલેક્ઝાંડરનો જન્મ આપણો પ્રથમ માસ જેવુ મેકિડોનિયન નામ લાઉસ હતું તેની છઠ્ઠી તિથિએ થયો હતો ‡ તે જ દિવસે એફીસસ નગરમાનું ડાયનાનું§ પ્રસિદ્ધ મંદિર બળી ગયુ. આ ઉપરથી એક લેખકે તે આગને પણ ઠારી નાખત એવી એક ઉત્પ્રેક્ષા ઉપજાવી કહાડી છે. તે લખે છે કે "એફીસસમા મંદિર બળી ગયુ એમા શુ આશ્ચર્ય? કેમકે ડાયના તો તે વખતે મેકિડોનિયામા એલેક્ઝાંડરને પ્રસવ કરાવવામા ગુંથાયેલી હતી" એ વખતે એફીસસમા જે મેગિયન ધર્મગુરુઓ હતા તેઓએ આગને ભાવિમા થનાર કોઇ મહા દુર્દૈવનું ચિન્હ ગણીને 'આજે એશિયા ઉપર આવતા વિપત્તિઓ આવી પડે એવો કોઈ

‡ પ્લૂટાર્કના સમયમા મેકિડોનિયન લાઉસ માસ તે એથીનિયન હિકેટોમ્બિયન માસ હતો. પણ ફિલિપ અને એલેક્ઝાંડરના સમયમા એમ ન હતુ. એલેક્ઝાંડરના જન્મ અને મૃત્યુ બન્ને ગ્રીક વર્ષના અગિયારમા માસ થરગિલિયનની છઠ્ઠી તિથિએ થયા એ નિર્વિવાદ છે. ગ્રીક વર્ષનો અગિયારમો માસ ત્રીસ દિવસનો અને બારમો માસ ઓગણત્રીસ દિવસનો હતો અને કર્ક સંક્રાતિને દિવસે તેમનુ નવુ વર્ષ બેસતુ હતુ એટલે કર્ક સંક્રાતિ પ્હેલાનો ચોપનમો દિવસ એલેક્ઝાંડરનો જન્મ અને મૃત્યુનો ઠરે છે. આ ચરિતને અંતે પ્લૂટાર્ક એલેક્ઝાંડરનુ મૃત્યુ જૂન માસની અઠ્ઠાવીશમી કે ત્રીશમી તારીખે થયાનુ લખે છે તે રોમન કાલગણના પ્રમાણે લખ્યુ છે. અર્વાચીન ઇતિહાસમે એલેક્ઝાંડરના મૃત્યુ માટે રોમન માસ ડેસિયસની અઠ્ઠાવીશમી તારીખ એટલે આપણી તેરમી જૂન સ્વીકારે છે પરંતુ એ કર્ક સંક્રાતિ પ્હેલાનો ચોપનમો દિવસ નથી

§ ડાયના એ પ્રસુતાઓને મદદ કરનારી દેવી ગણાતી

બનાવ બન્યો છે” એ પ્રમાણે કકળતા અને કપાળ કૂટતા અને રોતા આખા શેહેરમા ઉન્મત્ત જેવી દોડાદોડ કરી રહ્યા

ફિલિપે પોટીડિયા નગર તે જ દિવસે સર કર્યું હતુ અને ત્યા તેની પાસે ઉપરાઉપરી વધામણીઓ લાવના એક પછી એક ત્રણ એલચીઓ આવ્યા પ્હેલી ખબર એ આવી કે સેનાપતિ પાર્મીનિઓએ ઇલીરિયનોને એક મોટી લડાઇમા હરાવ્યા છે, બીજી ખબર એ આવી કે ફિલિપનો ઘોડો ઓલિમ્પિક રમતોની ઘોડદોડમા પ્હેલો આવ્યો છે અને ત્રીજી ઓલિમ્પિયાસને એલેકઝાંડર પ્રસવ્યાની આવી આથી તેને ઘણો આનદ થયો અને ભવિષ્યદર્શીઓએ તેને ખાતરી આપી તેમાં વધારો કર્યો કે ત્રણ વિજયોને શુભ પ્રસગે જન્મ લેતો કુવર જરૂર અજીત નીવડશે

એલેકઝાંડરના આગલના બાવલાઓમા લાઇસિપ્પસના બનાવેલા તેની મુખમુદ્રાને સૌથી વધારે મળતા આવે છે, અને એણે એ એકને જ પોતાના બાવલા બનાવવાની પરવાનગી આપી હતી માથુ જરા એક બાજુ તરફ નમતુ રાખવાની એની જે છટા, અને એની આખનુ ચાચ૫, જેની તેના મિત્રો અને તેના પછી થનારા રાજાઓ વગેરે નકલ કરવા મથતા, એ બને લાઇસિપ્પસે આબેહૂબ પકડયા છે એપેલિસે તેને જ્યુપિટર દેવ તરીકે હાથમા વજ્ર આપીને ચીતર્યો છે, પણ એ તેના વર્ણની નકલ કરી શક્યો નથી એણે તેની ચામડી બહુ જ લાલ ચીતરી છે એલેકઝાંડર વધારે ગૌર વર્ણનો હતો, અને તેના મુખ તથા છાતી રતાશ ઉપર હતા એક લેખક જણાવે છે કે તેના શરીરમાથી અને તેના શ્વાસમાથી સુવાસ નીકળતો, તે એટલો બધો કે તેનો પાસ તેના અદરના કપડામા બેસી જતો આનુ કારણ તેની ઉષ્ણ પ્રકૃતિ હશે થીઓફ્રેસ્ટસ તર્ક કરે છે કે રસવાળા પદાર્થોમા ઉષ્માના વ્યાપારથી ગધ ઉદ્‌ભવે છે ઉષ્ણ દેશોમા ગધ દ્રવ્યો (તેજાના) ઉત્તમ અને પુષ્કળ થાય છે તે આને લીધે કેમકે જે પ્રવાહીઓ દ્રવ્યોમા રહે તો સડો પેદા કરે તેને સૂર્યનો તાપ ચૂસી લે છે એલેકઝાંડર ઘણી વાર અતિપાન અને ક્રોધોન્માદને વશ થઇ જતો તે પણ આ ઉષ્ણ પ્રકૃતિને લીધે હશે

તેનુ મિતાચારીપણુ ન્હાની વયથી જ દેખાવા માડ્યુ શારીરિક ભોગ તરફ તેનુ વલણ થતુ નહી, અને કદાપિ થતુ તેવે વખતે પણ તે અ પસતોષી જણાતો પણ તેની બીજી અભિલાષાઓ ઉત્કૃષ્ટ હતી અને તેનો કીર્તિલોભ તેની ઉમ્મરના પ્રમાણમા અત્યત વધારે એટલુ જ નહી પણ ખરેખર નિ સીમાન અને ભવ્ય હતો તેના પિતા ફિલિપનો કીર્તિલોભ અવિવેકી હતો હરકાઇ જાતની કીર્તિ તેને રુચતી અને તે હરેક રસ્તે કીર્તિ મેળવવા મથતો પોતાની વક્તૃત્વ શક્તિથી તે કોઇ સામાન્ય સોફિસ્ટ—વક્તા જેટલો જ ફુલાતો અને ઓલિમ્પિક રમતોમા પોતે જીતેલી ઘોડાની શરતોની યાદગીરી પોતાના સિક્કાઓની છાપમા પણ કોતરાવતો એલેક્ઝાંડરનો કીર્તિલોભ એવો ન હતો તે ઘણી ઝડપથી દોડી શક્તો હતો તે ઉપરથી એને કાઇએ પૂછ્યુ કે તે ઓલિમ્પિક રમતોમા દોડશે? ત્યારે એણે જવાબ વાળ્યો કે ‘ રાજાઓ મ્હારા હરીફ હોય તો હું દોડુ ’ મલ્લકુસ્તીને તો તે કેવલ ધિક્કારતો તે ઘણી રમતો અને ઘણા તમાશાઓ કરાવતો, વાજા વગાડનાર, વીણા વગાડનાર, મહાકાવ્ય ગાનારા, નાટક રચનારા અને ભજવનારા વગેરે પ

યુને તે ઇનામો આપતો, તરેહવાર જંગલી પ્રાણીઓના અનેક પ્રકારના શિકાર અને જાતજાતની પટાબાજીના તે મેળાવડા કરતો, પરંતુ મુક્કાબાજી કે મુક્કાબાજીની સાથે ચાલતી પેન્ક્રેશિયમ નામની વ્યાયામપંચકની શરત તેણે કદાપી કરાવી નથી.

એક વખતે ઇરાનના શાહેનશાહના એલચીઓ ફિલિપની ગેરહાજરીમાં આવ્યા ત્યારે તેને બદલે તેમની સરભરા એલેક્ઝાંડરે કરી; તે દરમિયાન તેઓ એટલી ઉમ્મરના કુંવરનાં વિનયથી અને વાતચિત કરવાની કાબેલિયતથી છક થઈ ગયા. તેના સવાલો નકામા કે છોકરવાદ ન હતા; જુદા જુદા શેહેરો વચ્ચે કેટલું અંતર હતું, એશિયામાં કિનારા આગળથી અંદરના પ્રદેશમાં જવા કયા કયા અને કેવા રસ્તાઓ હતા, તેમના શહેનશાહ કેવી પ્રકૃતિના હતા, દુશ્મનોની સાથે તે કેવી રીતે કામ લેતા, તેમના બલનાં સાધન કયાં કયાં હતાં, એવા જ સવાલો એણે તેમને પૂછ્યા. એ એલચીઓને લાગ્યું કે ફિલિપ બુદ્ધિશાલી રાજા તરીકે પંકાયો છે ખરો, પણ તેના કરતાં પણ કુંવરની ચપલતા અને દીર્ઘદૃષ્ટિ મ્હોટી. વળી ફિલિપે અમુક શેહેર સર કર્યું અને તે અમુક યુદ્ધમાં જીત્યો એવા એવા સમાચાર આવતા ત્યારે એલેક્ઝાંડર હર્ષ પામવાને બદલે પોતાના બાઇબંદોને કહેતો કે "પીતાજી એક ઉપર એક જીત મેળવ્યા જ કરશે, અને તમારે મ્હારે ભાગે કંઇ પરાક્રમ કરવાનાં રહેવાનાં નથી. તેને મોજ શોખ કે લક્ષ્મીની પરવા ન હતી; એક માત્ર શૌર્ય પ્રકાશી કીર્તિ મેળવવા તે ઝંખતો હતો; એટલે તેને એમ લાગ્યા કરતું કે તેને તેનો પીતા વારસામાં જેમ મોટું રાજ્ય આપશે તેમ તેને પોતાને નામના કરવાનો સંભવ ઓછો રહેશે. ફિલિપ મેકિડોનિયાની સરહદ જેમ વધારતો જતો તેમ તેને પોતાને જીતવાનો પ્રદેશ ઓછો થતો લાગતો. તેને સુખશાંતિ અને ભોગવિલાસનું રાજ્ય ન્હોતું જોઇતું; ચારે તરફ સંકટો અને વિગ્રહો જામી રહ્યા હોય અને તેને તરી ઉતરવામાં પુરુષાતન કરવાના અનેકાનેક પ્રસંગો મળે એવું રાજ્ય જોઇતું હતું.

તેને માટે ઘણા શિક્ષકો અને ગુરૂઓ રાખવામાં આવ્યા હતા. એ સર્વમાં ઉપરી એલેક્ઝાંડરનો લિયોનિડસ નામનો એક સગો હતો; તેની રીતભાત બહુ કરડી હતી. કુંવરને કેળવણી આપવાનું કામ અગત્યનું હતું અને એ હોદ્દો શોભાનો હતો. પણ તેને પેડેગોગ† (શિક્ષક) નો ઇલ્કાબ પસંદ ન હતો; અને રાણી સાથેના એના સગપણને લીધે તથા એની પોતાની પ્રતિષ્ઠાને લીધે એને સૌ કુંવરનો રક્ષક કહેતા. એલેક્ઝાંડરનો નામનો તેમ જ ખરો પેડેગોગ એકર્નેનિયાનો લાઇસિમેકસ હતો. તેનામાં કોઇ જાતની આવડ ન હતી, પણ તે એલેક્ઝાંડરને હોંશી વીર એકિલિસની, તેના પિતાને એકિલિસના પિતા પીલિયુસની અને પોતાને એકિલિસના ગુરુ ફીનિક્સની વારંવાર ઉપમા આપતો અને આથી તે એલેક્ઝાંડરને તથા બીજાઓને ગમતો અને લિયોનિડસથી બીજા દરજ્જાનો ગણાતો.

જ્યારે થેસલીનો એક સોદાગર પ્રખ્યાત બ્યુસિફેલસ ઘોડો વેચવા ફિલિપ પાસે આવ્યો અને તેને માટે તેણે તેર ટેલંટ (રૂ. ૪૫૯૭૧-૪-૦) માગ્યા ત્યારે ફિલિપે એ ઘોડાની પરીક્ષા એક ચોગાનમાં કરવા માંડી; ત્યાં ઘણા માણસો હાજર હતા, તેમાં એલે-

† શિક્ષકના અર્થમાં રૂઢ થયેલા પેડેગોગ શબ્દનો મૂળ અર્થ પરિચારક છોકરાને સાથે લઇ ફરનારો હોવાથી અને ગ્રીસમાં શિક્ષકનું કામ સામાન્ય રીતે કોઇ બજેલા ગુલામોને સોંપાતું હોવાથી ચીડ ગ્રહસ્થને 'પેડેગોગ' થવામાં કે કહેવડાવવામાં હીણું લાગતું.

ક્ઝાંડર પણ હતો. ઘોડો એટલો બધો તેજ હતો કે કોઇને વશ થાય નહીં. તેણે ન કોઇને ચ્હડવા દીધો કે ન કોઇનો સ્વર સુદ્ધાં સાંખ્યો. જે સવાર તેની પાસે જતા તેની સામે તે ધસતો. આવું જંગલી જાનવર પોતાની પાસે આણ્યું તેથી ફિલિપ ગુસ્સે થયો, અને તેણે તેને લઇ જવા ફરમાવ્યું. પણ એલેક્ઝાંડર તે ઘોડાને જોયા કરતો હતો તે બોલી ઉઠયો, “આ લોક પોતાનામાં પાણી અને કલાની ખામીને લીધે કેવો સારો ઘોડો જવા દે છે!”. ફિલિપે પ્હેલાં તો તેને ગણકાર્યો નહીં; પણ એ જ્યારે ફરી ફરીને એવી ટીકા કરવા લાગ્યો અને આકળો થઈ ગયો ત્યારે ફિલિપે એને કહ્યું, “છોકરા તું બહુ ઉદ્ધત છે; જાણે કે આ સર્વ તારાથી મોટા છે તેમના કરતાં તું કાબેલ ન હોય અને વધારે સારી રીતે ઘોડા વશ કરી ન જાણતો હોય!” એલેક્ઝાંડર તુરત બોલ્યો “આ ઘોડાને હું વશ કરી શકું.” ફિલિપે પૂછ્યું “ન કરી શકે તો સજા તરીકે શો દંડ ભરીશ?” એલેક્ઝાંડરે કહ્યું “આ ઘોડાની કિંમત આપીશ.” આ સાંભળી બધા હસી પડયા. પણ રાજા અને કુંવરે અન્યોઅન્ય શરત સ્વીકારી અને એલેક્ઝાંડરે ઘોડા પાસે જઇ લગામ ઝાલીને તેનું મુખ સૂર્ય તરફ ફેરવ્યું. એમ જણાય છે કે ઘોડો તેની આગળ પડતી અને તે હાલતો તેની સાથે હાલતી પોતાની છાયાથી ભડકયા કરતો તે એણે જોઇ લીધેલું. પછી એણે ધીરે ધીરે બોલીને અને તેને પંપાળીને ઘોડાને શાંત પાડયો, અને પોતાનું ઉપલું વસ્ત્ર સરકાવી નાખી સફાઇથી કુદકો મારીને સવાર થઇ ગયો. પ્રથમ એણે તેની મરજી માફક ચાલવા દીધો, પછી જ્યારે એને લાગ્યું કે હવે ઘોડો વેગમાં આવ્યો છે અને છૂટથી દોડવા માગે છે, ત્યારે તે એડીથી અને અવાજથી તેને ઉશ્કેરતો ગયો અને તેની ઝડપ અત્યંત વધારી દઇ ઘણે દૂર નીકળી ગયો. ફિલિપ અને ત્યાં હાજર હતા તે સર્વે જોઇ રહ્યા અને શું થશે તેની ફિકરમાં સ્તબ્ધ થઇ ગયા. પણ એ જ્યારે તેને વાળીને પાછો સીધો લઇ આવ્યો, ત્યારે બધાએ તેને હર્ષનાદથી વધાવી લીધો. ફિલિપને તો હર્ષનાં આંસુ આવ્યાં, અને તે તેને ચુંબન કરતો બોલ્યો, “બેટા આ રાજ્ય તમારે માટે બહુ નાનકડું છે; તમારી શક્તિને ઘટે એવું કોઇ રાજ્ય શોધી લ્યો.”

પછી એલેક્ઝાંડરને હુકમને તાબે થવું કડવું લાગતું; પણ કોઈ નરમાશથી સકારણ *સમજાવે તો તે પોતાની ફરજ કરવા તૈયાર થતો, એ જોઇને ફિલિપે તેની સાથે હુકમ* વાપરવાને બદલે તેને સમજાવીને કામ લેવાની રીત રાખી. અને તેને લાગ્યું કે એની કેળવણી માટે “કલા” અને શાસ્ત્રોના સામાન્ય શિક્ષકો અને સામાન્ય રીતે શીખવાતા વિષયો બસ નથી. તેની પ્રતીતિ થઇ કે એલેક્ઝાંડરની પ્રતિષ્ઠા માટે સોફોક્લિસ કવિના શબ્દો વાપરીએ તો—

“સુકાનનો માર્ગોપદેશ અને વળી લગામનું નિયંત્રણ” એ બન્ને આવશ્યક છે. તેથી તેણે ગ્રીસના પંડિતો અને ફિલસુફોમાં સૌથી વધારે ખ્યાતિ પામેલા એરિસ્ટોટલને બોલાવ્યો. અને એરિસ્ટોટલે એ કામ સ્વિકાર્યું. તેનો તેણે જે બદલો આપ્યો તે રાજા અને ફિલસુફ બન્નેને ઘટે તેવો તેમ બન્નેની કીર્તિ વધારે તેવો હતો. એરિસ્ટોટલની જન્મભુમી સ્ટેગાયરા ગામનો ફિલિપે થોડા સમય ઉપર નાશ કર્યો હતો; તે તેણે ફરીથી બંધાવ્યું અને ત્યાંના મૂલ વાસીઓ જે બીજા નગરોમાં વીખેરાઈ ગયા હતા અગર વેચાઈ ગુલામોની દશા ભોગવતા હતા તેમને ત્યાં ફરી વસાવ્યા. એલેક્ઝાંડર માટે શાળા તરીકે તેણે

બીઝા પાસેનું એક સ્થલ–દેવતાઓનું મંદિર નીમ્યું, જ્યાં અદ્યાપિ એરિસ્ટોટલ જે શિલાઓને ઉપર બેસતો અને જે ઘટાઓમાં ફરવા જતો તે બતાવવામાં આવે છે. એલેક્ઝાંડર તેની પાસે નીતિ અને રાજ્યનીતિના શાસ્ત્રો શીખ્યો એટલું જ નહીં પણ ફિલસુફીનાં જે ઉંડાં તત્વો ખાસ વીણેલા થોડા જ શીષ્યોને દીક્ષા આપ્યા પછી અને ગંભીર રહસ્યો તરીકે માત્ર મુખપાઠથી શીખવવામાં આવે છે તે પણ શીખ્યો. આ એના એક કાગળ ઉપરથી જણાય છે. એલેક્ઝાંડર જ્યારે એશિયામાં હતો અને એણે સાંભળ્યું કે એરિસ્ટોટલે કેટલાક પુસ્તકો પ્રસિદ્ધ કરી તેમાં એ ગંભીર તત્વો પ્રગટ કર્યાં છે, ત્યારે તેણે ફિલસુફીની ખાતર એરિસ્ટોટલને નીચેનો પત્ર લખી ઠપકો આપ્યો.

" એરિસ્ટોટલ જોગ લી૰ એલેક્ઝાંડર સલામ—ફિલસુફીનાં ગૂઢ તત્ત્વો તમે પ્રસિદ્ધ કર્યાં એ ઠીક કર્યું નહીં. તમારી પાસેથી અમને જે ભવ્ય જ્ઞાન મળ્યું હતું તે સર્વ સામાન્ય થઇ જાય તો અમારામાં શી વિશેષતા રહી ? હું તો સત્તા અને રાજ્યવૈભવમાં બીજાથી મ્હોટો થાઉં તે કરતાં જ્ઞાનમાં મ્હોટો થવું વધારે ચાહું છું."

એરિસ્ટોટલે એની આ ઇચ્છાને રૂચે અને પોતાનો બચાવ પણ થાય એવો જવાબ લખ્યો કે એ તત્ત્વોનું પુસ્તક એણે જે પ્રગટ કર્યું છે તે ન કર્યા જેવું જ છે. અને ખરેખર એરિસ્ટોટલનાં ફિલસુફીનાં પુસ્તકની શૈલી એવી છે કે જેને એ વિષયનું પ્રથમથી જ્ઞાન હોય તે શિવાય કોઇથી તે સમજાય નહીં તો શીખવી તો ક્યાંથી શકાય; ગુરુ પાસેથી જેને મુખપાઠથી જ્ઞાન મળ્યું હોય તેની સ્મૃતિને મદદ કરવાનો જ તેનો હેતુ છે.

વળી હું ધારૂંછું કે એલેક્ઝાંડર એરિસ્ટોટલ પાસેથી જ વૈદકશાસ્ત્ર અને ઔષધોપચાર કરતાં શીખેલો. એના કાગળોપરથી સ્પષ્ટ જણાય છે કે તેને એ શાસ્ત્રના વિષયની ચર્ચાનો શોખ હતો અને તે એના મિત્રોને પ્રસંગોપાત ખાંનપાનાદિકનું નિયમન અને ઔષધો બતાવતો.

એને સાહિત્યનો પણ શોખ હતો, અને સ્વાભાવિક જીજ્ઞાસાને લીધે તે ઘણાં પુસ્તકો વાંચતો. ઇલિયડને તે સિપાહગિરિનો ખજાનો અને પુરુષાતનનો આદર્શ કહેતો. એ મહા કાવ્યની એરિસ્ટોટલે સુધારેલી એક નકલ તે હમેશ પાસે રાખતો. તેને એ ડરાયસને હરાવ્યા પછી તેના મળેલા સામાનમાંની એક સુશોભિત પેટીમાં રાખતો, તે ઉપરથી એ નકલ "પેટીમાંની નકલ" ને નામે પ્રસિદ્ધ છે. એક લેખક જણાવે છે કે તે રાતે પણ તેને તરવારની સાથે પોતાના ઉશીકા નીચે મુકતો. એશિયામાંની તેની લાંબી મ્હડાઇઓ દરમિયાન તેને વાંચવાનાં બીજાં પુસ્તકો ન મળી શકવાથી તેણે તે ખાસ ગ્રીસથી મંગાવ્યાં હતાં. તે વખતે તેને ફાઇલિસ્ટસના ઇતિહાસ, યુરિપિડિસ, સોફોક્લિસ, અને ઇસ્કાઇલસના નાટકો, અને ટેલેસ્ટસ અને ફાઇલોક્સીનસના જુસ્સાદાર કાવ્યો મોકલવામાં આવ્યાં હતાં.

પ્રથમ તેને એરિસ્ટોટલ માટે બહુ માન હતું. તે કહેતો કે "મને એમના ઉપર મ્હારા પિતાના જેટલો જ ભાવ છે. પિતાએ મને જીવન આપ્યું, અને એમણે ખરૂં જીવન કોનું નામ તે બાબત સમજ આપી." પણ પાછળથી તે એના વિષે વ્હેમાયો હતો. તેણે એને ઇજા તો લેશ પણ કરી નહીં, પરંતુ તેના સદ્ભાવનાં ચિન્હો ધીમે ધીમે ઘટતાં ગયાં. પણ તેનો ફિલસુફી ઉપરનો અનુરાગ, જે તેને જન્મથી કે બહુ ન્હાની ઉમ્મરથી લાગ્યો

હતો તે કદાપિ ઘટયો નહીં. તેના ફિલસુફીપ્રેમના અનેક પુરાવા છે: જેવા કે ફિલસુફ એનેક્સાર્કસને* તે બહુ સન્માન આપતો, ફિલસુફ ઝેનોક્રેટીમને§ તેણે ભેટમાં પચાશ ટેલન્ટ મોકલ્યા હતા, ડેન્ડેમિસ અને કેલેનુસને તેણે બહુ સારી રીતે ગણ્યા હતા, વગેરે.

જ્યારે ફિલિપ બાઇઝેન્શિયમ સામેની લ્હડાઈમાં ગુથાયો હતો ત્યારે મેકિડોનિયાનો સર્વ રાજ્યાધિકાર એલેકઝાંડરને સોંપવામાં આવ્યો હતો. એ વખતે એની ઉમ્મર સોળ વર્ષની જ હતી. પણ તે અરસામાં ભીડાઈ લોકોએ બંડ કર્યું ત્યારે તેમની સામે એ લ્હડી ગયો; અને તેમની રાજ્યધાની સર કરી ત્યાંની વસ્તીને દેશનિકાલ કરી, તથા બીજી વસ્તીથી તે નગરને ફરી વસાવી તેને એણે એલેકઝાંડ્રોપોલિસનુ નામ આપ્યુ. વળી કિરોનિયાની પ્રસિદ્ધ લડાઈમાં મેકિડોનિયન લશ્કરના એક ભાગની સરદારી એને આપવામા આવી હતી.

કહે છે કે ગ્રીક લશ્કરમાં થીબનોની "પવિત્ર ટુકડી" ની હાર પ્રથમ એણે તોડી સિફિસસ નદી આગળનુ એક પ્રાચીન (ઓક) વૃક્ષ અદ્યાપિ "એલેકઝાંડરના ઓક" ને નામે ઓળખાય છે, કેમકે (કહે છે કે) એ લડાઈ વખતે એ ઝાડ તળે એલેકઝાંડરનો તબૂ નાખવામા આવ્યો હતો. એનાથી થોડે છેટે એક મેદાન છે ત્યાં એ લડાઇમાં જે મેકિડોનિયનો સુવા તેમને દફનાવવામા આવ્યા હતા.

એલેકઝાંડર આ પ્રમાણે ન્હાની વયથી જ વિશેષ બુદ્ધિશાળી જણાયો તેથી ફિલિપ તેને ઘણું ચ્હાવા લાગ્યો. મેકિડોનિયનો તેને રાજા કહેતા અને પોતાને માત્ર સેનાપતિ કહેતા તે સાભળતો ત્યારે એને ઘણો આનદ થતો. પણ એના નવા લગ્નથી અને ઇશકીપણાથી એના કુટુબમા કલહો ઉત્પન્ન થયા, અને સ્ત્રીઓના કકાસમાંથી બીજ રોપાઇ ગયા જ્યમાં પક્ષો બધાઇ ગયા, તેમા એને અને એલેકઝાંડરને ઘણી વાર વિરોધ પડવા માડયો વળી ઓલિમ્પિયાસ અદેખી અને દ્વેષી હતી તે પુત્રને પીતા સામે ઉશ્કેર્યા કરતી. તેમા એક પ્રસગે પિતાપુત્રનો વિરોધ ભડકો લઇ સળગી ઉઠયો. ફિલિપ પોતાથી બહુ ન્હાની

---

* એ ફિલસુફ મીઠા બોલો અને ખુશામતીયો હતો એલેકઝાંડરે ક્લાઇટસને મારી નાખ્યો તે પછીનુ એનુ ભાષણ (જુઓ આગળ) એની ખુશામદની લઢણનો સારો ખ્યાલ આપે છે એલેકઝાંડર જ્યૂપિટર એમનને પૃચ્છા કરી આવ્યો અને પછી પોતે કોઈ કોઇ વાર દેવાશી વીર હોવાનો દાવો કરવા લાગ્યો એ વિગતને અગે એલેકઝાંડર એનેકસાર્કસને તાણો મારે છે એ પ્રસગે (જુઓ આગળ) પ્લૂટાર્ક લખે છે કે એનેકસાર્કસે હેફીસ્ટિયનને કહેલુ કે એલેકઝાંડર જેવાએ તો ભેટમા "સૂબાઓના માથા" મોકલવા જોઇએ, એમા પ્લૂટાર્કની ભૂલ લાગે છે ડાયોજિનિસ લેઅર્ટિયસ એ બનાવ વર્ણવે છે તેમા એનેકસાર્કસ "સૂબાઓના માથા" ને બદલે "ટાઇરંટોના માથા" એ શબ્દ વાપરે છે અને સાઇપ્રસના સેલેમિસના ટાયરંટ નાઇકોક્રિયન સાથે તેને કટ્ટી અદાવત હતી એટલે એનેકસાર્કસનુ આ બોલવુ તેને ઉદ્દેશીને હતુ એમ કહે છે એણે પોતાની આ ઉક્તિનું ત્રાસદાયક ફળ મેળવ્યુ, કેમકે એલેકઝાંડરના મોત પછી તે એથન્સ જતો હતો ત્યા તોફાનથી એનુ વ્હાણ સાઈપ્રસના કાંઠા ઉપર ઘસડાઈ ગયુ અને નાઇકોક્રિયને તેને પકડી પત્થરના ખલમા છૂંદી છૂંદીને મારી નાખ્યો.

§ પ્લેટોનો શિષ્ય અને સ્પ્યુસિપ્પસની પછી પચીશ વર્ષ સુધી એકેડેમિનો પ્રમુખ કહે છે કે ઉપલી ભેટમાંથી તેણે નજીવ ભાગ લઈ બાકીનો પાછો મોકલ્યો અને કહેવડાવ્યુ કે તમારે ઘણાં વધારે માણસોના પેટ ભરવાના હોવાથી એ દામની વધારે જરૂર છે

વયની ક્લિઓપેટ્રા નામની એટેલસની ભત્રીજીને પરણ્યો તે પ્રસંગના સમારંભમાં એક મિજબાની દરમિયાન મદ્યપાનથી તૈયાર બનેલો એટેલસ કહેવા લાગ્યો કે "મેકિડોનિયનો દેવોને પ્રાર્થો કે આ લગ્નથી ગાદીને ઔરસ વારસ પ્રાપ્ત થાય". એલેકઝાંડરને આથી ક્રોધ ચઢ્યો, અને તે તેના માથામાં વાગે એમ એક પ્યાલો ફેંકતો બોલ્યો, "એટલે શું તું મને અનૌરસ ગણે છે?" ફિલિપથી આ વર્તણૂક સંખાઈ નહીં અને તેણે ઉભા થઇ તરવાર ખેંચી. સદ્ભાગ્યે ક્રોધ અને દારૂથી તે એટલો અવશ થઇ ગયો કે એલેકઝાંડર ઉપર ધસી આવતાં તે લથડીને પડી ગયો. એલેકઝાંડર તેના તરફ આંગળી કરી અમર્યાદ વચન બોલ્યો, "જુઓ મેકિડોનિયનો, આ માણસ યુરોપમાંથી એશિયાખંડ ઊપર ચ્હડી જવા તૈયાર થતો હતો; એક આસનથી બીજા આસન સુધી આવતાં તો તે લથડે છે." પિતાનું આ પ્રમાણે અપમાન કર્યા પછી તે ઓલિમ્પિયાસને ઇપાઇરસમાં મુકી આવ્યો અને પોતે પણ મેકિડોનિયા છોડી ઇલાઇરિકમમાં જઇ રહ્યો.

પછી મેકિડોનિયાના રાજકુટુંબ સાથે વંશપરંપરાનો આતિથ્યસંબંધ હોવાથી ખાસ મિત્રોમાં ગણાતો ડિમેરેટસ નામનો એક ગ્રીક ગૃહસ્થ ફિલિપને મળવા આવ્યો ત્યારે ફિલિપે તેને વાતચિતમાં સ્વાલ પૂછ્યો કે "ગ્રીકરાજ્યોમાં પરસ્પર કજીયા કલહ કેવા ચાલે છે?" ડિમેરેટસે આ સ્વાલનો લાભ લઇ તેને તાણો માર્યો: "ગ્રીકરાજ્યોના કજીયા કુસંપ વિશે આપ પૂછોછો એતો ઠીક, પણ આપના પોતાના જ કુટુંબમાં કુસંપ અને કંકાસ કેટલા વધી ગયા છે તેનો કંઇ ખ્યાલ કરશો?" ફિલિપ આથી ઠેકાણે આવ્યો, ડિમેરેટસે પણ મધ્યસ્થનું કામ કર્યું, અને પિતા પુત્ર વચ્ચે પાછી સલાહ થઇ.

પણ થોડા વખત પછી પાછો વિરોધ પડ્યો. ઇરાનના શહેનશાહના કેરિયા પ્રાંતના સૂબાએ ફિલિપ સાથે પાકો સંધી રચવાના હેતુથી પોતાની મોટી પુત્રી માટે ફિલિપના એરિડીયસ નામના એક અનૌરસ પુત્રનું માગું કરવા એક એલચી મોકલ્યો. એલેકઝાંડરને તેની માએ તથા મિત્રોએ ભંભેર્યો કે ફિલિપનો ઇરાદો પોતાની પાછળ એ પુત્રને ગાદી આપવાનો જણાય છે. અને તે આ સંબંધથી તેનો પક્ષ બલવાન કરી આપવા માગે છે. એટલે એલેકઝાંડરે વ્હેમાઇને તે સૂબા પાસે પોતાનો એલચી મોકલ્યો, અને એરિડીયસ અનૌરસ અને મંદબુદ્ધિનો હતો તેને છોડી પોતાની સાથે સંબંધ બાંધવાની તેને વિનંતિ કરી. સૂબાએ તે મોટા હર્ષથી સ્વીકારી. પણ આ વાત જ્યારે ફિલિપે જાણી ત્યારે તેને ઝાંઝ ચ્હડી. પાર્મીનિયાનો પુત્ર ફાઇલોટસ એલેકઝાંડરનો પરમપ્રિય મિત્ર હતો. તેને સાથે લઇને ફિલિપ પુત્રને આવાસે ગયો અને એક જંગલી રાજાના એ બદનામ ગુલામનો જમાઇ થવા તૈયાર થઇ ગયો તે માટે તેને ખૂબ ઠપકો દીધો. વળી એણે એલેકઝાંડરના એલચીને બેડીઓ જડી પોતાની પાસે આણવા હુકમ મોકલ્યો; અને તેના હાર્પેલસ, નીઆર્કસ, ટોલેમી, અને બીજા મિત્રો અને સલાહકારોને દેશનીકાલ કર્યા. એલેકઝાંડરે પાછળથી તેમને પાછા બોલાવેલા અને ઘણું માન આપેલું.

આ બનાવ પછી થોડા વખતમાં જ પોસેનિયસે ફિલિપનું ખૂન કર્યું. એટેલસ અને ક્લિઓપેટ્રાએ તેને અત્યંત ખરાબ કરેલો અને એ બાબત ફિલિપને ફરિયાદ કરેલી ત્યારે તેણે એને ન્યાય ન આપેલો તેને લીધે દ્વેષથી એણે આ પગલું ભર્યું. એ જુવાનિયાને

ઉશ્કેરવામાં મુખ્યત્વે કરીને ઓલિમ્પિયાસ હશે એમ ઘણા ધારતા હતા. અને એલેકઝાંડર ઉપર પણ વ્હેમ ગયા વગર ન રહ્યો. કહે છે કે, જ્યારે પોસેનિયસે તેને ફરિયાદ કરી ત્યારે જવાબમાં એલેકઝાંડરે તેને યુરિપિડિસના મીડિયા નામના નાટકમાંથી નીચેની પંક્તિ સંભળાવી: "એ વર, એ કન્યા, અને એ કન્યાનો પિતા."* પણ એટલું તો સિદ્ધ કે ફિલિપની હત્યામાં જે જે માણસોનો હાથ હતો તે સર્વને એણે શોધી શોધીને પકડયા અને તેમને ભારે સજા કરી. અને પોતાની ગેરહાજરીમાં ઓલિમ્પિયાસ ક્લિઓપેટ્રા સાથે ક્રૂરતાથી વર્તતી હતી તે માટે તેણે તેના ઉપર પણ કોપ કર્યો.

એ ગાદીએ આવ્યો ત્યારે માત્ર વીશ વર્ષનો હતો. મેકિડોનિયામાં સામસામા પક્ષ બંધાઇ ગયા હતા અને તેમની વચ્ચે કટુ વેર જામ્યું હતું. ફિલિપે જીતેલી સર્વ 'જંગલી' પ્રજાઓ, મેકિડોનિયાની સરહદ ઉપર જ આવેલી તે સુદ્ધાં, પરાધીનતાથી તપી ગઇ હતી અને પોતાના અસલ રાજાઓ પાછા મેળવવા આતુર હતી ફિલિપે પોતાના વિજયોથી ગ્રીસને તાબે કર્યું હતું ખરૂ, પણ તેને પોતાનો અમલ જમાવવાનો અને ગ્રીક લોકોને તાબેદારીમા રહેવાની ટેવ પાડવાનો વખત જ મળ્યો ન હતો, એટલે ત્યાં પણ અવ્યવસ્થા, અધાધુંદી, અને બંડાભિમુખતા જ હતી. આ સર્વ સંકટો ધ્યાનમા લઇને તેના મેકિડોનિયન મન્ત્રિઓએ તેને સલાહ આપી કે ગ્રીસ છોડી દેવું, અગર તેનો પોતાની આણ તળે રાખવા શસ્ત્રપ્રયોગ તો કરવો જ નહીં, અને જીતેલી જંગલી પ્રજાઓને નરમાશથી બંડ કરતા અટકાવવી અને ધીરે ધીરે શાંત પાડવી. એથી ઉલટો એલેકઝાંડરનો મત એવો થયો કે સલામતીનો અને પોતાનો અમલ બરાબર બેસાડવાનો ખરો ઉપાય એજ હતો કે હિંમતથી અને પ્રભાવ દેખાડીને કામ લેવું, લેશ પણ નબળાઇ જણાતા સઉ સામટા તૂટી પડશે. તેણે "જંગલીઓના" પ્રદેશ ઉપર બનતી ત્વરાથી કુચ કરી. તેમની હીલચાલો અને તૈયારીઓ બંધ પડી ગઇ. તેઓ દબાઈ ગયા. એલેકઝાંડર ડેન્યુબ નદી સુધી ધસી ગયો, અને ત્યા તેણે ટ્રિબાલી પ્રજાના રાજાને એક મોટી લડાઇમા સજડ હરાવ્યો.

એ પછી થોડા વખતમા એને ખબર થઇ કે થીબનોએ બંડ કર્યું છે અને એથન્સવાસીઓ તેમને મળી જવાની તૈયારીમા છે. તે એકદમ થરમોપિલીનો સાકડો રસ્તો ઓળંગી ગ્રીસમા આવ્યો ડિમોસ્થનીસના ભાષણોનો ઉપહાસ કરતો તે બોલ્યો "હું ઇલાઇરિકમમા હતો ત્યારે એ વક્તાએ મને છોકરો કહ્યો, હુ થેસલીમા આવ્યો ત્યારે એણે મને જુવાનિયો કહ્યો, એથન્સમા કોટ આગળ હું તેને બતાવીશ કે હું મરદ છુ"

તે થીબ્સ આગળ આવ્યો ત્યારે ત્યાના લોકને ગઇગુજરી કરી ફરીથી વિચાર કરી જોવા તેણે ખુશીથી તક આપી. આ બંડમા પહેલ કરી નાયક થનાર માત્ર બે જણને પોતાને હવાલે કરવા તેઓને તેણે કહ્યુ, અને બીજા સર્વને માફી આપવા વચન આપ્યુ. પણ થીબનોએ સામુ તેને કહેણુ મોકલ્યુ કે ફાઇલોટસ અને એન્ટિપેટર એ બેને તેણે તેમને સોંપી દેવા, અને વળી તેઓએ રણતૂરીથી સર્વત્ર જાહેર કર્યું કે, "ગ્રીસની સ્વતન્ત્રતા પાછી જીતવામા અમને મદદ કરવાનો જેને જેને ઉમંગ હોય તે બધાએ અમને આવી મળવુ"

* આ પંક્તિ જેસનના ભાષણમા છે, જેસન કહે છે કે મીડિયા અમારા ઉપર ત્રણે ઉપર વેર લેવા મથી રહી છે.

એટલે એલેક્ઝાંડરે યુદ્ધ આરંભ્યું, અને બંને પક્ષ અત્યંત જુસ્સાથી લડયા. થીબનોની સંખ્યા ઘણી ઓછી હતી, પણ તેઓએ અવધિ વગરનું પરાક્રમ બતાવ્યું. પણ જ્યારે કેડમિયામાંથી ઉતરી આવેલું મેકિડોનિયાનું લશ્કર તેમના ઉપર પાછળથી તૂટી પડયું ત્યારે તેઓ ચારે તરફથી ઘેરાઈ ગયા, અને લગભગ દરેકેદરેક કપાઇ ગયા. થીબ્સ શહેર જીતાયું, લૂટાયું અને જમીનદોસ્ત કરવામાં આવ્યું.

થીબ્સને આવી ઘોર સજા કરવામાં એલેક્ઝાંડરનો હેતુ એવો હતો કે ગ્રીસનાં બીજાં નગર-રાજ્યો તેના દૃષ્ટાંતથી સજ્જડ થઇ જાય અને છાનામાનાં તાબે થાય. પણ એને તેની સખ્તાઇ માટે, થીબ્સની સામે તેની મદદે આવેલા થીબ્સના હાડોહાડ વૈરીઓ પ્લેટિયા અને ફોકિસના લોકોએ ફરિયાદો અને માગણી કરીને બધમેસતું બ્હાનું આપ્યું. ધર્માધિકારીઓ, મેકિડોનિયનો સાથે આતિથ્યવ્યવહારથી વંશપરંપરાના સંબંધમાં આવેલા, પિન્ડાર કવિના વંશજો, અને થીબ્સની નાગરીક સભામાં બંડ ઉઠાવવાના વિરુદ્ધ જેઓ થયા હતા, એટલા થીબનો શિવાય બીજા સર્વને એણે વેચીને ગુલામ બનાવ્યા. ત્રીસ હજાર થીબનોની આ દશા થઇ. છ હજારથી વધારે તો લડાઇમાં જ પડયા હતા.

એ હતભાગ્ય શેહેરને માથે અનેક ઘોર અત્યાચારો થયા. થ્રેસીઅન સિપાહીઓની એક ટુકડી ટાઇમોક્લિઆ નામની એક પ્રતિષ્ઠિત સ્ત્રીના ઘરમાં પેઠી. સિપાહીઓએ ઘર લૂટી લીધું અને તેમના નાયકે પ્રથમ તેણીની લાજ લૂટી અને પછી તેણીને પૂછયું કે ઘરમાં બીજું કંઇ સોનું રૂપું સંતાડેલું છે કે નહીં. તેણીએ હા કહી, અને તેને એકાન્તે ઘરની વાડીમાં કુવા આગળ લઇ ગઈ. એ કુવો બતાવીને તેણી બોલી કે "શેહેર સર થયું તે વખતે ઘણી કિમતી માલમત્તા અમે આમાં નાખી છે." નાયક વાંકો વળીને જોવા ગયો એટલે તુરત તેણીએ ધક્કો મારી અંદર નાખી દીધો, અને ઉપરથી પથરાઓ વરસાવી ત્યાંજ પૂરો કર્યો. એટલામાં ઘરની અંદરના સિપાહીઓ આવી પ્હોંચ્યા, અને તેમણે તેને બાંધી સીકંડીને એલેક્ઝાંડર આગળ રજૂ કરી. એલેક્ઝાંડરે તેના ચ્હેરા ઉપરથી જ જોઇ લીધું કે તે કોઇ પ્રતિષ્ઠિત સ્ત્રી છે. તેના સવાલના જવાબમાં તેણી બોલી "હું થીએગનિસની બહેન થાઉં. મ્હારો ભાઇ તમારા પિતાની સામે જે ગ્રીક લશ્કર કિરોનિયાની લડાઇ લડયું તેમાં એક સેનાપતિ હતો, અને તે સ્વતંત્રતાની ખાતર લડતો લડતો એ લડાઇમાં પડયો." તેનો નીડર જવાબ અને તેનું બહાદુર કૃત્ય એલેક્ઝાંડરે વખાણ્યાં અને તેણીને તેનાં છોકરાં સાથે છૂટી મુકી જવા દીધી.

એથન્સવાસીઓને થીબ્સના વિનાશથી બહુ લાગ્યું. તેમની ઇલ્યુસીનિયન ગુપ્તભક્તિના વાર્ષિક ઉત્સવોનો વખત લગભગ આવી લાગ્યો હતો, પણ તેમણે શોક પાળી તે ઉત્સવો ન કર્યા. અને જે થીબનો ન્હાસી છુટી એથન્સ આવી શક્યા તેમને તેઓએ બનતી માયા બતાવી. પણ એલેક્ઝાંડરે તેમની સર્વ વર્તણુંક દરગુજર કરી. તેનો કોપ એક સિંહના જેવો હોઇ થીબ્સરૂપી શિકાર મળી જતાં તૃપ્ત થઇ ગયો તેથી, કે પછી એ શેહેર ઉપર તેણે ગુજારેલું જંગલી ઘાતકીપણું લોકો વિસરે તે માટે તેણે તુરત અસાધારણ દયા દર્શાવવી યોગ્ય ધારી; એ ગમે તેમ હો, પણ એથન્સવાસીઓ તરફથી એને જે જે અસંતોષનાં કારણ મળ્યાં હતાં તે સર્વ તેણે જતાં કર્યાં, અને તેમને માત્ર એટલું કહ્યું કે

તેમણે પોતાનું બલ અને પોતાનો મોભો જાળવી રાખવાં કેમકે જો તેને પોતાને કંઈ અનિષ્ટ બન્યુ, તો પછી આખા ગ્રીસનો ભાર તેમની પર આવી પડશે.

કહે છે કે થીબ્સ ઉપર ગુજારેલી સખ્તાઇ માટે તેને વર્ષો સુધી પશ્ચાતાપ થયાં કર્યો. આ બનાવ પછી આવી સખ્તાઇ તેણે વાપરી જ નહીં; અને ઘણા દાખલાઓમાં ઘટે તેથી ઘણી ઓછી સખ્તાઇ વાપરી. વળી એ ચોક્કસ છે કે દારૂના નિશામાં તેને હાથે કલાઈટસનુ ખૂન થયું અને હિંદુસ્તાનમા તેના મેકિડોનિયન સિપાહીઓએ હીચકારા બની આગળ વધવા ના પાડીને તેની કીર્ત્તિ ઉણી રાખી. એ બન્ને બનાવોને થીબ્સના દેવ એકકસે, તેના ઉપર રૂઠીને દૈવજાવથી બનવા દીધા, એવું તે માનતો; અને આ પછી જ્યારે જ્યારે કોઇ પણ થીબન તેની પાસે કઇ પણ માગણી કરતો તો તે તુરત સ્વીકારતો.

ગ્રીક પ્રજાઓની મહાસભા કોરિન્થની સંયોગી ભૂમિ આગળ મળી;' તેમાં સર્વાનુમતે ઠરાવ થયો કે ઇરાનના શહેનશાહ સામે લડાઈ ચલાવવા માટે સેનાપતિ તરિકે એલેકઝાંડરને પસદ કરવો અને સર્વ ગ્રીક રાજ્યોએ એ લડાઇમા ભાગ લેવો અને પોતપોતાના ગજા પ્રમાણે લશ્કરની ટુકડીઓ તૈયાર કરી તેને સ્વાધીન કરવી. આ પ્રમાણે ગ્રીસના ઘણા રાજ્યધુરધરો અને ફિલસુફો તેને મુબારકબાદી આપવા આવ્યા. એ સર્વમાં એલેકઝાંડરે ધાર્યું કે સિનોપિવાસી ડાયોજીનીસ જે તે વખતે કોરિથમાં હતો તે પણ આવશે. પણ જ્યારે તેણે આવવા તસ્દી ન લીધી અને એલેકઝાડરની મુલાકાત લેવા કરતા કોરિથના પરામાં ક્રેનિયમ નામને સ્થલે તે રહેતો હતો ત્યા જ પોતાનો બધો વખત ગાળવાનુ દુરસ્ત ધાર્યું, ત્યારે એલેકઝાડર જાતે તેની મુલાકાત લેવા ગયો. તે વખતે ડાયોજીનીસ પડયો પડયો તડકો ખાતો હતો ઘણા માણસો આવતા જોઇને તે કંઇક ટટાર થયો અને એલેકઝાડર સામુ તાકીને જોઇ રહ્યો. રાજાએ તેની સાથે બહુ બિનયથી વાતચિત કરી, અને તેને કઇ જોઇતુ કરતુ હોય તો તે યથાશક્તિ પૂરૂ પાડવા કહ્યુ. આ ઉપરથી ડાયોજીનીસે એટલી જ માગણી કરી કે " મ્હારા તડકાની આડે ઉભા છો તે જરા ખસો." કહે છે કે એલેકઝાડર પોતાની તલ માત્ર ગણત્રી ન કરનાર માણસ જોઇને છક્ક થઇ ગયો, અને તેના દૃઢ વિરાગમા તેને એવી મહત્તા લાગી, કે તેના મડળના સર્વ તો એ ફિલસુફની હાસી કરતા હતા પણ તે પોતે બોલ્યો કે "ના, હું જાતે એલેકઝાંડર ન હોઉં તો ડાયોજીનીસ જ થવાનુ પસદ કરૂં."

લડાઇનુ પરિણામ કેવુ આવશે તે વિષે દેવપૃચ્છા કરવાના ઇરાદાથી તે ડેલ્ફી ગયો તે ત્યા પ્હોચ્યો તે દિવસ ધર્મકાર્ય માટે અનુચિત દિવસોમાનો હતો. છતાં પણ તેણે ત્યાની પૂજારણને પૃચ્છા કરવા વિષે વીનવી. અને તેણીએ કાગળ જલાવી ના જ કહ્યાં કરી એટલે તે જાતે તેની પાસે ગયો અને તેણીને પકડીને મદિર તરફ ખેંચવા લાગ્યો. તેના બલાત્કારથી કટાળીને ખેંચાતી ખેંચાતી તે બોલી. "પુત્ર! ત્હારાથી કૌ હારે." એલેકઝાડર આ શબ્દો સાભળતા બોલી ઉઠયો "બસ, મારે બીજા કશા જવાબની જરૂર નથી, મને મ્હારે જોઇતી હતી તે જ દેર વાણી મળી ગઈ."

તે તેની લ્હડાઇ આરંભવાની અણી ઉપર હતો ત્યારે તેને દેવોની કૃપાની અનેક અદ્દભુત બનાવોદ્વારા નિશાનીઓ મળી. તેમાનો એક બનાવ એવો બન્યો કે લિબેથ્રા

આગળની ઓર્ફિયુસની સરૂ કાષ્ટની મૂર્ત્તિ સ્વેદથી અત્યંત ભીંજાઇ ગઇ. ઘણા ખરાને આ અપશકુન હોય એવી ભ્રાંતિ થઇ. પણ એક ભવિષ્યદર્શકે તેમને શાંત પાડયા. તેણે તેમને સમજાવ્યા કે "ઓર્ફિયુસના સ્વેદનો ખરો અર્થ એવો હોવો જોઇએ કે એલેક્ઝાંડર એવાં મહાભારત પરાક્રમો કરશે કે તેનાં વર્ણન કરવાના પરિશ્રમમાં કવિઓ અને "કલા" વિદ્વાને વારંવાર સ્વેદ થશે." તે એશિયા ખંડમાં જવા હેલેસ્પોન્ટ સામુદ્રધુની આગળ આવ્યો તે વખતે તેનું લશ્કર જે લેખકો સૌથી ઓછું ગણાવે છે તેમના મત મુજબ ત્રીશ હજાર પાયદલ અને ચાર હજાર રસાલો, અને જે લેખકો સૌથી વધારે ગણાવે છે તેમના મત મુજબ ત્રેતાળીશ હજાર પાયદલ અને પાંચ હજાર રસાલો, એટલું હતું. તેમના ખોરાક અને પગાર માટે એરિસ્ટોબ્યુલસ લખે છે કે માત્ર સિત્તેર ટેલન્ટ હતા; ડયુરિસ લખે છે કે માત્ર એક માસની ખરચી હતી; ઓનિસિક્રાઇટિસ લખે છે કે એ માટે તેણે બસો ટેલન્ટ કરજે કઢાડયા હતા.

આ પ્રમાણે એનો હાથ આટલો તંગીમાં હતો તે છતાં પણ વ્હાણમાં પગ મુકતા પ્હેલાં તેણે પોતાના મિત્રોની સ્થિતિ વિષે પૂછપરછ કરી. અને એકને તેણે બક્ષીસમાં એકાદ ખેતર, બીજાને એક ગામ, ત્રીજાને કોઇ બંદરની ઉપજ એ પ્રમાણે છૂટે હાથે આપ્યાં. આવી ઉદારતાથી એણે પોતાના રાજ્યની લગભગ બધી ઉપજ આપી દીધી ત્યારે પર્ડિકસે તેને પૂછયું: "તમે તમારા માટે શું રાખ્યું ?" એલેક્ઝાંડરે જવાબ દીધો: "મ્હારી આશાઓ". પર્ડિક્સ બોલ્યો, "વારૂ ત્યારે; અમે તમારા કૃત્યોના ભાગિયા છીએ તે તમારી આશાઓના પણ થઇશું." અને રાજાએ એને જે જાગીર આપી હતી તે તેણે ન લીધી; અને એલેક્ઝાંડરના બીજા કેટલાક મિત્રોએ પણ એમ જ કર્યું. પણ જેઓએ તેની આપેલી બક્ષીસો લીધી, અથવા એની પાસે ચાહીને માગણીઓ કરી, તેઓને તે તેણે ખુશીથી આપ્યાં કરી, અને એ પ્રમાણે એની મેકિડોનિયાની ગાદીની ઘણીખરી ઉપજ અપાઇ ગઈ. તેણે હેલેસ્પોન્ટની સામુદ્રધુની ઓળંગી તે પ્રસંગે તેની આવી મનોવૃત્તિઓ હતી.

વ્હાણમાંથી ઉતર્યો કે તુરત તે ટ્રોય ગયો, અને ત્યાં દફનાવેલા દેવાંશી વીરોને ઉપહાર ધર્યા. વળી તેણે એકિલિસની કબર ઉપરના સ્તંભને તેલનો અભિષેક કર્યો, અને ત્યાંના રિવાજ મુજબ, પોતાના મિત્રો સાથે તેની આસપાસ નગ્ન દોડયો. પછી તેણે તેને મુકુટ પ્હેરાવ્યો, અને બોલ્યો; "હું એકિલિસને ખરો સુખી ગણું છું કેમકે તેને તે જીવ્યો તે દરમિયાન સારો દિલોજાન મિત્ર મળ્યો અને મોત પછી તેનાં કૃત્યો પ્રખ્યાત કરી શકે એવો સારો કવિ મળ્યો." તે ટ્રોય નગરમાંની પ્રાચીન વસ્તુઓ જોતો જોતો ફરતો હતો તે દરમિયાન તેને કોઇએ પૂછયું કે "પેરિસની વીણા જોવા તેને ઇચ્છા છે"? તેણે જવાબ દીધો "પેરિસની વીણા મ્હારે મન તુચ્છ છે; પણ જે વીણામાં એકિલિસ મહા પુરૂષોનાં યશસ્વિ કૃત્યો ગાતો હતો તે હોય તો જોઇને મને ઘણો આનંદ થાય."

દરમિયાન ડરાયસના સેનાપતિઓએ એક મોટી ફોજ એકઠી કરી હતી. અને તેઓ ગ્રેનાઇકસ નદીને સામે કાંઠે પડાવ નાખી ઉભા હતા. એટલે એશિયાના દરવાજા ખોલવા માટે એલેક્ઝાંડરને તેમની સાથે યુદ્ધ કરવાની ફરજ પડી. એના સૈન્યના ઘણા સરદારોને નદીના ઉંડા પાણીની અને તેના ઊંચા અને વિષમ સામા કાંઠાની દેહેશત લાગી, અને કેટલાકને એવો વ્હેમ આવ્યો કે ચાલતા માસમાં લડાઇ આરંભવી એ મેકિડોનિયાના રી-

વાજથી વિરુદ્ધ હતું. એલેકઝાંડરે તેમના વ્હેમનું સાંત્વન કરવા તે મહિનાનું નામ ફેરવી નાખ્યું અને નદી ઓળંગવાને દિવસે બહુ મોડું થયું છે એવો પાર્મીનિઓએ જ્યારે વાંધો કહાડયો, ત્યારે એલેકઝાંડર બોલ્યો, "હેલેસ્પોન્ટ ઓળંગી આવ્યો અને હવે હું આ ન્હાનકડી ગ્રેનાઇકસથી બીહું તો હેલેસ્પોન્ટને શરમાવું પડે." વિશેષ ગડભાંગ કર્યા વગર તે રસાલાની તેર ટુકડીઓ સાથે નદીમાં કુદી પડયો. દુશ્મનોનો રસાલો, સામે કાંઠે મોટી સંખ્યામાં સજ્જ થઇને ઉભો હતો; તે તીરનો વર્ષાદ વર્ષાવતો હતો; કાંઠાઓ ઉંચા અને વિકટ હતા; અને નદીના પાણીનો વેગ એટલો હતો કે તેથી ઘણીવાર એલેકઝાંડર અને તેના સાથી તણાતા અને ઘણીવાર તેમના ઉપર પાણી ફરી વળતું. આ સર્વને ન ગણુકારી એલેકઝાંડર ધસ્યો ગયો. તેમાં ડાહપણ કરતાં ઉન્માદ વધારે જણાયો. પણ તે દઢતાથી વધ્યો જ ગયો; અને અસાધારણ તથા અજબ પ્રયાસોને પરિણામે સામે કાંઠે પ્હોંચ્યો. ત્યાં કાદવને લીધે લપસણું ઘણું હતું. વળી દુશ્મનોનું લશ્કર લડવા તૈયાર જ ઉભું હતું અને એની સેનાના માણસો જેમ આવતા ગયા તેમ તેમને એ ગોઠવી શકે તે પ્હેલાં સામાવાળાઓ તેમના ઉપર ધસ્યા. ઇરાની સિપાહો મોટી કિકિઆરીઓ કરી ધસતા હતા; અને ભાલાઓ બહુ સારી રીતે વાપરતા હતા, તથા તે ભાગતાં તલવારો ચલાવતા હતા. એલેકઝાંડરના ટોપના શિરપેચની બન્ને બાજુએ સફેદ પીછાંનાં મોટાં સુંદર છોગાં હતાં એટલે તેથી અને તેની ઢાલથી તે ઓળખાઇ આવતો હતો અને તેની સામે ઘણા માણસો ધસી આવ્યા. તેના બખ્તરમાં એક સ્થલે સાંધામાં એક ભાલું પેઠું. પણ તે બચી ગયો. પછી હ્રીસેકિસ અને સ્પિથ્રિડેટિસ નામના બે પ્રખ્યાત ઇરાની સુબાઓ તેના ઉપર ધસ્યા. તેણે સ્પિથ્રિડેટિસનો હુમલો ચાલાકીથી ચુકાવ્યો અને હ્રીસેકિસના બખ્તરમાં એટલા જોરથી ભાલો માર્યો કે તેના કકડા થઇ ગયા; પછી તેણે તેના ઉપર તરવાર ઉગામી પણ હ્રીસેકિસ હુશિયારીથી લડવા લાગ્યો. દરમિયાન સ્પિથ્રિડેટિસ ફરી ચડી આવ્યો અને તેણે પેંગડામાં ઉભા થઇને પોતાનો પરશુ એલેકઝાંડરના માથામાં એવા જોરથી માર્યો કે તેના ટોપ ઉપરનો શીરપેચ એક છોગાં સાથે કપાઇ ગયો અને ટોપનું લોઢું ચીરીને પરશુની ધાર તેના વાળને અડકી. વળી તે એવો બીજો ઘા કરવા જતો હતો પણ તેજ પલે કાળા કલાઇટસને નામે પ્રસિદ્ધ થયેલા એક મેકિડોનિયને ભાલાથી તેને વીંધી નાખ્યો. હ્રીસેકિસ પણ એલેકઝાંડરની તરવારથી પડયો.

બન્ને પક્ષનો રસાલો આમ પૂરા આવેશથી લડતો હતો ત્યાં મેકિડોનિયન લશ્કરના સુપ્રસિદ્ધ ફેલેન્કસે ( ખાસ વ્યૂહમાં ગોઠવેલા ભારે ભાલાની સીધીહાર રાખી ધસતા પાયદલે) નદી ઉતરી આ કાંઠે ગોઠવાઇ લડાઇમાં ભાગ લેવા માંડયો અને પાયદલનું યુદ્ધ આરંભાયું. પણ ઇરાની પાયદલ પ્હેલો ધસારો જ ઝીલ્યા વગર પીઠ ફેરવી ભાગી ગયું. તેમનામાંનું પગારદાર ગ્રીક લશ્કર માત્ર પોતાનો વ્યૂહ અખંડ રાખી એક ટેકરા પર જઇને ઉભું, અને " એલેકઝાંડર અભય દાન દેવા વચન આપે તો અમે શરણે આવીએ" એ પ્રમાણે તેના સરદારોએ માગણી કરી. તપી ગયેલા એલેકઝાંડરે વિવેક—વિચાર ન કર્યો; તેમનું સાંભળ્યું જ નહીં અને તેમના પર ધસારો કર્યો. લડાઇના આ ભાગમાં તે જે ઘોડા પર બેઠો હતો તે કપાઇ ગયો. એ બ્યૂસિફેલસ નહીં પણ કોઇ બીજો ઘોડો. અને અત્યાર સુધીની લડાઈમાં તેના લશ્કરના જેટલા માણસ કપાયા અને ઘવાયા તે કરતાં આ અનુભવી દઢ અને મરણિયા સિપાહો સાથે લડતાં બહુ વધારે કપાયા.

કહે છે કે આ યુદ્ધમાં ઇરાની લશ્કરના વીશ હજાર પાયદલ સીપાહ અને અઢી હજાર ઘોડેસવાર પડયા. એલેક્ઝાંડરના લશ્કરના માત્ર ચોત્રીસ મુવા, જેમાંના નવ પાયદલ હતા. એમની યાદગીરી રાખવા એ દરેકનું તેણે લાઇસીપ્પસ પાસે પિતળનું બાવલું ઉભુ કરાવ્યું અને ગ્રીક લોકોને લાગે કે આ વિજયના યશમાં તેમનો પણ ભાગ છે તેટલા માટે તેણે ઇરાની લશ્કરની છાવણીમાંથી મળેલી લૂટમાથી તેમને ઘણી ભેટો મોકલી. એથન્સને તેણે ત્રણસો ઢાલની ભેટ કરી અને બીજી દરેક ભેટની વસ્તુ ઉપર દમદમાટ ભર્યો લેખ કોતરાવ્યો કે "આ વસ્તુ ફિલિપ–પુત્ર એલેક્ઝાંડર, અને સ્પાર્ટનો સિવાયના બીજા ગ્રીકોએ એશિયાનીવાસી "જંગલી" ઓ પાસેથી યુદ્ધમાં મેળવી." ભારે કિંમતની વસ્તુઓ કે સોનારૂપાનાં પાત્રો અને નાફરમાંની ગજવંશી પોશાકો એમાંથી પોતે બહુ જ થોડી રાખી, અને બાકીની પોતાની માતાને ભેટ કરી દીધી.

આ જીતથી તુરત એલેક્ઝાંડરની સ્થિતિમાં મોટો ફેરફાર થઇ ગયો. ઇરાની શહેનશાહતના આ વિભાગની રાજધાની સાર્ડિસ શેહેર એને તાબે થયું. બીજાં મોટાં શેહેરોએ પણ સાર્ડિસની નકલ કરી. માત્ર હેલિકાર્નેસસ અને માઇલીટસ સામાં થયાં; તેમને એણે હલ્લા કરી સર કર્યાં, અને એ સર્વ શેહેરોની આસપાસનો બધો મુલક એની આણ તળે આવ્યો. પછી આગળ શું કરવું એ વિષે એના મનમાં સંકલ્પ વિકલ્પ થયા. કોઇ વાર એને એમ લાગતું કે ડરાયસ સામે એકદમ ધસી જઈ આખી બાજીનો ભાર એક જ લડાઇ ઉપર નાખવો. પણ વળી વિચાર થયો કે તેના રાજ્યના આ એશિયાભાઇનોરના દરિયાઇ પ્રાંતોમાં પોતાનો અમલ પાકો બેસાડવો, અને તેમની સમૃદ્ધિથી પોતાના બલની જમાવટ કરી પછી આગળ ડગલું ભરવું. આ સમયે લાઇસિયા પ્રાંતના ઝેન્થસ શેહેર આગળ એક ઝરો છે તે આપોઆપ ઉભરાઇ ગયો અને તેમાંથી એક તામ્રપત્ર નીકળી આવ્યું. તેની ઉપર કોઇ પ્રાચીન લીપિમાં લેખ હતો કે "ઇરાની શહેનશાહતનો ગ્રીક લોકોને હાથે અંત આવશે." આ ભવિષ્યવાણીથી તેને ઉત્તેજન મળ્યું, અને તેણે ફિનીસી અને કિલિકિયા પ્રાંતો સુધી બધો દરિયાઇ મુલક ત્વરાથી તાબે કર્યો. પેમ્ફીલિયા પ્રાંતમાંથી તેણે કુચ કરી તેનું વર્ણન કરતાં ઘણા લેખકોએ દમદમાટ ભરી ભાષા વાપરી છે. તેઓના લખાણનો અર્થ એવો થાય કે ઉંચી વિકટ ભેખડો અને જોરથી ઉછળતા દરિયાની વચ્ચે માર્ગ જ રહેતો નહીં એવે સ્થલે એલેક્ઝાંડર આવ્યો કે તુરત ઇશ્વરી ચમત્કારથી દરિયો હટી ગયો અને તેના લશ્કરને આગળ વધવા રસ્તો થયો. મિનેન્ડર કવિ પણ તેના એક હાસ્યરસ નાટકમાં આ કહેવાતા ચમત્કારને ઉદ્દેશીને લખે છે:—

"મ્હારામાં અને મહાન એલેક્ઝાંડરમાં શો ફેર! શું મ્હારે કોઇને મળવાનું મન છે! તે તેની મેળે જ આવીને મ્હારૂં બારણું ઠોકે છે. શું મ્હારે દરિયામાં થઇને જવું છે? દરિયો જાતે જ મ્હારી ખાતર હટી જાય છે!" પરંતુ એલેક્ઝાંડરના પોતાના પત્રો ઉપરથી જણાય છે કે એ કુચમાં કશો ચમત્કાર ન હતો. એ લખે છે કે હું ફેસેલિસથી કલાઇમેક્સ ભૂશિરને રસ્તે થઇને આગળ ગયો."*

* "ભૂગોલવેત્તા સ્ટ્રેબો લખે છે કે ફાસેલસ નગર પાસે સમુદ્ર નજીક થઇને એક રસ્તો જાય છે જે રસ્તે મહાન એલેક્ઝાંડર પોતાનાં સૈન્યને લઇ ગયો હતો. આ માર્ગ ઘણો સાંકડો છે. અને તે કલાઇમેક્સની ટેકરી અને સમુદ્રની વચ્ચે આવેલો છે. ઓટ વખતે ત્યાં સુકી જ-

તે ફેસેલિસમાં થોડા દિવસ થોભ્યો હતો. ત્યાંના બજારમાં ત્યાંના વાસી થિઓડિક્ટીસનું બાવલું હતું; એ ફિલસુફની સાથે એલેકઝાંડરને એરિસ્ટોટલની મારફત સમાગમ થયો હતો. એક રાતે ખાનપાન પછી એલેકઝાંડર અને તેનું મંડલ નાચતું અને વિનોદ કરતું તે બાવલા આગળ ગયું. અને એલેકઝાંડરે તેને હારમુકુટ પ્હેરાવ્યા; અને એ પ્રમાણે એણે વિલાસનો ખુબ ઉડાવ્યો તેની સાથે ફિલસુફીનું તથા થિઓડિક્ટીસની યાદગીરીનું પણ ઘટતું સન્માન કર્યું.

પછી એણે જે પિસીડિયનો બંડ કરી ઉઠયા હતા તેમને જેર કર્યા, અને આખો ફ્રાઇજિયા તાબે કર્યો. એ પ્રાંતની રાજધાની ગોર્ડિયમ શેહેર ( જે પુરાતન માઇડસ રાજાનું નગર કહેવાય છે તે ) લીધું. ત્યાં એણે ઝાડની છાલનાં દોરડાથી બાંધેલી ધુસરીવાળો સુપ્રસિદ્ધ રથ જોયો, જેને વિષે દંતકથા હતી કે તેની ધુસરી જે છોડી શકે તેને માટે વિધિએ પૃથ્વીનું રાજ્ય નીર્માણ કર્યું હતું. એ ધુસરી બહુ ખુબીથી બાંધેલી હતી; દોરડું આડુઅવળું અનેકધા લપેટેલું હતું અને તેના છેડા બેમાલુમ રીતે અંદર દાબી દીધેલા હતા. ઘણાખરા ઇતિહાસકો લખે છે કે એલેકઝાંડરથી તે ન છૂટયું ત્યારે તેણે તે તરવારથી કાપી નાખ્યું, અને બે છેડાને બદલે અનેક છેડા કરી મુકયા. પણ એરિસ્ટોબ્યૂલસ જણાવે છે કે તેણે પ્રથમ ખીલો કહાડી નાખ્યો અને પછી રથની ઊંધમાંથી દોરડાં સાથે ધુસરી ખેંચી લીધી એટલે દોરડું છોડતાં મુસ્કેલી ન પડી.

આ પછી એણે પેફ્લેગોનિઆ અને કેપ્પેડોકિયાના પ્રાંતો મેળવ્યા. ત્યાં એને મેમ્નોનના મૃત્યુના સમાચાર થયા. મેમ્નોન ડરાયસના દરિયાઇ પ્રાંતના સૂબાઓમા સૌથી વધારે કાબેલ અને પ્રતિષ્ઠિત હતો. એ જીવ્યો હોત તો એલેકઝાંડરને ઘણી મુશીબતો પાડત. એલેકઝાંડર હવે એશિયામાઇનોરથી આગળ વધવા ઈંતેજાર હતો. તેનો વિચાર આ બનાવથી દઢ થયો.

ડરાયસ સૂસાથી નીકળી ચૂકયો હતો, અને તેને હિંમત હતી, કેમકે તેની સાથે છ લાખ સિપાહોનુ મોટુ સૈન્ય હતું. વળી તેને એ અરસામા જ એક સ્વપ્ન આવ્યું હતું, જેનો અર્થ એના ભવિષ્યદષ્ટાઓએ તાણીતોડીને એને રુચે તથા હિંમત વધે એવો કરી આપ્યો હતો. સ્વપ્નની વિગત એવી હતી કે જાણે ડરાયસના દેખતાં મેકિડોનિયન ફેલેન્કસને આગ લાગી, અને પછી ડરાયસ પોતે આગલા શહેનશાહનો કાસદ હતો ત્યારે પ્હેરતો હતો તેવા વેશમા તેણે એલેકઝાંડરને પોતાની પાસે આવતો અને પોતાની નોકરી કરતો જોયો, તે પછી એલેકઝાંડર બીલસના* મંદિરમા પેઠો અને ત્યાં અદશ્ય થઇ

---

મીન હોય છે એટલે વખતે ભરતી વખતે ત્યાં પાણી ફરી વળે છે. એલેકઝાંડરની કૂચ વખતે શીઆળાની મોસમ હતી અને તેણે પોતાની રીત પ્રમાણે પોતાના નસીબ પર આધાર રાખીને ઓટ થવાની વાટ જોયા વગર કૂચ શરૂ કરી એટલે તેના સૈન્યને પાણીમાં થઇને ચાલવું પડેલું

* સેમિટિક ભાષામા ' બાલ ' શબ્દ દેવવાચક હતો એટલે તેમના સર્વ દેવોનાં નામ ' બાલ ' કે ' બેલ ' શબ્દથી શરૂ થતા ઉદાહરણ તરીકે ' બાલગેડ ' ' બાલબેરિથ ' બાલઝિબબ ઇ૦ બીલસ બાલ શબ્દનુ ગ્રીક રૂપ હતુ અને ગ્રીક પુરાણોમા બીલસ પોસાઇડોન ( સમુદ્રદેવ ) અને લીબિયા ( આફ્રીકા ) નો પુત્ર તેમ જ ઇજિપ્સસ દનૌસ વગેરેનો પિતા કહેવાતો

ગયો. આ સ્વપ્નચમત્કારથી દેવોએ એવું સૂચવ્યું જણાય છે કે મેકિડોનિયનો વિજય અને યશ મેળવશે; અને ડરાયસ કાસદમાંથી શહેનશાહ થયો તેમ એલેક્ઝાંડર પણ એશિયાનો ધણી થશે, પણ પછી થોડા સમયમાં જ એનું યશસ્વી જીવન પૂરૂં થશે.

એલેક્ઝાંડરે કિલીકિયામાં ઘણો વખત લીધો તેથી ડરાયસે ધાર્યું કે તે બ્હીએ છે, અને એ કલ્પનાથી એની પોતાની હિંમતમાં વિશેષ વધારો થયો. પણ એલેક્ઝાંડર ત્યાં માંદો પડી ગયો એ તેના વિલંબનું ખરૂં કારણ હતું. એલેક્ઝાંડરને સખ્ત તાવ લાગુ પડયો. તે કાઇડ્નસ નદીના અત્યંત ઠંડા પાણીમાં ન્હાવાથી હોય કે પછી તેના ઉપરાઉપરી ભારે પરિશ્રમોને લીધે હોય. તેના વૈદોની ઔષધ આપવા હિંમત ચાલી નહીં, કેમકે તેમનામાંના કોઇને સારૂં કરી શકવાની ખાત્રી નહતી, તેમ એ કોઇને શક પણ ન હતો કે તે ઔષધ આપવા માંડે ને પછી જો કદાચ વિપરીત પરિણામ આવે તો મેકિડોનિયનોના વહેમ અને કોપ તેના ઉપર જ તૂટી પડે.

સદ્‌ભાગ્યે ત્યાં તે વખતે એકર્નેનિયાનો રહીશ ફિલિપ નામનો એક વૈદ હતો. તેને એલેક્ઝાંડરની મિત્રતા ઉપર પાકો ભરોસો હતો; અને વળી તે આવી ભયંકર સ્થિતિમાં હોય તે વખતે તેની ખાતર પોતાનો જીવ જોખમમાં આવે તો ભલે, પણ તેને બનતા ઔષધોપચારનો લાભ ન આપવો એ તો કેવળ કૃતઘ્નીપણું એમ તેને લાગ્યું. તેથી એણે બીડું ઝડપ્યું; અને એલેક્ઝાંડરને લડાઇ પાછી ચાલૂ કરવા માટે બનતી ત્વરાથી સાજા થવું હતું એટલે તેણે પણ દવા પીવા ખુશીથી હા કહી. દરમિયાન પાર્મીનિઓએ છાવણીમાંથી એલેક્ઝાંડર ઉપર ચીઠ્ઠી લખી કે "ફિલિપનો વિશ્વાસ ન કરશો. ડરાયસે એને અઢળક દ્રવ્ય આપીને તથા પોતાના જમાઇ બનાવવાનુ વચન આપીને ફોડયો છે, એટલે એ તમને દવામાં ઝેર જ આપશે." એલેક્ઝાંડરે ચીઠ્ઠી વાંચીને પોતાના ઉશીકા તળે દબાવી રાખી, અને કોઇને વાત ન કરી. નીમેલે વખતે ફિલિપ એલેક્ઝાંડરના બીજા મિત્રો સાથે દવા લઇને આવ્યો, અને દવાનો પ્યાલો તેને આપ્યો. એલેક્ઝાંડરે તે સ્વચ્છ મુખમુદ્રાથી અને ઉમંગથી લીધો, અને તે જ વખતે ચીઠ્ઠી તેના હાથમાં મુકી. એલેક્ઝાંડર દવા પીતો ગયો અને ફિલિપ ચીઠ્ઠી વાંચતો ગયો, એ દેખાવ કોઇ કલ્પિત કરુણાનાટકમાં બને તે કરતાં વિશેષ અદ્‌ભુત હતો. પછી રાજાએ પ્રથમના જેવી જ ખુલ્લી મુદ્રાથી ફિલિપને પોતાનો ખરો મિત્ર કહ્યો અને તેની વફાદારી માટે સંપૂર્ણ વિશ્વાસ જણાવ્યો. ફિલિપ ચીઠ્ઠી વાંચી તેની અંદરના મિથ્યાપવાદથી લાલપીળો થઈ ગયો. એક ક્ષણે તે હાથ અને નેત્ર ઉંચા કરી પોતાની એક નિષ્ઠા માટે પ્રભુની સાક્ષીનું આવાહન કરતો; બીજી ક્ષણે તે એલેક્ઝાંડરની પથારી પાસે પડી તેને વીનવતો કે તેણે હિંમત રાખવી અને તેની દવા ઉપર ભરોસો રાખવો.

દવા એટલી જલદ હતી કે તેથી પ્રથમતો એલેક્ઝાંડરનાં જીવનતત્ત્વો ઉંડાં ઉતરી ગયાં અને તે અવાચક અને બેશુદ્ધ બની ગયો. પણ પછી તેને ફેર પડવા માંડયો, થોડા વખતમાં જ તે એટલો સારો થયો કે તેનું મેકિડોનિયન લશ્કર તેને નજરે જોવા તલપી રહ્યું હતું, તેની સન્મુખ આવવા શક્તિવાન થયો.

ડરાયસના લશ્કરમાં એક એમિન્ટસ નામનો ન્હાસી આવેલો મેકિડોનિયન હતો, તે

એલેક્ઝાંડરની પ્રકૃતિથી વાકેફ હતો. ડરાયસ એલેક્ઝાંડરની શોધમાં પર્વતો અને દરિયા વચ્ચેની પટીમાં થઇને આગળ વધવાની તૈયારી કરતો હતો ત્યારે એમિન્ટસે તેને વિનંતિ કરી કે તે જે વિશાલ અને સરખા પ્રદેશમાં હતો ત્યાં એના મોટા લશ્કરને એલેક્ઝાંડરનાં ન્હાના લશ્કર સાથે યુદ્ધ કરવું વધારે ફાવશે, માટે તેણે ત્યાં જ રહેવું. ડરાયસ વહેમ ખાતો હતો કે તે જાતે જઇને એલેક્ઝાંડરને યુદ્ધ કરવા ફરજ નહીં પાડે તો કદાચ તે પોતાના આવાગમનનું જાણીને ભયથી ન્હાસી જશે. એમિન્ટસે ઘણુંએ કહ્યું કે "એલેક્ઝાંડર કોઇથી ભય પામે એવો નથી; એતો જરૂર યુદ્ધ કરવા તમને શોધતો શોધતો આવશે; કદાચ નીકળી ચૂક્યો પણ હશે." પણ તેની વાત ન ગણકારી; ડરાયસ કિલીકિયા તરફ વધ્યો. તે જ વખતે એલેક્ઝાંડરે ડરાયસની શોધમા સીરિયા પ્રાંત તરફ કૂચ કરી. રાતમાં બન્ને લશ્કર એકબીજાને જોયા વગર પોતપોતાને રસ્તે ચાલ્યાં ગયાં. સવારમાં ખબર પડી એટલે બન્ને પાછા વળ્યા. ડરાયસનુ લશ્કર સાંકડી પટીમાં પેઠેલું જાણી એલેક્ઝાંડર પોતાના સદ્ભાગ્યથી પ્રસન્ન થયો. ડરાયસે પણ હવે પોતાની ભૂલ જોઇ કે આ એક તરફ પર્વતો અને બીજી તરફ દરિયો એ બે વચ્ચે આવેલા અને પિનેરસ નદીથી દ્વિધા થતા સાંકડા મેદાનમાં તેનો રસાલો નિરુપયોગી રહેવાનો અને તેનુ પાયદલ લશ્કર પણ ન્હાની ન્હાની ટુકડીઓમાં જ લડી શકવાનું.

હૈવે તેને તેનાં ન્હાનાં લશ્કરને ફાવે એવું રણક્ષેત્ર આપ્યું, તેની સાથે એલેક્ઝાંડરે પોતાની લશ્કરની ગોઠવણ એવી કાબેલિયતથી કરી કે તે પણ એની જીતનુ કારણ બની. પોતાના લશ્કરની જમણી (પર્વત તરફની) પાંખ તેણે સામી ડાબી પાંખ કરતાં પણ લાંબી રાખી કે ડરાયસના વધારે મોટા લશ્કરથી તેનું લશ્કર ઘેરી લેવાય નહીં. પોતે એ પાંખમાં જ રહ્યો, અને તેના અગ્રભાગ સાથે જ લડાઇમાં ઝંપલાવી "જંગલીઓ" ઉપર જીત મેળવી. આ લડાઇમાં તેને જાંગમાં એક ઘા વાગ્યો. કેરિસ લખે છે કે ડરાયસ અને તે સામસામા આવી જતાં તેમના દ્વંદ્વયુદ્ધમાં ડરાયસે તેને આ જખમ કર્યો. પણ એલેક્ઝાંડર એન્ટિપેટર ઉપરના કાગળમાં આ લડાઈની વિગત લખે છે તેમાં તેણે એટલું જ લખ્યું છે કે "મને જાંગમાં એક તરવાર વાગી, પણ એ ઘામાંથી કઈં માઠાં પરિણામ નીપજ્યાં નહીં." પોતે કોનાથી ઘવાયો તે એ લખતો નથી. આ જીત ઘણી મોટી હતી. શત્રુના લશ્કરના એક લાખ દશ હજાર માણસ પડયા. ડરાયસ હાથ ન આવ્યો એટલી માત્ર ખામી રહી ગઇ; અને તે પણ અત્યંત મુશ્કેલીથી ન્હાસી છૂટયો. એલેક્ઝાંડર તેની પીઠે લાગ્યો ત્યારે તે માત્ર અર્ધોએક માઇલ આગળ હતો. તેનો રથ અને ધનુષ એલેક્ઝાંડરના હાથમાં આવ્યાં, અને તે એ લઇને પાછો ફર્યો. તે વખતે મેકિડોનિયનો ઇરાનીઓની છાવણી લૂટતા હતા. ડરાયસના હુકમથી તેના લશ્કરે ઘણોખરો સરસામાન ડમારકસમાં રાખ્યો હતો, માત્ર ખરી જરૂરની વસ્તુઓ તેમણે સાથે રાખી હતી. અને તો પણ તેમની છાવણીમાં ઘણી કિંમતી વસ્તુઓ હતી. એલેક્ઝાંડરના સિપાહો ડરાયસના તંબૂને અડકયા ન હતા; તે તેમણે તેને માટે રહેવા દીધો હતો. ત્યાં જતાં તેમાં અનેક સુશોભિત વસ્ત્રોથી શણગારેલા પાસવાનો, સોનારૂપાની વસ્તુઓના ગંજ, અને સખ્ખાબંધ મૂલ્યવાન દરદાગીના જોવામાં આવ્યા.

એલેક્ઝાંડર બખ્તર ઉતારીને તુરત સ્નાન કરવા તૈયાર થયો. તેણે તેના મંડલને કહ્યું

"ચાલો આપણે આ લડાઈનો થાક ડરાયસના સ્નાનગૃહમાં ઉતારી તાજા થઈએ." તેના મિત્રોમાંનો એક બોલ્યો "હવે એ ડરાયસનું શેનું! હારેલાની મિલ્કત જીતનારાની થાય છે, અને તેની જ કહેવાવી જોઈએ." અહીં જ્યારે તેણે વાસણકુસણ, દાબડીઓ, બરણીઓ અને સર્વ સરંજામ સોનાનો અને નાના પ્રકારના એકથી એક સુંદર ઘાટનો જોયો, તથા અસંખ્ય મનોરંજક તેલ–અત્તર વગેરે જોયાં, અને બીજા ખડોનો એક એકને ટક્કર મારે એવો મહા મૂલ્યવાન સરસામાન જોયો ત્યારે તે તેના મિત્રો તરફ ફરીને બોલ્યો, "ભાઈઓ! રાજા તો જાણે આનું નામ."

તે ભોજન લેવા બેસતો હતો ત્યાં તેને ખબર થઈ કે કેદ પકડાયેલાઓમાં ડરાયસની માતા અને તેની રાણી અને બે કુંવારી કુંવરીઓ પણ હતી; અને તેઓ ડરાયસનો રથ તથા ધનુષ જોઈને તે રણમાં પડ્યો એવું અનુમાન કરીને છાતીફાટ રોતાં હતાં આ સાંભળીને એલેક્ઝાંડર પોતાના વિજયના હર્ષ કરતાં તેઓના દુર્ભાગ્ય માટેની લાગણીથી કંઈક પલ ગદ્‌ગદ થઈ ગયો. પછી તેણે લીઓનેટસ સાથે તેમને સંદેશો મોકલ્યો કે "ડરાયસ જીવે છે; એલેક્ઝાંડર ડરાયસ સાથે લડે છે તે કેવળ રાજ્ય માટે, એ તમારો વાળ પણ વાંકો કરનાર નથી; અને આજ સુધી ડરાયસ તમારી જે જે ખાતર રાખતો હતો તે આજથી એલેક્ઝાંડર રાખશે એ નિશ્ચય માનજો" અને એલેક્ઝાંડરે તેમની માથેની પોતાની વર્તણૂકમાં આ સંદેશાના કરતાં પણ વિશેષ ઉદારતા અને દયા દર્શાવી. તેમને જે જે ઈરાનીઓની ઉત્તરક્રિયા કરવી હતી તે તેમને કરવા દીધી અને તે માટે જે કંઈ રીતસર કપડાંલત્તાં અલંકારો વગેરે જોઈએ તે સર્વ તેમને લૂટમાંથી પાછાં આપ્યાં. તેમનો નોકર ચાકર વગેરે સર્વ વૈભવ હતો તેટલો જ કાયમ રાખ્યો. તેમના વર્ષાસનાદિ ઘટાડવાને બદલે ઉલટાં વધારી આપ્યાં. એટલું જ નહીં પણ તેણે પોતે તેમની સાથે અત્યંત ઉદાત્ત અને રાજરીતનું ભૂષણ ગણાય એવી વર્તણૂક રાખી. કહે છે કે ડરાયસ ઉંચાઈમાં અને રૂપમાં તેના વખતના પુરુષોમાં શ્રેષ્ઠ ગણાતો હતો, તેવી જ તેની રાણીના રૂપની પણ ખ્યાતિ હતી, તથા કુંવરીઓ એવાં માતપિતાના સંતાન હોય તેવી સુંદર હતી. વળી તેઓ કેદ પકડાયેલી સ્ત્રીઓ હતી. પણ એલેક્ઝાંડરે તેમની પદવી અને તેમના સદ્‌ગુણનો જ વિચાર કર્યો. તેમને કાને એક પણ અઘટિત શબ્દ ન પડે અને તેમને પોતાની આબરૂ માટે અંદેશો આવવાનું પણ કારણ ન મળે એવી તેણે સંભાળ રાખી; તેઓ દુશ્મનની છાવણીમાં હતી પણ જાણે કોઈ પવિત્ર મંદિરમાં હોય કે કોઈ કુમારિકાઓના મઠમાં હોય એ પ્રમાણે તેમને અદૃશ્ય અગમ્ય અને પરમ પવિત્ર એકાંતવાસમાં રાખવામાં આવી. એલેક્ઝાંડરે એમ જ ધાર્યું કે દુશ્મનોને જીતવા કરતા પોતાની વૃત્તિયોને જીતવામાં વિશેષ પુરુષાતન છે. તેણે એમને જોઈ જ નહીં. અને ખરેખર એનો સંયમ એવો હતો કે તે પરણ્યો તે પ્હેલા બાર્સિની શિવાય બીજી કોઈ સ્ત્રી તેણે જાણી નહતી. બાર્સિની મેમ્નોનની વિધવા, ડમાસ્કસ આગળ કેદ પકડાઈ. તેનો પિતા આર્ટાબેઝસ ઈરાનના એક આગલા શાહેનશાહનો દૌહિત્ર હતો, એટલે તે રાજવંશી હતી, અને ખુબસુરત હતી. વળી તેના સ્વભાવનું લાવણ્ય તેના શરીરના લાવણ્ય કરતા વિશેષ હતું. અને તે ગ્રીક સાહિત્ય અને "કલા" એમાં નિપુણ હતી. આવી ગુણવતી સ્ત્રી, જેનું રૂપ તેનો સૌથી ઉતરતો ગુણ હતો તેની સાથે, એરિસ્ટોબ્યૂલસ કહે છે કે, એલેક્ઝાંડરનો પાર્મીનિઓએ સંબંધ

કરાવ્યો. બીજી કેદ પકડાયેલી સ્ત્રીઓમાં ઉંચી અને ખુબસુરત ઘણી હતી. પણ એલેકઝાંડરે તેમના વિષે માત્ર એક મજાક કરી—"આ ઇરાનીયણો આંખને કેવી દમે છે!" સ્ત્રી સૌંદર્ય કરતાં સંયમ અને જીતેંદ્રિયતાનું સૌંદર્ય તેને વધારે મનોહર લાગ્યું; અને તેઓ માત્ર પૂતળીઓ હોય તેમ તેમને દૂર ખસેડવા આજ્ઞા કરી.

તેના કિનારા ઉપરના લશ્કરના સરદાર ફ્રાઇલોક્સીનસે તેને કાગળથી ખબર કરી કે ટેરન્ટમવાસી થિઓડોરસ નામના એક જણ પાસે બે ખુબસુરત છોકરાઓ વેચવાના છે અને એલેકઝાંડર તેમને ખરીદશે કે કેમ તે એ જાણવા માગે છે. આ ઉપરથી એલેકઝાંડરને એટલો ક્રોધ ચડયો કે તેણે તેનાં મિત્રોને કેટલીક વાર પૂછ્યું કે "ફ્રાઇલોક્સીનસે મ્હારામાં ક્યારે પણ એવી શી નીચ વૃત્તિઓ જોઈ કે તેણે આવી અધમ સૂચના કરવા હિંમત ચલાવી?" ફ્રાઇલોક્સીનસને એક કડક કાગળમાં તેણે થિઓડોરસ અને તેના દુષ્ટ માલને એકદમ હાંકી કહાડવા હુકમ ફરમાવ્યો. વળી કોરિન્થમાં તેની ખુબસુરતી માટે વખણાયેલા એક છોકરાની ભેટ સ્વીકારવા તેને કોઇએ વિનંતિ કરી, તેને એણે એ જ પ્રમાણે ઠપકો દીધો. પાર્મીનિઓના લશ્કરમાં બે મેકિડોનિયન સિપાહીઓની સ્ત્રીઓ સાથે વ્યભિચાર કર્યો હશે તે વાત એને કાને આવતાં એણે તે સરદારને ફરમાવ્યું કે તેણે બરાબર તપાસ કરી એ લોકો તકસીરવાર જણાય તો તેમને દેહાંત શિક્ષા કરવી, કેમકે એવા પાપીઓ મનુષ્યજાતિમાં કલહ અને વિનાશનાં બી રોપનાર જંગલીઓ જ ગણાવા જોઇએ. એ પત્રમાં પોતા વિષે તે નીચેના શબ્દો વાપરે છે. "મ્હેં ડરાયસની રાણી જોઇ નથી અને જોવા ઇચ્છા પણ કરી નથી; કોઇ માણસને મ્હારી આગળ તેણીની ખુબસુરતી વિષે ઉચ્ચાર સરખો કરવા દીધો નથી." તે ઘણીવાર કહેતો કે "નિદ્રા અને સ્ત્રી–સંગ એ બેથી મને મ્હારી મર્ત્યતાનું સૌથી વધારે ભાન થાય છે." થાક લાગે અને ભોગથી સુખ થાય એ બન્નેને તે મનુષ્યજાતિની નિર્બલતાના સ્વાભાવિક પરિણામ ગણતો.

તેનો આહાર પણ અલ્પ અને સાદો હતો. આના ઘણા પુરાવા છે. મોસોલસ રાજાની બહેન એડાને તેણે મા કહી કેરિયા પ્રાંતની ગાદીએ બેસાડી તે પછી તેણી કૃતજ્ઞતા અને સ્નેહને લીધે રોજ તેને અનેક ઉત્તમ વાનીઓ અને મીઠાઇઓ મોકલતી. અને પછી તેણીએ તેને પોતાના કેટલાક ઉત્તમ રસોઇયા અને કંદોઈ મોકલ્યાં. તેણે તેમને પાછા મોકલ્યા અને લખ્યું "મ્હારે એમની જરૂર નથી. મ્હારો ગુરુ લિયોનિડસે મને કાયમને માટે બે ઉત્તમોત્તમ રસોઇયા આપી રાખ્યા છે; પ્હેરોડીએ કૂચ કરવી એ સ્હવારનો ખાણા માટેનો રસોઇઓ; સ્હવારે થોડું જમવું એ રાતના ભોજન માટેનો રસોઇઓ. અને વળી એ લિયોનિડસ મ્હારાં કપડાંલત્તાંનાં સર્વ પેટીપટારાની તપાસ રાખતો એટલા માટે કે મ્હારી માતા તેમાં કંઇ પણ વધારે પડતી કે ભોગવિલાસની વસ્તુ દાખલ કરી ન દે."

તેનું મદ્યપાન પણ સૌ ધારતા તેટલું બધું ન હતું. લોકોની અતિશયોક્તિનું કારણ એ રાતનાં ભોજનમાં ઘણો વખત ગાળતો તે જ હતું. પણ એ બધો વખત મદ્યપાન કરતાં વાતચિત અને વાગ્વિનોદ વધારે ચાલતાં. પ્યાલે પ્યાલે કંઇ લાંબા સંવાદવિવાદનો પ્રસંગ નીકળતો. વળી આવાં લાંબાં ભોજન તેના ફુરસદના દિવસોમાં જ થતાં. કામકાજ

જના અવસરમા મદ્ય, નિદ્રા, પ્રેમ કે કોઇ જાતના ભોગતમાશા તેના વખતમા ભાગ પડાવતા નહી. ઘણા ઘણા સરદારો આવા કોઇ લશ્કરમાં અમૂલ્ય વખત ખોતા આવેલા પ્રસિદ્ધ છે એલેકઝાંડરને આવુ કંઇ પણ બધન હતું નહીં, તેની શ્રેષ્ટ સાબિતી એ જ કે તેના સ્વલ્પ આયુષમા પણ તે અગણિત પરાક્રમો કરી શક્યો.

ફુરસદના વખતમા તે સૂતો ઉઠીને દેવોને ઉપહાર ધરી નાસ્તો કરતો એ ખાવું તે બેઠાં બેઠા ખાતો પછી શિકારમા કે વાદવિવાદખાનામાં કે સિપાહીની અરજી અને ફરિયાદો સાભળવામા અને તેનો નિકાલ કરવામા દિવસ જતો તે એક સ્થળે છાવણીમા નહીં પણ કૂચ કરતો હોય અને ઉતાવળ ન હોય, તો રસ્તે જતા જતા તીર મારવાની કે ભાલા ફેકવાની કે પૂરા વેગથી દોડતો હોય એવા રથમા કુદીને ચ્હડી જવાની કે તે માથી કુદીને ઉતરી પડવાની કસરતો કરતો ક્વચિત તે શિયાળનો કે પખીનો શિકાર કરતો આ સર્વ વિગત તેની નિત્યનોધમા છે

સાઝે તેલમર્દન અને સ્નાનથી તાજો થઇ તે રસોઇયાઓને પૂછતો કે ભોજનની સર્વ સામગ્રી યથાસ્થિત તૈયાર છે કે? અધારૂ થતા સુધી તે ભોજનની વર્દી આપતો નહીં અને એ ખાણુ તે કોચ ઉપર આડો પડીને લેતો. સર્વ મેમાનોની એક સરખી ખાતર થાય, કોઇને કશી ન્યુનતા ન રહે તે માટે તે બહુ કાળજી રાખતો તેના ભોજન અમે લખી ગયા છીએ તેમ કલાકો સુધી ચાલતા, તે અતિશય ખાનપાનને લીધે નહીં પણ વાગ્વિનોદને લીધે. એલેક્ઝાડરની વાતચિત ઘણાખરા રાજાઓની વાતચિત કરતા વધારે ગમે એવી હતી અને સભ્યતાના રીતરીવાજોથી તે વાકેફ હતો તેનામા સિપાહ-ભાયડામા સામાન્ય રીતે જણાતું એક માત્ર અપ-લક્ષણ હતું તે પોતે પોતાના કૃત્યો વિષે પતરાજી કરતો એટલું જ નહીં પણ ખુશામતીઆ તેની અત્યત વધારી વધારીને વાતો કરતા અને તે પણ એ સાભળ્યા કરતો. આ ટુટો મડળમાના બીજાઓ ઉપર એક અસહ્ય બોજા રૂપ થઇ પડતા કેમકે તેમને એ લોકોની સાથે ખુશામદની હરીફાઇ કરવી પરવડતી નહીં, અને એથી ઉલટુ એના પરાક્રમોના ગૌરવ માટે તેમનુ મત બીજા કોઇ કરતાં પણ ઉતરતુ છે એવો દેખાવ થાય એ પણ તેમનાથી વેઠાતુ નહીં

નવાઇની વસ્તુઓ વિષે એને એટલી ઓછી દરકાર હતી કે જ્યારે દૂર દૂરના દેશો અને સમુદ્રોમાથી ઉત્તમ ફળ, માછલીઓ વગેરે આવતા ત્યારે તે એ વસ્તુઓને પોતાના મિત્રોમા વ્હેંચી દેતો અને ઘણીવાર પોતા માટે ચાખવા જેટલી પણ રાખતો નહીં પણ તેના ભોજનમા હમેશ અનેકાનેક વસ્તુઓ થતી અને શોભીતો ઠાઠમાઠ પ્રવર્તતો. તેનો ભોજનખર્ચ તેના રાજવૈભવની સાથે વધતો ગયો તે એક જ્યાફતના એક ટેલટ ૪૦ માઇના સુધી વધ્યો. પછી એ રકમથી તેણે હદ બાધી અને એને કોઇ જમવા ન્હોતરતું તો તેને પણ એથી વિશેષ ખર્ચ કરવાની મના હતી

ઇસસના યુદ્ધ પછી તેણે ડમાસ્કસ લૂટી લીધુ અને ત્યા ઇરાની લશ્કરનો સરસામાન તથા બૈરા છોકરા હતા તે કબજે કર્યા આ લૂટનો સૌથી મોટો ભાગ થેસેલિયન રસાલાને મળ્યો. યુદ્ધમા તેમણે ઘણુ પરાક્રમ કર્યું હતુ અને તેના બદલામા તેમને આ લાભ આપવામા આવ્યો. લશ્કરના બીજા ભાગને પણ પુષ્કળ લૂટ મળી. અને મેકિડો

નિપન સિપાહો ઈરાનીઓની દોલત અને મોજશોખનો સ્વાદ ચાખ્યા પછી તેની પાછળ, શિકારનો ગંધ જણાયા પછી કુતરાઓમાં દેખાય છે તેટલા આવેશથી પડયા.

આગળ વધતા પ્હેલાં દરિયાકાંઠાનાં ખંડિયાં રાજ્યો તાબે કરી લેવાની એલેક્ઝાંડરને ઘણી અગત્ય લાગી. સાઇપ્રસ અને ફીનિશિયાના રાજાઓ એલેક્ઝાંડરનો હુકમ પ્હોંચતાં જ તાબે થયા. પણ ટાયર બંદર સામે થયું. તેણે તેને ઘેરો ઘાલ્યો તે સાત માસ પ્હોંચ્યો તે દરમિયાન તેણે તે બંદરનો સમુદ્રમાર્ગ બસો વ્હાણો રાખીને બંધ કર્યો. અને જમીન તરફથી માટીના મોટા મોટા ડુંગરો રચી તે ઉપર યંત્રો ગોઠવી બંદરના કોટ સામે અને તેની અંદર પથરાનો મારો ચલાવ્યો. તેને એક સ્વપ્ન આવ્યું; તેમાં તેણે હર્ક્યુલિસને કોટ ઉપરથી હાથ લાંબો કરી તેને અંદર આવવા બોલાવતો જોયો. અને ઘણા ટાયર વાસીઓને સ્વપ્ન આવ્યાં કે એપોલો દેવ ટાયરવાસીઓની વર્તણુકથી નારાજ છે અને એલેક્ઝાંડરના પક્ષમાં ભળી જવાનો છે. આ ઉપરથી એપોલોદેવ કોઇ ખરેખર ન્હાસી જતાં પકડાયેલો સિપાહ હોય તેમ ટાયરવાસીઓએ તેની પ્રતિમાને બારે બેડીઓ પ્હેરાવી, અને તેના પગને ભૂમિકા સાથે ખીલા ઠોકી જડી લીધા.

બીજા એક સ્વપ્નમાં એલેક્ઝાંડરે તેનાથી થોડે દૂર ચાળા પાડતો ઉભેલો એક સેટિર§ જોયો, અને એલેક્ઝાંડર તેને પકડવા ગયો ત્યારે તે તેના હાથમાંથી છટકી ગયો. આમ ઘણી વાર બન્યું પણ એલેક્ઝાંડરે તેની આસપાસ ઘણાં ચક્કર માર્યાં અને તેને ઘણો ફોસલાવ્યો એટલે પછી તે પકડાયો. ભવિષ્યદ્રષ્ટાઓએ ગ્રીક શબ્દ સેટાઇરોસના બે ભાગ કરી આ સ્વપ્નનો અર્થ એવો કર્યો કે "સાટાઇરોસ" ટાયર ત્હારૂં છે. આ સ્વપ્ન આવ્યું ત્યારે એલેક્ઝાંડર જે ઝરા આગળ સુતો હતો તે અદ્યાપિ દેખાડવામાં આવે છે.

આ ઘેરો ચાલતો હતો તે દરમિયાન એલેક્ઝાંડરે અરેબિયામાં એન્ટિલિબેનસ પર્વત ઉપર વસતા લોક સામે એક લ્હડાઇ કરી. તેમાં એના ગુરુ લાઇસિમેકસને લીધે એક વખત એની જીંદગી ઘણા જોખમમાં આવી ગઇ. લાઇસિમેકસે જીદ કરી કે તે ફીનિક્સના કરતાં હિંમતમાં ઓછો ન હતો કે ઉંમરનાં વધારે ન હતો. અને એ લ્હડાઇમાં સાથે ગયો. પછી જ્યારે પર્વત લ્હડવાનો આવ્યો અને સૌ ઘોડેથી ઉતરી પગે લ્હડવા લાગ્યા ત્યારે એલેક્ઝાંડર અને લાઇસિમેકસ લશ્કરથી બહુ પાછળ પડી ગયા. રાત પડી ગઈ અને દુશ્મનના માણસો એટલામાંજ ફરતા હતા એટલે એલેક્ઝાંડરથી થાકેલા અને ઘરડા ગુરુને એકલો પડતો મુકાયો નહીં. આ પ્રમાણે લશ્કરથી એ બે જણા અને થોડાક માણસ છેક છૂટા પડી ગયા. રાત અંધારી હતી અને ત્હાડ અતિશય હતી. એલેક્ઝાંડરે થોડેક આઘે દુશ્મનની ટુકડીઓનાં કેટલાંક તાપણાં જોયાં. પોતાની ઝડપ અને ચપલતાનો તેને વિશ્વાસ હતો અને મુશ્કેલીમાં તથા ભયમાં હમેશ પહેલ કરવાની તથા પોતાના સિપાહોને ઉત્તેજન આપવાની તેને ટેવ હતી, એટલે એલેક્ઝાંડર એકદમ સૌથી પાસેના તાપણા આગળ ધસી ગયો. ત્યાં બેઠેલામાંના બે જણને એણે જોતજોતામાં કાપી

§ ગિરિ, જંગલ, ઝરણ વગેરે સ્થલોના દેવ અને બેક્કસ દેવના ગણ ગ્રીકો તેમને કદરૂપા કલ્પી તેમનાં બાવડાંમાં સોયા જેવા વાળ, ચપટાં નાક, અણિયાળા કાન, પૂછડી, લમણામાંથી નીકળતાં શીંગડાં વગેરે કહાડતા. તેઓ દારૂડિયા વઠેલ, આળસુ અને તોફાની મનાતા. ઘરડો સેટિર સાઇલેનસ કહેવાતો

નાખ્યાં અને બીજા કંઈ કરી શકે તે પહેલાં એક સળગતું લાકડું ઉપાડી લઈ પાછો આવ્યો, અને તેના માણસોએ જરા વારમાં એક મોટું તાપણું કર્યું. તે જોઇને દુશ્મનો એટલા બીધા કે તેમનામાના ઘણાખરા ભાગી ગયા અને જે થોડા એલેક્ઝાંડરની ટુકડીઓની હડફટમાં આવ્યા તે ઘણાખરા કપાઇ ગયા, પછી તેણે રાત શાંતિસલામતીમા ગુજારી. આ બનાવ કેરીસના ઇતિહાસમાં વર્ણવ્યો છે. ટાયરના ઘેરાનો અંત આવ્યો, તે નીચે મુજબ :—

એલેક્ઝાંડરે પોતાના લશ્કરના મોટા ભાગને તેની લાંબી અને સખ્ત મહેનત પછી વિરામ લેવા ફરમાવ્યું હતું અને ટાયરના લશ્કરને કામ આપવા માત્ર થોડીક ટુકડીઓ મોખરે હતી. દરમિયાન તેના મુખ્ય ભવિષ્યદૃષ્ટાએ ઉપહાર કરી બલિના આંતરડાં તપાસ્યાં અને તે ઉપરથી બહુ ખાતરીથી કહ્યું કે ટાયર ચાલતા માસમાં જ સર થવું જોઇએ. આ સાંભળીને સૌએ હાંસી કરી, કેમકે તે મહિનો તે જ દિવસે પૂરો થતો હતો. રાજાને પોતાના ભવિષ્યદૃષ્ટાની આબરૂ જાય એ ઠીક લાગ્યું નહીં; ભવિષ્યદૃષ્ટાઓના વચન ઉપરથી સિપાહીનો ઇતબાર ન ઉઠી જાય તો સારૂં એમ તે માનતો. એટલે તેણે ફરમાવ્યું કે તે દિવસે મહિનાની ત્રીશમીને બદલે ત્રેવીશમી તિથિ ગણવી અને તુરત ધમારો કરવા માટે રણતુરી કરી. એ ધસારામાં મેકિડોનિયન સિપાહીનો આવેશ જોતજોતામા વધી ગયો અને તેથી ઉશ્કેરાઇને છાવણીમા વિરામ લેતા સિપાહી પણ ઉપરાઉપરી દોડી આવ્યા, અને આ પ્રમાણે ઝપાટાબંદ વધતાં અને ધસતાં લશ્કરનો હલ્લો ટાયર–વાસીઓ ખાળી ન શક્યા, અને ટાયર તે જ દિવસે સર થઇ ગયું.

ત્યાંથી એલેક્ઝાંડરે સીરિયા પ્રાંતમાં જઇ તેની રાજધાની ગાઝા નગરને ઘેરો ઘાલ્યો. તે દરમિયાન એક ઉડતા પખીએ તેના ખભા ઉપર ઢેફું નાખ્યું અને પછી તે ઉડતાં ઉડતાં એલેક્ઝાંડરના પ્રત્થર વર્ષાવવાના યન્ત્રોનાં દોરડીઓમાં ગુંચવાઇ પકડાઇ ગયું. એક ભવિષ્યદૃષ્ટાએ આ શકુનનો એવો અર્થ કર્યો કે એલેક્ઝાંડરને ખભામાં જખમ થશે પણ શેહેર જીતાશે જ. અને થયુ પણ તેમ. આ શેહેરની લૂટનો ઘણો ભાગ એલેક્ઝાંડરે ઓલિમ્પિયાસ ક્લીઓપેટ્રા અને તેના મિત્રોને મોકલી દીધો. તેમાં એણે પોતાના રક્ષક લિઓનિડસને પાંચમો હુંડરવેટના વજનનો લોબાન અને સો હંડ્રવેટના વજન જેટલો હીરાબોલ મોકલાવ્યો. આ વિચિત્ર ઉદારતાનો ખુલાસો એ કે એલેક્ઝાંડર ન્હાનો હતો ત્યારે ઉપહાર વખતે અગ્નિમાં મુઠ્ઠા ભરીને ધૂપ નાખતો, તે ઉપરથી લિયોનિડસે તેને રોકેલો, "એલેક્ઝાંડર તમે અર્ધ દ્વીપોના મુલકો જીતો ત્યારે આ પ્રમાણે ધૂપ વાપરજો, પણ તે દરમિયાન જેટલો ધૂપ હોય તેટલો જોઇ વિચારીને વાપરો." માટે એલેક્ઝાંડરે આ ભેટ મોકલી તે સાથે કાગળ લખ્યો કે "હવે મને આશા છે કે તમે દેવો પ્રતિ કંજુસાઇ કરવી છોડી દેશો."

એક વખતે તેની પાસે એક નમૂનેદાર પેટી આણવામાં આવી, જે દરાયસના સર્વ સામાન અને કિમતી દાગીનાઓમાં અત્યંત મૂલ્યવાન અને સુંદર જણાઇ. એ જોઇને એણે તેના મિત્રોને પૂછ્યું કે આવી પેટીમાં મુકવા લાયક વસ્તુ બતાવો. ઘણી જુદી જુદી

---

હુંડ્રવેટ એટલે આશરે અઢી મણ પાય શેર

ચીજોના નામ અપાયાં, પછી તે પોતે બોલ્યો કે "આની પેટી ઇલિયડને જ ઘટે. આ હકીકત કેટલાક વિશ્વસનીય લેખકો જણાવે છે ને વખતથી એ પોતાની ઇલિયડની નકલને એ પેટીમા રાખવા લાગ્યો, અને એ નકલનુ નામ 'પેટીની નકલ' પડ્યુ, જે આપણે ઉપર જોઈ ગયા છીએ અને હિરેકલાઇડિસના લખાણ ઉપર આધાર રાખી એલેક્ઝાંડ્રિયાવાસીઓ જે કહે છે તે ખરૂ હોય તો એલેક્ઝાંડરના વિગ્રહો દરમિયાન હોમર તેનો એક સારો સલાહકાર ગણી શકાય. તેઓ કહે છે કે ઇજીપ્ત જીત્યા પછી ત્યા ગ્રીક લોકોને વસાવવા પોતાના નામનું એક મોટુ નગર બાધવાનો એલેક્ઝાંડરનો વિચાર થયો, એને માટે તેણે શિલ્પિઓની સલાહ લઈ એક સ્થલ મુકરર કર્યું, તથા તેનો પાયો નાખવા તૈયારી કરવા માંડી ત્યા તેને એક અદ્ભુત સ્વપ્ન આવ્યુ જેમા એક સફેદ વાળનો અને ભવ્ય આકૃતિનો વૃદ્ધ પુરુષ તેની આગળ આવીને ઇલિયડમાની નીચેની પંક્તિઓ બોલ્યો —

"તરંગ ઉદધિનણા ગડગડે, વળી નાઇલના"
"જ્યો ધર્સો રહે ત્યહા સુભગદ્વીપ ફેરોસનો"

આ સાભળતા જ એલેક્ઝાંડર ઉભો થઇ ગયો અને તુરત ફેરોસ જોવા ગયો, જે તે વખતે નાઇલના એક મુખથી થોડે છેટે આવેલો બેટ હતો, પણ હાલ વચ્ચેના પાણીમા એક ભાગમા માટી પૂરીને બંધ બાધી જમીન સાથે સાધી દેવામા આવ્યો છે. એ સ્થલ ઉપર તેની દૃષ્ટિ પડી કે તુરત તેની સ્થિતિના ગુણ તેના મનમા વસી ગયા એ પટી એક સયોગીભૂમિના જેવી પણ લબાઇના પ્રમાણમા જોઇએ તેટલી પ્હોળી હતી એક પાસે એક મોટુ છાછરૂ તળાવ હતુ અને બીજી બાજુએ અતિ વિશાળ બંદર થઇ શકે એવો દરિયો હતો એલેક્ઝાંડર બોલ્યો કે "હોમરમા બીજા બધા ગુણો હતા તેની સાથે તે એક ઉત્કૃષ્ટ શિલ્પિ પણ હતો" અને એ જ સ્થલ માટે એક મોટુ નગર અને તેના પરા વગેરેની વ્યવસ્થિત યોજના ઘડવા તેણે હુકમ આપ્યો. ત્યાની જમીન કાળી હતી અને સફેતો ન હોવાથી શેહેરના જુદા જુદા વિભાગાદિ દર્શાવવા શિલ્પિઓએ લોટની લીટીઓ પાડી શેહેરના ફરતા ઘેરાવા માટે તેઓએ અખાતને બન્ને છેડે મળતી એક અર્ધગોળાકાર લીટી પાડી, અને તેના વિભાગો માટે બન્ને છેડાથી સરખી લબાઇની સીધી લીટીઓ પાડી એટલે એ લોટના આલેખનનો આકાર મેકિડોનિયનોના ઝભ્ભાના જેવો કંઈક થઇ રહ્યો. એલેક્ઝાંડર આ નકશો આનદથી જોતો હતો ત્યા એકાએક અનેક જાતના અસંખ્ય મોટા પખીઓનુ એક જંગી કાળુ વાદળ જેવુ ટોળુ તળાવ અને નદીમાંથી ઉચું ચડ્યુ, અને એ સ્થને ઉતર્યું, તથા જોતજોતામા લીટીઓનો તમામ લોટ ચણી ગયુ એલેક્ઝાંડરે ધાર્યું કે આ કંઇ જબરૂ અપશકુન થયુ પણ ભવિષ્યદૃષ્ટાઓએ તેને હિમત આપી કે એ બનાવ તો સુચિન્હ ગણાય, અને તેઓએ તેનો એવો અર્થ કર્યો કે એ નગર ધનધાન્યાદિથી જાતે ભરપૂર ર્હેશે એટલુ જ નહીં પણ બીજી ઘણી પ્રજાઓને તેમના પાલનપોષણની વસ્તુઓ સદૈવ જથ્થાબંદ પૂરી પાડશે

એલેક્ઝાંડ્રિઆ બાધવાનું કામ આરભીને એલેક્ઝાંડર જ્યૂપિટર એમનના મદિરની યાત્રાએ ગયો. આ મુસાફરી લાબી અને મુશ્કિલ હતી, અને તેમા બે જાતના મહાસંકટનો ભય હતો. એક સકટ પાણીની તગીનુ હતું રસ્તે ઘણા દિવસ રણ કાપવાનુ હતું તેમા બિલકુલ પાણી મળતું નહીં બીજુ રેતીના વંટોળિયાનુ સંકટ હતું એમનો સાથ ગણ્યાં

હોય અને દક્ષિણ દિશાથી જોરમાં પવન વાવા માંડે તો એથી રેતીના ડુંગર જેવાં મોજાંઓ ઉછળે અને પ્રાચીન કાળમાં કેમ્બીસીસ રાજાનું પચાશ હજાર માણસનું સૈન્ય એ મોજાંઓ ગળી ગયાં હતાં તેવી એમની પણ દશા થાય. આ સંકટોથી એલેક્ઝાંડરને પૂરેપૂરો વાકેફ કરવામાં આવ્યો પણ એ એક વાત ઝાલતો તે પછી તેની પાસેથી છોડાવાની નહીં. દૈવની અનુકૂલતાનો તેને એવો અનુભવ થયો હતો કે તેથી એ દુરાગ્રહી બન્યો હતો. તેનું સાહસ અને તેની છાતી એટલાં વધી ગયાં હતાં કે રણક્ષેત્રમાં માનુષી શત્રુઓને જીતવાથી તેને સંતોષ ન થતો પણ સમય અને સ્થલ અને કુદરતને પણ વશ કરવા માગતો.

આ વિકટ યાત્રા એલેક્ઝાંડરને જે દૈવી ચમત્કારોને લીધે સુતર પડી તે જેટલા માનવામાં આવ્યા, તેટલા તેને અંતે જે દેવવાણીઓ થઈ કહેવાય તે માનવામાં આવી નહીં. અગર જો કે એવા દૈવી ચમત્કારો થયા એ પણ તે દેવવાણીઓના પુરાવામાં ગણી શકાય. કેમકે એલેક્ઝાંડર દેવાંશી હતો એ જ તે દેવવાણીઓની મતલબ હતી; અને એ ચમત્કારોથી પણ સ્પષ્ટ જણાય છે કે એલેક્ઝાંડર ઉપર દેવોની ખાસ પ્રીતિ હતી. પ્રથમ તો જ્યૂપિટરે બધો વખત એટલો વરસાદ વર્ષાવ્યો કે તેમને પાણીની તંગી પડવાનો સંભવ રહ્યો નહીં. એટલું જ નહીં પણ તેથી રેતી બેસી સખ્ત થઈ એટલે તેમાં વધારે ઝડપથી અને થોડે થોડે રસ્તો કપાયો, અને હવા પણ શ્વાસોચ્છ્વાસ માટે જોઈએ તેવી થઈ. વળી ભોમિયા જે નિશાનીઓથી રસ્તો પકડતા તે જતી રહી અને તેને લીધે તેઓ ભૂલા પડ્યા ત્યારે એક કાગડાઓનું ટોળુ આવ્યું અને તે માર્ગદર્શક બન્યું. તેઓ જલદી ચાલતા ત્યારે તે ટોળું જલદી ઉડતું, તેઓ ધીમા પડતા ત્યારે તે ધીમું પડતું, તેઓ થોભતા એટલે તે પણ થોભતું. વળી કેલિસ્થનીસ પોતાના હેવાલમાં લખે છે તે આથી પણ વધારે વિચિત્ર છે, કે રાતે જો તેમનામાંનો કોઈ ભૂલો પડતો તો એ કાગડાઓ કાકા કરીને તેને બીજાઓ ક્યાં છે તે જણાવતા એટલે તે પાછો તેમની સાથે થઈ જતો.

રણ ઉતરીને એલેક્ઝાંડર મંદિર આગળ આવ્યો ત્યારે અધ્યક્ષે તેને આવકાર દીધો તેમાં તે જાણે જ્યૂપિટર એમનનો પુત્ર હોય એવા શબ્દ વાપર્યા. અને જ્યારે તેણે પૃચ્છા કરી કે "મ્હારા પિતાના મારાઓમાંથી કોઈ હજી શિક્ષા પામ્યા વગરનો રહી ગયો છે?" ત્યારે અધ્યક્ષે તેને કહ્યું કે તેને તેના પિતા વિષે એ પ્રમાણે બોલવું ન ઘટે કેમકે તેનો પિતા કોઈ મર્ત્ય ન હતો. ત્યારે એલેક્ઝાંડરે પૂછ્યું: "ફિલિપના સર્વ મારાઓને યથાયોગ્ય શિક્ષા થઈ ચૂકી છે?" અને આ પૃચ્છા કરનાર આખી દુનિયા જીતી શકશે? જ્યૂપિટરે જવાબ દીધો "ત્હારો અભિલાષ સિદ્ધ થશે. અને તેણે દેવને મહા મૂલ્યવાન ઉપહારો સમર્પ્યા તથા તેના અધિકારીઓને પણ બહુ કિંમતી બક્ષીસો આપી. ઘણાખરા ઇતિહાસકો આ પ્રમાણે લખે છે. પણ એલેક્ઝાંડરે આ પ્રસંગે તેની માતા ઉપર કાગળ લખ્યો હતો તેમાં એટલું જ છે કે "મ્હારી પૃચ્છાઓના મને કેટલાક ખાનગી જવાબો મળ્યા છે. તે હું પાછો આવીને તમને એકને જ જણાવીશ."

કેટલાક કહે છે કે મંદિરનો અધ્યક્ષ એલેક્ઝાંડરને ગ્રીક ભાષામાં બહુ વિવેકથી આવકાર દેવા માગતો હતો, પણ તેનું એ ભાષાનું જ્ઞાન ઓછું હોવાથી "ઓ પાઈ-દિયોન" "અરે મ્હારા પુત્ર"— કહેવાને બદલે તે "ઓ પાઈ દિયોસ"—"અરે દેવના પુત્ર"—

બોલી ગયો; એલેકઝાંડરને પણ આ ભૂલ રૂચતી આવી, અને એલેકઝાંડરને દેવવાણીએ જ્યૂપિટરનો પુત્ર કહ્યો એ વાતનો આરંભ આ ન્હાની ભૂલમાંથી થયો.

ઇજીપ્તમાં તે સામોન નામના ફિલસુફને મળ્યો ત્યારે તેમની વાતચિતમાં એ ફિલસુફની એક ઉક્તિ તેને બહુ પસંદ આવી તે આ: "બધાં માણસ ઇશ્વરના શાસનમાં છે, કેમકે દરેક વસ્તુમાં જે કંઇ શાસન કરે છે અને અધિકાર ચલાવે છે તે તત્ત્વ ઇશ્વરી છે" પણ એલેકઝાંડરના પોતાના એક સૂત્રમાં આથી વિશેષ સત્ય છે. તે કહેતો કે "ઇશ્વર સામાન્ય રીતે બધા મનુષ્યોનો પિતા છે, પરંતુ ઇશ્વરનો અને આચારવિચારમાં શ્રેષ્ટ પુરૂષનો પિતાપુત્રસંબંધ વધારે સ્પષ્ટ છે." 'જંગલીઓ' માથે તે ખરેખર જ્યૂપિટરનો પુત્ર હોય એવી પ્રૌઢતાથી વર્તતો. પણ ગ્રીકો આગળ તે પોતાનું દેવાંશીપણું બહુ જ થોડું અને સાચવી સાચવીને જણાવતો. પણ આમાં તેણે સેમોસ વિષે એથન્સને લખેલો પત્ર અપવાદ તરીકે ગણવો જોઇએ. કેમકે એ પત્રમાં આ પ્રમાણે લખ્યું હતું. "તમને સેમોસનું સ્વતંત્ર અને પ્રખ્યાત નગર-રાજ્ય આપી દેનાર હું નહીં પણ તમારો તે વખતનો રાજા ફિલિપ હતો, જેને લોક મ્હારો પિતા કહે છે."

પરંતુ આને ઘણો વખત થઇ ગયા પછી એક પ્રસંગે તેને તીર વાગ્યું અને તેથી બહુ વેદના થતી હતી ત્યારે તે બોલ્યો "મિત્રો! આ વહે છે તે લોહી છે; આ દેવોના શરીરમાંથી વહે તે 'આઇકોર' નથી".

એક દિવસે વાદળાંનો એવો ગડગડાટ થયો કે તે સાંભળીને સૌ આશ્ચર્ય પામ્યા તે વખતે સોફિસ્ટ ફિલસુફ એનેકઝાર્કસ ત્યાં હતો તેણે એને પૂછ્યું, "જ્યૂપિટર પુત્ર! આપ આમ ગાજી શકો ખરા?" એલેકઝાંડરે હસીને જવાબ દીધો, "હું મ્હારા મિત્રોને એવો ભયંકર લાગવા માગતો નથી, અને તે તમને રૂચતું નથી, કેમકે મ્હારા ભોજનોમાં બહુ તો માંસ માછલી આવે, અને તમે તો સૂબાઓનાં મસ્તકની વાની પીરસાય એમ માગો છો". એલેકઝાંડરે તેને આવો તાણો માર્યો તેનુ કારણ એ કે એક વખતે એલેકઝાંડરે હેફીસ્ટિઅનને માછલીઓ મોકલી હશે તે જોઇને એનેકઝાર્કસ બોલેલો "એલેકઝાંડર માછલી મોકલે એમાં તે શું? એણે તો સૂબાઓનાં મસ્તકની ભેટો મોકલવી જોઇએ." પણ એનેકઝાર્કસનું એ વચન કદાચ વક્રોક્તિ જ હશે; અને તેનો કહેવાનો ભાવ એટલો જ હશે કે વિજેતાઓ અત્યંત પરિશ્રમ અને જોખમ વેઠીને જે મેળવે છે તે ગમે તેવું આકર્ષક દેખાતું હોય પણ ખરેખરી રીતે તો તુચ્છ ગણાવુ જોઇએ, કેમકે વિજેતાઓ પણ સામાન્ય માણસો કરતા કંઇ વિશેષ સુખભોગ પામી શકતા નથી. એ ગમે તેમ હો, પણ અમે આ બે ટુચકા આપ્યા છે તે ઉપરથી જણાશે કે એલેકઝાંડર પોતે પોતાને દેવાંશી માનતો નહીં કે એ બાબત ફુલાતો નહીં, અને તોપણ તે દેવાંશી હોવાનો દાવો કરતો તે માત્ર બીજાઓ ઉપર પોતાની સત્તા વિશેષ જમાવવાના હેતુથી હતું.

તે ઇજીપ્તથી પાછો ફિનીશિઆ પ્રાંતમાં આવ્યો ત્યારે તેણે દેવોના માનમાં ઉપહારો આપ્યા અને રમતગમતના મોટા મેળાવડા કર્યા. એ મેળાવડા દરમિયાન નૃત્ય, સંગીત, નાટકો વગેરે અત્યંત ઉમદા પ્રકારનાં થયા, કેમકે તે મારેની સર્વે સામગ્રી મહામૂલ્યવાન અને શોભીતી હતી એટલુ જ નહીં પણ એ સમારંભોના ખર્ચ આપનારાનાં શક્તિ અને

સ્પર્ધા બન્ને અસાધારણ હતાં. એથન્સમાં આવા ઉત્સવોના ખર્ચ માટે દરેક ગોત્ર (tribe) ના તવંગર પુરુષોમાંથી ચીઠ્ઠી નાખીને પસંદ કરવામાં આવે છે, પણ આ પ્રસંગે નાટકોનો ખર્ચ સાઇપ્રસના રાજાઓએ માગીને પોતાને માથે લીધો હતો, અને તેઓમાં સેલેમિસ અને સોલીના રાજાઓનો ઉમંગ અને તેમની હરીફાઇ હદથી જ્યાદે હતાં. તેઓએ સારામાં સારા નટો તેડાવ્યા. સોલીના રાજાનો શ્રેષ્ટ નટ એથિનોડોરસ હતો. અને સેલેમિસના રાજાનો થેસ્સેલસ હતો. એલેક્ઝાંડરને પોતાને એ બીજો સૌથી વધારે કાબેલ લાગ્યો. પણ પોતાનો અભિપ્રાય તેણે પરીક્ષકમંડળે એથિનોડોરસને પ્રથમ પદ આપ્યું તે પછી જ જણાવા દીધો. તે પ્રસંગે નાટકશાળામાંથી ઉઠતાં ઉઠતાં તે બોલ્યો "પરીક્ષકોએ બેશક યોગ્ય પરીક્ષા કરી છે; પણ હું થેસ્સેલસ જ પ્રથમ પદ મેળવશે એવી શરત કરવામાં મ્હારૂં અર્ધું રાજ્ય મુકવા તત્પર હતો." તો પણ એથિનોડોરસ અહીં આવેલો તે દરમિયાન એથન્સમાં બેક્સના માનમાં પ્રવર્ત્તેલા વાર્ષિક ઉત્સવોમાંથી તે ગેરહાજર રહ્યો તે માટે એથન્સવાસીઓએ તેનો દંડ કર્યો, એ હકીકત જ્યારે તેણે એલેક્ઝાંડરને લખી અને તેને એથન્સવાસીઓ ઉપર પોતાને માટે પત્ર લખવા વિનંતિ કરી, ત્યારે એલેક્ઝાંડરે એ પત્ર તો ન લખ્યો, પણ તેના દંડની રકમ તેને મોકલાવી. વળી લાઇકોન નામના એક બીજા નટે પોતાનો વેશ ભજવતાં વચમાં "મ્હારે દસ ટેલંટ જોઇએ છીએ" એ મતલબની એક કડી દાખલ કરી દીધી; એ સાંભળી એલેક્ઝાંડર હસ્યો અને તેને તે રકમ આપવા હુકમ કર્યો. આ અરસામાં ડરાયસે એલેક્ઝાંડરને પત્ર લખ્યો અને એલચીઓ મોકલી વિનંતિ કરી કે યુફ્રેટીસ નદી સુધીનો મુલક, પોતાની મા, રાણી વગેરેના છુટકારા માટે એક હજાર ટેલંટ, અને પોતાની કુંવરી સાથે લગ્ન સંબંધ, એટલું સ્વીકારી એલેક્ઝાંડરે તેની સાથે મિત્રતા અને કાયમ સલાહ કરવી. એલેક્ઝાંડરે તેના મિત્રોને આ શરતો જણાવી ત્યારે પાર્મીનિઓ બોલ્યો. "જો હું એલેક્ઝાંડર હોઉં તો એ શરતો સ્વીકારૂં". એલેક્ઝાંડરે જવાબ દીધો. 'હું પાર્મીનિઓ હોઉં તો હું પણ એ શરતો સ્વીકારૂં." તેણે ડરાયસને એવો જવાબ વાળ્યો કે "જો તમે તમારી મેળે શરણે થશો તો અમારી દયા અને ઉદારતા કેટલી છે તે જાણી શકશો: અને નહીં તો, અમે તમને જીતવા આવીએ જ છીએ." અને આ જવાબ મોકલ્યા પછી તુરત એણે પોતાની કુચ શરૂ કરી. પણ ડરાયસની રાણી સુવાવડમાં મરી ગયાનું જાણી તે પાછો આવ્યો, અને પોતાની દયા અને ઉદારતા દર્શાવવાનું એ એક સાધન જતું રહ્યું તેથી દિલગીર થયો. તેની દફનક્રિયા એણે અત્યંત ઠાઠ અને દબદબાથી કરી. એ રાણીની સાથે કેદ પકડાયેલા તેના ખોજાઓમાંનો એક આ વખતે છાવણીમાંથી નાસી ઘોડે ચ્હડી ડરાયસ પાસે ગયો અને તેને રાણીના મૃત્યુની ખબર કહી. ડરાયસે તે સાંભળીને કપાળ કૂટયું અને આંસુનો વર્ષાદ વર્ષાવ્યો. અને તે બોલ્યો: "અરે ઇરાનીઓનું દુર્દૈવ! ઇરાનના શહેનશાહની બહેન અને રાણી કેદ પકડાઈ એટલાથી શું બસ ન હતું કે તે મરી ગઈ તેની પાછળ જોઇએ એવી ઉત્તરક્રિયા પણ ન થઇ શકી!' તે ખોજાએ કહ્યું, "શહેનશાહ! ઉત્તરક્રિયા માટે કે આપનાં માતાજી, સ્ટેટાયરા રાણીજી, અને કુંવરીઓના માનમર્તબા માટે દુર્દૈવને બિલકુલ દોષ દેવાનું કારણ નથી. એલેક્ઝાંડરની છાવણીમાં આપનો મુખ-ચંદ્ર, જેવું તેજ ઓરોમસ્ડીસ§ પાછું વધારો-ને માત્ર તે-

§ પારસીઓનો અહુર્મઝ્દ મિસ્દ સૂર્યદેવ.

એને જોવા મળતો નહીં; પણ તે શિવાય બીજી કોઈ રીતે તેમને દુઃખ હતું નહીં. તેઓ અહીં જે પ્રમાણે રહેતાં તે જ પ્રમાણે એલેકઝાંડરે તેમને રાખ્યાં હતાં. અને રાણીજીની ઉત્તરક્રિયામાં કશી ખામી રાખવામાં આવી ન હતી એટલું જ નહીં પણ તેમના દુશ્મનોએ સુદ્ધાં તેમની પાછળ આંસુ સાર્યાં એ મોટું માન રાણીજી પામ્યાં છે. એલેકઝાંડર લડાઇમાં જેવો ભયંકર છે તેવો જ જીત્યા પછી દયાલુ અને ઉદાર છે." આ સાંભળીને ડરાયસના મન ઉપર ઉંડી અસર થઇ, પણ તેની સાથે તેને વ્હેમ પણ પડયો. તે ખોજાને તે તંબુના ખાનગી વિભાગમાં લઇ ગયો અને પૂછવા લાગ્યો. "ઇરાનનું નસીબ મને તજી મ્હારા દુશ્મનોને જઇ મળ્યું લાગે છે તેમ ત્હારૂં હૃદય પણ બેવશ ન થયું હોય; તું હજી મને ખરેખર ત્હારો શેહેનશાહ ગણતો હોય તો મિથ્રસના‡ તેજને સંભારીને અને ત્હારા શહેનશાહના જમણા હાથના કસમ ખાઇને ખરેખરૂં કહે,—સ્ટેટાઇરાનું મોત આવ્યું તે મ્હારે એને માથે પડેલી સૌથી મોટી વિપત્તિ તરીકે ગણવું કે એથી વિશેષ મોટી વિપત્તિમાંથી તેને છોડવનારૂં ગણવું ? તે જીવી તે દરમિયાન તેને માથે ઉગરી ન શકાય એવાં દુઃખો શું ન્હોતા પડયાં ? જે દુશ્મને અમારે માથે આ સર્વ ગુજારી છે તે વધારે કઠોર અને જંગલી હોત તો અમારી બેઆબરૂ આથી ઓછી જ થાત નહીં વારૂ ? એલેકઝાંડર જેવો જુવાન માણસ માત્ર પોતાના સદ્‌ગુણ અને સદ્‌ભાવથી પોતાના શત્રુની સ્ત્રીને આટલું બધું માન આપે એ સભવે જ કેમ ?"

શહેનશાહ બોલતો હતો તે દરમિયાન જ તે ખોજો તેને પગે પડયો અને આવા પોતાને ન છાજતા, એલેકઝાંડરને અન્યાય કરતા, અને રાણીના નામને કલંક રૂપ શબ્દો ન બોલવા તેને અનેક રીતે વીનવ્યો. તેણે એલેકઝાંડરની તારીફ કરી કહ્યું કે "આપનો પરાજય એલેકઝાંડર જેવા વિરલ સદ્‌ગુણી નરને હાથે જ થયો છે એથી પણ એક જાતનો સંતોષ માનવાનો છે. ઇરાની સિપાહીને હરાવવામાં એલેકઝાંડરે જે શૌર્ય બતાવ્યું તે કરતાં પણ ઇરાની સ્ત્રીઓથી તેનું મન ન ચળ્યું એ તેનો સંયમ વિશેષ હતો." તે ખોજો આ પ્રમાણે બોલતો હતો, એલેકઝાંડરના મહાનુભાવના વખાણ ઉપર વખાણ કરતો હતો, અને પોતાની સત્યતા માટે અનેક પવિત્ર સોગંદ લેતો હતો, ત્યાં ડરાયસ ઉઠીને આગલા ખંડમાં આવ્યો, અને ત્યાંના મંડલ સમક્ષ આકાશ તરફ હાથ ઉંચા કરી સૌ સાંભળે એમ પ્રાર્થના કરી "રે મ્હારા રાજવંશના અને મ્હારા રાજ્યના દેવો ! ઇરાનનું નસીબ પાછું તેજ થાય, અને તેની કીર્તિ હતી તેવી થાય એ વર આપો, મને એલેકઝાંડર ઉપર જય આપો અને મ્હારી પડતીમાં મ્હારાં વ્હાલામાં વ્હાલાંઓ ઉપર એણે જે ઉપકાર વર્ષાવ્યા છે તે ઋણ અદા કરવાની મને તક આપો. પરંતુ જો કદાચ ભાગ્યજોગે, દૈવી કોપના બલથી અને દશા-વિપર્યયના સર્વોપરિ નિયમથી ઇરાનની પડતી માટે નિર્માણ થયેલી ઘડી આવી જ ચૂકી હોય તો મ્હારી એટલી પ્રાર્થના તો સ્વીકારજો કે આ કાઇરસના તખ્ત ઉપર એલેકઝાંડર જ બેસે." આ સર્વે હકીકત ઘણાખરા ઇતિહાસકોએ માન્ય ગણી રાખી છે.

યુફ્રેટીસ નદી સુધીનો બધો મુલક તાબે કરીને એલેકઝાંડર આગળ વધ્યો.-ડરાયસ તેની સામે આશરે દશ લાખ માણસનું લશ્કર લઈ નીકળ્યો. આ કુચ દરમિયાન એલેકઝાંડરના લશ્કરમાં એક હસવા જેવો બનાવ બન્યો. લશ્કરના નોકરોએ બે ટોળાંમાં વ્હેં-

‡ મૂલ શ્રીક પુસ્તક આ ઠેકાણે ખંડિત છે.

ચાઇ દરેકના નાયક પસંદ કર્યા, અને એક ટોળાના નાયકને એલેક્ઝાંડર તથા બીજાના નાયકને ડરાયસનું નામ આપ્યું. પછી તેઓ સામસામા લડવા લાગ્યા. પ્રથમ ઢેફાંની લડાઇ ચાલી; તે પછી મુક્કાબાજી શરૂ થઇ; અને છેવટે બન્ને ટોળાં જીત માટે ઉત્સુક બની તથા તપી જઇને પથરા વડે અને સોટાઓથી લડવા લાગ્યાં. આ લડાઇ એટલી વધી ગઇ કે તેઓ એક બીજાથી છુટા ન પાડી શકાયા, અને બધી હકીકત એલેક્ઝાંડરના કાન સુધી પ્હોંચી. એલેક્ઝાંડરે તુરત હુકમ કર્યો કે હારજીતનો નિર્ણય માત્ર બન્ને બાજુના નાયકોના દ્વંદ્વયુદ્ધથી કરવો. પોતાના નામના નાયકને તેણે પોતે શસ્ત્રાસ્ત્ર પ્હેરાવ્યાં, અને તેના મિત્ર ફાઇલોટસે ડરાયસ નામના નાયકને પ્હેરાવ્યા; પછી આ બેનું દ્વંદ્વયુદ્ધ થયું અને આખુ લશ્કર તે જોવા ઉભું. સૌના મનમાં એમ હતુ કે આનું જે પરિણામ આવશે તે વિગ્રહનો અંત કેવા પ્રકારનો થશે તે સૂચવશે. એ બે જણ ઘણા લાંબા વખત સુધી બહુ જુસ્સાથી લડયા. આખરે "એલેક્ઝાંડર" જીત્યો. એલેક્ઝાંડરે તેને બાર ગામ ઇનામમાં આપ્યાં અને ઇરાની પોશાક પ્હેરવાની છૂટ આપી. આ વાત ઇરેટોસ્થનીસે નોંધી છે.

ડરાયસ સાથેની મોટી લડાઇ ઘણાખરા ઇતિહાસકો લખે છે તેમ આરબેલા આગળ નહીં પણ ગોગમેલા આગળ થઇ. ગોગમેલા એટલે (ઇરાની ભાષામાં) ઉંટનું ધામ. ઇરાનનો એક પ્રાચીન રાજા જે ઉંટની ઉતાવળી ચાલને લીધે પોતાના શત્રુઓના પંજામાંથી નાસી છુટવા પામ્યો તેને તેણે આ સ્થળે રાખ્યું હતું. અને તેની બરદાસ્ત માટે કેટલાંક ગામની ઉપજ મુકરર કરી હતી, તે ઉપરથી એ સ્થળનું આ નામ પડયુ. સપ્ટેંબર મહિનામાં, એથન્સના ગુપ્તભક્તિના ઉત્સવોની શરૂઆતમાં જે ચંદ્રગ્રહણ થયું તે પછી અગિયારમી રાતે બન્ને લશ્કર એક બીજાની નજરે પડયાં, અને ડરાયસે પોતાના સિપાહીઓને આખી રાત હથિયારબંદ રાખી, મશાલો સળગાવી તેમને ટુકડીવાર તપાસ્યા. એલેક્ઝાંડરે પોતાના લશ્કરને નિરાંતે ઉંઘવા દીધુ અને પોતે પોતાના ભવિષ્યદષ્ટા સાથે કેટલીક ખાનગી ક્રિયાઓ કરી અને ભયદેવતાને ઉપહારો અર્પ્યા. તેના સરદારોમાંના સૌથી વધારે ઘડાયેલાઓએ, અને ખાસ કરીને પાર્મીનિઓએ નાઇફેટીસ અને ગોર્ડીઅન વચ્ચેનું આખું મેદાન દુશ્મનની મશાલો અને તાપણાઓના પ્રકાશથી છવાયેલું જોયું અને એ છાવણીનો કોઇ મહા સમુદ્રના મોજાંઓની ગર્જના જેવો ઘોંઘાટ સાંભળ્યો ત્યારે એ લશ્કરની સંખ્યાથી તેઓ આશ્ચર્ય પામ્યા, અને ધોળે દિવસે તેની સામે લડવાનું કામ અત્યંત વિકટ ધારી વિચારમાં પડી ગયા. તેઓ એકઠા થઇ રાજા પાસે આવ્યા અને તેના ઉપહાર પૂરા થયા એટલે તેને રાતે હલ્લો કરવાની સલાહ આપી, કે અંધારાને લીધે લડાઇમાં જે ભારે જોખમ ખેડવાનું હતું તે મોટે ભાગે માલુમ જ ન પડે. આ વખતે તેમના જવાબમાં એ તેનું સુપ્રસિદ્ધ વચન બોલ્યો, "મ્હારે ચોરેલો વિજય જોઇતો નથી."

કેટલાકોએ આ વચન જુવાનીના તોરનું અને દેખીના ભય સાથે ખેલ કરનારા માણસનું ગણ્યુ છે. બીજાઓ એમાં અસાધારણ દીર્ઘદૃષ્ટિ જુવે છે. તેઓ જણાવે છે કે ગ્રીક લશ્કરને હિંમત અને વિશ્વાસ આપવા આવા જ કંઇ વચનની જરૂર હતી. અને વળી દિવસે લડવામાં બહુ મોટો લાભ એ સમાયેલો હતો કે આ વખતે પણ ડરાયસ હારે, તો આગલી હાર માટે દરિયો પર્વતો, સ્થલની સંકડાશ વગેરેને દોષ દેવાનુ એને

કારણ હતું તેવું કંઇ પણ બ્હાનું એને મળે નહીં, અને તેની આશાઓ અને હિંમત ભાગી જઇ લડાઇનો જલદી અંત આવે. આવી મોટી શહેનશાહતમાં એના બલના સાધનો ખુટી પડે અને એને લડવા માટે લશ્કર કે શસ્ત્રો ન મળે એ બનવું તો અસંભવિત જ હતું; માટે લડાઇ પૂરી કરવાનો અને સામ્રાજ્ય મેળવવાનો એ જ રસ્તો હતો કે ડરાયસના સૈન્યની સંખ્યા, એ સંખ્યાનું અનુકૂલ સ્થલ, દિવસનું અજવાળું વગેરે બધી હકીકત તેના લાભમાં હોય તે છતાં પણ તેને એક મોટા યુદ્ધમાં સજ્જડ હરાવવો.

એ સર્વ ગયા એટલે એલેકઝાંડર તંબુમાં જઇને સૂતો, અને કહે છે કે તેને હમેશ કરતાં વધારે સ્વસ્થ ઉંઘ આવી, તે એટલે સુધી કે સવારે તેના સરદારો આવ્યા ત્યારે એની ઊંઘથી અજબ થયા અને લશ્કરને નાસ્તો કરવાનો હુકમ પોતે જ આપી રાહ જોતા ઉભા. પણ પછી આ પ્રસંગે વધારે વિલંબમાં જોખમ હોવાથી 'પાર્મીનિઓ' તેના ખંડમાં ગયો, એને તેના બીછાના પાસે ઉભા રહીને તેણે તેને બે ત્રણ વાર બોલાવ્યો. જ્યારે તે જાગ્યો ત્યારે પાર્મીનિઓ બોલ્યો, "દુનિયાએ આજ સુધી જોઈ નથી કે સાંભળી નથી એવી મહાભારત લડાઇ હજી લડવાની છે, અને તમે તો જાણે જીતી ચૂક્યા હો એમ નિરાંતે ઘોરો છો." એલેકઝાંડર હસ્યો અને બોલ્યો, "જીત્યા જ; એમાં વળી ફેર શો! ડરાયસની પાછળ પાછળ મોટા ઉજડ અને નિર્જન કરેલા દેશો ખૂંદવાના નથી પણ એ પોતે જ સામો આવી ઉભો છે અને લડવા માગે છે, એ લાભ તમે કેટલો સમજો છો?" અને લડાઇ પ્હેલાં તેણે આવી પ્રૌઢતા અને નિડરતા બતાવી એટલું જ નહીં પણ લડાઇ દરમિયાન પણ તેની સ્વસ્થતા અને તેનો પ્રતાપ એવાં જ હતાં. કેટલાક વખત સુધી લડાઇનું કેવું પરિણામ આવશે તે કળાયું નહીં. બેક્ટ્રિયન રસાલાના જુસ્સાદાર ધસારાથી લશ્કરની ડાબી પાંખ, જેનો સરદાર પાર્મીનિઓ હતો, તે તૂટવાની અણી ઉપર આવી ગઇ. અને એ રસાલાના સરદાર મેઝિયસે ઘોડેસવારોની એક ટુકડીને ચક્ર ખાઇ પાછળ જઇને મેકિડોનિયન તંબુઓ આગળની પલટણ ઉપર હુમલો કરવા મોકલી. પાર્મીનિઓ બહુ ફિકરમાં પડ્યો અને તેણે દૂતો દોડાવી એલેકઝાંડરને ખબર કરી કે જો તે તેના મોખરાના સૈન્યમાથી એક જબરી ટુકડી પાછળ નહીં મોકલે તો છાવણી લૂટાશે. લશ્કરની જમણી પાંખનો સરદાર એલેકઝાંડર પોતે હતો, અને આ દૂતો આવ્યા ત્યારે તે એ પાંખને યુદ્ધમા ધસવાનો હુકમ આપવાની તૈયારીમાં હતો. તે થોભ્યો અને તેણે દૂતોને આ પ્રમાણે ઉત્તર દીધો "પાર્મીનિઓની અક્કલ બ્હેર મારી ગઇ લાગે છે, કેમકે લડાઇમાં જે લશ્કર જીતે તે સામાવાળાની છાવણીના હમેશ ધણી થાય છે; જે હારે તેમણે પોતાની માલમત્તા કે પોતાના કેદીઓનો વિચાર કરવાનો નથી પણ માત્ર મરણીઆ થઇ અને તેટલો ઘાણ વાળી કીર્તિ ખાટી મરવાનુ છે."

આ જવાબ દઇને તુરત તેણે પોતાનો ટોપ પ્હેર્યો. બીજો બધો પોશાક તંબુમાંથી સજીને જ તે બ્હાર નીકળ્યો હતો. તેણે સિસિલીના ઘાટનો એક ટૂંકો બેસતો ડગલો પ્હેર્યો હતો અને તે ઉપર ઇસસની લડાઇમાં લૂટમાં આવેલુ એક જાડી ગાદીવાળું બખ્તર હતુ. તેનો ટોપ થીઓફાઇલસનો બનાવેલો હતો; તે લોઢાનો હતો. પણ તેનો ઓપ એટલો સારો હતો કે તે ચોખ્ખી ચાંદી જેવો ચળકી રહેતો. તેને એ જ ધાતુનો અને એવો જ ઓપેલો એક રત્નજડિત ગલેબંદ જડેલો હતો. લડાઇમાં તે સામાન્ય

રીતે તરવાર વાપરતો. આજે તેના હાથમાં જે તરવાર હતી તે સાઇપ્રસના એક રાજાએ ભેટ આપેલી હતી, અને તે અત્યંત હલકી અને પાણીદાર હતી. તેના પોશાકમાં પટો સૌથી વધારે ભપકાદાર હતો. તે હેલિકન નામના પ્રસિદ્ધ કારીગરે પોતાની સર્વ કલા ખર્ચીને બનાવેલો અને હ્રોડસ-વાસીઓએ તેની તરફના પોતાના પૂજ્ય ભાવની નિશાની તરીકે ભેટ કરેલો હતો. બ્યુસિફેલસ ઘરડો થયો હતો એટલે લશ્કરના વ્યૂહ ગોઠવવા કરવામાં અને શરૂઆતના હુકમો આપતા સુધી તે બીજા ઘોડા ઉપર બેસતો, પણ યુદ્ધનો ધસારો શરૂ કરતાં તેની ઉપર સવાર થતો. એ બ્યુસિફેલસ ઉપર આરૂઢ થાય કે તે જ પલે ધમારો આરંભવાની સંજ્ઞા કરાતી.

થેસેલિયન અને ગ્રીક સિપાહીને તેણે ભાષણ કર્યું તે આ વખતે કંઇક લાંબુ હતું. એ બોલી રહેતાં તેઓએ હોકારા કર્યા અને "જંગલીઓ સામે અમને લઇ ચાલો" એ પ્રમાણે મોટે અવાજે બોલવા લાગ્યા. એલેક્ઝાંડરે ભાલો જમણા હાથમાંથી ડાબા હાથમાં લીધો; અને જમણો હાથ આકાશ તરફ ઉંચો કરીને, કેલિસ્થનીસ કહે છે કે, તેણે દેવોને પ્રાર્થ્યા કે જો તે ખરેખર જ્યૂપિટરનો પુત્ર હોય તો તેમણે ગ્રીકોની રક્ષા કરવી અને તેમને બલ આપવું.

ભવિષ્યદ્રષ્ટા એરિસ્ટેન્ડર સફેદ ઝભ્ભો અને સોનાનો તાજ પ્હેરીને એક ઘોડા ઉપર તેની પાસે જ હતો. તેણે અણસારો કરી ઉંચે ઉડતા અને એલેક્ઝાંડરના માથા ઉપર થઇને દુશ્મન તરફ જતા એક ગરૂડ પક્ષિને બતાવ્યો. આ શકુનથી લશ્કર આવેશમાં આવી ગયું અને એક બીજાને ઉશ્કેરતા તેઓ ધસ્યા; રસાલો પૂર વેગથી દોડયો; અને પાયદલનું ફેલેન્કસ એક ધોધની માફક ધસ્યું. બન્ને લશ્કરની મોખરાની હારો ભેટી તે પ્હેલાં તો "જંગલીઓ" ની હાર તૂટી, અને તેઓ પાછા હટી વેરાવા અને અત્યંત અવ્યવસ્થા કરવા માંડયા. એલેક્ઝાંડર વધારે વેગથી ધસ્યો. તેનો ઇરાદો આખુ લશ્કર ભેદી ડરાયસ હતો ત્યાં પ્હોંચવાનો હતો. ડરાયસ તેની ખાસ પલટણની વચમાં એક ઉંચા રથ ઉપર આરૂઢ થયેલો અને તેની ઉંચાઇ તથા ખુબસુરતીથી ઓળખાઇ આવતો ઘણે આઘેથી દેખાતો હતો. એલેક્ઝાંડરના ધસારાથી ઇરાનીઓમાં એવો ભય વ્યાપ્યો અને આગલા ઇરાનીઓનાં દળથી સ્થિર રહેલી પાછળની હારો એવી દબાતી ગઇ કે જોતજોતામાં સર્વત્ર ભંગાણુ પડયુ અને સૌ આકુલવ્યાકુલ થઇ ગયા. ખાસ પલટણ પણ તૂટી ગઇ તેમાંના સૌથી શૂરા સિપાહી જ્યાં હતા ત્યાં ઉભા ઉભા જ મુવા, તેમનાં મુડદાઓના ઢગલા થયા, અને મરતાં મરતાં પણ તેઓ મેકિડોનિયનોના ઘોડાઓના પગ ઝાલી રાખીને અને બીજી રીતે બનતા પ્રયત્ન કરીને તેમનો ધમારો ખાળવા વ્યર્થ મથવા લાગ્યા.

ડરાયસની આંખ અત્યંત ભયાનક દેખાવો જોવા લાગી. તેના લશ્કરની મોખરાની પલટણો પાછી તેના ઉપર જ હેલાઇ ગઇ, તેના રથનાં પૈડાં મુડદાઓના ઢગલામાં બંધાઇ ગયાં અને ઘોડાઓ મુડદાઓ અને ઘાયલ માણસોની ભીડમાં કચરાઇ ચમકી ચમકીને ઝાડ થવા લાગ્યા તથા સારથીના હાથમાં ન રહ્યા. ડરાયસે રથ અને આયુધ તજી દીધાં અને, કહે છે કે, એક તુરત વીઆયેલી ઘોડી ઉપર સવાર થઇને નાઠો. એલેક્ઝાંડરના હાથમાંથી તે આ પ્રમાણે નાસી છુટવા ઘણું કરીને તો ન પામત પણ તે જ વખતે એવો યોગ આવી ગયો કે એલેક્ઝાંડરને પોતાનો ધમારો અટકાવી અને આવી ખુનરેજીથી કહાળો

બનાવી તથા અંધારું થવાનું બ્હાનું કહાડી પાછા ફરવાનો હુકમ આપવો પડ્યો. આનું ખરૂં કારણ એ હતું કે પાર્મીનિઓએ ફરીથી સંદેશો મોકલ્યો હતો કે દુશ્મનના લશ્કરનો મોટો ભાગ હજી સુવ્યવસ્થિત છે અને લડે એમ લાગે છે માટે તેણે પાછા ફરી મદદ કરવી. એકંદરે આ લડાઇમાં પાર્મીનિઓએ કંઇ વખાણવા લાયક કાબેલિયત કે જુરસો બતાવ્યો નહીં. એનું કારણ તેની વૃદ્ધાવસ્થા હોય કે કેલિસ્થનીસ લખે છે તેમ એલેકઝાંડરની વધતી જતી સત્તા અને પ્રૌઢતા, અને દબદબા ભરી વર્તણુક તેના મનમાં ખૂંચતી હોય; આવા વિષયમાં કંઇ નક્કી કહી શકાય નહીં. એલેકઝાંડરને ધસારો અટકાવવો પડ્યો. તે ગમ્યું તો નહીં, પણ પાર્મીનિઓનો સંદેશો માનીને તે પાછો ફર્યો. અને એના લશ્કરનો વિભાગ પાર્મીનિઓનું લશ્કર હતું ત્યાં પહોંચ્યો, ત્યારે તેણે સાંભળ્યું કે હવે બિલકુલ ભય રહ્યો નથી, અને દુશ્મનના તમામ લશ્કરને પૂરેપૂરૂં હરાવીને નહસાડી મુક્યું છે.

આ પ્રમાણે જીત થવાથી ઇરાનની આખી શહેનશાહત પડી ભાંગી અને એલેકઝાંડર એશિયાના શહેનશાહ તરીકે સ્વીકારાયો. એટલે તેણે આથી પ્હેલું દેવોને અતિ ઉત્કૃષ્ટ ઉપહારો અર્પી તેમનો આભાર માનવાનું કામ કર્યું; પછી તેણે મિત્રોને ઘરબાર, જાગીરો, અને સુબાગિરિઓની ભેટ આપી. ગ્રીક લોકોનો આદરભાવ મેળવવાનો તેને ખાસ લોભ હતો તેથી તેણે કાગળો લખ્યા કે ગ્રીસમાં જોરજુલમથી અને હક વગર થયેલા રાજાઓ જ્યાં જ્યાં હોય ત્યાંત્યાંથી તેમને પદભ્રષ્ટ કરવા, અને દરેક પ્રજા પોતાના કાયદાઓ અને પોતાના શાસકોનો લાભ લઇ સ્વતંત્રતા ભોગવતી થાય એવી વ્યવસ્થા કરવી. પ્લેટિઅનો માટે તેણે ખાસ હુકમ કર્યો કે તેમના પૂર્વજોએ ઇરાનીઓ સામેના વિગ્રહ વખતે દેશભક્તિ અને સ્વતંત્રતાની ખાતર ગ્રીક લોકોને પોતાનો મુલક જ અર્પી દીધો હતો માટે તેમના નગરરાજ્યનો પુનરુદ્ધાર કરવો. ઇટલીમાંના ક્રોટન નગરને પણ તેણે આ વખતની લૂટમાંથી મોટી ભેટો મોકલી અને તેનું કારણ આપ્યું કે એમ પ્રાચીન વિગ્રહ વખતે તેમનો એક નાગરિક, ફેલસ નામનો મલ્લ, પોતાને ખર્ચે એક લડાયક વ્હાણ તૈયાર કરી ગ્રીક દેશમાં આવ્યો હતો, અને સેલેમિસના સમુદ્રયુદ્ધમાં તેણે ભાગ લીધો હતો, એ પરાક્રમી નરની યાદગિરિને માન આપવા ખાતર એ ભેટો મોકલી હતી. ઉદાર ચરિત્રના દરેક દૃષ્ટાંતથી એલેકઝાંડર આટલો પ્રસન્ન થતો હતો, અને તેની સ્મૃતિ તાજી રાખવા તથા તેને યોગ્ય માન આપવા તે આટલો ઈંતેજાર હતો.

તે બેબિલોન પ્રાંતના સર્વ વિભાગોમાં ફર્યો, અને એ આખો પ્રાંત તુરત તેને તાબે થયો. ત્યાં એક સ્થલે જમીનમાં ફાટ હતી તેમાંથી પાણીના ઝરાની માફક આગનો જાથુ પ્રવાહ નીકળ્યાં કરતો હતો, અને તેની પાસે એક નખ તેલનું ઝરણ હતું તેમાંથી નીકળતા નખ તેલનું એક તળાવ ભરાયું હતું. નખ તેલમાં કેટલાક શિલાજિતના ગુણ છે, પણ તે ઘણું વધારે શીઘ્રદાહી છે. દેવતા કંઇક આઘે હોય ત્યારથી જ તે સળગી ઉઠે છે. અને આસપાસની હવાને સળગાવી મુકે છે. એલેકઝાંડરને તેનો આ ગુણ બતાવવા "જંગલીઓ" એ જે શેરીમા થઇને તેના ઉતારામાં જવાનો રસ્તો હતો તેમાં એક રાતે નખ તેલનાં ટીપાં છૂટાં છૂટાં પાડ્યાં, અને પછી તે શેરીના સામા છેડા આગળ ઉભા રહીને મશાલો સળગાવી તેમની પાસેનાં ટીપાં આગળ ધરી, એટલે તુરત વિચારની કરતાં વધારે ઝડપથી આખી શેરીમાં ભડકા ભડકા થઇ રહ્યા.

રાજા તેલમર્દન કરી સ્નાન કરતો તે વખતે તેની તહેનાતમાં રહેનારાઓમાં એક એથન્સવાસી હતો. તે તેને ગમત દેવામાં ઘણીવાર ફતેહમંદ થતો. એક દિવસે સ્ટિફનસ નામનો એક અતિશય કદરૂપો છોકરો ત્યાં ઉભો હતો તેને વિષે એ એથન્સવાસી બોલ્યો કે "આપણે નખ તેલનો પ્રયોગ આ છોકરા ઉપર અજમાવીએ. એને વળગાડયા પછી તે એવાને પણ ન છોડે તો બેશક એનો જુસ્સો અસાધારણ ખરો." તે છોકરાએ પોતાના ઉપર પ્રયોગ કરવા દેવા હા કહી. અને તેનું મર્દન કર્યું કે તુરત તેનું આખું શરીર સળગી ઉઠ્યું, અને તેને માટે એલેક્ઝાંડરને બહુ જ બ્હીક લાગી. સુભાગ્યે તે વખતે ત્યાં પાણી ભરેલાં ઘણાં વાસણો અને સંખ્યાબંધ માણસો તૈયાર હતાં. તો પણ તેના શરીરને ઠારતાં ઘણી મુશ્કેલી પડી અને તેને કેટલીક ઇજા થઇ તે જન્મારા સુધી રહી. એટલે જેઓ કલ્પિત કથાઓમાંથી કેટલું સંભવિત હોઇ શકે એવા તર્ક કરીને સત્ય તારવવા માગે છે તેઓ જે મીડિઆની કથા વિષે કહે છે કે તેણીએ તાજ અને બુરખો નખતેલમાં બોળ્યાં હશે અને તેથી તે પ્હેરનારી (જેસનની બીજી વારની પત્ની ગ્લેઉી) સળગી ઉઠી (તથા એ આગથી આખો મહેલ સળગ્યો અને તેનો બાપ ક્રીઓન રાજા પણ બળી ગયો) એ બનવા જોગ લાગે છે. અગ્નિમાંથી નીકળતાં કિરણોથી બાઘેની ઘણીખરી વસ્તુઓ ઉપર એટલી જ અસર થાય છે કે તેઓ તપે છે અને ચળકે છે. પણ સૂકી, છિદ્રોવાળી, અને તેલમય વસ્તુઓમાં એ કિરણો એકાગ્ર થઇ જ્વાલા પ્રકટે છે અને પછી તે જ વસ્તુને દહન કરતા વધે છે. પણ નખ તેલ જેવા દ્રવ્યની ઉત્પત્તિ શી રીતે થતી હશે તે સમજી શકાતું નથી. તેનું શીઘ્રદાહીપણું × × × ×* ને લીધે હશે કે કદાચ ત્યાં આગળની જમીનમાં તેલ અને ગંધક ઘણાં છે તેને લીધે હશે. બેબિલોન પ્રાંતની જમીનમાં એટલી ઉષ્મા છે કે તેને લીધે ધરતી ધડકતી અને કાંપતી હોય તેમ ઘણીવાર જવનાં બી ક્યારાના બ્હાર ઉછળી પડે છે. અને ઉનાળાના મહિનાઓમાં ત્યાં રહેનારાઓને પાણીથી ભરેલી પખાલો ઉપર સૂવું પડે છે. એલેક્ઝાંડરે જેને એ પ્રાંતનો સુબો બનાવ્યો તેને ત્યાં ગ્રીક વનસ્પતિ ઉગાડવાની અને મહેલો અને બગીચાઓમાં ગ્રીક ઝાડો, છોડો વેલાઓ વગેરેની શોભા કરવાની બહુ હોંસ હતી; પણ તે ત્યાં 'આઇવી' નો વેલો ઉગાડી શક્યો નહીં. બીજી સર્વ વનસ્પતિમાં તે ફાવ્યો, અને આઇવીની પાછળ પણ બહુ મથ્યો, પણ વ્યર્થ; કેમકે એને ઠંડી જમીન જ માફક છે અને બેબિલોનની જમીન તો અત્યંત ઉષ્માવાળી હતી. આવું પ્રાસંગિક લખાણ ઉત્તમ વાંચનારા પણ ટૂંકું હોય તો નિભાવી લે.

એલેક્ઝાંડરે સુસા લીધું ત્યારે ત્યાંના મહેલમાંથી તેને ચાળીશ હજાર ટેલંટ રોકડા અને ન ગણી શકાય એટલી કિંમતની બીજી દોલત મળી. બીજી વસ્તુઓમાં પાંચ હજાર ટેલંટના વજનનું એકઓ નેવું વર્ષનું જુનું પણ નવા જેવી જ ભભકનું નાફરમાની કાપડ હતું. આવો પાકો રંગ થવા માટે કહે છે કે નાફરમાની રંગમાં મધ અને સફેદ રંગમાં સફેદ તેલ નાખવામાં આવે છે. વળી એક લેખક કહે છે કે ઇરાની શહેનશાહો બીજી દોલતની સાથે પોતાના ખજાનાઓમાં નાઇલ નદી અને ડેન્યુબ નદીનું પાણી પણ આણી રાખતા, તે એટલા માટે કે તેમની સત્તા કેટલી હતી અને તેમની સલતનત કેટલી વિશાળ હતી તેનો પ્રત્યક્ષ પુરાવો દેખાડી શકાય.

* મૂળ ગ્રીક પુસ્તક આ ઠેકાણે ખંડીત છે.

ઈરાન પ્રાંતમાં જવાનો માર્ગ વિકટ છે અને ઘરામાં શૂરા ઈરાનીઓ તે રોકી રહ્યા હતા, કેમકે ડરાયસે ન્હાસીને ત્યાં આશ્રય લીધો હતો. એલેક્ઝાંડર બહુ ન્હાનો હતો ત્યારે તેણે દેવપૃચ્છા કરેલી તેનો જવાબ મળેલો કે "તને એક 'લાઇકસ'* ઇરાનમાં લઇ જશે," એ દેવવાણી આ વખતે વિચિત્ર રીતે ખરી પડી. એક લાઇકિયા પ્રાંતનો વતની, જેનો બાપ લાઇકિઆનો હતો અને મા ઇરાનની હતી અને તેથી જે ગ્રીક અને ઈરાની બન્ને ભાષા જાણતો હતો, તે એનો ભોમિઓ થયો અને તેને જરા આડી અને લાંબી વાટે ઈરાન પ્રાંતમાં લઇ ગયો. પ્રથમ એલેક્ઝાંડરે બહુ ક્રૂરતા વાપરી અને તેના હાથમાં આવતા ઝુંડ્યાબંદ માણસોને તેણે કાપી નાખ્યા. તે પોતે કહે છે કે ભવિષ્યના લાભની ખાતર તેણે એવો હુકમ ફરમાવ્યો કે કોઇને પણ જતો ન મુકવો. અહીં પરસિપોલિસ નગરમાં પણ એને સુસા જેટલું જ સોનુંરૂપું મળ્યું અને બીજી કિંમતી વસ્તુઓ એટલી મળી કે તે લઈ જવા માટે દશ હજાર જોડ ખચ્ચર અને પાંચ હજાર ઉંટ લાદવાં પડયાં.

અહીં તેની નજર ઝર્કસીસના એક મોટા બાવલા ઉપર પડી. મહેલમાં ચારે તરફ ધુસતા સિપાહોની ભીડાભીડથી તે ભૂમિકા ઉપરથી નીચે પડી ગયું હતું અને એલેક્ઝાંડરે તેને એ દશામાં જોયું. તે ત્યાં આગળ ઉભો રહ્યો અને કોઇ જીવતા પુરુષને કહેતો હોય તેમ તેને સંબોધીને બોલ્યો "તમે ગ્રીસ ઉપર ચ્હડાઈ કરી તે કારણને લીધે તમને આ દશામાં જ રાખીએ કે તમારી ઉદારતા અને બીજા ગુણોનો વિચાર કરી તમને પાછા સમા કરીએ!" આ વિચારમાં ને વિચારમાં તે કેટલોક વખત ત્યાં જ સ્તબ્ધ થઇ ગયો. પણ આખરે તેને એમનું એમ પડતું મુકી ચાલ્યો ગયો. તેના લસ્કરને વિસામો આપવા, અને વળી શીઆળો હોવાથી, પરસિપોલીસમાં તે ચાર માસ રહ્યો.

અહીં જ્યારે તે ઈરાનના સોનાના છત્રવાળા તખ્ત ઉપર પ્હેલી વાર બેઠો ત્યારે મેકિડોનિયન રાજકુલનો જુનો મિત્ર ડિમેરેટસ, જે ફિલિપને ચ્હાતો હતો તેટલે દરજ્જે એલેક્ઝાંડરને પણ ચ્હાતો હતો, તે એક વૃદ્ધ માણસની માફક આંસુ પાડીને બોલ્યો: "અરેરે તે ગ્રીકોનાં કેવાં કમનસીબ, કે જેઓની જીંદગી એલેક્ઝાંડરને ડરાયસના તખ્ત ઉપર બેઠેલા જોતા પ્હેલાં જ પૂરી થઇ ગઈ."

અહીંથી ડરાયસની સામે કુચ કરવા નીકળતા પ્હેલાં તેણે તેના મિત્રોને એક મોટી મેજબાની આપી. તે દરમિયાન તેઓએ કેફ ચ્હડે એટલું પાન કર્યું, અને સ્ત્રીઓ પણ તેમાં સામેલ થઇ; કેમકે એ પ્રસંગે તેમને વિચિત્ર વેશ ધારણ કરીને તેમના આશકો પાસે આવી બેસવાને છૂટ આપવામાં આવી હતી. એ સ્ત્રીઓમાં સૌથી વધારે જાણીતી થીઆ નામની એથન્સની વતની અને જે પાછળથી ઇજીપ્તનો રાજા થયો તે ટોલેમીની રાખેલી હતી. તેણી વાતચિત અને હાસ્યવિનોદમાં કુશલ હતી. એલેક્ઝાંડરનું ધ્યાન તેણીએ કંઇક ટપ્પા ટુચકાથી પોતા તરફ ખેચ્યું. અને તે પછી તે કંઇક કેફમાં અને કંઇક તેને સારૂ લગાડવા અને વળી તેની જન્મભૂમિના જુસ્સાને છાજે એવું, અગર જો કે તેની સ્થિતિની સ્ત્રીના મુખમાં બહુ વધારે પડતું લાગે એવું બોલી ઉઠી: "એશિયાના દેશોમાં છાવણીની પાછળ ભટકતાં ભટકતાં અમને બહુ વેઠવું પડયું છે; આજે તેનો કંઇક બદલો વળે છે કે

* લાઇકસ: (૧) વરૂ; (૨) લાઇકિઆ પ્રાંતનો વતની.

ઇરાની શહેનશાહોનાં ભવ્ય મહેલોમાં આ પ્રમાણે ભોગ ભોગવાય છે અને એ મહેલો તથા એ કચેરીઓ મરજીમાં આવે તેમ પગતળે ખુંદાય છે. અરે, આ મેજમાનીને અંતે જે ઝર્ક્સિસે એથેન્સને આગ લગાડી તેના આ મહેલને જ ફુંકી મુકીએ. પ્હેલો કાકડો હું મ્હારે હાથે મુકું અને એલેક્ઝાંડર જુવે તો કેવું સારું! તો તો જમાનાઓ સુધી નામ થઇ જાય કે ઇગતીઓએ ગ્રીસ ઉપર જે દુઃખ અને જે અપમાન વરસાવેલાં તેનું એલેક્ઝાંડરના યશસ્વી સરદારોએ અને સેનાપતિઓએ જમીન ઉપર અને દરિયા ઉપર જે જે વેર લીધું તે કરતાં પણ તેના લશ્કરની પાછળ પાછળ ભમનારી સ્ત્રીઓએ વધારે દારુણું વેર લીધું."

આ ભાષણ સૌએ તાળીઓ અને પોકારોની ગર્જના સાથે વધાવી લીધું. સૌએ થી-આની સૂચના અમલમાં મુકવા રાજાને આગ્રહ કર્યો. આખરે એલેક્ઝાંડરે હા કહી અને તે પોતે એક હાથમાં ફુલનો હાર અને બીજા હાથમાં મશાલ લઇને ઉભો થયો અને આગળ ચાલ્યો. સર્વ તેની પાછળ આનંદથી પોકારતા અને નાચતા નાચતા આવ્યા. આ આખા મહેલમાં ફરી વળ્યા અને જ્યાં ત્યાં આગ લાગી ગઇ. મેસિડોનિયન સિપાહો પણ આ ચેષ્ટા જોઇને મશાલો લઇ લઇને ધસી આવ્યા અને તેમાં ઉમંગથી બળ્યા. તેમણે ધાર્યું કે રાજા મહેલનો નાશ કરે છે તે એનો વિચાર "જંગલી"ઓમાં પોતાની રાજધાની સ્થાપવાને બદલે પાછા સ્વદેશ જવાનો થયો હશે. આ બનાવ ઘણા ખરા લેખકો આ પ્રમાણે વર્ણવે છે; જોકે કેટલાક એમ પણ કહે છે કે આગ લગાડવાનું કૃત્ય પુખ્ત વિચાર કરીને કરવામાં આવ્યું હતું. પરંતુ બધા જ કબુલ કરે છે કે રાજાને થોડી વારમાં જ તેને માટે પસ્તાવો થયો અને તેણે આગ હોલવી નાખવા હુકમ કર્યો.

તે સ્વભાવથી ઉદાર હતો અને તેના અસાધારણ ભાગ્યોદયથી તેની ઉદારતા પુષ્કળ વધી. વળી તે જે કંઇ આપતો તે એવી મનોહર રીતે આપતો કે તેને લીધે તેની ભેટ વિશેષ આકર્ષક થઇ પડતી. પીઓનિઅનોના સરદાર એરિસ્ટોને એક શત્રુને મારી તેનું માથું એલેક્ઝાંડરના પગ આગળ રજુ કર્યું અને કહ્યું, "હજુર, અમારા લોકોમાં આવી ભેટના બદલામાં એક સોનાનો પ્યાલો આપવાની રીત છે." રાજા હસીને બોલ્યો, "એતો ખાલી પ્યાલો આપવાનો રીવાજ હશે. હું તમને એક ઉંચા દારુનો ભરેલો પ્યાલો આપીશ. અને જુઓ ભાઇ, આ સલામની લઉછું." રાજાના દ્રવ્યથી લાદેલું એક ખચ્ચર કોઇ ગરીબ મેસિડોનિયન હાંકતો હતો, તે ખચ્ચર થાક્યું, એટલે તેણે બધો ભાર પોતાની પીઠ ઉપર લઇ લીધો અને થાકથી લથડ્યો તથા પડવા જેવો થઇ ગયો ત્યાં સુધી તે પોતે જ ઉચકીને ચાલ્યો. એલેક્ઝાંડરે તેને જોયો અને હકીકતથી વાકેફ થતાં તે બોલ્યો: "આખરે, હવે બાકીને રસ્તે પણ એને તું જ ઉચકજે અને ત્હારા તંબુમાં જ રાખજે; જા એ તને આપી દઉછું". તેની ભેટો લેવા જે ના પાડતા તેથી એને ખોટું લાગતું, તેટલું મોઢે ચ્હડીને માગી લેનારા માટે ન લાગતું. એણે ફોકિઅનને લખેલું કે, "તમે મ્હારા સદ્ભાવની નિશાનીઓ સ્વીકારશો નહીં એટલે હું તમને મ્હારા મિત્રોમાં કેમ ગણી શકું?" તેની સાથે દડો રમનારા સીરેપિઅન નામના એક છોકરાને તેણે કંઇ ભેટ આપેલી ન હતી કેમકે તેણે કંઇ માગ્યું ન હતું. એક દિવસે સૌ રમતા હતા ત્યારે સીરેપિઅને દર ફેરે દડો બીજા રમનારાઓને આપ્યો. એલેક્ઝાંડર કેટલીક વાર સુધી ધીરજ રાખીને પછી બોલ્યો. "તમે મને તો આપતા જ નથી?" સીરેપિઅન બોલ્યો: "તમે માગ્યો ક્યારે?"

રાજા માગવાની આ આડકતરી રીતથી હસ્યો અને તુરત તેને બહુ કિંમતી ભેટો આપી પ્રોટિઅસ નામના એક ગવૈયાના કંઈ અડપલાથી રાજાને માઠું લાગ્યુ હશે તેના મિત્રોએ મળીને તેને માટે માફી માગી અને તે પોતે રાજા આગળ રોઇ પડ્યો, આખરે રાજાએ તે આપી ત્યારે તે વાચાલ માણસ બોલ્યો "જો આમ અને ખરેખર માફી કરતા હો તો તેની સાબિતીમાં કંઇક પણ આપો" અને રાજાએ તેને પાંચ ટેલંટ આપવા કૃપા કરી

તેના મિત્રો અને સહચરો ઉપર તેની ઉદારતાનો વર્ષાદ જ વર્ષી રહેતો, એ ઓલિમ્પિયાસના એક કાગળ ઉપરથી જણાય છે. તેણી લખે છે કે "તમે તમારા મિત્રોનું ભલુ કરો છો એ યોગ્ય છે, અને ચરિત્રની ઉદારતા એ મોટો સદ્ગુણ છે તથાપિ તે બધાને રાજા જેવા બનાવી દેશો, અને દરેકને પોતપોતાના મિત્રો કરવાની શક્તિ આપતા જશો, તેમ તેમ તમારી પોતાની ઉદારતાનો આશ્રય લેનારા થોડા થવાના" ઓલિમ્પિયાસ આ પ્રમાણે તેને ઘણી વાર લખતી પણ તે તેના બધા પત્રો ખાનગી રાખતો માત્ર એક કાગળ તે વાચતો હતો તે દરમિયાન હિફીસ્ટિઅન આવી પાછળથી તેના ખભા આગળ ઉભો રહ્યો, અને તેની હમેશની રીત મુજબ વાચવા લાગ્યો એલેકઝાંડરે, તેને અટકાવ્યો નહીં, પણ કાગળ વંચાઇ રહ્યો એટલે તેણે પોતાની મ્હોર આંગળીમાંથી કહાડી તેના હોઠ ઉપર દાબી* મેઝીઅસ જે ડરાયસનો ખાસ માનીતો હતો તેનો પુત્ર એક પ્રાંતનો સૂબો હતો જ અને એલેકઝાંડરે તેને એ કરતા મોટો બીજો પ્રાંત આપ્યો પણ તે તેણે સ્વીકારવા ના કહી અને બોલ્યો 'સાહેબ અમારામા ડરાયસ એક જ હતો, પણ આ રીતે આપ અનેક એલેકઝાંડર બનાવશો' પાર્મીનિઓને બેગેઓસનું§ ઘર એક હજાર ટેલંટની કિંમતના સરસામાન સાથે ભેટ આપ્યુ એન્ટિપેટરને તેણે લખ્યુ કે તેણે પોતાની જીંદગીની સંભાળ રાખવી અને પોતાની આસપાસ રક્ષકો રાખવા તેની માને તો તે વારંવાર અત્યંત મૂલ્યવાન ભેટો આપતો પણ તેની સાથે રાજકાર્યમાં તેને વચ્ચે પડવા કે કોઇ જાતનો અધિકાર ચલાવવા દેતો નહીં ઓલિમ્પિયાસ આ વિષે ઘણી વાર ફરિયાદ કરતી અને ચીડવાતી પણ તે એ સદા શાંતપણે સહી જતો વળી એન્ટિપેટરે એક વાર એક લાંબો કાગળ લખી ઓલિમ્પિયાસ વિષે ઘણી અને ભારે ફરિયાદો કરી એલેકઝાંડર તે વાચીને બોલ્યો 'એન્ટિપેટર જાણતો નથી કે માતુ એક આંસુ આવી હજાર ફરિયાદો ભુંસી નાખે'

તેને માલુમ પડ્યુ કે તેના મોટા સરદારો સ્થિતિ બદલાતા ભોગવિલાસમા અત્યંત લપટાઈ ગયા, તેમના ખાનપાન વગેરેના શોખ અને ખર્ચની સીમા ન રહી એક જણે પોતાના જોડામા રૂપાના ખીલા જડ્યા બીજાએ કુસ્તીના અખાડા માટે ઇજિપ્તની જ માટી વાપરવા માંડી અને વખતોવખત તે લાવવા કેટલાક ઉંટોની નીમણુંક કરી ત્રીજાએ શિકાર માટે બાર તેર માઇલ જમીન ઘેરી લેવાય એવી જાળો કરાવી. ઘણાએ મર્દન માટે

* ચૂપ રહેવાની આજ્ઞા તરીકે

§ બેગેઓસ ત્રીજા આર્ટાઝર્ક્સિસનો અત્યંત માનીતો ખોજો હતો. પણ તેણે એને ઇ પૂ. ૩૦૮ મા ઝેર દઈ મારી નાખ્યો પછી ત્રીજો ડરાયસ ગાદીએ આવ્યો (ઇ પૂ ૩૩૫) ત્યારે તેને પણ ઝેર દેવા પ્રયત્ન કર્યો, પણ પકડાઇ ગયો અને ડરાયસે તેને ગરદન માર્યો એનુ ઘર એટલે

‡ એક વિશાલ મહેલ

તેલને બદલે અત્તરો વાપરવા માંડ્યા, અને સ્નાન કરાવનાર બીજાના કરનારા વગેરે નોકરો સખ્યાબધ વધારી દીધા એલેકઝાંડર આ અધ પાતને એક ફિલસુફની માફક વખોડવા લાગ્યો તે તેમને કહેતો કે "આવા યશસ્વી પરાક્રમો તમે કર્યાં છે અને તમને જાત અનુભવ છે કે મહેનત અને કસરતથી જેવી મીઠી ઉંઘ આવે છે તેવી આળસ અને જનાનીવેડાથી આવતી જ નથી, છતા તમે આવી ટેવો ગ્રહણ કરો છો એ ઘણુ વિચિત્ર છે વળી ઇરાની રહેણી અને મેકિડોનિયન રહેણી એ બનેની તમને પૂરી માહિતી છે, છતાં તમે એના મુકાબલાથી એટલું જોઇ શકતા નથી કે ભોગવિલાસની ગુલામગિરિ જેવી ગુલામગિરિ નથી અને મરદાની પરિશ્રમના શોખની માહેબી જેવી માહેબી નથી તમારો ધધો સિપાહગિરિનો છે પણ જે માણસ હાથે ન્હાવાધોવામા ઢીલું પડે છે તે પોતાના ઘોડાની શી ચાકરી કરશે અને પોતાના હથિયાર બખ્તર કેવી રીતે સજ્જ રાખશે? તમને શુ એટલુ પણ સમજાવવાની જરૂર છે કે વિજયની સફળતા હારેલાઓની નકલ કરવામાં નહીં પણ ગુણ અને નીતિ અને પૌરુષમા તેમના કરતા ઉચ્ચતર જીવન સાધવામા જ છે?' પોતાની રહેણીથી પણ તેઓને દાખલો આપવા તે મથ્યો આ સમયે તે લશ્કર કસરતો અને શિકારમા ઘણો વખત ગાળવા લાગ્યો અને જોખમ તથા સંકટ ખેડવામા હમેશ કરતા પણ વધારે બેદરકાર બન્યો એક વખતે એક સ્પાર્ટન એલચીની હાજરીમા તેણે એક વિકરાળ સિંહનો શિકાર કર્યો, તેમા એટલુ સાહસ બતાવ્યુ કે તે એલચી બોલ્યો, 'એલેકઝાંડર આ મૃગરાજની સાથે તમે રાજપદની હરીફાઇ બહુ અચ્છી રીતે કરી છે' ક્રેટિરસે આ બનાવનું સ્મરણ રહેવા સિંહ, કુતરાઓ, સિંહ સાથે લડતો એલેકઝાંડર અને તેને મદદ કરવા જતો પોતે એટલાના કાસાના પૂતળા બનાવરાવી ડેલ્ફીના મંદિરને અર્પણ કર્યા આમાના કેટલાક પૂતળા લાઇસિપ્પસના અને બીજા લીઓક્રીસના બનાવેલા હતા

પણ લક્ષ્મીના મદમા પડેલા તેના મિત્રો મોજશોખ અને એશઆરામમા એટલા ગર્ક થઇ ગયા કે લાંબી મજલો કરવી અને વિગ્રહો ખેડવા એમા તેમને અણગમો થવા લાગ્યો અને ધીમે ધીમે તેઓ રાજા વિરે બબડવા અને ભૂડું બોલવા લાગ્યા આ તેણે કેટલાક વખત સુધી બહુ શાતિથી સહન કર્યુ અને તે કહેવા લાગ્યો કે "દોષ ન હોવા છતા દોષનુ આળ આવે એ પણ મોટાઇનું એક ચિન્હ છે' તેનો તેના મિત્રો તરફનો સદ્ભાવ એવો ને એવો રહ્યો બલ્કે દરેક ન્હાના મોટા પ્રસગે તે વધારે સ્નેહ અને વધારે કાળજી બતાવવા લાગ્યો દાખલા તરીકે, પ્યુસેસ્ટસને શિકાર કરતા એક રીંછ કરડ્યુ ત્યારે તેણે તેને કાગળ લખી ફરિયાદ કરી કે એ અકસ્માત વિષે તેણે બીજાઓને ખબર આપી તેમ તેને કેમ ન આપી? અને તેણે ઉમેર્યુ પણ હવે તમને કેમ છે તે લખશો અને તમારા સાથમાના કોઇ તે વખતે ભાગી ગયા હોય તો જરૂર જણાવશો કે તમને સજા કરી શકુ' હિફીસ્ટિઅન કામ પ્રસગે થોડા દિવસ બીજે સ્થળે ગયો હતો તે દરમિયાન એલેકઝાંડર અને તેના મિત્રોએ ઇજીપ્તના કોનનો* શિકાર કર્યો તેમા

* ઇજિપ્તનો ઢોલ ઇન્યુમન બીલાડીના કદનો, રાખોડી રગનો સફેદ અને પીળી છાટવાળો ડુક્કરના જેવી નાસાવાળો હોય છે તેની પૂછડી શિયાળના જેવી અને પગ ટૂંકા હોય છે તે સાપ ગરોળી વગેરે ખાય છે અને મગરના ઇંડા નમે ત્યાથી શોધી કહાડી ફોડી નાખે છે વળી એમ પણ કહે છે કે તે પાદવમા લપેટાઇ મગર રાતે ઉઘાડે મ્હોડે ઉંઘતો હોય છે ત્યારે એના પેટમા ઉતરી જઈ તેનુ યકૃત ખાઇ જાય છે અને પાછો નીકળી આવે છે (પ્લિની

ક્રેટિરસની જાગમા પર્ડિક્કસનો ભાલો વાગી ગયો ત્યારે તે વિષે તેણે હિફીસ્ટિઅનને કાગળ લખ્યો પ્યુકીસ્ટસ એક ભયંકર બીમારીમાથી સાજો થયો ત્યારે એલેકઝાડરે તેના વૈદ્યને પોતાને હાથે કાગળ લખ્યો અને પોતાનો આભાર જણાવ્યો. ક્રેટિરસ માંદો પડયો ત્યારે રાજાને સ્વપ્ન આવ્યુ તે ઉપરથી તેણે તેને આરામ થવા દેવોને ઉપહાર અર્પ્યા અને તેને પણ તેમ કરવા સલાહ આપી ક્રેટિરસનો વૈદ્ય તેને આકરો જુલાબ આપવાનો હતો ત્યારે તેને બહુ ચિંતા થઇ અને એણે વૈદ્યને ખાસ સભાળ રાખવા લખ્યુ એનો તીજોરર હાર્પેલસ નાઠો અને એની સામે થવાની હીલચાલ કરવા લાગ્યો ત્યારે તે વિષે જેઓ પ્રથમ ખબર લાવ્યા તેમને તેણે જૂઠા ગણી કેદ કર્યા લશ્કરમાથી માંદા પડેલા અને ઘરડા થયેલા સિપાહીઓને પાછા ઘેર વિદાય કર્યા તે વખતે એક ગ્રીક સિપાહ સાજો હતો તેણે પણ પોતાનુ નામ માંદાઓમા આપ્યુ એલેકઝાડરને તેની ખબર પડી જતા તેણે તપાસ કરી ત્યારે એ સિપાહે કબુલ કર્યું કે તેની પાછા જવાની ઇચ્છાનું માત્ર એટલુ કારણ હતું કે જે વેસ્યાની સાથે તેને પ્યાર થયો હતો તે જતી રહેવાની હતી એ વેસ્યા ગુલામ ન હતી એટલે તેણીને પરાણે રોકવાની એલેકઝાડરે ના પાડી પણ તેણે તે સિપાહને કહ્યુ "તુ એને વીનવ અને જો પૈસાટકાની લાલચથી તે માનતી હોય તો હુ તને જોઇતી મદદ કરીશ '

એટલુ જ નહીં પણ એને એના મિત્રોના સબધમા છેક નજીવી બાબતો વિષે કાગળો લખવા વખત તથા વૃત્તિ હતા એ અજબ થવા જેવુ છે સેલ્યુકસનો એક ગુલામ ન્હાસી ગયો ત્યારે તેણે તેને ખોળી કહાડવા કિલિકિયામા હુકમ મોકલ્યો ક્રેટિરસનો એક ગુલામ પ્યુકીસ્ટસે પકડયો તે માટે એણે તેને શાબાશી લખી બીજો એક ગુલામ દેવશરણે જઈ ભરાયો હતો ત્યારે તેણે લખ્યુ કે તેને મદિરમાથી ગમે તે પ્રકારે બ્હાર કહાડવો પણ તે અદર હોય ત્યા સુધી તેને આંગળી અડકાડવી નહીં

કહે છે કે તે રાજા થયો તે પછી થોડા વખત સુધી જ્યારે તે દેહાંત શિક્ષા કરવી પડે એવા કામનો નિર્ણય કરવા ન્યાયાસને બેસતો, ત્યારે ફરિયાદી પોતાની હકીકત કહે તે દરમિયાન તે એક કાન હાથ વડે બધ રાખતો કે પછી તે તહોમતદારનો બચાવ બિલકુલ ભ્રમરહિત કાને સાભળી શકે પણ તહોમતો સાભળી સાભળીને ટેવાઇ ગયા પછી અને તેમાના ઘણાએ સાચા હોય છે એવો અનુભવ થયા પછી તેની દયાળુતા જડ થઇ અને તે કેટલીક વખત ખોટા તહોમતો પણ માની લેવા લાગ્યો અને પોતા વિષે બૂરૂ બોલનારા માટે તો તેણે વિચારવિવેક તજી દીધા અને પોતાની સલ્તનત કે પોતાની જીંદગી કરતા પોતાની આબરૂ પ્રતિષ્ઠાને વધારે મોટી ગણી તેની ઉપર અપવાદ આણનારાઓ સામે તે અત્યત સખ્તાઈ અને ક્રૂરતા વાપરતો થયો

જ્યારે તેણે ડરાયસ સામે પાછી કુચ આરભી ત્યારે તે ધારતો હતો કે બીજી એક લડાઇ લડવી પડશે પણ તેને ખબર થઇ કે ડરાયસને બેસ્સસે પકડયો હતો એટલે તેણે થેસેલિઅન રસાલાને રજા આપી એ પલટણોને તેણે પગાર ચુકવી આપ્યા ઉપરાત બે હજાર ટેલટ આપ્યા ડરાયસ અને બેસ્સસને પકડવામા બહુ લાબી મજલ બહુ ઝડપથી કરવી પડી એલેકઝાડરને અગિયાર દિવસમા ત્રણ હજાર ત્રણસો ફર્લાંગ* કાપવા પડયા

* એટલે રોજના સાડીસાડત્રીસ માઇલ

અને મજલના થાક કરતા પાણીની તંગીથી તેના માણસો બહુ હેરાન થયા આ કારણને લીધે ઘણો ખરો લશ્કર નકામો થઈ પડ્યો રસ્તામા એક વખતે નદી આગળ મેસિડોનિયનોએ તેમના સીસા ભરી લીધા અને ખચ્ચરો ઉપર તે લાદીને લાવતા હતા બપોરનો વખત હતો અને તેઓ એલેક્ઝાંડર આગળ આવી પહોચ્યા ત્યા તેને અત્યંત તરસ લાગેલી જણાઈ. તેમણે એક ટોપમા પાણી ભરી તેને આપ્યુ તેણે પૂછ્યુ 'આ પાણી તમે કોને માટે લઇ જાઓ છો?' તેમણે કહ્યુ "અમારા છોકરાઓ માટે, પણ આપ જીવતા હશો તો છોકરા તો આજ મરી જશે તો કાલે બીજા થશે' તેણે ટોપ પોતાના હાથમા લીધો પણ તેણે દરેકે દરેક ઘોડેસવારને એ પાણી તરફ તાકી રહેલો દીઠો એટલે તેણે પાણી પીધા વગર જ ટોપ પાછો આપી દીધો, અને તે આપનારાઓને શાબાશી દેતો બોલ્યો, "જો હુ એકલો પીઉ તો તમારા સૌના મન દુખાય' આ સંયમ અને ઉદારતા જોઈને રસાલાના સિપાઈઓ જુસ્સામા આવી ગયા તેઓ ઉમંગથી બોલ્યા "ચાલો આગળ આપણી કુચનો વેગ વધારીએ આપ જ્યાં સુધી અમારા નેતા છો ત્યા સુધી થાક કેવો થાય છે કે, તરસ કેવી લાગે છે કે મૃત્યુ પણ શી ચીજ છે તે અમે જાણતા નથી" અને તેઓએ ઘોડા મારી મુક્યા

સૌનો ઉમંગ સરખો જ હતો, સૌ રાજાની સેવામા પ્રાણ આપવા તત્પર હતા તો પણ એલેક્ઝાંડરે આખરે દુશ્મનોને પકડી પાડ્યા ત્યારે તેની સાથે માત્ર સાઠ ઘોડેસવારો હતા તેઓ એકદમ છાવણીમા ધસ્યા સોનુરૂપુ આજુબાજુ વેરાયેલુ હતુ બૈરા છોકરાના ભરેલા રથો ચાલવા માડતા હતા પણ તેમને હાંકનારા કોઈ ન હોવાથી આડા અવળા જતા હતા આ સર્વ અવ્યવસ્થામા થઈને એલેક્ઝાંડર અને તેના સાથીઓ સૌથી આગળના રથો તરફ ધસ્યા. ત્યા તેમણે ઘણી શોધ કર્યા પછી ડરાયસનો રથ અને તેમા અનેક ભાલાઓથી ઘવાયેલો અને પ્રાણ તજી દેવાની અણી ઉપર પડેલો ડરાયસ પોતે દીઠો ડરાયસે તેમને જોઈને, પાણી માગ્યુ અને પોલીસ્ટ્રેટસ નામના એક મેસિડોનિયને આણી આપ્યુ તેને તે કહેવા લાગ્યો, 'ભાઇ મ્હારા કમનસીબમા હવે કંઇ બાકી ન રહી. આ ત્હારી ભલાઇનો બદલો આપવા મ્હારી પાસે કંઇ જ નથી. પણ બેશક એલેક્ઝાંડર તને યોગ્ય ઇનામ આપશે. એલેક્ઝાંડરે મ્હારી મા, મ્હારી રાણી, અને મ્હારા બાળકો તરફ જે ઉદારતા બતાવી છે તેનો બદલો તેને દેવો આપશે મ્હારા ઉપર તેનો મોટો ઉપકાર થયો છે તેને કહેજે–હાલ ત્હારો હાથ, આ મ્હારો જમણો હાથ તને આપુછુ, તે તેને જ આપુછુ તે તેને કહેજે.' આમ બોલતા બોલતા તેનો જીવ ઉડી ગયો એલેક્ઝાંડર આવ્યો ત્યારે ડરાયસને મરી ગયેલો જોઇ તેને બહુ ખેદ થયો, અને તેના શબને તેણે પોતાના જ જામાથી જ ઢાક્યુ

થોડી વાર પછી જ્યારે બેસ્સસ પકડાયો ત્યારે તેણે તેના રાજદ્રોહ માટે આ જ માણે સજા કરી બે ઉંચા સીધા ઝાડને વાળ્યા અને દરેક સાથે તેનો એક પગ બાધ્યો પછી ઝાડોને છોડી દીધા એટલે તે પાછા સીધા થઈ ગયાં અને બેસ્સસનુ શરીર તેમના આચકાથી ચીરાઇ ગયુ

ડરાયસના શબને તેણે સુગધ દ્રવ્યો ભરી વસ્ત્રાલંકારથી શણગારી અત્યંત ઠાઠ સાથે તેની મા પાસે મોકલ્યુ અને તેના ભાઇને તેણે પોતાના મિત્રમંડલમા દાખલ કર્યો.

પછી પોતાના લશ્કરમાંની વીણેલી પલટણો સાથે તે હિર્કેનિયા પ્રાંતમાં પેઠો. ત્યાં તેણે કાસ્પિઅન સમુદ્ર જોયો, જે તેણે કાળાસમુદ્રના જેટલો જ મોટો ધાર્યો. તેનું પાણી કાળાસમુદ્રના પાણી કરતાં ઓછું ખારૂં જણાયું. એ સમુદ્રની આકૃતિ વિષે કંઇ ચોક્કસ માહિતી મેળવી શક્યો નહીં, પણ તેણે કલ્પના કરી કે એ મીઓટિસ (એઝોપ) સમુદ્ર સાથે સંધાયેલો હશે. પણ પ્રાચીન ભૂગોલશાસ્ત્રીઓને એ સમુદ્ર વિષે વિશેષ માહિતી હતી કેમકે એલેકઝાંડરની ચ્હડાઇની તારીખથી ઘણા વર્ષ પ્હેલાં તેઓ લખી ગયા છે કે મુખ્ય (ભૂમધ્ય) સમુદ્રમાંથી ચાર સમુદ્રો પૃથ્વીમાં વિસ્તરે છે, અને તેમાં સૌથી ઉત્તરે આવેલો હિર્કેનિયન (કાસ્પીઅન) સમુદ્રને ઠુનામે ઓળખાય છે. આ પ્રાંતમાં જંગલીઓ એકદમ એક ટુકડી ઉપર ધસી આવ્યા અને તેમના હવાલામાં બ્યુસિફેલસ હતો તેને લઇ ગયા. એલેકઝાંડર ઘણો ગુસ્સે થયો અને તેણે એક નકીબ મોકલી તેમને ધમકી આપી કે જો તેઓ ઘોડો પાછો નહીં આપે તો તેમની વસ્તીનો સમૂળો નાશ કરવામાં આવશે. પણ જ્યારે તેઓ બ્યુસિફેલસને પાછો લાવ્યા અને તેની સાથે પોતાનાં નગરો પણ એલેકઝાંડરને અર્પણ કરવા લાગ્યા ત્યારે તે તેમની સાથે બહુ ઉદારતાથી વર્ત્યો, અને ઘોડાના છુટકારાની કિંમત તરીકે તેમને મોટી રકમ પણ આપી.

આ પ્રાંતમાંથી તે પાર્થિઆમાં ગયો. અહીં કંઇ લડાઇનું કામકાજ ન હોવાથી, તેણે "જંગલી" રાજાઓનો પોશાક પ્હેરવાનો અને દરબારમંડલ વગેરેમાં નમના રીતરીવાજ દાખલ કરવાનો આરંભ કર્યો. જુદી જુદી પ્રજાઓ તેમની વચ્ચેનો રીતભાતનો તફાવત ઓછો થતાં એકબીજા સાથે વધારે સહેલથી હળીમળી જાય છે, તે એ સારી પેઠે જાણતો હતો; એટલે આ ઉપાડ કરવામાં તેનો હેતુ "જંગલીઓ"ને મેળવી લેવાનો અને સુધારવાનો હશે. અથવા કદાચ તેનો હેતુ મેકિડોનિયનોને એ પોશાક અને એ રીતભાતની ટેવ પાડી ધીમે ધીમે તેમને "જંગલીઓ"ની માફક રાજાને દેવના જેટલું માન આપતા કરી શકાશે કે કેમ તે વિષે પ્રયોગ કરી જોવાનો હોય. ઇરાનીઓનો તમામ પોશાક તો તેને ઠીક ન લાગ્યો. તેમના પાયજામા અને લાંબી બાંહ્યોવાળા ઝભ્ભા અને મુગટ તેને છેક બેડોળ અને વિદેશી લાગ્યા એટલે તેણે મેકિડોનિયન અને ઇરાની પોશાકોનું મિશ્રણ કરી એકથી વધારે દબદબાવાળો લાગે અને બીજા જેટલો બધો ઠાઠમાઠવાળો ન લાગે એવો પોશાક નક્કી કર્યો. પ્રથમ તે ખાનગીમાં જ કે 'જંગલીઓ'ની મુલાકાત વખતે જ એ પ્હેરતો. પણ થોડા વખતમાં તે જાહેર દરબારોમાં અને બ્હાર જવા આવવામાં પણ એ પ્હેરવા લાગ્યો. મેકિડોનિયનો આ જોઇને ખિન્ન થયા. પણ તેને માટે તેઓને એટલું બધું માન હતું અને તેના મોટા ગુણો વિષે તેમને એટલો વિશ્વાસ હતો કે આવી હલકી બાબતમાં તેનું મનસ્વીપણું તેમણે વધારે મન ઉપર લીધું નહીં વળી તેનો કીર્તિલોભ અને તેનું સાહસ એવાંને એવાં કાયમ હતાં એ જ અરસામાં તેને પગમાં એક તીર વાગ્યો હતો અને તેની તેના નળાનાં હાડકામાંથી કેટલીક કરચો કહાડવી પડી હતી. તે પછી વળી તેની બોચી ઉપર એક પથરો પડ્યો તેથી તેની આંખે કેટલાક વખત સુધી અંધારા રહ્યાં. અને તે અતિસારથી હેરાન હતો તેવે વખતે પણ જાકસાર્ટિસ (સરદરિયા) નદી, જેને તે ટેનાઇસ (ડાન) ધારતો હતો, તે ઓળંગીને સીથિઅનોને એક યુદ્ધમાં તેણે હરાવ્યા અને સો ફર્લોંગ સુધી તેમની પાછળ પડ્યો.

ઠુ ગ્રીક ભૂગોલશાસ્ત્રીઓને અને પ્લુટાર્કને કાસ્પિઅન સમુદ્ર વિષે બહુ થોડી માહિતી હતી.

ત્યાં આગળ તેને મળવા એમેઝોન સ્ત્રીઓની રાણી આવી એમ ઘણા ઇતિહાસકો લખે છે. પણ એ વાત કલ્પિત જણાવનારા ઇતિહાસકો એટલા જ વિશ્વસનીય છે અને તેમની સંખ્યા વધારે છે. અને એલેક્ઝાંડર પોતે એન્ટીપેટરને એક કાગળમાં આ સમયની બધી વિગત લખે છે, તેમાં જણાવે છે કે સીથિઅનોના રાજાએ પોતાની કુંવરી તેને પરણાવવા માગણી કરી, પણ એમેઝોનોની રાણી વિષે બિલકુલ લખતો નથી. વળી ઘણા વર્ષો પછી ઑનિસીક્રાઇટસે પોતાના ઇતિહાસનું ચોથું પુસ્તક લાઇસિમેકસને વાંચી સંભળાવ્યું ત્યારે તેમાંની આ વાત સાંભળીને લાઇસિમેકસે મંદ હાસ્ય કરી પ્રશ્ન પૂછ્યો, "હું તે વખતે ક્યાં હતો વારુ?" આપણે એ વાત માનીએ કે ન માનીએ તેથી આપણા એલેક્ઝાંડર વિષેના અભિપ્રાયમાં લેશ પણ ફેર પડવાનો નથી.

દેશો જીતવા માટે હજી વધારે આગળ વધી લડાઇ કુચ ઘેરા વગેરેના થાક અને ભય વ્હોરી લેવા એ મેકિડોનિયનોમાંના ઘણા ખરાને પસંદ નહીં પડે એવી તેને ધાસ્તી હોવાથી તેણે હિર્કેનિયામાં માત્ર વીણેલા વીશ હજાર પાયદલ સિપાહ અને ત્રણ હજાર ઘોડેસવાર લીધા અને બાકીના છાવણીમાં પાછળ રાખ્યા. તેઓને આ પ્રસંગે તેણે ભાષણ કર્યું તેનો સાર નીચે પ્રમાણે હતોઃ—"હજી સુધી 'જંગલીઓ' એ આપણને, માણસ સ્વપ્નમાં કંઇ નવી વસ્તુ જુવે, તે પ્રમાણે દીઠા છે. હવે તમે પાછા ફરશો તો એ તમારા સ્વપ્ન જેવા અનુભવથી ભય પામી જાગી ઉઠેલો એશિયાખંડ તમને સાહસ વગરનાં અને બાયલા ગણી અવગણશે અને તમારા ઉપર તૂટી પડશે. આમાં કંઇ શક સમજશો નહીં; છતાં પણ, જેઓને હવે પાછા ઘેર જવાની જ ઇચ્છા હશે તેમને તેમ કરવાં મ્હારી રજા છે. દેવો સાક્ષી છે કે હું તમારો રાજા તમારે માટે આખી દુનિયા જીતવાના ઉદ્યમમાં છું, તે દરમિયાન તમે મને છોડી જાઓ છો; પણ મ્હારા ભાગ્યને અનુસરનારા મ્હારા બલા ફાદાર અને વ્હાલા મિત્રો માત્ર મ્હારી સાથે આવવા તત્પર છે." એન્ટિપેટરને તેણે આ પ્રસંગની હકીકત જણાવી તેમાં લગભગ શબ્દે શબ્દ આ પ્રમાણે જ લખ્યું, અને ઉમેર્યું કે "હું બોલી રહ્યો કે તુરત તેઓ પોકાર કરી ઉઠ્યા, 'અમને આપને દુનિયામાં જ્યાં લઇ જવા હોય ત્યાં લઇ જાઓ. અમે આવીશું.'" એ મુજબ તેણે આ બહાદૂર સિપાઇનું વલણ કસી જોયું. અને એ લોકોએ હા કહી એટલે બાકીનું લશ્કર પણ એની મેળે આગળ વધવા તૈયાર થયું.

આ પછી તે એશિયાના રીતરીવાજો વધારે વધારે સ્વીકારતો ગયો અને 'જંગલીઓ' પાસે કેટલાંક મેકિડોનિયન રીતરીવાજોનો પણ સ્વીકાર કરાવતો ગયો. તે ધારતો કે આ પ્રમાણે રીતરીવાજમાં સમાનતા આવતાં એ બન્ને પ્રજાઓનો સંયોગ સહેલાઇથી થશે અને તેથી એની પોતાની ગેરહાજરીમાં પણ એનો અમલ સ્થિર રહેશે. એ જ ઉદ્દેશથી તેણે ત્રીશ હજાર 'જંગલી' છોકરાઓ પસંદ કરી તેમને માટે ગ્રીક વિદ્યાઓ તેમજ મેકિડોનિયન લશ્કરી કવાયદ શીખવવા શિક્ષકો નીમ્યા. તે રોક્સાનાને પરણ્યો તે તો કેવળ પ્રેમને લીધે. તેણીને એક જ્યાફત દરમિયાન જોઈ ત્યારથી જ તેના રૂપ ગુણથી એ વશ થઇ ગયો. આવા લગ્નથી પણ ઇરાનીઓ અને મેકિડોનિયનોનો ભિન્નભાવ ઘટવા પામે એ દેખીતું છે અને વળી ઇરાનીઓમાં તેના ઉપર વિશ્વાસ ઉત્પન્ન થયો; તથા તેનો પ્રથમ જોઇ તેમને આનંદ થયો. એલેક્ઝાંડરનું સ્ત્રીઓ તરફ કેટલું ઓછું વલણ હતું તે

તેઓ જાણતા હતા; એટલે માત્ર રોકસાના તરફ તેને પ્રેમના આવેશનો અનુભવ થયો તે છતાં પણ તેને પોતાની કરતાં પ્હેલાં તેણે લગ્ન સબંધ બાંધવો ઉચિત ધાર્યો એથી તેઓને બહુ સારૂં લાગ્યું.

તેના મિત્રોમાં તેનો પ્રેમ હિફીસ્ટિઅન અને ક્રેટિરસ ઉપર સૌથી વધારે હતો. હિફીસ્ટિઅનને ઇરાની પોશાક અને ઇરાની રીતભાત પસંદ આવ્યાં. ક્રેટિરસ પોતાના અસલ વેશને વળગી રહ્યો. એટલે એલેકઝાંડર ઇરાનીઓ સાથે, કામ હોય તેવા પ્રસંગોમાં હિફીસ્ટિઅનને ઉપયોગમાં લેતો અને મેકિડોનિયનો સાથે કામ હોય ત્યારે ક્રેટિરસને આગળ કરતો. એકને તે ચ્હાતો વધારે; બીજાને તે ગણતો વધારે. તે માનતો હતો અને ઘણીવાર કહેતો પણ હતો કે હિફીસ્ટિઅન એલેકઝાંડર ખુદને ચાહે છે અને ક્રેટિરસ એલેકઝાંડર રાજાને ચાહે છે. આથી એ બેમાં પરસ્પર દ્વેષ થયો, જે પ્રસંગોપાત્ત બ્હાર પણ નીકળી આવતો. એક દિવસ હિંદુસ્તાનમાં, તેઓ સામસામી તરવાર ખેંચી લડવા લાગ્યા, અને દરેકના મિત્રો લડાઈમાં સામેલ થવા જતા હતા ત્યાં એલેકઝાંડર વચ્ચે પડ્યો, હિફીસ્ટિઅનને તેણે પ્રસિદ્ધ ઠપકો આપ્યો. "તું કેવો ગાંડો અને મૂર્ખ માણસ છે? તને એટલી સરત નથી રહેતી કે આ લોક તને જે કંઇ ગણે છે તે માત્ર મ્હારી ત્હારા ઉપર કૃપા છે તેને લીધે છે." ક્રેટિરસને પણ તેણે ખાનગીમા સખ્ત ઠપકો આપ્યો અને બન્નેને પાછા મેળવી તથા તેમની વચ્ચે સલાહ કરીને બોલ્યો: "તમારા બે ઉપર મને જે હેત છે તેટલું દુનિયામાં બીજા કોઇ ઉપર નથી. પરંતુ જો તમે ફરીથી લડશો તો હું તમને બન્નેને મોતની સજા ફરમાવીશ અને તે નહીં તો તમારામાંથી જેણે લડાઈ આરંભી હશે તેને તો જરૂર જ એ શિક્ષા કરીશ." આથી તેઓ ઉપર એવી અસર થઇ કહેવાય છે કે પછી તેઓએ પોતાનો પરસ્પર વિરોધ મજાકમાં પણ પ્રકટ કર્યો નહીં.

મેકિડોનિયનોમાં પાર્મીનિઓ–પુત્ર ફાઇલોટસને બહુ માન આપવામાં આવતું; કેમકે તે સરદાર તરીકે શૂરો અને નિરંતર પરિશ્રમ લેનારો હતો અને ઉદારતા તથા મિત્ર સ્નેહમાં માત્ર એલેકઝાંડરથી ઉતરતો હતો. કહે છે કે એક દિવસ તેના એક મિત્રે કંઈ રકમ માગી અને તેણે તે આપવા હુકમ કર્યો ત્યારે તેના કારભારીએ જણાવ્યું કે એટલી રકમ સલીકમાં ન હતી. "તો" ફાઇલોટસે કહ્યું, "કંઇ પણ દરદાગીનો વેચીને આણો." પણ એનામા કેટલીક મોટી ખોડ હતી. પોશાકમા અને ખાનપાનાદિમાં તે રાજા ન હોય તેને ન છાજે એટલો બધો દોરદમામ રાખતો. વળી કુદરતે તેના દેખાવ, બોલચાલ કે રીતભાતમાં મૃદુતા કે મધુરતા જણાય એવી બક્ષીસો બિલકુલ કરી ન હતી. એટલે તેનું વધારે પડતું ગૌરવ ગર્વમા ખપતું અને તેની ઉદારતા ઉડાઉપણું ગણાતી, તથા તે લોકોના ધિક્કાર અને અવિશ્વાસનુ પાત્ર બનતો પાર્મીનિઓને પણ તેને શીખામણ આપવા ફરજ પડેલી કે "પુત્ર! બહુ મોટુ માણસ થઈ જવામાં હીતલાભ નથી. ઘણા વખતથી એલેકઝાંડર આગળ તેની વિરૂદ્ધ અનેક વાતો કરવામા આવતી. ઇસ્સસની લડાઇ પછી જ્યારે ડમાસ્કસની સમૃદ્ધિ લૂટાઇ ત્યારે પિડનાવાસી એન્ટિગની નામની એક સુંદર ગુલામડી ફાઇલોટસના ભાગમાં આવી. જુવાન સિપાહ ભાયડાની રીત મુજબ રાતે દારૂ ઢીંસીને તેની સાથે વાગ્વિનોદમા ફાઇલોટસ ગમે તેમ બકવા લાગ્યો, અને ઘણી અવિચારી વાતો લવતો ગયો. તેના કહેવા મુજબ લડાઇનાં તમામ પરાક્રમોનું માન તેને અને તેના પિતાને

જ ઘટતું હતું. "એલેક્ઝાંડર તો એક છોકરો માત્ર હતો, અને તેને વિજેતાની કીર્તિ અ-પાવનારા ખરેખર તો તે અને તેનો પિતા હતા." એન્ટિગનીએ આ વાતો ખાનગીમાં તેની પીછાનના કોઇને કહી. તેણે વળી બીજા કોઇને કહી. અને એમ કર્ણોપકર્ણ એ વાતો ક્રેટિરસ સુધી પ્હોંચી. તેણે એન્ટિગનીને એલેક્ઝાંડર રૂબરૂ કરી. એલેક્ઝાંડરે સર્વ અથઇતિ સાંભળ્યા પછી તેણીને હુકમ કર્યો કે હવે પછી ફાઇલોટસ જે જે બોલે તે તેણીએ પોતાને કહી જવું. ફાઇલોટસને આ કશી ખબર પડી નહીં, અને તેનો લવારો અટક્યો નહીં. દ્વેષબુદ્ધિથી કે કેવળ મદને લીધે તે એલેક્ઝાંડર વિષે ઘણું અયોગ્ય બોલતો ગયો. એલેક્ઝાંડરે તે જરેજર જાણ્યું, પણ સર્વ ગુપ્ત રાખ્યું, અને પોતે બિલકુલ ક્રોધ જણાવ્યો નહીં. પાર્મીનિઓની વફાદારીને લીધે કે એ કુટુંબની મેકિડોનિયન લશ્કરમાં મોટી લાગવગ અને સત્તાને લીધે ખમચાઇને તેણે સર્વ મનમાં જ રાખ્યું.

પણ આ અરસામાં ડિમ્નસ નામના એક મેકિડોનિયને એલેક્ઝાંડરનો પ્રાણ લેવા મનસૂબો કર્યો અને નાઇકોમેકસ નામના એક કિશોર ઉપર તેનો પ્યાર હતો તેને એ વાત કરી તથા પોતાની સાથે સામેલ થવા તેને ઉશ્કેર્યો. નાઇકોમેકસે એ વાત પોતાના ભાઇને કરી, જે એકદમ ફાઇલોટસ પાસે ગયો અને તેને વિનંતિ કરી કે "કોઇ મોટા અગત્યના કામ માટે તેને અને તેના ભાઇને એલેક્ઝાંડર પાસે જવાની જરૂર છે માટે તેણે તેમને રાજાની મુલાકાત કરાવવી." ફાઇલોટસે કોણુ જાણે શા કારણથી ના કહી. અને રાજા બીજા મોટા કામોમાં ગુંથાયેલ છે એવું કારણ આપી તેમને અંદર આવવા નદીધા. એ બે ભાઇઓએ બીજી વાર વિનંતિ કરી અને ફાઇલોટસે તેમને બીજી વાર ના પાડી. તેમને ફાઇલોટસ ઉપર શક આવ્યો, અને તેઓએ મેગ્રેનને એજ વિનંતિ કરી; તેણે તેમને તુરત રાજા સાથે મેળવ્યા. અને તેઓએ તેને પ્રથમ ડિમ્નસના રાજદ્રોહી મનસૂબાની વાત કરી, અને પછી ફાઇલોટસે તેમને બે જુદેજુદે વખતે તેની પાસે આવવા ન દીધા તે ઉપરથી તેમને એના ઉપર પણ શક જાય છે એમ કહ્યું.

ફાઇલોટસની આ ગફલતથી એલેક્ઝાંડર ગુસ્સે થયો. અને ડિમ્નસને પકડવા જે માણસને મોકલ્યો તેણે, તે સામો થઇ હથિયાર વાપરવા લાગ્યો તેથી, તેને મારી નાખ્યો. એટલે તેના કોણ કોણ ભાગિયા હતા એ જાણવું અશક્ય થઇ પડ્યું, અને એલેક્ઝાંડર ચિંતાતુર થયો. ફાઇલોટસના દુશ્મનોએ આ તક સાધી અને તેઓ રાજા આગળ તેની નિંદા કરવા લાગ્યા અને તેને કહેવા લાગ્યા કે ડિમ્નસ જેવો હલકો માણસ આવું ગંભીર કૃત્ય કરવા પોતાની મેળે છાતી ચલાવે એમ તે માનતો હોય તો તે જબરી ભૂલ થાપ ખાય છે. "બેશક" તેઓ કહેવા લાગ્યા, "એ કોઇ વધારે મોટી પદવીના માણસનો ઉશ્કેરેલો હોવો જોઇએ. અને આ કાવત્રાંનાં મૂલ શોધી તે ગુપ્ત રાખવાને જેએ. સૌથી વધારે મથ્યા હોય તેમને પકડવા જોઇએ" અને એલેક્ઝાંડર આવી વાતો સાંભળતો ગયો અને વ્હેમાતો ગયો. તેમ તેમ ફાઇલોટસ સામે અનેક ખરાખોટાં તહોમતો આવવા લાગ્યાં. એલેક્ઝાંડરે તેને પકડાવ્યો અને મોટા અધિકારીઓની રૂબરૂમાં રીબાવ્યો. એલેક્ઝાંડર પોતે તે સ્થલે ફાઇલોટસની જુબાની સાંભળવા એક પડદા પાછળ ગુપ્ત રહેલો. પણ જ્યારે તેણે ફાઇલોટસને વેદનાથી અત્યંત રોતો અને હિફીસ્ટિઅનને છેક નાહિંમતપણે વીનવતો જોયો

સારે કહે છે કે તે એકદમ બોલી ઉઠયો, "ફ્રાઇલોટસ, તું આવો બાયલો અને નબળો છે અને તોપણ તેં આવા અત્યંત ભય ભરેલા અને સાહસના કામમાં ઝંપલાવ્યું?"

ફ્રાઇલોટસને દેહાંત શિક્ષા કરીને તુરત તેણે મીડિયામાં હુકમ મોકલ્યો કે પાર્મીનિઓને મારી નાખવો. એ સરદાર ફિલિપની ઘણી ખરી જીતોમાં તેનો સાથી હતો અને રાજ્યના જૂના સ્તંભોમાં મુખ્ય હતો. એલેકઝાંડરને પોતાને એશિયા ઉપર ચ્હડાઈ કરવામાં એણે એકલે જ ઉત્તેજન આપેલું હતું. એ ચ્હડાઇમાં તેની સાથે તેના ત્રણ પુત્રો મેકિડોનિયન સૈન્યમાં આવ્યા હતા. તેમાંના બે એની નજર આગળ લડાઈમાં જ પડયા હતા. અને એનો પોતાનો ત્રીજાની સાથે આ પ્રમાણે અંત આવ્યો. આ બનાવોથી એલેકઝાંડરના મિત્રો તેનાથી દહેશત ખાઇ ગયા. એન્ટિપેટરને ખાસ ફાળ પડી. અને તેણે જરૂરને વખતે ઉગરવાના ઉપાય તરીકે ઇટાલિઅનો સાથે છૂપો સંધી કર્યો. ઇટાલિયનોને પણ એલેકઝાંડરથી બ્હીવાનું કારણ હતું. તેમણે ઇનીએડી લોકના નગરને લૂટી લીધું હતું તે જાણીને એલેકઝાંડર બોલ્યો હતો કે ઇનીએડી લોકોએ પોતાનુ વેર વાળવા તસ્દી ન લેવી, કેમકે ઇટાલિઅનોને તે પોતે સજા કરશે.

આ પછી થોડા વખતમાં જ ક્લાઇટસ સંબંધી ખેદકારક બનાવ બન્યો જે તેની હકીકત માત્ર જોઇએ તો ફ્રાઇલોટસના બનાવ કરતાં ઘણો વધારે ત્રાસદાયક લાગે. પણ તેને લગતી તમામ વિગત વિષે વિચાર કરીએ તો તે એલેકઝાંડરના વિવેકપૂર્વક કરેલા કૃત્યને બદલે તેના કમનસીબને લીધે અતિપાનને વખતે ક્લાઇટસના દુર્દૈવે તેને એલેકઝાંડરનો ક્રોધોન્માદ સળગાવવા ઉશ્કેર્યો એ કારણથી તેને હાથે થઇ ગયલો ગણાવો જોઇએ. એલેકઝાંડરને ગ્રીસનાં કઇ ફલની દરિયા કાઠેથી ભેટ આવી. તે એટલાં સુંદર અને તાજાં હતાં કે તે જોવા અને પોતાના આશ્ચર્યમાં તથા ખાવામાં ભાગ લેવા તેણે ક્લાઇટસને બોલાવ્યો. ક્લાઇટસ તે ક્ષણે ઉપહાર અર્પણ કરતો હતો. પણ તે કામ પડતું મુકી તે તુરત આવ્યો. ઉપહાર માટે અભિષેકાદિથી જે બકરાં તૈયાર કરેલાં હતાં તેમાંનાં ત્રણ તેની પાછળ આવ્યાં. એલેકઝાંડરે આ જાણ્યું એટલે તેણે ભવિષ્યદષ્ટાઓને પૂછ્યું: તેમણે કહ્યું કે એ અપશુકન અત્યત નઠારૂં ગણાય. એલેકઝાંડરે તુરત હુકમ કર્યો કે ક્લાઇટસની સલામતી માટે ઉપહાર અર્પણ કરવા. અને આ માટે એક વિશેષ કારણ તેણે જણાવ્યું કે ત્રણ દિવસ ઉપર તેને એક વિચિત્ર અને ચિંતાકારક સ્વપ્ન આવ્યું હતું તેમાં તે ક્લાઇટસને શોકાતુર દેખાવમાં પાર્મીનિઓના મરી ગયેલા પુત્રો પાસે બેઠેલો જોયો હતો. પણ એ ઉપહાર સંપૂર્ણ કરતા પ્હેલાં ક્લાઇટસ રાજા સાથે ભોજન લેવા ગયો, જેણે તે દિવસે કેસ્ટોર અને પોલક્સને‡ ઉપહાર અર્પણ કર્યા હતા.

તેઓએ સારી પેઠે પાન કર્યું તે પછી મડળમાંના એક પ્રેનિકસ કે પાઇરીઓની બનાવેલી એક કવિતા ગાવા લાગ્યો, જેમાં થોડી મુદત ઉપર "જંગલીઓ" એ જે મેકિડોનિયન સરદારો હરાવ્યા હતા તેમનો ઉપહાસ કર્યો હતો. મડળમાંના વૃદ્ધોને આર્થ માઠુ લાગ્યુ અને તેમણે ગાનાર અને બનાવનાર બન્નેને નિંદ્યા, પણ એલેકઝાંડર અને બીજા જુવાન મડળને તેમાં ગમત પડી, અને તેમણે ગાનારને આગળ બોલી જવા કહ્યું.

‡ વેદના અશ્વિના જેવા ગ્રીક ધર્મના બે દેવો.

ક્લાઇટસે હદ ઉપરાંત પાન કર્યું હતું અને તે બોલકણો તથા જલ્દી તપી જાય એવો હતો, તેનાથી એ રવિશ વધારે ખમાઇ નહીં. તે બોલી ઉઠ્યો: "મેકિડોનિયનોનાં બસ હાર્યાં; તેમનું કમનસીબ પણ તેમની તેમના દુશ્મનો અને "જંગલીઓ" અને એવા તેમના કરતાં ઉતરતા માણસો હાંસી કરે એ સારૂં નહીં." એલેકઝાંડરે જવાબ દીધો: "ક્લાઇટસ, તમે તમારી અને તમારા પક્ષની જ વકીલાત કરો છો, એટલે હારનારની નામરદાઇને કમનસીબનું નામ ઠીક આપો છો." ક્લાઇટસને નામરદાઇ શબ્દ બહુ કડવો લાગ્યો. તે ઉભો થઇ ગયો અને બોલી ઉઠ્યો, "આ જેને તમે નામર્દાઇ કહો છો તેના વડે તમે દેવાંશી વીર, તમે જ્યુપિટરના પુત્ર, સ્પિથ્રીડેટિસની તરવારને પીઠ બતાવતા હતા તે ક્ષણે ઉગર્યા; તમે મોટા થયા છો, ફિલિપ રાજાને પોતાનો બાપ ગણવામાં હીણું સમજો છો, અને જ્યુપિટર–એમનના પુત્ર કહેવડાવો છો: એ સર્વ આ મેકિડોનિયનોના, તેમણે ખમેલા જખમોના અને તેમણે વહેવડાવેલા લોહીના જ પ્રતાપ સમજજો." એલેકઝાંડર પણ તપી ગયો: "અરે નીચ," તે બોલ્યો, "બધી વખતે બધી જાતના માણસોના સાંભળતાં તું આમ જ બોલે છે કે; અને મેકિડોનિયનોને બંડ કરવા ઉશ્કેરે છે કે; અને સજામાંથી મુક્ત રહેવા ધારે છે કે?" ક્લાઇટસે કહ્યું, "હજી શી સજા બાકી રહી છે! અમારા પરિશ્રમોનો બદલો તો આજ ને કે અમારા રાજાની મુલાકાત માટે અમારે કોઈ ઇરાનીને વીનવવો પડે, અને મેકિડોનિયનોના વાંસામાં ઇરાની ફટકાઓથી લોહીના તસેરા ઉઠે! હતભાગ્ય અમારાં કે અમે આવું આવું જોવા જીવતા રહ્યાં." ક્લાઇટિસ આ પ્રમાણે જીભે મ્હડયું લવતો હતો અને એલેકઝાંડર પણ વચને વચને એવા જ તીક્ષ્ણ જવાબ દેતો હતો, તે દરમિયાન મંડળમાંના વૃદ્ધો વચ્ચે પડ્યા અને મેળજોલ કરી બોલવા મથ્યા. એલેકઝાંડર ત્યાં બે ગ્રીક હાજર હતા તેમને પૂછવા લાગ્યો, "ગ્રીક લોકોના મુકાબલામાં તમને આ મેકિડોનિયનો દેવોના મુકાબલામાં જંગલી જાનવરો જેવા નથી લાગતા?" ક્લાઇટસ બોલતો અટક્યો નહીં અને એલેકઝાંડરને કહેવા લાગ્યો: "બોલો જે તમારે બોલવું હોય તે બધું અત્યારે જ બોલી નાખો. અમારા ઉત્તર તમારાથી સંખાતા ન હોય તો સ્વતંત્ર અને ખરેખર સ્પષ્ટ કહે એવાને ભોજન માટે શા માટે આમંત્રો છો! "જંગલીઓ" અને ગુલામો અને એવાઓની સાથે જ રાત દિવસ ગાળો; કે તેઓ તમારા ઇરાની કમરપટાને અને તમારા સફેદ ઝભ્ભાને આંખો મીંચી સાષ્ટાંગ પ્રણામ કરશે." એલેકઝાંડરની સહનશક્તિ ખાલી રહી, અને તેણે તેને એક સેબફળ માર્યું, તથા પોતાની તરવાર લેવા આમ તેમ જોયું. પણ તેના રક્ષકોમાંના એક અંગ્રેજ મર્થી જે સમયે વર્ત્યો તે સંતાડી દીધી હતી. બધું મંડલ એની આસપાસ વીંટાઇ વળ્યું અને એને શાંત પડવા વીનવવા લાગ્યું. તેમનો પ્રયત્ન નિષ્ફલ ગયો. એલેકઝાંડર તેમને હડસેલી મુશ્કેલીએ છૂટો થયો અને તેણે મેકિડોનિયન બોલીમાં પોતાની રક્ષક-ટુકડીને બુમ પાડી. એ બોલીમાં આ પ્રમાણે હુકમ તે બેહદ તપી ગયો હોય ત્યારે જ આપતો: વળી તેણે રણતૂરી વગાડવા હુકમ કર્યો, અને તે સિપાહે તેનો તત્ક્ષણ અમલ ન કર્યો તે માટે તેણે તેને મુક્કી મારી દીધી; પાછળથી એ સિપાહને તે હુકમ ન માનવા માટે બહુ સારાથી મળી, કારણ કે જો રણતૂરી વાગી હોત તો આખી સેના ખળભળી ઉઠત.

ક્લાઇટસ નમી જવા સાફ ના કહેતો હતો એટલે તેના મિત્રોએ ઘણી મુશીબતે

તેને ઓરડા બ્હાર કહાડ્યો. પણ તે પાછો તુરત બીજા બારણા આગળ આવી ઉભો, અને યુરિપિડિસના એન્ડ્રોમેકી નાટકમાંથી અત્યંત ઉદ્ધતપણે બોલવા લાગ્યોઃ

" શું આ તમારી રીત ? શું આ ગ્રીસના સુભટો સહે ?
શું હજારોના એકઠા શ્રમથી વિજય જે સાંપડે,
તે વિજય કેરી કીર્ત્તિ, તેનાં ફલ બધાં, સેનાપતિ
—ના એકના શું ગણો, શું નહિ અન્યની એમાં રતિ ?
ને આ તમારાં નગર રાજ્યો, જુઓ તેના અગ્રણી
અક્કડ બની ફરતા, સમોવડ કોઇને ગણતા નહીં;
શો માલ એ મોટા વિષે ? શી ન્યૂનતા સૌ અન્યમાં !
રે એક માત્ર પ્રહારની હિંમત ન શું એ કોઇમાં ?"

એટલે એલેક્ઝાંડરે પોતાના રક્ષકોમાંથી એકનો ભાલો ઝુંટવી લીધો અને ક્લાઇટસ બોલતો બોલતો બારણાનો પડદો ખસેડી અંદર આવવા જતો હતો તેની સામે ધસી જઇ તેને ભાલાથી વીંધી નાખ્યો; ક્લાઇટસ તત્ક્ષણ જમીન ઉપર તૂટી પડયો અને એક ડસકા સાથે મરણ પામ્યો.

એલેક્ઝાંડર પણ સ્તબ્ધ થઇ ગયો. તેનો કોપ શમી ગયો. તેને ભાન આવ્યું, અને તેના મિત્રોને જ્યાંના ત્યાં દિઙ્મૂઢ બની ઉભેલા જોઇ તેણે ક્લાઇટસના શરીરમાંથી ભાલો ખેંચી લીધો અને તે પોતાની જ ડોક સામે ઉગામ્યો. પણ તેના રક્ષકો એકાએક ધસી આવ્યા, અને તેના હાથ કબજ કરી લઈ તેને પરાણે તેના ખાનગી ઓરડામાં ખેંચી ગયા. તે રાત અને પછીનો આખો દિવસ એલેક્ઝાંડરે અવર્ણનીય વેદનામાં ગાળ્યાં. આંસુ ખુટયાં અને અવાજ બેસી ગયો. તો પણ તેનો શોક ઓછો પડયો નહીં અને રહીરહીને ડુસકાં આવતા જ ગયા. આ એકાંત અને નિઃશબ્દ ઉદ્વેગથી તેના મિત્રો ભય પામ્યા; તેઓ પરાણે તેના ઓરડામાં ગયા અને તેને દિલાસો દેવા લાગ્યા. તેણે કોઇનુ ન સાંભળ્યુ. છેવટે એરિસ્ટેન્ડરે તેના સ્વપ્નની અને ભોજન પ્હેલાં થયેલાં અપશકુનની વાત સંભારી, અને તે કહેવા લાગ્યો કે એ સર્વ મોઇરી (ભાગ્ય) દેવીઓના પ્રભાવથી થયુ, કોનો દોષ, અને કોઇ શું કરે? આથી એને જરા દીલાસો મળતો જણાયો એટલે ફિલસુફ કેલિસ્થનીસ જે એરિસ્ટોટલનો સબંધી હતો તેને અને એબ્ડીરા વાસી ફિલસુફ એનેક્સાર્કસને અંદર બોલાવવામાં આવ્યા. કેલિસ્થનીસ સ્નેહ અને નરમાશથી બોલવા લાગ્યો અને તેનો ઘા ન ખટકે એમ તેને શાંત પાડવા લાગ્યો. પણ એનેક્સાર્કસ ફિલસુફીમાં પોતાને જ રસ્તે જનારો હતો અને બીજા ફિલસુફોને તુચ્છ ગણતો હતો, તે ઓરડામાં આવતા જ મોટેથી બોલવા લાગ્યો "આ શું જેના તરફ આખી પૃથ્વીના લોક આંખો વિકાસી જોઇ રહ્યા છે તે એલેક્ઝાંડર આ આમ, જમીન ઉપર પડેલો,' એક

[1] નાટકમાં મેનીલેઅસને પિલ્યુસ આ પ્રમાણે કહે છે. ક્લાઇટસ આ બધી પંક્તિઓ બોલી રહ્યો નહીં તે પ્હેલાં એલેક્ઝાંડરે તેને પૂરો કર્યો, પણ મદ અને મદ્યમાં ક્લાઇટસ પણ કેટલો અંધ બન્યો હતો અને તેનો અપરાધ કેટલો ગંભીર હતો તેનો પૂરો ખ્યાલ આવવા સારૂં બધી પંક્તિઓ આપવી ઉચિત ધારી છે

ગુલામની માફક ફુસકાં ભરતો, અને ન્યાયનો તથા લોકાપવાદનો બીરુ બની ગયેલો તે હોય! આવો મોટો વિજેતા તેને સામાન્ય અને તુચ્છ લોકમતની ગુલામગિરિ કેવી! સદૈવ હુકમ કરવા અને શાસન કરવું એ એનો હક નહીં તો એના વિજયોનું એને ફલ શું! એ જે કરે તે જ શુદ્ધ ન્યાય; એ જે બાંધે તે જ સદાચાર દુરાચારનું ખરૂં ધોરણ." અને એલેકઝાંડરને સંબોધીને તે બોલ્યો "તમે જાણો જ છો ને કે જ્યુપિટરની એક બાજુએ થેમિસ અને બીજી બાજુએ ડાઇકી (ધર્મ અને ન્યાય) ઉભેલી હોય છે, અને તે ઉપરથી એ સાર લેવાનો છે કે સર્વોપરિ સત્તા જે કંઇ કરે તે સર્વ ન્યાય અને ધર્મ્ય જ હોય!" આવા ભાષણોથી તેણે રાજાનો શોક તો શાંત પાડ્યો, પણ તેથી તે વધારે ગર્વિષ્ઠ અને અન્યાયી બન્યો. અને વળી એનેક્સાર્કસની વાણી તેને એટલી બધી રુચી ગઈ કે કેલિસ્થનીસ, જે તેના સખ્ત ધોરણને લીધે પ્રથમથી જ એલેકઝાંડરને ગમતો ન હતો, તે હવે તેને કેવલ કડવો થઇ પડ્યો.

એક દિવસ આ બે ફિલસૂફો વચ્ચે ભોજન સમયે ઋતુઓ વિષે અને સ્થલની હવા વિષે વિવાદ થયો. કેલિસ્થનીસ અને બીજાઓનું મત એવું હતું કે એ દેશ ગ્રીસથી વધારે ઠંડો અને તેનો શીયાળો વધારે સખ્ત હતો. એનેક્સાર્કસે એથી ઉલટું મત દર્શાવ્યું અને દલીલ કરતાં હઠે ભરાયો. ત્યારે કેલિસ્થનીસે તેને ટકોર કરી કહ્યું, "ભાઇ ગ્રીસ કરતાં અહીં ઠંડીનું જોર વધારે છે એ તમારે કબુલ કરવું જ પડશે; કેમકે ત્યાં તો તમે માત્ર એક જેવું તેવું 'વસ્ત્ર' પ્હેરતાં અને અહીં ભોજનમાં પણ એક ઉપર એક ત્રણ સારા રૂંછાળા જબ્બા પ્હેરીને આવો છો." એનેક્સાર્કસને આ બહુ વસમું લાગ્યું.

કેલિસ્થનીસ એલેકઝાંડરના મંડલના સર્વ ખુશામતિઆ અને દાંભિક સોફિસ્ટ ફિલસૂફોને અપ્રિય હતો. અને એ સર્વ તેની વિશેષ અદેખાઇ એટલા માટે કરતા કે તેની બોલવાની છટાને લીધે બધા જુવાનો તેને માન આપતા અને તેના ગંભીર નિયમિત અને સંતોષી જીવનને લીધે વૃદ્ધો પણ તેને ચ્હાતા. તેના સર્વ વર્તન ઉપરથી સ્પષ્ટ જણાતું કે એલેકઝાંડર પાસે આવી રહેવામાં તેનો જે નિઃસ્વાર્થ અને ઉદાર હેતુ કહેવાતો હતો તેજ તેનો ખરો હેતુ હતો. તેનું જન્મસ્થલ ઓલિન્થસ હતું. ફિલિપે એ નગરનો નાશ કર્યો હતો; અને એલેકઝાંડર પાસે આવવામાં તેની આકાંક્ષા એ નગર તેના મૂલ વતનીઓથી ફરી વસાવવાની હતી. તેની મોટી ખ્યાતિને લીધે ઘણા તેની અદેખાઇ કરતા. અને તેના અતડાપણાથી જેઓ તેનું બુરૂં ચ્હાતા તેમને ફાવી જતું. રાજાનાં આમંત્રણ તે ઘણીવાર સ્વીકારતો નહીં, અને જતો ત્યારે પણ ભોજનમાં ઘણીવાર ગંભીર મુદ્રાથી અ બોલ્યા વગર બેસી રહેતો, એટલે બીજાઓને લાગતું કે તેમની ચાલતી રીતભાત તેને પસંદ ન્હોતી પડતી. એકવાર એલેકઝાંડરે યુરિપિડિસનું વાક્ય તેને લગાડીને કહ્યું કે "જે સોફિસ્ટ પોતાનું જ્ઞાન પોતાના હિત માટે વાપરી જાણતો નથી તેને હું ધિક્કારૂં છું" એક પ્રસંગે ભોજનમાં પ્યાલો જ્યારે એની પાસે આવ્યો ત્યારે સૌએ એને મેકિડોનિયાની સ્તુતિમાં એક તત્કાલ રચેલું ભાષણ કરવા વિનંતિ કરી. તે એણે એવી છટાથી કર્યું કે તેને અન્તે આખા મંડલે તેને તાલીનાદ આપ્યો એટલું જ નહીં પણ તેઓ ઉઠી ઉઠીને તેને પોતાના હાર પ્હેરાવવા લાગ્યા. માત્ર એક એલેકઝાંડરે તેને યુરિપિડિસની પંક્તિ સંભારી આપી કે "ઉત્તમ વસ્તુના યોગ્ય

વખાણુ કરવાં એમાં શી મુશ્કેલી?"† અને તેણે કહ્યું: "મારે તમારી વક્તૃત્વશક્તિનો પ્રભાવ બરાબર બતાવવા હવે તમે મ્હારા મેકિડોનિયનોની ખામીઓ વર્ણવો, અને તેમની એવી રીતે ટીકા કરો કે તેઓ પોતે પોતાના દોષ જોતાં શીખે અને ભવિષ્યમાં સુધરે." એટલે કેલિસ્થનીસે એ વિષય ઉપર ભાષણ કર્યું અને મેકિડોનિયાની આસપાસનો પ્રદેશ દબાતા જવાનો અને બીજા દોષ વર્ણવ્યા, તથા ગ્રીક રાજ્યોના પરસ્પર દ્વેષને આગળ કરી જણાવ્યું કે ફિલિપ એ કારણને લીધે જ પોતાનાં બલ અને સત્તા વધારી શક્યો. ક્રેનટ ફિલિપને તેણે આ પંક્તિ લગાડી. 'અંતર વિગ્રહોમાં દુષ્ટ પણ ઊંચું પદ મેળવે." *આ ભાષણ સાંભળીને સર્વે મેકિડોનિયનોને તેના ઉપર કાયમનો દ્વેષ થયો; અને એલેકઝાંડરે કહ્યું "આ તમે તમારી વક્તૃત્વશક્તિ નહીં પણ તમારો અભાવ પ્રકટ કર્યો." હર્મિપ્પસ કહે છે કે કેલિસ્થનીસ પોતાની સાથે એક વાંચનાર નોકર રાખતો હતો તેણે પાછળથી આ સર્વ બિના એરિસ્ટોટલને કહેલી. તે ઉમેરે છે કે એલેકઝાંડરની પોતા તરફની અપ્રીતિ વધતી જતી જોઈને તેના ઓજારોમાંથી છૂટા પડતાં બે ત્રણ વાર તે હોમરની પ્રસિદ્ધ પંક્તિ બોલેલો "ન જોડ તુજ જેહ તે પણ ગયો જ પેટ્રોક્લસ."‡

એરિસ્ટોટલ કેલિસ્થનીસ વિષે કહેતો તે યથાયોગ્ય હતું કે, "તેની બોલવાની છટા ઘણી સારી છે, પણ તેનામાં વિવેક કે કુનેહ નથી. એક ફિલસુફને ઘટે તેટલી દઢતાથી તેણે એલેકઝાંડરને સાષ્ટાંગ નમસ્કાર કરવાની ના પાડી એટલું જ નહીં પણ તે એકલો જાહેરમાં ઘણી વાર એલેકઝાંડરની એવી ટીકાઓ કરતો કે જે ધરડા અને ઉત્તમ પ્રતિષ્ઠાના મેકિડોનિયન સરદારો પણ માત્ર ખાનગીમાં કરવા હિંમત ધરતા, અગર જો કે એ બાબતો વિષે તેમની લાગણી કંઇ ઓછી ન હતી એલેકઝાંડરના દરબારમાં સાષ્ટાંગ નમસ્કારની રીત દાખલ થતી અટકાવી એ તેણે ગ્રીક લોકોની તથા સાથે એલેકઝાંડરની મોટી સેવા બજાવી; એ રીત દાખલ થઇ હોત તો ગ્રીક લોકોને માથે મોટું કલંક બેસત અને એલેકઝાંડરને માથે તેના પ્રવર્ત્તાવનાર તરીકે એથી પણ વધારે મોટું બેસત. પરંતુ તે પોતાનો સ્વાર્થ ખોઇ બેઠો કેમકે રાજા સાથે પણ તેની રીત સત્યની મનોહરતાથી નહીં પણ તેનો અંકુશ બતાવીને કામ લેવાની હતી. કેરીસ જણાવે છે કે એક ભોજનમાં એવું બન્યું કે એલેકઝાંડર પોતે પીને પ્યાલો મંડલમાંના એકને આપતો. તે પ્યાલો લઇ ઉભો થતો અને ઓરડામાં ગૃહદેવતાઓના સ્થલ તરફ મુખ કરી દારૂ પી જતો, સાષ્ટાંગ નમસ્કાર કરતો; અને તે પછી એલેકઝાંડર પાસે જઇ તેનું ચુંબન લેતો,§ અને પાછો આવી પોતાને સ્થળે બેસતો. એક પછી એક સૌ મેમાનોએ આ પ્રમાણે કર્યું. પણ કેલિસ્થનીસનો વારો આવ્યો ત્યારે તેણે સાષ્ટાંગ નમસ્કાર ન કર્યો, માત્ર ઉભા થઇ દારૂ પીધો અને એલેકઝાંડરનું ચુંબન લેવા ગયો. એલેકઝાંડર હેફીસ્ટિઅન સાથે વાતમાં હતો એટલે તેણે નમસ્કાર નથી કર્યો તે ન જાણ્યું પણ મંડળમાંનો એક

† किमिव हि मधुराणां मण्डनं नाकृतीनां એવો આશય છે.

* ડાયનમાં પણ આ પંક્તિ પ્લૂ કે ટાંકી છે ત્યાં જોવું.

‡ સૌને એક વાર મરવું જ છે પેટ્રોક્લસ પણ ગયો તો તું તે કોણ માત્ર.

§ રાજા કે ઘરધણીનું આસન પણ ઓરડામાં ગૃહદેવતાઓ હોય તે પાસે જ રાખવામાં આવતું એટલે અમે સાષ્ટાંગ નમસ્કાર ગૃહદેવતાઓને કરીએ છીએ એલેકઝાંડરને નહીં એ માત્ર ખુશામતીઆઓએ બ્હાનું શોધી કહાડ્યું હતું.

બોલી ઉઠયો: "એને ચુંબન ન આપશો; એણે નમસ્કાર કર્યો નથી." એલેકઝાંડરે ચુંબન આપવા ના કહી એટલે કેલિસ્થનીસ પાછો ફરતાં મોટેથી બોલ્યો: "તો મ્હારે એક ચુંબનની ખોટ." એલેકઝાંડરનું મન એના ઉપરથી ઉતરી ગયું. અને એના ગેરલાભમાં જાય એવાં બીજા કારણો પણ બન્યાં. પ્રથમ તો, હેફીસ્ટિઅનની વાત સૌએ માની, કે કેલિસ્થનીસે તેને, બીજાઓ એલેકઝાંડરને જે પ્રમાણે નમસ્કાર કરે તે પ્રમાણે પોતે પણ કરવા, વચન આપ્યું હતું. છતાં તે એણે તોડયું. વળી લાઇસિમેકસ અને બીજા તેની ઉપર આરોપ મુકવા લાગ્યા કે પોતે "એલેકઝાંડરની આપખુદીની સામે થવાની વાત તે સર્વત્ર ફુલાઇ ફુલાઇને કહેતો હતો, અને આટલા બધામાં એ એક જ ખરો સ્વતંત્ર પુરૂષ હતો એમ ગણીને જુવાનોનાં ટોળેટોળાં તેની આસપાસ વીંટળાઈ રહેતાં." પછી હર્મોલેઅસે એલેકઝાંડર સામે કાવતરૂં રચ્યું હતું તે પકડાઈ ગયું ત્યારે કેલિસ્થનીસના દુશ્મનો કહેવા લાગ્યા કે હર્મોલેઅસે તેને સવાલ કરેલો કે "દુનિયામાં સૌથી વધારે પ્રખ્યાત કેમ થવાય?" ત્યારે કેલિસ્થનીસે તેને જવાબ દીધેલો કે "જે સૌથી વધારે પ્રખ્યાત હોય તેને મારી નાખવાથી." અને તેઓએ કહ્યું કે હર્મોલેઅસને ઉશ્કેરવા કેલિસ્થનીસે એમ પણ કહેલું કે "તેના સોનાના પલંગથી ડરવું નહીં, અને યાદ રાખવું કે એ પણ બીજા માણસોના જેવો જ મર્ત્ય છે તથા રોગ અને જખમોથી નિર્બલ થયેલો છે." પણ હર્મોલેઅસ કે તેના કોઇપણ મળતિયાએ તેના ઉપર વીતાડવામાં આવેલી અસહ્ય વેદનાઓ દરમિયાન કેલિસ્થનીસનું નામ દીધું નહીં. વળી એલેકઝાંડરે પણ આ કાવતરાં વિષે ક્રેટેરસ, એટેલસ, અને એલ્કીટસને કાગળો લખ્યા. તેમાં સ્પષ્ટ લખ્યું કે "એ જુવાનોને રીબવામાં આવ્યા તે દરમિયાન પણ તેઓએ એમ જ કહ્યું કે એ કાવતરામાં બીજું કોઇપણ સામેલ હતું નહીં. અને બધો દોષ તેમનો એકલાનો જ હતો." તો પણ થોડા વખત પછી તેણે એન્ટિપેટરને કાગળ લખ્યો તેમાં લખ્યું કે કેલિસ્થનીસનો ગુનોહ પણ બીજાઓના જેટલો જ હતો. અને તેણે જણાવ્યું: "એ જુવાનોને મેસિડોનિયન સિપાહીઓએ પથરા મારી મારીને મારી નાખ્યા. કેલિસ્થનીસને હું જાતે સજા કરીશ, એને જેઓએ અહીં મારી પાસે મોકલ્યો તેઓને પણ સજા કરીશ; અને જે શેહેરોએ એ કાવતરાખોરોને આશ્રય આપ્યો તેમને પણ ભુલીશ નહીં." આ કાગળમાં એલેકઝાંડરનો એરિસ્ટોટલ ઉપરનો દ્વેષ સ્પષ્ટ જણાય છે. કેલિસ્થનીસને એરિસ્ટોટલે ઉછેર્યો અને કેળવ્યો હતો તે એરિસ્ટોટલની ભત્રીજી હીરોના પુત્ર હતો. કેલિસ્થનીસનું મોત કેવી રીતે થયું એ વિષે બે વાત ચાલે છે. કેટલાક કહે છે કે એલેકઝાંડરે તેને દેહાંત શિક્ષા કરી. બીજા કહે છે કે તે માંદો પડયો અને બંદીખાનામાં મરી ગયો. કેરીસ લખે છે કે તેને પકડ્યા પછી સાત માસ કેદ રાખવામાં આવ્યો હતો, કેમકે એરિસ્ટોટલની સમક્ષ અને ભરી રાજસભામાં તેને ન્યાય આપવાનો ઇરાદો હતો, પણ બંદીખાનામાં તે અત્યંત જાડો થઇ ગયો અને તેને કઇ રોગ થઇ તેના શરીરમાં કીડા પડ્યા, તથા જે વખતે એલેકઝાંડર હિંદુસ્તાનમાં ઘાયલ થયો તે વખતે એ મરી ગયો. પણ આ સર્વ આપણે જે સમયનું વર્ણન કરીએ છીએ તે પછીથી બન્યું.

દરમિયાન કોરિન્થવાસી ડિમેરેટસ, જેને મેસિડોનિયન રાજકુટુંબ સાથે આતિથ્ય સંબંધ હતો, તે બહુ વૃદ્ધ થઇ ગયો હતો તોપણ તેને એલેકઝાંડરને મળવાની ઇચ્છા થઇ.

તે દરિયો ઓળંગી એલેકઝાંડરને મળવા આવ્યો, અને તેને જોઇને બોલ્યો: "તે ગ્રીકો ખરેખરા કમનસીબ કે જેઓની જીંદગી એલેકઝાંડરને ડરાયસના તખ્ત ઉપર બેઠેલો જોતા પ્હેલાં પૂરી થઈ ગઇ." પણ રાજાની મિત્રતાનો ઉપભોગ લેવા તે વધારે વખત જીવ્યો નહીં. ત્યાં આવ્યા પછી થોડા દિવસમાં માંદો પડી તે ત્યાં જ મરી ગયો. રાજાએ તેની ઉત્તરક્રિયા બેહદ દબદબાથી કરી. તેની ચિતાભસ્મ એક ચાર ઘોડા જોડેલા અને અત્યંત શણગારેલા રથમાં સમુદ્ર સુધી પ્હોંચાડવામાં આવી અને લસ્કરે તેના સ્મારક તરીકે માટીનો એંશી હાથ ઉંચો અને ઘણો લાંબો પ્હોળો એક કીર્તિસ્તંભ રચ્યો.

એલેકઝાંડર હિંદુસ્તાન ઉપર ચ્હડાઇ કરવા નીકળ્યો ત્યારે તેણે તેના સિપાહો પાસે એટલી બધી માલમિલ્કત જોઇ કે તેથી તેઓ કુચ કરવા માટે અશક્ત નીવડે. તેથી જે દિવસે સ્હવારમાં તેઓ નીકળવાના હતા તે વખતે બધાં ગાડાં તૈયાર થઈ ઉભાં એટલે તેણે પ્રથમ પોતાના અને પોતાના મિત્રોના સરસામાનને આગ લગાડી દીધી. અને પછી બીજાં સર્વ ગાડાંઓને બાળી મુકવાનો હુકમ કર્યો. એવો હુકમ કરવો કે કેમ તે નક્કી કરવામાં મુશ્કેલી પડી હશે; તેનો અમલ કરવામાં તો બિલકુલ મુશ્કેલી ન પડી. એથી થોડાક જ નારાજ થયા; ઘણાખરા તો તેથી ઉલટા ખુશખુશ થઇ ગયા. સિપાહોમાંથી જેઓને જરૂરની ચીજો પણ ખુટતી હતી તેઓને બીજાઓએ પૂરી પાડી, અને બાકીનું સર્વ તેઓએ બાળી મુક્યું. તેમની આવી વૃત્તિ જોઇને એલેકઝાંડરને પણ ઉમંગ આવ્યો અને તે પોતાની યોજના પાર પાડવા માટે બેવડો આતુર થયો. અને હવે તે ગુનાહગારોને સજા કરવામાં પણ ઘણો સખ્ત અને કઠણ બન્યો હતો. તેના મિનેન્ડર નામના એક મિત્રે પોતાના હવાલામાં સોંપેલા એક કિલ્લામા રહેવા ના કહી તે ઉપરથી તેણે તેને દેહાંત–શિક્ષા કરી; અને ઓસોડેટિસ નામના એક "જંગલી" એ તેની સામે બંડ કર્યું ત્યારે તેને તેણે પોતાને જ હાથે તીર ચ્હડાવી મારી નાખ્યો.

આ સમયે એક બકરીને બચ્ચું આવ્યું તેના માથા ઉપર એક (ઇરાની) મુગટ હતો, જેના ઘાટ અને રંગમાં લેશ પણ ન્યુનતા ન હતી; અને બન્ને બાજુએ વૃષણ હતા. આ કુદરત વિરૂદ્ધ બનાવથી એલેકઝાંડર ચમક્યો અને અરિષ્ટનિવારણ' માટે તેણે તેની સાથે બેબિલોનના ધર્માધિકારીઓ હતા તેમની પાસે ક્રિયાઓ કરાવી. આ પ્રસંગે તેણે પોતાના મિત્રોને કહ્યું, "મને મૃત્યુનો ભય નથી પણ મ્હારા પછી દૈવયોગે સત્તાનત કોઇ હલકા નપુંસક માણસના હાથમા જાય તો તમારૂં શું થાય તેની મને ધાસ્તી લાગે છે." પણ તે પછી થોડા દિવસમાં જ એક શુભ શકુંન થયું, અને એલેકઝાંડરની દહેશત જતી રહી. ચ્હડાઇ દરમિયાન એક સ્થળે ઓક્સસ નદીને કાંઠે છાવણી નાખતાં એલેકઝાંડરના તંબુ માટે જે સિપાહ ખીલો ઠોકવા ખાડો ખોદતો હતો, તેને તેલનો ઝરો જડયો. એ તેલ, ઉપરનો મેલો અને ડહોળો ભાગ કહાડી નાખતાં સ્વચ્છ નીકળ્યું. અને ગંધ, સ્વાદ ઉજ્જ્વલતા, અને સર્વ ગુણોમાં જૈતફલ (ઓલિવ) ના તેલ તેવું જ જણાયું, જો કે તે દેશમાં જૈત વૃક્ષો હતાં નહીં. કહે છે કે ઓક્સસ નદીનુ પાણી પણ તેવીજ છે, અને તેમાં ન્હાનારના શરીર ચળકતાં અને લીસાં બને છે. આ બનાવ વિષે એલેકઝાંડર એન્ટિપેટરને લખતાં કહે છે કે "એથી મને ઘણો હર્ષ થયો. દેવોએ મારી જીંદગીમાં મને જે જે શુભ શકુનોની કૃપા કરી છે તેમા આ ઘણી મોટી ગણુછુ". ભવિષ્યદૃષ્ટાઓએ કહ્યું કે

દેવોએ માણસને તેલની બક્ષીસ પરિશ્રમ પછી તાજા થવા માટે કરી છે, એટલે આ ચમત્કારનો એવો અર્થ જણાય છે કે આ લડાઇ વિકટ અને અનેક પરિશ્રમોવાળી પણ યશસ્વી નીવડશે.

બન્યું પણ તેમ જ. આ લડાઈમાં એલેક્ઝાંડર જે જે લડાઇઓ લડ્યો તેમાં તે મોટા જોખમમાં આવી ગયો, અને તેને ભારે જખમો થયા. પણ તેના લશ્કરની જે ખુવારી થઇ તે મુખ્યત્વે કરીને એ પ્રદેશની ખરાબ હવાને લીધે તથા ખાનપાનના સાહિત્યની તંગીને લીધે થઈ. એ પોતે તો હમેશની માફક પ્રતિકૂલ દૈવને તથા સર્વ મુશ્કેલીઓને અને દુશ્મનોને દઢતા અને હિંમતથી જીતવા તત્પર રહેતો. અને એમ જ માનતો કે શુદ્ધ શરાતન કર્યાથી હાર્યું નથી તેમ નામર્દાઇનો કર્યાથી બચાવ થતો નથી. કહે છે કે સિસિમિથ્રીસ જ્યારે એક અત્યંત ઉંચા અને દુર્ગમ કિલ્લામાં ભરાઇ બેઠો અને એલેક્ઝાંડરના સિપાહીઓમાં આવો કિલ્લો કેમ સર થશે એવો સંશય જણાયો ત્યારે તેણે ઓક્સિઆર્ટીસને સવાલ કર્યો કે સિસિમિથ્રીસ શૂરો માણસ છે કે? ઓક્સીઆર્ટિસે એને જ્યારે કહ્યું કે એ તો છેક બીકણ છે ત્યારે એલેક્ઝાંડર તુરત બોલ્યો "આના માલેકમાં દમ નથી તો આ કિલ્લામાં પણ નથી જ." અને ટુંકી મુદતમાં જ તેણે સિસિમિથ્રીસને એવો ડરાવી મુક્યો કે તે કિલ્લો વગર મુશીબતે તેના હાથમાં આવ્યો. એવા જ એક બીજા કિલ્લાના ઘેરામાં તેની ઉપર હલ્લો કરનારા સિપાહીઓમાં એકનું નામ એલેક્ઝાંડર હતું. તેને તેણે પોતાની પાસે બોલાવીને કહ્યું "તારે ખાસ જવાંમર્દી બતાવવી પડશે, કેમકે ત્હારી વર્તણુક ત્હારા નામને ઘટે એવી જોઇએ." એ હલ્લામાં તે સિપાહ પરાક્રમ કરીને પડ્યો, ત્યારે એલેક્ઝાંડરને બહુ લાગ્યું. નિસ્સાના ઘેરામાં કોટની આગળ ઉંડી નદી હતી તેથી સિપાહો હલ્લો કરતાં ખમચાતા હતા; પણ એલેક્ઝાંડર બોલ્યો, "હું કેવો મૂર્ખ કે તરતાં જ ન શીખ્યો!" અને પોતાની ઢાલ હાથમાં લઇ નદીમાં ઝંપલાવવા જતો હતો, એટલે સિપાહો તેને જેમ તેમ અટકાવી પૂરા જોરથી ધસ્યા. એ કિલ્લો સર થયો. ત્યાં તેણે ઉપરા ઉપરી જે જે કિલ્લાઓ જીત્યા હતા તે આખા પ્રદેશના એલચીઓ તેની આણ સ્વીકારવા આવ્યા, ત્યારે આખું સૈન્ય થાક ખાતું હતું તથા રાજા પાસે તહેનાતમાં કોઇ જ હાજર ન હતું, અને તેણે પોતાનું બખ્તર પણ ઉતાર્યું ન હતું. એ જોઇને તેઓ આશ્ચર્ય પામ્યા. અને કેટલીક વાર લાગ્યા પછી એને બેસવા માટે જ્યારે આસન આપ્યું ત્યારે તેણે તેના ઉપર તેમનામાં જે સૌથી વધારે વૃદ્ધ હતો તેને આગ્રહ કરી બેસાડ્યો. તેથી વળી તેઓ વિશેષ આશ્ચર્ય પામ્યા. એ વૃદ્ધ એલચી તેની સભ્યતા અને મોટા મનથી છક થઇ ગયો અને તેણે પૂછ્યું "આપની મિત્રતાને લાયક થવા અમારા સ્વદેશીઓએ શું કરવું?" એલેક્ઝાંડરે જવાબ દીધો: "તમને તેઓએ પોતાના સૂબા બનાવવા, અને તેમની વફાદારી કાયમ રહે તેના બ્હાના તરીકે પોતાના સો શ્રેષ્ઠ પુરુષો મ્હારી પાસે મોકલી દેવા." તે એલચી સ્મિત કરી બોલ્યા, 'એટલા શ્રેષ્ઠને બદલે અધમ માણસોને સ્વીકારો તો તો મ્હારી સૂબાગિરિ નિર્વિઘ્ને ચાલે."

હિંદુસ્તાનના ટેક્સિલીસ* રાજાનો મુલક ઇજીપ્તના જેટલો મોટો ગણાતો હતો. તે

* હિંદુસ્તાન એટલે સ્વતંત્ર ઉત્તર હિંદ.

એન્સાઇ.બ્રિ. ગ્રીક લેખકો એ નામ સેંડ્રકોટસ રાજાને આપે છે. ચંદ્રગુપ્ત પૃ. ૫, ૩૨૨ થી ૩૨૨

બહુ રસાળ હતો, વગડાથી ભરપૂર હતો, અને તેમાં ઉત્તમ ફલો થતાં હતાં. રાજા પણ ડાહ્યો ગણાતો હતો; અને તેણે એલેકઝાંડરની મુલાકાતે આવી, અન્યોન્ય સ્વાગતોક્તિ થઇ રહેતાં, આ પ્રમાણે કહ્યું. "ડહ્યા માણસો પાણી અને અન્નને જ ખરી અગત્યની ગણે છે અને માત્ર તેના રક્ષણ માટે જરૂર પડે તો લડાઈ કરવી સ્વીકારે છે. તમે જો એ અમારી જરૂરી વસ્તુઓ લઈ લેવા નથી આવ્યા તો તમારે અમારે વિગ્રહ શા માટે કરવો? સોનું રૂપું વગેરે બીજી સમૃદ્ધિ વિષે તો મ્હારે એટલું જ કહેવાનું કે તમારા કરતાં અમારી પાસે એ વધારે હોય તો અમે તમને એમાંથી ભાગ આપવા ખુશી છીએ; તેમ જો એ તમારી પાસે વધારે હોય તો તેમાંથી આપશો તે સ્વીકારવા પણ તેટલા જ ખુશી છીએ." એલેકઝાંડરને આ નિખાલસપણું મનોહર લાગ્યું. તે તેની સાથે હાથ મેળવીને બોલ્યો: "તમારો વિનય કુપાત્રે પડતો નથી એ નક્કી માનજો. તમારે અમારે વિગ્રહ તો થવાનો જ. તમારા વિનય સામે વિનયથી અને તમારી ઉદારતા સામે ઉદારતાથી અમે લડીશું. અને આખર સુધી હાર કબુલ નહીં કરીએ." ટક્ષિલીસે તેને કિંમતી ભેટો આપી. એલેકઝાંડરે તેને વધારે કિંમતી આપી અને વળી એક દિવસ એલેકઝાંડરે તેને કહ્યું: "ટક્ષિલીસ આ હું તમારી સલામતી લઉં છું, અને જેમ તમે મ્હારી સામે સલામતી લેતાના જ તેમ હું તમને એક હજાર ટેલટ આપી ચૂકેલ જ". તેની આવી ઉદારતાથી તેના જૂના મિત્રો નારાજ થયા ખરા, પણ તેથી "જંગલીઓ' માંના ઘણાના મન ઉપર એની મોટાઇની છાપ પડી.

હિંદવાસીઓમાં જે સૌથી વધારે લડાયક હતા તેઓ પગાર આપે તેની સિપાહગિરિ કરતા. આ લ્હડાઇ વખતે તેમનાં કેટલાંક ટોળાંઓએ જુદાં જુદાં શેહેરોની નોકરી સ્વી-

---

સુધીના અરસામાં નૈષ્ઠ રાજવંશ સ્થાપી પાટલિપુત્ર નગરમાં રાજધાનિ રાખી ચક્રવર્તિ પદ મેળવ્યું. સીરિયાના રાજા સેલ્યુકસ નાઇકેટારે (નાઇકેટાર વિજેતા) ઇ પૂ ૩૦૫ને આશરે હિંદુસ્તાન ઉપર ચ્હડાઇ કરી ત્યારે ચંદ્રગુપ્તે એને ફાવવા ન દીધો અને બન્ને વચ્ચે તહ થયો તેમાં સેલ્યુકસે સિકંદરે જીતેલા હિંદુસ્તાનના મુલક ઉપરથી પોતાનો હાથ ઉઠાવ્યો અને ચંદ્રગુપ્તે તેને કિંમતિ ભેટો આપી.

મગધનો નંદવંશનો છેલ્લો રાજા; એને જ હરાવી પદભ્રષ્ટ કરીને ચંદ્રગુપ્તે મૌર્ય વંશ સ્થાપ્યો.

કેલેનુસ અને ડેન્ડેમિસ એ બે હિંદના યોગિમુનિઓના ગ્રીક લોકોએ આપેલાં નામ છે.

હાઇડેસ્પિસ તે આપણી ઝેલમ નદી તેની અને સિંધુ નદીની વચ્ચે હાલના અટક પાસે તક્ષિલ નગર હતું એ નગરનો તથા આસપાસના મુલકનો રાજા ગ્રીક લેખકો કહે છે કે ઓમ્ફિસ હતો. તેનો અભિસારિસ નામે ભાઇ તેના પ્રદેશની ઉત્તરે આવેલાં કશ્મીરના પશ્ચિમ પ્રગણાં અને હઝારા મુલકનો રાજા હતો. ઓમ્ફિસને ગ્રીક લેખકોએ તેના રાજનગરના નામ ઉપરથી તક્ષિલીસ પણ કહ્યો છે.

ઝેલમથી ચીનાબ સુધીના પ્રદેશનો રાજા પોરસ હતો. અને ઝેલમથી ઉત્તરના તક્ષિલીસ વગેરે રાજાઓ પોરસથી ડરતા અને તેની સાથે દુશ્મનાવટ રાખતા. એ રાજાઓ સિંધુ નદી ઓળંગી સિકંદરને નીકિઆ શેહેર એટલે હાલનું કાબુલ કે તે પાસેના બીજા કોઇ શેહેરમાં ઇ. પૂ. ૩૨૭ ના ચોમાસામાં મળ્યા. આથી સિકંદરનો ઝેલમ નદી સુધીનો માર્ગ વગર લડાઇએ મોકળો થયો.

પોરસ અને સિકંદર વચ્ચેનું યુદ્ધ ઇ. પૂ ૩૨૬ ના ચોમાસાના આરંભમાં થયું. અને હાલના ઇતિહાસકો અનુમાન કરે છે કે સિકંદરે સામે કાંઠે પોરસનું સૈન્ય જોઈને છાવણી નાખી તે સ્થલ હાલના જલાલપૂર પાસે હોવું જોઇએ. સિકંદર સામે મ્હોંએ નદી ઉતરી શક્યો નહીં,

કરી અને તે શોહેરો માટે તેઓ બહાદુરીથી લડ્યા, એટલે એલેક્ઝાંડરને તેમનાથી પુષ્કળ હાનિ થઇ. એક શોહેરની સાથે તેણે અભય દાનના કોલકરાર કરી લડાઇ બંધ પાડી તે પછી ત્યાંના પગારદાર સિપાહીનું લશ્કર ત્યાંથી ચાલ્યું જતું હતું તેના ઉપર પોતાના કોલ તોડીને તે તૂટી પડ્યો અને તેની કતલ કરી. તેની આખી લશ્કરી કારકિર્દીમાં આ સિવાય એકે દાગ નથી; તેનું બીજું એક પણ લશ્કરી કૃત્ય ધર્મયુદ્ધના કાયદાથી વિરુદ્ધ કે રાજાએ કરવું ન ઘટે એવું નહતું. તેની ચ્હડાઇમાં હિંદના ફિલસુફો પણ તેને આ સિ-માહો જેટલા અડચણ કર્તા થઇ પડ્યા જે રાજા તેનો પક્ષ ગ્રહણ કરતો તેને માથે તેઓ કલંક દેતા અને જે પ્રજાસત્તાક નગરીઓ હતી તેને તેઓ એની સામે થવા ઉશ્કે-રતા; આ કારણને લીધે તેણે ઘણા ફિલસુફોને ફાંસી દીધા.

તેનો પોરસ સાથેનો વિગ્રહ તેણે પોતાના કાગળોમાં વર્ણવ્યો છે. તે લખે છે કે હાઇડેસ્પિસ નદી એ સૈન્યોની વચ્ચે હતી અને પોરસ તેના હાથીઓને સજ્જ કરીને ગ્રીક સૈન્યને નદી ઉતરતાં અટકાવવા તેની સામે રોજ રાખતો હતો. એટલે એલેક્ઝાંડરે એક યુક્તિ કરી. તેણે પોતાની છાવણીમાં રોજ પુષ્કળ ગડબડ અને પોકારો કરવા ફરમાવ્યું કે દુશ્મનનું સૈન્ય તેથી ટેવાઇ જાય અને ધીમે ધીમે ગાફેલ થાય. પોરસનું લશ્કર હતું ત્યાંથી થોડે અંતરે નદીમાં એક ન્હાનો બેટ હતો એક અંધારી અને તોફાની રાતે એલેક્ઝાંડર ચુનીંદા ઘોડેસવારોની ટુકડી અને થોડાં પાયદલ સાથે નીકળી કાંઠે કાંઠે જઇ નદી ઓળંગી તે બેટમાં ગયો ત્યાં પવન જોરમાં વાવા લાગ્યો, અને ભયંકર ગાજવીજ સાથે

એલેક્ઝાંડરે ત્યાંથી સોળેક માઇલ ઉત્તરે નદીમાં બેટ પડ્યો હતો તેનો લાભ લઈ તથા રતોવાઇ કુચ કરીને તે નદી ઓળંગી. સૂર્યોદય થતાં યુદ્ધ શરૂ થયું તે આઠ કલાક ચાલ્યું. તથા પોરસ કેદ પકડાયો ત્યારે જ પૂરૂ થયું એ યુદ્ધના ક્ષેત્ર ઉપર સિકંદરે નીકિઆ (વિજયનગર) નામનું એક નગર વસાવ્યું. તેને જ સ્થળે, કેટલાક ઇતિહાસકો ધારે છે કે, હાલનું મોંગ ગામ છે.

બ્યુસિફેલા નગર સ્થાપ્યાનું પ્લૂટાર્ક લખે છે તે જેલમને ઉત્તર કાંઠે જલાલપુર પાસે.

સિકંદરની વિજયી કુચનો આ પછીનો ઇતિહાસ અહીં વિગતવાર નોંધવા જરૂર નથી કેમકે પ્લૂટાર્કના ચરિતમાં એમાંની બહુ જ થોડી અને ત્રુટક બિના આપી છે.

હાઇફેસિસ તે આપણી બીઆસ. મેસિડોનિયન સિપાઇઓએ આ નદી ઓળંગીને આગળ વધવાં ના પાડી. પ્લૂટાર્ક એલેક્ઝાંડરે ઉપહારકુરો ચડ્યાનું લખે છે તે આ નદીને ઉત્તર કાંઠે ચ-ણવામાં આવેલા. એલેક્ઝાંડર પાછો ફરી જેલમ નદી આગળ આવ્યો અને પોતે સ્થાપવા હુકમ કર્યો હતો તે બ્યુસિફેલા અને નીકિઆ નગરો જોઇને જેલમ નદીને રસ્તે દરિયા સુધી પ્હોંચવા નીકળ્યો. ઇ. પૂ. ૩૨૫ નો અક્ટોબર માસ.

ગેન્ડરાઇડ તે ગંગા નદીના મુખ આગળ વસતા લોક અને તેમનો મુલક: આપણા ગૌડ અને મગધ પ્રાંતો.

પ્રાસ્સી કે પ્રિસ્સી તે આપણા પ્રાચ્યાઃ પૂર્વ લોકો.

માલી લોક દ્રવિડ હતા. ચિનાબ જેલમને મળે છે ત્યાં આગળથી એમનો મુલક શરૂ થતો હતો. તેમનો જે કિલ્લો સર કરતાં સિકંદર મોતના મુખમાંથી બચ્યો તે ઘણું કરીને હાલનું મુલતાન શેહેર.

સિલ્લાઉસ્ટિસ સિંધુ નદીના મુખ આગળનો એક બેટ.

ઓરાઇટીસ લોકોનો દેશ: બલુચીસ્તાનનો અરબીસમુદ્રને કાંઠે આવેલો ભાગ.

ૢ "પુરાતન બૌદ્ધ લેખો પરથી સાબિત થાય છે કે હિંદમાં ઘણે ઠેકાણે વધારે ઓછી સ્વતંત્રતાવાળાં પ્રજાસત્તાક બંધારણો હતાં અને આ લેખોને પછીના જૈન લેખોથી ટેકો મળે છે." રીસ. ડેવિડ્સ: બુદ્ધિસ્ટ ઇંડિયા, પા. ૧૯.

વર્ષાદ તૂટી પડયો. એલેકઝાંડરના કેટલાક માણસો ઉપર વીજળી પડી. તોપણ તે ત્યાંથી નદી ઓળંગીને પોરસનું સૈન્ય હતું તે કાંઠે આવવા નીકળ્યો. વર્ષાદથી નદીમાં પૂર આવ્યું અને પાણીના વેગથી કાંઠાની ભેખડોમાં નીચેથી પોલાણ પડયું તથા ઉપરથી વર્ષાદને લીધે તે લપસણી થઇ ગઇ. એલેકઝાંડર જે બોલેલો કહેવાય છે કે "અરે એથન્સ વાસીઓ! તમારી સ્તુતિ મેળવવા માટે હું કેટકેટલાં જોખમ ખેડું છું તે તમે માનશો?" તે આ પ્રસંગે. પણ એ તો ઓનિસિક્રાઇટસની લખેલી વાત. આપણે એલેકઝાંડરના કાગળોમાંનું વર્ણન આગળ ચલાવીએ. તે કહે છે કે કાંઠો હાથ આવતા પ્હેલાં છાતીપૂર પાણીમાંથી જ હોડીઓ છોડી દીધી અને લશ્કર પાણી ખુંદતું ખુંદતું મુશ્કેલીથી કાંઠે આવ્યું. પછી તે પાયદલને રસાલાથી વીશ ફર્લાંગ પાછળ મૂકી પોરસના લશ્કર તરફ ચાલ્યો. તેનો તર્ક એવો હતો કે પોરસ તેની સામે રસાલો મોકલશે તો તેને તે હરાવી શકશે, અને પાયદલ મોકલશે તો તે નજીક આવશે ત્યાં સુધીમાં તેનું પાયદલ પણ આવી પ્હોંચશે, અને એ તર્ક ખોટો ન પડયો. દુશ્મને તેની સામે એક હજાર ઘોડેસવાર અને સાઠ રથો મોકલ્યા. તેમને એણે સહેલાઇથી હરાવ્યા. બધા રથો એણે પકડી લીધા અને ઘોડેસવારોમાંના ચારસો ત્યાં જ મુવા. પોતાની મોકલેલી ટુકડીના હાલ ઉપરથી પોરસે ધાર્યું કે એલેકઝાંડર અને તેના લશ્કરનો મોટો ભાગ નદી ઓળંગી ચૂક્યો છે એટલે તેણે સામે કાંઠે ઉભેલા બાકીના ગ્રીક લશ્કરને રોકી રાખે એટલા માણસો મૂલ સ્થલે રહેવા દઇ પોતાનું આખું લશ્કર લડાઇમાં આણ્યું. પોરસના હાથીઓ અને તેની વધારે મોટી સંખ્યાનો વિચાર કરીને એલેકઝાંડરને સામે મ્હોંએ લડાઇ કરવી યોગ્ય ન લાગી. તેણે પોતે દુશ્મનની ડાબી પાંખ ઉપર હલ્લો કર્યો; અને કીનસે તેના હુકમથી જમણી પાંખ ઉપર કર્યો. પોરસની એ બન્ને પાંખો તૂટી પણ એ સિપાહીઓ રણક્ષેત્ર મુકી ન્હાસી ન ગયા. તેઓ પાછળ હઠી પોતાના લશ્કરના વચલા ભાગમાં હાથીઓને ઓથે જઇ પાછા ગોઠવાયા. તે પછી બન્ને લશ્કરના તમામ ભાગો વચ્ચે લડાઇ જામી રહી. બન્ને પક્ષ દૃઢતાથી લડયા. અને સૂર્યોદયથી આરંભી આઠ કલાક સુધી યુદ્ધ ચલ્યા પછી જ એલેકઝાંડરની જીત થઇ. લડાઇની આ સર્વ વિગત એલેકઝાંડરના પોતાના કાગળોમાંથી મળી આવે છે.

ઘણાખરા ઇતિહાસકો જણાવે છે કે પોરસ ચાર હાથ અને એક હથેળી ઉંચો હતો અને તે જે હાથી ઉપર બેઠો હતો તે અત્યંત ઉંચો હતો તો પણ એના કદ અને બાંધાને જોઇએ એટલો જ લાગતો હતો. લડાઇ દરમિયાન આ હાથીનું શાણપણ અને રાજા માટે તેની ફિકર અનેક રીતે જણાઇ આવ્યાં હતાં. તે રાજા લડી શક્યો ત્યાં સુધી એણે તેનું બહુ શરાતનથી રક્ષણ કર્યું અને જ્યારે તેને વાગેલા તીરોથી અને તેના જખમોને લીધે તે હોદ્દા ઉપરથી પડી જવા જેવો થઇ ગયો ત્યારે તે હાથી બહુ સંભાળથી નીચે બેસી ગયો અને પોતાની સુંઢથી તેણે તેના શરીરમાંનું દરેક તીર નરમાશથી ખેંચી લીધું. પોરસ કેદ પકડાયો ત્યારે એલેકઝાંડરે તેને સવાલ કર્યો કે તે પોતા તરફથી કેવી રીતની વર્તણૂંક મેળવવા આશા રાખે છે. પોરસે જવાબ દીધો, "એક રાજાને બીજા રાજા તરફથી ઘટે એવી." એલેકઝાંડરે તેને ફરી સવાલ કર્યો. "તમારે બીજી કંઇ વિનંતિ કરવાની નથી?" પોરસ બોલ્યો, "ના, રાજા શબ્દમાં બધાંનો સમાવેશ થઇ જાય છે." એટલે એલેકઝાંડરે તેને પોતાના સૂબા તરીકે તેનું રાજ પાછું આપ્યું એટલુંજ નહીં, પણ

તેમાં પ્રજાસત્તાક લોકોનો જે પણી નગરીઓ અને પુષ્કળ વસ્તીવાળો પ્રદેશ તેણે જીતી લીધો હતો તે પોરસને ઉમેરી આપ્યો. અને આથી ઘણુંઘણા મોટા પ્રદેશનો પોતાના મિત્ર ફિલિપને સૂબો નીમ્યો.

પોરસ સાથેના યુદ્ધમાં બ્યુસિફેલસને કેટલાક ઘા વાગ્યા, જેથી થોડા વખત પછી તેનું મોત થયું. ઘણાખરા લેખકો આ પ્રમાણે લખે છે; એક જણ એમ પણ લખે છે કે તેનું મોત માત્ર ઘડપણ અને થાકથી થયું. તે ત્રીશ વર્ષનો થયો હતો. કોઈ વફાદાર મિત્ર કે સાથી મરી જાય તેથી જેટલું લાગે તેટલું જ એલેક્ઝાંડરને એના મોતથી લાગ્યું. એ તેને પણ એક મિત્ર જ ગણતો હતો, અને તેના સ્મરણમાં હાઇડેસ્પિસ નદી પાસે તેને દાટયો ત્યાં આગળ તેણે એક નગર સ્થાપ્યું અને તેનું બ્યુસિફેલિયા નામ પાડ્યું. વળી કહે છે કે એક પેરિટસ નામનો કુતરો તેણે ઉછેરેલો હતો તે તેને બહુ વહાલો હતો, અને તેના સ્મરણમાં પણ તેણે તેના નામનું એક નગર સ્થાપ્યું હતું.

પોરસ સાથેના યુદ્ધથી મેકિડોનિયન સિપાહીનો જુસ્સો મંદ પડ્યો, અને તેમણે હિંદુસ્તાનમાં વધારે આગળ ન વધવાનો નિશ્ચય કર્યો. એના વીશ હજાર પાયદલ અને બે હજાર રસાલાના લશ્કરને હરાવતાં જે મુશીબત પડી તે ઉપરથી તેઓ બહુ દહતાથી એલેક્ઝાંડરના ગંગા નદી ઓળંગવાના વિચારની સામે થયા. તેમની મળેલી ખબર પ્રમાણે એ નદી ચાર માઇલ પ્હોળી અને સો વામ ઉંડી હતી, અને સામે કાંઠે પાયદલ, રસાલા અને હાથીઓની સંખ્યાબંદ પલટણો સજ્જ ઉભી હતી; કેમકે ગેન્ડેરાઇટ અને પ્રીસી પ્રજાઓના રાજાઓ ત્યાં આગળ બે લાખ પાયદલ, એંશી હજાર ઘોડેસવાર, અને છ હજાર લડાયક હાથીઓ સાથે એલેક્ઝાંડરની રાહ જોતા ઉભેલા કહેવાતા હતા. અને આ સંખ્યામાં અતિશયોક્તિ માનવાનું કારણ નથી. કેમકે આ બનાવ પછી થોડાં વર્ષમાં જ એન્ડ્રોકોટસ નામના રાજાએ છ લાખ સિપાહીના સૈન્યથી આખો હિંદુસ્તાન જીતી લીધો, અને સેલ્યુકસને એક જ વખતે પાંચસો હાથીઓની ભેટ આપી એ પ્રસિદ્ધ છે.

તેના સિપાહીએ આ પ્રમાણે ના પાડી તે વખતે એલેક્ઝાંડરના શોક અને કોપની સીમા ન રહી. તે એકલો પોતાના તંબુમાં ભરાયો અને જમીન ઉપર પડી બોલવા લાગ્યો કે "અહીંથી ગંગા ઓળંગ્યા વગર પાછા ફરવું એ પરાજય કબૂલ કરી લીધા જેવું જ છે; અને આજ સુધી મેકિડોનિયનોએ જે કંઇ પરાક્રમો કર્યાં અને એના મનસૂબા સિદ્ધ કર્યા તે સર્વ આ અણીના વખતના એમના નકારથી ધોવાઈ જાય છે." પણ આખરે તેના મિત્રોના દિલાસા અને આજીજીઓથી તથા તેના સિપાહી સંખ્યાબંદ તેના તંબુ આગળ આવી આવીને રોવા અને આંસુ પાડવા અને હરેક રીતે તેના મનનું સમાધાન કરવા લાગ્યા તેથી તેણે પાછા ફરવાની વાત સ્વીકારી. તોપણ પોતાની મ્હડાઇના સ્મારક તરીકે તેણે માણસ વાપરી શકે તેથી મોટા કદના અસ્ત્ર શસ્ત્ર, ઘોડાને જોઇએ તેથી મોટાં ચોકડાં અને દ્રોણીઓ વગેરે અનેક વ્યર્થ દંભની ચીજો બનાવી જ્યાં ત્યાં વેરી મુકી. વળી તેણે મોટા મોટા ઉંચા ઉપહારકુંડો ચણવા. જેને પ્રીસી લોક હજી પૂજ્ય ગણે છે, અને તેમના રાજાઓ ગંગા નદી ઓળંગી દર વર્ષે ત્યાં ગ્રીક રીતે ઉપહાર અર્પણ કરે છે. એન્ડ્રોકોટસ આ વખતે ન્હાનો છોકરો હતો તેણે, આ સ્થલે, એલેક્ઝાંડરને જોયલો. પછી તે ઘણીવાર

કહેતો કે એલેકઝાંડર બધો હિંદુસ્તાન કબ્જ કરતાં જરામાં રહી ગયો, કેમકે તે વખતે જે રાજા રાજ્ય કરતો હતો તે નીચ કુલનો અને અત્યંત દુરાચારી હતો અને તેથી સૌ તેને અત્યંત ધિક્કારતા અને તુચ્છ ગણતા.

એલેકઝાંડરે દરિયાને રસ્તે કુચ કરવાનો મનસૂબો કર્યો. તેણે ઘણી હોડીઓ અને તરાપા બાંધ્યા અને તેમાં લશ્કર સાથે બેસી ધીમે ધીમે નદીના વહન સાથે વહેવા લાગ્યો. રસ્તે તે ઠેકાણે ઠેકાણે ઉતરતો ગયો અને કાંઠા ઉપરનાં શેહેરો ઉપર ચ્હડાઇ કરી તેમને હરાવી તાબે કરતો ગયો. માલી લોકના શેહેર ઉપરના હલ્લામાં તે પોતે કપાઇ જતાં સહજમાં બચી ગયો. એ લોક હિંદુસ્તાનમાં સૌથી વધારે લડાયક ગણાતા હતા. કોટના રક્ષકોને તીરો વગેરેથી પાછા હઠાવી તેના સિપાહો તે ઉપર ચ્હડવા ધસ્યા ત્યારે એ સૌથી પ્હેલો ચ્હડી ગયો અને પછી થોડી જ વારમાં નીસરણી તૂટી ગઈ એટલે કિલ્લા ઉપર એની સાથે મુઠ્ઠીભર સિપાહો જ રહ્યા. ત્યાં નીચેના દુશ્મનોના તીરથી બહુ હેરાન થવાથી તે નીચે તેમની વચ્ચે કુદી પડયો અને સુભાગ્યે ઉભો જ પડયો. પડતાં તેના શસ્ત્રાસ્ત્રનો ચળકાટ જોઇ "જંગલીઓ" દિંગ થઇ ગયા; તેમને તેના શરીરમાથી વીજળી કે કોઇ લોકોત્તર જ્યોતિ નીકળતી લાગી. તુરત તો તેઓ હઠી ગયા અને વીખરાવા લાગ્યા. પણ પછી પાછી માન આવતા અને તેની સાથે માત્ર બે સિપાહો હતા એ જોઇને તેઓ તેના ઉપર ઉલટી પડયા, અને એલેકઝાંડર બહુ બહાદુરીથી લડવા લાગ્યો, તો પણ તેમના ભાલાઓ અને તરવારોથી તેનુ બખ્તર ભેદાયું અને તેને જખમો થયા. એક જણે દૂર ઉભા રહી એક તીર એવા જોરથી માર્યું કે તે બખ્તર વીંધીને છાતી નીચે પાંસળીઓમાં પેઠો. આ ઘાથી એલેકઝાંડર પાછો હઠયો અને બેવડ વળી ગયો. તે જંગલી ખુલ્લી તરવારે તેને કાપી નાખવા ધસી આવ્યો. તેના બે સિપાહો તેનું જતન કરવા આડા ઉભા; પણ તેમાંનો એક કપાઇ ગયો અને બીજો ઘવાયો. એટલામાં એલેકઝાંડર પાછો ઉભો થયો અને તેણે તે જંગલીને પૂરો કર્યો. પણ તેને બીજા ઘણા જખમો થયા અને તેમાં તેની ડોક ઉપર એક ગદા એવી પડી કે તેથી તેને દિવાલનો ટેકો લેવાની જરૂર પડી. તોપણ તે દુશ્મનો તરફ મુખ રાખી ઉભો રહ્યો. એટલામાં મેકિડોનિયન લશ્કર અંદર આવી પ્હોચ્યું અને તેઓ તેને એના તંબુમાં ઉપાડી ગયા. જતાં જતાં તે બેશુદ્ધ થઈ ગયો, અને આખી છાવણીમાં વાત ચાલી રહી કે એનો મરી ગયો. તંબુમાં એને વાગેલા તીરની લાકડાની દાંડી ઘણી મુશ્કેલીથી વ્હેરી નાંખવામાં આવી અને એનું બખ્તર ઉતાર્યું અને પછી તીરનુ ફલ ખેંચવા માડયુ. તે ત્રણ આંગળ પ્હોળુ અને ચાર આંગળ લાંબુ હતું અને હાડકામાં સખ્ત પેસી ગયેલુ હતું. એ કહાડતાં કહાડતાં અસહ્ય વેદનાથી તે ફરી ફરીને બેશુદ્ધ થઇ ગયો અને મોતની અણી ઉપર આવી ગયો. પણ તે નીકળી રહ્યા પછી તે પાછો હુશિયાર થયો. પણ તે ઘણા દિવસ સુધી નબળો રહ્યો અને ઘા રૂઝાતાં બહુ વાર લાગી તે દરમિયાન તે બ્હાર ન નીકળતો અને ખાનપાનાદિમાં સખ્ત નિયમ પાળતો. મેકિડોનિયન સિપાહો પોતાના રાજાને જોયા વગર લાંબા વખત સુધી રહી શકતા નહીં. તેઓ એક વખત તેના તંબુ પાસે એકઠા મળી ગડબડ કરતા હતા ત્યાં એ ઝબ્બો પ્હેરીને બ્હાર આવ્યો. પણ દેવોને ઉપહાર અર્પણ કરીને તે પાછો પોતાના તંબુમાં ગયો. રસ્તે નદીને કાંઠે કાંઠે ચાલતા લશ્કર સાથે તે ડોળીમા બેસી કુચ કરતો હતો, અને આ કુચ દરમિયાન તેણે ઘણાં મોટાં શેહેરો અને પુષ્કળ મુલક કબ્જે કર્યા.

વળી આ કુચ દરમિયાન તેણે દશ યોગીમુનિઓને પકડયા. સબ્બસે બંડ કર્યું હતું તે મુખ્યત્વે કરીને યોગીમુનિઓની ઉશ્કેરણીને લીધે; અને બીજી રીતે પણ મેકિડોનિયનોને તેઓએ ઘણી ઘણી મુશ્કેલીઓ પાડી હતી. એ લોકે પ્રશ્નોના રોકડા ટૂંકા અને અર્થ ગૌરવવાળા ઉત્તરો દેવામાં કાબેલ ગણાતા હતા. એલેક્ઝાંડરે તેમને કહ્યું કે " મ્હારા સવાલોનો જે સૌથી વધારે ખોટા જવાબ દેશે તેને હું પ્રથમ દેહાંત શિક્ષા કરીશ અને પછી બીજાઓને કરીશ," અને તેમનામાં જે સૌથી વૃદ્ધ હતો તેને તેણે પરીક્ષક નીમ્યો અને પછી પોતાને જે અઘરામાં અઘરા પ્રશ્નો સુઝયા તે પૂછવા માંડયા.

પ્હેલાને પૂછ્યું " કોની સંખ્યા વધારે મોટી, જીવતા મનુષ્યોની કે મરી ગયેલાંની ?" તેણે ઉત્તર દીધો, "જીવતાં મનુષ્યોની; કેમકે મરી ગયેલાં મનુષ્યોનું તો અસ્તિત્વ જ નથી."

બીજાને પૂછયું, " સૌથી મોટાં પ્રાણી શેમાં પેદા થાય છે, પૃથ્વીમાં કે દરિયામાં ?" તેણે ઉત્તર દીધો. "પૃથ્વીમાં; કેમકે દરિયો પણ પૃથ્વીમાં આવી જાય છે."

ત્રીજાને પૂછયું " સૌથી વધારે કપટી પ્રાણી કયું છે ?" તેણે ઉત્તર દીધો. " તે પ્રાણી કે જેને મનુષ્ય હજુ સુધી ઓળખતો નથી."

ચોથાને પૂછયું " સબ્બસને બંડ કરવા ઉશ્કેરવાનું શું કારણ ?" તેણે જવાબ દીધો. " એટલું જ કે માણસે જીવવું તો આબરૂથી અને મરવું તે પણ આબરૂથી."

પાંચમાને આ પ્રશ્ન પૂછયો " રાત અને દિવસમાં વધારે વય કોનું ?" તેણે ઉત્તર દીધો " દિવસ રાત કરતાં એક દિવસ મોટો છે." રાજાને આ જવાબથી સંતોષ થતો ન જણાયો એટલે તે બોલ્યો " ગહન પ્રશ્નોના જવાબ પણ ગહન હોય."

પછી રાજાએ છઠ્ઠા યોગીમુનિને પ્રશ્ન કર્યો, "પ્રીતિ સંપાદન કરવા માટે ઉત્તમ સાધનો કયાં ?" તેણે કહ્યું, " જો એ માણસના હાથમાં મોટી સત્તા હોય, તો બીજાઓ પોતાનાથી ભય ન પામે એટલું તેણે સંભાળવું."

સાતમાને પૂછયું " માણસ દેવ કેવી રીતે થઇ શકે ?" તેણે કહ્યું " માણસને અશકય હોય એવાં કામ કરવાથી."

આઠમાને પૂછ્યું, " વધારે બળવાન કોણ, જીવિત કે મૃત્યુ ?" તેણે કહ્યું, " જીવિત, કેમકે તે ઘણું ઘણું દુઃખ સહન કરી શકે છે."

તેણે છેલ્લો પ્રશ્ન આ પૂછયો. " માણસે કયાં સુધી જીવવું સારૂં ?" તે યોગીમુનિએ જવાબ દીધો. " જીવિત કરતાં મૃત્યુ વધારે સારૂં ન લાગતું હોય ત્યાં સુધી."

પછી તેણે પરીક્ષકને અભિપ્રાય આપવા કહ્યું. એ વૃદ્ધ ફિલસુફ બોલ્યો; "એ દરેકનો જવાબ બીજા દરેકના જવાબ કરતાં વધારે ખોટો છે." એલેક્ઝાંડરે કહ્યું, "ના, ના. અને આવો જવાબ દેવા માટે તું જ પ્રથમ દેહાંત શિક્ષાને પાત્ર ઠરે છે." તે બોલ્યો, "ના, રાજા. તમારૂં વચન પાળો તો આ દશ ઉત્તરોમાં સૌથી વધારે ખોટો કયો છે તેનો પ્રથમ નિર્ણય કરો.'

રાજાએ સૌને મોટી ભેટો આપી વિદાય કર્યા. પછી તેણે ડાયોજિનીસના શિષ્ય ઓનિસિક્રાઇટસને હિંદુસ્તાનના સૌથી વધારે પ્રખ્યાત બીજા ફિલસુફો, જેઓ એકાંતમાં જી-

ષન ગાળતા હતા, તેમની પાસે મોકલી તેમને પોતાની પાસે આવવા ફરમાવ્યું. ઓનિસિક્રાઇટસ કહે છે કે કેલેનુસે તેનું બહુ અપમાન કર્યું અને તેને જણાવ્યું કે "મ્હારો સિદ્ધાંત ત્હારે જાણવો હોય તો નગ્ન થઇને મ્હારી પાસે આવ; તું જ્યુપિટરનો મોકલેલો આવ્યો હઈશ તો પણ મારી એ શરત નહીં સ્વીકારે ત્યાં સુધી હું ઉચ્ચાર સરખો કરવાનો નથી. ડેન્ડેમિસ તેની સાથે કંઇક સભ્યતાથી વર્ત્યો અને જ્યારે ઓનિસિક્રાઇટસે તેને પાઇથેગોરસ, સોક્રેટિસ, અને ડાયોજિનીસના સિદ્ધાંતો કહ્યા ત્યારે તેણે તેને કહ્યું, "એ ફિલસુફો બહુ બુદ્ધિશાળી માલુમ પડે છે ખરા પણ તેઓ તેમના દેશના કાયદાઓ અને રીવાજોને હદથી વધારે માન આપતા લાગે છે અને એજ તેમની ભુલોનું મુખ્ય કારણ જણાય છે. પણ બીજાઓ કહે છે કે ડેન્ડેમિસે ઓનિસિક્રાઇટસને એટલું જ પુછયુ હતું કે "એલેકઝાંડર આટલી લાંબી મુસાફરી કરીને અહીં આવ્યો છે તે શા હેતુથી." ટક્સિલિસના આગ્રહથી કેલેનુસે એલેકઝાંડર પાસે જવા સ્વીકાર્યું. તેનુ ખરૂં નામ સ્ફાઇનીસ હતું પણ જે સૌ તેને મળતા તેને તે સલામ કરતાં હિંદુસ્તાનની ભાષાનો "કાલે" શબ્દ વાપરતો, તેથી ગ્રીક લોકો તેને"કેલેનુસ" કહેવા લાગ્યા. કહે છે કે આ ફિલસુફે એલેકઝાંડરને રાજ્યકર્ત્તાને બોધ લેવા જેવો એક સારો દૃષ્ટાંત આપ્યો. એક સૂકું ચીમળાયેલું ચામડું જમીન ઉપર પાથરીને પ્રથમ તેણે તેના એક પછી એક ખુણાઓ ઉપર પગ મુકયો. તે એક ખુણો દબાવતો એટલે ચામડુ બીજા ખુણાઓ આગળથી ઉંચું થઈ જતું. પછી તેણે વચમાં પગ મુકયો, એટલે આખુ ચામડું બરાબર જમીન ઉપર પથરાઇ રહ્યું. આ દૃષ્ટાંતથી તેણે એલેકઝાંડરને સમજાવ્યું કે રાજાએ પોતાના રાજ્યના છેડાઓમાં વધારે વખત ન ગાળતાં મુખ્યત્વે કરીને તેના મધ્ય ભાગમાં જ સ્થાયી રહેવું જાઇએ.

નદીઓને માર્ગે દરિયા સુધી આવતાં એલેકઝાંડરને સાત માસ થયા. અહીંથી તે વ્હાણમાં બેઠો અને સિલ્લાઉસ્ટિસ નામના એક બેટમાં ગયો. ત્યાં ઉતરીને તેણે દેવોને ઉપહાર અર્પણ કર્યા અને દરિયા સંબધી તથા તેના કાંઠાઓ વિષે બન્યાં તેટલાં અવલોકનો કર્યા પછી તેણે દેવોને પ્રાર્થ્યા કે "અહીંથી આગળ બીજો કોઇ માણસ લ્હડાઇ લઇ જવા ન પામે," અને પાછા ફરવાની તૈયારીઓ કરી. તેણે નિઆર્કસને પોતાના કાફલાનો સેનાપતિ નીમ્યો, અને ઓનિસિક્રાઇટસને મુખ્ય સુકાની નીમ્યો. અને તેમને હિંદુસ્તાનને જમણા હાથ ઉપર રાખી કાંઠે કાંઠે જવા આજ્ઞા કરી. પોતાના બાકીના સૈન્ય સાથે તે પગ રસ્તે પાછો ફર્યો અને ઓરાઇટીસ લોકોના દેશમાં થઇને જવા લાગ્યો ત્યાં તેને ખોરાક આદિની તંગીને લીધે ઘણી ઘણી મુશીબત પડી અને તેના લશ્કરના ઘણા માણુસો મરી ગયા. તે હિંદુસ્તાનમાં પેઠો ત્યારે તેની સાથે એક લાખ વીશ હજાર પાયદલ અને પંદર હજાર ઘોડે સવારો હતા; પણ હિંદુસ્તાનમા અનેક રોગો, દુષ્ટ ખોરાક, અત્યંત તાપ, અને મુખ્યત્વે કરીને આ છેલ્લી કુચમાં ખોરાકની તંગીને લીધે એટલાં બધાં માણુસ મરી ગયાં કે હિંદુસ્તાન છોડતી વખતે તેની પાસે એના ચોથા ભાગ કરતાં વધારે સૈન્ય ભાગ્યે જ રહેલું હોય. ઓરાઇટીસ લોકોનો દેશ ઉજડ હતો. એ લોકોની સ્થિતિ છેક કંગાલ હતી. ખોરાકના સાધનોમાં તેમની પાસે માત્ર થોડાંક બકરાં હતા અને તે પણ બહુ હલકી જાતનાં હતાં તથા દરિયાની માછલીઓ ખાઇ નભતાં, એટલે તેમનુ માંસ દુર્ગંધી અને દુષ્ટ હતું.

આ દેશમાં અનેક મુશ્કેલીઓ વેઠી સાઠ દિવસની મજલ પછી તે ગેડ્રોસિઆમાં

આવ્યો. અહીં આસપાસના રાજાઓએ તેને માટે ખાનપાનની સામગ્રીનો પુષ્કળ જમાવ કરી રાખ્યો હતો અને એ દેશ પણ રસાળ અને આબાદ હતો અહીં લશ્કરને થોડો વિશ્રામ આપી અને તાજુ કરી તે આગળ વધ્યો કાર્મેનિયા પ્રાન્તમા સાત દિવસની તેની મુસાફરી અમર્યાદ બેકસભક્તોના સરઘસ જેવી હતી તેના ભભકાદાર રથને આઠ ઘોડા જોડ્યા હતા તેના ઉપર એક ઉચો માચડો મુક્યો હતો અને એ અને એના મિત્રો એ માચડા ઉપર રાત અને દિવસ ભોગવિલાસમા નિમગ્ન રહેતા આની પાછળ બીજા ઘણા રથો હતા, તેમા કેટલાક ઉપર નાફરમાની અને ભરેલા છત્રો હતા, અને બીજાઓ ઉપર છાયા માટે તાજી પાદડીઓ વાળી ઝાડની ડાળીઓ વારવાર નાખવામા આવતી. આ રથોમા રાજાના બીજા મિત્રો અને સેનાપતિઓ હતા, અને સર્વે હારમુકુટો ધારણ કરી દારૂની ખુમારીમા મગ્ન રહેતા સિપાહીના હાથમા પણ ઢાલ કે ભાલો કે તેમના શરીર ઉપર બખ્તર કે લડાઈનુ કઇ પણ ચિન્હ નહતુ તેને બદલે જ્યા ત્યા પ્યાલા, લોટા, અને સિગોઇઓ દેખાતા સિપાહી તે મોટા દારૂના ભરેલા પવાલા અને બરણીઓમા બોળી બોળીને ભરતા અને આખે રસ્તે એક બીજાની સલામતીઓ પીતા આખે રસ્તે થોડે થોડે અતરે ટેબલો ગોઠવેલી હતી ત્યા તેઓ ઘડી બેસતા અને વળી પાછા આગળ ચાલતા. સર્વત્ર વાદિત્રો અને ગાયનોના સ્વર અને નાચ રગ અને બેકસભક્તોના જેવી સ્ત્રીઓની અમર્યાદ કેલિઓ જામી રહી હતી આ અવ્યવસ્થિત અને મસ્ત કુચ દરમિયાન આખે રસ્તે જાણે બેકસ દેવ પોતે હાજર હોય એવી છટ અને એટલો ઉન્માદ પ્રસરી રહ્યો હતો.

એલેક્ઝાડર ગેડ્રોસિઆના રાજમેહેલ સુધી આ પો એટલે વળી તેણે લશ્કરને વીસામો ખાવા વખત આપ્યો અને તે દરમિયાન તેમને માટે જ્યાફતો અને તમાશા કર્યા એક દિવસ નૃત્યકલાના ઇનામ માટે સ્પર્ધા ચાલતી હતી ત્યા તે દારૂથી ઉન્મત્ત થયેલો આ પો અને નર્તકોમા તેનો માનીતો બેગોઅસ જીત્ ર્યો તે રગભૂમિમાંથી એકદમ નટના વેશમા જ તેની પાસે આવીને બેઠો આથી મેસિડોનિયનો ખુશ થયા અને તેઓએ તાલીનાદ કરી રાજાને તેને ચુબન આપવા વિનતિ કરી, તથા તાલીઓ અને બુમો ચલાવ્યાં જ કરી, એટલે આખરે એલેક્ઝાડરે બેગોઅસને ભેટીને ચુબન કર્યું

અહીં તેના નૌસૈન્યનો સેનાપતિ નિઆર્કસ તેને આવી મળ્યો, અને તેની સફળતા હેવાથી એલેક્ઝાડર એટલો પ્રસન્ન થયો કે તેણે યુફ્રેટીસ નદીના મુખ આગળથી એક મોટો કાફલો લઇ અને જાતે તેની સાથે જઇ અરેબિઆ અને આફ્રિકાની પ્રદક્ષિણા કરી હર્ક્યુલીસના સ્તભોને રસ્તે ભૂમધ્યસમુદ્રમા આવવાની યોજના કરી આ માટે તેણે થેપ્સેકસ આગળ ન્હાના મોટા અનેક જાતના વ્હાણો બધાવવા માડયા અને ત્યા સુકાનીઓ અને ખલાસીઓ એકઠા કરવા માડયા.

પણ હિંદુસ્તાન ઉપરની તેની ચ્હડાઇમા તેની નડેલી મુશ્કેલીઓની, માલી પ્રજા સામેના યુદ્ધમા તેની પોતાની થયેલી ભયકર સ્થિતિની, તેના લશ્કરનો મોટો ભાગ નાશ પામ્યાની, અને તે પોતે હયાત છેક નહીં એ વિષેની અનેક અફવાઓને લીધે તેની સતનતના જુદા જુદા ભાગોમા તેની જીતેલી પ્રજાઓ બડોન્મુખ થઇ હતી, અને તેના સેનાપતિઓ અને સુબાઓ અનેક અન્યાય, જુલમ અને મદના આચરણ કરતા હતા,

તથા સર્વત્ર રાજ્યવિપ્લવ થવાનાં ચિન્હ જણાતાં હતાં. ગ્રીસમાં પણ ઓલિમ્પિયાસ અને ક્લીઓપેટ્રાએ એક થઇ જઇ એન્ટિપેટર સામે પક્ષ ઉભો કર્યો હતો, અને તેની પાસેથી સત્તા છીનવી લઇ ક્લીઓપેટ્રા મેકિડોનિયામાં અને ઓલિમ્પિયાસ ઇપાઇરસમાં સર્વોપરી થઇ બેઠી હતી. એલેકઝાંડરે આ સાંભળ્યું ત્યારે તે બોલ્યો કે ઓલિમ્પિયાસે પોતાનો ભાગ પસંદ કરવામાં ડાહપણ વાપર્યું જણાય છે. કેમકે મેકિડોનિયા કદાપિ સ્ત્રીની હકુમત સહન કરશે નહીં. " અને તેણે પોતાનો મોટી સફરનો વિચાર પડતો મુકી; નિઆર્કસને તેનો કાફલો સાથે દરિયાકાંઠાના પ્રાંતોમાં પોતાનો અમલ ફરી બેસાડવા મોકલ્યો, અને પોતે પણ સૈન્ય સાથે નીકળ્યો. રસ્તે જતાં તે સુસાઓને તેમની ગેરવર્તણુક માટે સજા કરતો ગયો. તેમાં એબુલાઇટીસના પુત્ર ઓકિસઆર્ટિસને તેણે પોતાને હાથે ભાલો મારી મારી નાખ્યો. અને એબુલાઇટીસ જ્યારે લશ્કર માટેના ખાનપાનાદિની સામગ્રીને બદલે ત્રણ હજાર ટેલંટ રોકડા લાવીને તેની સમક્ષ આવ્યો, ત્યારે તેણે એ નાણું તેને પોતાના ઘોડાઓને નાખવા કહ્યું. ઘોડાએ તે ન ખાધું ત્યારે તે બોલ્યો " આ સામગ્રી શા ખપની છે ? " અને એબુલાઇટીસને કેદ કરવા હુકમ કર્યો. જ્યારે તે ઇરાનમાં આવ્યો ત્યારે તેણે તે દેશના જૂના રીવાજ મુજબ ત્યાંની સ્ત્રીઓમાં દ્રવ્ય વ્હેંચ્યું. ત્યાંના રાજાઓ લ્હડાઇ પૂરી કરી પાછા સ્વદેશ આવતા ત્યારે ત્યાંની દરેક સ્ત્રીને એક સોનૈયો આપતા. આ રીવાજને લીધે ત્યાંના ઘણા રાજાઓ લ્હડાઈ પૂરી કરીને ત્યાં જવલે જ આવતા. અને ઓકસ રાજા તો એક વાર પણ આવેલો નહીં. દ્રવ્ય બચાવવાની ખાતર તેને સ્વદેશનો ત્યાગ કરવો ઠીક લાગ્યો. પછી કાઇરસ શહેનશાહની કબર તૂટેલી અને લૂટાયેલી જોઇને એલેકઝાંડરે એ ઘોર કર્મ કરનારને પકડ્યો, અને તે મેકિડોનિયાના પેલા શેહેરનો વતની હતો તથા સારી પ્રતિષ્ઠાવાળો માણસ હતો તોપણ તેણે તેને દેહાંત શિક્ષા કરી. કબરનો ઇરાની ભાષાનો લેખ હતો તેની નીચે તેણે એ જ અર્થનો ગ્રીક લેખ કોતરાવ્યો તે નીચે પ્રમાણે હતો.

" અરે માનવી ! તું ગમે તે હો, અને ગમે ત્યાંથી આવતો હો, ( તું આવીશ જ એ હું જાણું છું ) હું ઇરાની શહેનશાહતનો સ્થાપનાર કાયરસ છું; મ્હારા શબ ઉપર જે આ થોડી માટી પાથરી છે તેનો લોભ ન કરીશ.

અસ્તોદય અને પાર્થિવ મોટાઇના વારાફેરાનું સ્પષ્ટ ભાન કરાવતા આ શબ્દો વાંચીને એલેકઝાંડરના મન ઉપર ઉંડી અસર થઇ.

અહીં આ સમયે કેલેનુસ થોડા વખત ચૂંકના વ્યાધિથી માંદો રહ્યો એટલે તેણે પોતાની ચિતા ખડકાવવા વિનતિ કરી. તે તેની પાસે ઘોડેસવાર થઇ આવ્યો, દેવોને ઐહિક પ્રાર્થના કરી, પોતે પોતાને અભિષેક કર્યો, અને પોતાના વાળનો થોડો ભાગ કાપી પ્રથમ તે અગ્નિને સમર્પ્યો અને પછી તે પોતાના મેકિડોનિયન મિત્રોને છેલ્લી સલામ કરીને તથા તેમને તે દિવસ આનંદોત્સવમા અને રાજાની સલામતી પીવામાં ગાળવાની વિનતિ કરીને ચિતા ઉપર ચ્હડી સુતો. રાજાની સલામતી પીવાનું કહેતાં કહેતાં તે બોલી ગયો કે "હું એમને પાછો થોડા જ વખતમાં બેબિલોનમા મળીશ." ચિતા ઉપર સુઇને તેણે માથુંમ્હોડું ઢાંકી લીધાં અને અગ્નિ બળતો બળતો તેના શરીરને લાગ્યો, પણ સુતા પછી તે તે જ

સ્થિતિમાં બિલકુલ હાલ્યા ચાલ્યા વગર સ્થિર રહ્યો અને એ પ્રમાણે તેણે હિંદુસ્તાનના ફિલસુફોની રીત મુજબ પોતાની જાતનો ઉપહાર સંપૂર્ણ કર્યો. ઘણા વર્ષો પછી બીજો એક હિંદુસ્તાનવાસી ફિલસુફ સીઝરની સાથે એથન્સ આવ્યો. હતો તે પણ એ પ્રમાણે જીવતો બળી મુવો હતો, અને એથન્સમાં અદ્યાપિ એ "હિંદુસ્તાનવાસીની કબર" બતાવવામાં આવે છે.

કેલેનુસની ચિતા આગળથી પાછા ફરતાં એલેક્ઝાંડરે પોતાના મિત્રો અને સરદારોને ભોજનનું આમન્ત્રણ કર્યું. અને એ ભોજન દરમિયાન જે સૌથી વધારે દારૂ પીએ તેને ઇનામ આપવા વચન આપ્યું. એક જણે ચાર માપ† દારૂ પીધો અને નીમેલું એક ટેલટનું ઇનામ લીધું; પણ તે પછી તે ત્રણ દિવસ જ જીવ્યો. અને કેરીસ કહે છે કે બીજાઓએ પણ એટલું બધું પાન કર્યું કે પછી તુરત અત્યંત શરદ હવા થવાથી તેમનામાંના બીજા એકતાળીસ જણ મુવા.

સુસા આવીને તે પોતે ડરાયસની પુત્રી સ્ટેટાઇરાને પરણ્યો અને તેના મિત્રોને તેણે ખાનદાન ઇરાની કન્યાઓ સાથે પરણાવ્યા. પોતાના સરદારોને પણ સૌસૌની યોગ્યતા પ્રમાણે ખાનદાન કન્યાઓ આપી અને આ લગ્નો તથા તે પ્હેલાં થયેલાં મેકિડોનિયન અને ઇરાની સ્ત્રીઓ વચ્ચેનાં લગ્નોની ખુશાલીમાં તેણે એક જંગી ખાણું આપ્યું. તેમાં કહે છે કે મેમાનોની સંખ્યા નવ હજારથી ઓછી ન હતી. અને તોપણ તે દરેક મેમાનને તેણે મદ્યપાનના આરંભે કરવાના મદ્યસિંચન માટે એક સોનાનો પ્યાલો ભેટ આપ્યો. તેની બેહદઉદારતાના બીજા દાખલાઓ ન ગણાવતાં એટલું જ કહેવું બસ થશે કે આ વખતે તેણે તેના લશ્કરના બધા માણસોનાં કરજો નવ હજાર સાઠસો સિત્તોતેર ટેલંટ ખર્ચીને પતાવી આપ્યાં.

લશ્કરમાં એક કાણો સરદાર: હતો તેણે કરજદારોની યાદીમાં પોતાનું નામ નોંધાવી એક લેણદારને ઉભો કર્યો અને તેની પાસે કહેવડાવ્યું કે તે એની પાસે આટલી રકમ માગે છે. એલેક્ઝાંડરે તે રકમ આપી પણ પાછળથી તેને માલુમ પડ્યું કે તે સરદારે આ સર્વ બનાવટી હકીકત જાહેર કરી હતી. આ ઉપરથી તેણે તેને બરતરફ કર્યો અને દરબારમાં પગ મુકવાની મના કરી. તે સિપાહગિરિમાં સારો હતો અને બહુ વફાદાર હતો. ફિલિપ રાજાની હયાતીમાં પેરિન્થસના ઘેરામાં તેણે સારી નામના મેળવી હતી. એ ઘેરા દરમિયાન તેને આંખમાં એક તીર વાગ્યું પણ તે ન તેણે કઢાવવા દીધું કે દુશ્મન હારીને કિલ્લામાં ભરાયા ત્યાં સુધી ન તે રણક્ષેત્રમાંથી ખસ્યો. આ વખતે પોતાને હાથે જ કરેલા કૃત્યથી જે નામોશી થઇ તે તેનાથી ખમાઇ નહીં. અને તે એટલો ગમગીન તથા ઉદાસ રહેવા લાગ્યો કે તે આત્મહત્યા કરશે એવો સંભવ જણાયો. એટલે એલેક્ઝાંડરે તેને માફી આપી અને જે દ્રવ્યને માટે તેણે કાવત્રુ રચ્યું તે પણ તેને રાખવા દીધું. જે ત્રીસ હજાર છોકરાઓને તેણે લશ્કરી અને બીજી કેળવણી લેવા માટે શિક્ષકોને સોંપ્યા હતા તે મોટા થઇ ગયા હતા, બળમાં અને સૌંદર્યમાં વધ્યા હતા, અને કસરતો અને કવાયતો બહુ સારી છટા અને કાબેલિયતથી કરી શકતા હતા. એલેક્ઝાંડર તેમને જોઇને બહુ

† રસ્ટ્રે પાઇન્ટ. પ્રવાહી પદાર્થ માટેનું ગ્રીક માપ પ્રેક્ષ્ટ પાઇન્ટનું હતું.

પ્રસન્ન થયો. મેકિડોનિયનો આથી ખિન્ન થયા; અને તેમને લાગ્યું કે રાજા હવે તેમની ઓછી દરકાર રાખશે. તેથી જ્યારે માંદા અને ઘવાયેલા સિપાહીને તેણે સ્વદેશ મોકલવા માટે દરિયાકાંઠે જવા હુકમ કર્યો, ત્યારે આખું લસ્કર પોતાના હકમાં નુકશાન થતું હોય અને પોતાના ઉપર જુલમ થતો હોય એમ ગણવા લાગ્યું. તેઓ કહેવા લાગ્યા, "રાજાએ આ બીચારાઓ પાસે કસી કસીને સેવા કરાવી છે અને હવે તે તેમને નામોશી સાથે પાછા મોકલે છે; એ એની નોકરીમાં દાખલ થયા ત્યારે કેવા હતા અને હવે કેવી દશામાં તે તેમને પાછા તેમનાં માબાપ પાસે ધકેલી મુકે છે? અમને સૌને એ કેમ કહાડી મુકતો નથી? બધા જ મેકિડોનિયનો હવે નકામા પડયા છીએ; આ એના જુવાન નરોનું લસ્કર તૈયાર થયું છે તેને લઇને એ ભલે જાય અને આખી દુનિયા જીતી આવે". આવી બંડખોર વર્ત્તણુકથી એલેક્ઝાંડર બહુ ગુસ્સે થયો. તેણે તેમને સારી પેઠે ઠપકો દીધો. અને પછી પોતાના પહેરા ઉપર તેમને કહાડી મુકી ઇરાનીઓને નીમ્યા તથા બીજા અધિકારો પણ ઇરાનીઓને આપવા માંડયા. પણ પોતાનો આ પ્રમાણે તુચ્છકાર થવાથી અને રાજાને નવા રક્ષકો સાથે જોઇને તેઓ દીન થઇ ગયા. તેઓ માંહોમાંહ કલ્પાંત કરવા લાગ્યા અને ઇર્ષ્યાથી અને રોષથી લવવા લાગ્યા. આખરે તેઓ શસ્ત્ર મુકી દઇ અને માત્ર અંદરનાં વસ્ત્ર પહેરીને રાજાના તખ્ત પાસે જઇને ઉભા અને આંસુ પાડતા તથા રોતા રોતા કહેવા લાગ્યા કે તેમની નીચતા અને કૃતઘ્નતાને જેટલી સજા થાય તેટલી ઓછી છે; રાજાને તેમના ઉપર જેટલો કોપ કરવો હોય તેટલો તે ભલે કરે. એલેક્ઝાંડરનું હૃદય પીગળ્યું. પણ પ્રથમ તેણે કંઇ લક્ષ ન આપ્યું. આ પ્રમાણે તેઓ રોતા અને કકળતા અને પોતાના વ્હાલા રાજાને બોલાવતા બે દિવસ અને બે રાત સુધી ત્યાં ઉભા. ત્રીજે દિવસે એલેક્ઝાંડર બ્હાર આવ્યો અને તેમની દીનતા અને ગમગીની જોઇને એ પણ તેમની સાથે ઘણા વખત સુધી રોવા લાગ્યો. પછી તેણે તેમને તેમની ગેરવર્ત્તણુક માટે માયાળુપણે બે શબ્દ કહ્યા અને તેમની સાથે છૂટથી વાતચીત કરવા લાગ્યો. જેઓ હવે વધારે નોકરી કરવાને ના લાયક જ થયા હતા તેમને તેણે ભારે ભારે ઇનામો આપી વિદાય કર્યા. અને એન્ટિપેટરને હુકમ લખ્યો કે બધા તમાશાઓ અને જાહેર મેળાવડાઓમાં એ સિપાહીને માન આપવું, તેમને સારી સારી ઓખરાતી બેઠકો આપવી અને હારતુરા પ્હેરવા દેવા. અને જે સિપાહી તેની નોકરીમાં પડયા હતા તેમના ફરજંદોને તેમનો પગાર ચાલૂ રાખવાનો પણ તેણે હુકમ કર્યો.

જ્યારે તે મીડિયા પ્રાંતના એક્બાટાના નગરમાં આવ્યો ત્યારે જરૂરી કામ ઉકેલી લઇ તેણે પાછા ખેલો અને તમાશાઓ શરૂ કર્યા. આ માટે ગ્રીસથી ત્રણ હજાર નટો અને કારીગરો નવા જ આવેલા હતા. પણ કમનસીબે પછી થોડા દિવસમાં જ હિફીસ્ટિઅનને તાવ આવ્યો. એ જુવાન અને વળી સિપાહ બાવડો હતો; તેનાથી પથ્ય પાળી શકાયું નહીં. તેનો વૈદ્ય નાટક જોવા ગયો ત્યારે તેણે ભોજનમાં મુરઘી ખાધી અને અત્યંત ઠંડો કરેલો દારૂ પીધો. આથી તેનો તાવ વધ્યો અને તે થોડા દિવસમાં મરી ગયો. આ બનાવ વખતે એલેક્ઝાંડરનો શોક મર્યાદામાં ન રહ્યો. તેણે સર્વત્ર શોક પળાવ્યો તેમાં ઘોડા અને ખચ્ચરોના પણ વાળ પડાવ્યા અને કિલ્લાઓના બુરજો પણ તોડાવ્યા. વૈદનો બીચારાનો તેણે ક્રોસ સાથે જડી નિર્દય રીતે જીવ લીધો. ઘણા વખત સુધી છાવણીમાં

ગામાં પ્રસરી રહે છે તેમ ખિન્ન થયેલા મગજમાં વહેમ પ્રસરી જાય છે અને તેને નીચ ભય અને મૂર્ખતાથી ભરી દે છે. એલેક્ઝાંડરની આવી જ દશા થઇ. પરંતુ હિફિસ્ટિઅન વિષે તેણે કરેલી પૃચ્છાઓના જવાબમાં કેટલીક દેવવાણીઓ આવવાથી તેણે પોતાનો શોક દૂર કર્યો અને ઉત્સવના ઉપહારોમાં અને જ્યાફતોમાં પડયો.

એક દિવસે નિઆર્કસને આમંત્રી તેના માનમાં આપેલું ઉત્કૃષ્ટ ખાણું પૂરૂં થતાં તે તેની ટેવ પ્રમાણે તાજો થવા માટે ન્હાયો; અને પછી તે સુવા જતો હતો ત્યાં મીડિઅસ આવ્યો. તે બહુ વિનંતિ કરીને તેને પોતાને ત્યાંના ખાણામાં ખેંચી ગયો. ત્યાં તેણે તે રાતનો ભાગ અને બીજો આખો દિવસ પાનમાં ગાળ્યો, અને તેને તાવ આવ્યો. કેટલાક કહે છે કે હર્ક્યુલીસના પ્યાલામાંથી તેણે દારૂ પીધો કે તુરત તેને તાવ ચ્હડયો; બીજા કહે છે કે તેની પીઠમાં એકાએક ભાલો વાગ્યો હોય એવી શૂળ નીકળી. પણ આ હકીકતો કલ્પિત છે અને આવા મહાપુરુષની જીંદગીના છેલ્લા દેખાવમાં વિલક્ષણતા અને હૃદય વેધકતા આણવા ઇચ્છતા લેખકોની બનાવટ માત્ર છે. એરિસ્ટોબ્યુલસ લખે છે કે તેને અત્યંત તાવ હતો તે દરમિયાન જ અસહ્ય તરસ લાગતાં તેણે દારૂ પીધો; આથી તેને સંનિપાત થઇ ગયો, અને જ્યુન મહિનાની ત્રીશમી તારીખે તેનો દેહ પડયો. પણ તેની નિત્યનોંધમાં નીચે પ્રમાણે હકીકત છે. "જ્યુન માસની અઢારમી તારીખે તે તાવ આવવાથી પોતાની ન્હાવાની ઓરડીમાં જ સુઇ રહ્યો. બીજે દિવસે સ્નાન કરીને તે પોતાના ઓરડામાં આવ્યો અને મીડિઅસની સાથે કલાકો સુધી પાસાદાવ રમ્યો. સાંઝે તે ફરી ન્હાયો અને દેવોને ઉપહાર અર્પણ કરી જમ્યો. રાતે તેને પાછો તાવ આવ્યો. વીશમીએ પણ તે ન્હાયો અને નિયમ મુજબ ઉપહાર અર્પણ કરીને ન્હાવાના ઓરડામાં જ બેઠો અને નિઆર્કસની સફરનો વૃત્તાંત તથા મહાદરિયે તેણે કરેલાં અવલોકનોની હકીકત સાંભળવામાં દિવસ ગાળ્યો. એકવીશમીનો દિવસ પણ તેણે એમ જ ગાળ્યો; એ દિવસે તેનો તાવ વધ્યો; અને આખી રાત તે હેરાન થયો. બાવીશમીએ તાવ અત્યંત વધ્યો. તેણે પોતાનું બીછાનું ખસેડાવી મોટા સ્નાનગૃહમાં મુકાવ્યું; ત્યાં તેણે પોતાના સરદારો સાથે લશ્કરની ખાલી પડેલી જગાઓ માટે અનુભવી માણસો નીમવા વિષે વાતચીત કરી. ચોવીશમીને દિવસે તેની તબિયત વધારે બગડી. પણ ઉપહાર અર્પણ કરતી વખતે તેની ઇચ્છાથી તેને બીછાનામાંથી ઉચકીને કુંડ આગળ લઇ જવામાં આવ્યો. તે દિવસે તેણે હુકમ કર્યો કે મુખ્ય સરદારોએ સ્નાનગૃહની પરસાળમાં હાજર રહેવું. અને તેથી ઉતરતી પંક્તિના અધિકારીઓએ આખી રાત બ્હાર ચોકી કરવી. પચ્ચીશમી તારીખે તેને નદીને સામે કાંઠે તેના મહેલમાં લઇ જવામાં આવ્યો. ત્યાં તેને થોડીક ઉંઘ આવી પણ તેનો તાવ હઠયો નહીં; અને જ્યારે સરદારો તેના ઓરડામાં આવ્યા ત્યારે તે અવાચક હતો. છવ્વીશમીએ પણ તે અવાચક રહ્યો. મેકિડોનિયનોએ ધાર્યું કે તે મરી ગયો, અને તેઓ દરવાજા આગળ આવી એટલો શોરબકોર કરવા લાગ્યા અને મોટા સરદારોને એવી ધમકીઓ આપવા લાગ્યા કે તેમને તેઓને અંદર આવી વગર હથિયારે અને ગુપચુપ રાજાના બીછાના આગળ થઇને તેને નજરે જોઇ ચાલ્યા જવા દેવાની ફરજ પડી. સત્તાવીશમી તારીખે પાઇથોન અને સેલ્યુકસે સિરેપિસ દેવને પૃચ્છા કરી કે તેની રજા હોય તો તેઓ એલેક્ઝાંડરને તેના મંદિરમાં આણે; દેવે આજ્ઞા કરી કે છે ત્યાંથી તેને ખસેડવો નહીં. અઠ્ઠાવીશમીએ‡ સાંઝે તે મરી ગયો." આ હકીકત તેની નિત્યનોંધમાંથી લગભગ શબ્દેશબ્દ ઉતારી છે.

‡ જુઓ ઉપર ટિપ્પણ ૨.

આ વખતે તેને ઝેર દેવાયું હશે એવો કોઇને વહેમ ન ગયો. પણ કહે છે કે, ૭ વર્ષ વહી ગયા પછી ઓલિમ્પિયાસને કંઇ બાતમી મળી; તે ઉપરથી તેણીએ કેટલાક માણસોને મારી નાંખ્યા અને ઇઓલોસે તેને ઝેર આપ્યું હશે એવી ધારણાથી તેના શબને તેની કબરમાંથી ખોદી કહડાવ્યું. જેઓ કહે છે કે એન્ટિપેટરને આવું ઘોર કર્મ કરવાની સલાહ આપનાર અને તેને બેબિલોન મોકલવામાં આવેલું ઝેર પણ પૂરૂં પાડનાર એરિસ્ટોટલ હતો તેઓ પોતાના મત માટે હેગ્નોથેમીસનો આધાર બતાવે છે. અને તેઓ કહે છે કે હેગ્નોથેમીસને આ વાત રાજા એન્ટીગોનસે કહી હતી. વળી એ ઝેર વિષે તેઓ કહે છે કે આર્કેડિઆમાં નોનેક્રિસ જીલ્લામાં એક ખડકમાંથી પાણી જેવો જ પણ અત્યંત ઠંડો ઝેરી પ્રવાહી ઝરે છે તે એ ઝેર હતું. તેનાં ટીપાં ઝાકળનાં ટીપાંની માફક એકઠાં થાય છે અને તે ગધેડાના દાબડામાં રાખવું પડે છે કેમકે બીજી સર્વ જાતના પાત્રોમાંથી તે ફુટી નીકળે છે. પણ આ ઝેર દેવાની વાત ઘણાખરા છેક ખોટી માને છે, અને તે ખોટી માનવા માટે આ બહુ મજબૂત દલીલ છે કે એલેકઝાંડરનું શબ તેના સરદારો વચ્ચેની તકરારોને લીધે ઘણા દિવસ સુધી એમને એમ પડી રહ્યું, અને તેમાં મસાલા વગેરે કંઇ ભરવામાં આવ્યું નહતું તથા બેબિલોનની હવા ઉષ્ણ હતી તો પણ તેમાં કંઇ વિકાર પેદા થયો નહીં અને તે એવું ને એવું નિર્મલ રહ્યું.

રોકસાનાને ગર્ભ હતો અને તેથી મેકિડોનિયનો તેને ઘણું માન આપવા લાગ્યા. સ્ટેટાઇરા રાણી સાથે તેણીએ કપટ કર્યું. એલેકઝાંડરના નામનો એક બનાવટી કાગળ મોકલીને તેણીને તેણે પોતાના કબજામાં લીધી, અને પછી તેણીને તથા તેની બહેનને મારી નાખી બન્નેનાં શબ કુવામાં નાખી દીધાં, કુવો પુરી દીધો. આ કૃત્યમાં રોકસાના સાથે પર્ડિક્કસ પણ સામેલ હતો. એલેકઝાંડરના મોત પછી મુખ્ય સત્તા એ પર્ડિક્કસના હાથમાં જ હતી. એરિડીઅસને તે રાજા કહેતો અને બધુ તેને નામે કરતો, પણ ખરૂં જોતાં એરિડીઅસ માત્ર નામનો રાજા હતો. એ ફિલિપનો એક હલકી સ્ત્રીના પેટનો પુત્ર હતો. ન્હાનપણમાં તે ચાલાક અને સારો જણાતો હતો; પણ પછી ઓલિમ્પિયાસે તેને દવાઓ આપી તેથી તેનુ શરીર અને તેની બુદ્ધિ બન્ને હમશને માટે નબળાં પડી ગયાં.



તેણે તમામ ગાનતાન બંધ કર્યું; પછી જ્યુપિટર-એમનની દેવવાણી આવી કે હિફીસ્ટિઅનને દેવોથી બીજું માન આપવું અને તેની પાછળ ઉપહારાદિ અર્પણ કરવા. એટલે એલેક્ઝાંડરે શોક મુક્યો, અને મિત્રવિરહનું દુઃખ વિસારે પાડવા શિકારમાં પડ્યો. પણ એ શિકાર માણસોનો હતો, એટલે કે તેણે લડાઇ આરંભી. કુસ્સીઅનોની સામે તેણે ચઢાઇ કરી અને તે પ્રજાના સર્વ વયે પહોંચેલા પુરુષોની કતલ કરી. અને તેણે કહ્યું કે, "મેં હિફીસ્ટિઅનના પ્રેતને આ માણસોના ઉપહાર અર્પણ કર્યા."

હિફીસ્ટિઅનની કબર અને તેની સમાધિ પાછળ તેણે દશ હજાર ટેલંટ ખર્ચવાનો નિશ્ચય કર્યો, અને એ ઇમારતોની બાંધણી તથા કારીગરી તેમના મોટા કદ અને કિંમત કરતાં પણ વિશેષ ખીલી નીકળે એવી તેની ધારણા હતી. તેથી તેણે તેની બવ્ય અને પ્રૌઢ કલ્પના માટે વિખ્યાત થયેલા સ્ટેસિક્રેટિસ નામના શિલ્પી પાસે એ ઇમારતો રચાવવા ઇચ્છા કરી. એ શિલ્પીએ થોડા વખત ઉપર એલેક્ઝાંડરને કહ્યું હતું કે "થ્રેસમાંના એથોસ પર્વતને કોતરી તેની એક આખી માનવ આકૃતિ નિર્માં શકાય; અને તમે હુકમ આપો તો તેનું તમારૂં બાવલું બનાવું. એના જેવું અવિનાશી અને પ્રૌઢ બીજું બાવલું બને જ ક્યાંથી! વળી એ બાવલાના ડાબા હાથમાં દશ હજાર માણસની વસ્તીનું એક નગર આવી રહેશે, અને તેના જમણા હાથમાંથી એક નદી વેગથી વ્હેતી વ્હેતી દરિયામાં જઇ ભળશે. એલેક્ઝાંડરે એ યોજના માટે મંજુરી ન આપી. પણ આ વખતે તે તેના શિલ્પીઓ સાથે એથી પણ વધારે ગીમોટ્સંગી અને અતિ ખરચાળ યોજનાઓ ઘડવામાં અને અને આદરવામાં પડ્યો.

તે બેબિલોન તરફ કુચ કરતો હતો તેવામાં નિઆર્કસ પોતાની દરિયાઇ સફર પૂરી કરી યુફ્રેટીસ નદીના મુખમાં પેસી આગળ આવતો આવી પ્હોંચ્યો. તેણે ખબર કર્યા કે કેટલાક કાલ્ડીઅન ભવિષ્યદૃષ્ટાઓએ ખાસ તેની પાસે આવીને તેને કહ્યું હતું કે રાજાએ બેબિલોન શેહેરમાં ન પેસવું. પણ એલેક્ઝાંડર એ આગાહી ઉપર લક્ષ ન આપતાં આગળ વધ્યો. તે શેહેરની દિવાલો પાસે આવતાં તેણે સંખ્યાબંધ કાગડાઓ લડતા જોયા, તેમાંના કેટલાક મુવેલા તેના પગ આગળ પડ્યા. પછી થોડા સમયમાં બેબિલોનના સૂબા એપોલોડોરસે તેનું ભવિષ્ય જાણવા દેવોને ઉપહાર અર્પણ કર્યા એવી ખબર મળવાથી એલેક્ઝાંડરે તે સૂબાના ભવિષ્યદૃષ્ટાને ખાનગીમાં બોલાવ્યો. અને પૂછ્યું ત્યારે તેણે એ વાતનો ઇનકાર ન કર્યો. અને એલેક્ઝાંડરના સવાલના જવાબમાં તેણે ખબર આપી કે બલિના પિત્તાશયનો ઉપલો ભાગ ન હતો. એલેક્ઝાંડર બોલ્યો, "ખરેખર બહુ જ માઠું શકુન!" તેણે એ ભવિષ્યદૃષ્ટાને કંઇ ઇજા ન કરી. પણ તેના મનમાં થયું કે નિઆર્કસની ચેતવણી માની હોત તો ઠીક થાત, અને તે ઘણોખરો વખત શેહેર બ્હાર તંબુમાં અને યુફ્રેટીસ નદીમાં આમ તેમ સહેલ કરવામાં ગાળવા લાગ્યો. બીજા પણ કેટલાક અપશકુનો થયા તેથી તેનું ચિત્ત વધારે વ્યગ્ર થયું. બેબિલોનમાં તેણે રાખેલા સિંહોમાં જે સૌથી વધારે કદાવર અને દેખાવડો હતો તેની ઉપર એક ગધેડો પડ્યો અને એ ગધેડાની લાતથી સિંહ મરી ગયો.-અને એક દિવસે તે તેલમર્દન માટે નગ્ન થયો, અને પછી દડે રમતો હતો; તે રમત થઇ રહી એટલે તેની સાથે રમનારા તેના સાથીઓ તેનાં કપડાં લાવવા ગયા, તો તેમણે એક અજાણ્યા માણસને રાજાનાં વસ્ત્ર અને તેનો મુકુટ ધારણ કરી ગાદી ઉપર

બેઠેલા જોયો. તેમણે તેને સવાલો પૂછ્યા તેનો લાંબા વખત સુધી તેણે કંઇ જવાબ ન આપ્યો, પણ આખરે શુદ્ધિમા આવીને તે બોલ્યો· "મ્હારૂ નામ ડાયોનીસિયસ, હુ મેસ્સેની વાસી છુ, મ્હારી સામે તહોમત આવતાં હુ વ્હાણમા બેસી અહીં આવ્યો. અહીં ઘણો વખત થયા હુ કેદમા હતો. આજે સિરેપિસ દેવે મ્હને દર્શન દીધા, મ્હારી બેડીઓ તોડી નાખી, અને મ્હને અહીં આણી આ સર્વ ધારણ કરી આ સ્થળે બેસી મુગા રહેવા આજ્ઞા કરી પોતે અદૃશ્ય થઇ ગયા અને હુ ત્યારનો અહીં બેઠો છુ." એલેકઝાંડરે તેના ભવિષ્ય દૃષ્ટાઓની સલાહથી એ માણસને મારી નાખ્યો પણ તેના મનનો ઉદ્વેગ વધતો ગયો. દેવો તેને મદદ કરશે એવો તેનો વિશ્વાસ હઠી ગયો, અને તેના મિત્રો ઉપર તેને વહેમ આવવા માડ્યો. તેને સૌથી વધારે ભય એન્ટિપેટર અને તેના પુત્રોનો લાગ્યો. એન્ટિપેટરનો ઇઓલૌસ નામનો એક પુત્ર તેનો સાકી હતો, અને કેસેન્ડર નામનો બીજો પુત્ર હમણા જ મેકિડોનિયાથી આવ્યો હતો. એ કેસેન્ડર કેટલાક જગલીઓને રાજા આગળ સાષ્ટાંગ નમસ્કાર કરતા જોઇને, તે દેખાવની વિચિત્રતાથી અને માત્ર ગ્રીક રીતરીવાજનો જાણીતો હોવાથી ખડખડ હસી પડ્યો. એલેકઝાંડરને આ અપમાનથી એટલો ગુસ્સો ચ્હડ્યો કે તેણે બન્ને હાથે તેના વાળ પકડીને તેનુ માથુ દિવાલમા અફાળ્યુ. બીજે વખતે એન્ટિપેટર સામે કેટલાક ફરિયાદ કરવા આવેલા તે વખતે કેસેન્ડરે પોતાના પિતાનો બચાવ કરવા યત્ન કર્યો. ત્યારે એલેકઝાંડર તે બોલતો હતો તે દરમિયાન જ બોલી ઉઠ્યો. "શુ ? તુ એમ સમજે છે કે લોકો વિના કારણ જ આટલી લાંબી મુસાફરી કરતા હશે અને ત્હારા પિતાને ખોટા વગોવતા હશે ?" કેસેન્ડરે જ્યારે જવાબમા કહ્યું કે "તેઓ પુરાવાથી, અને તેમની વાત તોડી શકે એવા લોકોથી આટલા બધા દૂર આવ્યા છે એ ઉપરથી જ તેમની વાત કેટલી લૂલી હશે એ કલ્પી શકાય છે." ત્યારે એલેકઝાંડરે સ્મિત કર્યું અને તે બોલ્યો "આ દલીલો એરિસ્ટોટલના હેત્વાભાસોમાની છે અને તે સામસામા બન્ને પક્ષમા વાપરી શકાય એવી છે, એટલે માત્ર એવી દલીલો ઉપરથી કશુ સિદ્ધ થતુ નથી, પણ તુ ખાતરી રાખજે કે જો આ માણસોને લેશ પણ અન્યાય મળેલો જણાશે તો તને અને ત્હારા પિતા બન્નેને સખ્ત સજા કરવામા આવશે"

આ અને આવી બીજી ધમકીઓથી કેસેન્ડરના મન ઉપર એટલી ઉંડી અસર થયેલી કે ઘણા વર્ષો પછી જ્યારે તે મેકિડોનનો રાજા અને આખા ગ્રીસનો સ્વામી થયો હતો ત્યારે પણ એક વાર ડેલ્ફીમા તે બાવલાઓ જોતો જોતો ફરતો હતો તે દરમિયાન એલેકઝાંડરના બાવલા ઉપર તેની નજર એકાએક પડી તેની સાથે જ કહે છે કે ભયને લીધે તેનું આખુ શરીર કંપી ઉઠ્યુ અને તેની આંખે અધારા આવી ગયા તથા મગજ બ્હેર મારી ગયુ અને તે પાછો કેટલોક વખત વીત્યા પછી જ સાવધ થઇ શક્યો.

જ્યારે એલેકઝાંડર વહેમને વશ થઇ ગયો ત્યારે તેનુ મન નજીવા કારણોથી પણ દહેશત ખાવા અને ભયભીત થવા લાગ્યુ. જરા પણ વિચિત્રતાવાળો કે અસામાન્ય ગમે તેવો હલકો બનાવ બને કે તે તેને શકુન કે ચમત્કારમા ગણવા લાગ્યો દરબારમા ભવિષ્યદૃષ્ટાઓ અને દેવસેવકો ઉભરાઇ રહ્યા, અને ઉપહારો અર્પણ કરવાનું અને દેવોને સંતોષવાનું અને ભવિષ્ય જોવાનુ કામ ધમધોકાર ચાલી રહ્યુ ખરેખર, અનાસ્થા અને દેવોની અવગણના અનિષ્ટકર છે, પણ વહેમ તેથી વધારે અનિષ્ટકર છે. પાણી જેમ નીચી જ-

ગામાં પ્રસરી રહે છે તેમ ખિન્ન થયેલા મગજમાં વહેમ પ્રસરી જાય છે અને તેને નીચ ભય અને મૂર્ખતાથી ભરી દે છે. એલેક્ઝાંડરની આવી જ દશા થઇ. પરંતુ હિફિસ્ટિઅન વિષે તેણે કરેલી પૃચ્છાઓના જવાબમાં કેટલીક દેવવાણીઓ આવવાથી તેણે પોતાનો શોક દૂર કર્યો અને ઉત્સવના ઉપહારોમાં અને જ્યાફતોમાં પડ્યો

એક દિવસે નિઆર્કસને આમંત્રી તેના માનમાં આપેલું ઉત્કૃષ્ટ ખાણું પૂરું થતાં તે તેની ટેવ પ્રમાણે તાજો થવા માટે ન્હાયો, અને પછી તે સૂવા જતો હતો ત્યાં મીડિઅસ આવ્યો. તે બહુ વિનંતિ કરીને તેને પોતાને ત્યાંના ખાણામાં ખેંચી ગયો. ત્યાં તેણે તે રાતનો ભાગ અને બીજો આખો દિવસ પાનમાં ગાળ્યો, અને તેને તાવ આવ્યો. કેટલાક કહે છે કે હર્ક્યુલીસના પ્યાલામાંથી તેણે દારૂ પીધો કે તુરત તેને તાવ ચઢ્યો, બીજા કહે છે કે તેની પીઠમાં એકાએક ભાલો વાગ્યો હોય એવી શૂળ નીકળી પણ આ હકીકતો કલ્પિત છે અને આવા મહાપુરુષની જીંદગીના છેલ્લા દેખાવમાં વિલક્ષણતા અને હૃદયવેધકતા આણવા ઇચ્છતા લેખકોની બનાવટ માત્ર છે. એરિસ્ટોબ્યુલસ લખે છે કે તેને અત્યંત તાવ હતો તે દરમિયાન જ અસહ્ય તરસ લાગતાં તેણે દારૂ પીધો, આથી તેને સન્નિપાત થઇ ગયો, અને જુન મહિનાની ત્રીશમી તારીખે તેનો દેહ પડ્યો પણ તેની નિત્યનોંધમાં નીચે પ્રમાણે હકીકત છે. "જુન માસની અઢારમી તારીખે તે તાવ આવવાથી પોતાની ન્હાવાની ઓરડીમાં જ સૂઇ રહ્યો. બીજે દિવસે સ્નાન કરીને તે પોતાના ઓરડામાં આવ્યો અને મીડિઅસની સાથે કલાકો સુધી પાસાદાવ રમ્યો. સાંઝે તે ફરી ન્હાયો અને દેવોને ઉપહાર અર્પણ કરી જમ્યો. રાતે તેને પાછો તાવ આવ્યો. વીશમીએ પણ તે ન્હાયો અને નિયમ મુજબ ઉપહાર અર્પણ કરીને ન્હાવાના ઓરડામાં જ બેઠો અને નિઆર્કસની સફરનો વૃત્તાંત તથા મહાદરિયે તેણે કરેલાં અવલોકનોની હકીકત સાંભળવામાં દિવસ ગાળ્યો. એકવીશમીનો દિવસ પણ તેણે એમ જ ગાળ્યો, એ દિવસે તેનો તાવ વધ્યો, અને આખી રાત તે હેરાન થયો. બાવીશમીએ તાવ અત્યંત વધ્યો. તેણે પોતાનું બીછાનું ખસેડાવી મોટા સ્નાનગૃહમાં મુકાવ્યું, ત્યાં તેણે પોતાના સરદારો સાથે લશ્કરની ખાલી પડેલી જગાઓ માટે અનુભવી માણસો નીમવા વિષે વાતચીત કરી ચોવીશમીને દિવસે તેની તબિયત વધારે બગડી. પણ ઉપહાર અર્પણ કરતી વખતે તેની ઇચ્છાથી તેને બીછાનામાંથી ઉચકીને ઠેઠ આગળ લઇ જવામાં આવ્યો. તે દિવસે તેણે હુકમ કર્યો કે મુખ્ય સરદારોએ સ્નાનગૃહની પરસાળમાં હાજર રહેવું અને તેથી ઉતરતી પંક્તિના અધિકારીઓએ આખી રાત બ્હાર ચોકી કરવી. પચ્ચીશમી તારીખે તેને નદીને સામે કાંઠે તેના મહેલમાં લઇ જવામાં આવ્યો. ત્યાં તેને થોડીક ઉંઘ આવી પણ તેનો તાવ હઠ્યો નહીં, અને જ્યારે સરદારો તેના ઓરડામાં આવ્યા ત્યારે તે અવાચક હતો. છવ્વીશમીએ પણ તે અવાચક રહ્યો. મેસિડોનિયનોએ ધાર્યું કે તે મરી ગયો, અને તેઓ દરવાજા આગળ આવી એટલો શોરબકોર કરવા લાગ્યા અને મોટા સરદારોને એવી ધમકીઓ આપવા લાગ્યા કે તેમને તેઓને અંદર આવી વગર હથિયારે અને ચુપચુપ રાજાના બીછાના આગળ થઇને તેને નજરે જોઇ ચાલ્યા જવા દેવાની ફરજ પડી સત્તાવીશમી તારીખે પાયથોન અને સેલ્યુકસે સિરેપિસ દેવને પૃચ્છા કરી કે તેની મરજી હોય તો તેઓ એલેક્ઝાંડરને તેના મંદિરમાં આણે; દેવે આજ્ઞા કરી કે છે ત્યાંથી તેને ખસેડવો નહીં અઠ્ઠાવીશમીએ‡ સાંઝે તે મરી ગયો." આ હકીકત તેની નિત્યનોંધમાંથી લગભગ શબ્દેશબ્દ ઉતારી છે

‡ જુવો ઉપર ટિપ્પણ ૨.

આ વખતે તેને ઝેર દેવાયું હશે એવો કોઇને વહેમ ન ગયો. પણ કહે છે કે, ૭ વર્ષ વહી ગયા પછી ઓલિમ્પિયાસને કંઇ બાતમી મળી; તે ઉપરથી તેણીએ કેટલાક માણસોને મારી નાંખ્યા અને ઇઓલેસે તેને ઝેર આપ્યું હશે એવી ધારણાથી તેના શબને તેની કબરમાંથી ખોદી કઢાવ્યું. જેઓ કહે છે કે એન્ટિપેટરને આવું ઘોર કર્મ કરવાની સલાહ આપનાર અને તેને બેબિલોન મોકલવામાં આવેલું ઝેર પણ પૂરૂં પાડનાર એરિસ્ટોટલ હતો તેઓ પોતાના મત માટે હેગ્નોથેમીસનો આધાર બતાવે છે. અને તેઓ કહે છે કે હેગ્નોથેમીસને આ વાત રાજા એન્ટીગોનસે કહી હતી. વળી એ ઝેર વિષે તેઓ કહે છે કે આર્કેડિઆમાં નોનેક્રિસ જીલ્લામાં એક ખડકમાંથી પાણી જેવો જ પણ અત્યંત ટંડો ઝેરી પ્રવાહી ઝરે છે તે એ ઝેર હતું. તેનાં ટીપાં ઝાકળનાં ટીપાંની માફક એકઠાં થાય છે અને તે ગધેડાના દાબડામાં રાખવું પડે છે કેમકે બીજી સર્વ જાતના પાત્રોમાંથી તે ફુટી નીકળે છે. પણ આ ઝેર દેવાની વાત ઘણાખરા છેક ખોટી માને છે, અને તે ખોટી માનવા માટે આ બહુ મજબૂત દલીલ છે કે એલેક્ઝાંડરનું શબ તેના સરદારો વચ્ચેની તકરારોને લીધે ઘણા દિવસ સુધી એમને એમ પડી રહ્યું, અને તેમાં મસાલા વગેરે કંઇ ભરવામાં આવ્યું નહતું તથા બેબિલોનની હવા ઉષ્ણ હતી તો પણ તેમાં કંઇ વિકાર પેદા થયો નહીં અને તે એવું ને એવું નિર્મલ રહ્યું.

રોક્સાનાને ગર્ભ હતો અને તેથી મેકિડોનિયનો તેને ઘણું માન આપવા લાગ્યા. સ્ટેટાઇરા રાણી સાથે તેણીએ કપટ કર્યું. એલેક્ઝાંડરના નામનો એક બનાવટી કાગળ મોકલીને તેણીને તેણે પોતાના કબજામાં લીધી, અને પછી તેણીને તથા તેની બહેનને મારી નાખી બન્નેનાં શબ કુવામાં નાખી દીધાં, કુવો પુરી દીધો. આ કૃત્યમાં રોકસાના સાથે પર્ડિકસ પણ સામેલ હતો. એલેક્ઝાંડરના મોત પછી મુખ્ય સત્તા એ પર્ડિકસના હાથમાં જ હતી. એરિડીઅસને તે રાજા કહેતો અને બધુ તેને નામે કરતો, પણ ખરૂં જોતાં એરિડીઅસ માત્ર નામનો રાજા હતો. એ ફિલિપનો એક હલકી સ્ત્રીના પેટનો પુત્ર હતો. ન્હાનપણમાં તે ચાલાક અને સારો જણાતો હતો; પણ પછી ઓલિમ્પિયાસે તેને દવાઓ આપી તેથી તેનુ શરીર અને તેની બુદ્ધિ બન્ને હમશને માટે નબળાં પડી ગયાં.



# પરિશિષ્ટો.

## ૧. ગ્રીક દેવમંડળ.

### હિરેક્લીસ-હર્ક્યુલીસ.

હર્ક્યુલીસ નામ રોમન છે; ગ્રીક નામ હિરેક્લીસ છે. ગ્રીસ, રોમ, ઇજિપ્ત અને ફિનીશિયામાં એને વિષે અનેક કથાઓ પ્રવર્તતી હતી. ગ્રીક કથાઓ પ્રમાણે તે દેવાધિદેવ ઝ્યુસનો અને પર્સિયસની પૌત્રી આલ્કમીનીનો પુત્ર હતો અને થીબ્સમાં જન્મ્યો હતો. ઝ્યુસનો વિચાર તેને પર્સિયસના વીરવંશની રાજગાદી આપવાનો હતો. પણ તેને તેની સ્ત્રી હીરાદેવીએ છેતર્યો અને પર્સિયસના વારસ તરીકે યુરિસ્થિયસને તે જ દિવસે જન્મ આપી હિરેક્લીસના પ્રસવમાં વિલંબ નાંખ્યો. પણ તેના બદલામાં હીરા પાસેથી ઝ્યુસે વચન લીધું કે જો હિરેક્લીસ યુરિસ્થિયસ માટે બાર પરાક્રમો કરે તો તેને અમર બનાવવો. બાળપણથી જ તેણે પરાક્રમો કરવા માંડયાં. સત્તર અઢારની વયે તેણે કાઇથીરોન પ્રદેશમાં એક સિંહ ઉત્પાત કરી રહ્યો હતો તેને માર્યો. પછી તેનું ચર્મ તે હમેશ વસ્ત્રને બદલે પ્હેરતો. થીબ્સ તે વખતે ઓર્કોમીનસને ખંડણી આપતું હતું, તે લેવા એલચીઓ આવ્યા ત્યારે હિરેક્લીસે તેમને નાકકાન કાપી કહાડી મુક્યા; આ ઉપરથી વિગ્રહ થયો તેમાં એણે શત્રુના લશ્કરનો નાશ કર્યો. આ પ્રસંગે જુદા જુદા દેવોએ તેને અનેક અભેદ્ય આયુધ આપ્યાં. પછી તેણે ડેલ્ફી જઇ દેવપૃચ્છા કરી અને એપોલોની સલાહ પ્રમાણે તે યુરિસ્થિયસની સેવા કરવા ગયો. અહીં તેણે અનેક પરાક્રમો કર્યાં. ૧. નીમિયા ખીણમાંના સિંહ રાક્ષસને માર્યો. ૨. આર્ગોસ પાસેના લર્ની પ્રગણાંના નવ માથાંવાળા હાઇડ્રા રાક્ષસને માર્યો. ૩. કેરીનિયા પ્રદેશનો અલૌકિક હરિણ પકડી આણ્યો. ૪. યુરિમેન્થસ પર્વતના વરાહરાક્ષસને પકડયો. હિરેક્લીસનું કિન્નરો સાથેનું યુદ્ધ આ પ્રસંગે થયું. ૫. એલિસના રાજા આજિયસના તબેલા એક દિવસમાં સાફ કરી આપ્યા. આ કામ તેણે આલ્ફિયસ અને પિનિયસ નદીઓને તબેલાઓમાં વાળીને કર્યું. રાજાએ તેને ઠરાવેલું ઇનામ આપ્યું નહીં તે ઉપરથી વેર રાખી વર્ષો પછી હિરેક્લીસે ચ્હડાઇ કરીને તેને સપુત્રપરિવાર મારી નાખ્યો તથા ઓલિમ્પિયા સ્થળ દેવોને અર્પણ કરી ત્યાં વેદીઓ વગેરે સ્થાપી ઓલિમ્પિક ઉત્સવો અને રમતોનો આરંભ કર્યો. ૬. સ્ટિંફેલસ સરોવરના અસંખ્ય પક્ષીરાક્ષસોને માર્યાં. ૭. ક્રીટના ઉન્મત્ત વૃષભને પકડયો. ૮. થ્રેસમાંના ડાયોમિડીસ રાજાની ઘોડીઓને પકડી. ૯. કાળાસમુદ્રના તટ ઉપરના એક પ્રદેશમાં રહેતી એમેઝોન સ્ત્રીઓની રાણીની કટિમેખલા આણી. આ આ દૂર દેશનાં પરાક્રમના વર્ણનમાં ગ્રીક પૌરાણિકો અને કવિઓ હિરેક્લીસ વિષેની અનેક આખ્યાયિકા દાખલ કરતા. ૧૦. યુરીથિયા નામના એક પશ્ચિમસમુદ્રમાંના કલ્પિત ટાપુમાં વસતા ગિરિઓનીસ નામના ત્રણ શરીરવાળા રાક્ષસના રાતા વૃષભો આણ્યા. આ વૃષભોના રક્ષક યુરીટિયન રાક્ષસ અને ઓર્થસ નામનો બે માથાવાળો કૂતરો હતા. હિરેક્લીસે આ ત્રણે રાક્ષસોને મારી એ વૃષભો આણ્યા. આ પરાક્રમ દરમિયાન તેણે જીબ્રાલ્ટર સામુદ્રધુનિના હર્ક્યુલીસના સ્તંભો રોપ્યા, કેલ્ટ પ્રજા ઉત્પન્ન કરી, લિગૂરિયાના રાજાનો પરાજય કર્યો, સ્ટ્રાઇમન નદીની પાજ બાંધી, ઇત્યાદિ. ૧૧. પૃથ્વીને છેડે જઇ હેસ્પેરાઇડીસની વાડીઓમાંનાં સોનાનાં સેબફલ આણ્યાં આ પરાક્રમનું વર્ણન પણ અનેક આખ્યાનોથી ભરપૂર છે. ૧૨ પાતાળમાંથી સર્બેરસ રાક્ષસને આણ્યો. આ પછી પણ તેણે અનેક પરાક્રમો કર્યાં. આખરે તેને તેના પોતાના એક તીરનું ઝેર ચ્હડતાં ઝ્યુસે તેને ઓલિમ્પસ ઉપર લઇ લીધો અને

ઝેરનુ નિવારણ કરીને તથા અમર બનાવીને તેને હીરાની પુત્રી હીબી સાથે પરણાવ્યો. સ્વર્ગારોહણ પછી તે ગ્રીસમા સ્થળે સ્થળે વીર તરીકે પૂજાવા લાગ્યો અને થોડા સમયમા જ દેવની પદવીએ પ્હોચ્યો.

હિરેક્લીસ અને લેઓમેડોનની આખ્યાયિકા માટે જુવો પાછળ પા (૧૧૬)

## હિરેક્લાઇડી.

હિરેક્લીસના વશજો હિરેક્લીસે ડોરિયન રાજા ઇગીમિયસને મદદ કરેલી તે ઉપરથી તેણે એને પોતાના રાજ્યનો તૃતીયાશ આપ્યો હતો. અને પિલોપોનીસસ દ્વીપકલ્પના બીજા ભાગો ઉપર હિરેક્લીસે જુદે જુદે વખતે પોતાના પરાક્રમો દરમિયાન પોતાનો હક બેસાડયો હતો એટલે હિરેક્લીસના સ્વર્ગારોહણ પછી એ સર્વ પ્રદેશ જીતી તાબે કરવાનુ કર્તવ્ય તેના વશજોને માથે પડયુ, અને તે બજાવવામા ડોરિયન પ્રજાએ તેમને મદદ કરી. એમણે પિલોપોનીસસ ઉપર પાચ ચહડાઇ કરી. બીજીમા હિરેક્લીસનો જ્યેષ્ઠ પુત્ર હિલ્લસ પડયો. તે પછી દશેક વર્ષે ગ્રીકટ્રોજનોનો ઇલિયડમા વર્ણવેલો વિગ્રહ થયો. ટ્રોયના ઘેરા પછી વીશેક વર્ષે હિલ્લસના પુત્રે પાછી ચહડાઈ કરી. બીજાં વીશ વર્ષ પછી હિલ્લસના પૌત્ર એરિસ્ટોમેકસે ચોથી ચહડાઇ કરી. પછી એંશીવર્ષે એરિસ્ટોમેકસના ટેમેનસ, એરિસ્ટોડીમસ, અને ક્રિસ્ફોન્ટીસ નામના ત્રણ પુત્રોએ પાછી પિલોપોનીસસ ઉપર ચહડાઈ કરી. તેઓ નોપેક્ટસથી દરિયો ઓળંગી હીયેન બદરે ઉતર્યા. આ વખતે તેઓની સપૂર્ણ જીત થઇ અને ટેમેનસ આર્ગોસમા, એરિસ્ટોડીમસના જોડિયા પુત્રો યુરીસ્થિનીસ અને પ્રોક્લીસ સ્પાર્ટામા, અને ક્રિસ્ફોન્ટીસ મેસ્સેનામા રાજા થયા. યુરીસ્થિનીસના વશજ તેના પુત્ર એજિસના નામ ઉપરથી એજિડ વશના અને પ્રોક્લીસના વશજ તેના પુત્ર યુરાઇપોનના નામ ઉપરથી યુરાઇપોન્ટિડ વશના કહેવાયા. સ્પાર્ટામા પ્રાચીન સમયથી બે રાજાઓ અને બે રાજવશ હતા તેનુ કારણ આ આખ્યાયિકા પ્રમાણે એરિસ્ટોડીમસને બે જોડિયા પુત્રો થયા એ હતુ.

આ કથામા ઐતિહાસિક બનાવોનુ વત્તુઓછુ મિશ્રણ હોવુ જોઇએ એમ બધા વિદ્વાનો માને છે, અને પિલોપોનીસસ દ્વીપ ઉપરની ડોરિયન પ્રજાએ કરેલી જીતને તેઓ ગ્રીસના ઇતિહાસના સપૂર્ણ રીતે વિશ્વસનીય બનાવોમાનો સૌથી વધારે પ્રાચીન ગણે છે.

## ઝ્યુસ–જ્યૂપીટર

ક્રોનોસ અને હીઆના ઝ્યૂસ, પોસાઇડોન (નેપચ્યૂન), હેડીસ (પ્લૂટો) એ ત્રણ પુત્રો અને હેસ્ટિયા (વેસ્ટા) ડીમીટર (સીરીસ) અને હીરા (જ્યૂનો) એ ત્રણ પુત્રીઓ. ઝીયસ હીરાને પરણ્યો અને તેમને એરીસ (માર્સ) અને હીફીસ્ટસ (વલ્કન) પુત્રો તથા હીબી (જુવેન્ટસ) નામની પુત્રી થયા. વળી એને મેટિસથી એથીની (મિનર્વા) થેમિસથી ઋતુદેવીઓ અને દૈવદેવીઓ, યુરિનોમીથી લાવણ્યદેવીઓ, ડીમીટરથી પર્સિફોની (પ્રોસર્પિના), નિમોસિનીથી ગાદેવીઓ, લીટોથી એપોલો અને આર્ટીમિસ (ડાયાના), ડાયોનીથી એફ્રોડાઇટી (વીનસ) માઇયાથી હર્મીસ (મર્ક્યુરી) અને સેમેલીથી ડાયોનાઇસસ (બેકસ) એ પ્રમાણે સતાનો થયા. ગ્રીસના દેવદેવીઓમા મુખ્ય બાર હતા, ઝ્યુસ, પોસાઇડોન એપોલો, એરીસ હિફીસ્ટસ હર્મીસ એ છ દેવ, અને હેસ્ટિયા હીરા, એથીની, ડીમીટર, એફ્રોડાઇટી આર્ટીમિસ એ છ દેવીઓ તેમા ઝ્યુસ સૌથી મોટો ગણાતો.

હોમર એને અમરો અને મર્ત્યોનો પિતા અમરોમા ઉત્કૃષ્ટ અને શ્રેષ્ઠ શક્તિમાન, રાજાઓનો રાજા, રાજસભાનો સ્થાપનાર, કાયદાનો આદ્ય ઘડનાર, રાજ્ય અને કુટુબનો પાલનહાર, ગુનેહગારને, સોગદ તોડનારને, અને અતિથિધર્મ વીસરનારને સજા કરનાર, અન્યાય થયો હોય તેનુ વેર લેનાર, કરણીનો બદલો આપનાર માણસોના કૃત્યો અને દુખો ઉપર નજર રાખનાર,

ભવિષ્ય જણાવાની શક્તિ આપનાર, ત્રણ્ણીઓનાં આયુધ ધરનાર, અને તોફાન અને ઝંઝાવાત ઉત્પન્ન કરનાર કહે છે.

ઝ્યુસ અને તેના ભાઈઓએ ચિઠ્ઠી નાંખી ભાગ વ્હેંચ્યા ત્યારે પોસાઈડોનને દરિયાનું, હેડીસને પાતાળનું, ઝીયસને અંતરિક્ષ અને સ્વર્ગનું, અને ત્રણે દેવોને પૃથ્વીનું રાજ્ય ભાગમાં આવ્યું.

ઝ્યુસના જન્મ વિષે, તે દેવાધિદેવ કેમ થયો તે વિષે, તેણે સાઈક્લોપિસ અને ત્રાઇગેન્ટિસને મુક્ત કર્યા વિષે, ટાઈટનો અને ટાઇફીયસ સાથેના તેના યુદ્ધ વિષે, ઉપર જણાવેલી અને બીજી અનેક દેવીઓ અને સ્ત્રીઓ સાથેના તેના લગ્ન અને સંસાર વિષે, તેનાં પ્રાચીન મંદિરો વિષે, ઇત્યાદિ ગ્રીક ધર્મમાં અનેકાનેક કથાઓ હતી.

ઝ્યુસના ઓલિમ્પિયાના મંદિરમાં એની ફીડિયસની નિર્મેલી મૂર્તિનું આસન સીડર કાષ્ટનું હતું મૂર્તિનો અંદરનો ભાગ અમનૂસનો હતો અને ઉપરની મૂર્તિ દળદાર હાથીદાંત અને સોનાની હતી તથા જવાહીરોથી શૃંગારેલી હતી તેનો મુકુટ જૈતુનના હારની આકૃતિનો હતો, તેના જમણા હાથમાં વિજયદેવીની હાથીદાંત અને સોનાની મૂર્તિ હતી, તેના ડાબા હાથમાં અનેક ધાતુનો રાજદંડ હતો જેને મથાળે ગરૂડપંખીની આકૃતિ હતી, અને તેના સોનાના પતરાના વસ્ત્ર ઉપર પ્રાણીઓ, ફુલો અને તેમાં વિશેષે કરીને કમળોની આકૃતિઓ હતી આસનના દરેક પાયાને વિજયદેવીની ચાર મોટી અને છેક નીચે બે ન્હાની નાચતી આકૃતિઓથી શોભીતો કરેલો હતો આસનના ચોકઠા ઉપર એપોલો, આર્ટીમિસ, અને નાયોબીની આકૃતિઓ તથા હિરેક્લીસ અને એમેઝોનોના વિગ્રહમાંથી દેખાવો હતા. આસનની પીઠને મથાળે એક બાજુએ ઋતુદેવીઓ અને બીજી બાજુએ લાવણ્યદેવીઓ હતી મૂર્તીના પગ નીચેના બાજઠમાં પાયાને બદલે ચાર સોનાના સિંહ હતા; અને તેના ચોકઠામાં થીસિયસ અને એમેઝોનોના વિગ્રહમાંથી દેખાવો હતા. આસન તથા બાજઠની નીચે મોટી ચાકી હતી તેની બાજુઓ ઉપર પણ અનેક દેવદેવીઓની આકૃતિઓ અને અનેક કથાઓના દેખાવો હતા સૌથી નીચેની ક્રસખંડી કાળા આરસની હતી. ફીડિયસે મૂર્તિની મુખમુદ્રામાં સર્વત્ર સંપૂર્ણ વિજય પામેલી ઉત્કૃષ્ટ શક્તિ, દિવ્યજ્યોતિ, શાસકતા, ભવ્યતા, શાંતિ, અને પ્રસન્નતાની અપૂર્વ મિલાવટ સૂજી હતી કોઇના સવાલના જવાબમાં તેણે કહેલું કે તેને આ સર્જનો વિચાર ઇલિયડ ? ૫૨૮-૩૦ એ લીટીઓ ઉપરથી ,સુઝ્યો હતો એ લીટીઓનો ઇંગ્લિશ કવિ મિલ્ટનનો અનુવાદ નીચે પ્રમાણે છે—

Thus while God spake, ambrosial fragrance filled
All heaven, and in the blessed spirits elect
Sense of new joy ineffable diffused.

(Paradise Lost III 135-7.)

## હીરા-જ્યૂનો.

દેવાધિદેવ ઝ્યુસની સ્ત્રી સ્ત્રી- લોકોની લગ્નની, પ્રસુતિની, સંતાનની વૃદ્ધિની, કુદરતની દેવી. ઝ્યુસના મંદિરોમાં એની પણ પૂજા થતી અને એના સ્વતંત્ર મંદિરો પણ હતા, તેમાં મુખ્ય આર્ગોસ આગળ હતું, જેમાં પોલિક્લીટસની નિર્મેલી દેવીની સોના અને હાથીદાંતની અતિકાય મૂર્તિ હતી એ મૂર્તિના એક હાથમાં દાડમ અને બીજા હાથમાં દંડ હતો, દંડને મથાળે કોયલ હતી; અને મૂર્તિને મુકુટ પ્હેરાવેલો તથા બુરખો પાછળ ઉલટાવીને નાખેલો હતો, અને પાસે મોર હતો આ મંદિરમાં પાંચ પાંચ વર્ષે હીરાદેવીનો મહોત્સવ થતો ગ્રીસમાં બીજે બે ચાર સ્થળે પણ હીરાના પ્રાચીન અને સુપ્રસિદ્ધ મંદિરો હતા

## એથીની–મિનર્વા.

મિનર્વા નામ રોમન છે: ગ્રીક નામ એથીની છે ગ્રીક લોકોની લોકોત્તર ડાહ્યપણુ અને લોકોત્તર શક્તિના યથાયોગ્ય સંમિશ્રણુની દેવી. ઍથન્સની ઇષ્ટદેવી  ઝ્યુસની પુત્રી. એના જન્મ વિષે અનેક કથાઓ હતી, અને અનેક સ્થલો એની  જન્મભૂમિ હોવાનો દાવો કરતાં. ડાહ્યપણુની દેવી તરીકે તે સ્ત્રીઓના અને બીજા અનેક હુન્નરધંધાની દેવી ગણાતી; અનેક યંત્રો અને ઓજારો તેણે શોધી આપેલા મનાતાં, અને ખેતીવાડીની અધિષ્ઠાત્રી તરીકે તેનો દર વર્ષે ઉત્સવ થતો. એ વેપારની પણ દેવી ગણાતી. શક્તિની દેવી તરીકે તેનું લડાઈમાં અને વિશેષે કરીને અનિવાર્યં દોઇ યુક્તિ અને અગમચેતીથી ચલાવવી પડે એવી લડાઇમાં તેનું સ્મરણુ થતું ઈલિયડમાં તેને ગ્રીક સૈન્યનો પક્ષ લેનારી અને ઓડિસીમાં ધીર વીર ઓડીસિયસ (યુલિસિસ) ને દરેક પ્રસંગે મદદ કરનારી વર્ણુવી છે. રથ અને વ્હાણુની મૂલ યોજના પણ તેણીની શોધેથી મનાતી વળી રાષ્ટ્રની વૃદ્ધિ અને સ્થિતિ માટે શક્તિ તેમ જ ડાહ્યપણુની એક સરખી અગત્ય હોવાથી તે રાષ્ટ્રસંસ્થાઓ અને સંસારસંસ્થાઓની યોજનારી અને પાળનારી તરીકે લગભગ દરેક ગ્રીક રાજ્યમાં પૂજાતી. રાજ્યનું ન્યાયનું અંગ ખાસ તેનું મનાતુ ઍથન્સની તો તે ઇષ્ટદેવી જ હતી. જીતવૃક્ષ ઍથન્સમાં તેણીની બક્ષીસ મનાતુ. એરિયોપેગસની અદાલત તેણીએ સ્થાપેલી ગણાતી. ઍથન્સમાં તેના પેનેથીનિયા, એપેટૂરિયા, અને બીજા અનેક ઉત્સવો થતા હતા.

ફીડિયસની નિર્મેલી એ દેવીની ત્રણુ મૂર્ત્તિઓ ગ્રીક શિલ્પકલાના ઉત્તમોત્તમ નમૂનાઓમાં પ્રસિદ્ધ છે. એ ત્રણે ઍથન્સમાં હતી: (૧) ઍક્રોપોલિસ ઉપરની સોના અને હાથીદાતની અતિકાય મૂર્ત્તિ; (૨) એથી પણ મોટી અને મેરેથાનની લડાઈમાં મળેલાં દુશ્મનોનાં શસ્ત્રાસ્ત્રમાથી નિર્મેલી ધાતુની મૂર્ત્તિ; (૩) લેમ્નોસવાસીઓએ ઍથન્સમાં પ્રતિષ્ઠા કરેલી ન્હાની ધાતુની મૂર્ત્તિ.

એથીનીનાં વસ્ત્રાભરણાદિમાં મુખ્ય:–(૧) ઉંચો અને અનેક આકૃતિઓથી શૃંગારેલો ટોપ; (૨) ઇજિસ એટલે છાતીના બખ્તર તરીકે પ્હેરેલું બકરાનું ચામડું, જેના ઉપર મેડૂસાના નાગકેશની આકૃતિઓ કહાડવામાં આવતી; (૩) ગોળ ઢાલ, જેમાં વચ્ચે મેડૂસાના મસ્તકની આકૃતિ કહાડવામાં આવતી; (૪) જીતવૃક્ષની ડાળ; (૫) ઘૂવડ પક્ષિ: અત્યંત તીક્ષ્ણ દૃષ્ટિ એટલે ડાહ્યપણુનો રૂપક; (૬) સર્પ: બાહ્યાકાર ફરી ફરીને એવો ને એવો કરવાની આંતર શક્તિનો અને બીજા ગુણુેાનો રૂપક; (૭) કૂકડો; (૮) ભાલો; (૯) વિજયની દેવીની મૂર્ત્તિ; ઈત્યાદિ.

એથીનીમાં જેમ શક્તિ અને ડાહ્યપણુનું યોગ્ય સંમિશ્રણુ મનાતુ તેમ પુરુષત્વ અને સ્ત્રીત્વના ઉચ્ચ અંશ પણ તેનામાં એક સરખા વિદ્યમાન મનાતા એટલે ગ્રીક કલ્પનાએ તેણીને કુમારિકા, અને પ્રેમના બાણુથી ન વીંધાય એવી, માની હતી; ગ્રીક શિલ્પિઓ તેણીની આકૃતિ પણ પ્રૌઢ, ભવ્ય, ઉદાર, પ્રાજ્ઞ, અને મરદાની બાંધાની સ્ત્રીના જેવી કરતા.

## ડીમીટર–સીરીસ.

પૃથ્વીની, ખેતીવાડીની, અને કુટુંબજીવનની દેવી, તેણીને ઝ્યુસથી પર્સિફોની નામની પુત્રી થઈ, તેને તેણીને જણાવ્યા વગર ઝ્યુસે હેડીસ પરણાવવા વચન આપ્યું ; આ ઉપરથી પર્સિફોની ફુલ વીણતી હતી ત્યાં હેડીસ પૃથ્વીનું પડ ફાડી ઉપર આવી તેણીને પોતાની સાથે પાતાલમાં ખેંચી ગયો. પુત્રીના નિ:શ્વાસો સાંભળી ડીમીટર તેણીને શોધવા નીકળી. દશમે દિવસે હિલિઅાએ તેણીને પત્તો આપ્યો એટલે તેણીએ ઝ્યુસને બહુ વીનવ્યો પણ તેણે ગણકાર્યું નહી ત્યારે ડીમીટર ઓલિમ્પસ તજી, પૃથ્વી ઉપર જ ઍટિકામાં ઈલ્યૂસિસ ગામમાં આવી, વસી, તેણીના ક્રોધ અને શોકને લીધે પૃથ્વીમાં પાક થવો બંધ થયો, એટલે ઝ્યુસે અને બધા દેવોએ તેને મનાવવા માંડી. તેણીએ કહ્યું, મને મ્હારી પુત્રીને પાછી મેળવો. ઝ્યુસે હર્મીસને પાતાલમાં મોકલ્યો. હેડીસે પર્સિફોનીને દાડેમનું એક બી ખવડાવ્યું અને પછી તેને હર્મીસ સાથે પૃથ્વી ઉપર આવવા દીધી.

માદીકરી મળ્યાં ત્યારથી પૃથ્વીમાં પાછાં અન્નફળ પાકવા માંડયાં, પણ પર્સિફોનીએ પાતાલમાં ખાધેલું એટલે ત્યારથી તેણીને વર્ષના ચાર ચાર માસ ત્યાં જઇને હેડીસ પાસે રહેવું પડયું.

ઇલ્યૂસીનિયન ઉત્સવોની ગુપ્તભક્તિની ક્રિયામાં આ સુંદર કથાનું નિરૂપણ થતું, અને તેના રહસ્યનું વિવરણ કરનારા પર્સિફોનીના પાતાલગમનને, વાવેલું બી ધરતીમાં સમાય છે અને તેને પાકતાં એક ઋતુ લાગે છે એ કુદરતી નિયમના રૂપક તરીકે સમજવતા. વળી તેઓ એ કથામાં શબને દફનાવતાં આત્માના પાતાલગમનનો અને તેના પુનર્જન્મનો અર્થ પણ આરોપતા.

## એપોલો.

સૂર્ય. 'સંવત્સરનો અને મહિનાઓનો દેવ. પ્રકાશનો દેવ, અંધકારનો શત્રુ. મરકીઓ મોકલનાર અને ટાળનાર. ભવિષ્યદૃષ્ટિ આપનાર, ઝ્યુસનો પ્રતિનિધિ.

સવિતા. વૃદ્ધિનો દેવ. રાજ્યો અને સંસ્થાનોનો સ્થાપનાર. મરદાની સૌંદર્ય અને જુવાનીનો દેવ. સંગીત, કાવ્ય, અને કલાઓનો દેવ. ગ્રીક લોકો પ્રાર્થનામાં અને સોગંદમાં "પિતા ઝ્યુસ અને એથીની અને એપોલો" (ઇલિય ડર. ૩૭૧) એ ત્રણને સાથે સંભારતા. પાપીઓ પ્રાયશ્ચિત્ત કરી એની કૃપાથી શુચિ થતા.

એપોલોની ભક્તિ ગ્રીસમાં સર્વત્ર હતી પણ ડોરિયનોનો એ ઈષ્ટદેવ હતો. સાઇક્લેડિસ દ્વીપ-ઓમાંનો સૌથી ન્હાનો ડીલોસ એની જન્મભૂમિ ગણાતો અને ત્યાં એના ડીલિયા નામના મોટા ઉત્સવો થતા. એના જન્મ વિષેની એક લૌકિક કથા વિષે જુવો વિલોપિડસ પા. ૧૫૮.

## ડેલ્ફી–દેવપૃચ્છા–બીજાં દેવપૃચ્છાનાં સ્થલો.

### ( ગ્રીક ઓરેકલો. )

ગ્રીક પ્રજાની વસ્તીવાળા દેશોમાં અનેક સ્થલે જુદા જુદા દેવોનાં મંદિરોમાં દેવપૃચ્છા થતી અને તેના જવાબો મળતા. બધાં ઓરેકલોના ચાર મુખ્ય વિભાગ પાડી શકાય; (૧) શબ્દો-ચ્ચારથી જવાબ આપનારાં ઓરેકલો; (૨) સંજ્ઞાઓ વડે જવાબ આપનારાં ઓરેકલો; (૩) સ્વપ્નો વડે જવાબ આપનારાં ઓરેકલો; (૪) પ્રેતો દ્વારા જવાબ આપનારાં ઓરેકલો.

પ્હેલા વર્ગનાં ઓરેકલો એપોલો દેવના હતાં. તેમાં પૂજારી (કે પૂજારણ) અમુક ઝરાનું પાણી પીને અગર અમુક સ્થલમાંથી નીકળતી હવાનો ન્યાસ લઇને તેથી થતા ઉન્માદ દરમિયાન શબ્દોચ્ચાર કરતો (કરતી) અને એ શબ્દોમાંથી પૂજારીઓ બંધબેસતો જવાબ તારવતા. આવાં ઓરેકલો ડેલ્ફી, આર્ગોસ, માઇલીટસ અને બીજે ઘણે સ્થલે હતાં તેમાં સૌથી વધારે પ્રસિદ્ધ અને માનનીય ડેલ્ફીનું હતું. તેનું મૂળ નામ પાઇથો હતું. તેથી પૂજારણ પાઇથિયન કહેવાતી. મંદિ-રમાં એક સ્થલે જમીનમાં ફાટ હતી તેમાંથી ઠંડી હવા ઉપર આવ્યાં કરતી હતી. આ ફાટ ઉ-પર લાકડાનો પણ સોને રસેલો એક ઊંચો ત્રિપાદ હતો; તેની ઉપર એક ગોળ બેઠક મુકેલી હતી. મંદિરમાં એક ઝરો પણ વહેતો હતો. પાઇથિયન નાહી પવિત્ર થઈ આ ઝરાનું પાણી પીતી. મંદિરમાંના પ્રાચીન લોરલ જાતના ઝાડનું ફલ ખાતી અને ત્રિપાદ ઉપર બેસતી, પાસે ફક્ત એક પૂજારી રહેતો અને પાઇથિયન જે શબ્દો બોલતી તે ઉપરથી પૂછેલા સવાલનો જવાબ એ તારવતો.

બીજા વર્ગના ઓરેકલોમાં સૌથી વધારે માનનીય એપાઈરસ પ્રાંતમાંના ડોડોના આગળનું ઝ્યુસનું ઓરેકલ હતું. અહીંનાં પ્રાચીન ઓક વૃક્ષનાં પાંદડાઓમાં પવનથી થતા અવાજો ઉપરથી અથવા ચિઠ્ઠીઓ નાંખીને જવાબ મેળવાતા. વળી અહીં લોઢાની એક ન્હાની મૂર્ત્તિ હતી તેના હાથમાં ત્રણ દોરીની એક ચાબૂક મુકેલી રહેતી, અને એ દોરીઓને છેડે લોઢાની ગુંડીઓ હતી તે એક લોઢાના પાત્રને અડકતી. પવનથી ચાબૂક હાલતાં ગુંડીઓ લોઢાના પાત્રમાં ખખડતી અને

એ અવાજો ઉપરથી પણ જવાબ તારવવામાં આવતો. એલિસ પ્રાંતમાં ઓલિમ્પિયામાંના ઝ્યુસના મંદિરમાં ઉપહાર કરેલાં પ્રાણીઓનાં આંતરડાં વગેરે ઉપરથી પણ જવાબ દેવામાં આવતા. ઇજિપ્તના એમન દેવને ગ્રીક લોકો પોતાનો ઝ્યુસ દેવ જ ગણતા અને તેનું પ્રસિદ્ધ ઓરેકલ પણ પૂછેલા સવાલના સંજ્ઞાઓ વડે જવાબ આપતું

ત્રીજા વર્ગના ઓરેકલો વૈદ્યદેવ એસ્ક્યુલેપિયસનાં મંદિરોનાં હતાં અને તેમાં રોગી માણસો પોતાનો રોગ કેમ જાય એ માટે પૃચ્છા કરતા તથા ત્યાં તેમને સ્વપ્ન આવતું તે ઉપરથી પૂજારી રોગનો ઉપાય બતાવતા

ચોથા વર્ગના ઓરેકલો જ્યાં જ્યાં ડીમીટર અને પર્સીફોનીનાં મંદિરો હતાં અને ઇલ્યૂસીનિયાની ગુપ્તભક્તિ ચાલતી ત્યાં ત્યાં એટલે જે જે સ્થળે પાતાળમાં ઉતરવાનું દ્વાર હતું એમ મનાતું ત્યાં ત્યાં હતા.

હિરોડોટસના ઇતિહાસમાં ઓરેકલોના અનેક જવાબો આપેલા છે

## આર્ટીમિસ–ડાયના.

ડાયના નામ રોમન છે ગ્રીક નામ આર્ટીમિસ છે એપોલો દેવની જોડીયા બહેન. ગ્રીક લોકો એ દેવીને એપોલોના અને પેનના ગુણો તેમનાથી ઉતરતા દરજ્જામાં અર્પતા. તે ચંદ્રની, નદીઓની, જંગલોની, અને જંગલી પ્રાણીઓની દેવી હતી અને શિકારનો તેને શોખ હતો તેણીના ઉત્સવો અનેક સ્થળે થતા લેકોનિયા પ્રાંતમાં એ ઉત્સવો વખતે કિશોરો પોતે લોહીલુવાણ થઈ જાય ત્યાં સુધી ફટકા મરાવતા, કેમકે એ લોહીનો ઉપહાર તેણીને પ્રિય મનાતો. એના આર્ટીમીસિયમ પાસેના દેવળ માટે જુવો થેમિસ્ટોક્લિસનું ચરિત

## એફ્રોડાઇટી–વીનસ.

સૌંદર્ય, પ્રેમ, અને વૃદ્ધિની દેવી એ ઝ્યુસ અને ડાયોનીની પુત્રી કે સમુદ્રફેનમાંથી પોતાની મેળે ઉત્પન્ન થયેલી મનાતી હતી. પેરિસે તેને ખુબસુરતીનું ઇનામ આપેલું તે ઉપરથી ગ્રીકટ્રોજન વિગ્રહમાં એ ટ્રોજનોના પક્ષમાં રહી હતી, ગ્રીક લોકોની એફ્રોડાઇટીની ભક્તિનાં મૂલ, બેબિલોનની એલિટ દેવી, એસીરિયાની ઇટર દેવી, ફિનીશિયાની આસ્ટાર્ટી દેવી વગેરેની ભક્તિમાં છે એ ભક્તિઓમાં એ દેવીઓ સ્ત્રીજાતીની દેવી ગણાતી હતી અને વામમાર્ગ તરફ વિશેષ વલણ હતું ગ્રીસમાં પણ એફ્રોડાઇટીની ભક્તિમાં કેટલોક વામમાર્ગ હતો ધીમે ધીમે એક દેવીમાંથી બે થઈ અને એફ્રોડાઇટી યુરેનિઆ એ આકાશ, ચંદ્ર, તારા અને સમુદ્રની રાણી ગણાઇ. આ દેવીનું વાહન હંસ કે પારેવો કે ચકલી હતું એફ્રોડાઇટી પેન્ડીમોસ અધોગામી કામવાસનાની દેવી અને વેશ્યાઓની ઇષ્ટદેવી થઇ એફ્રોડાઇટીની પ્રતિમાઓમાં 'માઇલોની વીનસ', 'પ્રેક્સિટિલિસની વીનસ' અને કોઈ અજ્ઞાત શિલ્પિની રચેલી 'વીનસડી મેડીસી' એ નામે ઓળખાયેલી ત્રણ પ્રસિદ્ધ છે. પ્હેલી પેરિસમાં છે તે ખંડિત છે, બીજી મ્યુનિચમાં અને ત્રીજી ફ્લોરેન્સમાં છે

## એરીસ–માર્સ.

ઝ્યુસ અને હીરાનો કે એકલી હીરાનો પુત્ર અને યુદ્ધનો દેવ હોમરમાં એને તોફાન અને કાપાકાપીમાં મગ્ન રહેતો અને આજ એકને તો કાલે તેના શત્રુને મદદ કરતો વર્ણવ્યો છે ઇલિયડમાં એને ગ્રીકોને મદદ આપવાનું વચન આપ્યા પછી પણ ટ્રોજનોને મદદ આપતો જણાવ્યો છે બલમાં હોમર તેને વાગનાર એથીનિથી ઉતરતો અને હારતો વર્ણવે છે એ સૌંદર્યની દેવી એફ્રોડાઇટી (વીનસ) નો પતિ અને હાર્મોનિયા (સુસંવાદિતા) દેવીનો પિતા છે પ્રેમનો દેવ ઇરોસ પણ એ દંપતિનો પુત્ર મનાય છે એથેન્સ ઉપર પ્રાચીન કાળમાં ચઢી આવેલી એમેઝોન નામે

પ્રસિદ્ધ વીરાંગનાઓ પણ એરીસથી જ ઉત્પન્ન થયેલી મનાય છે એનાં જૂના બાવલાઓ અને ચિત્રોમાં એને ભરયુવાન કસાયેલા બલિષ્ઠ બાંધાના, સંપૂર્ણ બખ્તર સજેલા, દાઢીવાળા સિપાઈ જેવો ચિત્ર્યો છે ફીડિયસે તેનું બાવલું નિર્મ્યું તેમાં તેને દાઢી વગરના, નમ્ર, ખુબસુરત બલવાન યુવાન જેવો કલ્પી મરદાની ખીલતી જુવાનીનો આદર્શ બતાવ્યો

## ડાયોનાઇસસ-બેકસ.

ઝ્યુસનો સેમિલિ નામે એક થેબન સ્ત્રીને પેટે ઉત્પન્ન થયેલો પુત્ર સેમિલિએ એક વખત પોતાના આશકને તેના દૈવી પોશાકમાં સજ્જ થયેલો જોવાની ઇચ્છા પ્રદર્શિત કરી, તે પરથી ઝ્યુસે વિદ્યુતના આયુધ સાથે તેને દર્શન દીધાં પણ તે પ્રભાવ સેમિલિ સહી ન શકી અને ત્યાં જ મૃત્યુવશ થઈ, અને ડાયોનાઇસસ નમાયો થયો આખો શિયાળો તે નિદ્રામાં ગાળે છે અને વસંતમાં તે જાગૃત થાય છે તે પ્રસંગે સ્ત્રીઓ ઉત્સવ પાળતી, મૂળ વનસ્પતિ અને ફળાગમના દેવ તરીકે તેની પૂજા થતી અને તેમાંથી પછી તે દ્રાક્ષ અને મદ્યના દેવ તરીકે સ્થપાયો એની પૂજા અને ઉત્સવોમાં ડીમીટરની રહસ્યભક્તિની માફક મૃત્યુ પછી પણ આત્મા જીવતો હોય અને પુનર્જન્મ છે એવા ઇસારા હતા દ્રાક્ષવલ્લી એટિકામાં દાખલ થઇ તેની સાથે ડાયોનાઇસસ ભક્તિ પણ આવી અને એ દેવના વાર્ષિક ઉત્સવોને લગતા ગાનતાનમાંથી ધીમે ધીમે એથન્સના અમર નાટ્ય કવિઓની કરૂણારસપ્રાધાન્ય કૃતિઓનો ઉદ્ભવ થયો

## હર્મિસ-મર્ક્યુરિ

ઝ્યુસ અને એટલસ-પુત્રી માયાનો પુત્ર ઇલિયડમાં એને લુચ્ચો, ચોર, અને દગાબાજ કહ્યો છે કાચબાની ઢાલમાં એણે કેટલાક તાર બાંધીને વીણા જેવું વાદિત્ર સરજ્યું દેવોના દૂત તરીકે એ દૂતોનો, સમયસૂચકતાનો, મિલનસારપણાનો, વક્તૃત્વશક્તિનો અને માણસોમાં લોકપ્રિય થવાય એ બધી કલાઓનો દેવ હતો એની લુચ્ચાઈ અને દગાબાજીમાં પણ ચાતુર્ય માલમ પડતું તે ઝ્યુસનો સારથી અને સાકી હતો વિદ્વાનો એના વિષેની બધી વાતો ઉપરથી મૂળ એ વેદમાંના મરુત દેવો જેવો કે ઝ્યુસે પ્રેરેલા સદ્ભાગ્યના દેવ જેવો હશે એવું અનુમાન કરે છે

કસરતશાળા અને ખીલતી જુવાનીના ઇષ્ટદેવ તરીકે ગ્રીક નગરોમાં દરેક જાહેર મકાનમાં, બજારો વગેરે જાહેર સ્થળોમાં, ચોકચૌટામાં, અને લગભગ શેરીએ શેરીએ એની પ્રતિમાઓ હતી, તે ઊંચું અને નીચેના ભાગમાં માત્ર સ્તંભ એવી જ હતી સિસિલિયન ચઢાઇની તૈયારીઓ એથન્સમાં ચાલી રહી હતી તે અરસામાં એક રાતમાં એથન્સમાંની આવી એક સિવાય બધી પ્રતિમાઓને કોઇ બદમાશ ટોળીએ ખંડિત કર્યાની વાત પ્લૂટાર્કના નિકિઅસના ચરિતમાં છે આવો એક હર્મિસ-સ્તંભ બ્રિટિશ મ્યૂઝિયમમાં છે

## પ્લૂટસ.

લક્ષ્મીનો દેવ એ પોતાની બક્ષીસો કેવળ સારા માણસોને ન આપે પણ સારા અને નરસા બન્નેનો ભેદ ગણ્યા વગર આપે તે માટે ઝીયસે તેને આંધળો કર્યો એથન્સમાં તે આઇરીની સુલેહ-શાંતિની દેવીનો પુત્ર મનાતો હતો

## ઓર્ફ્યૂસ

હોમર પ્હેલાં પણ ગ્રીક ભાષામાં કવિતા હતી તેમાંની ઘણીખરીનો વિષય દેવસ્તવનનો હતો આ સ્તવનોના આદિકવિ તરીકે ઓર્ફ્યુસ ઇ પૂ તેરમા સૈકામાં થઇ ગયેલો મનાતો હતો એના વિષે એવી કથા હતી કે તે થ્રેસવાસી હતો અને આર્ગો વ્હાણના વીરો સાથે 'સોનેરી ઉન' મેળવવાની તેમની સફરમાં સામેલ હતો એપોલો દેવે એને એક 'લાઈર' (એક જાતની વીણા) ભેટ

આપી તેના મનોહર સંગીતથી એ જડ ચેતન સર્વ વસ્તુઓ પાસે પોતાનુ ધાર્યું કરાવી શક્તો ઓલિમ્પસ પર્વતના ઝાડ અને ખડકો પણ એનુ વાદિત્ર સાંભળવા એની પાછળ પાછળ જતા તેની સ્ત્રી યુરાઇડિકી એક જળદેવી હતી વર્જિલ અને ઓવિડના કાવ્યોમા તેણીનુ મોત સર્પદંશથી થયેલુ વર્ણવ્યુ છે ઓર્ફ્યુસ તેની પાછળ હેડીસ ( શ્રી પાતાળ ) ના ઉતર્યો અને તેના ગાનથી સર્વ પાતાળવાસીઓની પીડા જતી રહી એટલુ જ નહીં પણ પાતાળના દેવે તેને યુરાઇડિકીને પાછી સોપી, પણ એવી શરતે કે તે ઓર્ફ્યુસની પાછળ પાછળ જાય અને હેડીસની સીમા ઓળગતા સુધી તેણે પાછળ આવતી યુરાઇડિકીને જોવી નહીં ઓર્ફ્યુને આખે રસ્તે મન વશ રાખ્યુ પણ છેક સીમા ઉપર એનાથી પાછુ ફેરવીને જોવાઈ ગયુ એટલે યુરાઇડિકી એકદમ પાછી હેડીસમા પડી આથી ઓર્ફ્યુસ ઉન્મત્ત થઇ ગયો અને બધી સ્ત્રીઓનો તિરસ્કાર કરવા લાગ્યો એટલે થ્રેસની બેકસભક્ત સ્ત્રીઓએ તેને મારી નાખી તેના શરીરના બધા અંગ નોખા પાડી જ્યા ત્યા વેરી નાખ્યા કલાદેવીઓએ તે સભાગથી એ ભાગ ની ઓલિમ્પસ પર્વતની તળેટીમા દફનાવ્યા પણ એનુ મસ્તક દરિયામા પડ્યુ હતુ ત્યાથી લેસ્બોસ દ્વિપને કાંઠે નીકળ્યુ અને ત્યા એન્ટિસ્સામા તેની દફનક્રિયા થઇ

એન્ટિસ્સા ગ્રીસની સૌથી પ્હેલા થએલા ટર્પેન્ડરની જન્મભૂમિ હતુ અને લાયરનુ વાદિત્ર પ્રથમ લેસ્બોસમા ઉત્પન્ન થયુ હતુ એપોલો અને કલાદેવીઓની ભક્તિમાથી ગ્રીસમા સંગીત ઉદ્ભવ્યુ હતુ વળી બેકસભક્તિનીઓએ ઓર્ફ્યુસને મારી નાખ્યો એ કથામા વિષયવાસનાના દેવ બેકસ અને ચૈતન્યશક્તિના દેવ એપોલો વચ્ચે વિરોધનુ નિરૂપણ છે હેસીઓડ વગેરે ગ્રીસના પ્રથમ કવિઓના સમય પૂર્વે ઓર્ફ્યુસની ગુપ્તભક્તિના મંડળ પ્રસરવા માડ્યા હતા ગુપ્તભક્તિમંડળોમા એ સૌથી પ્હેલા હતા એટલે ઓર્ફ્યુસને સર્વ ગુપ્તભક્તિનો સ્થાપનાર ગણવામા આવતો, બધી ગુપ્તભક્તિમા સંગીતપ્રાધાન્ય હતી તેથી પણ આ વાત ચાલી હોય ઓર્ફિક ગુપ્તભક્તિ ગ્રીક ઇતર પંથિકોનીની ગુપ્તભક્તિને મળતી આવતી અને ધર્મગુરુઓ તથા કવિઓ એમા પણ આત્માના અમરત્વનો બોધ પ્રત્યક્ષ કરતા તથા બીજાઓને સમજાવતા બેકસ ભક્તિમા નગ્ન નાચગાન અને પાન વર્તી રહેતા ત્યારે ઓર્ફિક ગુપ્તભક્તિમા વિષયવાસનાના ત્યાગનો ભાવ પ્રધાન હતો. એ ભક્તોના વ્રતનિયમ તેમને લગભગ ત્યાના સાધુઓ જેવા બનાવી દેતા પછ ગ્રીક બુદ્ધિના ‘અતિ સર્વત્ર વર્જયેત્’ ના વલણને સખ્ત ઇંદ્રિયનિગ્રહ અને ગાઢપણુ ભક્તના સંપૂર્ણ ત્યાગના વ્રતમા અત્યાચાર લાગતો એટલે પાઇથેગોરિયન ગુપ્તમંડળ કે ઓર્ફિક ભક્તિમંડળમા મુખ્યત્વે કરીને થોડા શિષ્ટ લોકો જ ભળતા, અને તેઓ સામાન્ય ગ્રીક સમુદાયમા તરી આવતા

## કલાદેવીઓ.

૧ કેલિઓપી–વીરકાવ્યની દેવી ૨. ક્લીઓ– ઇતિહાસની દેવી ૩ યુટર્પ–સંગીતકાવ્યની દેવી ૪ મેલ્પોમિની કરુણ નાટકની દેવી ૫ ટર્પ્સિકોર–નૃત્ય અને સંગીતની દેવી ૬ ઇરેટો–શૃંગારી કાવ્યની દેવી. ૭ પોલિહિમ્નિયા–સ્તોત્રકાવ્યની દેવી. ૮ યુરેનિયા–ખગોળ શાસ્ત્રની દેવી ૯ થલિયા–હાસ્યરસની દેવી

હેસિયડ અને ઓડિસીમા દેવીઓના નામ નથી કે તેઓ નવ હતી એમ પણ લખ્યુ નથી હોમર કલાદેવીઓને માત્ર ઓલિમ્પસમા રહેનારી દેવો આનદ નૃત્યસંગીત કરનારી અને કાવ્યો ગાનારી તથા કવિઓની સ્મૃતિ અને પ્રતિભા જાગૃત કરનારી અને તેમને દિવ્યદૃષ્ટિ આપી ભવિષ્ય દેખાડનારી વર્ણવે છે

આ દેવીઓની ભક્તિ મૂળ પ્રથમ ઓલિમ્પસ, હેલિકોન, અને પાર્નાસસ પર્વતો આગળ ઉત્તરની બીઓશિયામા અને ત્યાથી ધીમે ધીમે આખા ગ્રીસમા પ્રસરી હોય એમ જણાય છે એમને પાણી, દૂધ, ને મધના જ ઉપહારો અર્પાતા.

# ૨ ઓલિમ્પિક ઉત્સવો અને રમતો.

ગ્રીસ દેશના એલિસ વિભાગમાં પીઝા ગામથી પશ્ચિમે આશરે ( ૩૦૦ સ્ટેડિયા=૩૦૦×૧૯૪ વાર=૫૮૨૦૦ વાર= ) તેત્રીસ માઈલ દૂર એક ન્હાની નદી આલ્ફિયસ નદીમા મળે છે એ સંગમ આગળ ન્હાના મેદાનમા દેવાધિદેવ ઝ્યુસની કુંજવાળુ ઓલિમ્પિયા નામનુ સ્થલ હતુ કુંજમાં ઝ્યુસનુ મોટુ મંદિર હતુ અહીં ઘણા પ્રાચીનકાળથી કર્કસંક્રાંતિ પછીની પૂર્ણિમાને દિવસે ચાર ચાર વર્ષે એક વાર મોટો ઉત્સવ પળાતો તેમા ગ્રીક રાજ્યો તરફથી એલચીઓ આવી દેવોને ઉપહારો ધરતા અને રમતો થતી આ ઉત્સવ વધીને એકાદશીથી પૂર્ણિમા સુધીના પાચ દિવસ પળાવા લાગ્યો તેમા હજારો ગ્રીક આવતા અને મોટો મેળો થઈ રહેતો

ઉત્સવના માસમા ગ્રીક રાજ્યો લડાઇટંટા બ ધ પાડતા આ' નિયમ પ્રથમ આઇફીટસે દાખલ કર્યો તે એલિસનો રાજા હતો તેના સમય વિષે મતભેદ છે, પણ તે ઇ. પૂ. આઠમા સૈકામા થઇ ગયો એમ જણાય છે

ઓલિમ્પિક રમતોમા ગ્રીક લોહીના મલ્લો જ ઉતરી શકતા ગુલામોને કે બૈરાને ત્યા આવવાની પણ છૂટ ન હતી રમતો અને શરતોની સ ખ્યા ધીમે ધીમે વધારવામા આવી હતી. ઈ. પૂ. ૭૭૬ ના ઉત્સવથી ઓલિમ્પિયાડ એટલે "ઓલિમ્પિક ચતુષ્ટય" ની ગણના શરૂ થાય છે ત્યાથી માડીને પ્હેલા તેર ઉત્સવોમા માત્ર એક દોડવાની શરત કરવામાં આવી હતી. ચૌદમા ઉત્સવથી દોડવાની બે શરતો થવા લાગી, તેમા નવી શરતનો પટ જૂની કરતા બમણો લાંબો હતો તે પછી વધારે વધારે લાબા પટની શરતો ઉમેરાતી ગઇ અઢારમા ઉત્સવથી ( ઇ પૂ ૭૦૮ થી ) કુસ્તીઓ અને "પેન્ટેથ્લોન" દાખલ કરવામા આવ્યા "પેન્ટેથ્લોન" એટલે વ્યાયામ પંચક, તેમા કૂદવુ, દોડવુ, ચક્ર ફેંકવુ, ભાલો ફેંકવો, અને કુસ્તી કરવી, એ પાચ ક્રિયા અનુક્રમમા કરવાની હતી મુક્કાબાજી પ્રથમ ત્રેવીશમા ઉત્સવમા થઈ આ હરીફાઇ માટે ગ્રીક મલ્લો ચામડાના પજા પ્હેરતા, તેમા શીશાના અને લોઢાના પટા અને ખીલા જડવામા આવતા હતા ચાર ઘોડાના રથની શરતો પચ્ચીશમા ઉત્સવથી ( ઇ પૂ ૬૮૦ થી ) શરૂ થઇ "પેન્ક્રેશિયમ" નામનુ મલ્લ યુદ્ધ અને ઘોડેસવારોની શરત તેત્રીશમા ઉત્સવથી થવા માડયા બે ઘોડાના રથની શરત પ્રથમ—ત્રાણુમા ઉત્સવમા થઇ

આ રમતો અને શરતોમાની કોઈમા એક વાર પણ જે પ્રથમ પદ મેળવતો તેની આખી ગ્રીક દુનિયામા મોટી નામના થઈ જતી તે પોતાનુ જીવન સાર્થક થયુ ગણતો અને તેનુ નગર તેને અને તેના વંશજોને અનેક માન અને હક્ક આપતુ, તેના બાવલાઓ નિર્માતા, અને તેના પરાક્રમની કવિતાઓ રચાતી જીતીને તે પાછો આવતો ત્યારે તેના નગરવાસીઓ તેના માનમા કિલ્લો તોડી તેમા એક નવો દરવાજો મુકતા, અને એ રસ્તે તે મોટી ધામધુમથી નગરમા દાખલ થતો

ઉત્સવ દરમિયાન મળતી ગ્રીક મેદનીમા શિલ્પિઓ, ચિત્રકારો, કવિઓ, નાટકકારો, ગ્રંથકર્તાઓ, વક્તાઓ વગેરે પણ જતા, અને પોતપોતાની કૃતિઓ પ્રસિદ્ધિમા મુકવા મથતા આથી સાહિત્ય અને કલાને ઘણુ ઉત્તેજન મળતુ એટલુ જ નહીં પણ શ્રેષ્ઠ કૃતિઓના એક સાથે થઇ શકતા અવલોકનથી સ્રષ્ટા અને ભોક્તા બન્નેના આદર્શ પ્રૌઢ અને વિશુદ્ધ બનતા, ગ્રીક સસ્કૃતિ અને ગ્રીક પ્રજાનુ ઐક્ય જાળવવામા પણ આ ઉત્સવોના મેળા કારણભૂત હતા

પ્રાચીન ગ્રીસના ધાર્મિક ઉત્સવોમા સર્વત્ર ઓલિમ્પિક રમતોના જેવી રમતો થતી અને તેમાના કેટલાક ઉત્સવો ઓલિમ્પિક ઉત્સવોના જેટલા જ પ્રસિદ્ધ અને સર્વમાન્ય હતા જેવા કે—

૧. પાઇથિક ઉત્સવોઃ ફોકિસ પ્રાંતમાં ક્રીસા આગળઃ એપોલો દેવનાઃ દરેક ઓલિમ્પિક ઉત્સવને આગલે વર્ષેઃ ડેલ્ફીની દેવવાણીની ખ્યાતિને લીધે પ્રાચીન કાલથી પ્રખ્યાત.

૨. કોરિન્થિયન અથવા ઇસ્થ્મિયન ઉત્સવોઃ ઇસ્થમસના પ્રદેશમાંઃ પોસાઇડોન દેવના.

૩. નીમિયન ઉત્સવોઃ આર્ગોસ આગળઃ ઝ્યુસ દેવના.

એથન્સમાં દર વર્ષે સાત ઉત્સવ પળાતા હતા; તેમાં સૌથી મોટા ત્રણ હતાઃ ૧ પેન-એથીનિઆ એટલે એથન્સનગરની અધિષ્ઠાત્રી દેવી એથીનાનો ઉત્સવ, જુલાઇ માસમાં; ઇલ્યુસીનિઆ, ડીમીટર દેવી અને તેની પુત્રી પર્સિફોનનો ઉત્સવ, સપ્ટેંબર માસમાં; ૩. ડાયોનીસિયા, ડાયોનીસસ ઉર્ફે બેકસ દેવનો ઉત્સવ માર્ચ માસમાં.

## ૩. ગ્રીક નાણું.

૬ ઓબોલ=૧ ડ્રામ, ૧૦૦ ડ્રામ=૧ માઇના, ૬૦ માઇના=૧ ટેલંટ.

ગ્રીસમાં મુખ્યત્વે કરીને બે જાતનાં ચલણ હતાં: પિલોપોનીસસ દ્વીપકલ્પમાં 'ઇજાઇનાના સિક્કા' ચાલતાં હતા; એથન્સ, તેનાં સંસ્થાનો, અને ઇજીઅન સમુદ્રના ટાપૂઓ વગેરે સ્થલે "યૂબિયાના સિક્કા" ચાલતા હતા. યૂબિયાનો સિક્કો ઇજીનાના સિક્કાનો આશરે ⅗ હતો. સિક્કા ઘણાખરા રૂપાંના જ હતા. યૂબિયાના ચલણનો એક ટેલંટ થાય એટલા સિક્કાઓમાં ઉઘેજ ૪૭૨૫ રૂ શિલિંગ સિક્કા પાડી શકાય એટલું રૂપું હતું. એટલે એક યૂબિયન ટેલંટ=પોંડ ૨૩૫-૧૫-૦; એક માઇના=૭૮$\frac{9}{12}$ શિલિંગ=રૂા. ૫૯; એક ડ્રામ=પોણો શિલિંગ=નવ આના; એક ઓબોલ=દોઢ આનો.

## ૪. ગ્રીક કાલગણના.

ગ્રીક લોકો દિવસ સૂર્યોદયથી નહીં પણ સૂર્યાસ્તથી આરંભતા. દિવસના અને રાતના ત્રણ વિભાગોનાં જુદાં નામ હતાં. લશ્કરી છાવણીઓમા રાતના પાંચ વિભાગ ગણાતા. તેમના મહિના ચાંદ્ર હતા, અને તેઓ એક ચાંદ્રમાસ ૨૯½ દિવસનો ગણતા; એટલે એક માસ ૨૯ તિથિનો અને તે પછીનો ૩૦ તિથિનો એમ ગણતા. આ પ્રમાણે બાર માસના ૩૫૪ દિવસ થતા એટલે આ ચાંદ્ર વર્ષમાં અને દરેક સૌર વર્ષના સમયમાં પ્રતિ વર્ષે અગિયાર બાર દિવસનો ફેર પડતો. તે માટે એથન્સમાં એવી વ્યવસ્થા રાખી હતી કે આઠ વર્ષના અવસરમાં દર ત્રીજે, પાંચમે, અને આઠમે વર્ષે એક ત્રીશ દિવસનો "અધિકમાસ" ઉમેરાતો. આમ કરતાં પણ મહિનાની પ્હેલી તિથિ પડવાના ચંદ્રને દિવસે ન આવતી એટલે દર સોળ વર્ષના અવસરમાં ત્રણ "અધિકતિથિ" ઉમેરાતી. ગ્રીક વર્ષ કર્કસંક્રાતિથી શરૂ થતું.

ઇ. પૂ. ૭૭૬ ના જુલાઈ માસમાં જે ઓલિમ્પિક ઉત્સવ પળાયો તેની અને તે પછીના દરેક ઉત્સવની નોંધ રાખવામાં આવી હતી. આ ઉત્સવ દર ચાર વર્ષે આવતો. એટલે ગ્રીક ઇતિહાસકો વર્ષોની ગણના માટે "ઓલિમ્પિક ચતુષ્ટય" નો ઉપયોગ કરતા. દાખલા તરીકે, સેલેમિસની લડાઇ ઇ. પૂ. ૪૮૦માં થઇ તે વિષે ગ્રીક ઇતિહાસોમાં "૭૫મા ઓ. ચ. ના પ્રથમ વર્ષમાં થઇ" એ પ્રમાણે લખ્યું છે.

## ૫. ટૂંકાં જીવનચરિત.

### હોમર.

ગ્રીક ભાષાના સુપ્રસિદ્ધ ઇલિયડ અને ઓડિસી નામનાં મહાકાવ્યો અને તેમના કર્તા હોમર વિષે હાલના પંડિતોનો મત ટૂંકામા નીચે પ્રમાણે છે. ઈ. પૂ. બારમા સૈકામાં એકિયન

ગ્રીકોએ એશિયામાઇનોર ઉપર ચ્હડાઇ કરી તે પછી એ ચ્હડાઇને લગતા બનાવો વિષે ગ્રીસમાં કાવ્યો રચાયાં. તેમાં ઐતિહાસિક બનાવો સાથે કુદરતના બનાવોનાં રૂપકોનું અને દેવો તથા દેવવંશજ વીરોનાં કૃત્યોનું સુદૃઢ સંમેલન થતું ગયું. ચ્હડાઈ પછી સોએક વર્ષ ન થયાં ત્યાં ગ્રીસમાં ડોરિયન પ્રજાનો અમલ થયો અને એકિયનો મોટી સંખ્યામાં યૂરોપ તજી એશિયામાઇનોરમાં આવ્યા અને વસ્યા. તેમની સાથે એ કાવ્યો પણ એશિયામાઇનોરમાં પ્રસર્યાં; અને થોડા સમયમાં તેમનામાંથી એક કવિએ ઇલિયડ નામનું કાવ્ય રચ્યું, તેમાં તેણે એકિલીસનો કોપ અને હેક્ટરનું મૃત્યુ વર્ણવ્યાં. પછી બે ત્રણ સૈકાઓ સુધી તેમાં ફેરફાર અને વધારા થતા ગયા અને બીજાં કાવ્યો પણ રચાતાં ગયાં. ઈ. પૂ. નવમા સૈકામાં કાયોસમાં એક ઉત્કૃષ્ટ પ્રતિભાવાળો કવિ જન્મ્યો તેણે ઇલિયડનું મહાકાવ્ય રચ્યું. ઓડિસીનું મહાકાવ્ય પણ ઈ. પૂ. આઠમા સૈકામાં રચાયું. તે પછી પણ એ કાવ્યોમાં થોડાએક વધારા અને ફેરફાર થયા. આખરે ઈ. પૂ. છઠ્ઠા સૈકામાં એથન્સમાં પીસીસ્ટ્રેટસે એ બન્નેનું સંશોધન કરી સંપૂર્ણ નકલો તૈયાર કરાવી અને તે ગ્રીક પ્રજામાં સર્વત્ર માનનીય ગણાઇ.

ગ્રીક લોકો ઇલિયડ અને ઓડિસી બન્ને એક જ કવિનાં રચેલાં માનતા હતા; પણ એ કવિના સમય વિષે તેમનામાં પ્રથમથી જ મતભેદ હતા; અને એ કાવ્યોના કેટલાક ભાગ પાછળથી ઉમેરાયેલા હતા એ તેમના વિદ્વાનો સ્વીકારતા હતા. દરેક ગ્રીક એ મહાકાવ્યો ન્હાનપણથી મ્હોંએ કરતો, અને નિશાળમાં ભણતો; અને તે એ સંપૂર્ણપણે ભણી ન લેતો ત્યાં સુધી તેની કેળવણી પૂરી થઇ ગણાતી ન હતી. એ મહાકાવ્યોના મૂળમાંથી ગ્રીક ભાષાના ઐતિહાસિક સમયના કાવ્યસાહિત્યની આખી સરિતા ઉદ્ભવી હતી. અને ગ્રીક પ્રજા અનેક જુદાં જુદાં સ્વતંત્ર રાજ્યોમાં વિભક્ત હતી છતાં પોતાના ઐક્યનું ભાન સંરક્ષી શકી હતી તેનાં અનેક કારણોમાં આ મહાકાવ્યો પણ હતાં.

## પાઇથેગોરસ.

ઇ. પૂ. છઠ્ઠા સૈકાની આખરનો એક ગ્રીક ફિલસુફ. ઇજિપ્સ, બેબિલોન, અને કદાચ હિંદ સુધી પણ તેણે પ્રવાસ કરેલો અને પછી તે ઇટલીના ગ્રીક સંસ્થાનિકોના ક્રોટોના નગરમાં જઇને વસ્યો. ત્યાં એણે એક મોટું ભ્રાતૃમંડળ સ્થાપ્યું. તેના "ભ્રાતૃઓ" મુખ્યત્વે કરીને તવંગર અને શિષ્ટ વર્ગના હતા. એ મંડલ પોતાના અભિપ્રાયો, અભ્યાસો, અને ક્રિયાઓ વિષે અત્યંત ગુપ્તિ જાળવતું એટલું જ નહીં પણ તેમનામાં ચ્હડતા ઉતરતા વર્ગ બાંધેલા હતા અને નવા દાખલ થનારને સૌથી હલકા વર્ગ સુધી પ્હોંચતાં વર્ષો થતાં તથા તે જેમ જેમ ચ્હડતા વર્ગમાં જતો તેમ તેમ જ તેને મંડલના રહસ્યમાં લેવામાં આવતો. તેમની ગુપ્ત ક્રિયાઓ એપોલો અને ડાયોનાઇસસની ભક્તિની હતી. તેઓ આત્માનો પુનઃપુનઃ જન્મ માનતા, માંસાહાર નિષિદ્ધ ગણતા, અને રહેણીકરણીમાં સાદા, ત્યાગી, મૌન ધરનારા, મિતાચારી, કસરતી, એકાગ્રતાથી ધ્યાન ધરનારા, અભ્યાસી, ઉદ્યોગી, અને શાંત પ્રકૃતિવાળા થવા મથતા. સાઇબેરિસ, ટેરન્ટમ, અને ઇટલીનાં બીજાં ગ્રીક શેહેરોમાં પણ આ મંડલ સ્થાપ્યુ અને વધ્યુ અને રાજ્યસત્તા સામાન્ય વર્ગના હાથમાં ટકાવી રાખવા ઇચ્છતા લોકોના દ્વેષનું પાત્ર થયુ. ઇટલીમાં ઘણેખરે સ્થલે લોકોએ ઈ. પૂ. પાંચમા સૈકાના આરંભમાં પાઇથેગોરિયન ભ્રાતૃઓને વીણીવીણીને મારી નાંખ્યા.

પાઇથેગોરસની ફિલસુફી કેવી હતી તે જાણવા માટે તે વિષે પ્લેટો, એરિસ્ટોટલ, થીઓફ્રેસ્ટસ, અને ફાઇલોલેયસના ગ્રંથોમા ઇસારા છે તે ઉપરાંત બીજાં સાધન નથી. ખગોળવિદ્યા અને સંગીતશાસ્ત્રનો તેને અભ્યાસ હતો અને સૂર્યમંડલના ગ્રહોના પરસ્પર અંતરોનું સંગિતસપ્તકના સૂરોના પરસ્પર સંબંધ સાથે સામ્ય જોઇને તથા સંખ્યાના તત્વ વિષે ગંભીર જેવા દેખાતા વિચારોમાં ફસી પડીને અને અનેક ઉપમાઓ, દૃષ્ટાંતો, અને અર્થાન્તરન્યાસોને વળગી વળગીને

તેણે તેની ફિલસુફીના મુખ્ય સિદ્ધાંતો ગોઠવ્યા હતા, તથા તે પોતાના શિષ્યોના મનમાં ગણિત-શાસ્ત્રનીઅનુમાન પદ્ધતિથી ક્રમે ક્રમે ઠસાવતો હતો. પ્લેટોના મન ઉપર એ ફિલસુફીએ ઊંડી અસર કરી હતી અને તેની પોતાની ફિલસુફીમાં તેના અનેક અંશ જાણેઅજાણ્યે સ્થાન પામ્યા હતા.

## ટર્પેન્ડર.

ઈ. પૂ. સાતમા સૈકાના પૂર્વાર્ધમાં થઈ ગયો. ગ્રીક સંગીત અને સંગીતકાવ્ય એણે આરંભ્યાં. એની જન્મભૂમિ લેસ્બૉસમાંથી એ સ્પાર્ટામાં જઈને વસ્યો હતો અને ત્યાં એણે સંગીત અને સાહિત્યની શાળા સ્થાપી હતી જે ગ્રીસમાં પ્રખ્યાત હતી.

## સિમોનિડિસ (કીઓસ-વાસી.)

ઈ. પૂ. ૫૫૬ થી ૪૬૭. ગ્રીસનો એક મોટો કવિ. એ એથન્સમાં ઘણાં વર્ષ રહ્યો. મૅરેથોનમાં પડેલા વીરો વિષેનું એનું કાવ્ય ઇસ્કિલસના કાવ્ય કરતાં વધારે સારૂં ગણાયું હતું. થર્મોપિલી આગળ પડેલા સ્પાર્ટનોની કબર ઉપર એનો રચેલો શ્લોક કોતરાયો હતો. આર્ટિમીસિયમ અને સૅલેમિસના યુદ્ધો વિષે પણ એણે કાવ્યો રચ્યાં હતાં. એથન્સમાં જુદાજુદા ઉત્સવોમાં મળીને એને એની કૃતિઓ માટે છપ્પન વાર ઇનામો મળ્યાં હતાં. ઇ. પૂ ૪૭૭ પછી તે સાઇરેક્યૂસ જઈને હીરોના દરબારમાં રહ્યો હતો.

## પિન્ડર.

થીબ્સ કે થીબ્સના પ્રદેશમાં જન્મ આશરે ઇ. પૂ. ૫૨૨. એનાં સંગીતકાવ્યો ગ્રીક સાહિત્યમાં શ્રેષ્ઠ ગણાય છે. અનેક ગ્રીક રાજ્યો અને રાજાઓ એની પાસે કાવ્યો રચાવતા. ઓલિમ્પિક, પાઇથીયન, નીમિયન, અને ઇસ્થ્મિયન રમતોના અનેક વિજેતાઓનાં કીર્તિકાવ્ય તેણે રચ્યાં છે. એ કાવ્યોમાં મુખ્ય વિષય જુદા જુદા દેવોની કથાઓ તથા તેમની અને વિજેતાના નગરની સ્તુતિનો હતો. તે એંશી વર્ષની ઉમરે આર્ગોસમાં મૃત્યુ પામ્યો કહેવાય છે.

## હિરોડોટસ.

ગ્રીસનો આદ્ય ઇતિહાસક. ઇ. પૂ પાંચમા સૈકામાં થઇ ગયો. તે એશિયામાઇનોરના કાંઠાપર આવેલા હેલિકાર્નેસસ ગામનો વતની હતો. રાજ્કીય કારણોને લીધે બાલપણમાં સ્વદેશ છોડી તે સેમોસ જઇ રહ્યો હતો અને પછી યૂરોપ, એશિયા અને આફ્રીકામાં મુસાફરી કરવામાં તેણે પુષ્કળ વર્ષો ગાળ્યાં. તેના પુસ્તકના એક ઇસારાપરથી અનુમાન થાય છે કે પિલોપોનીસિયન વિગ્રહની શરૂઆત વખતે (ઇ. પૂ ૪૩૧) તે એથન્સમાં હતો. કહે છે કે તેણે પોતાનો ઇતિહાસ રચી ઓલિમ્પિક ઉત્સવો વખતે એકઠા થયેલા ગ્રીક સમક્ષ તે વાંચી સંભળાવેલો અને એમ પણ કહેવાય છે કે તે વખતે યુવાન થ્યુસિડિડિસ શ્રોતાજનમાં હાજર હતો અને તેની આંખમાંથી અશ્રુની ધારા ચાલેલી. તેમ જ એથીનિયન પ્રજા તરફથી તેને ૧૦ ટેલન્ટ (રૂ. ૩૫૦૦૦ આશરે) ભેટ મળી હતી. ગ્રીસ અને ઈરાનનો વિગ્રહ એ તેના ઇતિહાસનો વિષય હતો અને એ વિષય સારી રીતે ચર્ચવાના હેતુથી તેણે લાંબી મુસાફરીઓ કરી અને તેટલુ નજરે જોઈ લીધું હતું. તે વખતની સમગ્ર ગ્રીક દુનિયા અને તેની સીમાપરના પ્રદેશો તેણે જોયા હતા; અને તેના અવલોકનની ખુબીથી આજના મુસાફરો પણ આશ્ચર્યમાં ડૂબી જાય છે. એથન્સ, સ્પાર્ટા, કોરિન્થ, થીબ્સ વગેરે મુખ્ય શેહેરોમાં તે લાંબો વખત સુધી રહેલો અને એશિયામાઇનોરના કાંઠાપરથી દૂરનાં ઇટલીનાં ગ્રીક સંસ્થાનો સુધી બધો પ્રદેશ તે ફરી વળેલો. આજુબાજુની "જંગલી" પ્રજાઓનો ઇતિહાસ પણ તેણે મેળવવા પ્રયત્ન કર્યો હતો અને તેઓના રીતરીવાજ વગેરે બારીક રીતે અવલોકેલા. એટલે તેના સમયની 'સુધરેલી' અને 'જંગલી' બધી પ્રજાઓનો ખ્યાલ તેના પુસ્તક પરથી મળે છે. પોતાના ઇતિહાસને

'માટે'તેણે સંભાળથી બધાં સાધનો એકઠાં કરેલાં, અને તેમના સત્યાસત્યનો વિવેકપૂર્વક નિર્ણય કરી,' એ સાધનોને રસિક રૂપમાં ગોઠવી આપ્યાં છે માટે જ તેને આદ્ય ઇતિહાસક કહેવામાં આવે છે. 'દોષ'માત્ર તેનામાં એટલો જ છે કે મહાન બનાવોનાં વાસ્તવિક કારણો પર દુર્લક્ષ રાખી, તેનાં 'કારણો'તે પ્રજાના અગ્રણીઓના ગુણદોષમાં જ જુવે છે.

## એનેક્સેગોરસ.

આયોનિયન શાખાનો મુખ્ય ફિલસુફ; પેરિક્લિસનો મિત્ર. તેની શાખાના બીજા ફિલસુફો જગતની ઉત્પત્તિ, પાણી; હવા, અગ્ની વગેરે પદાર્થોમાંથી બતાવતા ત્યારે તેણે એવો સિદ્ધાંત બાંધ્યો કે જગતની ઉત્પત્તિ ' ચૈતન્ય ' માંથી હોવી જોઇએ. એરિસ્ટોટલ આયોનિયન શાખાના બીજા ફિલસુફો સાથે સરખાવતાં તેને " પાગલાઓના મંડલમાં એક સાવધ નર " ની ઉપમા આપે છે. વિશેષ માટે જુવો પેરિક્લિસ.

## એન્ટિસ્થનિસ.

એથન્સનો એક ફિલસુફ ગોર્ગીઅસ અને સોક્રેટિસનો શિષ્ય. ક્રેટિસ, સાઇનોપીના, ડાયોજિનિસ, વગેરે ઘણાનો ગુરુ,' પ્લેટોનો પ્રતિસ્પર્દ્ધિ, પાછળથી 'સિનિક' નામે ઓળખાયેલા ફિલસુફોના મતસંસ્થાપક તરીકે મનાયો. એણે પોતાની શાળા એથન્સમાં સાઇનો—સાર્જિસ નામની કસરતશાળામાં રાખી હતી તે પરથી ' સિનિક ' યા ' સાઇનિક ' નામ પડેલું. એની ફિલસુફીમાં મુખ્યત્વે કરીને માણસે સર્વ બાહ્ય વસ્તુઓને ઉપાધિ અને બાધક ગણી તેનાથી બનતી સ્વતંત્રતા મેળવવાનો ઉપદેશ હતો. ઈ. પૂ. ૪૨૬ માં ટેનેગ્રાના યુદ્ધમાં તે લડયો હતો.

## યુપોલિસ.

એથન્સનો એક હાસ્યરસપ્રધાન્ય નાટકો રચનાર કવિ. ઈ. પૂ. ૪૪૬ થી ૪૧૧ કે એ સાલોની લગભગ લેટીન કવિ હોરેસ એરિસ્ટોફેનિસ અને યુપોલિસ, અને ક્રેટાઇનસને ખાસ વખાણે છે. એરિસ્ટોફેનિસ અને યુપોલિસ એક બીજાના પ્રતિસ્પર્દ્ધી અને એક બીજાની નકલ કરનાર હતા. ક્રેટાઇનસના હાસ્યરસમાં જાત ઉપર હુમલા અને કરડાશ વધારે પડતાં હતાં ત્યારે યુપોલિસ એવાં ઝેરી તીરનો ઉપયોગ કરતો. ખરે તો પણ તેની નર્મોક્તિ એરિસ્ટોફેનિસ કરતાં પણ વધારે સફાઈદાર અને મનોહર હતી.

## થ્યુકિડિડિસ.

'ઓલોરસનો પુત્ર અને એથન્સનો નાગરિક; એ પિલોપોનીસિયન વિગ્રહના ઇતિહાસક તરીકે પ્રસિદ્ધ છે. એ ઉમદા કુટુમ્બનો, એથન્સના શિષ્ટ વર્ગમાંનો અને સંપત્તિવાન હતો. વક્તા એન્ટિફોન અને ફિલસુફ એનેક્સેગોરસ પાસેથી એણે શિક્ષણ લીધેલું હતું. પિલોપોનીસિયન વિગ્રહ શરૂ થયો ત્યારે એ ચાળીશેક વર્ષનો હતો. ઇ. પૂ. ૪૨૪માં તે સાત વ્હાણના સરદાર તરીકે થેસોસ ટાપૂ આગળ હતો ત્યારે બ્રેસિડસે એમ્ફિપોલિસ લીધું તે એ અટકાવી ન શક્યો, એ કસૂર માટે એથન્સ તેને સખ્ત સજા કરશે એમ સમજીને તે પોતાની મેળે દેશવટે ગયો, પિલોપોનીસસમાં અને બીજે અનેક સ્થલે ફર્યો, અને એ પ્રમાણે તેણે પોતાના ઇતિહાસ માટે સાધનો એકઠાં કર્યાં. સિસિલી અને ઇટલીમાંનાં સ્થલોનાં એનાં વર્ણનો એવાં વિગતવાર છે કે એ દેશોમાં પણ તેણે પ્રવાસ કરેલો હોવો જોઇએ. ઈ પૂ ૪૦૩માં તે પાછો એથન્સ આવ્યો અને પછી થોડા વખતમાં મુવો. પ્લુટાર્ક કહે છે તેમ એણે પોતાના ગ્રંથનો થોડોક ભાગ થ્રેસમાં લખ્યો, પણ એના દેશવટાના બધા સમયમાં અને પાછા એથન્સ આવીને પણ તે એ લખવામાં જ રોકાયલો હતો. એના ઇતિહાસમાં વિગ્રહના એકવીશમા વર્ષ એટલે ઈ. પૂ. ૪૧૧ સુધીનો હેવાલ છે, અને ગ્રંથનું છેલ્લું પુસ્તક વિગ્રહ

પ્રદેશોના બનાવો ઉપોદ્ઘાત રૂપે આપે છે. શાસ્ત્રીય ઇતિહાસકોમાં એનું પદ બહુ ઉચું છે કેમકે સત્યાસત્ય વિવેક, કાર્યકારણ સંકલના, નિષ્પક્ષપાત, વિશાલ દિશસુદ્ધી-ગય દૃષ્ટિ, રાજ્યજીવન અને મનુષ્યજીવનનાં ઉંડા તત્વોનો સાર, એ સર્વ ગુણો એના ગ્રંથમાં ડગલે ડગલે માલુમ પડે છે, અને તે સાથે એનું વર્ણન ટૂંકું અને અસરકારક છે. એનાં ભાષણો પ્રૌઢ છે, અને એનો આખો ઇતિહાસ શુષ્ક અને કઠોર શૈલીમાં લખ્યો હોય એવો દેખાતાં છતાં ધીમેધીમે વાંચનારના હૃદયને હલાવી નાખે એવો વેગવાન રસપ્રવાહ જમાવે છે,

## પોલિક્લાઇટસ.

આર્ગોસ અને સિકિઅનવાસી; ફીડિયસ અને માઇરન સાથે એગેલેડસનો શિષ્ય; ગ્રીસના પ્રખ્યાત શિલ્પિઓમાંનો એક ફીડિઅસ જેમ દેવોના પ્રતિમાવિધાનમાં તેમ આ મનુષ્યોના પ્રતિમાવિધાનમાં એક્કો હતો. એની ડારીફોરસ નામની પ્રતિમામાં માનવ શરીરના અવયવોનું અન્યોન્ય પ્રમાણ એવી સંપૂર્ણ રીતે જળવાયું છે કે આજ પણ તે માનવ આકૃતિના નમૂના અને માપ તરીકે ગણાય છે.

## ડાઇફિલસ.

એથન્સનો એક હાસ્યરસ કવિ. રોમના સર્વોપરિ હાસ્યરસ કવિ પ્લોટસે એનાં ઘણાં નાટકોનું અનુકરણ કરેલું છે. એ મિનેન્ડર અને ફાઇલીમોનનો સમકાલીન હતો.

## પ્લેટો.

એરિસ્ટોફેનિસ, યુપોલિસ, ક્રાઇનિકસ વગેરેનો સમકાલીન એથન્સનો એક હાસ્યરસ કવિ. એણે ત્રીશથી વધારે નાટકો રચ્યાં તેમાંથી એકનું નામ 'હાઈપરબોલસ' હતું. ઈ. પૂ. ૪૦૫ માં એરિસ્ટોફેનિસના "દેડકાઓ" ને પ્હેલું, ક્રાઇનિકસના "કલાદેવીઓ" ને બીજું, અને પ્લેટોના 'કલીઓફોન' ને ત્રીજું ઈનામ મળ્યું હતું.

## એરિસ્ટોફેનિસ.

એથન્સનો પ્રસિદ્ધ હાસ્યરસ કવિ. જન્મ આશરે ઈ. પૂ. ૪૪૪ મૃત્યુ આશરે ઈ. પૂ. ૩૮૦. એનાં નાટકોથી એથન્સના ઇતિહાસ ઉપર બહુ અચ્છું અજવાળું પડે છે; કેમકે તેમાં એ પોતાના વખતના પ્રસિદ્ધ નરોને આણે છે અને બનતા બનાવોને એક કવિ તથા એક શિષ્ટ વર્ગના હિમાયતી તરીકે ચર્ચે છે. એનાં ચોપન નાટકોમાંથી ઈ પૂ. ૪૨૫ માં ભજવાયેલો એકાર્નિઅન્સ, ૪૨૪ હિપ્પાઇસ ('નાઇટસ'–ઘોડેસવાર લડવૈયા); ૪૨૩, ક્લાઉડસ (વાદળાં); ૪૨૯ સલાહ; ૪૧૮, પંખીઓ; ૪૧૧, લાઇસિસ્ટ્રેટા અને થેસ્મોફોરિએ ઝ્યુસી; ૪૦૮, પ્લૂટસ; ૪૦૫, દેડકા; ૩૯૨ ઇકલેઝિએ ઝ્યુસી; ૩૮૭ ઇઓલોસિકન, અને કોકેલસ, એટલા વિદ્યમાન છે. દુનિયાંના હાસ્યરસ કવિઓમાં એ શેક્સપિયર અને સર્વેન્ટિસની હારમા મુકાય છે.

## મિનેન્ડર અને ફાઇલીમન.

એથન્સનાં હાસ્યરસ નાટકો પુરાણી પદ્ધતિનાં (the old comedy) અને નવી પદ્ધતિનાં (the new comedy) એમ બે વર્ગમાં પડે છે. નવી પદ્ધતિનાં હાસ્યરસ નાટકોમાં આ બે કવિઓનાં ઉત્તમ છે ફાઇલીમનનો જન્મ આશરે ઈ પૂ. ૩૬૦ માં થયો હતો અને તે સોએક વર્ષ જીવ્યો. એણે સત્તાણું નાટક રચેલાં કહેવાય છે પણ તેમાથી એકે આખું વિદ્યમાન નથી મિનેન્ડર એનાથી કમરે ન્હાનો હતો અને એનાથી થોડું જીવ્યો. એ ડિમિટ્રિયસ ફેલિરસ, થીઓફ્રેસ્ટસ અને એપિક્યુરસનો મિત્ર હતો. એણે સોથી વધારે નાટકો રચેલા, પણ એકે આખું વિદ્યમાન નથી; પણ રોમન નાટકકારોએ એના કેટલાક નાટકોનાં અનુકરણ કરેલાં તે ઉપરથી એની કૃતિ વિષે કંઇક ખ્યાલ આવી શકે છે.

## યુરિપિડિસ.

ઈ. પૂ. ૪૮૦ મા સેલેમિસના યુદ્ધને દિવસે સેલેમિસમા જન્મ્યો એથન્સના કરુણ નાટક રચનારા ત્રણ મોટા કવિઓમાનો ત્રીજો તેના શિક્ષકોમા એનેક્ઝેગોરસ અને પ્રોડાઇકસ હતા તેના નાટકોમાના અઢાર વિદ્યમાન છે, જેમા હિપ્પોલાઇટસ, મીડિયા, આઇફિજીનિયા, આયોન, અને બક્કી શ્રેષ્ઠ ગણાય છે તે ઈ પૂ ૪૦૬ મા મેસિડોનિયામા મુવો તેના સમકાલીનો તેની કવિતાને કેટલો આદર આપતા તે માટે જુવો નિકિઅસ પા ૧૪૪-૪૫

## સોક્રેટિસ.

પ્રખ્યાત ગ્રીક ફિલસુફ, જન્મ ઈ પૂ ૪૬૯ તેનો પિતા શિલ્પિ અને માતા સૂયાણી હતા થોડો વખત તેણે પોતાના પિતાના ધધામા લક્ષ રાખ્યુ પણ પછી તે પડતુ મુક્યુ તેનો બાધો મજબૂત હતો, શરીર નીરોગી હતુ અને તેનામા મહેનત ખમવાની અસાધારણ શક્તિ હતી, તે નિરતર ઉઘાડે પગે ફરતો, અને ઉનાળામા ને શિયાળામા એક જ કપડા પ્હેરતો કુરૂપનો તે નમૂનો હતો, અને એક વઢકણી કર્કશાને પરણ્યો હતો સ્થિતિએ ગરીબ હતો છતા તે ગરીબાઇ દૂર કરવા કે જાહેર કામમા ભાગ લેવા તેણે બિલકુલ પ્રયત્ન ન કર્યો એથન્સમા પ્રજાસત્તાક સસ્થાના સ્થાપન સાથે જૂની આસ્થા અને જૂના નીતિના ધોરણો નિર્મૂળ થયેલા તેને બદલે નવી આસ્થા સ્થાપવી અને એ આસ્થા પર નીતિનો પાયો ફરી રચવો એ તેણે પોતાનુ કર્તવ્ય વિચાર્યું અને એ કામ પાછળ પોતાનુ જીવન ગાળ્યુ યુવાનો અને તેના શિક્ષકો સોફિસ્ટો તેમને તે જ્યા જ્યા મળતો ત્યા ત્યા ઉભા રાખી તેમની સાથે તેમના જ વિષયો પર સવાદ કરી તેમનુ જ્ઞાન કેટલુ મિથ્યા છે તે બતાવી આપતો અને જ્ઞાનના પાયા તરીકે દરેક શબ્દની વાસ્તવિક વ્યાખ્યાની જરૂર છે તે બતાવી આપતો આવી રીતે જે જે મિથ્યા પડિતોના અજ્ઞાન તેણે ઉઘાડા પાડી આપેલા તેઓ તેના દુશ્મન થયા અને તે સાથે તે યુવાનોને જે સ્વતત્ર વિચાર કરવાની સલાહ આપતો તેથી સામાન્ય પ્રજામા પણ તેનુ શિક્ષણ નાસ્તિક અને ઉચ્છૃખલ ગણાવા લાગ્યુ આ પરથી તેના દુશ્મનોએ તેના પર ન્યાયાસન આગળ નાસ્તિકતાનો આરોપ મુકી કામ ચલાવ્યુ, આ પ્રસગે તેને ન્હાસી જવાની તેના મિત્રોએ સલાહ આપી પણ તેણે જવાબ આપ્યો કે જે શેહેરમાથી માત્ર યુદ્ધના પ્રસગ સિવાય આ સિત્તેર વર્ષની ઉમરમા હુ બ્હાર ગયો નથી, ત્યા જઇ જીવવુ તે કરતા એથીનિયન પ્રજાને હાથે મોત મને વધારે પસદ છે આખરે તેને ઝેર આપી દેહાતની શિક્ષા થઇ અને તે તેણે ખુશીથી કબૂલ કરી પોતાના આપ્તમડલ સાથે આત્માની અમરતા વિષે વિવાદ કરતા કરતા પોતાનો પ્રાણ છોડ્યો ઈ પૂ ૩૯૯

## પ્રોટાગોરસ

ગ્રેસમા એબ્ડીયરાનો વતની પેરિક્લિસ તથા કવિ યુરિપિડિસનો મિત્ર એથન્સમા પ્રજાસત્તાક સસ્થાની સ્થાપનાથી જે નવા શિક્ષણની જરૂરીયાત જાગી તે પૂરી પાડવા ઉભા થયેલા સોફિસ્ટમા તે સર્વથી વધારે વિખ્યાતિ પામેલો હતો તેની શાળા એથન્સમા હતી અને તેના શિક્ષણનો લાભ લેવા ગ્રીસના દૂરના ભાગોમાથી યુવાનો આવતા, અને શિક્ષણની ધધાથી તેણે ઘણી દોલત મેળવેલી કહેવાય છે વાક્યમા નામ, વિશેષણ, ક્રિયાપદ વગેરે વિભાગ પાડી યુરોપીય વ્યાકરણનો પાયો નાખવાનુ માન તેને ઘટે છે સોક્રેટિસની માફક તેને પણ એથીનિયન પ્રજાની અધ શ્રદ્ધાને લીધે ખમવુ પડેલુ, તેણે એક નિબધ લખી યુરિપિડિસના ઘરમા આપ્તમડળ સમક્ષ વાચેલો, તેનુ પ્રથમ વાક્ય નીચે પ્રમાણે હતુ—'દેવો છે કે દેવો નથી એ બેમાથી એક પણ બાબતનુ મને જ્ઞાન નથી, કારણ કે એ વિષય એટલો બધો ગહન છે અને મનુષ્યજીવન એટલુ ટૂકુ છે કે એ જ્ઞાન મેળવવુ અશક્ય છે' આ પરથી તેના પર નાસ્તિકતાનો આરોપ મુકાયો

વામાં આવ્યો જેમાંથી બચવા તે સિસિલી જવા ઉપડી ગયો પણ રસ્તામાં તે ડૂબી મુવો. (ઈ. પૂ. ૪૧૫) ઉપર કહેલા પુસ્તકની જેટલી પ્રત મળી તેટલી એથીનિયન સભા એ બદેરમાં બાળી મુકી.

## થિઓપોમ્પસ.

એક ગ્રીક ઇતિહાસક; તેનાં બે પુસ્તકો ખાસ વખણાયેલાં છે; એક 'હેલેનિ' જેમાં તે થ્યુસિડિડિસના ઇતિહાસનું અનુસંધાન આપે છે; બીજું 'ફિલિપ્પિકસ' જેમાં તે મહાન એલે-ક્ઝાન્ડરના પિતા ફિલિપનું ચરિત આપે છે; તે ઉપરાંત એ પુસ્તકમાં;સ્થાને અસ્થાને તે જુદાં જુદાં ગ્રીક સંસ્થાનોનાં વૃત્તાંતો દાખલ કરે છે

## પ્લેટો.

એરિસ્ટોટલનો ગુરૂ અને સોક્રેટિસનો સૌથી વધારે જાણીતો શિષ્ય. જ. ઇ. પૂ ૪૨૮. ઇ. પૂ. ૩૯૯ માં સોક્રેટિસના મૃત્યુ પછી તે મુસાફરી કરવા નીકળ્યો અને ઇજીપ્ત, સિસિલી, અને ઇટલી દેશોમાં ફર્યો. સિસિલીમાં તેને ડાયનને વડા ડાયોનીસિયસના સમાગમમાં આણ્યો; અને એ રાજાને તેના સ્વતંત્ર વિચારો અને શિક્ષણ નાપસંદ પડતાં, કહે છે કે, તેણે ગુપ્ત આજ્ઞા કરી એને ગુલામ તરીકે વેચાવ્યો, પણ એનો ખરીદનાર એને ઓળખતો હતો અને તેણે એને પાછો સ્વતંત્ર કર્યો. ઇ. પૂ. આશરે ૩૮૬ માં તેણે પાછા એથન્સ આવીને એકેડેમી નામના સ્થલમાં શાળા સ્થાપી જે ઘણી પ્રસિદ્ધ થઇ. વડો ડાયોનીસિયસ મરી જતાં ડાયનની વિનંતિથી બીજા ડાયોનીસિયસને સુધારવા માટે તે પાછો સિસિલી ગયો. અને થોડાં વર્ષ પછી ડાયોનીસિયસની પોતાની વિનંતિથી તે ત્રીજી વાર સિસિલી ગયો, પણ આ બન્ને વખતે તેનો પ્રયાસ સફલ ન થયો અને તે પછી તે રાજ્યખટપટમાં પડયો જ નહીં. તે બ્યાશી વર્ષની ઉમરે ઇ. પૂ. ૩૪૭ માં મૃત્યુ પામ્યો. તેનાં પુસ્તકો સંવાદોના રૂપમાં છે અને તેમાં 'એપોલોજી,' 'ક્રીટો,' 'સિમ્પો-સિયમ,' 'રિપબ્લિક,' 'ફ્રાઇડીબસ,' 'ફીડ્રસ' વગેરે સુપ્રસિદ્ધ છે. વિશેષ માહિતી માટે જુવો ડાયનનું જીવનચરિત.

એકેડેમીનું સ્થલ એથન્સ પાસે એલીસસ નદીને કાંઠે હતું; કાઇમને સાગ, જીત વગેરે ઝા-ડોની ઘટાઓથી અને બાવલાંઓ વગેરે ગોઠવીને એને બહુ શોભીતું કર્યું. એ મૂળ એકેડીમસ ના-મના વીરનું સ્થલ હોવાથી પવિત્ર મનાતું હતું અને તેથી એથન્સનો કોઇ પણ ગ્રીક દુશ્મન એટિકાનાં ખેતરો વગેરે રંજાડતો ત્યારે પણ આ સ્થલને બિલકુલ ઇજા કરતો નહીં. પ્લેટો અને એના શિષ્યોએ પોતાનો ફિલસુફીનો પ્રસાર એ જગામાં શાળા સ્થાપી કર્યો તે ઉપરથી એ ફિલસુ-ફીને માટે અને તે સ્વીકારનારાઓ માટે એકેડેમી અને એકેડેમિક ફિલસુફોની સંજ્ઞા પડી.

## ઝેનોફન.

એથન્સનો એક પ્રસિદ્ધ સિપાહી અને ઇતિહાસક અને સોક્રેટિસના પ્રસિદ્ધ શિષ્યોમાંનો એક. તેનો જન્મ ઇ. પૂ. ૪૪૪ થી ૪૩૦ સુધીમા કોઇ વખત, અને તે ૯૦–૯૨ વર્ષ જીવ્યો. ઇ. પૂ. ૪૦૧ માં કાઇરસે ઈરાનના શાહ આર્ટાઝર્ક્સીસ સામે લડવા માટે ગ્રીક સિપાહોનું સૈન્ય એકઠું કર્યું તેમાં એ સામેલ થયો. તે એ લશ્કરમાં યુફ્રેટીસ નદી સુધી ગયો અને પછી કાઇરસનું મોત થતાં લશ્કર પાછું ફર્યું અને ઈરાની દગલબાજીથી તેના સેનાપતિઓ માર્યા ગયા ત્યારે સિપાહીઓએ તેમને સ્થલે પોતામાથી નવા નીમ્યા તેમાં એને પણ સેનાપતિ તરીકે પસંદ કર્યો. એ લશ્કર હેલેસ્પોન્ટને કાંઠે પ્હોંચ્યુ ત્યાં સુધી તે તેની સાથે રહ્યો, અને પોતે તેમાં દાખલ થવા વિચાર કર્યો તે ઘડીથી માંડીને તેની કૂચ, લડાઇઓ વગેરેનો સવિસ્તર ઈતિહાસ તેણે રચ્યો છે પછી એ-જિસિલેયસ રાજા ઈરાન સામે વિગ્રહ ચલાવવા એશિયામાઇનોરમાં આવ્યો ત્યારે એ તેના લ-શ્કરમાં દાખલ થયો ઇ. પૂ. ૩૬૧ થી ૩૭૧ સુધી તે એલિસ પ્રાંતમાં ઓલિમ્પિયા આગળ સ્થાપી વાસ કરી રહ્યો અને તેનાં ઘણુંખરાં પુસ્તકો તેણે એ સ્થલે તથા એ અરસામાં રચ્યાં!

## ડિમિટ્રિયસ (ફેલીરસ-વાસી.)

જન્મ્યો આશરે ઈ. પૂ. ૩૪૫. તેણે વક્તા, ફિલસુફ, કવિ, અને એથન્સની નાગરિક સભાના નાયક તથા અધિકારી તરીકે ખ્યાતિ મેળવી. ઇ. પૂ. ૩૧૭ થી ૩૦૭ સુધી એથન્સનું રાજ્યતંત્ર એના હાથમાં હતું એ અરસાના આગલા ભાગમાં એથન્સવાસીઓ એની સેવાથી એટલા પ્રસન્ન થયા કે તેમણે એનાં ૩૬૦ બાવલાં નિર્માવ્યાં; પણ સત્તા અને કીર્તિના મદથી એ સ્વચ્છંદી બન્યો અને એથન્સે એને દેહાંતદંડની શિક્ષા ફરમાવી એટલે એ ત્યાંથી નાઠો. પછી એલેક્ઝાંડ્રિયામાં રાજા ટાલેમી સોટરનો એ માનીતો થઇ પડયો અને તે શેહેરનું જગતપ્રસિદ્ધ પુસ્તકાલય એની વગથી સ્થાપવામાં આવ્યું હોય એ સંભવે છે. ટાલેમીના પુત્રે ગાદીએ આવતાં તેને દરબારમાંથી કહાડી મુક્યો અને તે પછી એ થોડો વખત જ જીવ્યો. એને એથન્સનો છેલ્લો વક્તા કહી શકાય.

## આર્કાઇટસ.

પાઇથેગોરસની શાખાનો એક ફિલસુફ; પ્લેટોનો મિત્ર. તેનું ગણીતશાસ્ત્રનું જ્ઞાન ઉંડું હતું અને તેનું મગજ નિરંતર નવી શોધો કરવામાં મચ્યું રહેતું, તેમ જ રાજ્યના કામકાજમાં પણ તે આગેવાન ભાગ લેતો. તત્ત્વવિચારમાં તે ઉંડો જતો અને પ્લેટો અને એરિસ્ટોટલ તેની પાસેથી મહત્વના સિદ્ધાંત શિખેલા.

## એરિસ્ટિપ્પસ.

સોક્રેટિસનો એક શિષ્ય અને તેના શિક્ષણનાં જૂદાં જૂદાં તત્વો લઇ જે શાખાઓ સ્થપાયેલી, તેમાંની 'સાઇરીનેઈક' શાખાનો પ્રવર્તક; તે સાઈરીનિ શેહેરનો વતની હતો તે પરથી તેની શાખાનું નામ સાઇરીનેઇક પડેલું. સોક્રેટિસનો શિષ્ય હોવા છતાં તેનું વર્તન સોક્રેટિસથી ભિન્ન હતું. પૈસે ટકે તે સુખી હતો અને મોજશોખમાં મસ્ત રહેતો; તેનો સિદ્ધાંત એવો હતો કે મોજશોખ કરવામાં શરમ નથી પણ જરૂર પ્રસંગે તે છોડી ન શકવામાં શરમ છે. ગુલામની સ્થિતિમાં, આનંદ અને ગુલતાનમાં, કે ગુરુ તરફ યોગ્ય ભક્તિ ન રાખવા માટે ઠપકો ખાતાં તે એક જ શાંત ચહેરો રાખી શકતો; અને તેપરથી તેણે વડાઈ કરેલી કે મોજશોખે તેને નહીં પણ તેણે મોજશોખને જીત્યા છે. એરિસ્ટોટલ તેને 'સોફિસ્ટ' ના વર્ગમાં મુકે છે તેનું કારણ કદાચ એમ હશે કે શિક્ષણ માટે મુસારો લેવાની પદ્ધતિ દાખલ કરનાર તે હતો. તેને મળતા સિદ્ધાંતો પાછળથી 'સ્ટોઇક' શાખાએ ગ્રહણ કર્યા હતા.

## એરિસ્ટોટલ.

જ. ઇ. પૂ. ૩૮૪. ઈ. પૂ. ૩૬૭ માં એ એથન્સ આવી પ્લેટોનો શિષ્ય થયો. ઇ. પૂ. ૩૫૭ થી તેણે પોતે શીખવવું શરૂ કર્યું ઇ. પૂ. ૩૪૨ માં તેને ફિલિપે એલેકઝાંડરનો શિક્ષક નીમ્યો અને એ કાર્ય તેણે ચાર વર્ષ કર્યું. ઇ. પૂ. ૩૩૫ માં તે પાછો એથન્સ આવ્યો અને લાઇસીયમ નામના સ્થલમા શાળા સ્થાપી, જે તેણે તેર વર્ષ ચલાવી. એ અરસામાં તેણે 'ફિલસુફી,' નીતિ, તર્કશાસ્ત્ર, અલંકારશાસ્ત્ર, રાજ્યનીતિ, પ્રાણીશાસ્ત્ર, ચેતનશાસ્ત્ર વગેરે વિષયો ઉપરના તેના સુપ્રસિદ્ધ ગ્રંથો લખ્યા. એલેકઝાંડરે તેને ગુરૂદક્ષિણામાં આઠસો ટેલેંટ આપ્યા હતા, અને તેના પ્રાણીશાસ્ત્રનાં પુસ્તકો માટે તે તેને અનેકાનેક પ્રાણીઓનાં કલેવરો, ચામડાં વગેરેની મોટી મોટી બક્ષીસો મોકલ્યા કરતો હતો. એલેકઝાંડરના મોત પછી એથન્સમાં તેના ઉપર, સોક્રેટિસની માફક નાસ્તિક હોવાનો આરોપ મુકવામાં આવ્યો એટલે તેણે એથન્સ છોડયું, અને પછી એક વર્ષમાં તે મૃત્યુ પામ્યો (ઈ. પૂ. ૩૨૨) વીશેષ માહિતી માટે જુવો એલેકઝાંડરનું જીવનચરિત.

## સ્પ્યુસિપ્પસ.

પ્લેટોનો ભાણેજ તથા શિષ્ય; અને પ્લેટો પછી એકેડેમીનો અધ્યક્ષ, તે બુદ્ધિશાળી બહુ મ-

પણ ન હતો પણ એક બિના જે ખાસ ધ્યાન ખેંચે છે તે એ છે કે પ્લેટોના બધા શિષ્યો કરતાં તેની દલીલ તોડવાની એરિસ્ટોટલને વારંવાર જરૂર પડે છે.

### યુડીમસ.

એરિસ્ટોટલના મુખ્ય શિષ્યોમાંનો એક; તેણે એરિસ્ટોટલનાં ઘણાં પુસ્તકો સુધારી પ્રસિદ્ધ કર્યાં. પ્લુટાર્ક યુડીમસના નામથી એના વખત સુધી જાણીતા એક મૃત્યુ વિષેના સંવાદ વિષે લખે છે તે એરિસ્ટોટલનો જ લખેલો હશે કે કેમ એ ચોક્કસ નથી. પણ નીતિશાસ્ત્ર વિષેના એરિસ્ટોટલના બે ગ્રંથ અદ્યાપિ વિદ્યમાન છેઃ તેમાં મોટાનું નામ નિકોમેકિયન નીતિશાસ્ત્ર, એરિસ્ટોટલ અને તેની ગુલામડી હર્પીલિસના પુત્ર નિકોમેકસ ઉપરથી; અને બીજાનું આ યુડીમસ ઉપરથી યુડીમિયન નીતિશાસ્ત્ર છે.

### ડાયોજિનિસ ( સાઇનોપી-વાસી. )

જન્મ આશરે ઇ. પૂ. ૪૧૨. જુવાનીમાં તે એથન્સ આવ્યો અને સિનિક ફિલસુફીના આદ્યદ્રષ્ટા એન્ટિસ્થિનીસ પાસે ભણ્યો. તેણે દેહને અનેક રીતે કષ્ટ્યો અને કસ્યો અને આખરે, કહે છે કે, એક કોઠીને પોતાનું ઘર કરીને તેમાં પડી રહેવા લાગ્યો. એથન્સવાસીઓ તેને માન આપતા અને તે ગમે તે પુરુષને, રૂઢીને કે સંસ્થાને તરછોડી કહાડતો તે સહન કરતા. ઇજીના જતાં દરિયામાં ચાંચિયાઓએ તેને પકડ્યો અને વેચ્યો પણ તેના ખરીદનારે તેને પાછી સ્વતંત્રતા આપી. ઉત્તરાવસ્થામાં તે કોરિન્થમાં રહેતો હતો. અહીં એલેક્ઝાંડર તેને મળવા આવ્યો તેની હકીકત માટે જુવો એલેક્ઝાંડરનું ચરિત. તે ઈ. પૂ. ૩૨૩ માં મુવો.

### થીઓફ્રેસ્ટસ.

પ્લેટો અને એરિસ્ટોટલનો શિષ્ય. એરિસ્ટોટલે પોતાનો પુસ્તકસંગ્રહ અને પોતે રચેલા ગ્રંથોની મૂળ નકલો એને વારસામાં આપી હતી અને તેના પછી લાઇસીયમની શાળા એણે ચલાવી. એના ઉપર પણ નાસ્તિક હોવાનો આરોપ મુકવામાં આવ્યો, પણ એથન્સવાસીઓએ તે ખોટો ઠરાવ્યો. ઇ. પૂ ૩૦૫ માં એથન્સમાં ફિલસુફોને દેશનિકાલ કરવા એવો કાયદો થયો ત્યારે એણે એથન્સ તજ્યુંઃ પણ તે પછીના જ વર્ષમાં એરિસ્ટોટલના શિષ્ય ફાઇલોએ એ કાયદો રદ કરાવ્યો અને એ પાછો એથન્સ આવ્યો. એ ઈ પૂ. ૨૭૮ માં મોટી ઉમરે મૃત્યુ પામ્યો. એણે ઘણા ગ્રંથો રચ્યા હતા, પણ તેમાંથી વનસ્પતિશાસ્ત્રને લગતા અને બીજા એક બે જ રહ્યા છે.

## ૬. પ્રાચીન ગ્રીસના ઇતિહાસના મુખ્ય બનાવોની સાલવારી.

ઇ. પૂ.

૧૩૦૦—૧૦૦૦ ટ્રોય માટેનો ગ્રીક-ટ્રોજનનો મહાભારત વિગ્રહ
ક્રીટના ડોરિયન રાજ્યની સ્થાપના.
પિલોપોનીસસના પૂર્વ ભાગમાં ડોરિયનોના અમલનો આરંભ.
આયોનિયનોનાં એશિયામાઇનોરમાં સંસ્થાનો સ્થપાવા માંડયાં.

૧૦૦૦—૯૦૦ ગ્રીક મૂળાક્ષરની શોધ.
ડોરિયનોનાં એશિયામાઇનોરમાં સંસ્થાન.

૯૦૦—૮૦૦ 'ઓડિસી' નું મહાકાવ્ય રચાયું અને 'ઇલિયડ' નું છેવટનું રૂપ યોજાયું.
સ્પાર્ટાના નગરરાજ્યનો જન્મ.
ઇજાઇનાના ડોરિયન રાજ્યનો ઉદય.

૭૭૬ પ્હેલા ઓલિમ્પિયાડનું પ્હેલું વર્ષ.

૭૩૦—૬૯૦ હેસિઅડ કવિનો સમય.
૭૦૦—૬૯૦ એથન્સે ઇલ્યૂસિસ જીતી લઇ પોતાની સાથે જોડી દીધું.
૬૮૩—૨ એથન્સના આર્કનોની યાદી આ સાલથી શરૂ થાય છે.
૬૩૨ સાઇલોન એથન્સનો ‘ટાયરંટ’ થવા મથે છે.
૬૩૦—૬૦૦ સ્પાર્ટાએ મેસ્સેનિયા નાશ કર્યું.
૬૨૧ એથન્સમાં ડ્રેકોએ નવા કાયદા ઘડ્યા.
૬૦૦ માઇટિલીનીમાં સેફો, આલ્કયુસ અને પિટ્ટેકસ કવિઓનો સમય.
૫૯૪—૧ એથન્સમાં સોલને નવા કાયદા ઘડ્યા.
૫૯૦—૮૦ થેલીસ ફિલસુફનું ‘પ્હેલું’ વર્ષ.
૫૮૨ પ્હેલા પાઇથીયાડનું ‘પ્હેલું’ વર્ષ.
૫૭૨ ઓલિમ્પિક રમતોની વ્યવસ્થા કરવાનો હક ઇલિયનોએ મેળવ્યો.
૫૭૦ એથન્સે સેલેમિસ જીતી લીધો.
૫૬૧—૬૦ પીસીસ્ટ્રેટસ એથન્સનો ‘ટાયરંટ’ થયો.
૫૬૦ લીડિયામાં ક્રીસસ ગાદીએ આવ્યો.
૫૫૬ પીસીસ્ટ્રેટસ એથન્સથી ન્હાઠો.
૫૫૦—૪૯ પીસીસ્ટ્રેટસ વળી ‘ટાયરંટ’ થયો અને ફરી ન્હાઠો.
૫૪૬ ઇરાનના શાહ કાઇરસે લીડિયા જીતી લીધો.
૫૪૦—૩૯ પીસીસ્ટ્રેટસ ફરી પાછો ‘ટાયરંટ’ થયો.
૫૨૮—૭ પીસીસ્ટ્રેટસનું મૃત્યુ.
૫૨૫ ઇરાની શાહ કેમ્બાઇસિસે ઇજિપ્ત સર કર્યું.
૫૨૨ કેમ્બાઇસિસનું મૃત્યુ.
૫૨૧ હિસ્ટાસ્પિસ પુત્ર ડરાયસ ઇરાનની ગાદીએ આવ્યો.
૫૧૪ હાર્મોડિયસ અને એરિસ્ટો ગાઇટાને ‘ટાયરંટ’ પીસીસ્ટ્રેટસ-પુત્ર હિપ્પાર્કસનું ખૂન કર્યું.
૫૧૨ ડરાયસની થ્રેસ પર ચ્હડાઇ.
૫૧૦ એથન્સના ‘ટાયરંટો’ નો અંત.
૫૦૮—૧ એથન્સમાં ક્લીસ્થનિસના નવા કાયદા.
૪૯૯ એશિયામાઇનોરના આયોનિયન સંસ્થાનિકોએ ઇરાન સામે બંડ કર્યું અને તેમાં એથન્સે તેમને મદદ કરી.
૪૯૭ આયોનિયનોએ અને એથીનિયનોએ સાર્ડિસ જીત્યું; સાર્ડિસમાં આગ.
૪૯૪ આયોનિયન બંડનો અંત.
૪૯૩ એથન્સમાં થેમિસ્ટોક્લિસ આર્કન નીમાયો. મિલ્ટિયેડિસ ઇ. પૂ. ૫૧૫થી ખર્સૈનીસમા ‘ટાયરંટ’ હતો તે ન્હાસી એથન્સ આવ્યો.
૪૯૨ માર્ડોનિયસે થ્રેસમાં બંડ બેસાડી દીધું અને મેકિડોનિયા જીત્યું.
૪૯૧ ડરાયસે ગ્રીસને કહેણુ મોકલ્યુ કે ‘ધરતી અને જમીન આપો’ (તાબે થાઓ.)
ઇજીના અને એથન્સનો વિગ્રહ. (પ્લુટાર્ક અને બીજા કેટલાક ઇતિહાસકોના કહેવા પ્રમાણે આ વિગ્રહ બે ચાર વર્ષ પ્હેલાં મંડાયો.)
સ્પાર્ટન રાજા ડિમરેટસ પદભ્રષ્ઠ થયો અને ન્હાસી ડરાયસને જઈ મળ્યો.
૪૯૦ સિસિલીમા ગેલો ‘ટાયરંટ’ થયો.
મેરેથોનનું યુદ્ધ (ઑગસ્ટ કે સપ્ટેંબર)
૪૯૦—૪૭૦ થીબન કવિ પિન્ડરનો સમય.

૪૮૯ મિલ્ટિયેડિસનું મૃત્યુ.
૪૮૫ ડરાયસનું મૃત્યુ. ર્ઝર્કસિસ ઇરાનની ગાદીએ આવ્યો.
૪૮૩—૨ એરિસ્ટાઇડિસ ઓસ્ટ્રાસિઝમથી દેશનિકાલ થયો.
એથન્સે પોતાનું નૌકાસૈન્ય વધાર્યું.
૪૮૧ ર્ઝર્કસિસ ગ્રીસ ઉપર ચ્હડાઇ કરવાનો નિશ્ચય કરી સાર્ડિસ આવ્યો.
૪૮૦ આર્ટેમિસિયમ અને થર્મોપિલિનાં યુદ્ધો, (જુલાઈ-ઓગસ્ટ) સેલેમિસનું જલયુદ્ધ; (સપ્ટેંબર) સૂર્યગ્રહણ (અક્ટોબર ૨ જી તારીખ) સિસિલીમાં હાઇમીરાનું યુદ્ધ.
૪૭૯ પ્લેટિયાનું યુદ્ધ (ઓગસ્ટ કે સપ્ટેંબર) માઇકેલીનું જળયુદ્ધ.
એશિયામાઇનોરના આયોનિયનોનું ઈરાન સામે બંડ.
૪૭૮ એથન્સે ડિલોસનો રાષ્ટ્રસંયોગ (Confederacy) સ્થાપ્યો.
ગેલોનું મૃત્યુ; હીરો તેને સ્થલે ગાદીએ આવ્યો.
૪૭૭—૬ એથન્સના કોટ ચણાઇ રહ્યા.
કાઇમને પોસોનિયસને બાઇઝેન્શીયમમાંથી ન્હાસવા ફરજ પાડી.
૪૭૫—૫૦ ઇસ્કિલસ અને સિમોનિડિસ કવિઓનો સમય.
૪૭૪ કાઇમીનું યુદ્ધ.
૪૭૩—૨ ટીગિઆનું યુદ્ધ.
૪૭૨—૧ થેમિસ્ટોક્લિસ ઓસ્ટ્રાસિઝમથી દેશનીકાલ થયો અને ન્હાઠો.
૪૬૮ એરિસ્ટાઇડિસનું મૃત્યુ.
૪૬૭ હીરોનું મૃત્યુ.
૪૬૫ ર્ઝર્કસિસનું મૃત્યુ.
૪૬૪ સ્પાર્ટાનો ધરતીકંપ અને ત્રીજો મેસ્સેનિયન વિગ્રહ.
કાઇમન ઓસ્ટ્રાસિઝમથી દેશનિકાલ.
આર્ટાર્ઝર્કસિસ ઈરાનની ગાદીએ આવ્યો.
૪૬૦—૫૫ ઇજિપ્તનું ઇરાન સામે બંડ.
૪૫૪—૩ ડીલોસના રાષ્ટ્રસંયોગની તીજોરી ડીલોસથી એથન્સ લાવવામાં આવી.
૪૫૩ પેરિક્લિસની કોરિન્થના અખાત પર ચ્હડાઈ.
૪૫૨—૧ એથન્સ અને સ્પાર્ટા વચ્ચે પાંચ વર્ષનો સંધિ.
૪૫૦—૪૯ કાઇમનનું મૃત્યુ.
૪૪૮ ઇરાન સાથે સંધિ. 'પવિત્ર વિગ્રહ.'
૪૪૭ કોરોનીઆનું યુદ્ધ.
૪૪૭—૬ પેરિક્લિસે યુબીઆનું બંડ બેસાડી દીધું: એથન્સે મેગારા ખોયું.
૪૪૬—૫ એથન્સ અને સ્પાર્ટા વચ્ચે ત્રીસ વર્ષનો સંધિ.
૪૪૨ થ્યુસિડિડિસ દેશનિકાલ થયો.
૪૪૦ સેમોસનું બંડ.
૪૩૯ પેરિક્લિસે સેમોસ જીત્યું.
૪૩૩ એથન્સ અને કોર્કાઇરાના પરસ્પર મદદ કરવાના કરાર થયા.
૪૩૩—૨ પોટાઇડીયામાં બંડ.
૪૩૧ પિલોપોનિસિયન વિગ્રહની શરૂઆત.
૪૩૧ વિગ્રહનું પ્રથમ વર્ષ-થીબનોએ પ્લેટીઆ પર હલ્લો કર્યો (માર્ચ) એટ્ટિકા પર સ્પાર્ટનોની પ્રથમ ચ્હડાઇ (મે.) એથીનિયનોએ ઇજાઇના સર કરી પ્રજાને હાંકી કાઢી.

૪૩૦ વિગ્રહનું બીજું વર્ષ-એથન્સમાં મરકીનો ઉપદ્રવ. સ્પાર્ટનોની એટ્ટિકાપર બીજી ચ્હડાઇ. પેરિક્લિસની આર્ગોલિસ અને એપિડૉરસ પર ચ્હડાઈ.

પેરિક્લિસ સરદારીમાંથી મુક્ત થયો; તેના પર કામ ચાલી તેનો દંડ થયો અને ફરી પાછો સરદાર નીમાયો.

૪૨૯ વિગ્રહનું ત્રીજું વર્ષ—સ્પાર્ટનોએ પ્લેટીઆપર ઘેરો ઘાલ્યો.
પેરિક્લિસનું મૃત્યુ

૪૨૮ વિગ્રહનું ચોથું વર્ષ—સ્પાર્ટનોનો એટ્ટિકાપર ત્રીજો હુમલો. માઇટિલીનીનો બળવો.

૪૨૭ વિગ્રહનું પાંચમું વર્ષ—સ્પાર્ટનોનો એટ્ટિકાપર ચોથો હુમલો. માઇટિલીની અને પ્લેટીઆ શરણ થયાં. કોર્સીરાની પ્રજામાં કુસંપ.

૪૨૬ વિગ્રહનું છઠું વર્ષ—ડિમોસ્થનિસની ઇટોલિયાપર ચ્હડાઈ.

૪૨૫ વિગ્રહનું સાતમું વર્ષ—સ્પાર્ટનોનો એટ્ટિકાપર પાંચમો હુમલો. એથીનિયનોએ પાઇલોસમાં થાણું સ્થાપ્યું અને સ્ફેક્ટિરિયાના સ્પાર્ટનોને હરાવી કેદ પકડયા.

૪૨૪ વિગ્રહનું આઠમું વર્ષ—એથન્સે મેગારા જીત્યું અને બીઓશિયાપર ચ્હડાઇ કરી. બ્રેસિડસની થ્રેસ પર ચ્હડાઇ. ઇતિહાસક થ્યુકિડિડિસ દેશનિકાલ થયો.

૪૨૩ વિગ્રહનું નવમું વર્ષ—સુલેહના સંદેશા; એક વર્ષનો તહ.

૪૨૨ વિગ્રહનું દશમું વર્ષ. એમ્ફિપૉલિસનું યુદ્ધ. બ્રેસિડસ અને ક્લીઅનનાં મૃત્યુ.

૪૨૧ (નિકિઅસની સંધિ.)

૪૨૧—૨૦ એથન્સ અને સ્પાર્ટા વચ્ચે પરસ્પર મદદ કરવાના કરાર થયા.

૪૨૦ એથન્સ અને આર્ગોસ વચ્ચે સુલેહ.

૪૧૭ હાઇપરબોલસ દેશનિકાલ થયો. ( ઑસ્ટ્રાસિઝમનો છેલ્લો પ્રયોગ )

૪૧૫ હર્મિસનાં પુતળાંઓનો છેદ—એથીનિયનોની સિસિલી પર ચ્હડાઇ.

૪૧૪ સાઇરેક્યૂસનો ઘેરો. ગાઇલિપ્પસ સાઇરેક્યૂસ આવે છે.

૪૧૩ સિસિલીપર બીજી એથીનિયન ચ્હડાઈ. સાઇરેક્યૂસના બંદરમાં મહાયુદ્ધ. એથીનિયનોની હાર અને તેમના સૈન્યનો સંહાર.

૪૧૧ એથન્સમાં ચારસોના મંડલની સ્થાપના (જૂન) એ મંડલને દૂર કરી ફરી પ્રજાસત્તાક સંસ્થાનું સ્થાપન ( સપ્ટેંબર )

૪૦૯ કાર્થેજીનિયનોએ સિસિલીપર હલ્લો કર્યો.

૪૦૭ કાઇરસ સમુદ્ર કાંઠે આવે છે. એલ્કિબિયેડિસ એથન્સ પાછો ફરે છે.

૪૦૬ આર્જિન્યુસિનું યુદ્ધ.

૪૦૫ ઇગોસ્પૉટેમાઇનું યુદ્ધ.

વૃદ્ધ ડાયોનીસિયસ સાઇરેક્યૂસનો 'ટાયરંટ' થયો.

૪૦૫—૪ એથન્સ પર ઘેરો.

૪૦૪ એથન્સ લાઇસેન્ડરને શરણ થાય છે. એથન્સની મોટી દીવાલો તોડી પાડવામાં આવે છે. 'ત્રીશ ટાયરંટો' નો અમલ.

૪૦૩ 'ત્રીશ ટાયરંટો' ની સત્તાનો નાશ કરી થ્રેસિબ્યુલસ ફરી એથન્સમાં પ્રજાસત્તાક સંસ્થા સ્થાપન કરે છે. ( સપ્ટેંબર )

૪૦૧ કાઈરસની ચ્હડાઇ. ક્યુનાક્સાનું યુદ્ધ.

૩૯૯ સોક્રેટિસનું મૃત્યુ.

૩૯૮ એગિસિલેઅસ ગાદીએ બેઠો

૩૯૬ એગિસિલેઅસની ફ્રીજિયામાં પ્રથમ ચ્હડાઇ.

૩૯૫ એગિસિલેઅસની લીડિયાપર ચ્હડાઈ. ટિસાફર્નીસનું મૃત્યુ. હલિઆર્ટસનું યુદ્ધ અને લાઇસેન્ડરનું મૃત્યુ. એથન્સે ફરી મોટી દીવાલો ચણવા માંડી.

૩૯૪ કોરોનીઆનું યુદ્ધ
કોરિન્થનું યુદ્ધ
નાઇડસનું યુદ્ધ
સૂર્યગ્રહણ ( ઑગસ્ટ ૧૪ )

# કક્કાવારી.

પરિશિષ્ટો અને ટિપ્પણોમાંના પૃષ્ઠનિર્દેશ કૌંસમાં મૂકયા છે.


અ.

અર્થૅમિયસ, ૪૧.
અર્થૅમિપેડસ, ૫.
આઇડોમીનિયસ, ૭૯.
આઇફીક્રેટિસ, ૧૬૨.
આઇફીજીનીઆ, ૧૭૯.
આઇફીટસ ૧,૨૨.
આઇરન, ૧૭.
આઇલેઅસ, ૧૬૦.
આઇસીડિઝ, ૨૪૧.
આઇસેડસ, ૨૦૩.
આક્રોટટસ, (૩૨૫),૨૧૮,૨૧૯.
આર્કિઅસ, ૧૫૧,૧૫૩-૧૫૫.
આર્કિટેલિસ ૪૨.
આર્કિડેમસ ૧૯,૭૭,૯૩,૯૬.
„ (એગિસિલેઅસનો પિતા) ૧૭૫,૧૭૬.
„ (એગિસિલેઅસનો પુત્ર) ૧૯૫,૧૯૭ ૨૦૧.
„ (સિસિલીવાસી એક ફિલસુફ) ૨૧૮.
આર્કિલેયસ, ૫.
આર્કિલોકસ (૭૨),૯૨.
આર્ટોનાઇડિસ, ૨૩૧.
આર્ટાઝર્કિસીસ, ૫૬,૧૬૯.
આર્ટાબેઝસ, ૨૬૦.
આર્ટાબેનસ, (૫૪),૫૬,૫૭.
આર્ટીમિસ—જુવો ડાયના.
આર્ટીમીસિયમ, ૪૨.
આર્ટેમોન, ૯૧.
આર્યોન, ૭૪.
આલ્કેન્ડર, ૯.
ઈકિટીનસ, ૮૨.
ઇજીના, (૭૭)
ઇપેમિનોન્ડસ, ૧૨,૧૪૯,૧૫૦-૧૫૨,૧૬૧-૧૯૫ ૧૬૭,૧૬૮.૧૯૯,૧૯૬-૨૦૦,૨૦૨,૨૦૩.
ઇફિઆલ્ટિસ, (૬૪),૭૬,૭૯.
ઇફોરસ, ૯૧,૯૨,૨૨૮.
ઇલેટસ, ૭
ઇવેન્જેલસ, ૯૫
ઇસપ, ૧૭૨
ઇક્સ્ક્રીનિસ, ૮૯,૯૬
ઇસ્કીલસ, ૪૭,૨૪૮
ઇસ્સસનું યુદ્ધ, ૨૫૯.
ઇસ્મેનિયસ, ૭૧.
„ (થીબન),૧૫૧,૧૬૬,૧૬૮.
એકિલિસ, (૭૩),૧૭૮,૨૫૪.
એકેડેમી, (૩૨૪),૨૧૦,૨૧૭
એગિસ, ૧૦,૧૮,૨૮,૧૭૫
„ (ત્રીજો), ૨૦૭
એગિસિપોલિસ, ૧૯૦,૧૯૪.
એગિસિલેયસ, ચરિત ૧૭૫-૨૦૭,૧૨,૨૯,૧૫૭, ૧૬૨.
એગેમેમ્નોન, ૯૩,૧૨૦,૧૬૨,૧૭૮,૧૭૯,૧૮૧
એગેરિસ્ટી, ૭૨.
એટેલસ, ૨૫૦,૨૯૦
એડમેટસ, ૫૫.
એડા, ૨૬૧,
એડોનિસ, (૧૩૦)
એથન્સ, સ્થળે સ્થળે.
„ ના રાજ્ય બંધારણનો ઇતિહાસ, (૬૧-૬૬).
„ ના જાહેર મકાનો, ૮૦-૮૩,
„ ની સ્પાર્ટા સાથે સરખામણી, (૬૪), (૧૦૪-૫) ૧૮૯.
„ ની ઉન્નતિનું વ્યાખ્યાન, (૧૦૩-૧૦૭).
એથીની, જુવો મિનર્વા.
એથીનોડોરસ, ૨૯૮.
એનેક્રિઅન. (૭૧),૯૨.
એનેક્સાર્કસ, (૨૪૯) ૨૬૭,૨૮૭ ૨૮૮.
એનેક્ઝેગોરસ, (૩૨૧),૩૬,૭૮,૮૫,૭૭ ૮૫,૯૫.

એનેક્સેગોરસ (ખગોળવેત્તા), ૧૩૯.
એન્ટિક્રેટિસ, ૨૦૩.
એન્ટિગની, ૨૮૩,૨૮૪.
એન્ટિગોનસ, (૧૪૭),૧૪૮.
એન્ટિપેટર, (એક એથીનિયન યુવાન),૫૦.
,, (એલેક્ઝાંડરનો સરદાર),૧૮૯ ૨૫૧, ૨૫૯ ૨૭૭,૨૮૨ ૨૮૫,૨૯૦,૨૯૧ ૩૦૧, ૩૦૩,૩૦૫,૩૦૭.
એન્ટિફોન, (૧૧૧).
એન્ટિયોરસ, ૩૦.
એન્ટિસ્થનિસ, (૩૧૧),૭૧.
એન્ટલ્કાઇડસ, (૧૫૦), ૧૫૭,૧૬૯,૧૯૨;૧૯૫ ૧૯૯ ૨૦૦.
એન્ડોકાઇડિસ, ૧૨૯.
એન્ડ્રોસાઇડિસ, ૬૬.
એન્ડ્રોક્રિટસ, ૨૯૬ (૨૯૨-૩).
એન્ડ્રોક્લાઇડિસ, ૧૫૧.
એન્થેમોક્રાઇટસ, ૯૪.
એપિકાઇડિસ, ૪૧.
એપિક્રેટિસ, (એકર્નેનિયન) ૫૫.
,, (એથીનિયન), ૧૬૮.
એપિગ્રાઇમીયસ, ૯૯.
એપેલ્ી, (૩૨).
એપેલિસ, ૨૪૫
એપોલો, (૩૧૩), ૧૧૮,૧૫૮,૨૬૩.
એપોલોક્રેટિસ, ૨૨૯,૨૩૫,૨૩૭,૨૪૦.
એપોલોડોરસ, ૩૦૪.
એપોલોફેનિસ, ૧૮૪.
એજાર, (૩૨), ૭,૨૮,૧૭૭.
એફ્રોડાઇટી, (૩૧૪).
એબુલાઇડિસ, ૩૦૧.
એમેટોગોન, ૩૫.
એમિન્ટસ, ૨૫૮.
એમ્ફિક્ટીયોનિક મંડળ, (૫૭).
એમ્મોનિયસ, ૬૦.
એરિઆમિનિસ, ૪૮.
એરીટિ, ૨૧૧,૨૧૯,૨૩૭,૨૪૧
એરિડીયસ, ૩૦૭
એરિમ્નસ, ૨૪૩.
એરિફ્રોનિયસ, (૧૧-૧૨), ૭૧,૩૮.
એરીમ, (૩૧૪).
એરિસ્ટાઇડિસ, ૬૭,૪૦,૪૫,૪૬,૪૮,૫૨. (૬૩), ૧૨૮,૧૫૦.
એરિસ્ટાગોરસ, (૬૮)
એરિસ્ટિપ્પસ, (૩૨૫), ૨૧૮.
એરિસ્ટેન્ડર, ૨૭૨,૨૮૭
એરિસ્ટોક્રેટિસ, ૪,૩૦
એરિસ્ટોટલ, (૩૨૫), ૧,૨૫,૩૦(૬૭)૪૪,૭૩, ૭૮,૭૯,૯૧,૯૨,૧૧૭,૧૬૦,૨૨૦,૨૪૭-૨૪૮, ૨૮૯,૩૦૭.
એરિસ્ટોરાઇડસ, ૭૯.
એરિસ્ટોડીમસ, ૧૮૯.
એરિસ્ટોન, ૧૩૬,૧૪૧,૨૭૭.
એરિસ્ટોફેનિસ, (૩૨૨), (૩૭),૫૧,૯૧,૯૪,૧૨૩ ૧૩૯.
એરિસ્ટોબ્યુલસ, ૨૧૪,૨૫૭,૨૬૦,૩૬૦.
એરિસ્ટોમેકી, ૨૧૦,૨૩૭,૨૪૧.
એલેક્ઝાન્ડર, ફેરીનો ઘાતકી, ૧૬૫,૧૬૬,૧૬૭, ૧૬૮,૧૭૦-૧,૧૭૨.
,, મેસિડોનિયાનો રાજા; ૧૬૫.
,, (મહાન), ચરિત ૨૪૩-૩૦૭,૧૮૬.
એલેક્ઝાન્ડ્રિયા, ૨૬૫.
એલ્કિબિયેડિસ, ૧૫,૮૭,૧૦૦,૧૨૪,૧૨૬,૧૨૭, ૧૨૮,૧૨૯,૧૩૧,૧૫૦,૧૭૬.
એલ્કિમિનિસ, ૨૨૧.
એલ્પિનાઇકી, ૭૯,૯૨.
એસિનેરસ (નદી), ૧૪૨.
એસિનેરિયાનો ઉત્સવ, ૧૪૩.
એસ્પેશિયા, ૮૬,૬૪,૬૫.
ઓક્સિઆર્ટિસ, ૩૦૧
ઓક્સિશાઇડિસ, ૧૪૦
ઓનિસિક્રાઇટસ, ૨૫૪,૨૮૨,૨૯૫,૨૯૯
ઓડ્રિસ, ૪.
ઓર્ફ્યુસ. (૩૧૫), ૨૪૬, ૨૫૪.
ઓલિમ્પિયડમનો, (૩૧૭),૧,૨૧,૨૨,૩૬,૪૬, ૫૫,૧૬૨
ઓલિમ્પિયાસ, ૨૪૩,૨૪૪,૨૪૯,૨૫૦,૨૫૧,૨૭૭ ૩૦૧,૩૦૬
ઓમેટોર્ડિસ. ૨૯૧.
ઓસ્ટ્રાસિઝમ, (૪૦),૫૩,(૬૩),૧૧૬-૨

ક.

કૅમાસ, (૧૧૧)

થ્યુસિડિડિસ, ઇતિહાસક, (૩૨૧), ૨૫,૨૬,૫૫,
૭૮,૮૪,૯૨,૯૩,૯૬,૧૧૫,૧૧૯,૧૩૫,
૧૪૪,૨૦૨.
„ „-માંથીઉતારા,(૧૦૩-૧૧૪),(૧૨૩).
„ ,૭૫,૭૭,૭૯,૮૩,૮૪,૧૧૭,૧૨૮.'
થ્રેસિબ્યુલસ, (૧૫૧),૧૫૨,૧૫૬.

દ.

દેવવાણી-દેવપૃચ્છા,(ઓરેકલો),(૩૧૩),૪,૬,૨૮,
(૪૪),૧૩૦,૧૩૧,૧૭૬,૨૫૩.

ધ.

'ધોળો દિવસ', ૬૧.

ન.

નાઇકાગોરસ, ૪૪.
નાઇક્રોક્રિયન, (૨૯૪).
નાઇકોજિનિસ, ૫૬,૫૭.
નાઇકોડીમસ, ૧૪૯
નાઇકોમેકસ, ૨૮૪.
નિઆર્કસ, ૨૯૯,૩૦૦,૩૦૧,૩૦૪,૩૦૬.
નિઓક્લિસ, ૩૫.
નિકિઅસ, ચરિત,૧૧૫-૧૪૫,(૬૫),૧૫૦,૧૮૫.
નિપ્સિઅસ, ૨૩૦,૨૩૨,૨૩૩.
નેક્ટાનેબિસ, ૨૦૪-૨૦૬.
નેસિક્લિસ, ૮૨.
નેસિટોલેમા, ૫૯.
નેસિફાઇવસ, ૩૬.
નૌકાયુદ્ધ, સેલેમિસનું, ૪૬-૪૯.
„ સાઇરેક્યૂસનું, ૧૪૦-૧.

પ.

પર્ડિકસ, ૨૫૪,૨૭૯,૩૦૭.
'પવિત્ર વિગ્રહ', ૮૭
'પવિત્ર મંડલ', ૧૫૭,૧૫૯-૧૬૦,૨૪૯.
પાઇથેગોરસ, (૩૧૯),૬,
પાઇથોક્લાઇડિસ, ૭૩
પાઇરીયસનું બંદર, ૧૧,
પાઇસેન્ડર, ૧૮૨,૧૮૮.
'પાસ્રીઆરી', ૫૯.
પાર્મીનાઇડિસ, ૭૩.
પાર્મીનિઓ, ૨૪૫,૨૫૫,૨૫૮,૨૬૦,૨૬૧,૨૬૮,
૨૭૦,૨૭૧,૨૭૩,૨૭૭,૨૮૩,૨૮૫.
પિઉરિટસ, ૨૩
પિન્ડર, (૩૨૦),૨૦,૪૨,૧૧૫.
પિરિલેમ્પિસ, ૮૩.
પિલોપિડસ, ચરિત ૧૪૭-૧૭૩,૧૯૪.
પિલોપોનિસિયન વિગ્રહ, (૬૫),૯૩-૯૬.
પીસીસ્ટ્રેટસ, (૬૨),(૭૧)
પિસ્થુથીનીસ, ૯૦.
પેકિસ, ૧૨૧.
પેરિઇડાઇ, (૩૧),૮,૨૭
પેરિક્લિસ, ચરિત ૭૧-૧૦૧, ૩૬,(૬૪), (૬૫),
(૧૧૦-૧૧૪),૧૧૭,૧૧૮,૧૨૧,૧૨૫,
૧૩૯,૧૫૦.
„ (તેનો પુત્ર), ૧૦૦.
પેરિસિયસ, ૪૭.
પેરેક્ષસ, ૮૯,૯૯.
પેસીફોન, ૧૧૯.
પોરસ, ૨૯૪-૨૯૬.
પોલિફસ, ૧૪૦.
પોલિક્રેટિસ, ૯૧.
પોલિક્લિટિસ, (૩૨૩), ૭૧.
પોલિટિડિસ, ૨
પોલિડોરસ, ૬,૮.
પોલિસ, ૨૧૧.
પોલિસ્ટ્રેટસ, ૨૮૦.
પોસાનિયસ, (૫૪),૫૨,૫૩.
„ , (મેકિડોનિયન),૨૫૦,૨૫૧.
પ્રાઇટેની, (૬૩)
પ્રોટાગોરસ, (૩૨૩),૯૯,૧૩૯.
પ્રોટિઅસ, ૨૭૭.
પ્યુકિસ્ટસ, ૨૭૮,૨૭૯.
પ્લીસ્ટોનાક્સ, ૮૮.
પ્લૂટસ, (૩૧૫),૯,૧૮૫
પ્લૂટાર્ક, જુવો ઉપોદ્‌ઘાત-કૃત બીજાં પુસ્તકો-
માંથી ઉતારા, (૪૦),(૧૨૮),(૧૪૪)(૨૩૬-
૨૩૭)
પ્લેટો, (૩૨૪),૫,૨૫,૨૭,૩૦,(૩૬),૮૪, ૧૩૯,
૧૯૦,૨૦૯,૨૧૦,૨૧૧,૨૧૩-૨૧૬,૨૨૦,
(૨૩૬-૨૩૭), ૨૩૮.
„ , નર્મલેખક, (૩૨૨),૭૩,૭૬,૭૯,૧૨૯.

ફ.

ફાઇલીમન, (૩૨૨),૭૧.
ફાઇલિસ્ટસ, ૧૧૪,૧૩૫,૧૪૮,૧૭૨,૨૧૪,૨૧૫,
૨૧૬,૨૧૮,૨૦૧,૨૨૭,૨૨૮,૨૪૮.

યુરિપિડિસ, (૩૨૩),૩૦,૧૪૪-૧૪૫ ૨૪૮
" માથી ઉતારા, ૧૨૦,૧૨૫ ૧૩૪,૧૪૭, ૧૪૯,૧૮૯,૨૫૧,૨૮૭,૨૮૮, ૨૮૯
યુલિસિસ, (૩૯) ૧૭૯

ર.

રોકસાના, ૨૮૨,૩૦૭

લ.

લાઇકર્ગસ, ચરિત, ૧-૩૩,૧૯૫ ૨૦૧
લાઇકોન, ૨૬૮.
લાઇકોફ્રોન, ૧૨૧,
લાઇકો, ૮
લાઇકોમિડિસ, ૪૮
લાઇસિપ્પસ, ૨૪૫ ૨૫૬,૨૭૮
લાઇસિમેકસ, ૨૪૬,૨૬૩ ૨૮૨
લાઇસેન્ડર ૨૮,૨૯, (૬૫) ૮૮,૧૭૫,૧૭૬,૧૭૮ ૧૭ ,૧૮૦,૧૯૦
લિઓ, ૧૩૮
લિઓરિકાઇડસ ૧૭૬
લિઓનિડસ ( લાઇકર્ગસના ભાઇનો સાળો ) ૭.
" ( રાજા ), ૧૯૪૩,૧૯૨
" ( સ્પાર્ટન ) ૨૦૭
, એલેકઝાન્ડરનો ગુરૂ ૨૪૬ ૨૬૧ ૨૬૪.
લિઓનેટસ, ૨૬૦
લિઓન્ટિડસ ૧૫૧ ૧૫૫,૧૯૩ ૧૯૪
લિઓન્ટોસિફેલસ ૫૯
લેઇસ ૧૩૨
લેઓમેડોન, ( ૧૧૬ )
લેટોના ( ૧૫૮ )
લેપ્ટાઇનિસ, ૨૧૩ ૨૧૪ ૨૪૧
લેમેકસ, ૧૨૯ ૧૩૧ ૧૩૪
લેમ્પો ૭૫
લ્યૂક્ટ્રા (૨૭),૨૮ ૧૬૧-૧૬૩ ૧૬૭ ૧૮૮

વ.

વડિલ મંડળ, (૩૨),૫ ૨૪ ૧૭૭
વિદેશી, જુવો જંગલી
વીનસ, (૩૧૪)

સ.

સાઇનોઇકીયા, (૬૧)
સાઇનોસાર્જિસ, ૩૫,(૭૦)
સાઇમીથા, ૯૪
સાઇરેક્યૂસ-નો ઘેરો, ૧૩૩-૧૪૧
" નું નૌકાયુદ્ધ, ૧૩૬,૧૪૦-૧૪૧
સાકવીસ, ૨
સામોન, ૨૬૭
સિકિન્નસ, ૪૬
સીઝર, ૭૧
સિમોનિડિસ, (૩૨૦),૨,૩૫,૪૦,૧૭૫,૨૦૯.
સિરીસ, જુવો ડીમીટીર
સીરેપીઅન, ૨૭૬
સિસિમિથ્રિસ, ૨૯૨
સેકિડેસસ, ૧૬૧
સેટિર, (૨૬૩)
સેફિસોડોરસ, ૧૫૫
સેમોસનોઘેરો, ૮૮,૯૦-૯૨,૧૪૮
સેનેમિસનુ યુદ્ધ, ૪૬ ૪૮
સોક્રેટિસ, (૩૨૩),(૩૬),૮૨,૮૯ ૧૩૦,૧૩૯.
સોફિસ્ટ, (૩૬),૮૯૯
સોફોક્લિસ, ૭૭,૧૩૨,૨૪૭,૨૪૮
સોફ્રોસાઇની, ૨૧૧
સોલન, (૬૨),૩૬
સોસિક્લિસ, ૪૮
સોસિસ, ૨૨૭
સંવનન, (પ્રીતિસંભવો), ૧૯-૧૮,૧૫૮,૧૬૧, ૧૯૦
સ્ટિફનસ, ૨૭૪
સ્ટિલ્બાઇડિસ, ૧૩૮
સ્ટેટાઇરા (ડરાયસનીસ્ત્રી),૨૬૦-૨૬૧,૨૬૮-૨૬૯
" (એલેકઝાન્ડરનીસ્ત્રી),૩૦૭.
સ્ટેસિક્રેટિસ,૩૦૪
સ્ટેસિમ્બ્રોટસ,(૩૬),૩૮,૫૧,૭૭,૮૩, ૧,૮૮
સ્પાર્ટા, સ્થલે સ્થલે
" નુ રાજ્યંત્ર વારણુ, (૩૧-૩૩)
" ની એથન્સ સાથે સરખામણી, (૬૪), (૧૦૪-૧૦૫),૧૮૯
સ્પિથ્રિડેટિસ, ૨૮૩
" ,૨૫૫,૨૮૬
સ્પ્યુસિપ્પસ, (૩૨૫),૨૧૭,૨૨૦
સ્ફીરસ, (૫)
સ્ફેક્ટિરિયા, (૨૬),(૬૫),૧૨૨-૧૨૩.
સ્ફોડ્રિયસ. ૧૫૬,૧૬૪,૧૬૫

હ.
હરક્યુલિસ, (૩૦૯),૧,૨૮,૩૫,(૧૧૬),૧૫૮,૧૬૦,
૨૬૩.
" નું મંદીર. ૧૪૦.
હર્મીપ્પસ. ૯૭,૨૮૯.
હર્મિસ, જુવો મર્ક્યુરિ
હર્મેક્રોટિસ, ૧૩૨,૧૪૧,૧૫૪.
" (બીજો),૨૦૯.
હર્મોલેઅસ, ૨૯૦.
હાઇપરબોલસ, ૧૨૭-૧૨૮.
હાર્પેલસ, ૨૭૯.
હીન્ઝીયસ, ૧૯.
હિપ્પારિનસ, ૨૧૦૨૨૫.
હિપ્પાર્કસ (૭૬).
" , કોલાર્જીયન, ૧૨૮.
હિપ્પીઅસ, (૬૩)(૬૯)(૭૬).
હિપ્પો, ૨૨૯.
હિપ્પોક્રેટિસ, ૧૨૧.
હિપ્પોમેકસ, ૨૦૯.
હિરેક્લાઇટિસ, યુવાન, ૧૪૦
" , સરદાર, ૨૧૫,૨૨૬,૨૨૯,૨૩૨,૨૩૩,
૨૩૪,૨૩૮,૨૩૯.
" લેખક, ૨૬૫.
હિરેકલાઇડી, (૩૧૦)
હિરેક્લિસ, જુવો હર્ક્યુલિસ.
હીરા, (૩૧૧).
હીરો, (ટાયરંટ) ૫૫, ૨૧૧.
" , ૧૨૦.
હીરોડોટસ, (૩૨૦),૪૨,૪૯.
" માંથી ઉતારા, (૪),(૪૪),(૬૯)
હીરોનીમસ,૧૮૫.
હિર્કેનિયન સમુદ્ર, ૨૮૧.
હિસ્ટીયસ, (૬૭).
હેક્યુબા, (૧૬૮).
હેગ્નોથેમીસ, ૩૦૭.
હેનીબાલ, (૭૨),૧૮૬.
હેપ્પોસ્થનાઇટસ, ૧૫૨.
હેફીસ્ટીયન, ૧૭૨,૨૪૯,૨૬૭,૨૭૭,૨૭૯,૨૮૩,૨૮૪,
૨૮૯,૩૦૩-૪.
હેરિપ્પિડસ, ૧૮૩
હેલટ, ૨,૨૩,૨૬,૨૭.
હેલાનિકસ, ૨૩૧.
હેલિકન, ૨૧૮,૨૭૨.
હોમર, (૩૧૮) ૧,૪,૧૬૦.૨૬૫ (૩૧૪).
" માંથી ઉતારો, ૨૮૯.

